કાવ્યદોહનના બીજા ગ્રંથને નિચેના ગૃહસ્થોએ પ્રતો ખરીદી આશ્રય આપ્યો છે.

સર વિલિયમ વેડરબર્ન બેરોનેટ.

મહારાવ શ્રી સર ખેંગારજી બહાદૂર જી. સી. આઇ. ઈ. કચ્છ.

જુનાગઢના નવાબ સાહેબ બહાદુર.

ઇડરના મહારાણા સાહેબ.

ઠા. લક્ષ્મીદાસ ખીમજી.

ગાયકવાડ સરકારના કેળવણીખાતાના વડા રા. રા. હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા.



# અખો ભકત.



ગુજરાતી ભાષામાં વેદાંત વિષયપર જે જે કવિઓએ કાવ્યો લખ્યાં છે;તે વેદાંતી કવિઓમાં અખો ભકત એ સર્વ શિરોમણી છે. આ કવિનો જન્મ ક્યારે થયો હતો, એ કયારે કવિતા કરવા લાગ્યો, એનામાં જન્મથીજ કવિત્વ શક્તિ હતી કે પાછળથી કવિત્વ શક્તિ આવી એ બાબત સંબંધી કંઇ પણ ખાત્રીલાયક હકીકત જણાયલી નથી. તથાપિ પ્રારંભમાં આટલું તો કહ્યા વિના ચાલે તેવું નથી કે એ કુદરતી કવિ તો નહોતોજ.

એનો જન્મ કયારે ને કીયા સાલમાં થયો તેનેમાટે સપ્રમાણ હકીકત કોઇપણ સ્થળેથી મળી આવે તેવાં કોઇપણ સાધન નહિ હોવાથી, ને આપણા દેશમાં મહાત્મા, કવિઓ અને મહાપુરુષોનાં ચરિત્રોનો કંઈપણ નોંધ રાખવાનો જોઇયે તેવો પરિપાઠ નહિ હોવાથી જે કંઇક તૂટક તૂટક હકીકતો હાથ આવી છે તે ઉપરથી આ ચરિત્ર ચીતરવામાં આવ્યું છે.

સને ૧૮૮૪ ના અકટોબર માસમાં હું અમદાવાદ ગયો હતો, ત્યારે આ-કવિ સંબંધી કેટલીક હકીકત મેળવવાનો પ્રયત્ન કીધો, પણ તેમાં મારો શ્રમ ધણેક દરજ્જે નિષ્ફળ ગયો હતો. દેસાઇની પોળ, કે જ્યાં આ કવિનું રહેઠાણ કહેવામાં આવે છે તે સ્થળેથી એના સંબંધી યત્કિંચિત્ પણ હકીકત મળી આવી નહિ, પણ માંડવીની પોળમાં રહેનાર એક સોની નામે મો-તીરામની કંઇક આકસ્મિક સુલાકાત થઇ ગઇ. તેણે મને એ કવિ સંબંધી કંઇક હકીકત કહી, જેમાંની ધણીક તો માનવા જોગ પણ જણાઇ નહિ, તથાપિ કેટલીકનો આ સ્થળે મેં ઉપયોગ કીધો છે. આ સોનીના કહેવા પ્રમાણે અખો ભકત તેનીજ જ્ઞાતનો એટલે શ્રીમાળી સોની હતો. કેટલાકો એને પરજીઓ સોની કહે છે. પણ એના કોઇપણ કાવ્યમાં પરજીયા સોનીની ભાષાનો શબ્દ નથી, તે ઉપરથી તે પરજીઓ સોની હોવાનો અસંભવ છે. શ્રીમાળી સોનીને મહાજન સોની પણ કહે છે. આ મોતીરામ સોનીના કહેવા પ્રમાણે “પહેલાં તો તે અમદાવાદની પાસે આવેલા જેતલપુરમાં રહેતો હતો, ને ત્યાંથી

જ્યારે આ કવિની ઉમ્મર આશરે પંદરેક વર્ષની થઈ ત્યારે તેનો પિતા તેને લઈને અમદાવાદ આવ્યો હતો. એને એક સગી બેહેન હતી, જેનાપર એને ઘણી પ્રીતિ હતી. પણ તે નાની ઉમ્મરમાં મરણ પામવાથી આ કવિને ઘણી ગમગીની લાગી, ને તેજ દિવસથી એને સ્વાભાવિક વૈરાગ્ય પ્રાપ્ત થયો હતો." આજે પણ શ્રીમાળી સોનીની ન્યાતમાં કન્યાની અછત નથી, ને તેજ પ્રમાણે તે વેળાએ પણ નહિ હોય, ને તેથી આ સોનીએ મને જણાવ્યું હતું કે, "તેના વિવાહ બાળપણથીજ થયા હતા. આ વિવાહ થયા પછી તેની બે વહુ મરણ પામી હતી. એની પ્રથમ વધૂ બચપણમાંજ મરણ પામી હતી, પણ બીજીવારની સ્ત્રી ઘરમાંડવા યોગ્ય થયેલી હોય એમ જણાય છે." તેની સાથે એણે સંસાર ભોગવેલો, તે એના રચેલા છપ્પામાં આપેલાં દૃષ્ટાંતોથી માલમ પડેછે. આ સ્ત્રીથી એને સંતાનોત્પત્તિ થઇ હતી કે નહિ તે એના ગ્રંથમાંથી કે હકીકતપરથી મળી આવતું નથી.

એવી હકીકત આ સોની વાણિયા તરફથી મળેલી જાણવામાં આવે છે કે એની બેહેનના (મોટી કે નાની તે જાણવામાં આવતું નથી) મરણ પછી અમદાવાદમાં આવતા કેટલાક સાધુસંતોનો એણે સમાગમ કરવા માંડયો. આ સાધુઓ ભંગી, ગંજેરી અને કેટલીક પ્રકારે માયિક વસ્તુના ઉપભોગી અને વિષયવાસના રહિત નહિ હોવાથી તથા કેટલાકો કનક ને કાન્તામાં મોહિત હોવાથી, તેમના દાંભિક જ્ઞાન, વૈરાગ્યાદિ ડોળ તરફ એને ધિક્કાર છૂટયો; પણ એથી એને ખરાં જ્ઞાન વૈરાગ્ય ઉપર પ્રીતિ પેદા થઇ, ને તત્સંબંધી શોધમાં તેનું મન ગુંથાયું તેથી એના હૃદયમાં ઉત્તમ પ્રતિનું વેદાંતનું જ્ઞાન દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતું ગયું.

જાતે મુમુક્ષુજન હોવાથી માયામાંથી એનું મન મુક્ત થતું ગયું તેવામાં એને પૂર્ણ વૈરાગ્ય પ્રાપ્ત થવાનાં આ પ્રમાણેનાં કારણો કહેવાય છે. એક બાઇ હતી, જેનાપર એ કવિ માની જણી બેહેન કરતાં પણ વધારે મમતા રાખતો હતો. આ બાઇ પાસે ત્રણસેંકને આશરે રૂપિયા હતા, જે તેણીએ આ જ્ઞાની કવિને સોંપ્યા. થોડોક કાળ વીત્યા પછી તે રૂપિયામાંથી એક કંઠી કરી આપવાને બાઈએ અખાને કહ્યું, અખા કવિએ તે ત્રણસેં રૂપિયામાં પોતાની ગાંઠના સો રૂપિયા ઉમેરીને કંઠી બનાવી આપી. તે બાઇએ ઘણા હેતથી તે કંઠી લીધી, પણ તે પેહેર્યા પછી એક પોતાના સ્નેહીને તે વાત જણાવી. તેણે કહ્યું કે સોની ભાઇ સગી બેહેનના દાગીનામાંથી ચોરી કરે તે તને રૂ ૧૦૦

આમ પસલીમાં આપે એ ન બને તેવું છે, માટે તપાસ કર; રખેને આ બનાવટી કંઠી પેહેરાવી દીધી હોય. બાઇને અવિશ્વાસ ઉત્પન્ન થયો, ને તેણે તે કંઠીમાંથી એક કટકો કાપીને ગળાવ્યો તો તે માલ નરદમ ચીપાનો જણાયો. તેની ૩૪૦૦ની કિમ્મત અંકાઇ. બાઈ તો ભોંઠી પડી ગઇ. પછી તે કંઠી પાછી સમી કરાવવા માટે અખા સોની પાસે લઇ ગઇ. અખા ભક્તે તેનું કારણ પૂછ્યું, ત્યારે બાઇએ કહ્યું કે ઉંદર કરડી ગયા. પણ આ વાત તેના ધ્યાનમાં ઉતરી નહિ. એટલે ફલાવીને પૂછતાં તે બાઇએ સઘળી વાત કબુલ કીધી ને અખાને ઘણો પરિતાપ થયો. તેણે નક્કી કીધું કે આ દુનિયામાં કોઇ કોઇનું નથી. સઘળાંજ પ્રપંચી ને ઠગારાં છે.

આ પ્રસંગ બન્યા પછી એકવાર એમ પણ બનેલું કહેવાય છે કે, એ અમદાવાદની ટંકશાળનો ઉપરી હતો, તેથી કોઈ એનીજ ન્યાતના અદેખાઇથી બળેલા બીજા સોનીએ તે વેળાના નવાબના કાનપર એવી વાત આણી કે,– રૂપાના સિક્કામાં અખો બીજી ધાતુનો ભેગ કરે છે. બાદશાહે તત્કાળજ અખાને પકડાવી મંગાવ્યો, ને કેદમાં નાંખ્યો. પછી તપાસ કીધી, પણ તેમાંથી અખાનો કોઇ જાતનો પ્રપંચ માલમ પડયો નહિ. એટલે બાદશાહે એને છોડી દીધો. પણ એના અંતરમાં આ બનાવથી અતિ ઉગ્ર પરિતાપ થવા લાગ્યો, ને પછી વૈરાગ્ય તરફ મનોવૃત્તિ દોરાયાથી સોનીના ધંધાનાં સઘળાં ઓજારો કૂવામાં નાંખી દીધાં. તુરતજ એણે સંસાર ત્યાગ કરવાનો વિચાર કીધો, ને પોતાની સર્વ માલમત્તા હતી તે વેચીને એકલો પૈસો ગાંઠે કીધો અને પછી સદ્ગુરુની શોધમાં નિકળ્યો. પ્રથમ એણે અમદાવાદમાં સદ્ગુરુની ઘણી શોધ કીધી પણ ત્યાંથી કોઇ નહિ મળવાથી કાશી પ્રયાગ જવાનો નિશ્ચય કરી તે, એ નગર છોડી નિકળ્યો. માર્ગમાં તે જેપુર ગયો કેહેવાય છે. ત્યાંના ગોસાંઇના બાળકને શરણે જઇ રહ્યો. અખા પાસે પુષ્કળ દ્રવ્ય હોવાથી મહારાજે તેનો ઘણો સારો સત્કાર કર્યો. ત્યાં રોજના સારા સારા મિષ્ટાન્નો, ઠોર, ખુવા, મલાઇ વગેરે પદાર્થો તેને રોજના જમવાના મળતા હતા, પણ ઉપદેશની તો વાતજ મળે નહિ. એટલે એણે મહારાજને નમસ્કાર કીધા અને ભેટ દક્ષણા આપી વિદાય થયો. અખો એ પછી ગોકુળ મથુરામાં પણ ગયેલો જણાય છે, કેમકે કોઇ કોઈ સ્થળે તીર્થમાં થતા અધર્મ કર્મમાટે એણે ઘણા સખત ચાબકા મારેલા છે. આ કોઇ સ્થળે સદ્ગુરુ નહિ મળવાથી તે અંતે કાશી ગયો.

કાશી એ સપ્તમુક્તપુરીમાંની એક છે. તથાપિ તે માટે એવી કહેવત ચાલે છે કે 'રાંડ, સાંઢ ને સન્યાસી, ને તેથી વસી છે કાશી' અર્થાત્ ત્યાં આ ત્રણ જાતનું ઘણું જોર છે. કાશીમાં કોઇ સદ્ગુરુ મળશે એવી આશામાં અખાએ ઘણા ઘણા સંતોનો સમાગમ કીધો, પણ સ્ત્રી દ્રવ્યથી ન ચળે તેવો તેને કોઇપણ મળ્યો નહિ;–જોકે કેટલાક પ્રકારના વાચાળ જ્ઞાની તો મળ્યા ખરા. સત્પુરુષની શોધમાં તે રાત્રિ ને દિવસ ફર્યા કરતો હતો, તેટલામાં મણિકર્ણિકાના ઘાટની નજીક એક ઝુંપડીમાં કોઈ સત્પુરુષ પોતાના એક શિષ્યને વેદાંત જ્ઞાનનો ઉપદેશ કરતો હતો, તે એના જોવામાં આવ્યો. આ સન્ન્યાસીનું નામ બ્રહ્માનંદ હતું, તે અખાએ પોતાના પેહેલાજ ગ્રંથ, અખેગીતામાં 'ચિદ્ શક્તિ બ્રહ્માનંદની' એમ તેની પ્રાર્થના પણ કીધી છે. તેપરથી જણાય છે. આ સન્ન્યાસી પાસે એકજ ચેલો કથા સાંભળવાને બેસતો હતો, ને તેને તે પંચદશીમાંથી વેદાંતનો ઉપદેશ આપતો હતો. આ ઉપદેશ આ મુમુક્ષુ કવિને રુચ્યો ને તે મઠની પછીતમાં ભરાઇને રોજ રોજ કથા સાંભળવા લાગ્યો. ઘણો વખત કથા સાંભળતાં વીતિ ગયો, ને અખાની ખાત્રી થઈ કે આ સત્પુરુષ ને પૂર્ણ જ્ઞાતા છે, અને એના શિષ્ય થવું એ યોગ્ય છે. પણ દ્રવ્યથી એ ચળે છે કે નહિ. તેવા હેતુથી દિવસના તેની પાસે જઇને દ્રવ્યાદિકનો મોહ લગાડયો, પણ તે સંત પુરુષ યત્કિંચિત્ પણ લલચાયો નહિ, ને એની આસ્થા તેનાપર દૃઢપણે ચોંટી.

આ સન્ન્યાસીની કથા સાંભળતાં એક વર્ષ વીતિ ગયું. એવામાં એક દિવસે સાંભળનાર સન્ન્યાસીને ઉંઘતું ઝોકું આવ્યું ને કથા પ્રસંગમાં હોકારો દેવાયો નહિ, એટલે પછીતપરથી અખાએ હોકારો દીધો. તે સાંભળતાં બ્રહ્માનંદને શક પડયો, ને તપાસ કીધી તો અખો જણાયો. તુરત સન્નયાસીએ પૂછ્યું, 'અલ્યા તું કોણ ને અહિં કયાંથી?' અખાએ કહ્યું, 'મહારાજ તમારે શરણે આવ્યો છું, હવે તમો મારો અનુગ્રહ કરો.' તેપરથી બ્રહ્માનંદે કહ્યું કે, 'કેટલો વખત થયા કથા સાંભળે છે?' અખાએ તેના જવાબમાં જણાવ્યું કે એક વરસ થઇ ગયું છે. તે પછી જ્યાંથી કથા સાંભળી હતી ત્યાંથી સર્વ કથા પ્રસંગ કહી સંભળાવ્યો. બ્રહ્માનંદને તે મુમુક્ષુ જણાયો. ને તેને કથા સાંભળવા બેસવા દીધો. કાશીમાં ત્રણેક વર્ષ વાસ કીધો હતો. ત્યાં રહીને પંચદશી, અધ્યાત્મ રામાયણ, ભગવદ્ગીતા, યોગ વાસિષ્ઠ રામાયણ આદિ કેટલાક વેદાંતના ઉત્તમ પ્રતિના ગ્રંથો સત્પુરુષથી સાંભળ્યા જણાય છે.

કાશીમાં ઘણો વખત રહેવા પછી એ પાછો અમદાવાદ આવીને રહ્યો જણાય છે. અમદાવાદ આવતાં માર્ગમાંથી એ પાછો જેપુર ગયો હતો, ને ત્યાં ગોકુળનાથજી નામના ગોસાઇજીના બાળકના મંદિરમાં જઇ તેની પરીક્ષા કરવાની ઇચ્છા કરી. આ વખતનો એનો વેષ તદ્દન બદલાઇ ગયો હતો. જ્ઞાનનું તેજ એના મોંઢાપર પ્રકાશી નિકળેલું હતું, ને તેથી એણે માયિક આડંબરનો સંપૂર્ણ ત્યાગ કીધો હતો. મંદિરના દરવાને આવા વિલક્ષણ વેષધારીને મંદિરમાં પ્રવેશ કરાવવાને માટે ના પાડી, ત્યારે એણે કહ્યું કે "હું તો અખો શેઠ છું." દરવાને કહ્યું કે "અખો શેઠ તો બડો પૈસાદાર હતો, ને તું તો ફકીર છે તે અખો શેઠ ક્યાંથી થઇ પડયો?" આ પ્રમાણે દરવાજાપર ગડબડ થતી હતી તે સાંભળીને મેડીપરથી બારીમાં મહારાજે ડોકું કર્યું ને અખાને બરાબર પીછાણ્યો, તે છતાં તેનો તિરસ્કાર કીધો. ત્યારે અખાને ઘણું દુઃખ લાગ્યું હતું. તેણે કહ્યું કે 'આ અસાર સંસારમાં જો કોઇ સાર વસ્તુ આ અધર્મીઓને માટે હોય તો તે માત્ર દ્રવ્યજ છે!! એ સઘળા દ્રવ્યના સગા છે, પણ નિર્ધનના સાથી નથી. ધિક્ ધિક્!' આ પ્રસંગના સ્મરણાર્થે એક સાખી એણે લખી છેઃ—

'ગુરુ કીધા મેં ગોકુળનાથ, ઘરડા બલદને ઘાલી નાથ;
ધન હરે ધોકો ન હરે, એ ગુરુ કલ્યાણ શું કરે?'

પછી મહારાજ તથા એના સેવકોનો અત્યંત તિરસ્કાર કરીને એ વિદાય થયો હતો, ને ત્યાંથી સિદ્ધપુર ક્ષેત્રમાં ગયો હતો.

સત્યની શોધખોળ કરવામાં એ ઘણું આથડયો છે, ને ઘણાં ઘણાં સંકટો પણ એણે વેઠેલાં જણાય છે. એણે પહેલો ગ્રંથ **અખેગીતા**નો કીધો છે? તેમાં વરસની છાપ મારી છે તે સંવત ૧૭૦૫ના ચૈત્ર શુદિ ૯ ને સોમવારની છે. એ ગ્રંથના અનુભવી લખાણપરથી ધારી શકાય છે કે એ વખતે એની ઉમ્મર કમમાં કમ ૩૦–૩૫ વર્ષની હોવી જોઇયે, એટલે એનો જન્મ સંવત ૧૬૭૦થી ૭૫ સુધીમાં હોવો જોઇયે. **અખેગીતા**નો ગ્રંથ કીધા પછી એણે બીજા ગ્રંથો કીધા છે તે કરવામાટે એને ઓછામાં ઓછાં ૧૫–૨૦ વર્ષ લાગ્યાં હોય તો એનું મૃત્યુ સંવત્ ૧૭૩૦–૩૫માં થયું હોવું જોઇયે. જેટલું જ્ઞાન એના ગ્રંથો પૂર્ણપણાથી બતાવે છે તેટલું જ્ઞાન મેળવતાં એણે અનેક સત્પુરુષોનો સમાગમ કીધેલો હોવો જોઇયે, ને તેમાં એનો બહુ કાળ વીતી ગયો હશે. જે શ્રીમાળી સોની પાસથી અમે યત્કિંચિત્ વૃત્તાંત પણ આ સોની કવિ

સંબંધી મેળવી શકયા છિયે તેના કહેવાપરથી એમ માલમ પડે છે કે એનું મૃત્યુ અમદાવાદમાં નહિ પણ જેતલપુરમાં થયું છે.

સત્ય શોધવામાટે, સત્પુરુષની પ્રાપ્તિમાટે એણે અથાક શ્રમ વેઠયો છે, ને એણે સત્ય ને સત્પુરુષની પ્રાપ્તિ પણ થઇ છે. આ પોતાને મળેલી અલભ્ય વસ્તુનો લાભ લોકોને એણે ઘણા ઉમળકાથી આપેલો જણાયછે. જે છપ્પા એણે બનાવ્યા છે તે છપ્પાઓજ કહી આપે છે કે એ સઘળા એને લોકોને ઉદ્દેશીને લખ્યા છે, ને એ લખતી વેળાએ લોકો નિંદા કે વંદા તેની કશી પણ તમા રાખી નથી. લોકોને, પંથવાળાઓને, ધર્મના ઢોંગીઓને, માયામાં મસ્ત થયેલા સાધુસંતોને સજ્જડ ફટકા મારચા છે ને દ્રવ્ય, સ્ત્રી, પુત્ર, ચાકર નફર, મિત્ર ને સ્નેહી સઘળાં કોઇ કોઇનાં નથી, પણ માત્ર એક પરબ્રહ્મજ સદાનો સાથી છે એમ અનેક દૃષ્ટાંતોથી સિદ્ધ કરી બતાવ્યું છે.

એના પોતાના સંબંધી આટલી હકીકત શિવાય વિશેષ મળી શકતી નથી. હવે એના ગ્રંથ ને જ્ઞાન માટે જરાતરા બોલીશું. એના બનાવેલા આટલા ગ્રંથો પ્રસિદ્ધ છેઃ–**અખેગીતા, ચિત્તવિચારસંવાદ, પંચીકરણ, ગુરુશિષ્યસંવાદ, અનુભવબિંદુ, કૈવલ્યગીતા, બ્રહ્મલીલા** (હિંદુસ્તાની), ૭૪૬ છપ્પા, ૬૦ પદો. તેમજ એણે **પરમપદપ્રાપ્તિ** અને **પંચદશી તાત્પર્ય** એ નામના બે ગ્રંથો કીધેલા પણ કેહેવાય છે, જે દેશ વિદેશ ફરતા સાધુ સંતો પાસથી મળે તેમ છે. *

આ સંસાર અસાર છે એટલું એના ધ્યાનમાં આવ્યા પછી એણે એટલોજ નિશ્ચય કીધો કે યજ્ઞ, જપ, તપ, તીર્થ, વ્રત, ધર્મકર્મ; પૂજાઅર્ચા એ બધું કંઇજ નથી, પણ માત્ર દંભ છે. મોટા આડંબરથી ટીલાંટપકાં કરવાં એ દુનિયાંને છેતરવાનું મુખ્ય સાધન છે. માત્ર એકજ સત્ય વસ્તુ છે ને તે પરબ્રહ્મનુ

---

* સંવત્ ૧૯૩૦ના ચાતુર્માસમાં સુરતમાં ગોવિંદાશ્રમ સ્વામી પધાર્યા હતા. તેઓએ લાલદરવાજે પોતાનો મુકામ કીધો હતો. તેમણે ભગવદ્ગીતાની કથા કીધી હતી; સુરત છોડવા ટાંણે **પરમપદ પ્રાપ્તિ** ગ્રંથ મારા જોવામાં આવ્યો. એ ગ્રંથમાં પરબ્રહ્મનો સમાગમ કેવા પ્રકારે થાય તેનું વર્ણન સાખીઓમાં કીધું છે. ગ્રંથ ઘણો સરસ છે, પણ મને તે વેળાએ તેની કંઈપણ કદર નહિ જણાયાથી તેપર ઝાઝું લક્ષ આપ્યું નહિ. તથાપિ એટલું છે કે કૈવલ્ય ગીતાને ભુલાવી દે તેવો તે ગ્રંથ છે. સાખીઓ આશરે ૧૫૦ હશે.

નામજ છે. આ સંસારમાં જ્ઞાન અને સંત સમાગમ વગર સર્વ મિથ્યા છે. એમ જણાય છે કે એના જ્ઞાનનો મુખ્ય આધાર શ્રીશંકરાચાર્યના જ્ઞાન અને સિદ્ધાંતપર છે, ને તેજ જ્ઞાનનો એને ઉપદેશ કીધો છે. મોક્ષનું જે મુખ્ય સાધન એના લક્ષમાં આવ્યું છે તે માત્ર "અહમ્ બ્રહ્માસ્મિ," પણ તે હાલના વેદાન્તીઓ જેમ માની બેઠા છે તેમ નહિ, પણ ખરા જ્ઞાનના હેતુ સમજ્યા પછી. અનુભવ બિંદુમાં એ પોતે લખે છે કે:-

"સાધન સર્વ વિચાર, બુદ્ધિથી જોને શોધી,
હું નહિ તું નહિ તેહ, નહી ધરમુક વિરોધી;
ગુરૂથા તારો તુંજ, નથી કોઇ બીજો ભજવા,
બ્રાહ્મ સુરતને ટાળ્ય, વાળ્ય અંતરમાં સેવા."

એનો મુખ્ય હેતુ એટલોજ જણાય છે. જેમ અંગ્રેજીમાં **પોપ** કવિએ કહ્યું છે કે 'man know theyself' તેમજ તારા પોતાનેજ તું પીછાણ, એટલે અહંતા મમતા સઘળી પરિ થશે. અને આજ વિચાર સત્ય પણ છે. જ્યાં સુધી પોતામાં કોણ છે, પોતે કોણ છે એ સર્વ રીતિ યથાર્થ જાણવામાં આવે નહિ ત્યાં સુધી યથાર્થ જ્ઞાન તત્ત્વ પ્રાપ્તિ થાયજ નહિ. માયાનું આવરણ મોંઢા આગળ હોય ત્યાં સુધી પરબ્રહ્મનું જ્ઞાન થવું મુશ્કેલ છે, તેથી તે આવરણ દૂર કરવા માટે બુદ્ધિથી સત્ય શોધવાની ઘણી જરૂર છે.

એ કવિની કવિતા અતિ સખત ને ગંભીર અસરકારક છે.ને વેદાંત વિષયના છપ્પાઓ તો તોપના ગોળાની પેઠે સોંસરા હૃદયમાં પેસે તેવા છે. છપ્પામાં મેળવેલા જ્ઞાનનો,એના અનુભવનો ખરો ચીતાર છે. એણે સંસાર અને પંથો સારી રીતે જોયા છે! તે પછીજ સદ્ગુરુની પ્રાપ્તિ થઇ જણાય છે. એણે બીજા ગુરૂઓને માટે બેધડક લખ્યું કે 'ગુરુ થઇ બેઠો હોંસે કરી, કંઠે પાણ શકે કેમ તરી,' અર્થાત્ ગુરૂ પોતેજ અજ્ઞાની મોટા માયારૂપી પહાણ કંઠે વળગેલો તેને પોતાને તરવાના સાંસાં તો પછી તે બીજાને કેમજ તારી શકશે? અને તેવાજ વિચારથી એનો સ્વાભાવિક ઉપદેશ છે.એ એમ માનતો જણાય છે કે સત્પુરુષને શોધ્યાવિના કદીપણ યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિ થવાની નથી. ધર્મકર્મ આદિ સાધનોને એણે જૂઠાં ને દંભનાં કારણો કહ્યાં છે, ને તીર્થ આદિક કરવાનેમાટે ના પાડી છે. પણ હરિ ને હરિજનને સેવવાનો ઉપદેશ કરવાને એ ચૂકયો નથી. 'તીર્થ કોટી હરીજનને ચરણ,' એમ કહીને હરિજનનો પક્ષ સબળ કર્યો છે. જીવ ઇશ્વરની ઐક્યતા એને પૂર્ણ જ્ઞાન થયાથી સારી પેઠે સમજાઇ છે, ને એ વિષયમાં એટલું બધું તો એ સમજેલો જણાય છે કે મોટા મોટા વેદાંતીઓ પણ કેટલાક

વેળાએ તેમાં ગોથાં ખાય છે. એ પૂર્ણ જ્ઞાન થયાનું યથાર્થ લક્ષણ છપ્પાના પ્રતિતિ અંગના પ્રારંભમાં જણાય છે કે, 'હરિ પામવા સૌ તપ કરે, અખો હરિમાં મેલે ફરે.' આ એના પૂર્ણ સંતોષ ને પૂર્ણ જ્ઞાનની લીટીઓ, છે. એ વેળાએ તન, મન ને ધન, તથા આધિ, વ્યાધિ ને ઉપાધિ એ સર્વથી એ મુક્ત થયલો જણાય છે.

એની કવિતા એનાજ કાળમાં થોડી ઘણી પસરેલી હોય તેમ પણ જણાય છે.તે વેદાંતના સંસ્કૃતાભિમાની જ્ઞાનીઓને,એ સંસ્કૃતને બદલે પ્રાકૃતમાં વિતા, અર્થાત્ વેદાંતનો બોધ કરતો તે રૂચેલો હોય તેમ જણાતું નથી. તેઓએ એને મોંઢે નિંદા કરી હશે,ને તેથી એને તેનાપર પુષ્કળ ઠોક માર્યા છે; અને કહ્યું છે કે 'ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર.' આ એના ગુમાનનું પણ વાકય ગણાય. આજે પણ શાસ્ત્રી ને પંડિતો પોતાના મતાભિમાનમાં મસ્ત રેહે છે તો તે વેળાના શાસ્ત્રી પંડિતો નહિ રહ્યા હોય તેમ હોયજ નહિ. પંથવાળાઓ સાથે એને હાડ વેર બંધાયલું ને તેથી પંથવાળા-ઓની એણે જ્યાં ત્યાં ખોદણી કીધી છે, ને એ નિંદાથી આજે પણ ઘણાક પંથવાળાઓ એના ગ્રંથથી કોપાયમાન થાય છે. છતાં પંથના સાધુસંતો ને ઉપદેશકો એનાં આપેલાં દૃષ્ટાંતો વારંવાર કથા પ્રસંગોમાં આપે છે. 'ભાષાને શું વળગે ભૂર;' 'નિત્યનૈમિત્તિક માથે પડયાં;' 'ઉંડો કૂવો ને ફાટી બોખ, શિખવ્યું સાંભળ્યું સઘળું ફોક;' 'ઓછું પાત્ર ને અદકું ભણ્યો, ને વઢક-ણી વહુએ દીકરો જણ્યો, મારકણો સાંઢ ને ચોમાસું માહાલ્યો ને કરડકણા કુત્રાને હડકવા હાલ્યો, મરકટ ને વળી મદિરા પીએ, અખા એથી સૌ કો બીહે;' 'કથા સુણી સુણી ફુટયા કાન, તોએ ન આવ્યું બ્રહ્મ જ્ઞાન;' 'પથર તેટલા પૂજે દેવ;' 'કહ્યું કંઇ ને સમજ્યું કસું, આંખનું કાજળ ગાલે ઘસું;' ઇત્યાદિ વાકયો લોક વ્યવહારમાં સાધારણ રીતે પ્રચલિત થયાં છે, ને એજ બતાવે છે કે એની દૃષ્ટાંત આપવાંની રીત ઘણી સરસ છે, માટેજ તે સર્વ માન્ય થઇ પડી છે. તેમ આ દૃષ્ટાંત તો હૃદયપર અછી ઉંડી છાપ મારે છે. દૃષ્ટાંત સાથે જ્ઞાન આપનારો એના જેવો બીજો જ્ઞાની કવિ થયો નથી—જો કે એ પોતે પોતાની ગણત્રી કવિમાં કરતોજ નથી. કવિ નર્મદાશંકર એના ગ્રંથો, એના જ્ઞાન અને એની કવિતામાટે આ પ્રમાણે લખે છે:—

"એના પુસ્તકના બે ભાગ થઇ શકેછે—પાખંડીમત તથા આચાર ઘેલાઈ એ વિષે છપ્પા ને વેદાંતના ગ્રંથો. છપ્પામાં મર્દાની રીતે લોકમાં ચાલતા

દાખલાઓથી ઠગણાજીને અને ધરમ ઘેલાઈને હસીનાખી–હસવામાં નંદા કરી લોકને શીખામણ દીધી છે. એણે જે દાખલાઓ મૂકયા છે તે ખરેખર અસર કરે તેવા છે. કદાપિ એમ લાગે કે એક વાતના બોધને માટે જૂદાં જૂદાં ઠેકાણાંના પ્રસંગોને પ્રમાણરૂપ સાથે મૂકવામાં તેને ઘણી મહેનત પડી હશે, તોપણ તેની લખવાની છટા ઉપરથી સાફ જણાય છે કે તેણે બહુ જોયલું, બહુ સાંભળેલું અને બહુ વેઠેલું તેથી તેનાથી સહજ લખાયા છે ને એજ તેની કવિ દાખલ ખૂબી છે. એના છપ્પા પિંગળ રીતના નથી, પણ ૭ ચરણની ચોપાઇઓ છે. મૂર્ખાઈનું હાસ્ય કરી શીખામણ આપવામાં અને ગૂજરાતી ભાષામાં વેદાંતના શાસ્ત્રીય ગ્રંથ લખવામાં અખા જેવો હજી સૂધી કોઇ થયો નથી. અખાએ જે વેદાંત લખ્યો છે તે વેદાંત, કવિને લખવાના વિષયને યોગ્ય નથી; તેમાં કવિતા રસ થોડોક છે ને અખો પોતે પણ કહે છે કે 'જ્ઞાનીને કવિમાં ન ગણીશ, કિરણ સૂર્યનાં કેમ વરણીશ.' શાસ્ત્રીય ગ્રંથોની કવિતામાં અલંકારની મેળવણથી જેટલો રસ ઉત્પન્ન થાય તેટલો રસ હોય છે. ગંભીર વિષયને અનુકૂળ ભાષા ઘડાયલી નહિ તેથી અખાની ભાષા સ્વચ્છ નથી, પણ ક્લિષ્ટ જેવી લાગે છે. અખાને જ્ઞાનીદાખલ ઘણું માન છે પણ કવિ દાખલ તો એ બીજા વર્ગમાં આવે છે. એની કવિતા બોધક છે ને તેમાં હાસ્યરસ શિવાય બીજો મોટો રસ નથી."

કવિના આ વિચારો ઘણા ખરાખરા છે. એનેમાટે આટલું મત તો પ્રજામાં દ્રઢ થયેલું છે કે એ કવિ નહિ પણ જ્ઞાનિ કવિ હતો, બહુ અભ્યાસી ન છતાં બહુશ્રુત હતો. એણે સત્ય શોધવા પાછળ બહુ મથન કરી, જપતપ ઇત્યાદિને હસી કાઢી ને તેમની નિંદા કરીને મોક્ષનું પરમ્ સાધન જે પરબ્રહ્મ તેનું યથાર્થ જ્ઞાન તેનેજ મુખ્ય ગણ્યું છે. એની કવિતામાં કવિત્વ ઘણું થોડું છે, પણ વિચારો અતિ ઘણા ગહન, અતિ ગૂઢ, બહુ પ્રૌઢ, અને મોટ મોટા વેદાંતીઓને પણ માન્ય રાખવા પડે તેવા છે. એની કવિતા સમજતાં ઘણાને ગોથાં ખવડાવે તેવી છે. એણે કવિ થવાનો કોડ લેશ માત્ર પણ ન હતો, ને એણે જ્ઞાનિને કવિ ગણ્યો પણ નથી. એણે શંકરાચાર્યના કેવળદ્વૈત મતનું સારૂં જ્ઞાન હતું, ને તેના દશ ઉપનિષદ્ ઉપરના ભાષ્યોનો સારો શ્રવણ અભ્યાસ કીધેલો જણાય છે. બોધને માટે, એણે પાખંડ ધર્મનો ઘણો ધ્વંસ પણ કીધો છે, અને નિડરતાથી તે કાળના દંભિ મતપ્રવર્તકો અને પંથવાળાઓના મતોપર પુષ્કળ પ્રહાર કીધા છે. એ સોની છતે આટલો મોટો જ્ઞાની થયો ને આજે એના વિચારો પંડિત વર્ગમાં માન્ય થાય છે એ એનો મોટો જય અને જશ છે–તે કવિ તરીકે નહિ, તોપણ જ્ઞાનિ તરીકે માન્ય રહે છે એ વળી વધારે આશ્ચર્ય ઉત્પન્ન કરનારૂં છે.

## સાંકળીયું.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૬ | ૨૮ | વહાલાજી શું સજની રાઢરે. | વહાલાજીને લડાવો લાડરે. |
| ૭ | ૭ | કોટિક કામ વિલાસ વિવિધ. | કોટિક કામ વિલાસથી બેહુ, |
| ૧૦ | ૧૯ | નીરાધાર. | નિરધાર |
| ૧૪ | ૨૧ | ખોલી જાતાં | ખોલી જોતાં |
| ૨૦ | ૨૭ | તે મુને | કહે મુને. |
| ૨૨ | ૫ | સુજસું રંગી. | શેજ સુરંગી. |
| ૨૨ | ૭ | કામકેલ. | કામકેલિ |
| ૪૩ | ૧૫ | મુકિત દર્શન મુને સઘળી દેખાડી. | વૈકુંઠે ચાલિયા મુજને તેડી. |
| ૪૬ | ૧૦ | અતિઘણું. | અતિ ઘણી. |
| ૫૪ | ૧૮ | કાલ સ્વામી છે ગ્રહે દધિ શાંતિક દિન. | કાલ સ્વામીજીછે ગ્રહ શાંતિકદિન |
| ૫૭ | ૨૫ | પાદર. | પાદરે |
| ૫૮ | ૭ | લીધી છે. | લીધી પછે. |
| ૧૩૪ | ૨૧ | કંપ્યો. | કોપ્યો. |
| ૧૩૮ | ૫૫ | કાળનીમી. | કાળનેમી. |
| ૧૩૯ | ૫ | દીપ. | દ્વીપ |
| ૧૪૬ | ૧૨ | ઉતરીનો. | ઉતરીને |
| ૧૫૩ | ૧૭ | લખ્યા. | લખ્યા લખ્યા. |
| ,, | ૨૭ | ભાઈરે, | બાઇ રે. |
| ૧૫૯ | ૨૬ | રહ્યા | રહ્યો. |
| ૧૭૭ | ૨૪ | ચઢે | ચઢેન. |
| ૧૭૯ | ૨ | પ્રભુએ | પ્રભુએરે |
| ૧૮૧ | ૨૬ | એણે | એણેજ |
| ૨૧૬ | ૧૩ | ચર્ણે | ચર્મ |
| ૨૪૭ | ૨૬ | તે | તેને. |
| ૨૫૮ | ૨૩ | હું | હું ત્યાં. |
| ૨૬૦ | ૨૦ | વિદ્યા વિલાસી | વિદ્યા વિલાસિની |
| ૨૬૧ | ૧૬ | અવિધાન | અભિધાન. |
| ૨૬૯ | ૯ | થયા | થયા છે. |
| ૨૮૪ | ૨૭ | સાને | સૌને. |
| ૨૯૫ | ૨૯ | ત્યાં કરી | કરી |
| ૨૯૭ | ૨૯ | દહાડો | દહાડો ને. |
| ૩૦૨ | ૯ | તમને | તમને તે. |
| ,, | ૨૩ | જઇ | જઈને. |
| ૩૦૭ | ૬ | તનમાં | તમમાં. |
| ૩૧૧ | ૨૬ | ચિત્રનું | ચિત્રતણું. |
| ૩૫૪ | ૨૩ | ને નીર | એ વીર |
| ૩૬૫ | ૧૨ | શમરિએ | સમર્પિએ |
| ૩૮૧ | ૧૮ | અરકજ | અકરજ |
| ૩૮૫ | ૨૭ | ફૂલકુ | જાન્હવી. |
| ૩૮૮ | ૪ | સાકર | સાગર |
| ,, | ૭ | દુષ્ટ | દુષ્ટજ |
| ,, | ૨૦ | વરણ | વયણ |
| ૪૦૨ | ૨૩ | પરઠિએ | પરઠિયો. |
| ૪૪૬ | ૧૧ | સાપ | શાપ |
| ૪૪૮ | ૨ | સુધ્ધજ | શુધ્ધજ |
| ૪૫૦ | ૧ | હરખ બાલે | હરખે બોલે |
| ૪૫૩ | ૧૦ | મટવા | મરવા. |
| ૪૫૯ | ૨૪ | અમૃત સપ્ત પરિમળ | અમૃત સમપરિમળ |
| ૪૬૪ | ૨૬ | પરબ્રહ્મનો | પરબ્રહ્મને |
| ૪૬૫ | ૨૫ | કહો | કહ્યો. |
| ૪૬૭ | ૨૭ | આપ | સૂર્ય |
| ૪૬૮ | ૨ | થડ | થળ |
| ,, | ૨૨ | સુણી | સુણ. |
| ૪૭૬ | ૨ | ચડયા | ચડયો. |
| ૪૭૯ | ૪ | સહુ જનની | સજ્જનની |
| ૪૯૩ | ૮ | આએ દક્ષિણ દિશા | આ દક્ષિણ દિશાએ |
| ,, | ૮ | એ વાટે જાયો. | એ વાટે જો જાએ |
| ૪૯૬ | ૮ | દ્વત | દૂત |
| ૫૦૪ | ૨૧ | કરતાં | કર ત્યાં |
| ૫૦૮ | | ઉથળો | ઉથલો. |
| ૫૧૧ | ૧૬ | આપો તે પૂરણ | આપો આપ તે |

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| | | પરિ પ્રશ્ન. | પૂરણ પ્રશ્ન. |
| ૫૧૫ | ૨૩ | કવિતા પૂજન | કવિ સર્વના |
| ૫૧૮ | ૨૨ | આનંદ | ગોવિંદ |
| ૫૨૧ | ૯ | કાયામાં. | કાયા મહા |
| ,, | ૨૦ | ચિત્તા | ચિંતા |
| ૫૨૬ | ૭ | વલણને | વલણ. |
| ૫૨૭ | ૩૦ | નાટારંગ | નાટારંભ |
| ૫૩૦ | ૧ | અક્ષરથી | ક્ષર થકી |
| ,, | ૧૯ | કાયો કહે, કાયો | કો કહે, કો |
| **૫૩૧** | | **ઉથળો** | **ઉથલો** |
| ૫૩૨ | ૨૭ | દકય | દશ્ય |
| ૫૩૭ | ૧૮ | અંતર ગલ આલોચતા | અંતર્ગત આલોચતાં |
| ૫૩૮ | ૧ | જો | ત્રીજો |
| ,, | ૮ | બાંધીયો | હું બાંધીઓ |
| ૫૪૪ | ૧૩ | યજ્ઞા | યજ્ઞ |
| ,, | ૧૪ | તે યજ્ઞા | તેહ યજ્ઞ |
| ૫૪૫ | ૧૭ | ભૂતનું માત્ર | ભૂતનું પાત્ર |
| ૫૪૭ | ૪ | સ્વાદે સકળ ઉપાયે | સ્વાદે સકળ ઉથાપે |
| ,, | ૧૬ | પાય | ધ્યાય. |
| ,, | ૨૮ | સર્વે મનમાં હરખે | સર્વે મનમાં પરખે |
| ૫૪૮ | ૯ | અસલીયાં | અળસિયાં |
| ૫૫૧ | ૨૫ | ધર્મે ફરી | ધર્મ ફેરી |
| ૫૫૨ | ૬ | જીવ ઘાત | જીવની ઘાત |
| ,, | ૯ | ઘાત | ઘાત. |
| ૫૬૩ | ૨૮ | અમોલજી | અમોઘજી |
| ૫૬૮ | ૨૩ | રખે | રહે |
| ૫૭૨ | ૨ | શાંત | સંત |
| **૫૮૧** | | **પંચાશિયાંકા** | **પંચાશિકાયાં** |
| ૫૮૩ | ૨૫ | વિષયમ | વિષમ |
| ૫૮૪ | ૨૦ | ઘુટ | ઘટ |
| ૫૮૯ | ૧ | વિષ યાર વિંદે | વિષયારવિંદે. |
| ૫૯૯ | ૯ | માયા વિદ્દઃખ ધામરે | માયાવી દુઃખ ધામરે |
| ૬૦૦ | ૩ | તે થકી તે ઘણી | તેહ થકી અતિ |
| ૬૦૬ | ૧૨ | પુન્યના | પુણ્યનાં |
| ,, | ૨૯ | રતનાના | રત્નના |
| ૬૧૨ | ૧૮ | સ્વહા | સ્વાહા. |
| ૬૧૩ | ૨ | સુક | શુક |
| ૬૧૭ | ૮ | શાહે | સોહે |
| ૬૨૧ | ૩ | અર્ધ્ય | અર્ચ્યે |
| ,, | ,, | ગ્રહસાંતિ | ગ્રહશાંતિ |
| ૬૨૨ | ૨૦ | અર્ધ્યા બધન આપુ | અર્ઘ્યે બંધન આપ્યું |
| ૬૨૭ | ૨૪ | સુમ ન | સુમન |
| ૬૨૮ | | પદ ૬૩માં ૧૨મી લીટીથી સઉને સઉનેરે તે સ્થળે સઉને સઉને સઉનેરે એમ જોઇયે, ને તેજ પ્રમાણે સઘળે. | |
| ૬૩૨ | ૨૭ | વરસાવો | વરસાવે. |
| ૬૩૭ | ૨૮ | પલટતાણી | પલટાણી. |
| ૬૩૮ | ૪ | મહારો | મારી |
| ,, | ૧૩ | દિન | દિનદિન |
| ૬૪૦ | ૮ | તૂતી | તૂટી. |
| ૬૪૨ | ૨૬ | સરયા. | સરખા |
| ૬૪૩ | ૨૧ | ખોડ ખાલા ગારજી | ખોડંગા લગારજી |
| ૬૪૪ | ૨૪ | કળી કાંતણું રે. | ઢળીઆ તણું રે |
| ૬૪૫ | ૨૨ | માણ | માય |
| ૬૪૬ | ૫ | હરો | હશે |
| ૬૫૨ | ૧૦ | સેવ | ન સેવ |
| ૬૫૩ | ૩ | હપાશ્રુત | હર્ષાશ્રુ તે |
| ૬૫૫ | ૪ | આહિં છે | આંહિ આહિર છે |
| ૬૬૦ | ૮ | અળખામણ | અળખામણું |
| ,, | ૧૪ | ભાગવદગીતા | ભગવદ્ગીતા |
| ૬૬૪ | ૧૦ | દેશું | દેખું |
| ,, | ૨૪ | વધો ઘટો નહિ સંતદા | વધે ઘટે નહિ સર્વદા. |
| ૬૬૫ | ૨૩ | દેવ | દેવની |
| ૬૬૬ | ૧૩ | કોટ કોટી વિકાર | કોટિ સૂર્ય વિસ્તાર |
| ૬૭૦ | ૧૪ | કાય | કામ |
| ૬૭૪ | ૧૫ | રઘુનાથના | રઘુનાથના |
| ૬૭૫ | ૨૪ | અને હોલેરે | અનિહાંરે |
| ૬૭૮ | ૧૯ | જમનાની | જમનાને |
| ૬૮૦ | ૨૦ | મા | માવ |
| ૬૮૩ | ૧૦ | પૂઠ્યા | વૂઠ્યા |
| ૬૮૬ | ૧૧ | રચનાં | રંચ ન |

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૬૮૯ | ૧૬ | ભ્રમણા | ભ્રમણા |
| ૬૯૨ | ૧૫ | રાખિશ | રાખિશરે |
| ૬૯૪ | ૬ | દેવિક | દેવકી |
| ૬૯૫ | ૨૦ | લોક | લોકો. |
| ૬૯૭ | ૪ | જાણતા' | જાણતાં. |
| ,, | ૧૨ | છેરા | છોરા. |
| ૭૦૦ | ૩ | જસે | જોગે. |
| ૭૧૧ | ૩ | ભાવનગનો | ભાવનગરનો. |
| ૭૧૨ | ૩ | માત્ર | પાત્ર. |
| ૭૨૩ | ૨૫ | છરે | રે. |
| ૭૩૮ | ૧૧ | દીઠે | દીઠે. |
| ૭૪૪ | ૭ | વિધુતરૂપ | વિધુતરૂપે. |
| ૭૬૦ | ૬ | શકું | શકે. |
| ૭૬૩ | ૯ | જય | જયજય. |
| ૭૬૫ | ૬ | ગુણસાગર | શુભ ગુણસાગર |
| ૭૬૮ | ૧૮ | અડયો | ચડયો. |
| ૭૭૦ | ૮ | ઉપર | ઉરપર |
| ૭૮૦ | ૧૭ | ગોકુલમાંહે | ગોકુલ માંહેરે. |
| ,, | ૩૦ | હરી | શ્રી હરિ. |
| ૭૮૨ | ૫ | ધારણ | ધારણ. |
| ,, | ૧૩ | છોલો | છોળ્યો. |
| ૭૮૫ | ૨૧ | વસભ | વૃષભ. |
| ૭૮૬ | ૨૪ | શાંખિ | સાંખી. |
| ૭૯૨ | ૧૧ | કેમ ગયા સોના શરીરે | કેમ ગયાં સો નાનોરે. |
| ૭૯૪ | ૮ | કવલ્ય પદ | કૈવલ્યપદ. |
| ૭૯૭ | ૨૨ | ઉસંગ | ઉત્સંગ. |
| ૭૯૮ | ૪ | હણં | હરણં. |
| ,, | ૬ | કૂશાવુ | કૃશાવુ |
| ,, | ૨૦ | લાજ | લાભ. |
| ૭૯૯ | ૪ | માનશશીધર | ભાલે શશિધર. |
| ,, | ૨૭ | ભક્તના | ભક્તકે. |
| ૮૧૧ | ૧૯ | હીર કલલ કેરે | હીરક લળકે રે. |
| ૮૧૨ | ૨ | મધુર | મધુકર. |
| ૮૧૩ | ૮ | મૌક્તિ | મૌક્તિક. |
| ,, | ૧૩ | રત્તન ખચીત | રત્ન ખચિત. |
| ,, | ૧૭ | ગંગાતરંગ | ગંગતરંગ. |
| ૮૧૪ | ૨૧ | જપ જપનિનદે | જયજય નિનદે |
| ૮૧૫ | ૬ | કુસુમારક | કુસુમાકર. |
| ,, | ૧૪ | માહિત | મોહિત. |
| ૮૧૬ | ૧૩ | ભેગી. | જોગી. |
| ૮૨૦ | ૩ | તું | રે તું. |
| ,, | ૪ | જય | જયજય. |
| ૮૨૪ | ૧૪ | થાતા | થતા. |
| ૮૩૪ | ૮ | જાશક લેઉશાહી | જાશ કે લેઉ સાહી. |
| ૮૩૬ | ૨૮ | આપે | આપો. |
| ૮૪૧ | ૫ | વિણ વેરે, ઉભો રહી પાત લીધો | વીનવેરે ઉભો રહી પાતળીયો. |



बृहत्

# કાવ્ય દોહન.

ગ્રંથ ૩ જો.

## નરસિંહ મેહેતા.

એ ભકત કવિના પ્રસિદ્ધ ગ્રંથ:–ગોવિંદ ગમન, ચાતુરી ષોડશી, ચાતુરી છત્રીસી, સામળદાસનો વિવાહ, બાળલીલા, દાણલીલા, રાસલીલા, હારમાળા, ઘડપણ વિષે, સુરત સંગ્રામ, સહસ્રપદી રાસ, શૃંગાર, ભક્તિ ને જ્ઞાનપર પુષ્કળ પદો.

## ચાતુરી છત્રીસી.

ચાતુરી ૧લી–રાગ દેશાખ.

શ્રી પુરૂષોત્તમને કરૂં પ્રણામજી; રંગ સલુણડું અદ્ભુત નામજી. ૧
સુખનું શીખર ગુણનું ધામજી; વેહ નિવારણ અતિ અભિરામજી. ૨
સ્નેહશીખર રસ પૂરણ કામજી; મન વચ સાધન ચાતુરી ઠામજી. ૩

ઢાળ.

મન વચને સાધન ચાતુરી, અને અગમ અગોચર જેહ છે;
બ્રહ્મવાદ નિર્બોધ છે તેને, સમજશે તે કોણ છે. ૪

એવો રત્નકોષ છે નિધાન ગુણનો, નિગમે નિરગુણ ભાખીએ;
વેદ તહાં વિધિભેદ બોલે, દયાનિધિ કરી દાખીએ. ૫
સ્નેહ કીરણ મહાશશિ શીતળ, શ્રીરંગ અંગે સંગમ્યો;
તેજ તનયા તારૂણી શું, રૂપ રંગે શું રમ્યો. ૬
તારૂણી કોટિક તેજ રસમાં, મયંક મહામતી પરસહો;
સેહેજ કર્તવ્ય કામ ભેદે, કારજ કારણ નવ લહ્યો. ૭
નવ પલ્લવ જો વન શ્રીવૃંદાવન, તેની શોભા શ્રવણે ન સમાય;
સંસારમાં સનમુખ કહું તો, સ્તુતિ ટળી નિંદા થાય. ૮
સકુમાર રસ શુક સનકાદિ માણે, અને શીવ સમાધિયે લહ્યો;
તેની લેહેલુંબે ઝીલવાને, નરસહીંયો લોભી રહ્યો. ૯

## ચાતુરી ૨ જી—રાગ દેશાખ.

આજ મેં તમારી ચાતુરી જાણીજી; મારગે બેઠા છો થઇને દાણીજી. ૧
નથી હું એકલડી સાથે સહીયર સમાણીજી, કરી દઇશ ઘડીમાં પાણીજી. ૨

### ઢાળ.

સહિયર સમાણી મારી જાણી, કોણ કહેશે આ ધર્મની;
નયણે તે લોભ્યો વાલમો, તે વાત કહે વિધ મર્મની. ૩
તમો અમારે ને અમો તમારે, ચિંતા કરો મોરા કર્મની;
કોણ ઈંદ્રાણી ને કોણ બ્રહ્માણી,કોણ સખી સમજે એ મર્મની ૪
આધા પધારો શીર ભાર ઉતારૂં, કુંજસદન સેજા પાથરી;
રૂડી પેરે જાણો નહીં તો, જુવો ગોવાળાની ચાતુરી. ૫

### વલણ.

વચન સુણીને ધીરજ ટળીયુંજી; તનમન મારૂં તે વહાલાજીશું મળીયુંજી. ૬
દધિચ્યું પાત્ર તે શિરથી ઢળીયુંજી; કટિ કિંકણીને નીલાંબર ચળીયુંજી. ૭

### ઢાળ.

ખસ્યું વસ્ત્ર શુચિ સ્નેહભર, ભાવ વિહ્વલ સુંદરી;
સખી સર્વ આશ્ચર્ય પામી, ખસી ગઈ સરવે પરી. ૯
ગેરે કરી પધરાવ્યા સેજાયે, હરખે તે હસીઆ શ્રી હરી;
સુખ ચુંબન લેઈને ઉરજ સરસી, બાહુ દઢ બાથે ભરી. ૯

ચેત ચતુરા મુગટ મણીમાં, નેપુર ધૂન સુણી નરહરી;
નરસૈયો રસ મધ્ય ઝીલે, તે કળિકાળે વિસ્તરી. ૧૦

## ચાતુરી ૩ જી-રાગ દેશાખ.

આજ મારે હઈડે હરખ ન માયજી,
અંગોઅંગ શોભા તે કહી નવ જાયજી,
નીરખતાં નયણાં તૃપ્ત ન થાયજી. ૧

### ઢાળ.

તૃપ્ત ન થાયે નયણાં મોરાં, નીરખી મોહ પામી સખી;
વિસરી સુધ બુધ સર્વ સજની, જાણે ચિત્રામણ લખી. ૨
કમલ વદન વિશાળ લોચન, તિલક રેખા સોહામણી;
મસ્તક મુગટ ઉર હાર લેહેકે, કટિતટ સોહે કિંકણી. ૩

### વલણ.

રૂપે સુંદરવર એ શામળીઓજી,
કંઠે બાંહેડલી ધરી ઊર મળીઓજી,
આલિંગન લેતાં અંતર ગળીઓજી. ૪

### ઢાળ.

અંતર ગળીયો આલિંગન લેતાં, અધરામૃત પીધું ઘણું;
શ્રમ જળ માંહે નીલાંબર ભીનું, ધીરજ નવ રહ્યું અંમતણું. ૫
મનતણા મનોરથ પોહોત્યા, અને ભવસાગરનો ભય ટળ્યો;
એવી સુખની સીમા શી કહું સજની, નરસૈયાનો સ્વામી મળ્યો. ૬

## ચાતુરી ૪ થી-રાગ દેશાખ.

આજ મને હૈડે હર્ષ અપારજી,
મારગમાં મળીયા નંદ કુમારજી,
કુંજભુવનમાં કીધો વિહારજી. ૧

### ઢાળ.

કુંજ ભુવનમાં વિહાર કીધો, ત્યાં હંસ સારસ શુક ઘણા;
નવપલ્લવ ત્યાં લતા તરૂવર, પુષ્પ નાનાવિધ તણાં. ૨

ત્રિવિધ મંદ સમીર સીતલ, તરુણિ તનયા તીર;
ત્યાં મહા મનોહર સેજા સુંદર, રચી હલધર વીર. ૩

વલણ.

હરજીનું રૂપ તે કોટિક મયણજી,
મુખથી બોલે તે અમૃત વયણજી,
મન હરી લીધું તે ચંચલ નયણજી. ૪

ઢાળ.

મનહરી લીધું ચંચળ નયણે, સુખની સીમા શી કહું;
એવી વિચિત્ર લીલા મારા નાથજીની, સજની તૂને તે શી કહું. ૫
પ્રથમ સમાગમે એ વર પામી, કીધો વિવિધ વિહાર;
નરસૈયાચો સ્વામિ ભલે મળીયો, અબળાનો આધાર. ૬

ચાતુરી ૫ મી-રાગ દેશાખ-ઢાળ બીજો.

વિલસીને ચાલીજી, રતિરસ માહાલીજી. ૧

ઢાળ.

રતિરસ માહાલીને સુખ પામી, સ્વામી કેરે સંગ;
નિશાયે નિમેષ ન લાગી, કોહોને જોનારા મનરંગ. ૨
અંગ રંગ તરંગ જોઇ જોઈ, નવ ચાલે શશિ સુખ પામતો;
તે શશિ કીરણ સંકોચ ઉદયો, તે હાંકે રથ વિશ્રામતો. ૩

વલણ.

અર્ધમિચેલે નયણેજી; ખંડિત વયણેજી. ૪

ઢાળ.

ખંડિત વયણે ઘાત કરતી, પુષ્પ ખરતી પદમની;
મુખ મકરંદે ભુવન ભરતી, તે વાટ ભૂલી સદમની. ૫
નરસૈયે તહાં આવી કરીને, સેજા કરીને પધરાવીયા;
શું કીજે ગુરૂજન સંકોચે, કણમણ નાદે આવીયા. ૬

ચાતુરી ૬ ઠી-રાગ દેશાખ.

આજની રજનીજી; સાંભળ સજનીજી. ૧

ઢાળ.

રંગે રમતાં રજની વીતી, સાંભળ સખિ તુજને કહું;
મારા નાથ સાથે વિલસતાં, ત્યારે મેં જાણ્યું ધન્ય ધન્ય હું. ૨
વહાલો અનેક પેરે અનુભવી જાણે, શૂરાતણાં સુખ શાં કહું;
તું મારે પ્રાણજીવન સજની, તુને કહ્યા વિના કેમ રહું. ૩

વલણ.

સહિયર સમાણીજી; રજની વિહાણીજી; ૪

ઢાળ.

સહિયર સમાણી એમ વાત કરતી, ધન્ય ધન્ય એ સુંદરી;
ભાગ્ય જોજો સુંદરીનાં, જેણે કામવશ કીધો હરી. ૫
બ્રહ્મા શંભૂ સૂર મહામુનિ, તે પામે નહીં ધ્યાને ધરી;
નરસૈયાચા નાથને, એમ (લાડ) લડાવે વ્રજ સુંદરી. ૬

## ચાતુરી ૭ મી–રાગ દેશાખ, બિહાગડાની દેશી.

એક વાત અનોપમ આજુની, મારો નાથ નિર્લજ હું લાજુની;
એવી અકળ કળા મહારાજની, ધન્ય ધન્ય ઘડી મારી આજની. ૧
સખિ હું માહારે મંદિર હૂતી, વહાલે પ્રેમ કરીને મોકલી દૂતી;
હું પ્રેમ આનંદ કરતી હૂતી, અંગો અંગે આભ્રણ સજતી હૂતી. ૨
દૂતી સાસું જોઇ પાછી વળી, જઇ કપટ કરીને પીઉને મળી;
ત્યારે નિશા હુતી અંધીયારી, મારે મંદિર આવ્યા મોરારી. ૩
મેં તો આવંતો હરી નવ જાણીયો, કપટ કરીને પાલવ મારો તાણીયો;
ફરી જોઉં તો દીઠો કનૈયો કામી, હુંતો મુખ જોઇને લજ્જા પામી. ૪
તારે દીપક પાલવે સંભવ્યો, સખિ અંધકાર તહાં અતિ હવો;
ત્યારે મણી મોહનજીએ કર ધર્યો, તે લઇને મેં મુખમાં ધર્યો. ૫
એવો મર્મ મોહનજીએ જાણીયો, શેષનાગ જગાડીને આણીયો;
તેને સહસ્ર ફણી જળહળે, તેનું તેજ જોઇ તિમિર ટળે. ૬
એવું જોઇને મનમાં થરથરી, તહાં કૃષ્ણજીને કંઠ લાગી ઉગરી;
હું તો અતિ આનંદ પ્રેમે ભરી, બિહક સઘળી મનથી થઇ પરી. ૭
કામકળા કરી કામને જગાડીયો, અતિ હર્ષથી વહાલાને હસાડીયો;
સુખ કરીને સેજે રમાડીયો, મારા વાહાલાજીને આનંદ પમાડીયો. ૮

ત્રિવિધ મંદ સમીર સીતલ, તરુણિ તનયા તીર;
ત્યાં મહા મનોહર સેજા સુંદર, રચી હલધર વીર. ૩

વલણ.

હરજીનું રૂપ તે કોટિક મયણજી,
મુખથી બોલે તે અમૃત વયણજી,
મન હરી લીધું તે ચંચલ નયણજી. ૪

ઢાળ.

મનહરી લીધું ચંચળ નયણે, સુખની સીમા શી કહું;
એવી વિચિત્ર લીલા મારા નાથજીની, સજની તૂને તે શી કહું. ૫
પ્રથમ સમાગમે એ વર પામી, કીધો વિવિધ વિહાર;
નરસૈયાચો સ્વામિ ભલે મળીયો, અબળાનો આધાર. ૬

ચાતુરી ૫ મી-રાગ દેશાખ-ઢાળ બીજો.

વિલસીને ચાલીજી, રતિરસ માહાલીજી. ૧

ઢાળ.

રતિરસ માહાલીને સુખ પામી, સ્વામી કેરે સંગ;
નિશાયે નિમેષ ન લાગી, કોહોને જોનારા મનરંગ. ૨
અંગ રંગ તરંગ જોઇ જોઈ, નવ ચાલે શશિ સુખ પામતો;
તે શશિ કીરણ સંકોચ ઉદયો, તે હાંકે રથ વિશ્રામતો. ૩

વલણ.

અર્ધમિચેલે નયણેજી; ખંડિત વયણેજી. ૪

ઢાળ.

ખંડિત વયણે ધાત કરતી, પુષ્પ ખરતી પદ્મની;
સુખ મકરંદે ભુવન ભરતી, તે વાટ ભૂલી સદ્મની. ૫
નરસૈયે તહાં આવી કરીને, સેજા કરીને પધરાવીયા;
શું કીજે ગુરૂજન સંકોચે, કણમણ નાદે આવીયા. ૬

ચાતુરી ૬ ઠી-રાગ દેશાખ.

આજની રજનીજી સાંભળ સજનીજી.

ઢાળ.

રંગે રમતાં રજની વીતી, સાંભળ સખિ તુજને કહું;
મારા નાથ સાથે વિલસતાં, ત્યારે મેં જાણ્યું ધન્ય ધન્ય હું. ૨
વહાલો અનેક પેરે અનુભવી જાણે, શૂરાતણાં સુખ શાં કહું;
તું મારે પ્રાણજીવન સજની, તુને કહ્યા વિના કેમ રહું. ૩

વલણ.

સહિયર સમાણીજી; રજની વિહાણીજી; ૪

ઢાળ.

સહિયર સમાણી એમ વાત કરતી, ધન્ય ધન્ય એ સુંદરી;
ભાગ્ય જોજો સુંદરીનાં, જેણે કામવશ કીધો હરી. ૫
બ્રહ્મા શંભૂ સૂર મહામુનિ, તે પામે નહીં ધ્યાને ધરી;
નરસૈયાચા નાથને, એમ (લાડ) લડાવે વ્રજ સુંદરી. ૬

## ચાતુરી ૭ મી–રાગ દેશાખ, બિહાગડાની દેશી.

એક વાત અનોપમ આજુની, મારો નાથ નિર્લજ હું લાજુની;
એવી અકળ કળા મહારાજની, ધન્ય ધન્ય ઘડી મારી આજની. ૧
સખિ હું માહારે મંદિર હૂતી, વહાલે પ્રેમ કરીને મોકલી દૂતી;
હું પ્રેમ આનંદ કરતી હૂતી, અંગો અંગે આભ્રણ સજતી હૂતી. ૨
દૂતી સાસું જોઇ પાછી વળી, જઈ કપટ કરીને પીઉને મળી;
ત્યારે નિશા હુતી અંધીયારી, મારે મંદિર આવ્યા મોરારી. ૩
મેં તો આવંતો હરી નવ જાણીયો, કપટ કરીને પાલવ મારો તાણીયો;
ફરી જોઉં તો દીઠો કનૈયો કામી, હુંતો મુખ જોઇને લજ્જા પામી. ૪
તારે દીપક પાલવે સંભળ્યો, સખિ અંધકાર તહાં અતિ હવો;
ત્યારે મણી મોહનજીએ કર ધર્યો, તે લઇને મેં મુખમાં ધર્યો. ૫
એવો મર્મ મોહનજીએ જાણીયો, શેષનાગ જગાડીને આણીયો;
તેને સહસ્ત્ર ફણી જળહળે, તેનું તેજ જોઇ તિમિર તળે. ૬
એવું જોઇને મનમાં થરથરી, તહાં કૃષ્ણજીને કંઠ લાગી ઉગરી;
હું તો અતિ આનંદ પ્રેમે ભરી, બિહક સઘળી મનથી થઇ પરી. ૭
કામકળા કરી કામને જગાડીયો, અતિ હર્ષથી વહાલાને હસાડીયો;
સુખ કરીને સેજે રમાડીયો, મારા વાહાલાજીને આનંદ પમાડીયો. ૮

હુ તો ભય પામીને ઉરપર લાગી, મારી કામ વાંછના એમ ભાગી;
મારા મન તણી વહાલે પૂરી આશ, તેનો સાખી રહ્યો નરસિંહદાસ. ૯

## ચાતુરી ૮ મી–રાગ બિહાગડાની દેશી. ચોપાઇ.

સાચું બોલોને શામળીઆરે, સાધૂ સરખા થઈ નીસરીયારે;
કૃત્ય કીધું તે મોંહે મનાવ્યું રે, મુજ સખીને સર્વ જણાવ્યુંરે. ૧
વાત ગોકૂળમાં ગવરાવુંરે, તું તો જાણે છે જે છુપાવુંરે;
અડવડતો મનશું કોપેરે, તે તો ઉત્તર કાંઇએ ન આપેરે. ૨
તું તો જાણે છે કોઈ નવ જાણેરે, તું તો નીત્ય નવી પરમાણેરે;
વાલો ઉત્તર કોયે ન વાળેરે, નયણાંની ચાલ જોઇને ચાલેરે. ૩
તુને નૌતમ નારી ભાવેરે, તુંતો અણતેડયો ઘેર આવેરે;
સુંદરીનાં રૂપગુણ વયણેરે, નરસૈયાચો સ્વામિ નમ્યો નયણેરે. ૪

## ચાતુરી ૯ મી–રાગ બિહાગડાની–ચાલ ઘોળની.

સખી તહાં લગી મન નથી માનતું, નથી મળ્યો નીરંકુશ નાથરે;
તુંતો જાણે છે નંદજીનો લાડલો, નહીં છત્રપતિ ગજપતિ રાજરે. ૧
ત્યારે બોલી સામાની સાહેલડીરે, તું મા બોલીશ મોટા બોલરે;
ત્રિભુવન સુંદર મારી સુંદરી, હરી નહીં તારે સમતોલરે. ૨
કય્હાંરે હુતો તારો કૃષ્ણજી, જોગેશ્વરને ધ્યાને નાવે કોયરે;
મારી પ્રેમદાની પ્રીતે પ્રગટયો, હવે સર્વકોમાં મોટો તે હોયરે. ૩
ત્યારે બોલી શ્રી કૃષ્ણની સાહેલડી, તું તો મનમાં ધરીશ અભિમાનરે;
કમલનયન મારા કૃષ્ણજી, એ તો અખિલભુવન પતિજાણરે. ૪
એનો પ્રેમ તે અઢળક ઢળિયો, પછી પ્રીતિમાં લગાડે તાનરે;
સામો મળે સુખ ઉપજે, અંગોઅંગ ટાઢકનું માનરે. ૫
વહાલાજીને અંગોઅંગ અનંગ રમી રહ્યો, જેમ જળમાં મીનરે;
તે દેખી શોભા તારૂણી, ત્યારે તે થાશે લીનરે. ૬
એમ ઝગડો લાગ્યો બેહુ સખી, હરીણાક્ષીને હસવું ન માયરે;
હસવે તે માનજ વિસર્યું, વારંવારે સનમુખ થાયરે. ૭
સખિ શુંરે કહોછો તે કરૂં, ટાળું તમ બેહુની વઢવાડરે;
હું તો કહું જે સજ થઈને ચાલો, વાહાલાજી શું સજની રાઢરે. ૮
તહાં ચાલિ મદ ભરી માનુની, સુંદરવર સુખડાને કાજરે;
નરસૈયાને તહાં આનંદ થયો, જાણે રંક બેસાર્યો રાજરે. ૯

## ચાતુરી ૧૦ મી-રાગ દેશાખ ભૂપાલ.

દૂતી તહાં આવીજી, સુંદરીને લાવીજી;
તે તો ભલી ભાવીજી, સેજે પધરાવીજી. ૧

### ઢાળ.

સેજે પધરાવી સુંદરી, ને સર્વેરી સુખ આપીયું;
એહ રંગરાતી સુજસ માતી, જનમ દુક્રિત કાપીયું. ૨
કોટિક કામ વિલાસ વિવિધ, બેહુ સમોવડ શોભી રહ્યાં;
એવો પુષ્ટી મારગ અનુભવ્યો રસ, નરસૈયો દૂતો તિહાં. ૩

## ચાતુરી ૧૧ મી-રાગ બિહાગડાની દેશી.

મારી વિનતડી અવિધાર, નારી નીહાળીરે;
મારા નાથ તણો અપરાધ, મ જોશો વાળીરે. ૧
તું તો હસીને ઘુંઘટડો છોડ, વદન રસાળીરે;
અંગોઅંગે અમૃત સીંચે છે, વર વનમાળીરે. ૨
શરણ નહીં શામળીયો કોને, સર્વાંગે તુજ ટાળીરે;
તું તો જઇને સેજ્યાએ પોઢ, હરી આપીશ સંભાળીરે. ૩

### વલણ.

હરી આપિશ જમણે હાથ, જાણે તેમ કરજેરે;
તારા મનના હોયે મોદ, તેમ ઉર ધરજેરે. ૪
ન દુભાય નાથ લગાર, તેમ આચરજેરે;
તુજ પાસેથી ક્યાંહી ન જાય, એમ અનુસરજેરે. ૫
ભણે નરસૈયો સકળ સાહેલડી, હરખે હૈડાં ભરજેરે;
પ્રભૂ અંતરજામી નાથસંગ, પ્રેમે તે રંગે રમજેરે. ૬

## ચાતુરી ૧૨ મી-રાગ દેશાખ ભૂપાલ.

આજ મુને વ્રેહે વ્યાપ્યો અપારજી; હવે કેમ મળશે પ્રાણ આધારજી. ૧

### ઢાળ.

પ્રાણજીવનનો પંથ નીહાળું, ઉભી મંદિર દ્વાર;
સ્નેહી મારો હજી ન આવ્યો, કોણે લોભાવ્યો નીરધાર. ૨

### વલણ.

નિરધાર ન આવીયોરે નાથ, આજ કહીં પામ્યો નવલોસાથ. ૩

ઢાળ.

સાથ સંગમ વિલસતાં હું, વીસરી છું મંન;
પૂરણ પ્રીતે પીઉજી મારો, મોહી રહ્યા મોહંન. ૪

વલણ.

મોહિ રહ્યા મોહન આજ, તેનાં સાર્યાં સઘળાં કાજ. ૫

ઢાળ.

કાજ કામની કેલ કરતાં, અતિ વાધીયો છે રંગ;
નાના ભાવ કરીને રાખ્યો, શ્યામળડો તે સંગ. ૬

વલણ.

સંગ ઘણો શ્યામને સ્નેહજી; તેને કેમ કરી દીજે છેહજી. ૭

ઢાળ.

છેહ કેમ કરે કૃષ્ણજી, સુખ પામીયો છે સેજ;
કાંઇક હૃદીયામાં રોપ આણ્યો, તજ્યું અમશું હેત. ૮

વલણ.

હેત ધરીને આવ્યા આધારજી; આતુર જાણી કહીં તે નારજી. ૯

ઢાળ.

નાર આતુર અતિ જાણી, વાહાલો બોલે વચન પ્રકાશ;
નરસઈંયો પાછળ જઇ ઉભો, સુણ્યો પરસ્પર હાસ. ૧૦

ચાતુરી ૧૩ મી-રાગ દેશાખ.

સુણોજી અલબેલડા આધાર; નિશાએ કીધાં કીધોરે વિહાર. ૧

ઢાળ.

વિહાર નિશાએ કીધાં કીધા, અતિસુકુમાર અંગે કેમ ખમાય;
જુવતી અતિ બળવંત સાથે, કહોજી રંગે કેમ રમાય. ૨
કહેશો તો રળીયાત થાશું, નહીં કરૂં રીસ લગાર;
જો કહેતાં સંકોચશો તો, વકવાદનો વિસ્તાર. ૩

વલણ.

સુંદરીજી સકુમાર કંથ, શી પેરે આવીયા આંણે પંથ. ૪

ઢાળ.

પંથ શી પેરે આવીયા, ઉજાગરા આણી વેળ;
ભર વિલાસમાં હશો ત્યાંહાં, સીદ પાડિયો ભેળ. ૫
તેડી ચાલો સાથ આવું, જોવું જુગત અપાર;
જેને તમને દેખું લડાવતી, તેને આપું હૈડાનો હાર. ૬

વલણ.

શ્યામાજી સાંભળો એક વાત, જાણો કહાં થયું છે પરભાત. ૭

ઢાળ.

પ્રાતઃ નહીં પણ રાત પેહેલી, નિરમળ શશિયર શોભતો;
ઉંચું જૂવો મૃગાલોચની, કાંહાં કરો મનમાં ક્ષોભ તો. ૮
હું સર્વ છાંડીને ધાઈયો, મુખ નીરખવા નીજ નાર;
મારે તું સર્વસ્વ સુંદરી, મારા લોચનનો તું શણગાર. ૯

વલણ.

શ્યામાજીએ ન કીધો ઉચ્ચાર, પીઉ વાણી સાંભળી અતિસાર. ૧૦

ઢાળ.

સારવાણી સાંભળી, શ્યામા શ્યામ નિધિ તુરંગ;
લેહેરી લોચન ઝીલીયાં, સુખ પામ્યાં અંગોઅંગ. ૧૧
શશિયર વદની સંચરી, તેનાં લોચન કમળ સમાન;
નરસૈયાચો સ્વામિ રૂદે લીધો, તજી માન અભિમાન. ૧૨

## ચાતુરી ૧૪ મી–દેશાખ.

તારાં કૃત્ય હું શાં કહું, જોઉં પ્રાણ આધાર;
નિત્ય ઊઠી અમને શું ખીજવો, મર્યાદા નહીં લગાર. ૧
અરૂણ પ્રગટયો પ્રાચી દિશાએ, અને નિશા નહિરે લગાર;
અધર મધુરમય થયો ત્યાં, ભમર કરે રે ગુંજાર. ૨
તારાં નયણાં તંબોળરસ જસાં, મસ્તક મુગટ ચોભાર;
મારા મંદિરમાં બાધા નથી, બાહારે લોક કરે રે વિચાર. ૩
વાહાલા માનો નહિં તો જઈ સાંભળો, જશ પ્રગટીયો વિસ્તાર;
ભૂતલે નરસૈયો ઓચરે, સુણશે તે સકલ સંસાર. ૪

## ચાતુરી ૧૫ મી-રાગ દેશાખ.

ભલે પધારીઆ આણી વાર; ભાવે ભોગવો જે નાર; ૧

ઢાળ.

ભોગવી જે ધન્ય નારી, સફળ જીવત તેહતણું;
પધારો પિઉજી હું પાય લાગું, જહાં મન માન્યું તમતણું. ૨

વલણ.

સખિ મન માન્યું તારે રે સંગ; મ કરીશ ગર્વ ઘેલી રે અંગ. ૩

ઢાળ.

અંગે મ કરીશ ગર્વ ઘેલી, નિશ્ચે કરીને જાણજે;
સ્નેહ તુજસોં અતિ ઘણો છે, હું કહું તે વચન માનજે. ૪

વલણ.

મન ધરી માનીયું મહારાજ; અમારે તમારૂં છે કાજ. ૫

ઢાળ.

કાજ અમારે તમારૂં છે, તમો મોટા મન જાણો નહીં;
સેજ રચીને પંથ નીહાળું, જાગતાં જામિનિ ગઇ. ૬

વલણ.

નથી ગઇ જામિની રે લગાર; હવે હઠ કસીરે સ્યામા નાર. ૭

ઢાળ.

નાર તું નીરાધાર જાણે, રસરૂપ રજની છે હજી;
ઉઘાડ બારને વિલસ મુજશું, શોક સઘળો મન ત્યજી. ૮

વલણ.

શોચ શોરે મારે તું માન; સાંભળોજી સ્યામળારે કાન. ૯

ઢાળ.

કાહાના સુણીએ વાત મોરી, તોરાં નયણ છે નિદ્રા ભર્યાં;
પ્રગટ અંગો અંગ માંહે, ચિન્હ તો દીસે ખરાં. ૧૦

### વલણ.

કંઠે મુક્તાફળનો હાર; એથકો આવીઓ તારે દ્વાર. ૧૧

### ઢાળ.

દ્વારકેરો સ્પર્શ કરતાં, ખૂંચીયાં મોરે તન;
તેણે કરીને પ્રગટ દીસે, અંગ માંહે ચિન્હ. ૧૨

### વલણ.

હરી હસી બીડીયા ઉરમાંય; વાલાજીને વારણેરે શ્યામિની જાય. ૧૩

### ઢાળ.

વારણે જાયે પ્રભૂજીને, સર્વસ્વ સોંપ્યું શ્રી હરી;
ભણે નરસહીંયો આનંદ વાધ્યો, રસ મોહ પામી સુંદરી. ૧૪

## ચાતુરી ૧૬મી-રાગ દેશાખ.

વિલસતી હરી સંગ હો વ્રજ નારીજી; સુખનો સાગર કુંજવિહારીજી. ૧
નાગર નટવર ગીરીવરધારીજી; સકલ શીરોમણી મંગલકારીજી. ૨

### ઢાળ.

મંગળકારી મહામનોહર, સદા સુખનું ધામ;
ગ્રેહે આવી નીવારીઓ, પૂર્યા મનોરથ કામ. ૩
કામ મનોરથ પૂરણ કીધા, અને સુખ પામી સુંદરી;
રતિવિલાસ વિનોદ કરતાં, વાહાલે વિનતિ ઉરધરી. ૪
ઉર ધરી આનંદ કીધો, ગઇ સુખમાં સર્વરી;
નરસૈયો નીરખે નિત્ય લીલા, પ્રાતઃકાળ થયો ફરી. ૫

## ચાતુરી ૧૭ મી-ચાલ તેજ.

સાંભળ વહાલા વીનતી મારીજી;
જૂઠું બોલ્યાની ટેવ તમારીજી;
એ ન ઘટે તુજને વ્રજવીહારીજી. ૧

### ઢાળ.

વ્રજવિહારી સાંભળો, સાચી કહું એક વાત;
મુજ સંગાથે દૃષ્ટ કરીને, આવીઆ પ્રભાત. ૨

રજની સુખ માને ગમી, જોઇ રહી છું વાટ;
મુજ વચન દીધું વીઠલા, કોઇશું કીધો ઠાઠ. ૩
સાચું બોલો પ્રસન્ન છું, મન રીશ નહીં લગાર;
કાંહાં સુખ પામ્યા શ્યામજી, તે કહોને પ્રાણાધાર. ૪
નીચું ઢાળીને નંદસુત, તવ વદે મુખથી વાણ;
નિદ્રા આવી નવ લહું, ને એ તે તું સત્યમાન. ૫
આ ચિન્હ નિદ્રાતણાં નહોય, અને શીથલ દીસે ગાત્ર;
પ્રકટ જોજો પારખું, પાગ ઠરે નહીં પળ માત્ર. ૬
શું કહું સત્યમાને—મારા પ્રાણના આધાર;
એમ ન કીજે નાથ મારા, વારૂ વારંવાર. ૭
ચતુરને શું દાખવું, મૂરખની શી ગોઠ;
વાહાલપણાની વાતડી, તે અંતરની—ન હોય હોઠ. ૮
હસ્યા હરજી પ્રીતઆણી, અને ભીડી ભામિનિ અંગ;
દુઃખ સર્વે વીસર્યું ને, રમ્યાં બેહુ જણ રંગ. ૯
સકળ મનોરથ પૂરણ કીધા, પોહોતી મનની આશ;
નિકટ ઊભો નરસૈયો તે, જૂએ કૌતુક હાસ. ૧૦

## ચાતુરી ૧૮ મી—દેશાખ—ચાલ બીજી.

શું કહું સજની રજનીનો રંગજી, અનંગ ઉધરકયો મારે અંગજી;
ક્રીડા કીધી કાનજીને સંગજી; રમતાં વાધ્યો લલિત ત્રિભંગજી. ૧

ઢાળ.

લલિત ત્રિભંગી શ્યામળે, મુજ અધર કીધું પાન;
કુચ ફળ કોમળ કર ગ્રહ્યા, ત્યારે ગઇ સુધબુધ સાન. ૨

વલણ.

ઘેલી મુને કીધી સુધબુધ ભૂલીજી; આલિંગન દેતાં ચુંબન ફૂલીજી. ૩

ઢાળ.

ફૂલી ચુંબને થઇ તત્પર, મિટ મેળાવો મેં કર્યો;
મદગલિત માતંગ મહાબળ, કામી મદ પૂરણ ભર્યો. ૪
વ્રજ ભૂપની અંગ મારે, હરી હઇડામાં ધરી;
અંતર જામી નાથ નરસિંહનો, કામની તરપત કરી. ૫

## ચાતુરી ૧૯ મી–ચાલ તેજ.

સુણને સજની મારાં વેણજી; કામણગારાં કાનજીનાં નેણજી;
કહીંએ ન દેખું એનાં કેહેણજી, ડગર બતાવે નેત્રની સેણજી. ૧

ઢાળ.

સેન બતાવે ડગરની, હું ગઇ ઘેલી તાંહી;
આસપાસ દ્રઢ કીધી, ગ્રહી મારી બાંહી. ૨
બાંહી ગ્રહીને બાથ ભીડી, બોલી ન શકી બોલ;
અધર ચુંબન પાન કીધું, હાથ દીધો કોલ. ૩
તુજવિના કહીં વિલસું નહીં, આજથી મારે પોણ;
તું મુજને વાહાલી ઘણી, ઘેરઘેર ભટકે કોણ. ૪
આગ્રહ કીધો અતિઘણો, પ્રસન્ન થઇ પ્રેમદા મળી;
નાટક દેખી નંદસુતનું, નરસૈયાની સુધ ટળી. ૫

## ચાતુરી ૨૦ મી–ચાલ તેજ.

જુઠડા બોલા સૂણો નાથજી; વચન શે દીધું મારે હાથજી;
કહોને શું કહીને ભીડી બાથજી; કહો કેમ રમીયા બીજીની સાથજી. ૧

ઢાળ.

સાથ બીજી શું રમ્યા, કયાં પાળ્યો કામી કોલ;
જે કહો તે સર્વ ખોટું, શાને દીધો બોલ. ૨
બોલ દીધો બીરદ હાર્યા, વિઠલ વાર્યા કેમ રહો;
હવે ન માનું સાચું તારૂં, કોટી સમ કરી કહો. ૩
લંપટ ધૂરત હોય એવા, કામી કૌતુક બહુ કરે;
પાશ નાંખી પ્રેમદાને, મન પરાઇનું હરે. ૪
તવ કરગરી કહે કહાનજી, તમે રખે રાખો રોપ;
હું તમ કારણ અવતર્યો, મારો મા આણશો દોપ. ૫
સકલ વ્રજમાં હું રહું, મુને વાહાલો વ્રજનો સાથ;
ચારૂં ગઉ તમ કારણે, ને ખમું તમારૂં હાસ્ય. ૬
દુઃખ મા માનો નાથજી, મુજ અબળા કેરા બોલ;
પ્રાણપેં મુને અતિ વાહાલા, નહિકો તમ સમતોલ. ૭
મારા જીવનનું જીવન નાથજી, હું કિંકર તારી દાસ;
આનંદ પામ્યો નરસૈયો, જોઇ શ્યામ શ્યામાનું હાસ્ય. ૮

## ચાતુરી ૨૧ મી-ચાલ તેજ.

વાહાલા છોજી વિઠલ શું કહું વાણીજી; જાણોછો અંતરની સારિંગપાણીજી;
તમારા તનની મેં સહુ જાણીજી; મળવા ઇચ્છું છું તે નિરવાણીજી. ૧

### ઢાળ.

નિર્વાણ મળવા મન ઘણું, મેં જાણ્યું જાદવરાય;
ઉપાય કરો છો અતિ ઘણા, પણ તેણે કહો શું થાય. ૨
સારૂં દેખો શામળા, તેને ગ્રેહેવાની ગત કરો;
પાશ નાખી પાંતળા, તેનું તનમન જોબન નિશ્ચે હરો. ૩
તે જતન કરે બહુ આપતું, તેનું ધીરજ તમ દીઠે ટળે;
મળવા કારણ માવજી તુજને, પતિ પરિવારથી તે ચળે. ૪
સકળ અંગે તમો વ્યાપ્યા, અવર બીજો નવ ગમે;
તેહતણા મનોરથ પૂર્યા, અવર મન કહીં નવ ભમે. ૫
હું માગું મોહન આજથી, મુને તમારી કરી થાપીએ;
નરસહીંયાને કરો કરૂણા, ભવસાગરનો ભય કાપીએ. ૬

## ચાતુરી ૨૨ મી-ચાલ તેજ.

હસીને હરી બોલીયા વાણીજી; મારે નથી કોય તુજ સમાણીજી;
સ્નેહ તમારે હું બાંધ્યો તાણીજી; આપ બંધાણા એ હેત જાણીજી. ૧

### ઢાળ.

એવું હેત જાણી આપ બંધાણો, મોટમ નવ આણી મન વિખે;
ગુણ તમારા કાહાનજી, તે તો બ્રહ્માદિક પુસ્તક લીખે. ૨
ભાગ્ય મારૂં ખોલી જાતાં, નેહ હૈડે મુજને આપથી;
મોટમ વાધી મુજ તણી, તે તો તમ ચરણ પ્રતાપથી. ૩
મુને વ્રજ વહાલું અતિ ઘણું, શ્રી વૃંદાવનનો વાસ;
મુજ નિરગુણીયાં ને ગુણીયલ કીધાં, રજની રમ્યાં ખટ માસ. ૪
સબળ સુખને આપીયું, અબળા તણે આધીન;
કામની વિના કયાંઈ નવ ગમે, જેમ ઓછા જળમાં મીન. ૫
એવા નિપુણ થઈને નાથજી, કરજોડીને માગે માન;
એહ લીલા નરસૈયો જાણે, જેને અમૃત રસનું ધ્યાન. ૬

## ચાતુરી ૨૩ મી–ચાલ તેજ.

સુણુને સજની તું અમૃત વાણીજી; હું શ્રી યમુના તીરે ગઇતી પાણીજી;
કાનુડો માન ધરી થયો માનીજી; મારગ રોકીને ઉભેલો દાણીજી. ૧

ઢાળ.

દાણી ઉભેલો દયામણો, મુને જોઇ જાદવરાય;
મળવા તે કારણ મન ઘણું, પણ મુખે કેમ કહેવાય. ૨
કહેવાય કહો કેમ મુખ થકી, શું કરે શામલ વર્ણ;
મુજ ચરણ સ્થંભ ઘાલી રહ્યો, જેમ નાદે મોહ્યું હર્ણ. ૩

વલણ.

હરણ મનનો ચોરજી, નારી નગ તણો એ મોરજી. ૪

ઢાળ.

મોર નારી નગ તણો, માનની મન ઉલ્હાય;
જીવન જળમાં જઇ ભળ્યું તો, અંગ શીતળ થાય. ૫
શીતળે તરપત પામું, નમું તુજને શીશ;
લજ્જા મૂકી તુજને કહું છું, રખે ચડાવો રીશ. ૬
રીશ તુજને કેમ કરૂં, હું પ્રવિણ ચતુર સુજાણ;
મુજને થયું તે તુજને કહું, તું છું મારો પ્રાણ. ૭
પ્રાણજીવનને મળવું છે, તું ધીરજ મનમાં રાખ;
લાવું તેને સજની કરી, તું વિવિધ રસને ચાખ. ૮
જાવા માન કરે છે માતુની, એવે આવ્યા અંતરજામી;
લીલાલેહેર અંતર માંહે, પુર્યા મનોરથ કામી. ૯
સકળ મનોરથ પૂરણ કીધા; પામી મન આનંદ;
નરસૈયો આનંદ પામ્યો, જોઇ રસનો કંદ. ૧૦

## ચાતુરી ૨૪ મી.–ચાલ તેજ.

વાહાલાજીને સ્નેહે થઇ હું ઘેલીજી; મળવા ઇચ્છું મોહનને પેહેલીજી;
મેળવ મુજને સુણ સાહેલીજી; ચઢ તું વાહારે વેહેલી વેહેલીજી. ૧

ઢાળ.

વાહારે ચઢ તું વેહેલી વેહેલી, નહિં તો તન થાશે તાજ;
સાંભળરે તું સજની મારી, સ્હાજે પાલવ ને સાજ. ૨

## ચાતુરી ૨૧ મી-ચાલ તેજ.

વાહાલા છોજી વિઠલ શું કહું વાણીજી; જાણોછો અંતરની સારિંગપાણીજી;
તમારા તનની મેં સહુ જાણીજી; મળવા ઇચ્છું છું તે નિરવાણીજી. ૧

### ઢાળ.

નિર્વાણ મળવા મન ઘણું, મેં જાણ્યું જાદવરાય;
ઉપાય કરો છો અતિ ઘણા, પણ તેણે કહો શું થાય. ૨
સારૂં દેખો શામળા, તેને ગ્રેહેવાની ગત કરો;
પાશ નાખી પાંતળા, તેનું તનમન જોબન નિશ્ચે હરો. ૩
તે જતન કરે બહુ આપતું, તેનું ધીરજ તમ દીઠે ટળે;
મળવા કારણ માવજી તુજને, પતિ પરિવારથી તે ચળે. ૪
સકળ અંગે તમો વ્યાપ્યા, અવર બીજો નવ ગમે;
તેહતણા મનોરથ પૂર્યા, અવર મન કહીં નવ ભમે. ૫
હું માગું મોહન આજથી, મુને તમારી કરી થાપીએ;
નરસહીંયાને કરો કરૂણા, ભવસાગરનો ભય કાપીએ. ૬

## ચાતુરી ૨૨ મી-ચાલ તેજ.

હસીને હરી બોલીયા વાણીજી; મારે નથી કોય તુજ સમાણીજી;
સ્નેહ તમારે હું બાંધ્યો તાણીજી; આપ બંધાણા એ હેત જાણીજી. ૧

### ઢાળ.

એવું હેત જાણી આપ બંધાણો, મોટમ નવ આણી મન વિખે;
ગુણ તમારા કાહાનજી, તે તો બ્રહ્માદિક પુસ્તક લીખે. ૨
ભાગ્ય મારૂં બોલી જાતાં, નેહ હૈડે મુજને આપથી;
મોટમ વાધી મુજ તણી, તે તો તમ ચરણ પ્રતાપથી. ૩
મુને વ્રજ વહાલું અતિ ઘણું, શ્રી વૃંદાવનનો વાસ;
મુજ નિરગુણીયાં ને ગુણીયલ કીધાં, રજની રમ્યાં ખટ માસ. ૪
સબળ સુખને આપીયું, અબળા તણે આધીન;
કામની વિના ક્યાંઈ નવ ગમે, જેમ ઓછા જળમાં મીન. ૫
એવા નિપુણ થઇને નાથજી, કરજોડીને માગે માન;
એહ લીલા નરસૈયો જાણે, જેને અમૃત રસતું ધ્યાન. ૬

## ચાતુરી ૨૩ મી–ચાલ તેજ.

સુણને સજની તું અમૃત વાણીજી; હું શ્રી યમુના તીરે ગઇતી પાણીજી;
કાનુડો માન ધરી થયો માનીજી; મારગ રોકીને ઉભેલો દાણીજી. ૧

ઢાળ.

દાણી ઉભેલો દયામણો, મુને જોઇ જાદવરાય;
મળવા તે કારણ મન ઘણું, પણ મુખે કેમ કહેવાય. ૨
કહેવાય કહો કેમ મુખ થકી, શું કરે શામળ વર્ણ;
મુજ ચરણ સ્થંભ ઘાલી રહ્યો, જેમ નાદે મોહ્યું હર્ણ. ૩

વલણ.

હરણ મનનો ચોરજી, નારી નગ તણો એ મોરજી. ૪

ઢાળ.

મોર નારી નગ તણો, માનની મન ઉલ્હાય;
જીવન જળમાં જઇ ભળ્યું તો, અંગ શીતળ થાય. ૫
શીતળે તરપત પામું, નમું તુજને શીશ;
લજ્જા મૂકી તુજને કહું છું, રખે ચડાવો રીશ. ૬
રીશ તુજને કેમ કરૂં, હું પ્રવિણ ચતુર સુજાણ;
મુજને થયું તે તુજને કહું, તું છું મારો પ્રાણ. ૭
પ્રાણજીવનને મળવું છે, તું ધીરજ મનમાં રાખ;
લાવું તેને સજની કરી, તું વિવિધ રસને ચાખ. ૮
જાવા માન કરે છે માનુની, એવે આવ્યા અંતરજામી;
લીલાલેહેર અંતર માંહે, પુર્યા મનોરથ કામી. ૯
સકળ મનોરથ પૂરણ કીધા, પામી મન આનંદ;
નરસૈયો આનંદ પામ્યો, જોઇ રસનો કંદ. ૧૦

## ચાતુરી ૨૪ મી.–ચાલ તેજ.

વાહાલાજીને વ્રેહે થઇ હું ઘેલીજી; મળવા ઇચ્છું મોહનને પેહેલીજી;
મેળવ મુજને સુણ સાહેલીજી; ચઢ તું વાહારે વેહેલી વેહેલીજી. ૧

ઢાળ.

વાહારે ચઢ તું વેહેલી વેહેલી, નહિં તો તન થાશે તાજ;
સાંભળરે તું સજની મારી, સ્હાજે પાલવ ને સાજ. ૨

તું મેળવ મુજને વાલમો, તે વિના ઘણું ન સોહાય;
સુખ સરવે વીસર્યું, ને દુઃખે દેહી અવટાય. ૩
તે વાત જાણી વીઠલે, અંતરની અવિનાશ;
બ્રેહ વેદનાને ચૂર કરવા, આવીયા તવ પાસ. ૪
કામની કહે કામ વશથી, ભૂદરજીને ભાવ;
તાપ તનના કોણ હરે, તુજવિના મીઠા માહાવ. ૫
મહાવ મુજને દાન દીધું, જીવન જાચું આજ;
કોડ મનોરથ પૂરીએ, સીઝે તે માહારૂં કાજ. ૬

વલણ.

વહાલા તુજને આતન આપ્યુંજી, સ્થાનક તારૂં એ મેં સ્થિર કરી સ્થાપ્યુંજી. ૭

ઢાળ.

સ્થાપ્યું સ્થાનક સ્થિર કરી તે, પાછું કોણે નવ થાય;
માન્યું મન તુજ માહેરૂં, તહાં કોણે કાંહી ન કહેવાય. ૮
ગોઠે નહીં તુજ વિના મુજને, વિલસીએ દિનરાત;
એ રસ જાણે કો નહીં, એક નરસૈયાની જાત. ૯

## ચાતુરી ૨૫ મી.—ચાલ ધોળની.

ઓરા આવોને મારા નાથ, નિશાએ કયાં ભાવ્યાજી;
એવી કુણ સોહાગણ નાર, જેણે લડાવ્યાજી. ૧
તમે શાને કરો સંકોચ, સંગ ન લાવ્યાજી;
કેમ નવલ નારનો નેહ, મેલીને આવ્યાજી. ૨
તારે માહાવર લાગ્યું છે ભાલ, ચિન્હ ચરણ તણુંજી;
એવાં અંજન મધુર રસાળ, અધિક શોભે ઘણુંજી. ૩
એવા સુંદર સુભગ કપોલ, ડંખ દીસે ઘણાજી;
એવા ગુણ વિના હૈડે હાર, નખશિખ નહીં મણાજી. ૪
એવી કંકણ કેરી ભાત, વાંસે સોર પડીજી;
એવાં ગાઢ આલીંગન લીધ, ચતુર ચંપે ચઢીજી. ૫
એમ જાણો ત્રીભોવન નાથ, રાજ ત્રિયાતણુંજી;
હવે શાને કરો છો સંકોચ, આજ અતિ ઘણુંજી. ૬
જે થયું તે ભલે થયું કાજ, હું થઇ રાજી ઘણીજી;
હવે કહોને વિસ્તારી વાત, રાત રમણ તણીજી. ૭

ઢાળ.

વાત રાત રમણુ તણી, મુજને તે કહો નિરધાર;
એવી કોણુ બળવંત સુંદરી, કોણે મનાવી હાર. ૮
એવાં મર્મ વાયક માનનીનાં, સાંભળ્યાં અતિસાર;
વળતા તે વાહાલો એમ વદે, તું જીવન પ્રાણઆધાર. ૯
તુજ વિના મારે કો નહીં, તું સત્ય વચન કરી માન;
હું શરણ તારે સુંદરી, દીજીએ ચુંબન દાન. ૧૦
એવાં વચન વાહાલાનાં સુણી, સુંદરીએ કર્યું સનમાન;
નરસૈયાચો સ્વામી રૂદે લીધો, તજી માતુની મન અભિમાન. ૧૧

## ચાતુરી ૨૬ મી–રાગ ઘોળ.

સેજડીએ રમે સુંદરી રે, વાધ્યો રંગ અપાર;
મનમાન્યું રે માનનીનું, મોહ્યા દેવ મોરાર. સેજ૦ ૧
ચોળી ચીર એહેકે ઘણું, પેહેર્યો નવસર હાર;
શ્રવણે ઝાલ ઝળૂકતી, પાયે નેપુરનો ઝણકાર. સે૦ ૨
રાખડલી રતને જડી, ગોફ્ણો ફરકે અંગ;
વેણી ગુંથી ફુલતણી, સેંથો પુરીને સંગ. સે૦ ૩
આલિંગન અબળા લીએ, ઉરમાંહે રાખ્યો નાથ;
અધર અમૃત પ્રેમે પાયે, કામની કંઠે હાથ. સે૦ ૪
વિલસીને બહુ જણાય રસ ભર્યા, પીઉને ખવરાવે પાન;
અતિ આનંદ વિનોદશું, દેતાં તે ચુંબન દાન. સે૦ ૫
પ્રેમદાની પ્રીતે કરીને, પ્રસન્ન થયા મહારાજ;
નરસૈયાચો સ્વામિ ભોગવ્યો, સુખસાગર તરવા કાજ. સે૦ ૬

## ચાતુરી ૨૭ મી–રાગ દેશાખ.

અભિનવી વિદ્યા હરજીની જાણીજી,
યમુના કાંઠે જાતાં પાણીજી,
પાલવ ગ્રહીને હરજીએ તાણીજી. ૧

ઢાળ.

પાલવ ગ્રહીને હરજીએ તાણી, ત્યારે હું મન લાજી ઘણું;
હરખે ચુંબન લઇ આલિંગન, કારજ સરીયું મુજ તણું. ૨

તું મેળવ મુજને વાલમો, તે વિના ઘણું ન સોહાય;
સુખ સરવે વીસર્યું, ને દુઃખે દેહી અવટાય. ૩
તે વાત જાણી વીઠલે, અંતરની અવિનાશ;
વ્રેહ વેદનાને ચૂર કરવા, આવીયા તવ પાસ. ૪
કામની કહે કામ વશથી, ભૂદરજીને ભાવ;
તાપ તનના કોણ હરે, તુજવિના મીઠા માહાવ. ૫
મહાવ મુજને દાન દીધું, જીવન જાચું આજ;
કોડ મનોરથ પૂરીએ, સીઝે તે માહારૂં કાજ. ૬

વલણ.

વહાલા તુજને આતન આપ્યુંજી, સ્થાનક તારૂં એ મેં સ્થિર કરી સ્થાપ્યુંજી. ૭

ઢાળ.

સ્થાપ્યું સ્થાનક સ્થિર કરી તે, પાછું કોણે નવ થાય;
માન્યું મન તુજ માહેરૂં, તહાં કોણે કાંહી ન કહેવાય. ૮
ગોઠે નહીં તુજ વિના મુજને, વિલસીએ દિનરાત;
એ રસ જાણે કો નહીં, એક નરસૈયાની જાત. ૯

**ચાતુરી ૨૫ મી.—ચાલ ઘોળની.**

ઓરા આવોને મારા નાથ, નિશાએ કયાં ભાવ્યાજી;
એવી કુણ સોહાગણ નાર, જેણે લડાવ્યાજી. ૧
તમે શાને કરો સંકોચ, સંગ ન લાવ્યાજી;
કેમ નવલ નારનો નેહ, મેલીને આવ્યાજી. ૨
તારે માહાવર લાગ્યું છે ભાલ, ચિન્હ ચરણ તણુંજી;
એવાં અંજન મધુર રસાળ, અધિક શોભે ઘણુંજી. ૩
એવા સુંદર સુભગ કપોલ, ડંખ દીસે ઘણાજી;
એવા ગુણ વિના હૈડે હાર, નખશિખ નહીં મણાજી. ૪
એવી કંકણ કેરી ભાત, વાંસે સોર પડીજી;
એવાં ગાઢ આલીંગન લીધ, ચતુર ચંપે ચઢીજી. ૫
એમ જાણો ત્રીભોવન નાથ, રાજ ત્રિયાતણુંજી;
હવે શાને કરો છો સંકોચ, આજ અતિ ઘણુંજી. ૬
જે થયું તે ભલે થયું કાજ, હું થઇ રાજી ઘણીજી;
હવે કહોને વિસ્તારી વાત, રાત રમણ તણીજી. ૭

ઢાળ.

વાત રાત રમણુ તણી, મુજને તે કહો નિરધાર;
એવી કોણ બળવંત સુંદરી, કોણે મનાવી હાર. ૮
એવાં મર્મ વાચક માનનીનાં, સાંભળ્યાં અતિસાર;
વળતા તે વાહાલો એમ વદે, તું જીવન પ્રાણઆધાર. ૯
તુજ વિના મારે કો નહીં, તું સત્ય વચન કરી માન;
હું શરણ તારે સુંદરી, દીજીએ ચુંબન દાન. ૧૦
એવાં વચન વાહાલાનાં સુણી, સુંદરીએ કર્યું સનમાન;
નરસૈયાચો સ્વામી રૂદે લીધો, તજી માતુની મન અભિમાન. ૧૧

## ચાતુરી ૨૬ મી–રાગ ધોળ.

સેજડીએ રમે સુંદરી રે, વાધ્યો રંગ અપાર;
મનમાન્યું રે માનનીતું, મોહ્યા દેવ મોરાર. સેજ૦ ૧
ચોળી ચીર એહેકે ઘણું, પેહેર્યાં નવસર હાર;
શ્રવણે ઝાલ ઝબૂકતી, પાયે નેપુરનો ઝણકાર. સે૦ ૨
રાખડલી રતને જડી, ગોફણો ફરકે અંગ;
વેણી ગુંથી ફુલતણી, સેંથો પુરીને સંગ. સે૦ ૩
આલિંગન અબળા લીએ, ઉરમાંહે રાખ્યો નાથ;
અધર અમૃત પ્રેમે પાયે, કામની કંઠે હાથ. સે૦ ૪
વિલસીને બહુ જણાય રસ ભર્યાં, પીઉને ખવરાવે પાન;
અતિ આનંદ વિનોદશું, દેતાં તે ચુંબન દાન. સે૦ ૫
પ્રેમદાની પ્રીતે કરીને, પ્રસન્ન થયા મહારાજ;
નરસૈયાચો સ્વામિ ભોગવ્યો, સુખસાગર તરવા કાજ. સે૦ ૬

## ચાતુરી ૨૭ મી–રાગ દેશાખ.

અભિનવી વિદ્યા હરજીની જાણીજી,
યમુના કાંઠે જાતાં પાણીજી,
પાલવ ગ્રહીને હરજીએ તાણીજી. ૧

ઢાળ.

પાલવ ગ્રહીને હરજીએ તાણી, ત્યારે હું મન લાજી ઘણું;
હરખે ચુંબન લઈ આલિંગન, કારજ સરીયું મુજ તણું. ૨

### વલણ.

કારજ સરીયું એનું ને મારૂંજી,વાહાલાજીનું મુખડું મેં ત્યાં નિહાળ્યુંજી;
વહાલાજીએ મુને હૈડામાં ચાંપીજી; રસ નિરધારધણો મુને આપીજી. ૩

### ઢાળ.

નિરધાર રતિરસ છે ઘણો, તમો જાણ્યો હોય તે જાણજો;
નરસૈયાચા સ્વામી સંગ રમતાં, માણી શકો તે માણજો. ૪

### ચાતુરી ૨૮ મી–રાગ દેશાખ.

સાંભળોરે સાહેલડી, જોબન મદમાતી નારરે;
ભજને સુંદર શ્યામળો, તારે સ્નેહ છે અપાર રે. ૧
માનની માન ન કીજીએ, શ્યામલડી કર શણગારરે;
વિલસતા વનમાં આવીને, સેજડીએ સુંદર નારરે. ૨
વળતી વનિતા એમ વીનવે, દૂતી સુણ કહું એક વાતરે;
મારા મંદિરમાં બાધા નથી, બહારે લોક કરે છો વાતરે. ૩
મારી સહિયર સમાણી સાંભળો, દુરીજન બોલે માનરે;
જેને બ્રહ્માદિક પામે નહીં, મોટા મુનિવરને નાવે ધ્યાનરે. ૪
તે તુજસું રંગે રમે વાહાલો, પરમરૂપ નિધાનરે;
મહિલાંએ મનમાં ધર્યું, મૂકી હૈડાનું ગુમાનરે. ૫
ભૂધર સાથે ભાવશું, તું મળીને અંતર ટાળરે;
નરસૈયાચા સ્વામી વિના, તુંને કોણ લડાવે લાડ રે. ૬

### ચાતુરી ૨૯ મી–રાગ દેશાખ.

દૂતી તહાં આવીજી, સુંદરીને લાવીજી. ૧
ચાતુરી ગવરાવીજી, મધ્ય મધ્ય નિશાણ વજડાવીજી. ૨
ધવળ મંગળ ગાયોજી, શ્રીજીએ મન ઉછાયોજી. ૩

### ઢાળ.

ધરણીએ ચંદન ઢળાવીયો, સોહાવીયો સુરત વીતાન;
ત્યાં પધરાવો પદમની, મુખ કરે તે અમૃત પાન. ૪
એણે સુભટ છળ્યા શામળો, તે ધરી હૈડામાં ધ્યાન;
સાહેલડી આનંદ પામી, દીધું કુંવરીને દાન. ૫

**વલણ.**

વહાલાજીને ઇહાં પધરાવોજી; સ્તુત્ય કરતાં આગળ આવોજી. ૬

**ઢાળ.**

સ્તુત્ય કરતાં આગળ આવો, ને લાવો નવલા ભોગ;
સજ થઇ નાથને રીઝવો, ફરી કરાવો જોગ. ૭
જીત્યો જદુપતિ એણી વેળાએ, હવે થયાં બહુ સનમાન;
સુંદરી શ્રીનાથ પ્રત્યે, માતી દીસે માન. ૮

**વલણ.**

મળી સખી મોરલીએ રમાડોજી;
માંહોમાંહે ભંભેરીને ભમાડોજી;
લેહેરે મળ્યા મહા સુખ પમાડોજી. ૯

**ઢાળ.**

લેહેરે મળી ને મળી મહા સુહાગણ, નિત્ય બોલતી અમૃત વેણ;
સુખ લેતાં અમૃત ઝકોરી, તેને ઉધરતાં કરણ મેણ. ૧૦
ધન્ય ધન્ય નરસૈયાચો સ્વામિ, ધન્ય ધન્ય સખિ સમવેણ;
ધન્ય ધન્ય ભૂમિ જ્યાં પ્રભૂ વિલસ્યા, ધન્ય ધન્ય દિન ને રેણ. ૧૧

## ચાતુરી ૩૦ મી–રાગ દેશાખ.

પીઉજી પધરાવીયા ઘર માંય, એ સુખ કહ્યુંરે નવ જાય. ૧

**ઢાળ.**

જાય જામની રસ ભરી, રમણ કરતાં રંગ;
વદન નિહાળ્યું વાહાલાકેરૂં, પૂલ્યું અંગોઅંગ. ૨

**વલણ.**

અંગે આનંદ ઘણો થાય; વાહાલાજીને બીડી હૃદયામાંય. ૩

**ઢાળ.**

બીડીયો મેં ભાવ આણી, ભૂષણ અંગે સારીયાં;
સેજ રચીરે સોહામણી, નાના કુસુમ મેં આણીયાં. ૪

વલણ.

આણીયાં મેં કુસુમ અપાર; વાહાલાજી શું કરશું રે વિહાર. ૫

ઢાળ.

વિહાર કરશું કંઠ લાગી, સ્નેહે ટાળશે કહાન;
સુરત સંગ્રામે શ્યામળાશું, મૂકી મન અભિમાન. ૬

વલણ.

અભિમાન તજું રે આજ; વાહાલાજીશું રે લોપી સઘળી લાજ. ૭

ઢાળ.

લાજ લોપી કાજ સરશે, વાહાલોજી ઉપર માહાલશે;
અધરે અમૃત પાન કરીને, અમશું અંતર ટાળશે. ૮

વલણ.

અંતર ટાળશેરે નાથ, પ્રેમે ધરીને ભરશું બાથ. ૯

ઢાળ.

બાથ ભરશો નાથ સાથે, થાશે રજની રળિયામણી;
પૂરણ પ્રીતે પીઉજી મારો, મનસા પૂરે અમતણી. ૧૦

વલણ.

મનસા પૂરણ વિલાસ; વાહાલાજી શો કર્યોરે હાસ. ૧૧

ઢાળ.

હાસ્ય કરતાં હેત વાધ્યું, પિઉ સેજાએ પધરાવીયો;
નરસૈંયાચા સ્વામિ સંગ રમતાં, મારે અંગોઅંગ સોહાવીયો. ૧૨

ચાતુરી ૩૧ મી-રાગ દેશાખ.

શ્યામળો સેજડીએરે સોહાય; શ્યામાજી ઉલટ અંગ ન માય. ૧

ઢાળ.

ઉલટ અંગે અતીઘણી, ચર્ણે તે શીશ નમાવીયું;
વિનય કરીને વિલસીયો તે, વાહાલાને મન ભાવીયું. ૨

વલણ.

ભાવીયું વાહાલાજીને મન; તે મુને કીધલો પ્રસન્ન. ૩

ઢાળ.

પ્રસન્ન પ્રેમદા પ્રેમ તારે, એમ બોલીયા રે મોરાર;
તેં મુને વશ આણીયો, તે જાણજે નિરધાર. ૪

વલણ.

રસ ભરી રીઝીયાં નરનાર; રેણી કીધલો રે વિહાર. ૫

ઢાળ.

વિહાર કીધો બ્રેહે ભાગ્યો; નયણે નયણ બહુ ઠર્યાં.
શ્યામ ને સ્વામિનીજીનાં, રંગે રમતાં હૈડાં ગર્યાં. ૬

વલણ.

વાલાજી છું તમારી દાસ; તમે તો પૂરી અમારી આશ. ૭

ઢાળ.

આશ પૂરી પ્રગટ પ્રીતે, એ સુખ કહ્યું નવ જાય;
બોલ અમારા મનમાંહે, આણજો જદુરાય. ૮

વલણ.

એમ કરતાં ઉદયો રે ભાણ; વાલાજી તમે અમારા પ્રાણ. ૯

ઢાળ.

પ્રાણ અમારા તમો પ્રભૂજી, માન માગું કહાન;
નરસૈયાચા સ્વામિ સદા મુજને, રહેજો તમારૂં ધ્યાન. ૧૦

## ચાતુરી ૩૨ મી—રાગ દેશાખ.

સફળ સુહાગી રે નાથ; વાલાજીએ સાહ્યો મારો હાથ. ૧

ઢાળ.

હાથ ગ્રહીને હૃદયમાં, ભીડી અંગો અંગ;
નયણે નયણ તુરંગ વાધ્યો, શામળાને સંગ. ૨

વલણ.

સંગ સોહામણી રે રાત; વહાલોજી વિલસે રે નાના ભાત. ૩

ઢાળ.

ભાત ભલીએ રે વિલસીયો, સુર અતિ સંગ્રામ;
અધર અમૃત પાન કરીને, રમ્યો રમ્યો ચારે જામ. ૪

વલણ.

આણીયાં મેં કુસુમ અપાર; વાહાલાજી શું કરશુંરે વિહાર. ૫

ઢાળ.

વિહાર કરશું કંઠ લાગી, ગ્રેહે ટાળશે કહાન;
સુરત સંગ્રામે શ્યામળાશું, મૂકી મન અભિમાન. ૬

વલણ.

અભિમાન તજુંરે આજ; વાહાલાજીશુંરે લોપી સઘળી લાજ. ૭

ઢાળ.

લાજ લોપી કાજ સરશે, વાહાલોજી ઉરપર માહાલશે;
અધરે અમૃત પાન કરીને, અમશું અંતર ટાળશે. ૮

વલણ.

અંતર ટાળશેરે નાથ, પ્રેમે ધરીને ભરશું બાથ. ૯

ઢાળ.

બાથ ભરશો નાથ સાથે, થાશે રજની રળિયામણી;
પૂરણ પ્રીતે પીઉજી મારો, મનસા પૂરે અમતણી. ૧૦

વલણ.

મનસા પૂરણ વિલાસ; વાહાલાજી શો કર્યોરે હાસ. ૧૧

ઢાળ.

હાસ્ય કરતાં હેત વાધ્યું, પિઉ સેજાએ પધરાવીયો;
નરસૈંયાચા સ્વામિ સંગ રમતાં, મારે અંગોઅંગ સોહાવીયો. ૧૨

ચાતુરી ૩૧ મી-રાગ દેશાખ.

શ્યામળો સેજડીએરે સોહાય; શ્યામાજી ઉલટ અંગ ન માય. ૧

ઢાળ.

ઉલટ અંગે અતીઘણી, ચર્ણે તે શીશ નમાવીયું;
વિનય કરીને વિલસીયો તે, વાહાલાને મન ભાવીયું. ૨

વલણ.

ભાવીયું વાહાલાજીને મન; તે મુને કીધલો પ્રસન્ન. ૩

ઢાળ.

પ્રસન્ન પ્રેમદા પ્રેમ તારો, એમ બોલીયા રે મોરાર;
તેં મુને વશ આણીયો, તે જાણજે નિરધાર. ૪

વલણ.

રસ ભરી રીઝીયાં નરનાર; રેણી કીધલો રે વિહાર. ૫

ઢાળ.

વિહાર કીધો સ્નેહે ભાગ્યો; નયણે નયણ બહુ ઠર્યાં.
શ્યામ ને સ્વામિનીજીનાં, રંગે રમતાં હૈડાં ગર્યાં. ૬

વલણ.

વાલાજી છું તમારી દાસ; તમે તો પૂરી અમારી આશ. ૭

ઢાળ.

આશ પૂરી પ્રગટ પ્રીતે, એ સુખ કહ્યું નવ જાય;
બોલ અમારા મનમાંહે, આણજો જદુરાય. ૮

વલણ.

એમ કરતાં ઉદયો રે ભાણ; વાલાજી તમે અમારા પ્રાણ. ૯

ઢાળ.

પ્રાણ અમારા તમો પ્રભૂજી, માન માગું કહાન;
નરસૈયાચા સ્વામિ સદા મુજને, રહેજો તમારૂં ધ્યાન. ૧૦

ચાતુરી ૩૨ મી—રાગ દેશાખ.

સફળ સુહાગી રે નાથ; વાલાજીએ સાહ્યો મારો હાથ. ૧

ઢાળ.

હાથ ગ્રહીને હૃદયમાં, ભીડી અંગો અંગ;
નયણે નયણ તુરંગ વાધ્યો, શામળાને સંગ. ૨

વલણ.

સંગ સોહામણી રે રાત; વહાલોજી વિલસે રે નાના ભાત. ૩

ઢાળ.

ભાત ભલીએ રે વિલસીયો, સુર અતિ સંગ્રામ;
અધર અમૃત પાન કરીને, રમ્યો રમ્યો ચારે જામ. ૪

### વલણ.

સખિરે રસીયો યાદવરાય; એનું મુખ નીરખતાં સુખ થાય. ૫

### ઢાળ.

સુખ થાય સાગર ઝીલતાં, વાલો વિલસિયો સુખ ધામ;
સુજસું રંગી શામળો, તેણે કીધાં પૂરણ કામ. ૬

### વલણ.

સખિરે કામ કેલ વિલાસ; વાલાજીએ કીધાં વિવિધ પેરે હાસ. ૭

### ઢાળ.

હાસ્ય કરીને હર્યું સર્વસ્વ, સોંપ્યું તન મન ધંન;
અવર કો વાહાલું નહીં, તમ વિના પ્રાણજીવંન. ૮

### વલણ.

ચાલ સખિરે જીવન મારૂં કાહાન; રંગભર રમી તજી અભિમાન. ૯

### ઢાળ.

માન તજીને માંણીયો, સજી પુરવ શણગાર;
સખિરૂપે નરસૈયો નીરખે, તે કૃષ્ણજીનો વિહાર. ૧૦

## ચાતુરી ૩૩ મી–રાગ ધન્યાશ્રી.

હરી ઉર લીધલારે, પીધલો રસ ચારે જામ;
સ્નેહ ધરી વાલો સંગમ આવ્યો, હું વિલસી સુંદરશ્યામ. હરી. ૧
સુણ સખિરે મારા બોલ, સૈજડીએ થયોરે ઝાકમઝોલ;
પ્રાણ પીઉસું પ્રીત બાંધી, મેં કીધલોરે રંગ કલોલ. હરી. ૨
અધરે ધરી કીધો પાન, તેણે ગયું મારૂં માન;
અંતર ટાળી એકજ કીધું, પામી વર હું કહાન. હરી. ૩
એ ધન્ય ધન્ય મારો નાથ, અમને કીધલાં સનાથ;
નરસૈંયે રંગની રેલમાં, દીધી હસી તાલી લીધી હાથ. હરી. ૪

## ચાતુરી ૩૪ મી–રાગ દેશાખ.

આવોજી આવો ભલે પધાર્યાજી; બહુ શ્રમ કરીને હાર્યાજી. ૧
સકલ લોકને તાર્યાજી; સહુ કોયના તાપ સમાવ્યાજી. ૨

ચર્ણું પખાળી ચર્ણોદક લીજેજી; પૂજા કરીને દંડવત કીજેજી. ૩
અંગ સોહામણું સુખ દીજેજી; કાંયક જે જે અમથી સીજેજી. ૪
બોલેછે મરડની વાતજી; અમારે તમ વિના નથી કો નાથજી. ૫
હું સર્વે તજીને શરણે આવ્યોજી; કાંહે મનમાંહે જે જે ભાવ્યોજી. ૬
શું કહું શામાજીનો મચકોજી; બોલ્યાંતાં બેહુ જણ લચકોજી. ૭
આજપછી નકરે કોયે ખચકોજી; નરસૈયો નાંખે તેહનો ભચકોજી. ૮

## ચાતુરી ૩૫ મી–રાગ દેશાખ.

સાંભળ સખી તારા નવલ રંગ, વાલોજી વિલસીયો રજની રમતાં રંગ. ૧

ઢાળ.

પરગટ દીસે પદમની, તોરે ચંદન અંગો અંગ;
તારાં મદભર્યાં લોચન દીસે, મુખ બોલ વયણ તુરંગ. ૨

વલણ.

સુરત સંગ્રામનાંરે નયણ; વશ્ય કીધો મહા મયણ. ૩
તારાં હસી રહ્યાંરે કપોલ; તારૂં વદન કોમલ શશિતોલ. ૪

ઢાળ.

સખી તણાં વચન સુણીને, હઇડે હરખ અપાર;
નરસૈયાચો નાથ મળીયો, કીધલો વિવિધ વિહાર. ૫

## ચાતુરી ૩૬ મી–રાગ બિહાગડો.

સેજડીએ સોહાવતીરે, રમતી વાલાજીને સંગ;
ભાવે ભજતીરે, મન વાધ્યો છે બહુ રંગ. ૧
કંચુકી કસણ બહુ કસ કસેરે, ઊરપર લેહેકે છે હાર;
હારમાં પુષ્પ અમૂલ્ય છે રે, જે સુગંધ આપે અપાર. ૨
પિઉ સંગ વિલસતીરે, વદન નીરખી કરે અમૃત પાન;
ભૂજ બળ ભીડીનેરે, ઊરપર લીધલો કાહાન. ૩
હાસ્ય કરતી ઉમંગી અબળારે, સબળ સનમુખ શ્યામ;
કોય કોય નવ ઓસરેરે, રંગ વાધ્યો અતિ સંગ્રામ. ૪
ધન્ય ધન્ય કૃષ્ણનેરે, ધન્ય ધન્ય નારી વિલાસ;
ધન્ય ધન્ય નરસહિંયો નિરખતોરે,હરખતાં પોહોતી મનની આશ ૫

---

ચાતુરી છત્રીસી સમાપ્ત.

---

# ગોવિંદ ગમન.

## રાગ સામેરી.

અવર્ણિય છો અવિનાશ, કૃષ્ણ કૃપાળ દયાળ રે;
તોય દાસાનુદાસ ગુણ ગાય, હોઇએ વર્ણિય વિશ્વપાળ રે. કૃષ્ણ.
ઋષિપત્ની ઋષિ વચન પાળવા, મધુપુરમાં અવતરિયા રે;
એદિની મારણ મામા ભયથી, ગોકુળમાં જઇ ઠરિયા રે. કૃષ્ણ.
બક બકી ત્રણાવત કાલિ મર્દન, અગાસુર કેશી માર્યા રે;
પુરંદર પરમેષ્ટિ ગર્વ ટાળિયો, જદુરાએ સંકટ નિવાર્યાં રે. કૃષ્ણ.
બાળલીલા દાણલીલા લાલે, રાસલીલા જળલીલા કીધી રે;
ગોકુળ કાર્જ પૂરૂં થયેથી, મામાને અવળી મત દીધી રે. કૃષ્ણ.
જગન મખાંતર મામાએ કાઢી, અક્રૂર ગોકુળ મેલ્યા રે;
નિશાએ નંદ ઘરે રથ છોડી, કૃષ્ણને મળિયા વેહેલા રે. કૃષ્ણ.
તેણે કૃષ્ણતું ગમન કરાવ્યું, તે પ્રાકૃત માંય કરિયે રે;
ભક્ત કવિ રખે એક જાણો, જેમ તેમ નરસંઇ તરિયે રે. કૃષ્ણ.

## પદ ૧ લું–રાગ મારૂ.

જવ અક્રૂર આવ્યા વૃજમાં, જુએ ગોપ ગોપીનાં ઘેલાં;
કૃષ્ણ મુખ નિરખ્યા કરે, જેનાં મન નથી મેલાં. જુએ.
સૂતાં બેસતાં ઊઠતાં, રમતાં જમતાં કરે કૃષ્ણ;
બાળ રૂએ કૃષ્ણ કૃષ્ણ કહી, ન મટે કોની તૃષ્ણ. જુએ.
નંદ જશોદા નંદન વિના, નવ લે અન્યતું નામ;
દામ કામ ધામ કૃષ્ણજી, અવશેષે નામ રામ. જુએ.
એ વિધ વાટે નિરખતાં, અક્રૂર ભવને રે આવ્યા;
રથે રેવંત રૂડા જોડિયા, અક્રૂર ક્રૂર સંદેશો લાવ્યા. જુએ.
ગોપિયોએ જઇ નંદને કહ્યું, મહારાજ કો રાજ પધાર્યો;
અક્રૂરને નંદે ઓળખ્યા, સામા લેવા સધાર્યા. જુએ.

માન પાન સનમાન શું, અર્ઘ્ય પાદ્યે રે પૂજ્યા;
નરસંઇયાના નાથે નિરખિયા, નિશ્ચે કાકા નહિ દૂજા. જુએ.

### પદ ૨ જું-રાગ સિંધુડો.

અક્રૂર જે આવિયા નંદને ભાવિયા, હરિ ભલે આવ્યા કહી હાથ જોડયા;
કામ મુજ રંક શું કોહોજી નિઃશંક શું, પ્રભુ પધારી મુજ પાપ છોડયાં. ટેક.
કૃષ્ણને સાન કરી પાગ લાગો હરિ, કિંકર એમના કૃષ્ણ ભાયા;
લહી ભક્ત જદુરાઈ તેણે સમે ત્યાં જઈ, માબાપના દેખતાં ચરણ સાહ્યા. અ.
તેજ જળહળ થઈ અક્રૂરની શુદ્ધ ગઇ, જેમ તેમ મન વશ કરી આશીશ દીધી;
ક્ષેમ કુશળ પૂછિયું સારું સુણી રુચિયું, પછે પોતા તણી વાત કીધી. અ.
રાયે જગ્ન આરંભિયો માટે હું આવિયો, દહીં દૂધ કૃષ્ણ લઇ ત્યાંય ચાલો;
નરસંઇનો નાથ જે લેજો તમે સાથ તે, કાલને કાલ નંદરાય હાલો. અ.

### પદ ૩ જું-રાગ ધનાશ્રી.

કૃષ્ણ જવાનું સાંભળ્યું ગોપિયોએ જ્યારે જી;
વાઘ દેખી અજા જેવી, તેમ થઇ સ્ત્રિયો ત્યારે જી. ટેક.
કોના સસરા સ્વામી પિતા ભ્રાતા હુતા જી;
માટે "ગળે ઝલાઇ" ગઇ ત્યાંથી સૌકો દહિતા જી. કૃષ્ણ.
વળી ત્યાં ગોપ સખાએ સુણ્યું ગમન જી;
તિણે તો અક્રૂર મારવાનું કીધું મન જી. કૃષ્ણ.
ચેત્યા ચતુર્ભુજ ગોપ ચિત્ત જેહ જી;
પુર પડો વજડાવી કહ્યું કેણ નેહ જી. કૃષ્ણ.
એમ કરતાં કરતાં થઇ મધરાત જી;
અક્રૂર જોઇ ઢંગ થાય નેહ નાત જી. કૃષ્ણ.
નેહીને વોળાવી વિઠ્ઠલ આવ્યા જી;
નરસંઈના સ્વામીને માયે પોઢાવ્યા જી. કૃષ્ણ.

### પદ ૪ થું-રાગ કાનડો.

ગોપને શાંતિ થઇ પણ, ગોપિયો મન દુઃખ ધરે;
ચપળ ચપળા મધુપુરની, વશ વિઠ્ઠલને તો કરે. ટેક.
લાજ મરજાદા મૂકીયે પણ, હરિ ન જાવા દીજિયે;
એમ રંગ તરંગ કરે ઘણા, રમાનાથ વિણ કેમ રીઝિયે. ગો૦

જુવતિયો ને વાતો કરતાં, મધરાત્ય વીતી છે;
સાસુ નણદી ગાળ ભણતી, વહુવારૂ કેરી શું રીતી છે? ગો૦
જીવ વોણાં ખોળિયાં તે, બીજી બીજી ઘરે લઇ ગઈ;
રાઇ રાધા ચંદ્રભાગા, ત્યાંની ત્યાં બેશી રહી. ગો૦
ઘરે ગઇ ગોપિયો સર્વે, પણ નિદ્રા કો કરતી નથી;
સ્વામી મારે આંખડલી કાઢે, પણ ડરાવી ડરતી નથી. ગો૦
કોઇ બીકથી કોઈ લાજથી, ઘડી એક બેતો સૂઇ રહી;
સ્વામી નરસૈંઇનો વસ્યો મનમાં, ચટપટી ચિત્તનિ નવ ગઈ. ગો૦

## પદ ૫ મું–રાગ આશાવરી.

મા બાપ ભરતાને ભૂલાવવા, સ્વલ્પ સૂઇ રહી બાળી રે;
વલુણાં ખીંચવા ઉઠી શામા, મધ રાત્રિ જવ કાળી રે. ટેક
કોઇ એક દિવસનું વલુવે, તેને સાસુ લઢવા ધાતી રે;
કો બગબગે વાસીદું કરવું, તે મધરાતે કરવા જાતી રે. સ્વ.
કોઇ વહાણું વાગે ગાય દોવી, તે રાત્યમાં જઇ દોતી રે;
તેમાં વચ્છ સાટે ગાય છોડી, કૃષ્ણ વિરહે રોતી રે. સ્વ.
કો સેલે સ્વ પાગ બાંધી, નિજ કુચને દોતી રે;
કો ભાજન અવળાં મૂકી, સેડ સાસું નવ જોતી રે. સ્વ.
કો વાસીદામાં સુશરું લઇ, જઇને બાહેર નાખે રે;
મારો મારો અક્રૂરને બાઇ, ક્રૂરપણું જે દાખે રે. સ્વ.
કૃષ્ણ કૃષ્ણ એમ કેહેતી ઊઠે, તિમિર સોપાને પડતી રે;
કો પ્રભાત ગાયે મધ્યરાતે, ગમે તેમ બડબડતી રે. સ્વ.
આણી વિગતે પ્રભાત ગાતી, તે સુણીએ સહુ શ્રાતા રે;
સ્વામી નરસૈંઇ પ્રેમ નિરખે, ટગટગ ટશે જોતા રે. સ્વ.

## પદ ૬ ઠું–રાગ પ્રભાત.

વહાણાં વહેવાતાં દરશિનું નિરખતિ, પદ્મની આપ પ્રભાત ગાતી;
રાત પડી માસની શકે ખટમાસની, કેમ કરી નથી રાત જાતી. ટેક.
રાત્રિને કાઢવા પ્રભાતને બાળવા, કૃષ્ણ ચરિત્ર સહુ ગાય બાળી;
કપટીએ કાગાનંદ માતનાં પ્રાણુ જ લીધાં, શકટાસુરત્રાડિયો પાદ વાળી. વ૦

આપણે પકડતી ત્યાંથી એ નાસતો, વળી કૂપ ત્રઠે બહુ મર્મ ભાખે;
વાછરૂ ચારતાં વચ્છાસુર મારિયો, જેને નિગમ કિંચિત્ કહી ન દાખે. વ૦
કાલિ મર્દન કરી આપણાં વસ્ત્ર હરી, કદમ ઊપર એહ ચઢી બેઠો;
બ્રહ્માનો ગર્વ ભગવાન મનથી હર્યો, આંજણિયા વૃક્ષથી નવ નેઠો. વ૦
ગુણ ગણ એહના કુણ કહે દેહના, નિગમ જેવા નેતિ નેતિ બોલે;
નરસૈના સ્વામીને નિરખિ દુઃખ વામિયે, એહ ગુણ ઊપમા એહ તોલે. વ૦

## પદ ૭ મું-રાગં પ્રભાત.

## ચંદ્રભાગા વચન.

સૂણ સાહેલડી, થઇ સહુ ઘેલડી, કોતણો બોધ મનમાં ન લાગ્યો; ટેક.
પુત્ર પતિ પરહરી ધરી હૃદયે હરી, કાત્યાયની પાસથી એજ માગ્યો. સૂણ.
કૃષ્ણ જ્યાં જાય ત્યાં મિષ કંઇ કાઢીને, ગોતવાને સહુ જઇએ ગોરી;
પૂઠે ફરિયે બાઇ આબરૂ સર્વ ગઇ, શાસ્ત્ર પરાં કરી કરિયે ચોરી. સૂણ.
એક દેહ એહની નિરખિયે નેહથી, ધારી ગુડ શર્કરા પિયુષ ભારી;
વશ કરી ગોપિયો સર્વને એ વિધે, જીણે શુંનકાર દશ દીશ ધારી. સૂણ.
ગારૂડી વશ કરે ગરૂડના ભક્ષને, મૃગ સુણી ગાન તેમ ગોપી હુઇ;
કૃષ્ણજી કૃષ્ણજી વદનથી ભાખિયે, વાસના ગોપીની અન્ય મુઇ. સૂણ.
ડર નહીં કંસનો તેમ મા બાપનો, નિંઘ અતિ થઇ પતિને ન ગણિયે;
આપણ જેમ થઇ વ્રજ સૃષ્ટિ સહુ તેમ થઇ, કહો પછે કોતણો વાંક ભણિયે. સૂણ.
તરૂણ છોકરડાં ઘરડેરાં વશ કર્યાં, જડ ચૈતન્ય વળી દેહધારી;
નરસંઇયો ચિત્ત ધરે શી વલે તો થશે, સલિલ વિણ સૂકશે વેલ પ્યારી. સૂણ.

## પદ ૮ મું-રાગ પ્રભાત.

## રાધા વચન.

સાહેલિયો માહરી, વાત કરૂં જાહરી,-તે તમે સહુ મનમાંય ધરજો;
નંદનંદન આવિયો મુને ઘણું ભાવિયો, વચનથી બાંધી કહ્યું મુને વરજો. ટેક.
વચન આપી ગયો વિસરી કંઈક રહ્યો, મેં પણ ચિન્હથી ચોર પકડયો;
વિવિધ પેર પૂછિયું પણ એ છટકે ઝટ, મેં પણ આ વિધે ખૂબ ઝકડયો. સાહે.
વદને કાજળ કશું,-હાર વિણ હાર જશું, તાંબૂલ લાગિયાં કંથ મારા;
આંખે ઊજાગરા અંગ આળસ ભર્યાં, તો કહે ગયો જ્યાં હુતાજ વારા, સાહે.

એ શબ્દ સૂણી મન માંહ્ય ધૂણી ધણી, એ સાથ બોલ્યાનાં નીમ લીધાં;
માંડમાંડ એમ કર્યું એણે નક્કી ધર્યું, મુને મનાવાતણા ફંદ કીધા. સાહે.
હાવભાવ કટાક્ષ મુરલી ઘણી વાઇ વળી, સખીની સાથ મુને કહેણ કહાવ્યાં;
મેં કંઇ નવ ધર્યું ગમતું મન વશ કર્યું, ફંદીના ફંદ બાઇ કંઈ ન ફાવ્યા. સાહે.
એક દી નીસર્યાં માટ માથે ધર્યાં, દાવ જોઇ એણે કુંજે રોકયાં;
કુંજ ગલિ માંહિ સંતાઇ સહુ સુંદરી, જે થકી ઇણે નવ અવલોકયાં. સાહે.
રહી સંતાઇ જહાં કેતકી કેવડો તહીં, એકલો આવિયો છાનોમાનો;
પોકાર પૂઠે રહી કરિયો આણી વિધે, મેં નહીં ઓળખ્યો એજ કાહાનો. સાહે.
કેવડા ઉપર કાલી જશો સર્પ એ, અલિ વળી સર્પ એમ શબ્દ સુણિયો;
અંગ ધ્રૂજી ગયું કેશ વિખરઇ ગયા, શરિર સારે પરસ્વેદ વળિયો. સાહે.
નાસતાં નાસતાં હું પડું આખડું, ત્રાસ પામી ઘણું મંન માંહી;
લડાઈને વિસરિ હે કૃષ્ણ! કૃષ્ણ! ઊચરી, ગોપીનો નાથ મેં નિર્ખ્યો ત્યાંહી. સાહે.
વાલો દડબડ દ્રોડિયો મુજને આલિંગિયો, ડર નહીં ડર નહીં એમ ભાખ્યું;
નરસંઇના નાથનું કપટ કળી ગઇ, તોય બાઇ હેત એનું એજ રાખ્યું. સાહે.

## પદ ૯ મું.–રાગ રામગ્રી.

આ વિધે કૃષ્ણ ચરિત્રનાં, ગાય મધરાતે પ્રભાત;
વિરહે કૃષ્ણ કૃષ્ણ ઉચરતી, જુએ વ્હાણું વાયાની વાટ. ટેક.
જો કો સામાન્ય સ્ત્રિઓ ગાયતો, મધ્યરાતે પ્રભાત;
ત્રાસનાં માર્યાં ઉઠે પંખીડાં, રાધા સ્વરની શી વાત. આ૦
વૃંદાવનનાં વિહંગમ વિલાસિયાં, નિત રૂડાં સુણતાં ચરિત્ર;
તે શબ્દ સુણી કેમ શાંત રેહે, થયેલાં અંગ સર્વ પવિત્ર. આ૦
પંખી માત્ર નહિ પણ પશુ જાગિયાં, સુણી સ્વામિની મુખવાણ;
ત્યાં સ્થિર જમુના લાગી ડોલવા, સ્વર થયો જળચરને જાણ. આ૦
સ્વર સુણિયો સૂરજ દેવતા, પાળા ધાયા કરવા પ્રકાશ!
સ્વર સુણિ રે કમળ ખીલિયાં, ઉપન્યો પોયણીને ત્રાસ. આ૦
ઘુવડ રે ગભરાઇ નાશિયા; નાઠી નાથ પ્રથમ ખાનાર;
ચામાચિડિયાં ચીબડી નાશી ગઈ, પંખિયે મૂકયા મૌજવા બાર. આ૦
શિયાળીએ શબ્દ છોડિયા, મીંદડાએ મૂકી શીકાર;
સર્વ વિણ સિંહ નાશી ગયા, ગયાં વાઘ વરૂ તેણી વાર. આ૦

માંકડ ચાંચડ રે ભૂખ્યા રહ્યા, મૂકિયો મચ્છરે શોર;
આ વિરહી પ્રાણી રે જાગ્યાં ઉઠયાં, ન જાગ્યા જાણી નંદ કિશોર. આ૦
હરિ જગાડવા આવી ગોપિયો, પૂછયો રાધાને સમાચાર;
બાઇ તુજને હરિ મળ્યા હશે, તારા પ્યારા નંદકુમાર. આ૦
રાધા કહે હું પણ બાઇ તમ જશી, નક્કટ નથી દીઠા નંદલાલ;
સખી નિશ્ચે હવે તો ઉતારિયાં, નરસંઇના સ્વામીએ વ્હાલ. આ૦

### પદ ૧૦ મું. રાગ ગોડી.

પ્રભાત જાણી પંખીડાંરે ઉઠયાં, કાક કરે ત્યાં કાકા રે;
પપૈયા તો પિયુ પિયુ ઝંખે, શુડા કૌ કૌ કરે વડ શાખારે. ટેક.
મોર ટૌકાર કળા કરે સુંદર, આંસુ વહે ઢેલ વીણે રે;
પલાશપર રૂડા પોપટ બોલે, કોયલડી ટઉકે સ્વર ઝીણે રે. પ્રભાત.
ચક ચક કરતી ચકલિયું આવે, જાણે વિયોગતો ભાગે રે;
ખુશ ખુશ ખુશ ખીશકોલી કહેછે, રાધાને રૂડું ન લાગે રે. પ્રભાત.
વાછરૂં ભાં ભાં શબ્દજ ભણતાં, ગાગો બાંબાં શબ્દ બોલેરે;
શીતળ મંદ પવન સુવાસિત, વામાવસ્ત્ર ઉડાડી ડોલેરે. પ્રભાત.
તે ટાણે તો જાગિયા અક્રૂર, જાણે ભઇ ગયો ભોર રે;
નરસંઇયાના સ્વામિ વિણ ન જાણે, કે છે ગોપિયોનો શોર રે. પ્રભાત.

### પદ ૧૧ મું.—રાગ ગોડી.

અક્રૂર ચિંતા કરતા જાગ્યા રે, હરિ દર્શને તાપ તો ભાગ્યા રે;
શોર બકોર અતિ સુણિયો રે, જાણે વેદ પાઠની લાગી ધુનિયો રે.
નક્કી પ્રાતઃકર્મ તો ચૂકું રે, કેમ્ આળસ જતું નથી મૂકયું રે;
શોર બકોર તો રૂડો થાયરે, કેમ અજવાળું ન જણાય રે.
એમ વિચારી ઉઠી ફાંફાં મારે રે, ઝીણો શબ્દ સુણ્યો તેવારે રે;
હે કૃષ્ણ ! કૃષ્ણ ! તમે ઊઠો રે, અમો અબળાપર કાં રૂઠો રે.
એમ વારા ફરતી ભણતી રે, સાસુ સસરાની લજ્જા ન ગણતી રે;
વળી એક કહે કૃષ્ણ જો આવે રે, તો આપણાં ધાર્યાં થાવે રે.
એમ વિચારી દ્વારમાં જોતી રે, વળી તઇડ જોઇ સંશય ખોતી રે;
ભીંતે જાળીન, માટે મરો મોતી રે, તઇડો મોટી નહીં, કહી રોતી રે.
એવે અક્રૂરજી તો આવ્યા રે, પડયા પડધા ગોપીને ભાવ્યા રે;
આવી દ્વાર ધકેલ્યું અક્રૂરે રે, નરસંઈ સખિયે જાણ્યો સુરત શૂર રે.

## પદ ૧૨ મું.—રાગ દેશાખ.

અક્રૂરે દ્વાર ઉઘાડિયું રે, સ્ત્રિયોએ જાણ્યા સુંદરશ્યામ;
બાર દ્વાર રોકી વળીરે, શકે સંતાયા ઘનશ્યામ, ટેક.
અક્રૂર આંખ્યો ચોળતારે, નીકળિયા દ્વારની બાહાર;
અંધારાતી ખાધી એ ભણી રે, મહિયારીએ જાણ્યા મોરાર. અ.
અસંખ્ય વૃંદ ગોપી તણાં રે, તેણે ધરિયા શૂર અક્રૂર;
ગોપી કહે હરિ આવ્યા દાવે રે, લીજીએ રસ હવે ભરપૂર. અ.
એમ બોલી મનમાં ડોલી રે, અક્રૂર પકડિયા તેણિ વાર;
સ્પર્શ સુખ માટે ઝાલ્યા રે, હાથ પગ શીર કેશ અપાર. અ.
જ્યમ કીડિયો કીટને પકડે રે, ત્યમ અક્રૂર વીંટી લીધા;
કુંજમાં લઇ જઈએ ચાલો રે, હવે મનોરથ સીધ્યા. અ.
અક્રૂર કેહે નોય નોય કૃષ્ણ રે, અઅક્રૂક્રૂ રરરર રે બોલાય ;
શકે હશે સર્વ પિશાચણી રે, એથી ભક્તને દુઃખ ન થાય. અ.
શું હશે સ્ત્રિયોનાં વૃંદ આ રે, મહીં કૃષ્ણ કૃષ્ણ સંભળાય;
મથુરાં માંહે મેં સુણિયું રે, કૃષ્ણની સખી ગોપિકા થાય. અ.
અરે જો કદી એમ હશે રે, તો નિશ્ચે તજીશ હું પ્રાણ;
ભગવાન ભોગ જે ગોપી રે, તિને કેમ્ પરસે પાપી પ્રાણ ! અ.
એમ ઘડભાંજતો કરતા રે, દીનપણે મૂકો મૂકો ભાખે;
કિંકરનો કિંકર હું કૃષ્ણનો રે, થડ મૂકી વળગો કાં શાખે. અ.
ગોપી કહે છેલ છબીલા જાણું રે, પછે હમે કિમ્ ચૂકું.
નરસંઇયાના સ્વામી તમને રે, જાવા મરતાં લગ નહિ મૂકું. અ.

## પદ ૧૩ મું.—રાગ સિંધુડો.

બાઇ હું હરિ નથી, કહું છું તમને કથી, મથી મરો શીદ તમે તોય મંથી;
મૂકો મૂકો મુને, પીયુષ નહિ ગરલ છું, ઇચ્છો હરિને પણ હું છું પંથી!
ગોપિયો કહે મુખે, ગરલ છો રહ્યું સુખે, દુઃખે પી રીઝિયે શીવ રીઝ્યા;
પ્રભુનું કામ નહિ પંથ પંથી દેખાડશે, વારી મથિયે તેમાં શીદ ખીજ્યા.
અક્રૂર બોલે ઘણું નવ કો સુણે તે તણું, બણ્યું દીન રૂપ હરિભક્ત કેરૂં;
સ્હાય મારી હરિ કરો નહિતો નિશ્ચે મરૂં, હુંને ઊગારો તમે થઇને હેરૂં.

બરકેલું બંસીધરે સુણિયું રાધાવરે, કરે રખે દેહ મુજ ભક્ત તાજ;
નિદ્રાને પરહરી જાવું મારે તહીં, બાંધી આવું પાણી પેહેલી પાજ.
ભક્ત દુઃખ મન ધરી સંકટ કાપ્યું હરિ,કરી કૃષ્ણની દેહ અક્રૂર બદલી;
અક્રૂર જઇ મૂકિયા ભવન નંદજ તણે, કુંજર રૂપ થઇ મરદી કદલી.
હરખી તવ ગોપિયો હરિ અંક લઇ ઓપિયો, રોપિયું બીજ પછે પ્રેમ કેરૂં;
નરસૈંનો નાથ કહે વેહેલા વેહેલા આવશું,વચન દીધેલું અમો નહિં ફેરૂં.

## પદ ૧૪–રાગ સારંગ.

ગોપિયો કહે ઓળખીએ ભગવાન, ન કો ભાગ સાચો આખે વાન;
મૂળે જીભ ચર્મની તમારી, હરિ નિશ્ચે કયમ થાય અમારી.
તમારે હાસ હમારે હરિ ત્રાસ, જાઓ અમ મારી કરો ત્યાં વાસ;
જો કથન નહિ માનો કમળા કંથ, તો સયમનીનો ઉઘાડો પંથ.
મૂકો મધુપુર માધવ જાવું, તમે અહિં બેસો અમે કંઇ કહાવું;
આમ મૂર્ખની ચાતુરી નરખો, એવું કહાવું જે હરિ હૈડે હરખો.
ન લાગે નંદને કંઈ ખોટું, અક્રૂર માને મારૂં વચ મોટું;
જાવું એવો હોય દૃઢાવ, કરીએ જમપુરીમાં પડાવ.
કૃષ્ણ કેહે એક દિમાં અમે આવું, અશુભ મા બોલશો તમો આવું;
જવ મરજી નહીં તવ નહિ જઇયે, એક દિ જવાદ્યો તો કરગરી કહિયે.
મેં મધુપુર નથી નિરખિયું, માયિક વચન સુણીને મન ફરિયું;
જાવ જીવણ વેહેલા આવજો, આણી વિધે ત્યાંથી લાવજો.
સાડિયો કટોરિયો મોળિયાં મંગાવે, કસો કાંસકિ કુમકુમ જેને જે ભાવે;
લાવજો કાજળ રખે કરતા કાળું, અમે ગોરસ મિષે આવી ભાળું.
કૃષ્ણ કહે સર્વ લઈ અમે આવું, હવે જાવા ઘો થયું અજવાળું;
ગોપી કહે 'જાઓ' એમ ન બોલાય,હરિ કહે એમને એમ જાવું શી ચિંતાય.
સ્ત્રીયો કહે શાણપણું અમે જાણું,કહો તમ વિરહે ધીર કયમ આણું;
હરિયે વિચાર્યું અહિંથી ન જવાય, કરૂં કંઇક હું રૂડો દાય.
હળવે રહી ગોપીકાને કહ્યું, પેલા નંદજી આવે તમે લહ્યું?
નંદ નામ સુણી ચોદિશ જોતી, નહિ નહિ કહી વળી સંશય ખોતી.
હરિ કહે આવે નક્કી મમ તાત, ભૂલી ગોપી માની ખરી વાત;
સ્ત્રીએ નંદ માની લજ્જા ધરી, નરસહીંનો સ્વામિ નાઠો મુઠિયો કરી.

## પદ ૧૫ મું.—રાગ મારૂ.

ભોર ભયો જાણી ભગવંત નાઠા, તે ગોપિયોએ જાણ્યું રે;
એ રસિયો કેમ રસ મૂકી આવે,વૃથા બોલે શાણું શાણું રે. ટેક.
ચાલો આપણુ ઘરે જઇયે, નહિં તો વળી અરિડાં પીડે રે;
રાધા કહે બાઈ વહેલાં સર્વે આવો, વાટ રોકિયે ધીરે ધીરે રે. ભો.
એક દિવસ જો સર્વે દુઃખ સાંખો, તો પછે અતિ સુખ થાશે રે;
થોડાં હઇશું તો જાશે ભૂલાવી, બાઇ કપટી વિઠ્ઠલો વ્હાશે રે. ભો.
જળ ભરવા જઇએ એમ કરી આવો;બેડાં સાથે વરેડું લાવો રે;
વધુ કરશે તો સહુ મળી બાંધું, વેહેલી આવ્યે બહુ ભાવો રે. ભો.
આ આવી કહી ચાલી ગોપિયો,જોઈ સાસુ લઢવા ધાતી રે;
ભર્યું પાણી વૃથા ઢોળી વહુઅર,સુણ્યું ન સુણ્યું કરી જાતી રે. ભો.
હેવે નંદે ગામમાં સાદ દેવડાવ્યો,મધુપુર જાવા સહુ હાલો રે;
ભોર ભઇ ગયો રાજા રીસાશે, સજ અક્રૂર ઉભા ભાળો રે. ભો.
શકટ બાંધી રૂંધી સજ કરિયાં, સર્વે થયા તૈયાર રે;
રામ કૃષ્ણને કહે થાઓ વેહેલા, તો કહે હાં શી વાર રે. ભો.
હરિ માયા બળ અતિ અગાધ છે, અક્રૂર રાતનું ગયા ભૂલી રે;
માધવ માયામાં મોટા મુનિવર ભૂલે,નરસંઇ કહે જુવો ગોપી ઝૂલીરે. ભો.

## પદ ૧૬ મું.—રાગ કાનડો.

ઘરડેરા ગોપ સજ થઇ આવ્યા,આવ્યા બાળક વરણાગી કરતા રે;
સુંદર પટકાએ કમરો રે બાંધી, ગાંઠયો વાળી છોગાં ધરતા. ટેક.
માથાં માંહે તેલ લગાવ્યાં, પછે વાંકી શીખા વાળે રે;
કડિયો પેહેરી શીરપેચ બાંધી,કેવો દીસું કહી નિજને ભાળે. ઘર૦
કરણે કુસુમ વિધ વિધ ઘાલે, શીર માંહે ઘણાં ખોસે રે;
ગેડિયો હસ્તે ચાલે વાંકા રસ્તે, જોઇ રાધા ભરાય રોષે. ઘર૦
એક એકથી અતિ વાંકા ચાલે, વળી ચાલતાં અંગ તપાસે રે;
મનમાં જાણે હું સૌથી રૂડો, ઘણું હરખાય ફુલડાની વાસે. ઘર૦
ચમ ચમ ચમ મોજડિયું બોલે, ઉડે મૂકેલાં છોગાં રે;
યૌવન માતા એમ મન ધારે,ક્યાંથી મધુપુરમાં આવાં લોગાં. ઘર૦
નંદ ઉપનંદ વૃષભાણ, આવ્યા, વૃદ્ધનાં આવ્યાં મળિ ટોળાં રે;
રાધા રાણી કહે મેહેતાનો સ્વામી, ઠગે વ્રજ વાસી ભોળાં. ઘર૦

## પદ ૧૭ મું-રાગ ધનાશ્રી.

ચાલો વેહેલા થાઓ વેહેલા થાઓ, એવા શબ્દ સંભળાયજી;
જે શબ્દ સુણી શ્રવણ રંધ્ર ફૂટયાં,રાધા રાણી અતિ કચવાયજી. ટેક.
શું કરવું તે નિશ્ચે ના સૂઝે,લજ્જા મૂકી કયમ મળાયજી;
સર્વને નિશ્ચે મનમાં એવું, ન મળતાં ભૂલાવી જાયજી. ચાલો.
આપણો પણ એ સખી નિશ્ચે, જો કદી એ વાહાયજી;
એ બાપની હોયે તે જીવે, એને અરથે તજવી કાયજી! ચાલો.
એક કહે અલિ ખબર કરો, કે, અમને મળજો વૃજરાયજી;
જો ન મળો તો લજ્જા છોડું, વળી નક્કી નહિ રેહેવાયજી. ચાલો.
રાધા કેહે લાવ્ય એને જણાવું,પણ લખાય કે ન લખાયજી;
સર્વાનુમતે લખવું નિશ્ચે, રાધા લખે ગોપી હરખાયજી. ચાલો.
કમળ પત્રપર સ્વામિની લખે, ત્યાં ગોપિકા દોત સ્હાયજી;
પત્ર લઈ જનાર ન કોઈ, ત્યાં નરસંઇ સખી સજ થાયજી. ચાલો.

## પદ ૧૮ મું-રાગ રામગ્રી.

નરસંઇ સખી સજ થઇ નીસરી, હસ્તે ધરિયો છે પત્ર;
જઇ તે મળી જદુનાથને, વાટ જુએ ઉભી સર્વત્ર. ટેક.
કૃષ્ણ રામ બે સજ થયા, મધુપુર જાવાને કાજ;
એવે દૂતીએ લાવી આપિયું, પત્ર લીજીએ મહારાજ. નર૦
કમળે કમળ પત્ર હરિયે ધર્યું, વાંચવા માંડયું શ્યામ;
પૂજ્ય સ્વામી નવ વીસરૂં, એક ઘડી તમ નામ. નર૦
અમો અબુધ અબળા શું લખું, છો સર્વજ્ઞ ઘનસ્યામ;
કરગરી લખીએ કિંકરી, જાઉં જમડાને ધામ. નર૦
વળી નિશ્ચે મનમાં કર્યું, આવું જાઓ તે ગામ;
વધુ લખું શું રે વિઠલા, મુઆ હાથ ન કરે કામ. નર૦
થોડે ઘણું કરી માનજો, રખે ધારો ખોટો દમામ;
નરસંઇને સાથે લઇ આવશું, જયાંહાં કરશો વિશ્રામ. નર૦

## પદ ૧૯ મું-રાગ બિહાગડો.

દૂતીને દયાળે મોકલી, જાઓ અમારે મળશું;
ઘરડેશ ઘરડે જશે, અમો કુંજની વાટે વળશું. ટેક.

દૂતીએ જઇને ત્યાં કહ્યું, પણ કહે વિશ્વાસ ન ધરિયે;
ધરેડનો મારગ રોકીએ, હરિ પીલી જાય તો મરિયે. દૂતી.
અવિનાશે ઉંચા ચઢી નિરખિયું, ત્યાં દીઠી વ્યૂહ રચના;
જાણે તૃષાર્થી પંથી ઉભીઆં, ક્ષુધાર્થી ઉભાં અશના. દૂતી.
એવે નંદરાયે કહાવિયું, ભાઇ રથમાં બિરાજો;
ગાંઠડલી રથમાં ધરી, બેઠા બેઠા રે સાજો. દૂતી.
કહાન કહે પિતા વાર નહીં, માતાને મળી આવું;
ધીમે ધીમે ચાલતા થાઓ, અમે ઝટપટ આવું. દૂતી.
ચાલંતાં વાર થાય વૃદ્ધને, ચાલતા થાઓ તાત;
નરસંઈના સ્વામીને નંદજી કહે, વેહેલા આવો બે ભ્રાત. દૂતી.

## પદ ૨૦ મું—રાગ દેશાખ.

હરિયે પિતાને વળાવિયા રે, જઇ માતાને મળિયા નાથ;
એક હસ્ત હસ્તે ગ્રહી રે, બોલ્યાં જશોમતી હરિની સાથ. ટેક.
લાડકડા વેહેલા પધારજો રે, ઉછંકળ નવ થાશો રે દયાળ;
નહિ રાજ તહીં આપણું રે, વહાલા નવ ભણિયે કોને ગાળ. હરિ.
મુખ મયંક નિરખ્યા વિનારે, હુંતો ઘેલી થઇશ મોરાર;
હરિ વેહેલા વેહેલા આવજોરે, મારા પ્રાણજીવન આધાર. હરિ.
શુભ કામે જાઓ હરિરે, તોય હુને થાય અપશુકન;
મુજ નિર્ધનને એક દિકરો રે, મારૂં જીવન જગજીવન. હરિ.
ભિટ મેળાવો કયારે થશે રે, કયારે નરખીશું રે વદન;
કાલે નંદ રહે તોય આવજો રે, મારૂં દુઃખડું જાણી સદન. હરિ.
કાજળ ટપકું રખે ભુંસતા રે, તેમાં લાંછન નહિ અવિનાશ;
એમ કહી જનની ભેટિયાંરે, હ્રદે લઇ કીધું મંદ મંદ હાસ. હરિ.
જશોમતી કેહે બળરામને રે, કરજે કૃષ્ણ તણું તું જતંન;
એમ કહી આંખલડી ભરે રે, જાળવજો રંકતણું રતંન. હરિ.
શ્યામળા તું મુખે કહે રે, કયારે આવીશ મારા પ્રાણ;
સમય ગયે નિશ્ચે મરૂં રે, તુજને બરકી બરકી જાણ. હરિ.
હરિ કેહે વેહેલા આવું અમેરે, તમે ચિંતા ન કરશો માય;
ભક્ત નરસંઇયો એમ ભણે રે, ઠગી માને ચાલ્યા વૃજરાય. હરિ.

## પદ ૨૧ મું.–રાગ સારંગ.

આઉના ભાર વાળી ગાયો રે, મોટા ખૂંટોએ હરિ શર્ણું સાયોરે;
ગાયોએ જાવાનું જાણ્યું જ્યારે રે, મોટા હિસારવ કીધા તારે રે.
તોડી વરેડું ગૌશાળા ફોડી રે, નીકળી ગાયોની ઘણી જોડી રે;
ધેનુ પ્રેમ નિરખિયો નાથે રે, પેઠા ગૌશાળામાં અક્રૂર સાથે રે.
આવી ગાયોએ ગોવિંદ ઘેર્યારે,હરિયે વારા ફરતી કર ફેર્યારે;
ચક્ષુથી ચોધારે અશ્રુ ખરતાં રે, બાંબાં શબ્દ વાછરૂ કરતાંરે.
જાણે ગાયો તેમજ ભણતી રે, લેઇ જાવાના શબ્દો સુણતીરે;
ન જાવા દેવા એવું દીસેરે, હિસારવ કરી માંહો માંહે હિસેરે.
હરિએ જનનીને ત્યાં બોલાવીરે,જશોમતી વ્હેલી વ્હેલી આવી રે;
બોલિયા હરિ મુખથી હસીરે, આવી જોઇ લેઓ ગાયો જશીરે.
કાળી કાબરી ખોડી બોડીરે, ધોળી પીળીની રૂડી જોડીરે;
હંસલી બગલી પોયણી રાતીરે, ગોમતી ટિલવી રખે કંઇ જાતીરે.
તેનાં વાછરૂ સઘળાં જોજોરે, ગાયને કેહે કાલે ન આવું તો રોજોરે;
કમળ કર પીઠ ઉપર ધરીરે, ગાયો રીઝવી નીકળ્યા હરિરે.
ઉંચી ડોક કરી કરી ભાળેરે, હરિને જાતાં ગાયો ન્યાળેરે;
અદર્શ થયા જ્યારે દયાળરે, નિરાશી પડી ગાયો તતકાળરે;
રામ કૃષ્ણને જાતા નિરખીરે, રોહિણી બોલ્યાં રામ શું હરખીરે;
વસુદેવને મળજો વીરારે, ધીરા રહી આમ કેજો હીરારે.
મારી માતા છે ત્યાં સુખીરે, અહિં રહું તમારી હોય રૂચીરે.
એમ બોલી દુઃખ હ્દે ધરતીરે, સ્વામી દુઃખ સંભારી ઘણું રડતીરે;
મેહેતાનો સ્વામી બોલ્યો તે વારરે, અમે દુઃખ ફેડીશું નિરધારરે.

## પદ ૨૨ મું–રાગ ગોડી.

માતાની આજ્ઞા માગી પળિયા, ન નિરખ્યા કે સૌ ધરણે ઢળિયાં;
અક્રૂર જોઇ જોઇ વિસ્મે થાય, આતો પ્રેમ કેવો કહેવાય.
પશુ પંખી નર ને નારી, ઇચ્છે હરિને ઝાડ પાન વારી;
ધન્ય ગોપ ગોપીને સર્વત્ર, બાળ પ્રેમ બધ દીસે અત્ર.
જેવા લોક તેવી હરિચેષ્ટા, છે એ બાળ ઉપર રૂડી નિષ્ટા;
હશે એ બાળક કે હશે હરિ, એમ ભ્રાંતિ અક્રૂરે ધરી.

રથ જોઇ નગ્ર વાસી હરખાય, ગુપ્ત થાય કે સહુ મુંઝાય;
સંદેશા સાંઈ કરતા કરતા હરિ, ચાર ઘડીયે નગરી પરહરી.
ભાગોળે ગયા જ્યારે ભગવાન, કાળી ગોરી નારી ભીને વાન;
વ્યુહ રચના રચી સહુ ઊભી, જેણે માત સાસુને ઘણી દુભી.
બે કોશ લગ આડી સાત હાર, કાછડાવાળી ઉભી લારો લાર;
હરિ દેખી ખુશી ઘણી થઇ, રાધા ઊભી જેની આળસ ગઈ.
તારા માંહે જેવી ચંદ્રકાન્તિ, ચપળ ઉમેલી રહિત જેની શાન્તિ;
અક્રૂરને પૂછે નરસંઇનો સ્વામી, શાની હાર દીસે કાકા સામી.

## પદ ૨૩ મું–રાગ કાલેરો.

અક્રર કહે હું નવ જાણું પણ, સ્ત્રિયો જેવું કંઇ દીસે;
ટકટક જોઇ રહી આપણ સામી, જોઇ જોઇને ઘણું હીસે. ટેક.
કૃષ્ણ કહે સુણો કાકા મારા, લૂટવા સર્વે ઊભી;
ધન નહિ પણ તન મન લૂટે, તમે જોજો કાકા ખૂબી. અ૦
રથ હાંકવામાં કુશળ સુણિયા, તેહ ખરૂં કે ખોટું;
આ લૂટથી ઉગારો કાકા તો, ન જોઉં તમારૂં જોટું. અ૦
અક્રૂર કેહે હરિ શું ઈમાં મોટું, જોત જોતાં રથ લઇ જઇયે;
અક્રૂર પણ સારથીએ ક્રૂર છું, વખાણ વધુ શું કહિયે. અ૦
હરિ કહે ચતુરાઇ દાખવો, જોજો રખે કોઈને લાગે;
ક્ષેમકુશળથી રથ લઇ જાઓ, સ્ત્રી હત્યા નવ લાગે. અ૦
અમારે ગોકુળમાં વસવું, દહાડો રાત ઇમની સાથે;
માટે વાગ્યા ભાગા બીહું, ઇમ છેતર્યા મેહેતાને નાથે. અ૦

## પદ ૨૪ મું–રાગ મારૂ.

અક્રૂર કે ઉની આંચ ન આવે, ને જાય જીવણજી રથ;
પળ વિપળમાં પેલી પાર ઉતારૂં, તો જાણો સારથી સમરથ. ટેક.
રાશરજ ખેંચી ચાબક મારી, ઘોડાને સજ કરિયા;
ચકાકારે રથ ફેરવ્યો રે, ઘોડા ઘણું ચક્કર ફરિયા. અ૦
ઘોડા પાછળ ગોગી ફરીરે, દશ વિશ તેમાં ચેતી;
ને લાર વળી ઉભી સર્વે, પોશે પોશે ઉરાડે રેતી. અ૦
ચતુર સારથી રેવંત તેવા, રેતી થકી કેમ ઊભે;
ભક્તા બોલ્યા ભૂધરજીને, સંતને વિધ વિધ દૂભે. અ૦

મહાસાગરને મળવા જેવી નદિ, પૂર્ણ ત્વરાએ ચાલે;
ઉડતો પવન વેગે હારે તેને, અબળા ગોપી શું ખાળે. અ૦
પાછળ મૂકી જાણે અબળા, અક્રૂર હરિ પ્રતે ભાખે;
અબળા સબળા થવા ઇચ્છે, પણ તે બળ શું દાખે. અ૦
હરિ કહે તમે રથ હાંકો, જુઓ દોડતી આવે;
નારિયોથી મૂકાવી લેઇ જાઓ, તો સારથીપણું ભાવે. અ૦
મહા વેગમાં રથ ચાલ્યો જાએ, અક્રૂર મંન ફુલાએ;
વીશ સખી દોડેને ભાખે, અલિ હરજી શું હુલાએ. અ૦
જીવ જાય તો જાય ભલે પણ, જીવણ ન જાવા દઇયે;
મુખ્ય સ્વામિની આગે દોડે, તેની ત્વરાને શું કહીએ. અ૦
દોડતાં રેતી જે ઉડતી તે, દોડયા આગળ પાછી પડતી;
કાઠીની ઘોડી જોડી કરૂં કેમ, વેગે તાજણ કંઇ આથડતી. અ૦
પકડો પકડો કહેતાં પકડયો, કોયે રાશ પરોણો ને હાથ;
તોય રથનો વેગ ન મટિયો,હરિ કહે હાંકી લ્યો એમને સાથ. અ૦
એવે રાધાને એક મત સૂઝી, તણાતાં ચક્રની ખીલી કાઢી;
ચક્ર પડયે રથ સારથી પડયો,હરખી બોલી વીશ જણી ત્રાડી. અ૦
અક્રૂરને મારો બાંધો પછાડો, બે વીર કુંજે લીજે;
અબળાએ બળવંતા પકડયા, નરસહીંયો ઘણું રીઝે. અ૦

## પદ ૨૫ મું–રાગ નટીની દેશી.

મારો બાંધો શબ્દ કરતી, પાંચ સાત ગોપી ધાઇ;
રથની ઊધે રાશે બાંધ્યા, વસુદેવના જે ભાઇ. ટેક.
પછે મધપૂડાને મક્ષિ વીંટે, તેમજ બંને વીંટયા;
મરૂં પણ જાવા ન દેઉં, કો ન દીઠા હ્રદેના ધીટયા. મારો.
રથ દોડાવી જાવા ધાર્યું, પણ કેમ જાવા દીજે;
મારીને જાવું હોય તો જાજો, પ્રાણ દાન તો હરજી લીજે. મારો.
કૃષ્ણ કહે તમે દુઃખ ઘો છો, પણ અમે કાલે આવું;
હમણાં નિશ્ચે જાવા દીજે, વાર થયે પિતાને ન ભાવું. મારો.
ગોપી કહે જીવ જાયે તો જાયે, પણ જાવા ન દેઉં;
કુંવરજી કુંજમાં લેઇ જાઉં,રૂંભન ચુંબન અધરામૃત લેઉં ! મારો.

કૃષ્ણ કહે રથમાંથી પડયો, તેથી પગે મુજને વાગ્યું;
અહીંથી ઉઠાય નહિ મારાથી, જુઓ આ પગે લાગ્યું. મારો.
ગોપી કેહે કોહો તે વાહન લાવું, પણ તમને લઇ જાવું;
મેહેતાનો સ્વામી વિચારી બોલ્યો, હાથી હોય તો આવું. મારો.

### પદ ૨૬ મું–રાગ સામેરી.

ગોપીયો કહે હાથીજ જોઇએ,લ્યો હરિ આ રણો હાથી રે;
રાધાએ રચના કરી સુંદર, હાથી કીધો સખી જે સાથી રે. ટેક.
ચાર સખી ચાર પાદ થઇ, બે ઉદર ઠામે સૂતી રે;
પેટ પોલ કરવા બબે બાજુ, એમ એક એક તો ખૂતી રે. ગો૦
પૃષ્ઠ ભાગને પૂછડું થઇ, ચંદ્રભાગા જે નારી રે;
હરિને કહે હસ્તી હુઓ, બિરાજીએ મુરલી ધારી રે. ગો૦
કૃષ્ણ કેહે નાસા રહિત ગજ, એનાં દર્શન વદન કીયાં રે;
કુંભ સ્થળ રહિત ગજ નિરખી,પ્રસન્ન કેમ થાય હિયાં રે. ગો૦
રાધા કેહે એવો ગજ આણું, પછે રખે વાંકું કાઢો રે;
ગજ માગો તો ગજ કરૂં હાજર,ન ઝીતું જ્યારે વાંકુ પાડો રે. ગો૦
એમ કહી રાધા ગઇ ઊપર,ખાલી જગાએ સૂતી ચતી રે;
છૂટી વેણી શુંઢાકાર બની રહી, અર્ધ હસ્ત દંતુશળવતી રે. ગો૦
ચૂડા રૂડા દાંત ચૂડ દીસંતા, સ્વવદન તે મુખનું મૂળ રે;
કુંભસ્થલનેસ્થાનક કુચ બે,હસ્તી ગંડસ્થલથી અતિ સ્થૂળ રે. ગો૦
રાધા કહે હરિ બિરાજીએ, હસ્તી સજ થઇ ઉભો રે;
કૃષ્ણ કેહે અંકુશ વિણ ન બેસું, રાધા કેહે હરિ કાં દુભો રે. ગો૦
હરિ અંકુશ આપું અમે આણિ,પછે તમે કંઈ માગો રે.
કાહાન કહે પછે કાંઇ ન જોઇએ,અંકુશ વિણ મનસ્વિ ભાગો રે. ગો૦
કઠિણમાં કઠિણ મૃદુમાં મૃદુ, એવો અંકુશ કીધો રે;
સર્વ પ્રેમ ભેગો કરી ઘડિયો, પછે અંકુશ હરિને દીધો રે. ગો૦
ગોપી મન મનાવા કારણ, છેલવેલું સુખ દેવા રે;
પ્રેમાંકુશ પકડી ગજે ચઢિયા, નરખે હરખે સ્વર્ગે દેવા રે. ગો૦
હરિ ન નાસે માટે કરી રચના, પ્રેમ ભાલા સખી કર દીધા રે;
નરસંઇયાના સ્વામીનો હસ્તી,ગાયો સુણ્યો તેનાં કાર્જ સીધ્યાં રે. ગો૦

## પદ ૨૭ મું-રાગ મેઘ મલાર.

હરિ જે હસ્તી પર બેઠા, તેની શોભા શી કહિયે;
પંખી પેરે સાગરમાંથી, જળ લઇ સુખી થઇયે. ટેક.
ઉજવળ ઐરાવત પર શોભે, સુંદર મેઘ શ્યામ;
ચપળા રંગ બેરંગી ચમકે, વેહેલી વાદળી જાય તમામ. હરિ.
તેમ ગૌર નારી કુંજપર શોભે, મેઘશ્યામ વત ઘનશ્યામ;
ભાલા વાળી વિજળિયો જાવા, ઉતાવળી વાદળી ઠામ. હરિ.
મનુષ્ય રૂપ રમાપતિ કેરૂં, માટે ઇંદ્રોપમા રે અપાય;
નહિ તો બ્રહ્મા શિવ કિંકર જેના, પછે બીજા કુણ કેહેવાય. હરિ.
વાયુ વત તે હસ્તી ચાલ્યો, ઉભો કુંજની માંય;
હરિ ઉતારી અંકે લીધા, થેઇ થેઇ મચિ રહિ ત્યાંય. હરિ.
કમળા સુખ આપો કમળાવર, મધુપુરની મેલો આશ;
એવા રમો હરિ અમ સાથે,જે ગુણ ગાય નરસંઇયોદાસ. હરિ.

## પદ ૨૮ મું-રાગ મેવાડો.

હરિ કહે સુણિયેરે, મારી વિનંતિરે, તમને નમી નમી કહું એક વાત;
મુને જાવા દીજેરે, સર્વે સુંદરીરે, માત્ર આજની એકજ રાત. ટેક
ગોપી કેહે ન મૂકું રે, મારા કંથજી રે, બરક્યું બધું અવરથા જાય;
હરિ કેહે વેહેલા આવુંરે,સત્ય કહું સુંદરીરે,હવે રસ્તો કાઢોને રાધાય. હરિ
રાધા બોલ્યાં રે, સુણિયે નાથજી રે, રમો રાસને વળતી જાવ;
બાપના સમ ખાઓરે,કે કાલે આવશું રે,વળી તહીં નહીં કરિયે કુભાવ. હરિ.
મારગ નવ લહ્યો રે, ત્યારે હા કહી રે, પછી આરંભ્યો ત્યાં રાસ;
જળ થળ લીલારે, તે હરિયે કરી રે, કાઢયો હૃદયથી કામનો વાસ. હરિ.
તે નરસંઈયે ગાઈરે,વિવિધ વિલાસમાંરે,નામ તેનું સહસ્ત્રપદનો રાસ;
તે અહીં વાંચ્યોરે,જેને ઇચ્છા વસેરે, પુનિપુનિ કહે નરસંઇદાસ. હરિ.

## પદ ૨૯ મું-રાગ વેરાડી.

રસ અપરમિત રાસનો જામ્યો, કામ તાપ ત્રિયાનો વામ્યો;
ગોપી શિથિલ થઇ ઘણું જ્યારે, બરક્યા હરિ મુખે ત્યાં ત્યારે.
નારી મુજને જાવા દીજે, વધુ વાર થિયે નંદ ખીજે;
અમે કાલ નિશ્ચે આવું, ફરિ કો દિ હવે નવ જાઉં.

ગોપી કહે મૂકો આશ, એ શબ્દે ન દીજે ત્રાસ;
કહાન કેહે તમે શું ભાખો, નંદ ગયા પછે કેમ રાખો.
કહે નંદને કહાનનું કામ, ગોપી થઇ જાઓ કૃષ્ણ ને રામ;
પણ તમને ન જાવા દીજે, પિતા ખીજે તો છો ખીજે.
મહિયર સાસરામાં દુઃખ પામું, વળી અરિને મસ્તક નામું;
નિત્યે અમે કષ્ટજ ખમિયે, તો હરિ અમ માટે દેહ દમિયે.
કૃષ્ણ કહે કરગરી કહું, જાવા દીજે સુખી રહું;
નરસંઈનો સ્વામી બોલ્યો મુખે, રીજી ન જાવાદ્યો તો જઉં દુઃખે.

## પદ ૩૦ મું-રાગ ધનાશ્રી.

ગોપિયોએ જાણ્યું હરિ જાશે, ન દીજે હવે ત્રાસ જી;
કહો સ્વામી કેમ જાવ કહું, હરિ ગયે થાશે નાશ જી. ટેક.
કૃષ્ણ કેહે કાલે અમે આવું, તમે રહો વિશ્વાસે જી;
ગોપિ કેહે તેમાં અમે જીવું, એક આવ્યા કેરી આશે જી. ગો૦
કહે કૃષ્ણ હવે વાર થાયે, તમે મુજને મૂકો જી;
ચતુર છો ચિત્તમાં વિચારો, ડાહ્યાં થઇ કેમ ચૂકો જી. ગો૦
ગમે તેમ જાવા કેરું, હરિયે મન કરિયું જી;
કપટ સમજ્યાં રાધા રાણી, જાવા દેવા ધરિયું જી. ગો૦
હે હરિ ધ્વજ કમળ અંકુશ, વજ્ર યવ વાટે નવ નરખું જી;
પગલાં આવી વેહેલાં દેખાડો, તો તો હઇડે હરખું જી. ગો૦
વેહેલા આવજો, વેહેલા આવજો, એમ ગોપી ભણતી જી;
નરસંઇયાનો સ્વામી તો ચાલ્યો, ગોપીયો ડગલાં ગણતી જી. ગો૦

## પદ ૩૧ મું-રાગ દેશાખ.

અરે હરિ ચાલિયા રે, અરે રે પેલી પુંઠ દેખાય;
મોટે બોલી એમ કહેરે, વેહેલા પધારો વ્રજરાય. ટેક.
હરિ રજા લેઇ છૂટિયા રે, કે લિધું પવનકેરું રૂપ;
ઓ ગયા ગયા કેહેતામાં ગયા રે, દોઇ અદર્શ થયા ત્યાં ભૂપ. અરે.
જહિં દીઠા નહિં નાથજી રે, કે ગોપી ચઢી ઝાડની ડાળ;
જઇ અક્રૂર છોડિયા રે, રથારૂઢ થયા દીનદયાળ. અરે.

શીખ દિઉં કાકાને મળી રે, મળિયા જઇને નંદરાય;
અક્રૂર કહે અમે મેળવું રે, વેહેલા પોહોચાડું વૃજરાય. અરે.
રથ વેગે વાજે ઘણો રે, તે ગોપી ટકટક જોય;
અરે સખિ હરિ તો ગયા રે, શી વલે આપણી હોય. અરે.
જેવા તેવા હરિ દીસશેરે, ચાલો ચઢિયે ઉંચી ડાળ;
જેમ જેમ હરિ જાય છેરે, તેમ તેમ ઉંચી ચઢતી બાળ. અરે.
પછે હરિ દિસતા રહ્યા રે, એક રથ દેખે સહુકો નાર;
ઓ રથ દિસતો રહ્યોરે, ટક ટક ધજ જોઇ રહી નિરધાર. અરે.
ધજ પણ છૂપી ગયો રે, તહીં રજ જોતી તે કાળ;
તે જવ નવ લહી રે, તાડ ચઢી કીર્ત્તિની બાળ. અરે.
તાડથી દીસતા રહ્યા રે, કે વૃક્ષથી પડી થઇ નિરાશ;
ત્રાસ ત્રાસ વરતઇ રહ્યો રે, રાધા જીવ્યાની મૂકી આશ. અરે.
લોથ્યો પડી એક એક પરી રે, કોઇ નવ લીએ તપાસ;
માધવને શું કહીયે રે, પ્રભુએ ઘણો કર્યો વિનાશ. અરે.
એને માયા લેપે નહીં રે, પણ માયિક જીવના શા હાલ;
જેવાં ગોપી મૂકિયાં રે, મૂકયા વસુદેવ નંદલાલ. અરે.
દોષ કુણ એને દિયે રે, જે ગુણ દોષ તણો માબાપ;
હરિ રચે તે કરે રે, નરસંઇ મિથ્યા બાંધે પાપ. અરે.

## પદ ૩૨ મું–રાગ બિહાગડો.

પરીક્ષિત્ રાયે પૂછિયું, શુકદેવને તેણી વાર;
કંસ દુષ્ટ માટે મારિયો, પ્રેમી લહી દુઃખ દીધું મોરાર. ટેક.
વાત્સલ્ય ભાવે માબાપને, સ્નેહે સખાને જાણ;
અક્રૂર જેવા ભકત બંધાવ્યા, એનું કારણ કહીએ સુજાણ. પરી.
શુક કહે અક્રૂરે ધાર્યું કે, હશે બાળ કે ભગવાન;
રામ કૃષ્ણ બાળ વિચાર્યા, માટે બંધાયું વાન. પરી.
રાય કહે પ્રભુ સંશય મટિયો, પછે કેમ્ થયું ત્યાંય;
શુકદેવ કહે હરિ ચાલિયા, તે ઉતર્યા જમુના માંય. પરી.
કાકાને ઓળખ દીધી, પછે કુબડી સમારી;
હાથી મલ્લને મામો મારી, નંદને દુઃખ દીધું ભારી. પરી.

વિદ્યા ભણિયા ઉપવિત ધરિયાં, પછે મથુરાંથી નાઠા;
છેલ્લે જાદવાસ્થલિ કીધી, કોઇએ ન કાઢયા લાઠા. પરી.

### પદ ૩૩ મું-રાગ સામેરી.

પરીક્ષિત્ રાજા તમે સુણજો, એ છે સર્વનો કરતારે;
મોહ માયા એને નવ ભેદે,પળમાં કરતા પળમાં હરતારે. ટેક.
ઉપરથી હરિ દુખડાં દેખાડે, પણ અંતે સુખ દાતારે;
ભક્તને ભૂધર નવ વિસરે, વેદ પુરાણ વદાતા રે. પરી.
વચનપર રેહે વિશ્વાસે, તેની આશા એ પૂરે રે;
દુઃખ સુખ વેઠી હરિ ભાખે, તે પછે નહિ અધૂરે રે. પરી.
હું ગાતાં ગાતાં વૃદ્ધ થયો, એક અંશ ગુણ ન ગાયારે;
આજ કાલ કરતાં જરા આવી,નથી મૂકાતી માયા રે. પરી.
મરૂં તેવારે માયા મૂકાયે, બળતે બકાય તે બકું રે;
અવસરગયો ફરી નહિ આવે,માટે સમય નહિ ચૂકું રે. પરી.
એમ ધારી ગોવિંદ ગુણ ગાયા,ગોવિંદ ગમનમાં નહાયારે;
હરિ ગુણમાં કો દોષ ન ભાળો,દોષ ભર્યા જે જાયારે. પરી.
વળિયાં પળિયાં પડિયાં અંગે, ત્યારે તો મેં લખિયુંરે;
નરસંઇને ગુણ ગાવા નિશ્ચે,તેથી, એ દશામાં ભખિયુંરે. પરી.

---

ગોવિંદ ગમન સમાપ્ત.

---

# સામળદાસનો વિવાહ.

### પદ ૧–રાગ કેદારો.

મરમ વચન કહ્યાં મૂજને ભાભીએ, તે મારા મનમાં રહ્યાં વલૂધી;
શિવજી આગળ જઇ એક મનોરથ, સ્તુત્ય કીધી દિવસ સાત સૂધી. મ૦ ૧
હરજીએ ધરી, દીન જાણી કરી, પ્રગટ દરશણ દીધું શૂલપાણી;
તારી ભક્તી ઉપર હુંજ પ્રસન્ન થયો, માગરે માગ મુખે વદત વાણી. મ૦ ૨
ગદ ગદ કંઠે હું બોલી શકું નહીં, મસ્તક કર ધર્યો મુગ્ધ જાણી;
અચેત ચેતન થયો ભવતણો અધ ગયો; સ્તુતિ ઉઠી માહરી આદવાણી. મ૦ ૩
તમને જે વલ્લભ હોય જે દુર્લભ; આપોરે પ્રભુજી મુને દયા રે આણી;
ગોપનાથે મુને અભેપદ આપીયું, નરસૈ હરીરસ રહ્યો વખાણી. મ૦ ૪

### પદ ૨ જું.

ઊમીયાધીશની મુજને કૃપા હવી; જો જોરે માહેરૂં ભાગ્ય મોટું;
કીડી હુતો તે કુંજર થઇને ઉઠયો, પૂરણ બ્રહ્મશું ધ્યાન ચોહોટયું. ઊ૦ ૫
હાથ ઝાલ્યો મારો પારવતી પતે; મુક્તિ દરશન મુને સઘળિ દેખાડી;
કનકની ભોમ વીદ્રુમના થાંભલા, રતન જડીત તાંહાં મોહોલ મેડી. ઊ૦ ૬
ધર્મ સભા જહાં, ઊગ્રસેન તહાં, સંકરષણજી સંગ બેઠા;
તાંહાં વસુદેવ ને દેવકીનંદન, રાજ રાજેશ્વર કૃષ્ણ બેઠા. ઊ૦ ૭
અક્રૂર ઓધવ વીદુર ને અરજુન; શીઘ્ર ઊભા થયા હરને જાણી;
સોળ સહસ્ર સત આઠ પટરાણીઓ, મધ્ય આવ્યા તાંહાં શૂલપાણી. ઊ૦ ૮
ધાઇને જઇ મળ્યાં આસનેથી ચળ્યા; કરજોડીને કૃષ્ણે સનમાન દીધું;
બેસો કહી આસને જોગ્યપતિને મળી, આજ કારજ મારૂં સકળ સીધ્યું. ઊ૦ ૯
ભક્ત આધીન તમો છો સદા ત્રીકમા; પ્રસન્ન થઈને શીવ બોલ્યા વાણી;
ભક્ત હમારો ભૂતલ લોકથી આવીયો; કરો તેને કૃપા દીન જાણી. ઊ૦ ૧૦
ભક્ત ઉપર હવે દૃષ્ટ કરૂણા કરો, નરસૈયાને નીજ દાસ થાપો;
તેજ વેળા શ્રીહરીએ મુજને કરૂણા કરી,હસ્ત કમલ મારે શીશ ચાંપ્યો. ઊ૦ ૧૧

### પદ ૩ જું.

શીખ માગી પછી હરીહર બેહુ મળ્યા; મુજને શ્રીદ્વારકાં માંહે રાખ્યો;
અંતરપુરમાં મુજને તેડી ગયા, વૈભવ કૃષ્ણનો સરવ દાખ્યો. શી. ૧૨
શરદ પૂનમતણો દિવસ તહાં આવીયો, રાસ મરયાદનો વેણ વાધ્યો;
રૂકમણી આદિ સહુ નારિ ટોળે મળી, નરસહીંએ તહાં તાલ સાધ્યો. શી. ૧૩
પુરૂષ પુરૂષારથ લીન થયું માહરૂં, સખી રૂપે થયો ગીત ગાવા;
દેહ દિશા સૌ ટળી ગોપિમાં ગયો મળી,દુતિ થયો માનનીને મનાવા. શી. ૧૪
હેવે મેં ભાવ રસભેદના જાણીઆ, અનુભવના રસ બસ થાતાં;
પ્રેમે પીતાંબર આપીયું શ્રીહરી, રીઝીયા કૃષ્ણજી તાલ વાહાતાં. શી. ૧૫
વ્રજતણી લીલાતું આદ્ય દરશણ હવું, અરૂણ ઉદે શંખનાદ કીધો;
રૂકમણી આદિ સહુ નારી ત્રપત થઇ, રામાએ કંઠથી હાર દીધો. શી. ૧૬
ધન્ય તું ધન્ય તું એમ કહે શ્રીકૃષ્ણજી,નરસહીં ભગત મુજ તોલ જાણ્યો;
વ્રજતણી નારી જે ભાવશું ભોગવે, તેહને પ્રેમ શું સહેજ માણ્યો. શી. ૧૭

### પદ ૪ થું.

નગરશ્રી દ્વારકાં રાય રણછોડજી, નિત નવા શુભ શણગાર સાજે;
તાંહાં વસુદેવને અક્રૂર ઉદ્ધવ, ભક્તવત્સલ જાંહાં બીરદ ગાજે. ન૦ ૧૮
કોટી પ્રકાશતું તેજ વ્યાપી રહ્યું, રવિ શશી જોત ઉદ્યોત ભાસે;
દધિસુતઅર્ક તે કોણ તાંહાંબાપડા, કોટીરવિ કાંતિ નખમણી પ્રકાશે. ન૦ ૧૯
માસ વીતી ગયો જાણીએ પળ થયો, કીધી મેં પ્રાર્થના શીશ નામી;
જે રસઅનુભવ્યો ગાઉં તે નિત નવો,પ્રગટ ભૂતળ કરૂં અંતરજામી. ન૦ ૨૦
ધન્ય તું ધન્ય તું એમ કહે શ્રીહરી, ધન્ય તું નરસહીંયા ભકત મારો;
હું તું બે મધ્યમાં ભેદ નહિં નાગરા, શ્રી મુખે શું કહું ગુણ તારો. ન૦ ૨૧
જે રસ ગુપ્ત બ્રહ્માદિક નવ લહે, પ્રગટ ગાજે તું હુંને વચન દીધું;
નિશ્ચે રાખી નિરભય થઇ માનજે, દાસને અતિ સનમાન દીધું. ન૦ ૨૨
ભૂતલમાંહે જે પાપવિણ માનવી, સુણે ભણે અનુભવે ભાવ આણી;
તે પદ દુર્લભ વઇકુંઠ પામશે, માન માહરૂં કહું વેદ વાણી. ન૦ ૨૩
તારી નિંદા તેણે મારી નિંદા કીધી, નરકના જીવ તે નરક વેહેશે;
પુન્યના જીવ તે ધન્ય જાણી કરી, નરસહીંયાનાં પદ પ્રેમે કહેશે. ન૦ ૨૪
ગોમતી સ્નાન દરશન શ્રીકૃષ્ણનું, કોટિ અઘ ત્યાંયતો સદ્ય નાસે;
હેત શું રાખીયો નરસહીંયાને તાંહાં, અક્રૂર ઉધ્ધવ દાસ પાસે. ન૦ ૨૫

## પદ ૫ મું.

શીખ દીયો હુંને શામળા શ્રીહરી, પરોક્ષ ભજન હું કરૂં તમારૂં;
સેવક સ્વામિનો ધરમ પણ એહ છે, તે થકી કાર્ય સરશે મારૂં. શી૦ ૨૬
નયણે આંસુ ભર્યાં જદુપતિજાદવે, કેમ દીઉં શીખ મુજ પ્રાણ વાહાલા;
રૂકમણી પાસે તેડી ગયા ભુવનમાં, હસ્ત કમળે મારા હાથ ઝાલ્યા. શી૦ ૨૭
દાસ ચંચલ થયો, ધર ભણી ચાલવા, જો તમે આગના દીઓ શામા;
કિમ કહું મુખથી વાણી પોહોચેનહીં, રાખજો સ્નેહ એમ વદતાંરે રામા. શી૦ ૨૮
હેતશું રૂકમણી બોલીયાં મુજ ભણી, ગુપ્ત એક વાત હું કહું રે તમને;
પુત્રનું પગરણ કરી તેડજો સંગ હરી, ભુતળલોક જોવાતણી હોંશ અમને. શી૦ ૨૯
પાળિશ વચન માતાજી તમતણું, નિશ્ચે જાણી સોના ગાંઠ બાંધી;
શીશ નમાવીને ત્યાં થકી નીસર્યો, પૂરણબ્રહ્મ શું પ્રીત સાધી. શી૦ ૩૦
સંકરષણ અક્રૂર ને ઉધ્ધવ, પારથ ભેટીયો હેત આણી;
મુહૂર્ત એકમાં ભૂતલ આવીયો, ભાભિ આવ્યાં નરસહીંયો જાણી. શી૦ ૩૧

## પદ ૬ ઠું.

ધન્ય ભાભી તમે ધન્ય માતા પિતા, કષ્ટ જાણી મને દયારે કીધી;
તમારી કૃપાથકી હરીહર ભેટીયા, કૃષ્ણજીએ મારી સાર લીધી. ધ૦ ૩૨
સ્તુતિ કીધી ઘણી સમરીયા શ્રીહરી, ગૃહસ્થના ધરમ મરમ આણી;
મંદિર લીધું જહાં નાત છે નાગરી, સુખ દુઃખ કરમના ભોગ જાણી. ધ૦ ૩૩
લક્ષ્મી નાથની નિત્ય સેવા કરૂં, સાધુનો સાથ જહાં આવે ધાઇ;
આણી દયા મન ભાવ શું વીનવું, લેય પ્રસાદ કિરતંન ગાઇ. ધ૦ ૩૪
પુષ્પ આપ્યું હુંને નાથ લક્ષ્મીતણે, સાચું સુપન મેંહે દ્રષ્ટ દીઠું;
લક્ષ સેવાતણાં નામ કિરતન કરો, નરસહીંયાને મન લાગ્યું મીઠું. ધ૦ ૩૫

## પદ ૭ મું.

હરિ ગુણ ગાયને ન મળે ખાવા તાંહાં, હરિની ઇચ્છાનો સંતોષ લાવી;
કરમના ભોગ દેહે ભોગવે છૂટકો, નીપજે સરવથા હોય ભાવી. હ૦ ૩૬
ઘેર દારા એક સુંદર સાધવી, હરિ અંશ તો એને અધિક વાહાલો;
નહીં કાંઇ વેગ વિચાર મનમાં ધરે, ન લહે પરપંચ સ્ત્રીનો ચાળો. હ૦ ૩૭
એક છે પુત્રને એક પુત્રી થઇ, તેનું માંમેરૂં પુર્યું લક્ષ્મીનાથે;
સુતતણું નામ તે દાસ સામળ ધર્યું, વિવાહમાં કૃષ્ણજી રહેશે સાથે. હ૦ ૩૮

દ્વાદશ વરશ વીતી ગયાં કુંવરને, કામની આવીને ઊભી પાસે;
આપણું ઘરંતો આદી મોટું ઘણું, નિરધન વિવાહ તે કેમ થાશે. હ૦ ૩૯
દુખ મકર કામની, વાત સુણ ભામિની, પુરશે મનોરથ કૃષ્ણ કામી;
ધ્યાન ધર કૃષ્ણનું રાખ મન કૃષ્ણ શું,સાર કરશે નરસહીંયાચો સ્વામી. હ૦ ૪૦

## પદ ૮ મું.

મદન મેહેતો વડનગરમાં રહે, અધિપતી રાયનો કાહાવે નામી;
નાતના અવર જે કોટિ આવી મળે, થાય સામો ઉભો માન પામી. મ૦ ૪૧
ઘેર તેને એક નારી છે પતિવ્રતા, આગન્યા સ્વામિની નિત્ય પાળે;
કરમચા વેહેવારને ધરમમાં નિત્ય રહે, નાગરી નાતની રીતે ચાલે. મ૦ ૪૨
એક સુતા તેને વલ્લભ અતિઘણું, નિત્ય પ્રત્યે બોલતી મધુરું મીઠું;
આઠ વરસ તવ વહી ગયાં બાળાને, રૂપ કન્યાતણું તો તે દીઠું. મ૦ ૪૩
ધાઇને તેડીયા દિક્ષિત ગોરને, સાંભળો સ્વામિ એક વાત માહારી;
કન્યા સમય વહી જાય પુત્રીતણો, ખોળી લાવો વર, જોગ નારી. મ૦ ૪૪
નગર મધ્યે નથી જોગ કન્યાતણો, જીરણઘડ તમે જાવો ચાલી;
વેહેલમાં બેસીને સંગ સેવક લીયો, રૂડી પેરે રહેજો હાલીચાલી. મ૦ ૪૫
સગપણ શોધજો એક ગોત્રજ વિના, હોય ઘટતું તહાં વાત કરજો;
મોટેરૂં ઘર ન હોય સમોવડી કુળનો, આચાર હોય તાંહાં સ્નેહ ધરજો. મ૦ ૪૬
ભણ્યો ગણ્યો વર ચતુર ને શોભતો, સામુદ્રિક લક્ષણ હોય જેને;
ગોર પિતા વચે ભેદ નવ આણીયે, મન વસે સહી કરજો તેને. મ૦ ૪૭
કીધા વીદાય તહાં દિક્ષિત ગોરને, ચાલીયા શીઘ્ર તે ઘડ આવ્યા;
નાગરી નાતના સરવ આવી મળ્યા,નરસૈયાને મન ભલારે ભાવ્યા. મ૦ ૪૮

## પદ ૯ મું.

આવ્યા છે દિક્ષિત વાત ચાલી તહાં, વર જોવાતણી ખાંત માટે;
એમ જાણી સહુ હેત રાખે બહુ, તેડી લાવે ને બેસાડે પાટે. આ૦ ૪૯
ખટરસ ભોજન નિત્ય કરે નવાં તહાં,એક બીજા માંહે તાણાતાણી;
તેડીને રિદ્ધ દેખાડતા ઘર તણી, નાગરી નાતમાં રહ્યા છે રે માણી. આ૦ ૫૦
વર શણગાર તે નિત્ય નવલા ધરે, નવલ આભૂષણ અંગ પેહેરે;
ગોર પાસે જઇ સરવ ટોળે મળે, કામનીયો જેમ કંથ હેરે. આ૦ ૫૧

ભગત મહીમા કહ્યો ભાગવતમાં રહ્યો, પુરાણગીતા સુણી વેદ વાણી;
વિષ્ણુના ભગત તે અમલ હોયે સદા, સંગ કીધે શુદ્ધ થાય પ્રાણી. દિ૦ ૬૫
ભવનાં કારજ કૃષ્ણ બેઠા કરે, કષ્ટ પડે ત્યાંહાં આવે ધાય;
અષ્ટ મહા સિદ્ધ તે ઘેર બેઠા ભરે,ભવતણા ભયથી એમ અભય થાય. દિ૦ ૬૬
મદન મેહેતો વડનગર માંહે વસે, વજીર છે રાયના સુણો રે વાત;
પુત્રિ તેની ઘણી રતન છે સુંદર, તેને વિવાહતણી ઝાઝી ખાંત. દિ૦ ૬૭
જોગ કન્યા, વર દ્રષ્ટીમાં બેસીયો, શ્રીફળ આપીશું આજે તમને;
મેહેતાજી હા ભણો આજ દિન શુભ ઘણો,મૂખ મીઠું કરાવોની અમને. દિ૦ ૬૮
સુણી ગદ ગદ કંઠે થયો નરસહીંયો, પાળ્યું વચન જે દીધું રામા;
ઘર બેઠે જોની વરનાં માગાં કરે, પૂરશે કોડ તે વચન શામા. દિ૦ ૬૯

## પદ ૧૨ મું.

મેહેતાજી કહે સુણો તમો દિક્ષિત, હા ભણવી કાંઈ નથી રે કામ;
અમો છું રંક ને રાયજી છો તમો, વિવાહ દીસે રૂડો ખરચે દામ. મે૦ ૭૦
તેની મુને લવ લેશ ચિંતા નથી, જેને માથે લક્ષ્મીનાથ ગાજે;
આવે અવસર અવસર નહીં ચૂકશે, કારજ કરશે પોતાની લાજે. મે૦ ૭૧
હા ભણ્યા મેહેતાજી તેજ વેળા તહાં, મનમાં હરખ પામ્યાંછે મેહેતી;
પહનોતું પગરણ કારમું આવીયું, જો જો ઇચ્છા હરી એમ કેહેતી. મે૦ ૭૨
તેડવું કુટુંબને જાન સહુ બહુ, આવી મળીયું સહુ ટોળેટોળી;
તેલ ફુલેલને અતરનાં છાંટણાં, કેશર કુંકુમ રહ્યાં છે રે ઘોળી. મે૦ ૭૩
શ્રીફળ લઇને આપ્યું છે રે હાથમાં, માનનીઓ મંગળ રે ગાય.
વાજે વાજિત્ર ને રંગ ઝામ્યો ઘણું, હરી જનને મન હરખ થાય. મે૦ ૭૪
વસ્ત્ર આસંન કીધું મેહેતાજીએ, અમને મોટા તમે આજ કીધા;
નરસહીંયો મનમાં હરખ પામી રહ્યો, ફોફળ પાન વેંહેંચીને દીધાં. મે૦ ૭૫

## પદ ૧૩ મું.

શીખ માગી તવ દિક્ષિતજી વળ્યા, વડનગરમાં જઇને પોહોચ્યા;
મદન મેહેતાને દીધી વધામણી, નાગરી નાતમાં થયા સમોતા. શી૦ ૭૬
પુછે મેહેતોજી મેહેતી મળી ભુવનમાં, કોહોજી દિક્ષિત વરનું શું નામ;
માત પિતા કુટુંબ વરજીતણું, કેહજો જથારથ કેવું ધામ. શી૦ ૭૭

નાગરી નાતમાં આદ મોટું ઘર, કૂળ પાવંન ને સરવ જાણે;
કૂળ પાવંનને ઉજ્વળતા અતિઘણી,મેહેતોજી નિત્ય આનંદ માણે. સી૦ ૭૮
ઘેર અબળા તેનું નામ માણક વદે, પુત્રી કુંવરબાઇ કહી બોલે;
સામળદાસ છે નામ કુંવરતણું, જોડ જોતાં કોઇ ના આવે તોલે. સી૦ ૭૯
ભણ્યોગણ્યો વર ગુણવંત કીશોર વયે, શોભતું સારૂં મધૂરૂં બોલે;
ચતુર વિચક્ષણ સાસુદ્રિક લક્ષણ, મુખ તણી કાંતિ તે શશિને તોલે. સી૦ ૮૦
કુટુંબ આવી મળ્યું સરવે વાંચે ભલું, જોઇ તપાસીને કામ કીધું;
મેળ મળ્યા પછી જોશિ તેડયા તહાં, મેહેતાજીને શ્રીફળ હાથ દીધું. સી૦ ૮૧
•નરસહીં મેહેતો છે દાસ વિષ્ણુતણા, રાખે વેહેવાર ને બોલે સાચું;
જે જોઇએ તે પૂરે પુર્ણાનંદ, હરિજનનું મન નથી રે કાચું. સી૦ ૮૨

## પદ ૧૪ મું.

વાત કેહેતાં નર નારી ઘરણા ઢળ્યાં, સાંભળી ચટકો ચિત્ત લાગ્યો;
કાંરે હે દૈવ તેં દુઃખ અમને કર્યું, ગોર માબાપ થઇ કીધો ઠાગો. વા. ૮૩
લોક માંહે હવે થાશે હસારથ, નાગરી નાતમાં થાશે રે મેહેણું;
રંક પાસે કેમ રાયજી બેસશે, કોડી સાટે થયું રતન દેણું. વા. ૮૪
સામી સુણો એક વીનતી મુજતણી,નારી નયણાં ભરી એમ બોલી;
દિક્ષિત મોકલી ફોક વિહવા કરો, આપવું રતન તે ગુંજા તોળી. વા. ૮૫
તાળ કૂટે મળી સાધુ કિર્ત્તન કરે, નાગરી નાતમાં થાય હાંસી;
ટાળો વિહિવા કાંઇ ખોટ લાંછન નથી, પુત્રી દીધાતણી કંઠ ફાંસી. વા. ૮૬
દિક્ષિત મંનમાં રોષ ભર્યાં વદે, લવ લવાટ કરો તો હું ફાંસું;
મેળ્યો વિવાહ તાંહાં ના સરવે કહી, ફરી કહેતાં હવે થાય હાંસું. વા. ૮૭
મેહેલી વિવાદને સુન બેસી રહો, કીધો વિવાહ હવે કેમ ફોક થાશે;
વાત સાચી કહું મિથ્યા હું નવલહું, ગોર દિક્ષિતતણા પ્રાણ જાશે. વા. ૮૮
શિવની કૃપા થકી વઇકુંઠ ભાળીઉં,હરજીએ મસ્તક હાથ મેહેલ્યો;
દુરિજન લોક તે તેની નિંદા કરે, કોટિ ડાહપણ છે નથી એ ઘેલો. વા. ૮૯
નરસૈયાને સમતોલ કોઇ છે નહીં, નાગરી નાતમાં જોતાં જોડે;
મદન મેહેતો પણ કોણ તાંહાં બાપડો, એહ સરખા પણ નાવે જોડે. વા. ૯૦

## પદ ૧૫ મું.

મદન મેહેતો તવ વારે છે તારૂણી, જ્ઞાન સુણી મન શાંત કીધું;
દિક્ષિત ગોરને શીશ નમાવીયું, તમે કીધું તે અમો શીશ લીધું. મ૦ ૯૧

અમતણાં ભાગ્ય જે સારે સગો મળ્યો, વૈષ્ણવનો હવે સંગ થાશે;
જનમનાં કોટ સંચીત પાતક હશે, ભગતને ભેટતાં દૂર થાશે. મ૦ ૯૨
થાવો ઉતાવળા તેડો નાગર ભલા, જોડી તેડો શુભ લગન મોટો;
લખો કંકોતરી તેડાવો વેહેવાઇને, લાવશે જાન સામાન ગોટો. મ૦ ૯૩
તેડયું કુટુંબ વિચાર કીધો મળી, પોહોચ શું લગન નીરધાર થાપો;
વિપ્ર એક નાતનો શીઘ્ર તેડી કહ્યું, જઇ જુનાગઢ હવે લગન આપો. મ૦ ૯૪
કંકોતરી જઇ હાથમાં આપજો, નરસહીં મેહેતાજી નામ જેહેનું;
જાનમાં આવે તે સરવને લાવજો, કૃષ્ણજી અડયું નહીં રાખે કેહેનું. મ૦ ૯૫

## પદ ૧૬ મું.

સ્વસ્ત શ્રી શુભસ્થાન જીરણગઢી, શ્રી દામોદર રાયજી કેરૂં ધામ;
જેતણા ચરણની રેણુ દરશન કરે, સિદ્ધ થાયે સકળ અર્થ કામ. સ્વ. ૯૬
અરચના આન ઉપમા નહીં ભગતને, તેથકી અધિકતા શું રે આપું;
હરિજન હરિ તણી એક છે ઊપમા, ઈંદ્ર અજ ઈશથી અધિક થાપું. સ્વ. ૯૭
તમો ઉત્તમોત્તમ છોજી રૂડી નાતમાં, તમ ઉજ્વળતા હું શી વખાણું;
હરિતણા જંન તે છે સદા નિર્મળ, અડસઠ તીરથ કેમ જોડ આણું. સ્વ. ૯૮
પરમપૂજ્યા જોગ છો જગતમાં, ધન્યમમ ભાગ્ય છે પુજ્ય કહાવે;
સરવ શ્રી ઉપમા જોગ કમળાપતિ,મમ વચન કરમગત ધ્યાન લાવો. સ્વ. ૯૯
મેહેતાજી શ્રી પાંચની ઉપમા શી લખું, નામ નરસહીંયો શિષ્ટ ગાજે;
લખીતંગ સેવક દાસ મંદનજી, વડનગરમાંહે નિવાસ છાજે. સ્વ. ૧૦૦
કોટી પરણામ સાષ્ટાંગ અવિધારજો, હુંને પોતાતણો દાસ જાણો;
સમાચાર દિક્ષતજીએ કહ્યા, સાંભળી મંન સંતોષ આણ્યો. સ્વ. ૧૦૧
અહીંઆં છે કુશળતા તમારી કૃપાથકી, ક્ષેમ કુશળતા હું નિત્ય વાંચું;
નાથ વિધાતરાએ તમશું સગપણ કર્યું, ત્યારનો મનમાં મહદ રાચું. સ્વ. ૧૦૨
અંકીને લગન લીધું છે ઉતાવળું, માસ દિન ચાર રહ્યાછે આડા;
જાનમાં તેડીને સરવને આવજો, લગન આડા કાંઇ નથીરે દહાડા. સ્વ. ૧૦૩
વઇશાખ સુદ દિન શૂભ છે પંચમી, વાર ગુરૂ લગ્ન નિરધાર કીધું;
વાંચી કંકોતરી કુટુંબ તેડી કરી, મેહેતાએ વિપ્રને માન દીધું. સ્વ. ૧૦૪
લીધો પરસાદ મહારાજ મનભાવતો, શીખ આપી રળીયાત કીધો;
પત્ર પડો અંતર લખી મોકલ્યો, તે લઈ વીપ્રને હાથ દીધો. સ્વ. ૧૦૫

વિપ્ર પોહોચ્યા જુનાગઢમાં જઈ, મદન મેહેતાએ ઘેર વાત જાણી;
પત્ર આપી પાછો વળ્યો ઘર ભણી, નરસહીંએ સમર્યા સારંગપાણી. સ્વ. ૧૦૬

## પદ ૧૭ મું.

મેહેતાજી પ્રત્યે તવ બોલીયાં કામની, વિવાહ આવ્યો હવે દિવસ થોડે;
ઘરનીમાંહે હું તો કાંઇ દેખું નહીં, આવે સગાં રહ્યાં મુખ મોડે. મે. ૧૦૭
કુંકુમ નાડાં સોપારી ને શ્રીફળ, નથી હજી કાંઈ નિરધાર શોધો;
નામ સ્મરો હરી આળસ પરહરી, કાં બેસી રહ્યા બુદ્ધિ બોધો. મે. ૧૦૮
મેં શેઠ ધાર્યો એક વૈષ્ણવજંનને, લીધા દીધા નો વેહેવાર સાધો;
અડયું રહેશે નહીં કામ વિહિવાતણું, તેણે ચંચલ થઇ કેડ બાંધો. મે. ૧૦૯
શેઠ મમ સામળો સરવથી છે ભલો, રાખ વિશ્વાસ તે દેશે આણી;
નરસહીંયો નાગર રંક છે બાપડો, કરશે સંભાળ પોતાનો જાણી. મે. ૧૧૦

## પદ ૧૮ મું.

સાંભળો સ્વામિ હું દીન વાણી કહું, કૃષ્ણે જે કાજ કીધાં છે કાહાના;
કહી દાખો જેણે ધીરજ રહે સુને, નામ મનોરથ કીધાં તેહેનાં. સાં. ૧૧૧
વેદ પુરાણથી મંન સાચે લહો, પતિતપાવન એવું નામ જાણે;
ગ્રાહે ગ્રહ્યો ગજરાજ મૂકાવીયો, ભકતવત્સલ પ્રભુ આવ્યો ટાંણે. સાં. ૧૧૨
ભક્ત પ્રલ્હાદનાં કષ્ટ નિવારીયાં, રૂપ નરસીંહ થઈ સાદ દીધો;
શ્રાપ દુર્વાસાથી અમરિખ રાખીયો, ભગતને કાજ અવતાર લીધો. સાં. ૧૧૩
વીષ ટાળી વીખીયા કરી વીષ્ણુએ, દાસ ચંદ્રહાસને સદ્ય ઉગાર્યો;
વિપ્ર અજામીલ તે ઘેર ગુણકા રહે, નામ લેતાં તેને ટપક તાર્યો. સાં. ૧૧૪
રાજકુંવર હુતો પાંચ વરસતણો, માના વચને હરી ધ્યાન કીધું;
વઇકુંઠ નાથ વેગે તહાં આવીયા, અવિચલ રાજ તેનેરે દીધું. સા. ૧૧૫*
ભીલડી વ્યાધ અધમ ઓધારીયાં, ભકતવત્સલતણું બરદ જાણી;
હજી પરતીત આવતી નથી તૂજને, ભણે નરસહીંયો તે વેદવાણી. સાં. ૧૧૬

---

* માત્ર એકજ પ્રતમાં આ નિચેની બે કડી છે:–

ભગત ત્રૈલોચન ઘેર કાવડ ભરી, નાઇનું કામ કીધું છે હાથે;
પાંડવનાં બહુ કષ્ટ નિવારીયાં, દ્રૌપદી ચીર પૂર્યા છે નાથે. સાં. ૧૧૫
પારથ સારથી થઇ રથ ખેડીયા, નામાનું છાપરં દીધું છાઇ;
ભગતને કાજ સુવે સુખે નહિ કૃષ્ણજી, દાસનાં કામ કીધાં છે ધાઇ. સાં. ૧૧૬

### પદ ૧૯ મું.

રાખ વિશ્વાસ તું મન વિષે તારૂણી, જોઉં દુવારીકાં શ્રી કૃષ્ણ પાસે;
શીખ મુજને દીયો ચાલવા સજ થયો, માહરે મંન આનંદ થાશે. રા. ૧૧૭
ધન્ય તે ભાગ્ય જે ધાઇ ભેટે જઇ, રાયરણછોડજીને શીશ નામી;
દુર્લભ ભગતને સુલભ થઇ મળ્યો, વાંછિત ફળ દીયો અંતરજામી. રા. ૧૧૮
ચાલતાં સનમુખ મુકતપુરી જહાં, પદેપદે ક્રીલમીશ કોટિ નાહાસે;
ગોમતી સ્નાન જેણે કર્યું પ્રેમશું, યમતણા કિંકર સઘળા નાહાસે. રા. ૧૧૯
ભાગ્ય મોટું જોજો મૂરખાં માનવી, શ્રીકૃષ્ણ ધામ જાયેછે ચાલી;
જીવન મુક્ત તે થઇ રહે સર્વદા, હરીને ભજે પરપંચ ટાળી. રા. ૧૨૦
દીઠુંછે શીખર દેહેરાતણું દૂરથી, નરસહીંયાને મન આનંદ વાધ્યો;
નાહી શ્રી ગોમતી નિરખવા શ્રીજદુપતિ, પૂરણ બ્રહ્મશું પ્રેમ સાંધ્યો. રા. ૧૨૧

### પદ ૨૦ મું.

અંતરજામીએ જાણી છે વારતા, આવીયો દાસ નિજ ભક્ત ચાલી;
ઊઠીને ધાયા છે ભગતને ભેટવા, હાથ ઝાલી તેડયો મંદીર ચાલી. અં. ૧૨૨
પ્રેમ શું મૂજને પાટ પધરાવિયો, ગદગદ કંઠે હું અચરજ પામું;
કનક આસન પર મુજને બેસાડિયો, પાણ જોડી રહ્યો શીશ નામું. અં. ૧૨૩
હરિતણા ચરણની રેણ મુસ્તક ધરૂં, કાંણ હું રંક રણછોડ જોડે;
ભક્તવત્સલ પ્રભૂ ભક્ત આધીન છો, ભક્તના પૂરયા છે કોડ કોડે. અં. ૧૨૪
રૂકમણી આદિને ચરણ કમળે નમ્યો, શ્રીમુખથી બોલીયાં મધુરી વાણી;
અમ સરખું કાંઇ કારજ ઊચરો, કેમ આવ્યા ફરી પ્રેમ આણી. અં. ૧૨૫
દાસના પુત્રનું પગરણ આવીયું, વિવાહ કીધો વડનગર માંહે;
આવી કંકોતરી નાતને નોહોતરી, દિવસ થોડા રહ્યા જાવું ત્યાંહે. અં. ૧૨૬
વચન આપ્યું કમલાપતિ મૂજને, તે હરી અવસર આજ પાળો;
લક્ષ્મીજી સહિત તહાં નાથ પધારીયે, દાસ નરસૈંયાની સાથ ચાલો. અં. ૧૨૭

### પદ ૨૧ મું.

રૂકમણી સાંભળો દાસની વીનતી, મુખથી કહો તેવું કામ કીજે;
ભગતની ભીડમાં હું રે મુંઝાઇ રહ્યો, જે કહો તે અમો શીશ લીજે. રૂ. ૧૨૮
અંતરજામિ પ્રભુ સરવ તમો લહો, કામ કીધાં ઘણાં સંત સાટે;
ધાઇ ઊઠયા પરિયંકને પરહરી, ધ્રુવ પ્રલ્હાદ ગજરાજ માટે. રૂ. ૧૨૯

ભક્તને કાજ પ્રભુ ઉદક કાવડ ભરી, નામાનું છાપરૂં છાઇ દીધું;
પારથ સારથ થઈ રથ ખેડીયો, નાઇનું કામ વણુ પૂછે કીધું. રૂ. ૧૩૦
વારી વાયુ થકી ગોકુળ રાખીયું, વેદ નામ થકી રાખી સુતે;
રાજસહી વિખે નીચ કારજ કર્યું, ત્યારે પૂછયું નહીં આવી હુંને. રૂ. ૧૩૧
ભગત તમારાને છો તને ભગતના, ભગત વિના પ્રપંચ ખોટો;
ભગત નરસહીંયાની ભીડ ભાંજો જઈ, નાગરી નાતમાં થાય મોટો. રૂ. ૧૩૨

## પદ ૨૨ મું.

શ્રી કૃષ્ણજી કહે ધન્ય રામા તમો, ધન્ય છે ભાગ્ય જે ભક્ત માનો;
ભક્તને તોલે કોઈ નથી ભામિની, તનમન પ્રાણથકી અધિક જાણો. શ્રી. ૧૩૩
ભક્તને કષ્ટ તે અમારે કષ્ટ છે, સંત જાએ તહાં અમારે જાવું;
બોલ દીધો હરી નિશ્ચે કીધો ફરી, લક્ષ્મી સહીત હું સંગ આવું. શ્રી. ૧૩૪
જાન જોડી તમો ગઢ થકી ચાલશો, શીઘ્ર આવું અમો દાસ તોલે;
ચઉદ ભોવનતણો નાથ શ્રી કૃષ્ણજી, ભક્ત આધીન થઇ એમ બોલે. શ્રી. ૧૩૫
હેતે ઉઠાડીયો દીન હું દાસને, તેલ ફૂલેલ મર્દન કીધું;
ઉષ્ણોદક લઇ સ્નાન કરાવીયું, પિતાંબર પેહેરવા આણી દીધું. શ્રી. ૧૩૬
કનકની પાવડી રતન હીરે જડી, મેહેલીને દાસ રહ્યા છે અળગા;
છપ્પન ભોગ શ્રી કૃષ્ણ આરોગીયા, રસનાએ કોટિક સ્વાદ વળગ્યા. શ્રી. ૧૩૭
હેતશું રૂકમણી પ્રીછે છે મૂજને, મહાપ્રસાદ હું રહ્યો ચાખું;
ચૌદ ભોવનતણું સુખ તહાં શું લહું, કૃષ્ણનો વૈભવ સર્વ દાખું. શ્રી. ૧૩૮
આચમન લેઇને શીઘ્ર ઉભો ત્યહાં, સુખનું તંબોલ શ્રી કૃષ્ણે આપ્યું;
ધન્ય મમ ભાગ્ય ભૂત લોકચું માનવી, રંકને લઈ જ્યમ રાજ થાપ્યું. શ્રી. ૧૩૯
પર્યંક ઊપર મુજને પોઢાડીયો, શ્રીકૃષ્ણ વીજણો લઇને કરે રે સેવા;
ભણેનરસહીંયો એની સ્તુત્યહું શું કરૂં, ભક્તવત્સલ એહેનેજ કેહેવા. શ્રી. ૧૪૦

## પદ ૨૩ મું.

ઊઠી ઊભો થયો પાણ જોડી રહ્યો, શીખ આપો પ્રભૂ ઘેર જાવા;
ચત્રભુજ ચાર સેવક લઈ આપીયા, દાસ મનોરથ પુરણ થાવા. ઊ. ૧૪૧
એક અન્નપૂરણા ઇચ્છા ભોજન દીયે, વસ્ત્ર વાહન દીયે એક બીજો;
રત્ન હીરા હેમ ચોથો તે આપશે, રીધ સીધનો પતિ છેરે ત્રીજો. ઊ. ૧૪૨

સુંદર રથ એક શ્રીહરી સામળે, ભક્તને બેસવા સજ્જ કીધો;
વસ્ત્ર પ્રસાદિ શ્રી અંગનું આપીયું, તુલસીની માલ પ્રસાદ દીધો. ઊ. ૧૪૩
અંત્રીક્ષ મારગે અમો પણ આવશું, સઘ ચાલો એમ કહ્યું હીયાંથી;
ગદ ગદ કંઠને દાસ વળાવીયો, સેવક સંગ દીધા છે ત્યાંથી. ઊ. ૧૪૪
મુહુરત એકમાં આવીયો ઘર ભણી, કામની કંથની વાટ જૂએ;
મંનમાં ફૂલીને હર્ષ પામી રહી, તારૂણી તંનના તાપ ખૂએ. ઊ. ૧૪૫
નવલ સ્થાનક હરિદાસ ઊતારીયા, નરસહીંએ અતિ સનમાન દીધું;
શીખ દીધી રથ સારથી લઇ વળ્યો, શ્રી લક્ષ્મી નાથને જાણ કીધું. ઊ. ૧૪૬

## પદ ૨૪ સું.

સ્વજન કુટુંબને નાત તેડી સહુ, મંડપ રચનાનો ઠાઠ સાંધ્યો;
ચંદરવા વિવિધ પ્રકારના શોભતા, લળકતાં તોરણ બહાર બાંધ્યાં. સ્વ. ૧૪૭
ગાલીચા જાજમ તકિયા શકલાદના, મંડપ સુગંધના બેહેક છાજે;
માનની મંગળ ગાય ટોળે મળી, વાજિત્રના નાદ બહુ ઘોર ગાજે. સ્વ. ૧૪૮
કંસાર ખાજાં જલેબી ને ઘેબર, વિવિધ પરકાર પકવાન કીધાં;
સેવૈયા મોતઈયા દળીઆ લાડુવા, ભાવતાં ઘૃત ને ખાંડ પીધાં. સ્વ. ૧૪૯
મિષ્ટાન્ન ભોજન કુટુંબ સાંરૂ કરે, દુરીજન લોક આશ્ચર્ય થાય;
જેહ જોઇએ તે સર્વ લાવી દીયે, જેને શિર છત્ર વઇકુંઠરાય. સ્વ. ૧૫૦
કાલ સ્વામિ છે ગ્રહે દધિ શાંતિક દિન, ચોથે દિને સજ થાશેરે જાન;
નાત માહાજંનને ઘેર તેડાં કરો, પ્રણીપતથી તે બહુ દેઇને માન. સ્વ. ૧૫૧
વણિક વેહેવારીયા, સીમ ગરાસીયા, જાને ચાલ્યાની છેરે ખાંત;
વસ્ત્ર વાહન જેને જોઇએ તે મળે, નરસહીંયો સમરે શ્રીલક્ષ્મીકાંત. સ્વ. ૧૫૨

## પદ ૨૫ સું.

કેશર અગર સૂગંધનાં છાંટણાં, મંડપ રચના કહી નવ જાય;
નગરનું લોક તે સજ થયું જાનમાં, કોણ નરનારી ને રંક રાય. કે. ૧૫૩
અશ્વ સુખપાલ ને રથ મેગળ પુરી, વસ્ત્ર વાસણ લઈ ગાડે કસીયાં;
સુખડી મેવા પકવાન વિધવિધતણાં, ડેહેરા તંબૂ કનાત તકીયા. કે. ૧૫૪
સુગંધ તીલક કરી વરજી નવરાવીયા, વિવિધ આભૂષણ અંગ કીધાં;
તેજી ભલો તેને ઘૂઘરા ઘમઘમે, શ્રીફળ લેઇને હાથ દીધાં. કે. ૧૫૫

શ્રી લક્ષ્મીનાથને ચર્ણે જઈ નમ્યો, આજ્ઞા માગીને તે અશ્વ બેઠો;
શીશ નમાવીયું તાત નરસહીંયાને, સ્વજન કુટુંબને નમ્યોરે હેઠો. કે. ૧૫૬

## પદ ૨૬ મું.

સમય વિના શું સુઇ રહ્યા શ્રીહરી, નથી રેણી ને મધ્યાન કહાવી;
પાછલો દિવસ તે ખટઘડી નમીં ગયો, લીધી નથી કાંઇ ભગત ભાવી. સ. ૧૫૭
જાન જોડી રહી નગરના દ્વારમાં, સરવ મળી મારી વાટ જૂએ;
તમ વિના દાસના પ્રાણ તે કયમ રહે, ભક્તપત જાતે કેમ ખૂએ. સ. ૧૫૮
અમો છું રંક તમો રાય રણછોડજી, પ્રીત સમોવડ ચાલી જોય;
વિપ્ર હું દુરબળ લોક લજ્જામણો, જોડો જગજીવન હાંસી થાય. સ. ૧૫૯
ભુવન દશ ચારના ઇશ છો ત્રીકમા,નિધ સિધ મુક્તિ જાંહાં ઘેર દાસ;
લક્ષ્મીના કાંતને પૂરણ બ્રહ્મ તમો, અજઅમર સુરપતિ ઈશ આશ. સ. ૧૬૦
પ્રલ્હાદ નારદ સનક સનકાદિક, ઓધવ અરજુન ભગત સારા;
રંક જાણી પ્રભૂ લાજોછો આવતા, નિરધન તોયપણ ભગત તારા. સ. ૧૬૧
તું ત્રિભૂવન ધણી ભક્ત ચિંતામણી,આધ તું અંત્ય તું સરવ કરતા;
તમ થકી વેગળા આસુરીમાં ભળ્યા,શરણ આવ્યાતણું દુઃખહરતા. સ. ૧૬૨
માહરે સામળા શેઠ સમરથ ભલા, પ્રાણજીવન પ્રભૂ ધન્ય સારૂ;
કરમના લેખ તે સહી મીટે તમથકી,નવ લહે બિરદ ગોપાલ તારૂં. સ. ૧૬૩
માત તું તાત તું નાથ નારાયણ,સ્વજન તું સામળા સરવ માહારે;
પુત્રનું પાગરણ કૃષ્ણ તમથી થયું, લાડ લડાવીયાં હાથ તાહારે. સ. ૧૬૪
મિત્ર તું માધવા કંથ કમલાવર, તુજવિના નાથજી કોહોને જાચું;
કરમચા ભોગતે ભોગવે છુટીએ, કૃષ્ણ કરૂણાવડે મોદ માચું. સ. ૧૬૫
તવ હરી ધાઇ સેજા થકી ઊઠીયા, દારૂક દારૂક વદત વાણી;
ચાલ ચતુરા સુખ ચતુરભુજ એમ કહે,દુઃખ ધરે દાસ તે દોહેલું જાણી. સ. ૧૬૬
કનક જડિત મણી રથ આગળ કર્યો, અશ્વ જોડી હરી પાસ લાવે;
રૂકમણી સહિત પધારીયા શ્રી હરી, મુનિવર જોગીને ધ્યાન નાવે. સ. ૧૬૭
અંત્રીક્ષ મારગે પલકમાં પરવર્યા, રથ તણી ગર્જના સર્વે જાણી;
અવર બીજું કોઇ દ્રષ્ટે દેખે નહીં, નરસહીંયો નિરખે સારંગપાણી. સ. ૧૬૮

## પદ ૨૭ મું.

શીઘ્ર સુખપાલ મેહેતાજી વેગે ચડી, વરજી શણગારીને અગ્ર કીધા;
જાન જોડી કરી ઘરથકી નીસર્યા, દુંદુભીના તવ ઘોષ દીધા. શી. ૧૬૯
પ્રથમ સમાગમ શૂભ શૂકન હવા, દાસના પુત્રની જાન જાય;
ખાન ને પાન પકવાન મોદક ઘણા, ખટરસ ભોજન વાટે થાય. શી. ૧૭૦
બાર દિવસ થયા જાનને ચાલતાં, આવી પહોચી વડનગર પાસે;
મદન મેહેતાને વધામણીએ કહ્યું, જાન આવી એક રાત વાસે. શી. ૧૭૧
તવ હસી બોલીયા મદન મેહેતાજી ત્યાં, જાનની જુગતી તે કેવી ભાસે;
જોયું નીહાળીને સત્ય કહો વારતા, ઠાઠ કેવો રચ્યો વિષ્ણુ-દાસે. શી. ૧૭૨
નવ કહું અનરથ કહું છું જથારથ, રાજ પુત્રીતણું ભાગ્ય મોટું;
તમ થકી વૈભવ અધિક દીઠો ઘણો, પૂરણ પૂન્ય આવીને ચોહોટયું. શી. ૧૭૩
મલપતા કુંજર અગર ચાલે તાંહાં, નવરંગ હોદ્દા નીશાન ફરકે;
શત સુખપાલ તેં રતન ડાંડે જડી, માતા કોરીલ તુરી ચારૂ ધરકે. શી. ૧૭૪
ત્રણસેં તીસ રેવંત ત્યાં પાખર્યા, વીશ તોખારના રથ જોડયા;
નીલા પીળા વળી લાલ કસુંબીયા, એક બીજા ઉપર પરદા ઓઢયા. શી. ૧૭૫
ઘુઘરૂ ઘમઘમે ટોકરા ટમટમે, રમ ઝમ ધમ ધમ ધમ શબ્દ ઊઠે;
ભલે ઘોડે ચડયા શોભે સુભટ ઘણા, સ્વાર પાળા તણી ફોજ છૂટે. શી. ૧૭૬
જોડી નગારાંની ઊંટ ઊપર ધરી, અશ્વની જોડ ત્યાં ઝાંઝ વાજે;
તાળ મરદંગ સારંગી સોહામણી, જાનની જુગત તે સબળ છાજે. શી. ૧૭૭
નગરનું લોક તે કોઇક રહ્યું હશે, વણિક વેહેવારીયા લીધા ગોતી;
હાટ બેઠા ભરી શેહેરની શેરીયે, સહુ મળે વસ્તુ જે હોય જોતી. શી. ૧૭૮
આજ સૂધીનથી સાંભળ્યું શ્રવણેથકી, જુગતી જગતમાં જાન જોડી;
ઇંદ્રના વૈભવથી વૈભવ અતિ ઘણો, મળો વેહેવાઇને જાઓ દોડી. શી. ૧૭૯
સાંભળી વિપ્ર મન માન દીધાં ઘણાં, હરખીઆ મંન સંતોષ પામી;
નાતના અધિપતિ સરવ તેડાવીયા, તેડીયા રાયજી શીશ નામી. શી. ૧૮૦
નગર વેહેવારીયા અવર ગરાસીયા, ચમરધર સુભટ સહુ સંગ લીધા;
કેસર કુંકુમ ને અત્તરના કળસીઆ, ફોફળપાન કર દાસ દીધાં. શી. ૧૮૧
માનનીઓ નવલ સરવ ટોળે મળી, મંગળ ગાય છે રથ બેઠાં;
ગહગડે દુંદુભિ સામૈયું સજ થયું, ખાય તંબોળ મુખ બોલે મીઠાં. શી. ૧૮૨

આવી પોહોચ્યા ત્યાંહાં જાન શોભે જહાં,મદન મેહેતો મનમાંહે હરખ્યા;
ધાઇ ચર્ણે નમ્યા વેહેવાઇ મન ગમ્યા,નરસહીં મેહેતો દિઠા સિદ્ધ સરખા. શી. ૧૮૩

પદ ૨૮ મું.

કરજોડી મદન મેહેતો કરે વીનતી, સ્વામિ સ્વામિ હું સેવક તમારો;
દુર્વચન હસી મુખથી કીધાં હશે, તે ક્ષમા કરોને અપરાધ મારો. ક. ૧૮૪
સ્તુતિ કીધી ઘણી, પ્રાર્થના પેરતણી, મેહેતાએ નમીને દીધું છે માન;
જેમ ઘટે તેમ મળ્યા અવર સહુ સાથને, હેતશું આપ્યાં ફોફળપાન. ક. ૧૮૫
કરી પ્રણીપત નગરમાં આવીયા, લોક જોવા મળ્યા ટોળે ટોળે;
જોઇ શોભા હરિદાસની એમ વદે, મદન મેહેતો નથી એહેની તોલે. ક. ૧૮૬
અંત્રીક્ષ મારગે હરી મળ્યા ભાવતા, મેહેતોજી જાણે છે તેજ મર્મ;
દુરીજન લોક તે સહુ લહે વારતા, આડી અંત્રાઇના બંધ કર્મ. ક. ૧૮૭
સુંદર રથથી ઉતારી છે જાનને, મદન મેહેતે તાંહાં શીખ માગી;
વાહાણું વાશે ત્યારે લગનનો દિવસ છે,જાન મોહોટી તેની બીક લાગી. ક. ૧૮૮
રાખશે શરમને ધરમ આડું થશે, હરિતણા દાસની સેવા કરતો;
જે જોઇએ તે સર્વ વસ્તુ આણી દીયે,મદન મેહેતો રહ્યો ફેરા ફરતો. ક. ૧૮૯
પ્રેમે પૂજા કરી લક્ષ્મીના નાથની, નવલ મંદિર પધાર્યો અહેઠા;
ગદ ગદ કંઠે નરખીયો નરસહીંયો, કનક સિંહાસને કૃષ્ણ બેઠા. ક. ૧૯૦

પદ ૨૯ મું.

તું મારો પ્રાણજીવન ધન શ્યામળા, લક્ષ્મીના નાથ શિર નાથ માહારા;
ભક્તથી કાંઇ અધિક નથી તાહરે, દાસને અધિક છે ગુણ તાહારા. તું. ૧૯૧
વઇકુંઠ ધામમાં સાદ શ્રવણે સુણી, દ્રુપદ સુતાતણી લાજ રાખી;
ભગત ત્રિલોચન ઘેર કાવડ ભરી, વ્યાધ તાર્યો તેનો વેદ સાખી. તું. ૧૯૨
ભક્ત કારણ પર્યંકને પરહરી, ગજ ઊગારીયો હાથ ઝાલી;
દાસ જાણી પ્રભૂ આ કળીકાળમાં, લક્ષ્મી સહીત ત્યાં આવ્યા ચાલી. તું. ૧૯૩
પાદર જમણ કીધું તાંહાં અતિ ભલું,રાવને રંક ત્યાંહાં સર્વ આવ્યું;
લાડુ પકવાન જલેબી વિવિધતણી, શ્રી લક્ષ્મીનાથને મંન ભાવ્યું. તું. ૧૯૪
દીન દયાળ કરૂં એક વીનતી, દાસનો દાસ વરઘોડે ચઢશે;
રૂકમણી સહિત ત્યાં સંગે પધારીયે, શ્રીમુખ સમરતાં કાજ થાશે. તું. ૧૯૫
પુત્ર આવ્યો ત્યાંહાં અગ્ર શ્રીકૃષ્ણનો, કોટિકંદર્પ લાવણ્ય દેહી;
ગદ ગદ કંઠ મુર્છાગત થઈ રહ્યો, મદનમોહન તણે રૂપ મોહી. તું. ૧૯૬

મુસ્તક હાથ મેહેલ્યો મધુસૂદને, પાણ જોડી રહ્યો સ્તુતિ કરવા;
પ્રદ્યુમ્ને અંગનાં આભ્રણ આપીયાં, મકરાકૃત કુંડલ કાન ધરવા. તું. ૧૯૭
માણેક મેહેતી તાંહાં આવી ઇચ્છા થકી, ધન્ય મમભાગ્ય ધન્યધન્ય સ્વામી;
દેહ દીશા તવ નવ રહી નિરખતાં, ચરણ કમળે રહી શીશ નામી. તું. ૧૯૮
દંપતિ કર લહી મસ્તકપર ધર્યા, ત્રિવિધના તાપ તે ગયારે નાસી;
રૂકમણી હાર શણગાર સહુ આપીયા, રૂપ શોભા જાણે દેવદાસી. તું. ૧૯૯
આજ્ઞા લીધી છે રાય રણછોડની, ગદ ગદ કંઠે હું મોદ પામી;
કૃષ્ણે આભૂષણું આપ્યાં નરસહીંયાને, અઢળક ઢળીઓ અંતરજામી. તું. ૨૦૦

## પદ ૩૦ મું.

આજ લગન તણો દિવસ સોહામણો, મંડપમાં માનુની ગીત ગાય;
મદન મેહેતો ગ્રહશાંતિકે બેસીઆ, મેહેતીને મંન આનંદ થાયે. આ. ૨૦૧
કલુવો કરવો નવલ વરરાયને, નાગરી નાતની રીત જાણી;
મેહેતાને મંદિર મંડપમાં માનની, ગાય છે ગીત સહુ પક્ષ તાણી. આ. ૨૦૨
વરઘોડા વેળા વરને થઇ તે સમે, નાત માહાજન સહુ લીધા સાથે;
અસ્તદશ ઘડી ઉદીયાત દિનકર સમે, જોશી ઘડી માંડી તે નીજ હાથે. આ. ૨૦૩
આજ્ઞા લીધી મેં લક્ષ્મીના નાથની, ગદ ગદ કંઠ હું ઊભો ત્યાંહે;
પ્રેમ ભરાણો હું ને બોલી તે નવ શકું, હાથ સાહી મારો રૂદીયા માંહે. આ. ૨૦૪
હું તારા પ્રેમને વશ થયો નાગરા, વઇકુંઠમાં નથી તોલે તારે;
ભક્તને કષ્ટ તે મૂજને કષ્ટ છે, તું સમોવડ નહીં કોઇ મારે. આ. ૨૦૫
બોલ મીઠા સુણી નરસહીંયો રાજીઓ, ધન્ય શ્રીકૃષ્ણની અચળ વાણી;
ભક્તવત્સલ પ્રભૂ બરદ રાખો સદા, સંતને સૂત પોતાનો જાણી. આ. ૨૦૬

## પદ ૩૧ મું.

નવલ વરરાયજી નવલ ઘોડે ચડયા, કુંકુમ રોલને અતર મેહેકે;
સોઘો ચૂવા મોગરેલ ફૂલેલ ત્યાંહાં, પુષ્પ સુગંધના હાર બેહેકે. ન. ૨૦૭
શ્રીફળ ફોફળ પાન કુંકુમ સહી, વરજીના હાથમાં દીધાં આણી;
તેજી ભલો તેને અધિક શણગારીયો, પાખર જરકસી મેહેલ્યાં તાણી. ન. ૨૦૮
ભૂષણ વસ્ત્રની શી રે શોભા કહું, લક્ષ્મી કાંત મમ છત્ર માથે;
વદન જોતાં મહીપતિ શોભે નહીં, સાબેલા પાંચસેંહેં પાંચ સાથે. ન. ૨૦૯
ચારસેંહેં રથ રેવંત મેગલ તુરી, નવલ નીશાનની જોડ ફરૂકે;
નાત માહાજંન ને નાત છે નાગરી, ગડગડ દુંદુભી નાદ ધરૂકે. ન. ૨૧૦

મસ્તક મોહોડ તે મેહેતીજીએ ધર્યો, કાંતિ રામા તણી દાસિ જાણે;
મદન મેહેતા તણે ભીડ મંડપ ઘણી, તોરણ સોહે એક વરને દાણે. ન. ૨૧૧
ચાર સોહાસણો સંગ શોભે ભલી, મદન મેહેતી ત્યાં આવ્યાં ચોકે;
ધાટ ધાલી નીચાં નમીયાં લેશ તે, નાક સાહ્યું હસ્યાં મંડપ લોકે. ન. ૨૧૨
ભાવસું પોંખીને વિધિગત કરે ત્યાંહાં, માહેરે વરજીને પોંખી લીધા;
વેદના શબ્દ વિપ્ર તે મુખથી વદે, લગન સમે કન્યાદાન દીધાં. ન. ૨૧૩
અંતરપટ દઇ પાણવટ હસે, વાજે દુંદુભી દેવ નાદે;
પુષ્પની વૃષ્ટિ અંત્રીક્ષથી સુર કરે, ગુણીજન ગાય છે મધુર સાદે. ન. ૨૧૪
મધુપર્ક સમય તવ થયો તે સમે, વેવાહી વેહેવાણ તેડયાં સજોડે;
મદન મેહેતો કર કનક ઝારી લઇ, પગ પખાળે છે બહુ કોડ કોડે. ન. ૨૧૫
વર વધૂ દંપતી જોડ શોભે ધણું, અવર પાસે નહીં જંન કોય;
કન્યાને સ્વસ્તિ ભણાવતાં તે સમે, નરસહીંયો ચતુરભુજ રૂપ જોય. ન. ૨૧૬

## પદ ૩૨ મું.

મોરના પીછનો મુગટ મણિમય જડયો, મકરાકૃત કુંડલ શ્રવણ ઝળકે;
કૌસ્તુભ મણિ શિવલાંછન ઉર કર્યું, વૈજયંતિ મોતી માળ લળકે. મો. ૨૧૭
પિતાંબર પટ કટિપર મેખળા, કંચન નેપુર કર ખળકે;
કોટિ કંદર્પ લાવણ્ય જોઇ રૂપ ને, મુનીવર જોગીનાં મંન સળકે. મો. ૨૧૮
શંખ ચક્ર ગદા પદ્મ આયુધ ધર્યાં, પરીબ્રહ્મ દેવ છે નામ જેહેનું;
કોટિ સૂરજ શશિ જોતી નવ ચંદ્રકા, કોટિ બ્રહ્માંડ એક રોમ જેહેનું. મો. ૨૧૯
મેહેતીનું રૂપ દીઠું કમળાતણું, વદન જોતાં કોઇ નથી જોડે;
ઇંદ્ર રાણી બ્રહ્માણી ને રૂદ્રાણી, નિરખતાં નિરખતાં હાથ જોડે. મો. ૨૨૦
ચાર ભુજને ચપલ છે આતુરી; નવલ તત્વ લતા શર શોભાવે;
નિમિશકટાક્ષમાં જગત મોહિત થયું, વદન જાણે વઇકુંઠ નામ કાહાવે. મો. ૨૨૧
વરતણું વદન તે પ્રદ્યુમન નિરખીયા, કુંવરીનું રૂપ તે રતિનું દીઠું;
દેવચક્ષુએ નરસહીંયો રવિ નિરખીયો, રૂપ સુંદર જોઇ લાગ્યું મીઠું. મો. ૨૨૨
જોઇ લીલા પ્રદ્યુમ્ન વિસ્મય થયા, પાણ જોડી બેઉ ચરણે નમીયા;
ગદગદ કંઠ થયાં વાણી ચાલે નહીં, કંથ કમળાતણે મંન ગમીયાં. મો. ૨૨૩
ત્રિભુવનપતિ તવ પ્રસન્ન થઈ બોલીયા, એક હું મેહેતાજી તોલ થાશે;
મસ્તક કર ધરી અંતર્ધ્યાન થયા શ્રી હરી, મદન મેહેતો રહ્યા મન વિમાસે. મો. ૨૨૪

જોયા તાંહાં મેહેતાજી બેઠા છે એકલા, મદન મેહેતો જઇ ચરણે વળગ્યા;
ધન્ય મમ ભાગ્ય જે કૂલ પાવન કર્યું,નરસહીંયે સ્નેહશું કીધાઅળગા. મો. ૨૨૫

### પદ ૩૩ મું.

બહુ મોહોન્જોણું સરવે લાવે તાંહાં, મદન મેહેતાનો ગયોછે ગર્વ;
મેહેતાજી મંદિર નાર ટોળે મળી, મુખ જોઇ આપે શણગાર સર્વ. બ. ૨૨૬
વિપ્ર વદે તમો સરવ ચોહોરી રચો, મંગળ શુભ વરતોને ચાર;
દંપતી હરખે કંસાર આરોગીયાં, સાસુજી પીરસે છે ધૃત ખાંડ. બ. ૨૨૭
માનુની ગાય મંગળ ટોળે મળી, વિવાહનાં ધોળ બોલે છે વાણી;
જય જય શબ્દ મંડપ મંડળ વિખે, વર વહુ બેઉ રહ્યાં છે પરણી. બ. ૨૨૮
અશ્વ ભલા રથ રેવંત પાલખી, મદન મેહેતો તાંહાં દે છે દાન;
સોળ શણગાર બેહુ દંપતી આપીઆં, જરકસી વસ્ત્ર દઈ આપે માન. બ. ૨૨૯
સસરાજીને દીધાં જામો ને પાઘડી, કુંવરબાઇને સુંદર સાડી;
જ્યાં જોઈએ ત્યાં તેવી કીધી પેહેરામણી, દીએ વાણોતર ટીપમાંડી. બ. ૨૩૦
ગઉ વિધોગતે દાન દીધાં ઘણાં, મહીષ આપી છેરે દૂધ પીવા;
સાત દિવસ તે લગન માંહે રહ્યાં, લોક જાણે તે નિત નિત વિવાહ. બ. ૨૩૧
શીખ દીધી પછી જાન તત્પર થઇ, ખટરસ ભોજન સરવે લીધાં;
વાગ્યાં નીશાન ને જાન ચાલી ત્યાંહાં, સ્વજન કુટુંબને વીદાય કીધાં. બ. ૨૩૨
ચાર જોજન લગી રાયજી આવીયા, મદન મેહેતે તાંહાં શીખ માગી;
પુત્રી વિજોગથી નીર નયણે ભર્યાં, વેહેવાઇ નાંખે છે રંગ રાજી. બ. ૨૩૩
તેર દિવસ થયા પછી પૂરણ, જાન જૂનાઘડ બાહાર આવી;
ચૂરી પૂરી પકવાન ભોજન કર્યાં, નરસહીંઆને મન સધ ભાવી. બ. ૨૩૪

### પદ ૩૪ મું.

સહસ્ત્ર પાંચ મશાલ ઊજવલ કરી, ગાજતે વાજતે જાન ચાલી;
નગરના લોક તે ટોળે ટોળે મળ્યા, નિરખે છે વરજીને મીટ ઘાલી. સ. ૨૩૫
માનની હરખથી ગાય ટોળે મળી, સરવને ફોફળ પાન દીધાં;
વરજીને પોંખીને ઘરમાં પધરાવીયા, શ્રી લક્ષ્મીનાથનાં નામ લીધાં. સ. ૨૩૬
અંત્રીક્ષ મારગે અંતરજામી વળ્યા, નરસૈંયો રહ્યો તે પાણ જોડે;
સેવક ચાર વળાવીયા હેતશું, પુરી રહ્યા દાસના કોડ કોડે. સ. ૨૩૭

---

**સામળદાસનો વિવાહ સમાપ્ત.**

---

# પ્રેમાનંદ ભટ્ટ.

એના રચેલા ગ્રંથોઃ–મહાભારત, દશમસ્કંધ, સપ્તમસ્કંધ, અષ્ટમસ્કંધ, રામાયણ, વલ્લભ ઝગડો, દ્રૌપદી વસ્ત્રહરણ, ડાંગવાખ્યાન, સુભદ્રાહરણ, ઋષ્યસંગ આખ્યાન, હારમાળા, મામેરૂં, શ્રાદ્ધ, હુંડી, સામળદાસનો વિવાહ, નળાખ્યાન, ઓખાહરણ, દાણલીલા, લક્ષ્મણાહરણ, રણયજ્ઞ, ચંદ્રહાસ આખ્યાન, બભ્રુવાહન આખ્યાન, વિવેક વણજારો, નરકાસુર આખ્યાન, કર્ણચરિત્ર, ભિષ્મ ચરિત્ર, સુદામા ચરિત્ર, ત્રણ નાટક, મદાલસા આખ્યાન, અભિમન્યુ આખ્યાન, વામન કથા, સુધન્વા આખ્યાન, રેવા આખ્યાન, અશ્વમેધ, વ્રજવેલ, પ્રલ્હાદાખ્યાન, સ્વર્ગ નિસરણી ને શ્રીમદ્ભાગવત.

## સુધન્વા આખ્યાન.

### કડવું ૧લું–રાગ કેદારો.

શ્રીગુરૂચર્ણે શીશનામું, મન વાંછીત ફળપામું;
વેગે વામું સંસારની વિષમ વેદનારે. ૧

ઢાળ.

વિષમ વેદના વામું, પામું વાણી વેદ રસાળ;
શીશ નામું સરસ્વતી, વળી સ્મરૂં શ્રીગોપાળ. ૨
કથા શ્રીમહાભારત કેરી, અશ્વમેધ પાવંન;
વ્યાસ શિષ્ય સંજય જૈમિનિ કવિતા, લીલા જુગજીવંન. ૩

હંસધ્વજસુત ભક્ત શિરોમણી, જેને વાહાલા શ્રી ભગવાન;
પ્રાકૃત કથા પદબંધ કરૂં હું, સુધન્વાનું આખ્યાન. ૪
કૌરવ સહુ નિકંદન કીધા, જીત્યા પાંડવ રાય;
નિરભે રાજ કરે કુંતા સુત, સામળીયાની સહાય. ૫
વિલાપ કરે કૌરવની નારી, રાત દિવસ ઘરમાંય;
તે સાંભળી મહા દુઃખ પામે, પોતે યુધિષ્ઠિર રાય. ૬
રાજભુવનથી મન નિવર્ત્યું, થયું ઉદાસ અંતઃકરણ;
તપ કરવાને વનમાં જાઉં, અથવા પામું મરણ. ૭
તીવ્ર વૈરાગ્ય થયો રાજાને, સભા કરી નવ બેસે;
ભય મૂકયો સર્વ લોકતણો, કો કેમ વાયક કહેશે. ૮
ભીમસેન અર્જુન માદ્રીસુત, કહીને આવ્યા વાજ;
શિક્ષા કોની રાય ન માને, નિશ્ચે ન કરવું રાજ. ૯
એવે અકસ્માત તહાં આવ્યા, કવિવર વેદવ્યાસ;
આસન આપી પૂજા કીધી, રહ્યા ઊભા પાંડવ દાસ. ૧૦
યુધિષ્ઠિર ઘરમાંથી આવીને, નમ્યા વ્યાસને પાયે;
પારાશરી પૂછે રાજાને, કાં સનમના છો રાયે. ૧૧
ગાંધારી તન કરી નિકંદન, પામ્યા નિજ રાજધાની;
શ્રીકૃષ્ણ સરખા સાહે તમારે, હવે ચિંતા છે શાની. ૧૨
ગદગદ કંઠે કહે યુધિષ્ઠિર, નથી રાજનો ભોગ;
પિતામહ હું કેમ ભોગવું, આ રૂધિર ખરડયો રોગ. ૧૩
ભિષ્મ દ્રોણ શકુની દુઃશાસન, કર્ણ સરીખા ભાઇ;
મેં ગોત્ર સર્વ નિકંદન કીધું, નવ જોઈ પ્રીત સગાઈ. ૧૪
થોડા એક જીવ્યાને કાજે, મેં કીધું દારૂણ પાપ;
વળી મારાથી નથી સંભળાતા, કુલવધૂ કેરા વિલાપ. ૧૫
વ્યાસ કહે સત્યવાદી રાજા, ના આણો મનમાં ખેદ;
ઉપાય કહું એક પાપ ગયાનો, આરંભો અશ્વમેધ. ૧૬
યજ્ઞ વિધિ ભાળ કહી અશ્વની, પછી થયા અંતર્ધ્યાન;
વ્યાસ ગયા પૂંઠે દ્વારિકાંથી, આવ્યા શ્રી ભગવાન. ૧૭
પાંડુપુત્રને ભેટયા ભૂધર, પછી કીધું આશ્વાસંન;
યૌવનાશ્વ જીતી અશ્વ આણ્યો, ભીમસેન ભડજંન. ૧૮

દિક્ષા લઈ યુધિષ્ઠિર બેઠા, કીધો યજ્ઞ આરંભ;
ધરમ ધ્વજા ધરમે બંધાવી, રોપાવીયા વારિસ્થંભ. ૧૯
અશ્વ મુકયો પછી પૂજા કરીને, ગયા રક્ષાને અર્જુન;
યૌવનાશ્વ અનુસાલવ સંધાતે, અનિરૂદ્ધ ને પ્રદ્યુમ્ન. ૨૦
મેઘવર્ણને ધૃષ્ટકેતૂ, એક અક્ષોહિણી સૈન્ય સાથ;
અશ્વરક્ષાને અર્જુન ચાલ્યા, સમસ્યા વૈકુંઠનાથ. ૨૧

## વલણ.

સમસ્યા વૈકુંઠનાથને, અર્જુન અશ્વ પુંઠે પળે;
દેશે દેશના મહિપતિ, અર્જુનને આવી મળે. ૨૨

## કડવું ૨ જું–રાગ મેવાડાની ચાલ.

જૈમિંની કહે સાંભળરાય, પૂર્વજ તારાનો મહિમાય;
સ્વેચ્છાયે ઘોડો સંચરે, અર્જુન પૂંઠે રક્ષા કરે. ૧
કનક પત્ર બાંધ્યું લેલાટે, અશ્વ આવ્યો નર્મદા ઘાટે;
માહેશ્વરી નગરીનો રાય, નીલધ્વજ રાજા કહેવાય; ૨
અર્જુને ત્યાંહાં જય કીધો, રાય નીલધ્વજ સાથે લીધો;
અવલચંડીને ઓધાર, ચંપકપૂર ચાલ્યો તોખાર. ૩
તે સ્વર્ગ સરિખું શોભે ગામ, હંસધ્વજ એવું રાયનું નામ;
વૈષ્ણવ રાજા ઘણું ધર્મિષ્ટ, પ્રજા પુત્ર પર સમતા દ્રષ્ટ. ૪
છે ભક્તિજીવન મન રાજાતણું, તે હરિ દર્શનને ઇચ્છેછે ઘણું;
સભામાંહે બેઠો છે રાય, ટાંઠવ હરિનાં કીર્ત્તન થાય. ૫
ત્રણ મિત્રને પાંચ કુમાર, સુભટ બળિયા અન્ય અપાર;
એવે અનુચર સાસભથી આવીઆ,સમાચાર કંઈક લાવીઆ. ૬
પ્રેમ સહિત પૂછે ભૂપતિ, બોલ્યો સેવક કરી વીનતી;
સ્વામિ સેના આવી સોહામણી,શોભા સુખે નવ જાયે ભણી. ૭
હસ્તિનાપુરનો છે રાજંન, નામ તેનું વીર અર્જુંન;
યૌવનાશ્વ નીલધ્વજ રાજંન, કૃષ્ણ પુત્ર છે પ્રદ્યુમંન. ૮
અનુસાલવ વૃષકેતુ મેઘવર્ણ, દલ દીઠે નાહું જાય મરણ;
અશ્વમેધનો અશ્વ આગળે, એ દળ આવ્યું આપણી ભાગળે. ૯

ચંદન ચર્ચિત છે તોખાર, દિવ્ય પુષ્પના કંઠે હાર;
અગર ધૂપ આગળ ધૂમાય, વાજિત્રમાં ઘણા હરિ ગુણ ગાય. ૧૦
વચન સાંભળી સેવકતણું, હંસધ્વજ મન હરખ્યો ઘણું;
એક પ્રધાન પ્રત્યે બોલ્યો ભૂપ, છે નર નારાયણ એક સ્વરૂપ. ૧૧
આજ કુંતા પુત્રે કરુણાકરી, અર્જુન આવે આવ્યા શ્રી હરી;
પાંડવને જહાં પીડા થાય, ત્યાં વિશ્વંભર વારે ધાય. ૧૨
એ નિશ્ચે બાંધવો તોખાર, એણે મસે આવશે વિશ્વાધાર;
થયો વૃદ્ધ આયુ વૃથા ગયું, મુને કૃષ્ણ દરસન નવ થયું. ૧૩
મોદ જુગત બોલ્યા મહારાજ, આપણો સ્નેહ જણાશે આજ.
મારી સભાના નાયક હોય જેહ, સાવધાન થઇ ઊઠો તેહ. ૧૪
ત્યારે રાજાનાં વાયક સાંભળી, સેના સર્વે સુખે હુંકળી;
સત્તર નાયક સેના તણા, તેણે ગુલ્મ રચ્યા આપણા. ૧૫
એકવિશ સહસ્ર હસ્તી મદગલ નરા, સત્તાવિશ સહસ્ર રથે જોતર્યા.
એક લક્ષ ઘોડા અસ્વાર, પાળા યોદ્ધા તણો નહીં પાર. ૧૬
એટલી સેનાનો સમુદાય, એક એકની પૂંઠે પળાય;
સત્તર સેના એવી સંચરી, અર્જુનનો હય લીધો હરી. ૧૭
રણ સ્થંભ રોપાવ્યો રાય, વળ્યા ડંકા નીશાને ઘાય;
ચંદ્રકેતુ ચંદ્રસેન ધીમાન, ચંદ્રદેવ આદી પરધાન. ૧૮
પંચ પુત્ર છે પ્રધુમંન, સુરથ સમ કુસુમ દરશંન;
સુબલ સુધન્વા પાંચેનાં નામ, એક કનિષ્ટ પુત્રછે આત્મારામ. ૧૯
સાવધાન સહુ યોધ્ધા થાય, ત્યારે સુધન્વા સેવામાં જાય;
નીમ કરતાં થાયછે એક જામ, નહીં હરિ સેવાથી મોટું કામ. ૨૦
રાજાને છે ઉતાવળ ઘણી, ત્યાં સાંભરી ભક્તિ સુધન્વા તણી;
ઢોલ હસ્તીપર ચઢાવી કરી, પડો પુરમાં વજડાવ્યો ફરી. ૨૧
સુભટ સર્વે બહાર નીસરો, પળનો વિલંબ રખે કોઇ કરો;
પડો સાંભળી તત્પર થાય, પુર પોળે સેના નવ માય. ૨૨
કવચ કુંડલ સજ્યા તહાં ટોપ, લોચન રાતાં ને મનમાં કોપ;
ચંદને ચર્ચિત પુષ્પની માળ, ઘણું શોભે છે ક્ષત્રિના બાળ. ૨૩
પ્રાસાદે ગોખ ચડી સુંદરી, નિજ પતિને જુવે નેત્ર ભરી;
એક કહે તું જો રે સખી, લે સ્વામિને જાતાં ઓળખી. ૨૪

ઓ શોભે સેનાની ઘટા માંય, ઓ અલબેલો જુધ કરવા જાય;
જો પ્રીત હોય તો તેડી લેય, એકાંતે કહેવું હોય તે કહેય. ૨૫
કુલ વધૂ પ્રતિઉત્તર વદે, મળવાને તો ઈચ્છે ઘણું રદે;
સસરા જેઠની લજ્જા કરી, નથી પ્રગટ બોલાતું સુંદરી. ૨૬

## વલણ.

સુંદરી નરખે નાથને, સુણ જનમેજય રાય રે;
ઉભય દલના શૂરવીર તે, સંગ્રામમાં શું થાય રે. ૨૭

## કડવું ૩ જું—રાગ આશાવરી.

જૈમિની કહે સાંભળીયે રાયરે, હવે વૈષ્ણવનો કહું મહિમાયરે;
પછી શું થાય હંસધ્વજના પુર વિષેરે. ૧

## ઢાળ.

હંસધ્વજના પુરવિષેથી, નીકળ્યા સર્વે ધીર;
પુરોહિત રાજાતણા છે, શંખ લિખિત બે વીર. ૨
તે દંભી સાધૂ થઇને વરતે, વળી હંસધ્વજને વાહાયે;
નાના ધર્મના મત દેખાડે, તે સાચું માને રાયે. ૩
રાજાને નિત્યે કહે એમજ, અમને વાહાલો છે વનવાસ;
તું સાધૂ સરખો જ્ઞાની માટે, રહું તમારી પાસ. ૪
જે દિવસે તમો સત્ય મૂકશો, સાંભળજો તમો રાય;
તે દિવસે અમો અહિં નહિ રહિયે, સત સત થઇશું વિદાય. ૫
માટે હંસધ્વજ બીહીતો રહે, રખે ઋષેશ્વર દુભાય;
અંતઃકરણમાં એમ જાણે, માટે તે કરે તે થાય. ૬
સુધન્વાને વૈષ્ણવપણું, તે દંભીને નવ માને;
કંઇ સાધૂ પિતા પ્રીછે નહીં, એ મુરખ રાખ્યા શાને. ૭
વેદભ્રંશ કુકર્મ આચરે, અને દેહ પૂજાવે આપ;
તે પ્રજા કંઇ પ્રીછે નહીં, જેમ જપે મેલા જાપ. ૮
સુધન્વા વૈષ્ણવને મળીને, ઊનમારગ કીધો કોક;
શંખ લિખિતને માને નહીં, વૈષ્ણવ થયા સહુ લોક. ૯
તિલક તુલસી માળા કંઠે, હરિ સેવા ઘેર ઘેર;
તે માટે સુધન્વા સાથે, છે શંખ લિખિતને વેર. ૧૦

સમો જોઇને રાજા પ્રત્યે, બોલીયા એ પરધાન;
ભય વિના ભડ નહીં નીસરે, કંઇપણ કરો રાજાન. ૧૧
મરણ ભયને કુટુંબ માયા, નહીં મૂકે કો નિજધામ;
સેના વિના કેમ માંડશો, બળિયા સાથે સંગ્રામ. ૧૨
રાજા કહે ગુરૂ કહો તમો, જેમ આપણું શુભ થાય;
કઠણ પણ તમો કરો, કો રહે નહીં પુરમાંય. ૧૩
કઢા એક સો મણ તેલની, ઉકાળીએ અત્યંત;
પુરોહિતનો શીખવ્યો, બોલ્યો તે રાજા સત્ય. ૧૪
જે સુભટ મારા નગ્રમાંના, પુત્ર મિત્ર ને ભાયે;
એક પોહોરમાં નહીં નીસરે, તેને નાખીશ પેણામાંયે. ૧૫
જો ન તળું હું તેલમાં તો, પડું કુંભીપાક;
એવું કહી પડો વજડાવીયો, પુરમાં તે વાગી હાક. ૧૬
વિશ્વાસ છે શંખ લિખિતને, સત્ય નહીં મુકે મહારાજ;
વિલંબ લાગશે સુધન્વાને, નિશ્ચે તળવો આજ. ૧૭

### વલણ.

આજ કારજ થયું આપણું, પછી પુરોહિત હરખ્યા ઘણું;
જૈમિની કહે ભૂપને, કહું કારણ તે વૈષ્ણવતણું. ૧૮

### કડવું ૪ થું–રાગ રામગ્રી.

પડો વજડાવ્યો નગ્રમોઝારજી, છે હરી સેવામાં રાજકુમારજી;
પણ પેણાનું સાંભળ્યું કાનજી, તોહે સુધન્વા ન મૂકે ધ્યાનજી. ૧

### ઢાળ.

ધ્યાન શ્રીભગવાનનું, મૂકે નહીં પળ માત્ર;
સામળીયાનું સ્મર્ણ કરીયું, સુખે તળજો ગાત્ર. ૨
નિત્ય કર્મ પુરાં કરીને, ધર્યાં વસ્ત્ર આયૂધ;
આજ્ઞા તે માગી માતની, હું જાઉં છું કરવા જૂધ. ૩
ત્યારે પ્રસંન થઇને કહે છે માતા, ધન્ય ધન્ય સુત સમર્થ;
સંગ્રામમાં તું નામ કાઢીશ, ને જીતશો પારથ. ૪
વૈષ્ણવને યુદ્ધ જઈ કરવું, એ જુક્ત નથી જદીપ;
પણ દર્શન આપશે સ્વામી સેહેજે, જે જદુકુલનો દીપ. ૫

નારદ મુનિના મુખમાંથી, મેં સાંભળ્યું છે ઘરમાંયે;
પાંડવને જ્યાં ભીડ પડે ત્યાં, વીઠલ વહારે ધાયે. ૬
જો યુદ્ધ કરતાં અર્જુનને, તું જીતીશ મૂહૂરત માત્ર;
ત્યારે પાર્થવીરની પક્ષ કરવાને, આવશે શ્યામલ ગાત્ર. ૭
તારા પિતાના ભુજ બળે, બહુ જીત્યા પૃથ્વીનાથ;
કંસ કેરો મારનારો, ના ચડ્યો હંસધ્વજને હાથ. ૮
જે યજ્ઞ જપતપ તીર્થ વ્રત દાને, મળે નહિં અવિનાશ;
તે સહજમાં દર્શન પામીએ, હરિ ભક્ત કેરી પાસ. ૯
ભક્તનું પરિપાલન કરવા, છે તુષ્ટ પુષ્ટ સદાય;
આપત્કાળે ધાય વાહારે, વત્સને જેમ ગાય. ૧૦
જન્મ સફળ થાયે હમારો, જો પામું હરી દર્શંન;
કૃષ્ણને ઘેર લેઇ આવજો, અથવા કરજો રણમાં શયંન. ૧૧
એ વાતે સુને હર્ષ છે, રખે આવો નિર્બળ થઇ;
દીયર વર સુને હાસ્ય કરશે, જે સતિની શોભા ગઇ. ૧૨
કૃતાંજલી કરી સુધન્વાયે, હરી દર્શન થાશે માત;
મરવું અથવા જીવવું એ, દૈવને વશ્ય છે વાત. ૧૩
માતાની આશીષ લઇને ચાલ્યો, કુંવર કરીને પ્રણામ;
પુજાપો લેઇને બેહેન આવી, કુવલયા જેનું નામ. ૧૪
ચંદન અક્ષત પુષ્પ માળા, આરોપી દે આશીષ;
જીતજો વીર તમો ધનંજયને, મળજો શ્રી જુગદીશ. ૧૫
શૂરવીરની હું બેહેન કહાવું, એવો કરજો સંગ્રામ;
જો પલાયન કરશો વીર મારા, તો સાસરે નથી મુજ ઠામ. ૧૬
જેઠ જમ છે દીયર દારૂણ, બોલશે વજ્ર વચંન;
તે સહેવાશે નહીં શબ્દ દુઃખના, તવ બોલ્યો વૈષ્ણવજંન. ૧૭
જો જય થશે તો હું ફરી આવીશ, અથવા સુઇશ રણમોઝાર;
એવું કહીને સંચર્યો, ત્યારે આગળ ઊભી છે નાર. ૧૮

વલણ.

નાર ઊભી બારણે, લઇ પૂજાના ઉપહારરે;
પધારો પિયુ મંદિર વિષે, પછી કર ગૃહી ઊભી નારરે. ૧૯

## કડવું ૫૬મું-રાગ મારૂની ચોપાઇ.

તવ સુધન્વાને થઈ સોચના, દીઠી તારૂણી સૂલોચના;
શણગાર વસ્ત્ર વપુ વારૂ, નેપુરના શબ્દ થાયે ચારૂ. ૧
અંગો અંગે તે અગ્ની પીડી, સ્વામીની તે સનમુખ હીંડી;
ચારૂ ચંદન ચર્ચ્યું અંગ, મુક્તામાળા વહે જેમ ગંગ. ૨
કુચ કઠિણ તે યુગ્મ બિરાજે, ચક્રવાકનું જોડું લાજે;
ચીર ચોળી તે કસમસ થાય, ઉર ભારે તે નમતી જાય. ૩
કટી મેખળા ક્ષુદ્રઘંટાળી, રક્ત અધર બિંબ પરવાળી;
ચારૂ લોચન મૃગયા નેણી, શોભે અદ્ભુત કેશની વેણી. ૪
કરણ કુંડલ ફૂલ અમૂલ, ગલુબંધ સેંથે શીશ ફૂલ;
નથ નાકે મોતી લળકે, ચારૂ ચંદન ચૂડી ખળકે. ૫
દિવ્યાંબર છે ઝાકઝમાળ, કંઠે શોભે ચંપકની માળ;
હસ્તે ગ્રહી કનકની થાળી, માંહે મૂક્યો દિપક અજુવાળી. ૬
તિલક અક્ષત દુર્વા યુક્ત, પુષ્પ રાગ આવ્યો છે જુક્ત;
પિયુ પાસે પ્રેમદા આવી, રહી ઊભી તે શીશ નમાવી. ૭
કીધી પૂજા આરોપ્યો હાર, લીધો લોચનમાં ભરથાર;
ભ્રુવ ચાપ કપોલ કંપાવ્યું, રતિ રણમાં મન ઝંપાવ્યું. ૮
સકે નેત્ર બાણ તહાં ચઢિયાં, રતી સંગ્રામે જાણે ચઢિયાં;
મંદ હાસ્ય કરી કહે નારી, મુકો જુધ શણગાર ઉતારી. ૯
કૃષ્ણ દરશનના અભિલાખી, નારી કેમ જીવે પ્રભુ પાખી;
બોલે ક્ષત્રિને જુધ ઉત્તમ, રણ જાતાં હું રાખું કયમ. ૧૦
સ્વામિ કહુંછું લજ્જા મૂકી, રખે જાણો જે બોલે છે ચૂકી;
આજ સોળ થયા મુને દિન્ન, ઘણું આવે છે ઘોર સ્વપંન. ૧૧
કેમ કહું તે વાત વિસ્તારી, ચોદિશા જુવોરે વિચારી;
વિયોગ તરૂ મમ રૂદે રોપી, મુને કોને જાઓ છો સોંપી. ૧૨
ઉંચી સગાઇ પિતાએ કીધી; સુખ પામવા તમને દીધી;
ઘણું માહું અયુક્ત આચરવું; યુધ્ધે દોહેલું હોય ઉગરવું. ૧૩
જેનો સ્વામિ છે વૈષ્ણવ જંન, તેની નારી તે કમલા સમાંન;
જેનો મૂર્ખ પામ્યો ભરથાર, તે સ્ત્રી રાક્ષસીનો અવતાર. ૧૪

મુને સોળ થયા છે દિન, ઋતુધર્મ ન પામી સ્વામીન;
પામું તમથી એક સંતાન, પ્રભુ આપો મુને ઋતુદાન. ૧૫
ત્યારે સુધન્વા કહે હે નારી, ધિક્ક આ સમે યાચના તારી;
દિવસે મૈથુનનો મહા દોષ, રવિ દેવ ભરાયે રોષ. ૧૬
યુદ્ધે જાતાં સંભોગે અર્ક, પામે તે તો દંપતિ નરક;
યુદ્ધે મળશે અંતરજામી, થાશે ભક્ત સુભટમાં નામી. ૧૭
મુને કરતાં લાગશે ખામી, ઋતુ ધર્મ નાથ હું પામી;
મુને સોળ થયા દિન્ન આજ, માગું સંગ મુકીને લાજ. ૧૮
સુણી સુધન્વાની દેહ કાંપી, બોલ્યો જીભ્હા દંતશું ચાંપી;
તમો કાહાવા શુદ્ધ ક્ષત્રાણી, શું મુખે બોલો અયુક્ત વાણી. ૧૯
જેહ નગ્ન થઇ નર નાહે, તે તો રૈરવ નરકમાં જાયે;
કરે દાતણ જે રવિ સામો, જાણો નર્ક ધામ તે પામ્યો. ૨૦
દિવસે ભોગવશે નર નારી, કુંભિપાક તણાં અધિકારી;
દિવસે મૈથુનનું મહા પાપ, સતિ જૂઓ વિચારીને આપ. ૨૧
જાતી વેળા તે માન શુકન્ન, છે વિલાસતણા બહુ દિન્ન;
એમ કહીને ચાલ્યો નાથ, નારીએ ગ્રહી રાખ્યો હાથ. ૨૨
સ્વામિ સાંભળો વીનતી મારી, ઋતુ ધર્મ પામી સતિ નારી;
કામાતુર તે કામની થાય, નિજ નાથ ઉવેખીને જાય. ૨૩
વિરહ વન્હિ દેહ પ્રજાળે, તોયે તે અન્ય નાથ ન ભાળે;
સ્વામી નષ્ટ થઇ મૂકી જાય, ધર્મ એ કહ્યાં પુસ્તક માંય. ૨૪
મુને ઉત્તર આપો સ્વામી, રહ્યો સુધન્વા તે શિર નામી;
સુલોચના કામે ભરાઇ, સ્વામિને કંઠે કર નાંખ્યો ધાઇ. ૨૫
અળગી નવ થાયે પળ મેલી, જેમ ચંપક પૂંઠે વેલી;
ભૂજ ભીડી આલિંગન દીધું, મન નાથનું વિહવલ કીધું. ૨૬
પાણ પંકજ પિયુનો ઝાલી, લેઇ રંગભોવનમાં ચાલી;
પુષ્પ પલંગ શય્યા શણગારી, રત્ન ખંભ રચ્યા શોભાભારી. ૨૭
ટોપ કવચ આયૂધ ઉતારી, સ્ત્રીજીત થયો બલ ધારી;
આપ્યું અબળાને ઋતુદાન, થયું સ્ત્રીને ગર્ભાધાન. ૨૮
કીધું સુધન્વાએ પછે સ્નાન, કર્યાં શસ્ત્ર વસ્ત્ર પરિધાન;
એમ વિલંબ થાય ઘરમાંય, પણ સેનામાં શું થાય. ૨૯

## વલણ.

સેનામાં શું થાય છે, લાગી વૈષ્ણવને વારરે;
હંસધ્વજ પૂછે ઋષિને કહો, કોણ ના આવ્યા ક્ષત્રિ કુમારરે. ૩૦

## કડવું ૯ મું-રાગ સામેરી.

બોલ્યો હંસધ્વજ સત્યવાદી, મારા પુરમાં કોણ અમર્યાદી;
જુઓ સેના સઘળી સંભારી, કોણે આજ્ઞા ન પાળી મારી. ૧

## ઢાળ.

આજ્ઞા ન પાળી માહરી, જુઓ કોણ નર નગ્રમાં રહ્યા;
વચન એવાં સાંભળી, પછી શંખ લિખિત ઉભા થયા. ૨
મહારાજ આજ પ્રતાપ તમારો, સેના સહુ તતપર થઇ;
એક સુધન્વા આવ્યો નથી, રાય તેને તમો હણશો નહીં. ૩
પુરોહિતની વાણી સાંભળી, હંસધ્વજ કોપ્યો ઘણું;
જાઓ સુધન્વાને બાંધી લાવો, વચન લોપીયું મુજતણું. ૪
છે તિલકધારી દુરાચારી, નારીની સંગે રહ્યો;
ના જોવું મુખડું એહનું, એ વધવા જોગ મારે થયો. ૫
કહેતાંમાં દુત ગયા કાલ સરખા, સુભટ સોએક સંચર્યા;
જાણે હોય જમના ભાઇ એવા, ક્રોધે પૂરણ પરવર્યા. ૬
ભુજ માંહે છે લોહદંડ ભારે, ભયાનક ભાખે મુખે;
પ્રતિહારને તાડણ કરીને, ચાલી ગયા મંદિર વિખે. ૭
વિદાય થયા ત્યાં સ્ત્રી કહે છે, શીઘ્ર આવજો સ્વામીન;
વાત કરંતાં દૂત આવ્યા, ઘરમાં ગઇ સ્ત્રી જંન. ૮
સુધન્વાને કહે સેવક, કરી બહુ તિરસ્કાર;
તેં પિતાની આજ્ઞા ના માની, સ્ત્રીજીત તુને ધિક્કાર. ૯
ઘણા રાયજી રોષે ચડયા છે, નાંખશે પેણા માંહે;
જે સંગાથે વિલાસ કીધો, તે નહિં કરે તારી સાહે. ૧૦
કડકડતી તેલ કઢા વિષે, તારૂં તળવું છે તંન;
કેશ ગ્રહીને તાણવા કેરૂં, અમારે છે ઘણું મંન. ૧૧
સુધન્વાએ સાંભળીને, સ્મર્યા શ્રી જુગદીશ;
અયુકત સેવક બોલીયા, પણ મન નવ આણી રીશ. ૧૨

હાસ્ય કરી હરિ દાસ ચાલ્યો, પિતાજીની પાસ;
ચિંતા મનમાં વ્યાપી ઘણી, ત્યારે જપતો શ્રી અવિનાશ. ૧૩
નગ્ર માંહે હાકજ વાગી જે, હંસધ્વજ પણ રાખશે;
ચાલો જઇએ જોવા સારૂ, પુત્ર પેણે કેમ નાંખશે. ૧૪
સેના માંહે પ્રજા આવી, કુલાહલ બહુ થાય;
કહી વાત અર્જુન આગળે, હંસધ્વજનો સત્ય મહિમાય. ૧૫
આશ્ચર્ય એવું સાંભળી, કહે કેમ મનાય એવી વાત;
સત્ય માટે પુત્રને કેમ, વધ કરે વળી તાત. ૧૬
તહાં ગુપ્ત સેવક મોકલ્યા, અરજુને જોવા કાજ;
જુઓ સુધન્વાને કેમ તળે છે, હંસધ્વજ મહારાજ. ૧૭

## વલણ.

મહારાજ કેરૂં સત્ય જોવા, અર્જુનના જન સંચરે;
સુધન્વા આવ્યો રાજા પાસે, પછી તાત ક્રોધે શું કરે. ૧૮

## કડવું ૭ મું.—રાગ સારંગની ચોપાઈ.

જૈમિની કહે સાંભળીયેરાય, સત્યવાદીનો કહું મહિમાય;
રથ મૂકી ચાલ્યો હરિદાસ, સુધન્વા આવ્યો પિતાની પાસ. ૧
જઈ જનકને નમાવ્યું શીશ, બોલ્યો રાજા કરી બહુ રીશ;
કાં અલ્યા વાર લાગી આવડી, ના જાણી તપ્તતેલ તાવડી. ૨
વાક્ય ઉલ્લંઘન મારૂં કર્યું, તેં શું નિર્ભય છત્ર માથે ધર્યું;
કો વારાંગના સેવી તારૂણી, કે પેટ ભરી પીધી વારૂણી. ૩
કો નીચ પુરૂષનો કીધો સંગ, કે ઘરૂણી શું લાગ્યો રંગ;
કે વઢવું જાણીને કંપ્યું તન, કે આવતાં થયા માનશુકન. ૪
કહે સુજને સાચું પાપીષ્ટ, આજરે માથે આવ્યું અરીષ્ટ;
તાત વચન ભયાનક સાંભળી, બોલ્યો સુધન્વા કરી કૃતાંજલી. ૫
નથી અપરાધે હું ખોટી થયો, ધર્મ રાખવા એક મુહૂર્ત રહ્યો;
તમારી વહુને આપવા ઋતુદાન, એવું સાંભળી કોપ્યો રાજાન. ૬
ભોગાસક્ત ભુવનમાં રહ્યો, કામાસક્ત થઈ અંધજ થયો;
સ્ત્રીજીત થયો કામે અંધ, તારે મારે શાનો સંબંધ. ૭

સ્ત્રી સ્વભાવ છે ચંચલ ઘણું, તૃપ્ત મન થાય નહિ સ્ત્રીતણું;
તેં લોપી આજ્ઞા લોકાચાર, ઋતુધર્મ તારાને ધિક્કાર. ૮
જીતી અર્જુન તેડાવ્યા છે હરી, તે વારતા શું ગયો વીસરી;
કૃષ્ણ મળવાનો ભેદ નવ લહ્યો, તું વિમુખ ઈશ્વરથી થયો. ૯
હું ચલાવીશ તુજ પુત્ર પાખી, એમ કહી સેવક પ્રત્યે વાણી ભાખી;
એ પાપી પુત્રને લેઇને પરવરો, જઇ પેણા પાસે ઊભો કરો. ૧૦
એક પ્રધાન પ્રત્યે બોલ્યો રાય, શંખ લિખિતને પૂછો જઇ ન્યાય;
પુરોહિત પાસે મંત્રી ગયો, સમાચાર જઇ પુત્રનો કહ્યો. ૧૧
ઘટે તો પેણામાં નાંખીએ, ઘટે તો એને જીવતો રાખીએ;
ધર્મશાસ્ત્રનું જોયું પુસ્તક, શંખલિખિતે ધુણાવ્યું મુસ્તક. ૧૨
જઇ રાજાને તું કહે પ્રધાન, એને દર્શને ઉપજે સ્નાન;
શીઘ્ર થઇ નાંખો વેળા વટે, શાસ્ત્ર માંહે તો હણવો ઘટે. ૧૩
પછી પોતાનું છે સંતાન, ફાવે તેમ કરો રાજાન;
પોતાનું પણ તમો રાખશો, અમો જાણુંછું નિશ્ચે નાખશો. ૧૪
સત્યવાદી જે સાચું ભણે, સત્યથી શ્રેષ્ઠ પુત્ર નહિ ગણે;
જો હરિશ્ચંદ્રે રાખ્યું સત્ય, ત્યારે ઘરણી ધરા થઈ અગત્ય. ૧૫
સ્મશાને વસ્ત્ર સૂતનું લીધું, તો વૈકુંઠ દાન હરિયે દીધું;
માબાપનું પાળવા વચન, શ્રી રામે વેઠયું દારૂણ વંન. ૧૬
રૂકમાંગદે છેદ્યું પુત્રનું શીશ, પણ રાખ્યું તો પામ્યો જુગદીશ;
જો કપોત માટે કંપ્યો દેહ, સઘ પામ્યો નારાયણ તેહ. ૧૭
સત્યવાદી હુતા પાંડવ વીર, તો પાંચાલીનાં પૂર્યા ચીર;
જો હંસધ્વજ એવું જાણશો, તો પુત્ર હેત શાને આણશો. ૧૮
રખે મંત્રી શિક્ષા વિસારતા, જઇ રાજાને કહો વારતા;
સેવક આવ્યો ભૂપત ભણી, વાત કહી એ બ્રાહ્મણતણી. ૧૯
ધર્મશાસ્ત્રમાં એ નીસર્યું; સત્ય વાકય સંપાદન કર્યું;
સુધન્વા તેડાવ્યો મહારાજ, તેં મર્ણ માગીને લીધું આજ. ૨૦
જે શંખ લિખિતે કીધો ન્યાય, તુને તે નાંખવો પેણામાંય;
સુધન્વા કહે કાં નહીં તાત, રૂડા બ્રાહ્મણને પૂછી વાત. ૨૧
વાકય તમારૂં મારે પાળવું, એ પુરોહિતનું દુઃખ ટાળવું;
એક સાલ મારા રૃદયામાં રહ્યું, જે અર્જુન સાથે યુદ્ધ ન થયું. ૨૨

તમો ભાગ્યવાન પિતા છો ઘણું, જે દર્શન કરશો કેશવતણું;
મુને ના થયાં માધવનાં દરશંન, એવું કહીને ભર્યાં લોચંન. ૨૩
ત્યારે કંઇએક દયા રાજાને થઇ, સેવકને શિક્ષા કરી સહી;
હું જાવું યુદ્ધે આવું જય કરી, અર્જુન સાથે લાવું શ્રીહરી. ૨૪

વલણ.

હરી દર્શન એ કરે, પછી નાંખો પેણા માંયરે;
રાખ્યાની વાત સાંભળી, શંખ લિખિત રીસાવી જાયરે. ૨૫

કડવું ૮ મું.–રાગ અંદોલ.

સ્વામી બેહુ ઋષી રીસાવી જાયરે, કંઇ રાયજી મનાવા પૂંઠે ધાયરે;
સ્વામિ શા માટે કરોછો ક્રોધરે, સુધન્વાને મારત્રો સવરે. ૧

ઢાળ.

મારવો સુધન્વા સરવથી, નહીં વિલંબ કરૂં પળમાત્ર;
પાપી પુત્રને શું કરૂં, જેથી રીસાવે સદ્દપાત્ર. ૨
વિપ્ર વળતું બોલીયા, અમને જવા દો રાજંન;
સત્ય થયું તમને અળખામણું, વાહાલો થયો તુને તંન. ૩
રાય અમો તો સત્યના સાથી, ઉન મારગ પામ્યા શાંત;
અમારૂં એક તમો સાંભળો, જે કહું કથા વ્રતાંત. ૪
આ લિખિત બાંધવ માહરો, એણે કીધો એક અન્યાય;
મુને આપ્યા વિના મૂકીયું, એક બદ્રીફ્લ મુખમાંય. ૫
ભક્ષ કર્યા પુંઠે સાંભર્યું, એ લાગ્યો મારે પાય;
કહે ભ્રાત મુજને દંડ દીજે, મેં થયો છે અન્યાય. ૬
ત્યારે મેં ધર્મ શાસ્ત્ર જોયું, બીજાં શાસ્ત્ર સમસ્ત;
પુસ્તક પ્રમાણે ન્યાય કીધો, છેદીયો ભ્રાતનો હસ્ત. ૭
કર છેદતાં સત્ય દીઠું, ત્રૂઠયા વૈકુંઠનાથ;
હરી કૃપાએ સધ સંધાયો, સાજો થયો તે હાથ. ૮
જહાં સત્ય છે ત્યાં વિષ્ણુ છે, રાય રાખિયે વિશ્વાસ;
આજ તમારૂં સત્ય નાઠું, અમો જાઉં છું વનવાસ. ૯
ત્યારે હંસધ્વજ વિનતી કરે, ફરી પધારો ઋષિ દેવ;
મારે સુધન્વાનો હોમ કરવો, તાતા તેલમાં તતખેવ. ૧૦

પછી ઋષેશ્વરને તેડી લાવ્યા, સેના મધ્યે રાય;
આજ્ઞા તે આપી દાસને, નાખો પુત્ર પેણા માંય. ૧૧
સેવક આવ્યા કુંવર પાસે, નેત્રે તે જળની ધાર;
સ્વામિ આજ્ઞા છે રાજા તણી, અમને સોંપીઓ અધિકાર. ૧૨
ત્યારે સુધન્વા કેહે દાસને, ભાઈઓ તમારો શો વાંક;
પિતા પુરોહિત શું કરે, જો લખ્યા વિધાતા આંક. ૧૩

## વલણ.

આંક લખ્યા લિલાટ પત્રે, અધિક ન્યૂન એમાં કોઇ નવ કરે;
સ્નાન કરી દિવ્યાંબર પેહેરી, પછિ ધ્યાન શ્રી હરિનું ધરે. ૧૪

## કડવું ૯ મું-રાગ ગોડી.

સુધન્વા ધ્યાન ધરે હરીનું, મનમાં નહીં મર્ણનો શોક;
વિષમ વેળા વૈષ્ણવની જાણી, ધાઈ આવ્યા તે પુરના લોક. ૧
ચારે વર્ણ જે ચર્ણે ચાલે, પ્રજા જોવા સરવ આવી;
લોક સહુ જોતામાં ભય પામ્યાં, દીઠી તેલ કઢારે ચડાવી. ૨
સ્નાન કરી સુધન્વા ઉભો, તપ્ત તેલમાં પડવા;
હાહાકાર થયો સેનામાં, પ્રજા લાગી સૌ રડવા. ૩
આક્રંદ સ્ત્રીઓનાં વૃંદ કરે છે, શું કાલજ નાખીયે કાપી;
હે પરમેશ્વર સુધન્વા ઉગરજો, મરજો પુરોહિત પાપી. ૪
વળી સખા પ્રત્યે સખિ કહે છે, ચાલો રાજા પાસે જઇએ;
શું શંખલિખિતનું કહ્યું કરોછો, આપણે એમ હાંકીને કહીયે. ૫
એક કહે આ દારૂણ દેખી, મારૂં રૂદયા ફાટે;
જત સુધન્વાને રાજા રાખે તો.. નાંખું મારા પુત્રને સાટે. ૬
એક કહે શું પૂરમાં રહીએ, ચાલો આહીંથી જઇએ;
નિર્દય રાજા થયા આપણો, એ નગ્રમાંહે શું રહીએ. ૭
એક કહે કેમ જ્વાળા સહેશે, કોમલ એ મૃગ નેણો;
એ તન તળવા સારૂ જુવોની, પિતાએ ચઢાવ્યો છે પેણો. ૮
એક કહે બાઈ કેમ રેહવાશે, રૂડા વૈષ્ણવ પાખી;
પુરોહિત અન્યાય કરે છે, દેશ અંતરમાં રાખી. ૯

એક કહે હરિ સેવામાંહે, સુધન્વા તતપર હુતો;
બાપ ભકતી કરી શું નિષ્ફલ જાશે, પરમેશ્વર શું સુતો. ૧૦
વાંક વિના વૈષ્ણવને બાળે, તમો વિઠ્ઠલ ચઢજો વાહારે;
આજ રાજપુત્રને ભીડ પડી છે, જેમ પોપટ ઘેર્યો માંઝારે. ૧૧
હવે પ્રજા આવી સર્વ રાજા પાસે, કુલાહલ બહુ કરતી;
પુરોહિત પાપી ને પાપે, રસાતલ જાશે ધરતી. ૧૨
આ કોણ સત્ય રાય તમારૂં, જે પુત્રને પ્રજવાળો;
તે કોને ઉત્તર નવ આલ્યો, રાયે કર્યો મુખ ટાળો. ૧૩
રાજભુવનમાં વાત ગઇ, રાય કરે છે ઉત્પાત;
કષ્ટ સાંભળી સુધન્વાનું, રૂવે સત્યવતી માત. ૧૪
સત્યવાદી એ સ્વામી મારો, સુત તે નિશ્ચે નાંખે;
સામળિયા સાચવજો સુધન્વાને,તમવિન બળતાં કોણ રાખે. ૧૫
ગોકુલરાય તું વાહારે ચઢજે, સાહે સુતની કરવા;
ભક્તવત્સલ તુજ બરદ જશે, જો દેશો સુધન્વા બળવા. ૧૬
કંઇ સુધન્વાનો વાંક નથી, મેં પાપણીએ કીધો ખોટી;
અર્જુનને જીતીને હરી મળવાની, આશા હતી એની મોટી. ૧૭
તે અભિલાખ રહ્યો મનમાંહે, એમ કરતી રાણી વિલાપ;
આ તપ્ત તેલનું કોણ ગજું છે, હરી નામે જાય ત્રિવિધી તાપ. ૧૮

વલણ.

એમ સત્યવતીએ શામળિયાને, સોંપીયો નીજ તંનરે;
કુવલયા નામે બેહેન કરે છે, શ્રી હરીકેરૂં સ્તવંનરે. ૧૯

## કડવું ૧૦ સું–રાગ મારૂની દેશી.

બેહેન કુવલયા કહે કૃષ્ણને, સ્વામી કરજો સહાય;
સુધન્વા છે દાસ તમારો, જાણો છો જદુરાય–
વીરાજીને રાખજોરે, ભક્તવત્સલ હલધર ભ્રાત; ટેક. ૧
ભક્તવત્સલનું બરદ જાશે, જો બળશે પેણામાંહે વીર;
તપ્ત તેલને ટાઢું કરજો, જેમ નાહે ગંગા નીર. વી૦ ૨
રખે વાર કરો ઘડી એકની, જાચત છો જાદવેંદ્ર;
શંખલિખિત રાહુ કેતુ મળ્યા છે, ગ્રહ્યો સુધન્વા ચંદ્ર. વી૦ ૩

છો દાસરક્ષણના ઉદ્યમી, નથી કરતા આળસ પ્રમાદ;
એક પલકમાં ઊઠી ધાયા, સુણી દ્રૌપદીનો સાદ. વી૦ ૪
વાર વિશ્વંભર કાં કરો, તમો ધાજો વાદો વાદ;
સુધન્વાને ઉગારજો, જેમ બચાવ્યો પ્રલ્હાદ. વી૦ ૫
નરક કુંડથી ગુણકા રાખી, કીર ભણાવ્યો રામ;
અજામીલ જમથી મુકાવ્યો, લેતાં સુતનું નામ. વી૦ ૬
શું ગણાવું સામળા તારાં, કોટિ કલ્પનાં કામ;
લીલાએ પર્વત ધરી રાખ્યો, રેલાતું રાખ્યું ગોકુળગામ. વી૦ ૭
રૂદે કમળની વારતા, તમો જાણોછો રણછોડ;
રથમાં પારથ તમો સારથી, સબળ જુધ્ધનો જોડ. વી૦ ૮
કૃષ્ણજી અર્જુનને જીતવાનો; હુતો સુધન્વાને કોડ;
શંખલિખિત એ વેરી એના, મુજ ભ્રાતમાં કંઇ નથી ખોડ. વી૦ ૯
મેં પાપણીએ માઠું કીધું, કહ્યાં વજ્રવચંન;
જાતી વેળા વીરાજીને મેં, કીધા માનશુકંન. વી૦ ૧૦
તે ફળ મારે માથે પડજો, એમ કહીને ભર્યાં લોચંન;
નમિ નમિને વિનતી કરૂં, તમે જીવાડો જગજીવંન. વી૦ ૧૧

## વલણ.

વીરાજીને રાખજો, ભક્ત વત્સલ હલધર ભ્રાતરે;
બેહેન કુવલયા કહે કૃષ્ણને, સ્વામી ઉગારજો ધાતરે. ૧૨

## કડવું ૧૧ મું–રાગ પરજીયો ત્રિપદબંધ.

રોતો દેખી પ્રજાનો સાથરે, પ્રભાવતી ઘસે છે હાથરે;
કેમ પેણામાં પડશો નાથ, વિધાતાએ શું લખ્યુંરે–વિ૦ ૧
વારે ચઢજો દેવમોરારરે, રૂવે સુધન્વાની નારરે;
જાય ઘરમાં ને આવે બહાર; ભુલી જેમ મરઘલીરે–ભુ૦ ૨
સાધુને મેં દેવાઇ ગાળરે, ભાંગી સરોવર કેરી પાળરે;
કોનાં ઘર ભાંગ્યાં અંત્રીયાળ, હું છું પાપણીરે–હું૦ ૩
આવતી ઉનાળાની વેલરે, ચાલતી પરસેવાની રેલરે;
તે કેમ સેહેશો તાતું તેલ, કોમલ કંથજી રે–કો૦ ૪

અંતરજામી જુગજીવંનરે, દયા સાગર દેવકી તંનરે;
મારૂં રાખજો હેવાતણ, સુંદર શ્યામળારે-સું૦ ૫
પ્રભુ જાતા હુતા સંગ્રામ, સુને વ્યાપો તે પાપી કામરે;
મેં ખોટી કીધા ક્ષણુ સ્વામ, ગ્રેહે વેહેરી થયોરે-ગ્રે૦ ૬
શંખલિખિત સાથે શું વેરરે, મારે સસરે તે માંડયો કેહેરરે;
સ્વામિ કેમ આવે ફરીને ઘેર, એ આશા ફોગટીરે-એ૦ ૭
ઊઠો સાહેલી મમ દાસરે, જાઓ પ્રભુજી કેરી પાસરે;
શીઘ્રે લેઇ આવોની તપાસ, સ્વામી તહાં શું કરેરે-સ્વા૦ ૮
હુતી હરી જોવાની બુધરે, એમનાં એળે ગયાં આયુધરે;
ન થયું અર્જુન સાથે યુદ્ધ, બળીયા નાથજીરે-બ૦ ૯

વલણ.

નાથે નાથ દીઠા નહીં, એ અવસર એળે જાયરે;
એમ પ્રભાવતી રૂદન કરે છે, પણ સ્વામીને શું થાયરે. ૧૦

**કડવું ૧૨ મું.-રાગ ગોડી હીમચઢી. (ત્રિપદબંધ)**

નગ્ર લોકને કહે સુધન્વા, રૂવો છો શા માટે,
હરી ચરણનો મારગ ઝાલો, જાશો મા અવળી વાટે,
સામળીયાનું સમરણ કરતાં, મુકાઇયે ઘાટેરે. હી૦ ૧
ગુણ સામળીયાના ગાઇએરે, હીમ ચઢી,
પછી સ્નાન કરીને તિલક કીધું, માળા કંઠે ધરતો,
હાથે તાળી પગે નાચે, મુખે હરી ઉચરતો,
તેલ કઢાની ચારે પાસે, વૈષ્ણવ ફેરા ફરતોરે. હી૦ ૨
રામ ગોવિંદા બાલ મુકુંદા, સામળીયા સુખકારી,
જહાં જહાં ભીડ પડે સેવકને, ધાઇ આવો દેવ મોરારી,
આજ આળસ કેમ થયું આવડું, શી ચૂક પડી છે મારીરે. હી૦ ૩
એમાં પુરોહિતનો વાંક નથી, હું લેવાયો મારે પાપે,
કંદ મૂળની પેઠે તળવા, આજ્ઞા આપી બાપે,
આ જ્વાળાથી ઉગરીયો, હરી નામ તણે પ્રતાપેરે. હી૦ ૪
દેવકી નંદન કંસ નિકંદન વાસુદેવ વનમાળી,
હિરણાકશ્યપને સંહાર્યો, પ્રલ્હાદની પીડા ટાળી,
રાજ સભામાં લજ્જા રાખી, ઊગારી પાંચાળીરે. હી૦ ૫

કુબાળકને બીહીતો જાણી, થયા સામળીયો સાથી,
સીતાજીની સાહે કરી, માર્યો રાવણ કાલ ભાથી,
તેમ મુને મૂકાવો સ્વામિ, જેમ મુકાવ્યો હાથીરે. હીં૦ ૬
અજામીલ નામે મૂકાવ્યો, જમને કાડયા મારી,
પોપટને ભણાવ્યો માટે, તારી ગુણકા નારી,
શ્રાપથકી સેહેજે મૂકાવી, અહલ્યાને ઉદ્ધારીરે. હીં૦ ૭
ગીરિધારી ગોકુળ ઊગાર્યું, વેળા જાણી વાંકી,
પાંડવ ઉગાર્યા કૌરવ માર્યા, જે આવ્યાતા હાંકી,
ખાંડવ વનમાં પક્ષી રાખ્યા, ગજની ઘંટા ઢાંકીરે. હીં૦ ૮
લાખાગ્રહથી પાંડવ રાખ્યા, કર્યા અમૃત વિષના લાડૂ,
અમરિપની તમો વાહારે ધાયા, દુઃખ જાણીને ઘાડું,
તેમ તમો મારી વારે ચઢજો, તેલને કરજો ટાઢુંરે. હીં૦ ૯
છે રામ નામનો મહિમા મોટો, ના આવડે બુદ્ધિ માઠી,
શુક સનકાદિક મહિમા જાણે, સહસ્ર નામના પાઠી,
પુત્રને ભાવે રામ કહ્યા, દશરથ હત્યા નાઠી રે. હીં૦ ૧૦
જય વામન વૈરાટ વિશ્વંભર, વ્યાપક બાલ મુકુંદા,
પુરૂષોત્તમ સર્વોત્તમ સ્વામી, દયાળ દેવકીનંદા,
અંતરજામી ગરૂડાગામી, ગોપીવર ગોવિંદા રે. હીં૦ ૧૧
જય નંદનંદન કંસનિકંદન, નાથ નરક નિવારી,
કમળાપતિ કરૂણામય કેશવ, શ્રીકૃષ્ણ કુંજબિહારી,
ગુણ ગાઉં ગોકુળના સ્વામી, લીલાએ ગોવર્ધનધારી રે. હીં૦ ૧૨
જય લક્ષ્મીવર જય લીલાધર, લટકે કાઢયો કાળી,
કુબજાને રૂપ કમળા શું દીધું, વાચા પોતાની પાળી,
મોરલીધર માધવ મધુસૂદન, બંસીધર વનમાળી રે. હીં૦ ૧૩
આજાનબાહુ જાનકી જીવન, તમો છો ચતુર ધીર,
ગરજાદ સર્વોત્તમ સ્વામી, કેશવ સત્ય શરીર,
રાજીવલોચન દુઃખઆઘ મોચન, રામચંદ્ર રઘુવીર રે. હીં૦ ૧૪
માધવ માત પિતા પરમેશ્વર, ભૂધરજી છો ભાઇ,
કુટુંબ કેશવ ને સખા શામળીયા, બીજી કોક સગાઇ,
એવું જાણી સારંગપાણી, વાહારે આવો ધાઇ રે. હીં૦ ૧૫

સ્તવન કીધું સુધન્વાએ, ના કરે કોઈ એહેવું,
સાત વાર પ્રદક્ષિણા કરીને, કહુ કઢાતું ઝાલે તેવું,
હરિ પ્રતાપે તેલ થયું શીતળ, જેમ ગંગાજળ જેવું રે. હી૦ ૧૬
સરોવર માંહે કમળ ભાંગવા, જેમ પડે માતંગ,
જેમ દીપકની જ્વાળા માંહે, ઝંપાવે પતંગ,
તેમ દોટ મૂકીને પેણા માંહે, હરિદાસે હોમ્યું અંગ રે. હી૦ ૧૭
ત્યારે હાહાકાર થયો બેઉ સેનામાં, પ્રજા તે વ્યાકુલ થાય,
તેલ સાગરમાં નાહે સુધન્વા, શામળિયાની સહાય,
કડકડતી કઢા છે તેમાં, ટાઢ વૈષ્ણવને વાય રે. હી૦ ૧૮
ડુબકી ખાયે બહાર નીસરે, કઢાની કંઠે આવે,
જય જયકાર પ્રજા સહુ કરતી, દૂર રહી બોલાવે,
અમર અંગના અંત્રીક્ષે આવી, પુષ્પે કરીને વધાવે રે. હી૦ ૧૯

## વલણ.

પુષ્પ મુક્તા ફળે કરી, દેવે વૈષ્ણવને વધાવીયા રે;
અદ્‌ભુતવારતા સાંભળી, શંખ લિખિત જોવા ગયા રે. ૨૦

## કડવું ૧૩ સું-રાગ મેવાડાની દેશી.

શંખ લિખિત બે જોવા ચાલ્યા, ધાયા હંસધ્વજ તાંહેજી;
રાજપુત્રને તરતો દીઠો, તેલ સાગરની માંહેજી. ૧
પદ્મ પત્ર જેમ પવને હાલે તેમ,હરિ નામે અધુર તહાં થાયજી;
ચંદ્ર ચાલે જેમ મેઘ ઘટામાં, તેમ વૈષ્ણવ તેલમાં નાહાયજી. ૨
કરે કોગળા તેલ ઉછાળે, ગાજી કહે ગોપાળજી;
દશ વાંસ વેગળું સરવડું, ઉડે અગ્નીની જ્વાળજી. ૩
તે જોઇ પુરોહિત વિસ્મય પામ્યા, અગ્ની ઉદક સમાનજી;
સુધન્વા બ્રાહ્મણને કહે છે, આવો કરિએ સ્નાનજી. ૪
હરી ચરણથી વેગળો તેને, પીડે ત્રિવિધી તાપજી;
આ તપ્ત તેલમાં હું નાહું છું, હરી નામતણે પ્રતાપજી. ૫
શત્રુનું ઇચ્છયું કંઇ નવ થાય, જો શામળિયો હોય શીશજી;
જુઓ આવી અંત્રીક્ષે ઉભા છે, મારી રક્ષાએ જુગદીશજી. ૬

વાયક સાંભળી સુધન્વાનું, પુરોહિત બોલ્યા આડુંજી;
લાવો નાળીયેર પરિક્ષા કીજે, તેલ દિસે છે ટાઢુંજી. ૭
સુભટ સહુને ત્યારે માઠું લાગ્યું, દુઃખીયો થયો ભૂપાળજી;
ધિક્ક પુરોહિત ધિક્ક પુરોહિત, પ્રજા પાડે પસ્તાળજી. ૮
આ જ્વાળાના ધુમ્ર થકી, તો દેવ દૂરથી દાઝેજી;
તે તેલને શીતળ કહે છે, ભુંડા બ્રાહ્મણ નવ લાજેજી. ૯
સેવકે આણીને શ્રીફળ આપ્યું, તે રાજા પ્રજાયે દાખ્યુંજી;
શીત ઉષ્ણની પરિક્ષા કરવા, લેઇ શંખે શ્રીફળ નાંખ્યુંજી. ૧૦
તપ્ત તેલની જ્વાળા લાગી, શ્રીફળ ફાટયું ફડાકજી;
ઊડયાં કાચલાં પેણામાંથી, બે ભાઈને વાગ્યાં તડાકજી. ૧૧
શંખ લિખિતનાં કપોળ ફાટયાં, ચાલી શોણિત ધારજી;
પ્રજા રાજાદિ સહુ આનંદ પામ્યાં, વરત્યો જયજયકારજી. ૧૨
કુડાને કપાળે ઘા ઘટે, રૂડું કર્યું શ્રી રઘુનાથજી;
ભલું થયું કહી સ્ત્રીયો હસે, તાળી દેઈ દેઇ હાથજી. ૧૩
ત્યારે પ્રધાન બંન્યો લજ્યા પામ્યા, સમજ્યા માંહોમાંહે ભ્રાતજી;
પછી શંખ લિખિતે પેણામાંહે, કરિયું ઝંપાપાતજી. ૧૪
પાવકનો પરિતાપ ન લાગ્યો, પુરોહિતને અંગેજી;
પાપી બેઉ પેણામાંહે ઝીલે, સુધન્વાની સંગેજી. ૧૫
ઓસીયાળો થઇ હંસધ્વજ બોલ્યો, નયણે આંસૂધારજી;
સાધુ દિકરા કુળઅજવાળ્યું, હવે નીકળો બહારજી. ૧૬
તેલ ક્રીડા કરી બ્રાહ્મણ સાથે, સંસારનો ભય ભાગ્યોજી;
શુભ સુધન્વા બાહેર નીસર્યો, જઇ પિતાને પાયે લાગ્યોજી. ૧૭
શંખ લિખિતને પાયે લાગ્યો, બોલ્યો વૈષ્ણવ જનજી;
તેલ તર્યો હરિ દર્શન પામ્યો, તે મુનિ તમારૂં પુણ્યજી. ૧૮
તવ કહે ગદગદ કંઠે પુરોહિત, અમને છે ધિક્કારજી;
હવે જાણ્યો વૈષ્ણવનો મહિમા, ચર્ણ વંદે વારંવારજી. ૧૯
હંસધ્વજ કહે સુધન્વાને, મેં દીધું દારૂણ દુઃખજી;
ગોઝારો હું શું દેખાડું, શ્યામ થયું મુજ મુખજી. ૨૦
પુત્ર કહે પિતાજી મારા, સમરો સીતા રામજી;
અતિ કાલ થાય છે આજ્ઞા આપો, હું જઈ કરૂં સંગ્રામજી. ૨૧

જેણે સુને પેણા માંહે રાખ્યો, તેનું કરાવું દરશનજી;
અર્જુનને જીતી હરિને તેડું, તો હું સત્યવતીનો તંનજી. ૨૨

વલણ.

તન હું સત્યવતી તણો, જો જીતું પારથ રાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, સંગ્રામ કેવો થાય રે. ૨૩

કડવું ૧૪ મું-રાગ મેવાડાની દેશી.

જૈમિનિ કહે ભૂપતિ સાંભળો, છે સુધન્વાનો જશ નિર્મળો;
તેલ સાગર તે તરી નીસર્યો, તે સમાચાર મંદિર-સંચર્યો. ૧
માત ભગિની સ્ત્રી હરખ્યાં ઘણું, દેવીને મોકલ્યું વધામણું;
પ્રભાવતી સુખ બહુ પામી, મૃત્યુ મુખમાંથી ઉગર્યો સ્વામી. ૨
સુધન્વા સંતનાં દર્શન કરી, પ્રજા સૌ મંગળ ગાતી ફરી;
અનુચર જોઇ વિસ્મય થયા, સેવક અર્જુન પાસે ગયા. ૩
જઇ સુધન્વાની વારતા કહી, અર્જુન વિચારેછે વિસ્મે થઇ;
સત્ય માટે પુત્ર તેલમાં તળ્યો, તે કુશળક્ષેમ પાછો નીકળ્યો. ૪
વળી સેવક બોલ્યોકરીપ્રણામ, તે સુધન્વા ચઢયોકરવાસંગ્રામ;
તેને શી ઉપમા દીજે સ્વામિન, શત્રુનું કેમ કરૂં વર્ણન. ૫
એવું જાણી તત્પર થાય, સુધન્વા ઝીલ્યો ત્યાં નવ જાય;
વિપરીત વચન સેવકનાં સુણી, અર્જુને જોયું સર્વ જોદ્ધાભણી. ૬
ત્યારે શૂન્યકાર થઈ રહ્યો, કો હોકારી બેઠો નવ થયો;
ત્યારે ક્રોધ કરી બોલ્યા અર્જુન, છે કો ક્ષત્રાણીનો તંન. ૭
જે સુધન્વા સામો જાય, સેનાપતિ કો મારો થાય;
જેમ પુંછે ચાંપ્યો કરડે નાગ, જેમ હાંક્યો હુકી ઉઠે વાઘ. ૮
તેમ ઉઠયો વ્રષકેત બળવાન, રીસે લોચન અગ્નિ સમાન;
આવી કાકાને કર્યો પ્રણામ, સ્વામી મારે કરવો સંગ્રામ. ૯
ધન્ય ધન્ય ધનંજય ભાંખે, બીડું કોણ લે કર્ણાત્મ પાખે;
જાઓ બાપજી જીતી આવજો, નામ કર્ણનું દીપાવજો. ૧૦
ધરી આયુધ મુખે ગડગડયો, વ્રષકેતૂ રથ ઉપર ચડયો;
અર્જુનરાયની આજ્ઞા થાય, વ્રષકેતૂની કરજો રક્ષાય. ૧૧

અનુસાલવ વૃષકેતૂ રાજંન, અનિરૂદ્ધ ને પ્રદ્યુમંન;
મેઘવર્ણ રાજા યૌવનાશ્વ, રહેજો કર્ણ કુંવરની પાસ. ૧૨
અર્જુનનાં વાયક સાંભળી, સેના સર્વ તે પૂંઠે પળી;
ચતુરંગણી સેના ધસી, ભાથા લીધા જોદ્ધાએ કસી. ૧૩
ફરસી શક્તી બિહામણી, ચળકે બહુ ભાલાની અણી;
ગદા ભોગળ ભારે પર્મ, ગુર્જ ગૂપ ને કરમાં ચર્મ. ૧૪
ખાડા ખપુવા પરીઘ ને પાસ, ત્રીશૂલ દીઠે ઉપજે ત્રાસ;
નાલ ગોળા ને ભીંડમાલ, ચક્રદંડ દિસે વિકરાળ. ૧૫
મુશળ શક્તિ ધરી કરમાંહે, શૂર ધસે સંગ્રામમાં તાંહે;
રણસ્થંભ રોપાવ્યો વૃષકેત, સંગ્રામ સ્થાન કીધું સંકેત. ૧૬
જ્યારે કર્ણ કુંવર ગાજ્યો બળપૂર,ત્યારે ચઢિ આવ્યો સુધન્વા શૂર;
આજ્ઞા લઇ હંસધ્વજતણી, સાથે સેના ચતુરંગણી. ૧૭
હય હસ્તી રથી પાળા ઘણા, દીસે બખતર પેહેર્યાં બીહામણાં;
કવચ રોપ સજે જીવરખી, ન જણાય જતાં ઓળખી. ૧૮
સત્તર નાયક આગળ થયા, શંખ લિખિત બે પૂંઠળ રહ્યા;
વળી ચાર ભ્રાત પુંઠળથી જાય,ત્યારે ચઢી ચાલ્યો હંસધ્વજરાય ૧૯
સુધન્વાએ હેઠા ઊતરી, રણસ્થંભની પૂજા કરી;
પછી રથે ચઢીને કીધો સિંહનાદ, થયા ઉદ્યમી ગયા પ્રમાદ. ૨૦
ધનુષ ટંકારવ બહુ થાય, જેમ મેઘ બારે ધુધવાય;
જેમ સાગર બે આવી મળે, અથવા પર્વત બે આફળે. ૨૧
તેમ સેના બે આવી મળી, જેમ આકાશ અવની બે ભળી;
રથ ચક્ર તહાં ખડખડે, ધ્વજા પતાકા બહુ ફરફડે. ૨૨
હલકે હસ્તી ઘોડા હણહણે, મુખે મારો યોદ્ધા ભણે;
રણ યુદ્ધ તે દારૂણ પડયું, વાહન સામું વાહન અડયું. ૨૩
હાથીએ હાથી ને રથે રથ, શૂરે શૂર થયા લથબથ;
અશ્વે અશ્વ અડયા અસ્વાર, પાળા જોદ્ધા તણો નહીં પાર. ૨૪
દારૂણ યુદ્ધતે દેવતા જૂએ, વછુટે બાણ ને સાંગ સૂસવે;
ભોગળ ગદા ફરે ભીંડમાલ, અગ્ન્યાસ્ત્ર કેરી ઊડે જ્વાળ. ૨૫
સેના દેખાય છે લોહી વર્ણ, ઘણા રાણી જાયા પામ્યા મર્ણ;
પડી લોથો ઉપર મૂકી પાય, ધસી મારે શત્રુને ઘાય. ૨૬

ઘોડા ઘાયલ પાખર પડી, કવચ કપાયાં ને તૂટી કડી;
મનુષમાત્રનાં થયાં રાતાં નેત્ર, શૂરવીર જુઝે રણક્ષેત્ર. ૨૭
કોનાં મુસ્તક અર્ધ ઊડી ગયાં, શરીર રક્ત સરીખાં થયાં;
ખાંડાં સહિત પડયા છે હાથ, પ્રાણવિના સુતા નર સાથ. ૨૮
પડયા મુગટ વેરાયાં રતંન, કો ભ્રાત પુત્રનાં કરે જતંન;
કુંડલ સહિત પડયા છે કર્ણ, મુખ નિરખતાં પંકજ વર્ણ. ૨૯
રણભોમી ગાજે ઉત્પાત, શર આયુધનો વરસે વરસાદ;
હાહા શબ્દ કુલાહલ થાય, કો મારૂ રાગ અલાપીને ગાય. ૩૦
ભાગ્યા રથ પડયા બળવંત, નાસે કુંજર છેદાયા દંત;
પાખર સહિત અંબાડી પડી, ધ્વજા આવીને પાછળ અડી. ૩૧
સાત સહસ્ર પડ્યા તહાં શૂર, વહી શોણિત સરિતા પૂર;
શૂકર સિંચાણા કાગ અપાર, ગીધ પક્ષીનો ચાલ્યો અહાર. ૩૨
કૃત્યા યોગણી ને જાંબુકાળ, નિશાચરી ને ભોજન રસાળ;
શોણિતની સરિતા મોટી વહી, રૂધિરે પૃથ્વી પૂરણ થઈ. ૩૩
જે રાજકુંવર રાણી જાયા, તે તો રૂધિર માંહે તણાયા;
એ દ્વંદ્વ યુદ્ધ સંક્ષેપે કહ્યું, હવે વીર યુદ્ધ તે કેવું થયું. ૩૪
હંસધ્વજ નીલધ્વજ રાય, તે આથડ્યા બે રણની માંય;
અનુસાલવ સામો સુરથ, રથે રથ આવ્યા લથબથ. ૩૫
ગયા સુબલ સામા પ્રદ્યમન,આવ્યો અનિરૂધ સામો સુદરશન;
સુવેગસમક બે આવી અડ્યા, સુધન્વા મેઘવર્ણ ગરગડ્યા. ૩૬
ત્રણ ત્રણ રથ ઊપર ચડ્યા, જાણે રાક્ષસ તૂટી પડયા;
સુધન્વા સામો વૃષકેત, ઊરાડે રથ સારથી સમેત. ૩૭
ધનુપ થાય છે મંડલાકાર, પડે પડછંદા હાહાકાર;
ગુર્જે ગદા ને સાંગ સુસુવે, ગોફણના ગોળા ધૂધવે. ૩૮
જીત પાંડવની થઈ છે ઘણી, નાઠી સેના હંસધ્વજતણી;
હય હસ્તી થયા ઘમશાણ, નાસે વીર પાડે ખુંબાણ. ૩૯
સબળાં વાંસે વાગે બાણ, તે તાણી કાઢતાં જાય પ્રાણ;
જ્યારે હંસધ્વજ થયો જાજરી, તે શરના સાંધે પાછો ફરી. ૪૦
સુબળ સમકુળ સુદરશંન, વાહન વોણા નાઠા તંન;
અર્જુનનાં વાગ્યાં નીશાન, રિપુ દલમાં પડયું ભંગાણ. ૪૧

વૃષકેતુ મુખે ગરગડયો, સુધન્વા તવ કોપે ચડયો;
જેમ પરવણીએ વાધે સમુદ્ર, જેમ અસુર ઉપર કોપે ઇંદ્ર. ૪૨
જેમ ધૃતે સીંચ્યો હુતાશન, પ્રલય કાળનો જેવો પવન;
ગજ જુથ્થ ઉપર કેસરી, તેમ સુધન્વા ધાયો બળ કરી. ૪૩
પંચ બાણ પાડયો અનિરૂદ્ધ, નાઠો નીલધ્વજ મુકી યુદ્ધ;
સાત બાણે પાડયો યૌવનાશ્વ,પછી આવ્યો કૃષ્ણકુંવરની પાસ. ૪૪
આવ્યો વૈષ્ણવજન પાવંન, હરિભક્તને છે ધન્ય ધન્ય;
દશ બાણે પાડયો પ્રદ્યુમંન, મેઘ વર્ણનું ભેધું તંન. ૪૫

વલણ.

તન ભેધાં સરવ જોદ્ધાનાં, વીર થયા અચેતરે;
પછી સુધન્વા સામો આવ્યો, હોકારી વૃષકેતરે. ૪૬

## કડવું ૧૫ મું-રાગ રામગ્રી.

કહે સારથીને કર્ણ કુમારજી, સુધન્વા સામો હાંક તોખારજી;
ધટા સેનામાં હાંકયો રથજી, ગાજ્યો કર્ણ કુંવર સમર્થજી. ૧

ઢાળ.

સમર્થ જે સંગ્રામ કામે, ગાજ્યો સુધન્વા સનમુખ;
તિષ્ટ તિષ્ટ નર તાતે તુજને, સબલ દીધું દુઃખ. ૨
તુને તેલમાં તાતે તળ્યો, ભલાં કીધાં તીલક ભાલ;
પેણાની પ્રાપ્તી હવી, એવો પિતા તૂજ દયાળ. ૩
તે પિતાની પક્ષ કરતાં, લાજે નહીં અજ્ઞાન;
જો શરણ આવે અર્જુનને, તો આપું જીવતદાન. ૪
એવાં વજ્ર વાયક સાંભળી, ને બોલ્યો વૈષ્ણવજંન;
શરણ અર્જુનનું નથી મારૂં, જો જડે જુગજીવંન. ૫
શ્રી કૃષ્ણ અર્જુન એક છે, એમ વદે સરવ પુરાણ;
તુંથી ભક્તિ મારગ વેગળો, શું ગર્વ કરે છે અજાણ. ૬
જેણે કર્ણ મરણ પમાડીઓ, જે શત્રુ પાંડુ કુમાર;
તે શત્રુની સેવા કરે, તારી બુદ્ધિ ને ધિક્કાર. ૭
એવાં વજ્ર વાયક સાંભળીને, બોલ્યો કર્ણ કુમાર;
અમો કશ્યપકુળના તંન છું, તું શું કરે અહંકાર. ૮

પિતામહ મારા વિશ્વ પ્રકાશી, કરતા હરતા સુરજ;
હું યુધિષ્ઠિરનો આજ્ઞાકારી, અર્જુનનો ભતરીજ. ૯
હે નૃપાત્મજ રખે નાસતો, મારાં બાણ જાણીને વીજ;
તું વૈર સુચવવા સુધન્વા, શું મુકે વિષનાં બીજ. ૧૦
તવ સુધન્વારે બોલીયો, તું શું કરે આપ વખાણ;
રણમાં પરાક્રમ જે કરીશ, તે જણાશે નિર્વાણ. ૧૧
અમો સુરજવંશી શુદ્ધ ક્ષત્રી, પાળું અગ્ની હોત્ર
હું હંસધ્વજનો પુત્ર છું, મધુસૂત્ર મારૂં ગોત્ર. ૧૨
પણ શૂર મારૂં પેખજે, જીતું તુને પળમાત્ર;
એવું કહી શર વૃષ્ટી કીધી, ભેદ્યું કર્ણ કુંવરનું ગાત્ર. ૧૩
ત્યારે વૃષકેતૂ કોપે ચડયો, કર્યું ધનુષ મંડલાકાર;
અસ્ત્ર મૂકયાં તેથી અભ્ર ઢાંકયો, રવિ થયો અંધકાર. ૧૪
એક એકનાં કવચ છેદે, હય સારથી થાય નાશ;
વીરને અંગે અસ્ત્ર ચોંટયાં, દિસે પુષ્પિત જેમ પલાશ. ૧૫
મહા ક્રોધિત થયા બન્યો, ઘણું જુદ્ધ લાગ્યું ધીર;
ઉભય દળ સહુ ત્રાસ પામ્યું, કરથી શસ્ત્ર પડીયાં વીર. ૧૬
કર્ણ કુંવરના અંગ માંહે, મર્મસ્થ માર્યાં બાણ;
ત્યારે મૂર્છા થઇ વૃષકેતુને, પડયું સેનામાં ભંગાણ. ૧૭
જ્યારે સુભટ સર્વ શિથીલ દીઠા, કરતા પાછા પ્રયાણ;
ત્યારે રથ હકાવ્યો પારથે, ગ્રહ્યું ગાંડીવ પાણ. ૧૮
સુધન્વા સનમૂખ આવ્યો, સાચો તે ઉનમત્ત;
ધનુષ પ્રતિંચા ચાપ ચડાવી, પુર્યો શંખ તે દેવદત્ત. ૧૯
તે સ્વર્ગ લોકે શબ્દ પોહોચ્યો, ખળભળ્યાં સપ્ત પાતાળ;
શું પાવક પ્રગટયો પ્રલેનો, એમ અર્જુન ક્રોધની જવાળ. ૨૦
તે શંખ નાદને સાંભળી, ને આવ્યા કપિ હનુમાન;
પારથ વીરની ધ્વજાએ બેઠા, જેમ ગિરિ ઉપર ભાણ. ૨૧

## વલણ.

ભાનુવત્ છે કાંતિ જેની, સોહીયે સીતાપતિનો દાસ રે;
અર્જુનનું આવવું દેખીને, સેના પામી ત્રાસ રે. ૨૨

## કડવું ૧૬ મું-રાગ મારૂની દેશી.

નાસે સેના કરતી વાત, રે અર્જુન આવ્યો રે;
જેનું વીર નામ વિખ્યાત, ઓ અર્જુન આવ્યો રે. ૧
જેને સખા શ્રી ભગવાન, રે અર્જુન આવ્યો રે;
જેની ધ્વજાએ કપિ હનુમાન, ઓ અર્જુન આવ્યો રે. ૨
જેની નૃપતિ કરે સહુ સેવ, રે અર્જુન આવ્યો રે;
જેણે યુધ્ધે સંતોષ્યા મહાદેવ, ઓ અર્જુન આવ્યો રે. ૩
જેણે ઇંદ્રનો ઉતાર્યો અહમેવ, રે અર્જુન આવ્યો રે;
જેણે જીત્યા દ્રોણ ગાંગેવ, ઓ અર્જુન આવ્યો રે. ૪
જેનો પ્રતાપ પાવક સમાન, રે અર્જુન આવ્યો રે;
તેજે કરીને શું બીજો ભાણ, ઓ અર્જુન આવ્યો રે. ૫
સીતલતાએ જેવો ચંદ્ર, રે અર્જુન આવ્યો રે;
ગંભીરતાયે બીજો સમુદ્ર, ઓ અર્જુન આવ્યો રે. ૬
હરીશ્ચંદ્રના સરખું સત્ય, રે અર્જુન આવ્યો રે;
ગુણે કરી બીજો ગણપત્ય, ઓ અર્જુન આવ્યો રે. ૭
જેવો રૂપે બીજો કામ, રે અર્જુન આવ્યો રે;
ધનુષધારી બીજો રામ, ઓ અર્જુન આવ્યો રે. ૮
કૃપાએ શિવ સરખો દયાળ, રે અર્જુન આવ્યો રે;
ક્રોધે કરીને બીજો કાળ, ઓ અર્જુન આવ્યો રે. ૯
અચળ જુધ્ધે જેવો મેર, રે અર્જુન આવ્યો રે;
ધને જીત્યો યક્ષ કુબેર, ઓ અર્જુન આવ્યો રે. ૧૦
અક્ષય ભાથાએ ભગીરથ, રે અર્જુન આવ્યો રે;
નથી જીતવા કો સમરથ, ઓ અર્જુન આવ્યો રે. ૧૧

### વલણ.

સમરથ જીતવા કો નથી, એમ કહેતાં નાસે વીર રે;
ઉભા રાખે છે સુધન્વા, આપે નીજ બળથી ધીર રે. ૧૨

## કડવું ૧૭ મું-રાગ કાફી.

ધીરજા આપી સુધન્વાયે, સૈન્ય સઘળું વાળિયું;
ભ્રગુટી ધનુષાકાર કરીને, અર્જુન સામું ભાળિયું. ૧

સમસ્યા સારથી ને કીધી, ક્રોધે રથ હંકાવ્યો;
ઊત્તરમાં ઊનાઇ જેમ આવે, તેમ અર્જુન સામો આવ્યો. ૨
જેમ ઇંદ્રજીતના સામા આવે, લક્ષ્મણજી બળવંત;
જેમ શંકર સામા યુદ્ધ કરવા, આવે શ્રીભગવંત. ૩
સુધન્વા તે રીતે આવ્યો, અર્જુન ને રે હકારી;
સમર તારા સારથીને તો, ઉગરે ગાંડીવધારી. ૪
ઘણે ઠામે તું જીત્યો અર્જુન, સામળીયાની સહાય;
માટે શીઘ્રે તેડ તારા સારથીને, તો અનુકુળ કંઇએક થાય. ૫
ત્યારે અહંકાર કરી અર્જુન બોલિયો, સામળિયો કાં સંભારૂં;
હું ભુજબળે જીતું શત્રુને, નથી સામળીયા સારૂ. ૬
રથ હાંકયો કુરૂક્ષેત્રમાં, હરિયે રણગણતી વાટે;
સારથી શ્રીકૃષ્ણ થયા, કંઇ જુદ્ધ શીખવા માટે. ૭
ભીષ્માદિક સરવને જીત્યા, મૂકાવી વૈરાટ ઘેર ગાય;
તે દહાડે શું સારથી હુતા, મારે જાદવ રાય. ૮
ભીલ રૂપે થઇ વનમાં આવ્યા, જુદ્ધે પતિ કૈલાસ;
તે દાહાડે શું સામળીયાજી, હુતા માહરી પાસ. ૯
નિવાદકવચ કપોત મેં માર્યો ને રાખ્યું ઇંદ્રાસન;
તે દાહાડે શું સારથી હુતા, મારે દેવકી તંન ૧૦
એવું અર્જુનનું અભિમાન સાંભળી, બોલ્યો રાજકુમાર;
વિશ્વંભર વિશ્વ વ્યાપક છે, નથી વેગળો એ લગાર. ૧૧
તમો ભક્ત થઇ બોલતાં ચુકોછો, પણ અમો સત્ય ન ચૂકું;
અર્જુન કૃષ્ણ આવ્યા વિના, તુને જીવતો નહીં મૂકું. ૧૨
હંસધ્વજ તણો બાળકો હું, સતિ તણો સુત કહાવું;
તો તુજ પાસે ત્રીકમજીને, ત્રાહેત્રાહે કરી તેડાવું. ૧૩
એવું કહીને ધનુષ તાણ્યું, સાંમી તે ક્રોધની મીટે;
ત્યારે દ્વિગુણી ક્રોધ કંઇ તેને વ્યાપ્યો, વૈષ્ણવનું બલ દીઠે. ૧૪
ધનુષ મંડલાકાર કરીને, ટંકારવ બહુ કીધો;
રીશે ભરાયો શૂર પૂર ને, શર ભાથેથી લીધો. ૧૫
શત સહસ્ત્ર અયુત ધારી, લક્ષ કોટિ અપાર;
પરસ્પરે શરધારા વરસે, કો નવ પામે ઓસાર. ૧૬

એક એકનાં કવચ કાપે, ધનુષ પ્રતિંચા છેદે;
એક એકના સારથી પાડે, હૃદય કમલને ભેદે. ૧૭
ત્યારે અસ્ત્રવિદ્યા અર્જુને સાધી, મૂકયો હુતાશંન;
સુધન્વાએ મંત્ર બળે કરીને વરસાવ્યો પર્જન્ય. ૧૮
ત્યારે પારથે પવનાસ્ત્ર મૂકયું, સુધન્વાએ. સર્પ;
સમાન ઉતર્યા શસ્ત્ર વિદ્યાએ, સુભટ બન્યો નૃપ. ૧૯
લઘુલાઘવી વિદ્યા કીધી, સુધન્વા સમર્થ;
ઘોડા વિંધી સારથી પાડયો, પારથ કીધો વિરથ. ૨૦

વલણ.

વિરથ કીધો અર્જુનને, એ અભિમાને શું નવ થાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, કેમ કીધી સામળીયે સહાયરે. ૨૧

## કડવું ૧૮ મું–રાગ કાફીની દેશી.

તું તો તેડ તારા ત્રીકમને, સમર સહાંય કરે ભગવાન;
અલ્યા ગર્વ કરી ભુલે કાં કૃષ્ણને, હું ઉતારૂં તારૂં અભિમાન. ટેક. ૧
બોલ્યો સુધન્વા સમરથ, ચેત હવે માર્યોરે પારથ;
બળ જશ તેં ખોયું અભિમાને,સ્મર સાહે કરે ભગવાન. તું૦ ૨
એવું કહીને છેયો રથ દંડ, કવચ કાપી કીધું શત ખંડ;
ધનુષ પ્રતિંચા છેદન કરી, ઓ માર્યો અર્જુન સમરરે હરી. તું૦ ૩
ઘોડા ચાર પાડયા મહારથી, મૃત્યુ તુલ્ય કીધો સારથી;
ધ્વજાએથી પાડયો હનુમાન,ઓ માર્યો અર્જુન તેડ ભગવાન. તું૦ ૪
સાંધી પ્રતિંચા કર્યો ટંકાર, બેઠો સારથી ઉઠયા તોખાર;
ગાજ્યો અર્જુન ક્રોધજ કરી, સુધન્વાએ વિરથ કીધો ફરી. તું૦ ૫
સવ્ય સાચીનું ભેદ્યું રૂદે, રૂધીર ધારા થઈ છે ઉદે;
અકળાવ્યો અર્જુન અતિઘણું,ત્યારે સ્મર્ણ કીધું કેશવજીતણું. તું૦ ૬
સામળીયા મારી કરજો સહાય, પળમાત્રમાં આવ્યા શ્રીજદુરાય;
હરી બેઠા ગ્રહી પરાણો ને રાશ,એવા સ્વામી છે અવિનાશ. તું૦ ૭
આવ્યા ઓચીંતા વનમાળી, પિતાંબરની પલવટ વાળી;
પાર્થને કહે સ્યામ શરીર, થા વેહેલો તું વડહથ વીર. તું૦ ૮

ત્યારે વિસ્મે પામ્યો પાંડુ કુમાર, અંત્રીક્ષ દેવ કરે જય જયકાર;
સુધન્વાએ દીઠા સુંદર શ્યામ, ધનુષ મૂકી કર્યો રે પ્રણામ. તું૦ ૯

વલણ.

પ્રણામ કીધો કૃષ્ણને, ત્યારે રીઝયા વૈકુંઠરાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, સંગ્રામ કેવો થાયરે. ૧૦

કડવું ૧૯ મું-રાગ સામેરી.

ત્યારે અર્જુન આશ્ચર્ય ધરતો, સ્તુતિ સામળીયાની કરતો;
પછી બોલ્યા મેઘ વર્ણું ગાત્ર, તુંથી હું અળગો નથી પળમાત્ર. ૧

ઢાળ.

પળ માત્ર હું અળગો નથી, છે સૂક્ષ્મ પ્રીતનો પંથજી;
જીત સુધન્વાને સત્ય સાચી, એમ બોલ્યા કમલાકંથજી. ૨
ત્યારે નૃપાત્મજને કહે અરજુન, લે ધનુષ કર સંગ્રામજી;
ભય પામ્યો દેખી ભગવાનને, શું કરે છે પ્રણામજી. ૩
ત્યારે અર્જુનને કહે સુધન્વા, પધાર્યા સુંદર શ્યામજી;
પ્રતિજ્ઞા મારી પાળી હરીએ, હવે યુદ્ધનું શું કામજી. ૪
માત તાત ને ભ્રાત ભગની, રંક પુરના જનજી;
સરવે પ્રાણી સંતુષ્ટ થાશે, કરી હરિ દરશનજી. ૫
ત્યારે પાર્થ કહે જો કાયર હતો, ત્યારે શાને ધર્યાં આયૂધજી;
અશ્વ આપીને પાયે લાગો, અથવા કરોની યુદ્ધજી. ૬
ત્યારે સુધન્વા કહે જુધ કરવું, થા શીઘ્ર પાંડુકુમારજી;
હરિને જોઇને સંસાર જુએ, તેની બુદ્ધિને ધિક્કારજી. ૭
એવું કહીને ચાપ લીધું, કીધું મર્ણનું મંનજી;
સામળીયાનું શરણ પામું, છુટું આવાગમંનજી. ૮
ત્યારે સુધન્વાને કહે અર્જુન, ક્રોધ અંતર માંહેજી;
તારૂં મસ્તક ત્રણ બાણે છેદું નહીં તો, ચંદ્રવંશી નરકે જાયેજી. ૯
અકસ્માત એમ અણવિચારે, પ્રતિજ્ઞા પાર્થે કીધજી;
રે અહંકારી કહી હસ્ત ખેલસીયા, ધુણાવ્યું હરિયે શીશજી. ૧૦
ત્યારે સુધન્વા બોલીયો, હરી ચર્ણ રૂદે ગ્રહું હુંયજી;
સૂર્યવંશી ફરી મારા નરકે જાયે, જો ત્રણે બાણ છેદું ન હુંયજી. ૧૧

થઇ દૃઢ પ્રતિજ્ઞા બેહુની, પૂર્વજ વ્યાકુળ થાયજી;
સોમવંશી સૂરજવંશી આવી, અંત્રીક્ષ ઊભા ત્યાંયજી. ૧૨
સૂરજવંશી સ્તવે હરિને, સુધન્વા જીતાવોજી;
ચંદ્રવંશી સ્તવે હરિને, અર્જુનને દીપાવોજી. ૧૩
ત્યારે મુસ્તક ધુણાવી અર્જુન પ્રત્યે, બોલ્યા ક્રોધે શ્રીહરીજી;
આટલે જુધ્ધે નવ પડયો તે કેમ, મરશે ત્રણ બાણે કરીજી. ૧૪
ત્યારે અર્જુન કહે મુને ક્રોધ વ્યાપ્યો,માટે બોલતાં ચુકયો મહારાજજી;
હુંથી સુધન્વા નવ મરે, પ્રભુ રાખો માહારી લાજજી. ૧૫
ધર્મ સંકટ પડયું કૃષ્ણને, હવે પક્ષ કોહોની કરૂંજી;
કોના નાંખું નરકમાં, કોના પિત્રીને ઉગારૂંજી. ૧૬
સુધન્વા કરે સ્મર્ણ હરિનું, અર્જુન લાગે પાયજી;
સૂર્ય ચંદ્રને વાદ લાગ્યા, હરિ કરશે કોની સહાયજી. ૧૭
અર્જુનને શ્રીકૃષ્ણ કહે, હવે શોચનાએ શું થાયજી;
મુકની ત્રણ બાણ તાહરાં, જે થનાર હોય તે થાયજી. ૧૮
ત્યારે કાલ ચંદ્ર કાલાગ્ની સરખો, ક્રીધો શર સંધાણજી;
સુધન્વાને હંકારીને, અર્જુને મુકયું બાણજી. ૧૯
ચલકે પૂંઠે ઝલકે મુખે, તેજ વ્યોમે વ્યાપીયું;
ત્રણ બાણ મુકી સુધન્વાએ, આવતું તે કાપીયું. ૨૦
નપુંસકની સ્ત્રી તણો જેમ, કામ મિથ્યા થાયજી;
તેમ બાણ મિથ્યા થઇ ગયું, પારથ વ્યાકુલ થાયજી. ૨૧
આનંદ પામ્યા સુરજવંશી, અંત્રીક્ષ આવી રહ્યાજી;
જે ચંદ્રવંશી પારથના, તે રૂપે ઝાંખા થયાજી. ૨૨
શ્રી કૃષ્ણ કહે હો સવ્યસાચી, બાણ બીજું લીજેજી;
અર્જુન કહે મુને શક્તી નથી તો, શર ધરી શું કીજેજી. ૨૩
એમ કહી બીજું બાણ લીધું, શ્રી કૃષ્ણે મોટું પણ કર્યુંજી;
ફરશુરામ અવતારનું પુણ્ય, લઇ બાણને અગ્રે ધર્યુંજી. ૨૪
પેહેલાં બાણ મુકયું હતું છાતું, પુન્ય કૃષ્ણાવતારનું;
તે બાણ તો મિથ્યા થઈ ગયું, તું જોજે બળ આ વારનું. ૨૫
વચન સાંભળી સામળીયાનું, ધનંજય મન હરખીયું;
કપીધ્વજ કહે ચેત સુધન્વા, ધનુષ ગાંડીવ આકર્ષીયું. ૨૬

પારથ પ્રત્યે કહે સુધન્વા, ધન્ય ધન્ય પાંડુ કુમારજી;
તુજ અર્થે પુણ્ય પોતાતણું, શરમાં મૂકે વિશ્વાધારજી. ૨૭
ફરશુરામે નક્ષત્રી કરી, કશ્યપને આપી ધરાજી;
આ બાણમાં તે કૃષ્ણે મૂકયા, પુણ્યના મંત્ર આકરાજી. ૨૮

### વલણ.

આકરા મંત્ર પરશુરામના, આ બાણ માંહે મુકયા સહી;
પણ બ્રહ્મ હત્યાનું પાપ મુજને, જો એ બાણ હું છેદું નહીં. ૨૯

## કડવું ૨૦ મું-રાગ વેરાડીની ચોપાઈ.

એમ ઉગ્ર પ્રતિજ્ઞા કુંવરે કરી, ચેત અર્જુન શિક્ષા દે હરી;
પિત્રી દેવને વિમાસણ થાય, ફરશુરામ મંત્ર કેમ મિથ્યા થાય. ૧
છે ઘોર પાપ બ્રહ્મહત્યાતણું, આ સમે સુધન્વા ચૂકયો ઘણું;
ગાજ્યો અર્જુન મહા બળવંત, તાણી પ્રતિંચા કર્ણ પર્યંત. ૨
અતુલ ભુજ બે પૂરણ ભરી, મુકયો શર મહા ક્રોધજ કરી;
પરશુરામ પુણ્યના ઓઘ અપાર, ગાજે ચળકે અકાકાર. ૩
શું વિષધર છૂટયો ક્રોધે ભર્યો, તેમ સુધન્વા ઉપર સંચર્યો;
ચલક ચલક ચલકારા થાય, સુભટ સર્વને હણતો જાય. ૪
તે કાલવત દીઠો આવતો, બ્રહ્માંડ ત્રણે દીપાવતો;
અગ્ર ભાગ જોતાં હંસ હરે, નાના શબ્દ પુંઠે પરહરે. ૫
દારૂણ શર જે અર્જુન તણો, સર્વે જાણ્યું સુધન્વા હણ્યો;
નૃપનંદન ધરે હરિનું ધ્યાન, ધનુષે શર કીધો સંધાન. ૬
ક્રોધથી શર મૂકયો ફરી, દિપ્તમાન દિશા સર્વ કરી;
સુસવાટ કરી સામો સંચર્યો, અર્જુનનો શર બે કટકા કર્યો. ૭
નિર્ધનના મનોર્થ મિથ્યા થાય,તેમ બાણ મિથ્યા થયું પળમાંય;
ત્યારે ધન્યધન્ય (સહુએ)સુધન્વા કહ્યો,ધનંજય ત્યાં ઝાંખો થયો. ૮
હસ્ત ઉછાળતો દીઠો અર્જુન, ધીરજ દે બોલ્યા જગજીવન.
તું કાઢ કીરિટી ત્રીજું બાણ, એથી સુધન્વા પડશે નિર્વાણ. ૯
અર્જુન કહે મુને નથી વિશ્વાસ,તો હવે શું કરૂં જીત્યાની આશ;
એવું કહી કાઢયું એક બાણ, તે કરમાં લીધું પુરુષ પુરાણ. ૧૦

મંત્ર કલ્પના કરી ગોપાળ, શર મધ્યે સ્થાપ્યા અતિકાળ;
શર પૂઠે સ્થાપ્યા કમલાસન, શરમુખે સ્થાપ્યા પંચવદન. ૧૧
રામાવતારમાં જે પુણ્ય કર્યું, તે બાણમાંહે લેઇને ધર્યું;
બીજી કલ્પના માત્ર જે કરી, અર્જુનને શર આપ્યો શ્રીહરી. ૧૨
મુક બાણ આ અર્જુનરાય, એ સર્વથા નહીં નિષ્ફળ થાય;
સવ્યસાચીએ શર તે ધર્યો, ત્યારે સુધન્વા વાણી ઉચર્યો. ૧૩
હે અર્જુન રખે કરે અહમેવ, શ્રીકૃષ્ણે સ્થાપ્યા છે ત્રણ દેવ;
રામાવતારનું મૂકયું પુણ્ય, મારૂં મરણ વિચાર્યું મંન. ૧૪
પણ શ્રીકૃષ્ણ અયુકત આચરે નહીં,(મુને) મુકતિ આપવાનિ ઇચ્છા થઇ;
જો પ્રાપ્તી થઇ પરમેશ્વરતણી, તો જીવત ઇચ્છા અળખામણી. ૧૫
આવો સમો નવ આવે ફરી, નિપજદ મુજને આપે શ્રીહરી;
હરિ જોઇને ફરી જોવો સંસાર, તેની બુદ્ધિ ભક્તિ ને ધિક્કાર. ૧૬
મર્ણભય મનમાં નવ ધરૂં, પારથવીર પ્રતિજ્ઞા કરૂં;
તારૂં પણ પાળે છે જેહ, પ્રતિજ્ઞા મારી પાળશે તેહ. ૧૭
મિત્રદ્રોહ સ્વામીદ્રોહ કરે, ગુરૂદ્રોહનું કર્મ આચરે;
જે મિથ્યા બોલે નિર્વાણ, તે પાપ મુને જો ના છેદું બાણ. ૧૮
છલવિદ્યા સાધુ સંગાથે રમે, ભરથાર પેહેલી નારી જમે;
ઉજાડે ગામ ભાંગે નવાણ, તે પાપ મુને જો ના છેદું બાણ. ૧૯
જે પરસ્ત્રીને દે આલિંગન, કે દાવાનલ લગાડે વન;
જે મારગમાં રોકિ લે દાણ, તે પાપ મુને જો ના છેદું બાણ. ૨૦
વિશ્વાસ આપી કરેજે ઘાત, તજે સ્ત્રી પિતા ગુરૂમાત;
કપટે જળમાં બોળે વહાણ, તે પાપ મુને જો ના છેદું બાણ. ૨૧
જે વેચે કન્યા પૃથ્વી ને ગાય, સ્ત્રી વા પુરૂષ નગ્ન થઇને નહાય.
આપી ધન કરે આપ વખાણ, તે પાપ મુને જો ના છેદું બાણ. ૨૨
પૂર્વજ મારા નર્કમાં જાય, લાંછન પિતામહ સૂર્યને થાય;
કરે સ્નાન રજસ્વળા રૂધિરે પ્રમાણ,તે પાપ મુને જો ના છેદું બાણ. ૨૩
એમ ઊગ્ર પ્રતિજ્ઞા કુંવરે કરી,ગાજ્યો સૂર્યવંશી મહાબળ ધરી;
સાંભળી વાણી સુધન્વાતણી,ત્યારે અર્જુને જોયું ભૂધર ભણી. ૨૪
ત્યારે કૃષ્ણ કહે કાં થાય છે વ્યગ્ર,મૂક બાણ તું થાની શીઘ્ર;
સ્નેહવચન શ્રીહરિનાં સાંભળી, સિંહ નાદ કીધો મહાબળી. ૨૫

નાગ ઉત્તમ બળે આકર્ષ્યું ચાપ,મૂક્યું બાણ શ્રીકૃષ્ણ પ્રતાપ;
પ્રલય સમે જેમ કોપે કાળ,મુકે ત્રિશૂળ જેમ શ્રીપશુપાળ. ૨૬
જાણે બાણ વરસતો અંગાર,જેમ આકાશથી તૂટી પડે તાર;
સુમેરૂગિરિનું શૃંગ તોડશે, અથવા ગગન ગોલોક ફોડશે. ૨૭
સમુદ્ર સાતેને શોષશે, કે દશે દિશાઓ શું એ લોપશે?
શું પાતાળ સપ્તનાં પડ ફાડશે, કે ઈંદ્રાસન ઉખેડી નાંખશે? ૨૮
એ પ્રલય બ્રહ્માંડને કરશે, તો સુધન્વા કેમ ઊગરશે;
સુરજ ચંદ્ર વિસ્મય થાય, ઊગરે કોણ નરકે કોણ જાય. ૨૯
ઘોર શબ્દ કરતું જાય બાણ, સુધન્વાએ શર કીધો સંધાણ;
શ્રીકૃષ્ણ રૂપ રૂદયામાં નરખી, સામું બાણ મુકયું આકર્ષી. ૩૦
જેમ અંધની સ્ત્રીનો મિથ્યા શણગાર,જેમ કૃતઘ્ની ઉપર ઉપકાર;
નિર્ધનના મનોરથ મિથ્યા જાય,તેમ શર મિથ્યા કિધો પળમાંય. ૩૧
જ્યારે અર્જુનનું મિથ્યા ગયું બાણ,ગયાં ચંદ્રવંશીનાં એંધાણ;
સુધન્વાનો શર સબળ ભર્યો, અર્જુનનો શર બે કટકા કર્યો. ૩૨
તે જોઇને પાર્થને મુર્છા વળી, ચંદ્ર મંડળ હેઠું આવ્યું ચળી;
જ્યારે ડગ્યા પૂર્વજ સૌ ઇંદ્ર આદ,સૂરજવંશી ગાજે ઘન નાદ. ૩૩
ભીષ્માદિક પિત્રી ખેદ પામતા, વિધુ મંડલ પામ્યું શામતા;
હાહાકાર ત્રણ લોકમાં થાય, જે ચંદ્રવંશી નરકે જાય. ૩૪
રવિવંશકેરાં વાગ્યાં નિશાન, પણ બેઉ પક્ષ રાખશે પુરૂષપુરાણ;
અર્જુનનું જે અર્ધું બાણ, મુખે થાપ્યા છે પીનાક પાણ. ૩૫
પશ્ચાદ ભાગ અવનીપર પડયો, અગ્ર ભાગ આકાશે ચડયો;
અર્ધ બાણ અર્ધ ચંદ્રાકાર, સુધન્વાને કંઠે કીધો પ્રહાર. ૩૬
મુકુટયુકત કુંડલ લોલ, વદે રામ કૃષ્ણ વાણી કોમલ;
એવું સુધન્વાનું છેદ્યું શીશ, બંન્યો પક્ષ રાખી જગદીશ. ૩૭
કબંધ જે સુધન્વાતણું, મુસ્તક વિના ઝૂઝે અતિઘણું;
ઉઠાડ્યા અર્જુનને હસ્તે કરી, શિરવિણ કબંધ દેખાડે શ્રીહરી. ૩૮
ત્યારે હરખ્યો પારથ લાગ્યો પાય, ચંદ્રવંશમાં જય જય થાય;
ભણતું રામકૃષ્ણ જગદીશ, આવ્યું કૃષ્ણકને વૈષ્ણવ શીશ. ૩૯
લલકે કુંડલ ઝલકે કળા, છુટા કેશ શોભે મોકળા;
જય કંસ નિકંદન મદનકાળી, વીઠલ વાસુદેવ વનમાળી. ૪૦

જય સીતાપતિ અંતરયામી, ગોપીનાથ ગરૂડાગામી;
મુકતી સુખ હરી આપો મુજને,એમ કહેતું આવ્યું કેશવકને. ૪૧
શ્રીહરીએ હાથમાં મુસ્તક ગ્રહ્યું, આ જો અર્જુન,ભગવાને કહ્યું;
તુજ માટે મેં કીધો ઉત્પાત, એમ કહી રોયા જુગના તાત. ૪૨
જોતાં દેવપિત્રી સેન્યા સમસ્ત, મુસ્તક ઉપર મૂકયો હસ્ત;
નીસર્યું તેજ મુખમાંથી બહાર, તે તેજ પીધું દેવ મોરાર. ૪૩
જોઇ દેવે કર્યો જય જયકાર, સુધન્વા પામ્યો ઓધ્ધાર;
કૃષ્ણે મુસ્તક ઉછાળ્યું આકાશ, આવ્યું હંસધ્વજની પાસ. ૪૪

## વલણ.

પિતા પાસે આવી પડયું, મુસ્તક જે સુધન્વાતણું;
રામ કૃષ્ણ મુખે બોલતું, શશિવત્ સોહામણું. ૪૫

## કડવું ૨૧ મું–રાગ પરજિયો.

મુસ્તક સુધન્વાતણું, જઈ પડયું ખોળા માંહેજી;
તન વદન નિકંદન દેખી, ધરણી ઢળીયો રાયેજી. ૧
મંત્રીએ મહિપતિને બેઠો કીધો, દેઇ જ્ઞાન પ્રતિબોધજી;
વૈષ્ણવરાય વિલાપ ના કરીએ, જદુપતિને પામ્યો જોધજી. ૨
સાધન જેણે નવ થયું હોય, તેનો એળે ગયો અવતારજી;
આધીન થયો હોય જમરાયને, તેને રૂદનતણો અધિકારજી. ૩
સાયુજ્યમુકિત એને થઇ ને, એ પામ્યો હરીના ચર્ણજી;
તે પુંઠળ મંગળ વગડાવીયે, તજી માયાનું આવર્ણજી. ૪
ચંદ્ર દેવ પ્રધાનનાં એવાં, સાંભળી ગુહ્ય વચનંજી;
ફરી મંત્રી પ્રત્યે બોલીયો, હંસધ્વજ રાજનંજી. ૫
માયા પીડે છે પાપીણી, જોઇ સુધન્વાનું મુખજી;
એ પુત્રને નાંખ્યો પેણામાં, મેં પાપીયે દીધું દુઃખજી. ૬
મુખની કળામાં કલંક નહીં, એના ખીંટલીયાળા કેશજી;
પદ્મ પત્રશા જો અધર હાલે, બોલે શ્રી હૃષીકેશજી. ૭
શું દુભાવે દીકરા, મુને ઉત્તર દે એક વારજી;
મેં તેલમાં તુજને તળ્યો, હું પિતાને ધિક્કારજી. ૮

વૃદ્ધ તે હું વિકલ થયો, તે માટે રીશ ન કરીએ પુત્રજી;
તું જાતાં હું જોગી થયો, મારૂં ઉજડ થયું ઘર સૂત્રજી. ૯
તું નામ ભણે ભગવાનનું, પણ ન કરે મુજશું વાતજી;
હું ઘેર જઇ શો ઉત્તર આપીશ, પુછશે તારી માતજી. ૧૦
ત્યારે પાટોધર પુત્ર સુરથ નામે, તે બોલ્યો કરીને પ્રણામજી;
એ માયા મૂકો તાતજી, બટ્ટો લાગે જ્ઞાનને આમજી. ૧૧
ત્યારે રાય કહે માયા નથી, મારૂં દુ:ખે પીડાયું આપજી;
મુસ્તક મુજપાસે આવ્યું હરિ તજીને, શું સુધન્વાનું પાપજી. ૧૨
હરિથી વિમુખ માટે પાતકી એ, જેણે ભોગવ્યા અજોગ ભોગજી;
પણ વૈષ્ણવ જનને નવ ઘટે, હરિ ચર્ણતણો વિયોગજી. ૧૩

## વલણ.

વિયોગ ન ઘટે હરિ ચર્ણનો, પછી મુસ્તક ઉછાળ્યું આકાશરે;
રામકૃષ્ણ કહેતું ફરી આવ્યું, કૃષ્ણ અર્જુનની પાસરે. ૧૪

## કડવું ૨૨ મું—રાગ સારંગ.

મુસ્તક હરી ગુણ ગાતું હો, આવ્યું પ્રભુજીની પાસજી;
શ્રી કૃષ્ણે કરમાં ગ્રહી હો, ઉછાળ્યું આકાશજી. ૧
તે કીધું અંતર્ધ્યાન હો, રાખ્યું અંત્રીક્ષમાંયજી;
તું અર્જુન થા સાવધાન હો, બોલ્યા વૈકુંઠરાયજી. ૨
આવશે સુધન્વાનો ભ્રાત હો, છે સુરથ એવું નામજી;
આપણે સજીને રહીએ હો, બીજા જોધ કરશે સંગ્રામજી. ૩
સાત્વિકી નીલધ્વજ રાય હો, અનિરૂદ્ધ ને પ્રદ્યુમનજી;
મેઘવર્ણ વૃષકેતુ હો, અનુસાલવ રાજનજી. ૪
સુવેગરાય યૌવનાશ્વ હો, સૌ તેડયા સુંદર શ્યામજી;
સુરથને રાખો ઘડી બે ચાર હો, સૌ મળી કરો સંગ્રામજી. ૫
ઘણો શ્રમ છે અર્જુનને હો, મુહુર્ત એક થાય વિરામજી;
સેનાની પશ્ચિમ દીશે હો, રહ્યા અર્જુન આત્મારામજી. ૬
નવ મહારથી રણધીર હો, રહ્યા રણને દ્વારજી;
પણે બોલ્યો સુરથ વીર હો, કરી પિતાને નમસ્કારજી. ૭

હું કરવા જાઉં છું યુદ્ધ હો, વેર ભ્રાતનું લેવાજી;
બાણ અંજલીયે નીરધાર હો, કરૂં સામળિયાની સેવાજી. ૮
અર્જુનને કરૂં નિપાત હો, વેર વીરનું વાળુંજી;
અથવા જાઉં હું સ્વર્ગ હો, વિયોગ ભ્રાતનો ટાળુંજી. ૯
એમ કહી ચાલ્યો બળવંત હો, છે અપાર સેના સાથેજી;
સુરથ રથ ઉપર ગાજ્યો હો, શર કાઢી ગ્રહ્યો હાથેજી. ૧૦
પાંડવના જે યોધ્ધા હો, સુરથપર તૂટી પડિયાજી;
નવ મહારથી બળના સાગર હો, શું કઠણ નવે ગ્રહ નડિયાજી. ૧૧
મહા દારૂણ થયો સંગ્રામ હો, સુરથ લીધો ઘેરીજી;
દૂરથી દીન દયાળ હો, જુવે અર્જુન સાથે શ્રી હરીજી. ૧૨
વિસ્મય પામ્યો પાંડુ કુમાર હો, જોઈ સુરથનો સંગ્રામજી;
નવરથી નાઠા નવ વાટે હો, મુકી સૂરનું માનજી. ૧૩
સપ્ત શરે પાડ્યો વૃષકેત હો, પાંચ બાણે પ્રદ્યુમ્નજી;
પાડ્યો સાત્વિકી દશ બાણે હો, શત બાણે શલ્ય રાજનજી. ૧૪
વિરથ કીધા સર્વે વીર હો, સેના પમાડી નાશજી;
શોધતો સુરથ વીર હો, આવ્યો કૃષ્ણ અર્જુનની પાસજી. ૧૫
તિષ્ટ તિષ્ટ પાંડુ કુમાર હો, તું તિષ્ટ સુંદર શ્યામજી;
કરી સુધન્વાનો નાશ હો, હવે નોહે નાઠાનું કામજી. ૧૬

### વલણ.

કામ નોહે નાઠાતણું, પારથને બોલ કઠણ કહ્યા;
સુરથ સાથે યુદ્ધ કરવાને, કૃષ્ણ અર્જુન સામા થયા. ૧૭

## કડવું ૨૩ સું-રાગ ચોપાઇ.

જૈમિનિ કહે સાંભળ રાજન, ઉગ્ર કથા કહું આણી મંન;
સુરથ ગયો કૃષ્ણ અર્જુન પાસ, સેનામાંહે પડીયો ત્રાસ. ૧
શંખ વજાડ્યો પોતાતણો, ક્રોધ કર્યો અર્જુને અતિ ઘણો;
હાથ ધનુષ દિસે વિકરાલ, ક્રોધે એને ચઢીયો કાલ. ૨
અર્જુન પ્રત્યે કહે નૃપતંન, રણમાં ઊભો રહે અર્જુન;
સુધન્વા રણ માર્યો વીર, પુણ્ય વિના થયા શ્યામ શરીર. ૩

બાળક રમત કરી નિરધાર, ખોયું પુણ્ય તમો તે સાર;
કોઇએક મોતી આપે સાર, બદ્રીફલનો કરવા અહાર. ૪
તેમ કીધું હરીએ નિર્વાણ, પુણ્ય સમર્પ્યું સારિંગપાણ;
થોડે કામે હાની ઘણી, એમ સમર્થ થયા એને હણી. ૫
જુગમાં જીતી ગયો મારો વીર,પુણ્ય વિના થયા શ્યામશરીર;
હવે કરો મુજ સાથે યુદ્ધ, ભ્રાત વેર માટે ધર્યાં આયૂધ. ૬
બળ દેખાડો પાંડુતંન, જોવા ઇચ્છે છે મારૂં મંન;
જો અર્જુન મારાં બાણ બળવંત, હવડાં તારો આણું અંત. ૭
જો પાંડુતન મારૂં પરાક્રમ, એમ કહી માંડયો સંગ્રામ;
સુરથ વ્રપકેતૂ બળવાન, પાછા આવ્યા રણભોમી સ્થાન. ૮
બીજા યોદ્ધા અષ્ટ સુજાણ, શરે સાંધ્યા શત્રૂના પ્રાણ;
સુરથે શર મૂકયા અપાર, યોદ્ધા માત્ર પમાડયા હાર. ૯
વેદવાણી નીલધ્વજ રાય, પારથ સુણો રણની વારતાય;
યોદ્ધા માત્ર પાછા પરવરે, સુરથ બળ અતીશે કરે. ૧૦
ત્યારે કપિધ્વજ વાણી ઓચરે,બળ તમો આગળ એ શું કરે;
વૃષકેતુ કરણનો તંન, ધર્મ કર્મ પાળે રાજંન. ૧૧
તહાં તમને નરપત ન શું ફરે, બળ કરતાં આફણીએ મરે;
કૃષ્ણ કહે સાચું અર્જુન, પુણ્યવંત છે એ નૃપતંન. ૧૨
તે નરનો જશ સહુ કહે, ધર્મ ભણી દૃષ્ટિ સદા રહે;
ધર્મ થકી જશ પામે લોક, ધર્મ થકી નાસે સર્વે શોક. ૧૩
ધર્મ વાદીને લક્ષ્મી ઘણી, મુક્તાફલ પામે બહુ મણી;
અશ્વ ઘણા પામે નિજ હાથ, ધર્મ સર્વથા રહેછે સાથ. ૧૪
તે માટે તુજને કહું અર્જુન, ધર્મે વાધે નરપત તંન;
પરદારાને જાણે માત, જૂઠી કંઇએ નવ માને વાત. ૧૫
સંધ્યા કર્મ કરે આદરી, કાલ નવ ચૂકે સેવે હરી;
માતપિતાની સેવા કરે, તીર્થ વ્રત નિત્યે આચરે. ૧૬
શ્રેષ્ટપણું જો ના આણે મન, તો એ સરખો કો નહીં પાવન;
વળતો અર્જુન કહે મુખવાણ,ભલું કહ્યું તમો સારિંગપાણ. ૧૭
વળતો સુરથ બોલ્યો રણમાંયે, નથી દીસતો વ્યંડલરાયે;
રણ છોડી શું નાઠો ધીર, તેણે માર્યો મારો વીર. ૧૮

વિષ્ણુ ભક્ત શિરોમણી સાર, એ કેમ હણાવ્યો જુગદાધાર;
ભ્રાત હણી કયાં નાશી જશો, હું ઉભો કેમ સુખીયા થશો. ૧૯
જહાં જઇને રહેશો તમો દુર્મતિ, તહાં સધળે ગયાની મારી ગતી;
વાણી સુણીને પ્રદ્યુમન વદે, સાંભળ નૃપ સુત વાણી રૂદે. ૨૦
સેનાપતિ પાંડવના જેહ, આગળ ઊભા તારી તેહ;
તેને જીતીને બોલો રાય, પછી ભાંખજો નિજ મહિમાય. ૨૧
શ્રવણે એવું સુણીને વચંન, ક્રોધે અગ્ની થયો નૃપતંન;
કર્ણલગી આકર્ષ્યું ચાપ, શર મૂકયો જાણે છૂટયો સાપ. ૨૨
વળતો વીર મુકે બહુ બાણ, કાયરના ત્યાં કંપે પ્રાણ;
મારી ગજ ભૂતળ પાથર્યા, અશ્વ હણીને વાળ્યા સાથરા. ૨૩
પાંડવ સેનાનો આણ્યો અંત, સુરથ ગાજ્યો રણ બળવંત;
વીર આવે મુખ આગળ જેહ, પડ્યા દીસે ભૂતળમાં તેહ. ૨૪
શોણિતની સરિતા સંચરે, હાહાકાર પડયા જન કરે;
મદ ઝરતા હસ્તી શોભે ત્યાંહે, જાણે પર્વત પડ્યા રણમાંહે. ૨૫
કાપ્યાં કવચ વીરનાં ઘણાં, ફરે કર વિણા યોદ્ધા ઘણા;
શોણિતનો સ્પર્શ સહુને થાય, નરપતની આગળ ન જવાય. ૨૬
બાણ મૂકે ને કરડે દંત, માર્યું રણ કરે કલપાંત;
પશુ પેરે માર્યા બહુ જોધ, કીધો રણ સેનાપતિ રોધ. ૨૭
યોજન ત્રણ પડયું ભંગાણ, સુરથે મરણ પમાડયું જાણ;
રથ હંકાવ્યો પારથ ભણી, દીઠા તહાં ત્રિભોવન ધણી. ૨૮

## વલણ.

ત્રિભુવન ધણી દૃષ્ટે પડયા, કંઇ પડીયા પારથ રાયરે;
ભટ પ્રેમાનંદ શું ઓચરે, શું કહેતો સુરથ તહાંયરે. ૨૯

## કડવું ૨૪ સું-રાગ મારૂની ચોપાઈ.

તું ધન્ય ત્રિભોવનના સ્વામી, એમ સુરથ બોલ્યો સુસ્તક નામી;
અહરનિશ સમર્યા અંતરયામી, હંસધ્વજ ઘણી શોભા પામી. ૧
જેણે સંસાર ભોગ વિસાર્યો, વિષય વિલાસ માયાથીરે હાર્યો;
જે તેલ કઢા તળતો તાર્યો, લાડ લડાવી અંતે શું માર્યો. ૨
અમો તમારી મૈત્રી જોઇ, ઠરી નવ બેઠી કુંતા કોઇ;
પાંડવે દહાડા નાંખ્યા રોઇ, દાસી થઇને પાંચાળી વગોઈ. ૩

તમો સુદામાને વિપત્તિ પાડી, શું પૂજા કીધી પાટ બેસાડી;
જદપિ નવનીધી ઘેર પોચાડી, ઘરમાંથી મૂકયો ઠાલો કાહાડી. ૪
હરિશ્ચંદ્રે સમર્યા સારંગપાણી, વગોવી તારાલોચના રાણી;
સતિ ગુણકા ઘેર વેચાણી, રાજાએ ભર્યું નીચ ઘેર પાણી. ૫
સત્યવાદી નૈષધનો સ્વામી, અપરમિત પીડા તેણે પામી;
રઝળી દમયંતી તે ગજગામી, તેં શું સુખ દીધું અંતરયામી. ૬
જશોમતીનું પય તમો પીધું, અંતે સુખ તેને શું દીધું;
વ્રજ નારીનું સર્વસ્વ લીધું, કૃતઘ્ની કરે તે તમો કીધું. ૭
કર્ણ વીર દાતાર જે કહાવ્યો, હરી ચર્ણે મનસા જે લાવ્યો;
જેણે સહોદર સંહાર કરાવ્યો, તમો અર્જુન પાસે મરાવ્યો. ૮
તમારા ગુણના તે ગુણ શા વિસ્તારૂં, હું તો જાણું છું ચરિત્ર તમારૂં;
હવે જૂઓ પરાક્રમ મારૂં, અર્જુનનું અભિમાન ઉતારૂં. ૯

વલણ.

ઊતારૂં ગર્વ ધનંજયનો, ગાજ્યો સુરથ રાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, સંગ્રામ કેવો ત્યાં થાય રે. ૧૦

## કડવું ૨૫ મું—રાગ રામગ્રી.

સુરથપારથ સામા આવ્યાજી, શામળીયા સારથીએ અશ્વ નચાવ્યાજી;
ધનુષ ટંકાર તે ઘન શું ગાજેજી, ધ્વજા ઉપર કપી બિરાજેજી. ૧

ઢાળ.

બિરાજે ધ્વજાએ હનુમાન હાથી, હુંકે મારે હાંક;
કપિ કુંજરના નાદથી, રણ ભોમી ચઢી છે ચાક. ૨
સુરથ પ્રત્યે કહે પારથ, કર તું પ્રતિજ્ઞા આંહે;
તારૂં મસ્તક છેદું નહીં તો, પડું રૈરવ નરકની માંહે. ૩
સુરથ વળતું બોલીયો, તુને રાખે અશરણાશરણ;
ભાઇ હું પ્રતિજ્ઞા શું કરૂં, જો તુંથી ફરે નાહું મરણ. ૪
એક પ્રતિજ્ઞા માહરી, તે જો પાળે વૈકુંઠરાય;
બ્રહ્મહત્યાદિક પાપ મુજને, જો ન પાડું પૃથ્વી માંય. ૫
અર્જુને તવ બાણ મૂકયાં, વિરથ કીધો સુરથ;
ત્રણ બાણ સુરથે મૂકીને, ભેદ્યા કૃષ્ણ પારથ. ૬

વળી સો સુરથે મૂકયાં તે, કીધાં પારથે ભગન;
રથ, શરના પ્રહારથી, ઊડવા લાગ્યો ગગન. ૭
ત્યારે અભંગ રથ સારથી લાવ્યો, લોહમય વજ્ર સમાન;
તે રથ ઉપર સુરથ બેઠો, કર્યું ધનુષ સંધાન. ૮
મંત્ર ભણી બ્રહ્માસ્ત્ર મૂકયું, બાણુ તે અરજુન;
તહાંથી રથ સુરથનો તે, ઊરાડયો ત્રણ જોજન. ૯
હેલ્લાંમાં ફરી સુરથ આવ્યો, મુકયાં ગાંધર્વ જાતીનાં બાણ;
દશ ધનુષે અર્જુનનો ઠેલ્યો રથ, ધન્યધન્ય કહે સારીંગપાણ. ૧૦
પારથ પુછે પરમેશ્વરને, એક સંદેહ મુજને થાય;
ત્રણ યોજન રથ મેં ભમાવ્યો, ત્યારે બોલ્યા નહીં જદુરાય. ૧૧
સુરથે દશ કદમ ઠેલ્યો, તેનાં કરો છો વખાણ;
એવું અર્જુનનું પ્રશ્ન સાંભળીને, બોલ્યા પુરૂષપુરાણ. ૧૨
તારા રથ ઉપર હું બેઠો અર્જુન,લઇ ચૌદ ભુવનનો ભાર;
હું ન હોત તો તારો રથ પારથ, ઊડી જાત સમુદ્રની પાર. ૧૩
ત્યારે લજ્જા પામીને રહ્યો અર્જુન, ના પુછી ફરિને વાત;
મારૂતાસ્ત્ર બાણે રથ ચૂરણ કીધો, હયસારથી કીધા નિપાત. ૧૪
ત્યારે સુરથવીર પૃથ્વી પડયો, ફરી ઊઠયો આણી રીશ;
નવ બાણે હનુમાન છેદ્યો, પાંચે પાર્થ, દશે જુગદીશ. ૧૫
ત્યારે અર્જુને ક્રોધ કર્યો, વ્યાકુલ શરયુક્ત જોઇ જદુનાથ;
સુરથવીરનો ગદા સાથે, છેદ્યો તે જમણો હાથ. ૧૬
ત્યારે ગદા એક ઝાલી વામ હસ્તે, મનમાં ધરીને ક્રોધ;
અર્જુનની સેના વિષે ધાયો, સુરથ સમર્થ જોધ. ૧૭
એક સહસ્ર ગજ દ્વિસહસ્ર રથ, અયુત એક તોખાર;
વીશ સહસ્ર યોદ્ધા પાંડવતણા, એટલું સૈન્ય કર્યું સંહાર. ૧૮
એકદંતો ગજ જેમ ફરે, તેમ ફર્યો રાજકુમાર;
સેના નાયક જાય નાસતા, રણે કરે ગદાનો પ્રહાર. ૧૯
લઘુલાઘવી વિદ્યા કરી, અર્જુને મૂકયાં બાણ;
સુરથ વીરનો ગદા સાથે, છેદ્યો બીજો પાણ. ૨૦
ત્યારે હાહાકાર થયો સેનામાં, બોલ્યો કુંવર કરીને હોકાર;
હું હાથ વિનાનું પરાક્રમ જોજે, તુને તીક્ષ પાંડુ કુમાર. ૨૧

તવ અર્જુને ચાર બાણ મૂકયાં, કરી અંતરમાં રીશ;
બે ચર્ણ કાપી રૂદે ભેદ્યું, છેદ્યું કુંવરનું શીશ. ૨૨
હાથ પગ મુસ્તક વિનાનું, કબંધ સામું ધાય;
અર્જુનના રૂદે વિષે વાગ્યું, પડયો પૃથ્વીમાંય. ૨૩
રામકૃષ્ણ વાણી મુખે ભણતું, મુસ્તક આવ્યું પ્રભુ પાસ;
બેહુ હસ્તે શીશ કરમાં ગ્રહીને, કહે પારથને અવિનાશ. ૨૪
ઊઠ પારથ થયું કૌતુક, આ વદન અંબુજ વર્ણ;
સુરથે પ્રતિજ્ઞા કેવી પાળી, તું પણ પડીયો ધર્ણ. ૨૫
રથ ઉપર જઇ પારથ બેઠો, બોલ્યો પાંડુકુમાર;
હરિ મુસ્તક તમો હાથે ધર્યું, એના ભાગ્યનો નહીં પાર. ૨૬

### વલણ.

પાર ના આવે પુણ્યનો, સમર્યો ગરૂડ ગોકુલરાયરે;
ગરૂડને આપી આજ્ઞા, મુસ્તક નાંખો ગંગા માંયરે. ૨૭

## કડવું ૨૬ મું-રાગ ધન્યાશ્રી.

ગરૂડને કહેછે શ્રી હરિરાયજી, મુસ્તક નાંખો પ્રયાગ કુંડમાંયજી;
ત્યારેપક્ષી ચાલ્યો તતખેવજી, તે વાત જાણી શ્રીમહાદેવજી. ૧

### ઢાળ.

મહાદેવે તે સત્ય જાણ્યું, કહે નંદીને શિવરાય;
ગરૂડ પાસેથી લાવ મુસ્તક, આરોપું કંઠમાંય. ૨
પ્રથમ સુધન્વાનું શીષ હરીએ, અંત્રીક્ષ વાયુને સોંપીયું;
તે પવન પાસેથી માંગીને, મેં માળામાં આરોપીયું. ૩
હરીભક્ત સુરથતણું મુસ્તક, લાવની વેગે કરી;
નંદી ગયો ગરૂડની પાસે, વિનય વાણી ઓચરી. ૪
રૂંઢમાળામાં આરોપવા, ઇચ્છા ઈશ્વરને થઈ;
આજ્ઞા નથી મને કૃષ્ણની, ગરૂડ કહે હું આપું નહીં. ૫
નંદી ગરૂડને વાદ લાગ્યો, થયું યુદ્ધ અપાર;
નાઠો નંદી હાર પામ્યો, કીધા પંખના પ્રહાર. ૬

કથા એ ભક્ત સુધન્વા તણી, જે ભણે પ્રીતે સાંભળે;
તેનાં કોટિક પાતક પ્રજળે, અડસટ તીરથ ફળ સેહેજે મળે. ૨૨
વીરક્ષેત્ર વડોદરૂં, ગુજરાત મધ્યે છે ગામ;
ચતુરવંશી જ્ઞાતે બ્રાહ્મણ, ભટ્ટ પ્રેમાનંદ નામ. ૨૩
ઉદર નિમિત્ત પરદેશ વેઠયો, સેવ્યું નંદ દરબાર;
નંદીપુરમાં પદબંધ કીધો, જથા બુધ વિસ્તાર. ૨૪
સંવત સત્તર ચાળીશ વરસે, કાર્તિક શુક્લ નવમી ભ્રગુવાર;
કથા સંપૂરણ થઇ, લીલા તે શ્રી જુગદાધાર. ૨૫

વલણ.

લીલા જુગદાધારની, એમ ઓધાર્યો હરિદાસરે;
કહે પ્રેમાનંદ ગોવિંદ ભજો, તો હોય વૈકુંઠ વાસરે. ૨૬

---

સુધન્વા આખ્યાન સમાપ્ત.

---

# રણયજ્ઞ.

## રાગ કેદારો.

શ્રી ગણપતિ શિર નામીરે; સમરૂં સીતા સ્વામીરે;
બહુ નામીરે, નારાયણ ગુણ વર્ણવું રે. ૧

## ઢાળ.

વર્ણવું લીલા રઘુપતિની, વિમળ વાલ્મિક વાણી;
ભણે સુણે ભાવે સહિત જે, ધન્ય ધન્ય તે પ્રાણી. ૨
હરિ કથા રસ પ્રેમે ન પીધો, તો દેહ ધર્યો શું કરવા;
એળે જનમ ખોયો અપરાધી, આવ્યો માતનું વિત્ત હરવા. ૩
છે રામનામનો મોટો મહિમા, શંકર સમ્યક જાણે;
તારક મંત્ર તારે ભવસિંધુ, મહિમા વેદ વખાણે. ૪
તપ તીર્થ યોગ યજ્ઞ જપ, સ્નાન દાન સાધંન;
સકળ પદાર્થ રામ નામમાં, સમરો દશરથ તંન. ૫
નવ ભક્તિ કહી વેદ પુરાણે, ધ્યાવા વૈકુંઠરાય;
શ્રવણ ભક્તિ છે સર્વ શિરોમણી, અલભ્ય લાભ ત્યાં થાય. ૬
ભારદ્વાજ સનકાદિક શંકર, શેષ પરીક્ષિતરાય;
જન્મેજય આદે રસ પીધો, ભક્તિ ભલી સુખદાય. ૭
કળિયુગ માંહે સદા ફળ થાએ, ભક્તિ કરે જે ભાવે;
જે જન જાનકીનાથને ધાએ, તે જતુની જઠર ન આવે. ૮
અઢાર પુરાણે અનંત કથા છે, કવિ વાણીનો વિસ્તાર;
શ્રી ભાગવત ને રામ કથા, એ બે સર્વનું સાર. ૯

## વલણ.

સાર શાસ્ત્ર પુરાણનું, શ્રી ભાગવત રામ ચરિત્રરે;
પ્રેમાનંદ પ્રભુ રામ નામે, થાયે દેહ પવિત્રરે. ૧૦

## કડવું ૧ લું–રાગ વેરાડી.

શત કોટી રામાયણ લીલા, માંહેથી સાર ગ્રહુ થોડું;
યુદ્ધકાંડમાંથી સંક્ષેપે, રણયજ્ઞ તે જુગતે જોડું. ૧
માત પિતાનું વચન પાળવા, રાજ્ય તજ્યું રઘુનાથે;
જટા વધારીને વનમાં ચાલ્યા, લક્ષ્મણ સીતા સાથે. ૨
ગોદાવરી ત્રટ પંચવટીમાં, રહ્યા વાસો અશરણ શરણ;
લંકાપતિ રાવણે કીધું, સીતાજીનું હરણ. ૩
સુગ્રીવ સાથે મૈત્રી કીધી, મળ્યા વાનર પદ્મ અઢાર;
સમુદ્ર પાજ બાંધી શ્રી રામે, સેના ઉતારી પાર. ૪
અંગદ સાથે વિષ્ટી કહાવી, મળ્યાની વાત ન બાંધી;
રામ કને ફરી અંગદ આવ્યો, કલેશ વારતા વાધી. ૫
રણસ્થંભ શ્રી રામે રોપ્યો, કરવા દેવનું કાર્ય;
રણભૂમીની વેદી કીધી, રામ થયા આચાર્ય. ૬
વિભીષણને દિક્ષિત કીધા, હનુમાન લાવ્યો ઉપહાર;
બાણ રૂપી સરવે હોમ્યો, રાક્ષસનો પરિવાર. ૭
બેતાળીસ કોટી મંત્રી હોમ્યા, કંદ મૂળને ઠામ;
બાણું લાખ દીકરા હોમ્યા, તિલ જવનું લઇ નામ. ૮
મોટા મહિષને સ્થાનક હોમ્યો, કુંભકર્ણ જે રાય;
અજાને સ્થાનક લઇ હોમ્યો, રાજપુત્ર અતિકાય. ૯
બત્રીશ લક્ષણો પુરૂપ હોમ્યો, ઇંદ્રજીત બડ ભાગ્ય;
રાવણ શ્રીફળ પુર્ણાહુતી, મહ પૂરણ કીધો યાગ. ૧૦
ક્રોધ અગ્નિ જાનકી જ્વાળા, પવન લક્ષ્મણ વીર;
રણયજ્ઞ શ્રીરામે કીધો, સમુદ્ર પેલે તીર. ૧૧

### વલણ.

સમુદ્ર પેલે તીરરે જઇ, યુદ્ધ કીધું શ્રી રામરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, રણયજ્ઞ ધરિયું નામરે. ૧૨

## કડવું ૨ જું–રાગ ચોપાઇ.

સેના ઉતારી સાગર પાર, છે વાનર યોદ્ધા પદ્મ અઢાર;
સેનાપતિ કીધો નલ કપી, ક્રોધે શરિર રહ્યાં છે તપી. ૧

બોલ્યા વાનર કરી વીનતી, યુદ્ધ આજ્ઞા દીજે રઘુપતિ;
નલ નીલ અંગદ સુગ્રીવ શૂર, છે સંગ્રામ કરવા આતૂર. ૨
લક્ષ્મણ કહે સુણો શ્રીરંગ, લોહ સાંકળે બાંધ્યા માતંગ;
તેમ અમારી મર્યાદા સાંકળે, કપિ કુંજર બાંધ્યા છે બળે. ૩
છૂટયા હસ્તિ વન ભાજે જેમ, છૂટયા વાનર લંકા લેશે તેમ;
યુધ આજ્ઞા દીજે રઘુરાય, વિયોગ સીતાજીનો જાય. ૪
સાંભળી લક્ષ્મણનો પ્રતિ બોધ, રામચંદ્રજીને દીપ્યો ક્રોધ;
કીધો ધનુષ્યતણો ટંકાર, તે શબ્દે ઉધડકયો સંસાર. ૫
ડોલ્યા દિગ્ગજ ને દિગપાળ, ખળભળિયાં સાતે પાતાળ;
રાવણનું ડોલ્યું સિંહાસન, ધ્વજા છત્ર થયાં બે પતન. ૬
રાક્ષસીના થયા ગર્ભપાત, દારૂણ વાયુ રૂધિર વરસાત;
માનશુકન લંકામાં થાય, રોષે ભરાયા શ્રી રઘુરાય. ૭
પન્નગ પ્રત્યે બોલ્યા શ્રી રામ, ચોપાસે ઘેરો લંકા ગામ;
વચન રાઘવનાં સાંભળી, ઉતપત્યા વાનર હૂકળી. ૮
ચારે પોળ ઘેરી વાંદરે, ચઢી બેઠા કોટને કાંગરે;
સેના રાઘવની હવે ઝોકી, ઉઠાડી રાવણની ચોકી. ૯
પાડયા કાંગરા કોટાકોટ, કૂદે વાનર ને મુકે દોટ;
પુંછ પછાડે વાજે ગાલ, રૂએ રાક્ષસી બીહે બાળ. ૧૦
જે હાથે ચઢે તેને ત્રાડે, છજાં ઝરૂખાં ત્રોડી પાડે;
તરૂવર બહુ નાખે પાષાણ, લંકામાંહે પડયું ભંગાણ. ૧૧
નાસે લોક કરે બુંબાણ, થયું સભામાં રાવણને જાણ;
ઉઠી મંત્રી જોડી બે હસ્ત, રાવણ પ્રત્યે બોલ્યો પ્રહસ્ત. ૧૨
સ્વામી કપિ આવ્યા સમગ્ર, ચોપાસે ઘેર્યું લંકા નગ્ર;
સિંહના ઘરપર આવે શિઆળ, ત્યમ વાનર આવ્યા ભૂપાળ. ૧૩
સાંભળી મંત્રી તણાં વચંન, ક્રોધ કરી બોલ્યો રાજંન;
કર સેના મારી સાવધાન, ઉતારૂં માનવનું અભિમાન. ૧૪

વલણ.

માન ઉતારૂં રામ તણું, વાળું વાનરનો ઘાણરે;
દશસ્કંધ કોપે ચઢયો, પછે ગડગડયાં નિશાનરે. ૧૫

## કડવું ૩ જું–રાગ સામેરી.

રાય રાવણે કવચ પેહેર્યું, શિશ ધર્યાં દશ ટોપરે;
કરી વિશે લોચન રાતડાં, રૂદે આણી દારૂણ કોપરે. ૧
જાવા ન પામે જીવતા, ભાઇ વાનર માનવ કોયરે;
બહુ ઢોલ દદામા ગડગડે, ત્યાં શબ્દ કુતોહલ હોયરે. ૨
જે જે સુભટ લંકા વિખે, મુખ આગળ નિસરે આજરે;
રાણી જાયા રાક્ષસ વીરનો, મોહોલો લે મહારાજરે. ૩
કો રથ ચડયા કો ગજ ચડયા, કો ઉંટ ઉપર અસ્વારરે;
કો મહિષપર કો ગરધવ ઉપર, બેઠા સાહી હથિયારરે. ૪
કોઇ ઘોડા ઉપર ઘુમતા, કરતા વારૂણી પાનરે;
છે ભ્રકુટી ઉપર મોળીઆં, કો ગૌર ભીને વાનરે. ૫
નવ મણી કુંડલ લળકતાં, ઢળકતી મુક્તા માળરે;
માદળિયાં તોરા નવધરાં, થઇ કલગી ઝાકઝમાળરે. ૬
બાજુબંધ ને પોંચી વિંટિંગો, દુગદુગી સાંકળી સારરે;
કભાય પટકા પાયજામા, ઉપરણી મૂલ અપારરે. ૭
જરકશી વાગા જળહળે, શું અર્ક કીર્ણ સમાનરે;
કેશરી વાગે શોભતા, ધરે યૌવનનાં અભિમાનરે. ૮
કર ધનુષ ભાથા ભીડિયા, કટારી તલવારરે;
સાંગ ભાલા શૂલ ફરશી, પરિઘ વાંકી ધારરે. ૯
ગદા ગુરજ ને મુશળ મુગદળ, ભુંગળ ને ભિંડમાળરે;
નાગ પાસ ને વરૂણ પાસ ધર્યાં, ચક્ર ગદા વિકરાળરે. ૧૦
પાખર બખ્તર ટોપ ટાટર, ફરસીને શૂળ પાણરે;
અંગરખી ને જીવ રખી એ, શોભે પરમ નિધાનરે. ૧૧
સુર સેનાને લજાવે એવો, સ્વરૂપ સાગર શૂરરે;
એ રૂપવંત વખાંણીઆ, હવે કહું રાક્ષસ ક્રૂરરે. ૧૨
મહિષ મેંઢા ઊંટ ઉપરે, જે થયા છે અસ્વારરે;
તે કાળા ક્રૂર બિહામણા, લોહડંડનાં હથિયારરે. ૧૩
શ્વાનમુખા કો ખરમુખા, પિશાચમુખા પાપિષ્ટરે;
લંબગ્રીવા કો લંબકર્ણા, જેને જોઇ ઉપજે રિષ્ટરે. ૧૪

લંબ અધરા દીર્ઘ દંતા, છે ત્રીશીરા બળવંતરે;
શ્યામવર્ણા કો રકતવર્ણા, બાહુક ઉંચા અનંતરે. ૧૫
બિડાલા પીહાલા પાપી, અધર્મીનો નહિ પારરે;
હાથ માંહે જે શબ ગ્રહ્યાં છે, તે ચાલે કરતા અહારરે. ૧૬
રુધિર ગળતાં ચર્મ પેહેર્યા, કંઠ આંતરડાંની માળરે;
જીભ સળકે સર્પ સરખી, વદન છે વિકરાળરે.
શત કોટિ રાક્ષસ ભયાનક, તે યુધે તત્પર થાયરે;
મુખ આગળ સેના શોભતી, જોઈ રીઝયો રાવણ રાયરે. ૧૮

## વલણ.

રીઝયો રાવણરાય જોઇ, કટક પોતાતણુંરે;
કોણ સુભટ રાયને નમે, નામ તેનાં વર્ણુંરે. ૧૯

## કડવું ૪ થું–રાગ મેવાડો.

કોણ કોણ સેનાના નાયક, નમે રાયને પાયજી;
નામ તે સર્વે રાજ કુંવરનાં, પ્રહસ્ત કેહેતો જાયજી. ૧
આધ દેવતણો જીતનારો, દેવાંતક એવું નામજી;
નરાંતક બંધવ સંગાથે, કરેછે દંડ પ્રણામ રાયજી. ૨
સકળ શાસ્ત્ર વિદ્યાનો પાઠી, શુકસારણ એવું નામજી;
ત્રણ કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાયજી. ૩
જેણે વરૂણ બાંધીને આણ્યો, પ્રધસ્વ મંત્રી નામજી;
શત કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાયજી. ૪
સપ્ત સમુદ્ર જીતી વશ કીધા, મહોદર એવું નામજી;
ત્રીશ કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાયજી. ૫
જેણે બ્રહ્મ લોક જીતી વશ કીધા, બ્રહ્મકોપ એવું નામજી;
છત્રીશ કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાયજી. ૬
જેણે નવકુળ નાગ બાંધીને આણ્યા, મણિભદ્ર એવું નામજી;
ચોવિશ કોટી યોદ્ધાનો સ્વામી, કરેછે દંડ પ્રણામ રાયજી. ૭
જેણે તીર્થ માત્ર પૃથ્વીનાં ભાંજ્યાં, સર્વદમન એવું નામજી;
પચાશ કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાયજી. ૮

જેણે યજ્ઞ ભાગ દેવતાના ટાળ્યા, યજ્ઞકોપ એવું નામજી;
શત કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે ડંડ પ્રણામ રાયજી. ૯
જેણે ગણપતિ બાંધીને આણ્યા, વક્રરાક્ષસ એવું નામજી;
પચીસ કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે ડંડ પ્રણામ રાયજી. ૧૦
જેણે ગાંધર્વ ને જક્ષ કિન્નર જીત્યા, છે વિદ્યુન્માલી નામજી;
ત્રણ પદ્મ યોદ્ધાનો સ્વામી, કરે છે ડંડ પ્રણામ રાયજી. ૧૧
યુગ્મ યુગ્મ લોચન છે જેને, યૂપાક્ષ એવું નામજી;
પચાસ કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે ડંડ પ્રણામ રાયજી. ૧૨
વાંકી દ્રષ્ટ ભયાનક ભાળે, વિકટાક્ષ એવું નામજી;
એક પદ્મ યોદ્ધાનો સ્વામી, કરે છે ડંડ પ્રણામ રાયજી. ૧૩
કુંભકરણ રાજાના સુત એ, કુંભ નિકુંભ એવું નામજી;
સોળ પદ્મ યોદ્ધાના સ્વામી, કરે છે ડંડ પ્રણામ રાયજી. ૧૪
મંદોદરી સુત કંદર્પ કોટી, અતિકાય એવું નામજી;
વીશ પદ્મ યોદ્ધાનો સ્વામી, કરે છે ડંડ પ્રણામ રાયજી. ૧૫
સુમાલીના સુત એ, કંપન અતિકંપન એવું નામજી;
જમ રાયને જેણે બાંધીને આણ્યો, કરે છે ડંડ પ્રણામ રાયજી. ૧૬
નવગ્રહ જેણે જીતીને આણ્યા, મકરાક્ષ એવું નામજી;
સોળ પદ્મ યોદ્ધાનો સ્વામી, કરે છે ડંડ પ્રણામ રાયજી. ૧૭
માતુલ બેઉ તમારા સ્વામી, મહાપાસ સુપાસ એવું નામજી;
ત્રીશ પદ્મ યોદ્ધાના સ્વામી, કરે છે ડંડ પ્રણામ રાયજી. ૧૮
મકરકેતુ ને ચંદ્રકેતુ, સુલોચના એવું નામજી;
અતિબળ મહાબળ કહિએ, કરે છે ડંડ પ્રણામ રાયજી. ૧૯
વજ્રનાભી સુનાભી દશ એ, આદે બીજાં નામજી;
શત લાખ જમાઈ તમારા, કરે છે ડંડ પ્રણામ રાયજી. ૨૦
ઈંદ્રરાય જેણે રણમાં જીત્યા, ઇંદ્રજીત એવું નામજી;
પાટોધર પુત્ર તમારો, કરે છે ડંડ પ્રણામ રાયજી. ૨૧
ઈંદ્રજીત પૂઠે ઉભા છે, રાજકુંવર બહુ નામજી;
બાણું લાખ પુત્ર તમારા, કરે છે ડંડ પ્રણામ રાયજી. ૨૨
લક્ષ કોટી રાક્ષસી દાસી, કરી જાણે ઘોર સંગ્રામજી;
તે નર વાનર ખાવા તત્પર, લીજે તેના પ્રણામ રાયજી. ૨૩

વલણ.

પ્રણામ લીધા સૌ શૂરના, રીઝયો રાવણ રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, હવે વાહનની શોભાયરે. ૨૪

## કડવું ૫ મું–રાગ રામગ્રી.

પ્રબળ દળ જોઇ રીઝયો રાયજી, ગર્વે ઘેલડો હર્ષ ન માયજી;
તેડયો મશાણી મહોદર નામજી, તત્ક્ષણ આવી કીધો પ્રણામજી. ૧

ઢાળ.

પ્રણામ કરીને કામ માગ્યું, કંઇ આજ્ઞા સ્વામીન;
વાહનપતિને કહે રાવણ, વેહેલી આપો વાહન. ૨
મહોદરને કહે રાવણ, જાઓ જુઓ ઘોડાર;
બાંધ્યા ચરે છે અશ્વ મારા, તે આજ કાઢો બ્હાર. ૩
વચન સાંભળી રાયનાં, તોખાર તત્પર થાય;
મુખ આગળ હયની હાર લાગી, રાવણ જોતો જાય. ૪
ચપળ ચર્ણા હંસવર્ણા, પંચવર્ણા જાત;
ઉડણ અરબ્બી ને અડાણા, અબલખ પટોળા ભાત. ૫
કલંકી કોરંગ ઘણા કાળા, કાબરા ને કુમેદ;
આભ ઉડણ ને પંખાળા, ખગને પમાડે ખેદ. ૬
વાનરિયા વિકરાળ વાજી, વિજળિયા વૈતાળ;
પાખરિયા પનંગા પોપટા, વાયણ પરમ શોભાળ. ૭
માતંગા મોતીસરા, માણક મોઘા મૂલ્ય;
યશવંત દશાવંત વાજી, વાયુવેગા અતુલ્ય. ૮
પિરોઝા પીલા પદારથ, પાણીપંથા જાંત પતંગ,
ઉજ્વળ આબુ સોરઠીઆ, રંગિત લીલા રંગ. ૯
ગંગાજળિયા ગોરટા, ભુખરા યુદ્ધ અભંગ;
મહિપસુખા સુલતાનિયા, વાંકડા તરલ તુરંગ. ૧૦
તેજી કચ્છી ઘુમતા છે, ઘુટણે ઘાલી ઘુઘરમાળ;
કેશરી વંકા ચિત્ર લંકા, હરણપે દે ફાળ. ૧૧
નારંગવર્ણા હેમવર્ણા, કેશરી કુમેદ અપાર;
કપોત જાતી કબુતરા, હીંડે હારોહાર. ૧૨

મરેઠા તિલંગા તેજી, ગુજરિયા ગુણવંત;
લોચન ચળકે અણીઆળાં, ડુંગરા સમ બળવંત. ૧૩
ખંધારના ગાંધરના, સિંધુ દેશના શ્રીકાર;
પંખાળના પંચાળના, મદ્રદેશના ઝુંઝાર. ૧૪
રીંછ જાતી વિંછિયા, કો વજ્રદંતા વિકરાળ;
જાય અરિદળમાં સોંસરા, જેની કંઇ ન લાગે ભાળ. ૧૫
પિશાચમુખા ગર્ધવમુખા, ત્રિનેત્ર અગ્નીવર્ણ;
ઉચ્ચૈઃશ્રવાની જાતિના છે, ઉભા સુંદર કર્ણ. ૧૬
મનવેગી પવનવેગી, ગુણ રૂડા જાતિ જોર;
ચમકતા ચાલે ચક્રવર્તી, દોડવા કરે શોહોર. ૧૭
મોહોરડા મખિયારડાં, માણેક જડયાં બહુ મૂલ્ય;
મોતી ઝાલર લેહેકયા કરે, જરકશી ઉપર ઝૂલ. ૧૮
કેશવાળી ફુમતે ગુંથી, હીર દોરા લેહેકે;
હાર તોરા લચમકે, ચુઆ ચંદન બેહેકે. ૧૯
કટાવ કલકી ઘુંઘટ ઉપર, પીંછ ફરહર થાય;
ઝવેર જડિયાં ઝીણાં વાંસે, તિમિર તેજે જાય. ૨૦

### વલણ.

જાય તિમિર તેજ નંગથી, એવા અશ્વ કોટી અપારરે;
પુત્ર ભત્રિજા દોહિત્રને, રાય વેહેંચી આપે તુખારરે. ૨૧

### કડવું ૬ ઠું-રાગ મેઘમલાર.

પ્રહસ્ત પ્રત્યે રાવણ બોલ્યો, કરી મોટું મંન મંત્રી;
હું કહું તેને આપો વંહેંચી, રથ હસ્તી વાહન મંત્રી. ૧
વજ્ર થકી જે અશ્વ ઉપન્યા, ઈંદ્રે આપ્યા જેહ મંત્રી;
પાંચસે ઘોડા લઇને આપો, ઈંદ્રજીતને તેહ મંત્રી. ૨
મહિપમુખા તુરી સાત સહસ્ર, ભેટ કીધા જમરાય મંત્રી;
તે ઘોડા અતિકાયને આપો, અકાળ મૃત્યુ ન થાય મંત્રી. ૩
ગાંધર્વ જાતિના વિશ્વકર્માએ, આપ્યા સોળ હજાર મંત્રી;
તે કુંભકર્ણ ઘેર મોકલો, વંહુ અયુત મણ ભાર મંત્રી. ૪

બે કોટી ઘોડા બળિરાજાના, ચાલે માયાની ચાલ મંત્રી;
અંતરધ્યાનની વિદ્યા જાણે, તે જમાઇઓને આલ મંત્રી. ૫
પાંચ કોટી જે પાણી પંથા, વરૂણવાળા વીર મંત્રી;
તે મોકલી દો દાસ સંગાથે, દોહિત્રને મંદીર મંત્રી. ૬
આઠ કોટિ અગ્નીના આપ્યા, ન દાઝે પાવકમાંય મંત્રી;
તે બાણું લાખને વહેંચી આપો, જુદ્ધે સંગ લૈ જાય મંત્રી. ૭
નવ કોટી નવ નાગે આપ્યા, મૂકે વિષની જ્વાળ મંત્રી;
ભાણેજાઓને તે વહેંચી આપો, નર વાનરના કાળ મંત્રી. ૮
સમુદ્રના આપ્યા સપ્ત કોટી, જોતાં જળ રૂપ થાય મંત્રી;
તે સૌ પુત્રના પુત્રને આપો, લાડવાયા યુદ્ધે જાય મંત્રી. ૯
ત્રણ કોટી હીમાચળવાળા, મેરૂવાળા કોટિ તેર મંત્રી;
એક કોટી ઝવેર ઝરે છે, કરી ગયા ભેટ કુબેર મંત્રી. ૧૦
બાર કોટી મયદાનવવાળા, જે માયાવી અપાર મંત્રી;
ત્રીશ કોટિ બ્રહ્માએ આપ્યા, જે કરે પવનનો અહાર મંત્રી. ૧૧
પંચાશ કોટિ સૂરજના આપ્યા, તેજતણો ભંડાર મંત્રી;
બેતાળીશ કોટિ મંત્રીને આપો, બે બે વહેંચી તુખાર મંત્રી. ૧૨
ચૌદ સહસ્ર અગ્નીના આપ્યા, કરે અગ્નીમાંય પ્રવેશ મંત્રી;
તે કુંભકર્ણના સુતને આપો, બોલ્યા રાય લંકેશ મંત્રી. ૧૩
એક લક્ષ ગણપતિના આપ્યા, જેથી પહોંચે અભિલાખ મંત્રી;
દીવીદાર આશા રાખે છે, વેહેંચી આપો લાખ મંત્રી. ૧૪
ચાર સહસ્ર ચંદ્રાવળી વાજી, તાપ જે દીઠે જાય મંત્રી;
મારા રથને તે જોડાવો, બોલ્યા રાવણરાય મંત્રી. ૧૫
મનુષ્યરાજા જે પૃથ્વીના, જીત્યા રાજકુમાર મંત્રી;
સાત કોટી જે સપ્તદ્વીપના, આપો સેવકને તુખાર મંત્રી. ૧૬
મહાદેવે પંચ લક્ષ મોકલ્યા, નંદી લાવ્યો કાલ મંત્રી;
યોગીના સુને ઘટે નહીં તે, દદામીને આલ મંત્રી. ૧૭
વાયુના આપ્યા વાયુ વેગી, ઉડી જાણે આકાશ મંત્રી;
તે બ્રાહ્મણને સૌ વહેંચી આપો, છે સહસ્ર પંચાશ મંત્રી. ૧૮
ત્રણ લાખ સાંઢ પવનવેગી, ઘડિયે શત જોજન જાય મંત્રી;
તે રાક્ષસીઓને વેહેંચી આપો, જે યુદ્ધ કરે રણમાંય મંત્રી. ૧૯

પ્રાગજ્યોતિક દેશતણા જે, સોળ સહસ્ત્ર માતંગ મંત્રી;
મગધ દેશના એક લક્ષ છે, ગિરિવર સરખાં અંગ મંત્રી. ૨૦
સિંગલદીપના સાત લક્ષ છે, તેને સજાવો શણગાર મંત્રી;
નેજાં નગારાં ઢોલ ચઢાવો, સુંઢે બાંધી હથિયાર મંત્રી. ૨૧
ભદ્ર જાતિના ખાસ હસ્તી, ઐરાવત કુળના જેહ મંત્રી;
વીશ સહસ્ત્ર હારમાં ચાલે છે, ઉજ્વળ જેની દેહ મંત્રી. ૨૨
દશ લક્ષ રથ વિશ્વકર્માના, અશ્વ જોતર્યા ચાર મંત્રી;
અંગ-રખા સેવકને આપો, આયુધ સહિત શૃંગાર મંત્રી. ૨૩
બીજા રથ મહારથીને આપો, અતિરથને માતંગ મંત્રી;
ધ્વજા કળશ અંકુશ અંબાડી, ધમકે ઘંટા ચંગ મંત્રી. ૨૪

### વલણ.

ચંગ મૃદંગ વાજીત્ર વાજે, બિરાજે રાક્ષસ રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, કેમ સેના યુદ્ધે જાયરે. ૨૫

## કડવું ૭ મું–દુહો.

રાક્ષસ કટક સૌ સજ થયું, વજ્યા નિશાને ધાય;
બોલ્યાં રાણી મંદોદરી, કરી વિનતી રાવણ રાય. ૧

### રાગ મેવાડો.

આજનો દાહાડો લાગે ધુંધળો, દીસે ઝાંખો દિનકર દેવ, હોરાણાજી;
ત્રિભુવન નાથ ના દુભીએ, જેની બ્રહ્મા શંકર કરે સેવ, હોરાણાજી. આ. ૧
દિશા ચારે દીસે ધુંધળી, કાંઈ શુકન માઠેરા થાય, હોરાણાજી;
કાંઈ ફાલુ બોલેરે બિહામણી, રૂએ વાયસ શ્વાનને ગાય, હોરાણાજી. આ. ૨
ગઈ રાતે સ્વપ્ન મેં પામિયું, દીઠું દારૂણ કહ્યું કયમ જાય, હોરાણાજી;
સમુદ્ર સુકા રૂધિર સરિતા ભરી, લંકામાં લાગી છે લાય, હોરાણાજી. આ. ૩
લાખ લાખ રાણી તમારડી, બીજો વહુ બેટીનો સાથ, હોરાણાજી;
કેશ વિના દિઠી મુસ્તક બોડલાં, ચુડલા વિના દીઠા હાથ, હોરાણાજી. આ. ૪
રાણા તમે કાળાં પટકુળ પેરિયાં, કંઠે કરેણુના હાર, હોરાણાજી;
દક્ષણ દિશાએ તમે સંચર્યા, ઉંટ ઉપર થઇ અશ્વાર, હોરાણાજી. આ. ૫
રામજી પાધરે નવગ્રહ પાધરા, રામજી વાંકે વાંકો સંસાર, હોરાણાજી;
પાધરો વિભિષણ જો તે વાંકો થયો, આજ ગઇ તમારી સહુ વાહાર, હોરા. આ. ૬

થયા વાંકા તેત્રીશ કોટિ દેવતા, લીધા વાનરના અવતાર, હોરાણાજી;
વાંકો વાંકો લક્ષ્મણ કોપીયો, છે ધરાધર બળભંડાર, હોરાણાજી. આ. ૭
વાંકો વાંકો રઘુપતિ આવિયો,તોડ્યું ત્રંબક તરણા સમાન, હોરાણાજી;
ઘણો વાંકોરે મરીચિ મારિયો, ફરશુરામનું ઉતાર્યું માન, હોરાણાજી. આ. ૮
વાંકા વાંકા સપ્ત તાડ વેધિયા, માર્યો વાંકો વાનર વાલ, હોરાણાજી;
વાંકોને બાંધ્યોરે સમુદ્ર રામે,તમો બાંધો પાણી પ્હેલી પાળ, હોરાણાજી. આ. ૯
વાંકોરે અંગદ આંહાં આવિયો, ક્રોધી બળબુધનો ધામ, હોરાણાજી;
વાંકો વાંકોરે હનુમંત હાથિયો, લટકે લગાડયું લંકાગામ, હોરાણાજી. આ.૧૦
વાંકું છત્ર તમારૂં છેદીઉં, વાંકાં છે રામજીનાં બાણ, હોરાણાજી;
વાંકીમૂછો રાણા ન મરોડીએ,નવ કીજે પોતાનાં વિખાણ, હોરાણાજી. આ.૧૧
વાંકી વેળારે વ્હાલું કો નથી,સૌ સુખસમે સાથી થાય, હોરાણાજી;
હઠ મૂકીને આપો જાનકી, નમો જઇ રામજીને પાય, હોરાણાજી. આ.૧૨

### વલણ.

પાય લાગો શ્રી રામજીને, આવ્યું મૃત્યુ પાછું જાયરે;
વચન સુણી સતિ નારનું, શું બોલ્યો રાવણ રાયરે. ૧૩

### કડવું ૮ મું–રાગ વસંત.

કયમ નમું હું નર વાનરને, લાજે મેઘાડંબર છત્ર;
મેં દેવ દાનવ જક્ષ કિન્નર જીત્યા, શું કરશે નર વાનર. કયમ. ૧
પાવક પાક નિપાવે મારે, પવન બહારે દ્વાર;
જળ ઝોલો ગણપતિ લઈ ચાલે, રવિ ચંદ્ર દીવીદાર. કયમ. ૨
બારે મેઘ ભરે ઘર પાણી, સ્તવે બંધી ચાર;
નારદ સરસ્વતી નાચે નટવર, જેર કીધો સંસાર. કયમ. ૩
છડીદાર જમ રાજા પોતે, વિધિ ભણે આશિર્વચન;
વાર તિથિ બૃહસ્પતિ કહી જાએ, કુબેર સાચવે ધન. કયમ. ૪
ઇંદ્ર સમુદ્ર મહારૂદ્ર વશ કીધા, ત્રિભુવન મારૂં નામ;
કુંભકર્ણ સરખા બાંધવ મારે, કોણ માત્ર લક્ષ્મણ રામ. કયમ. ૫
એમ કહી રાણી સમજાવી, રાયે વધાર્યો વિરોધ;
ઘણા યોદ્ધ પડયા રણમાંહે, થયું દારૂણ યુદ્ધ. કયમ. ૬

પાંચ કોટી મંત્રી મુઆ, બહુ પુત્ર પામ્યા મર્ણું;
પછે રાવણને ચિંતા થઇ, જઈ જગાડું કુંભકર્ણું. કયમ. ૭

### વલણ.

કુંભકર્ણને જગાડવાને, દોડયા રાક્ષસ અનેક;
રાવણ વિનવે બંધુને, રાખવા દુષ્ટજ ટેક. ૮

### કડવું ૯ મું–રાગ કાલેરો.

જાગો ભાઇ ભીડ પડી છે, કરે વિનંતિ રાવણરાય;
નર વાનરે લંકા ઘેરી, તુને નિદ્રા કયમ સોહાય. જા૦ ૧
શત સેવક તેડાવ્યા રાયે, કહ્યું જગાડો કુંભકર્ણું;
લક્ષ જોધા વળગી ઢંઢોળે, જાણે શું પામ્યો મર્ણું. જા૦ ૨
જળ છાંટે નવ જાગે યોદ્ધો, તાપણાં કીધાં ચોફેર;
રૂદે ઉપર શીલા પડ મૂકયાં, કાનમાં ફૂંકે મદન ભેર. જા૦ ૩
કપાળ ઉપર દુદંભી વાજે, શર્ણાઇ નફેરી ઢોલ;
કો મેઘ સ્વરે સાદ કરે પણ, રાણો ન આપે બોલ. જા૦ ૪
સુંઠ મરી નાસિકામાં ફૂંકયાં, અજા ચલાવ્યાં નાસામાંય ;
પાછો શ્વાસ મૂકે નિદ્રામાંહે, અજા મીઢ ઉડયાં જાય. જા૦ ૫
રૂદયા ઉપર અશ્વ દોડાવ્યા, વઢાવ્યા મહિપ માતંગ ;
કુંભકર્ણ સૂતો નવ જાગે, સાણસે ત્રોડાવ્યું અંગ. જા૦ ૬
નાના ઔષધ અંજન કીધાં, પછાડયો ઉચળી વાર બે ચાર;
પણ અઘોરીની ઉંઘ ન ઉડે, કીધો ઘુંટણિયાંનો પ્રહાર. જા૦ ૭
વળી નાસિકા માંહે સર્પ ચલાવ્યા,વાયુ બંધાવ્યો લંકા રાય;
કપોળ માંહે સર્પ અકળાયા,તે શ્રવણ મારગે નિસરી જાય. જા૦ ૮
વાજ આવ્યો રાવણ રાજા, ન લાગ્યો એકે ઉપાય;
કુંભકર્ણની રાણી આવી, રાયને લાગી પાય. જા૦ ૯
કષ્ટ દીધે મારો કંથ ન જાગે,એને વહાલા શંકર ભગવાન;
જાગશે સ્વામી મુહુર્ત માત્રમાં, યુક્તે કરાવો સંગીત ગાન. જા૦ ૧૦
ભક્ષ ભોજન કરાવી રાખો, નહિં તો કરશે સૌનો અહાર;
રાવણે મદ્ય માંસ અણાવ્યાં, અન્નતણો કીધો અંબાર. જા૦ ૧૧

અપસરા પાસે નૃત્ય કરાવે, ગાન તાન વાજે વાજીંત્ર;
કુંભકર્ણ ડોલ્યો જયમ મણિધર, સાંભળતાં ગોવિંદ ચરિત્ર. જા૦ ૧૨
ઉઠીને સર્વે અન્ન આરોગ્યાં, પૂછ્યો પછે સમાચાર;
મુને કાચી નિદ્રાએ કેમ જગાડયો,શા વાનરના થાય હોકાર. જા૦ ૧૩
રાવણે વાત કહી વિસ્તારી, જે રીતે દુભાવ્યા શ્રી રામ;
અગત્યના કામ માટે ઉઠાડયો, તું વિના કોણ કરે સંગ્રામ. જા૦ ૧૪

વલણ.

સંગ્રામ કરો શ્રી રામ સંગાથે, કપી પમાડો મર્ણરે;
એ વચન સાંભળી વીરનાં, પછે શું બોલ્યો કુંભકર્ણરે. ૧૫

## કડવું ૧૦ મું-રાગ પરજીઓ.

કર ઘસી કુંભકર્ણ બોલ્યો, ધુણી પોતાનું શીશ;
ઘર ઘાલ્યું ભાઇ ઘેલડા, તેં દુભવ્યા શ્રી જગદીશ વીરા.
બળિયા સાથે બાથ વીરા; કાં દુભ્યા શ્રી રઘુનાથ વીરા. ૧
ત્રંબક લેતાં તાહરારે, ચંપાણા વીશ હાથ;
કાઢી મૂકયો તુને રાઘવજીએ, થયો કૃતઘ્ની લંકાનાથ વીરા.
બળિયા સાથે બાથ વીરા; કાં દુભ્યા. ૨
સાયર જળ જેણે બાંધિયુંરે, સલ્યા તારી પુષ્પ સમાન;
મેઘાડંબર સેહેજે છેદિયું, તોય તુને ન આવી સાન વીરા.
બળિયા. કાં દુભ્યા. ૩
લક્ષ ઘરૂણી ઘેર તાહરે, જેનાં દર્શન ઇચ્છે દેવ;
તો સીતાને શું લાવિયોરે, થયો વૃદ્ધ ને ન ગઇ કુટેવ વીરા.
બળિયા. કાં દુભ્યા. ૪
જગત જીતી તેં જેર કીધું પણ, ન જીત્યા ક્રોધને કામ ;
સામ કેશ ઉજવળ થયારે, તોય મન રહ્યું તારૂં સામ વીરા.
બળિયા. કાં દુભ્યા. ૫
ચંદ્ર વિના જેવી જામનીરે, દીપ વિના જેમ ધામ;
ત્યમ વિભિષણ બાંધવ વિના, દિસે ઉજજડ લંકા ગામ વીરા.
બળિયા. કાં દુભ્યા. ૬

પરનારી જેવી પાવક જ્વાળા, સાપણ વિખની વેલ;
જીવ લેશે તારો કુટુંબ સાથે,જઇ રામ ચરણે શિશ મેલ વીરા.
બળિયા. કાં દુભ્યા. ૭
હું મર્ણથકી બીહીતો નથી, પણ તું વેળાસર ચેત;
નહીં માને શીખ માહરી, જાશો જમપુર સ્વજન સમેત વીરા.
બળિયા. કાં દુભ્યા. ૮
જો વાડીમાં બેસાડી જાનકી તો, લેઇ આવ્યો કોણ કામ;
તુંથી સીતા જીતાતી નથી તો, કેમ જીતાશે રામ વીરા.
બળિયા. કાં દુભ્યા. ૯
રાવણ કહે કુંભકર્ણનેરે, સાંભળ દુઃખની વાત,
જ્યારે દેખું સતી જાનકી, જાણે હોય આપણી માત વીરા.
બળિયા. કાં દુભ્યા. ૧૦
જો ત્યાગ કરૂં ચિત્ત સીતાથી, તો તે બળશે શબને સંગ;
હાવે કેમ નમું રિપુ રામને, મુખે લાગે કાળો રંગ વીરા.
બળિયા. કાં દુભ્યા. ૧૧

### વલણ.

લાગે કાલક મુખ વિષે, જો નમું રિપુને પાયરે;
કુંભકર્ણ કહે ધન્ય તું, તારૂં મન જોયું મેં ભાઇરે. ૧૨

### કડવું ૧૧ મું–રાગ મારૂના દુહા.

છે રામ ચરિત્ર અપાર પણ, સાર લઇ પદબંધ કરૂં;
ચતુર ગ્રહજો હરિનું નામ, ન જોશો ખોટું ને ખરૂં. ૧
કુંભકર્ણ રણમાં ચડયો, (પડયો) પછે ચડયો મેઘનાદ;
પણ યુદ્ધ થોડામાં કહું, કો રસિયા લેજો સ્વાદ. ૨
રાજા રાવણ રણ ચઢયો, વજ્યા નિશાને ઘાય;
ફરી આવી રાણી મંદોદરી, કંઈ યાચ્યો રાવણ રાય. ૩

### રાગ મેવાડો.

કહે મંદોદરી માંગી માન. હોરે. હઠીલા રાણા;
આપો એહેવાતનનું દાન. હોરે. હઠીલા રાણા. ૧
એતો બળીયા સાથે બાથ. હોરે. છે રામજી ત્રિભુવન નાથ. હોરે. ૨
એણે લીધું નરસિંહ રૂપ. હોરે, હણ્યો હિરણ્યકશિપુ મહા ભૂપ. હોરે. ૩

એ છે લક્ષ્મીનો અવતાર. હોરે. જેને હરિ લાવ્યા ભરથાર. હોરે. ૪
છે લક્ષ્મણજી શેષ નાગ. હોરે. નથી જુધ કરવાનો લાગ. હોરે. ૫
બ્રહ્મા રૂપ છે જાંબુવંત. હોરે. મહાદેવ કપી હનુમંત. હોરે. ૬
છે સૂરજ સુગ્રીવ ભૂપ. હોરે. નલ વાનર અગ્ની રૂપ. હોરે. ૭
છે અંગદ ઇંદ્રનો અંશ. હોરે. જેણે દીપાવ્યો કપીનો વંશ. હોરે. ૮
નીલ વિશ્વકર્મા મહારાજ. હોરે. જેણે સાયર બાંધી પાજ. હોરે. ૯
બીજા વાનર સંઘળા દેવ. હોરે. નવ કીજે અતિ અહમેવ. હોરે. ૧૦
આપણ જીવને એ ભગવાન. હોરે. આપણ આગીઆંને એ ભાણ. હોરે. ૧૧
શું પૂલો જોઇ કુંભકર્ણ. હોરે. આવ્યું લંકાની પોળે મર્ણ. હોરે. ૧૨
નહિ જીતાડે ઇંદ્રજીત. હોરે. મારી શીખ માનો તમો ચીત. હોરે. ૧૩
એક લાખ તમારી નાર. હોરે. દશ સહસ્ર છે દેવ કુમાર. હોરે. ૧૪
નવ સહસ્ર છે નાગ કન્યાય. હોરે. મુખડાં દીઠે દુખડાં જાય. હોરે. ૧૫
વિદ્યાધરી છે સહસ્ર સાત. હોરે. તેના પ્રણામ લીજે નાથ. હોરે. ૧૬
પાંચ સહસ્ર કિન્નરી જાત. હોરે. કંઇ કરવા ઇચ્છેછે વાત. હોરે. ૧૭
યક્ષ કન્યા તે તેર હજાર. હોરે. લીજે રાંકડીઓના જુહાર. હોરે. ૧૮
ગંધર્વી નારી ગુણવંત. હોરે. આઠ સહસ્ર નમે છે કંથ. હોરે. ૧૯
અપસરા છે સહસ્ર વીશ. હોરે. રહી પડદે નામે શીશ. હોરે. ૨૦
બે સહસ્ર નારી દાનવી. હોરે. એક સહસ્ર નારી માનવી. હોરે. ૨૧
પાંચ સહસ્ર પિશાચી નાર. હોરે. રાક્ષસીઓ તે વીશ હજાર. હોરે. ૨૨
એ નારી તમારી લાખ. હોરે. તેના પૂરીએ મન અભિલાખ. હોરે. ૨૩
બાણું લાખ વહુવરનો વૃંદ. હોરે. તે બિચારી કરે આક્રંદ. હોરે. ૨૪
સત્તર લાખ દિકરિયોનો સાથ. હોરે. તેને માથે કોણ ફેરવે હાથ. હોરે. ૨૫
સાહેલી દાસી દશ ક્રોડ. હોરે. તમને નમેછે બેઉ કરજોડ. હોરે. ૨૬
સહુ મળીને માગેછે માન. હોરે. યુદ્ધ રહેવા દો રાજાન. હોરે. ૨૭
આપો ફરી સીતાને રાય. હોરે. નર વાનર અહીંથી જાય. હોરે. ૨૮
ઘણા થાય છે માનશુકંન. હોરે. મારૂં ફરકે છે જમણું લોચંન. હોરે. ૨૯
મોતીના આફણી ત્રુટેછે હાર. હોરે. ડાબી આંખે આંસુની ધાર. હોરે. ૩૦
હઠે મૂકો હઠીલા રાય. હોરે. જઈ નમો રામજીને પાય. હોરે. ૩૧

વલણ.

પાયે નમો પરિબ્રહ્મને, જે વિઘ્ન સઘળાં જાયરે;
વચન સુણી સતિ નારનાં, શું બોલ્યો રાવણ રાયરે. ૩૨

## કડવું ૧૨ મું–ચાલ છંદની (ભુજંગી.)

મહારાજ લંકાં તણો એમ ભાખે, નથી મર્ણ થાતું લખ્યા લેખ પાખે;
તારે મન હું સુંદરી નાથ ઘેલો, કિધો જ્ઞાન વિચાર મેં સર્વ પેહેલો. ૧
પરિબ્રહ્મ એ રામ આનંદકારી, મુને મારવા માનુષી દેહ ધારી;
જાણી જોઇને જાનકી હર્ણ કીધું, ઘેલી નાર મેં મર્ણ માંગીને લીધું. ૨
એને પામવા કોઈ સૌ જોગ સાધે, ખટ દર્શનો માંહિ ખોળ્યો ન લાધે;
તપ તીર્થ વ્રત જપ જાગ દાને, ન આવે રામ વૈરાગ સ્વપ્ન ધ્યાને. ૩
ન પામે એનો પાર દાનવ દેવે, એને પામવા શિવ સ્મશાન સેવે;
ધર્યું માનવીરૂપ તે મૂજ માટે, આવી ઊતર્યાં રામ સમુદ્ર ઘાટે. ૪
ધન્ય તાત મારો ધન્ય માત મારી, મુજ કારણે અવતર્યા શ્રી મોરારી;
ઘણું ખાધું પીધું ઘણા ભોગ કીધા, જીતી રાવ રાણાકને દંડ લીધા. ૫
તને નાર મંદોદરી વાત પૂછું, મારા ભોગ વિલાસમાં શું છે ઓછું;
હવે રાજના સુખથી મંન ભાગ્યું, રઘુનાથને હાથ હું મર્ણ માગું. ૬
સુણી કંથના મુખ્યની જ્ઞાન વાણી, ઘણું રીઝ પામી નમી પાય રાણી;
ધરી કવચ મહારાજ મહા ટોપ ધરિયા, બાંધી ખડ્ગ ભાથા બહુ બાણ ભરિયા. ૭
ધરી ધનુષ ભાથા શૂલ ત્રિશૂલ ભરિયાં, છત્રીશ હથિયાર મહારાજે ધરિયાં;
ઝલકે કુંડલ સોળ સૂરજ ઇંદુ, પૂજે કુમકુમે નાર લેલાટ બિંદુ. ૮
થાય ધૂપ ને દીપ ત્યાં અગ્ર દાઝે, કપૂરે કરે આરતી ઘંટ વાજે;
ચરચે ચંદને કેશરી પુષ્પ માળા, ગાયે મંગળ ગીત સૌભાગ્યબાળા. ૯
સતર લાખ પુત્રી પિતા પાસ આવે, લેઇ ઓવારણાં મોતી કરણે વધાવે;
આશ દેછે વૃદ્ધ માત મહિલા, જીતી રામને રાય આવજો વેહેલા. ૧૦
માર્યાં મહિષ અજા ઘણા ભોગ દીધા, લેઇ રૂધીર ચાંદલા કપોળ કીધા;
મંદોદરી માતને પાય લાગી, રથ ચઢયો ઇંદ્રજીત આશીશ માગી. ૧૧
અતિકાયને જોઈને મોહી માતા, વખાણે ભલી ભાત ધન ધન વિધાતા;
કોણ યત્નથી આવાં રત્ન ઘડિયાં, હું રાંકડી માતને પેટ પડિયાં. ૧૨
શ્રી રામ સામો તે સંગ્રામ લેવો, ન જાણું સમાચાર આવશે કેવો;
કહે પુત્રને માવડી શીખ છાની, રખે બાપ મારા કરો પાછી પાની. ૧૩
રઘુનાથ સાથે રૂડું યુદ્ધ કરવું, ધરી દેહ તેને એક વાર મરવું;
પ્રસૂતા તણી શીખ માથે ચઢાવી, અતિકાય બેઠો નિજ રથ આવી. ૧૪

ચતુ વેગી તાખાર તે સાથ જોડ્યા, હરે ઊડવા મન આકાશ ઘોડા;
હેમની કાંય પોના તણી અશ્વ ચમકે, ગળે હેમ સાંકળ ઘુઘરમાળ ધમકે. ૧૫
જુએ જય અતિશય માતંગ મહાલે,જ્યમ અભ્ર આકાશમાં ચંદ્ર ચાલે;
કિધો હોમ નિકુંભના ચર્ણ સેવી, થયાં પ્રસન્ન પૂજાથકી માત દેવી. ૧૬
રથ આપિયો એક અખીલ માતે, અગ્નિકુંડથી નિકળ્યો અશ્વ સાથે;
હથીઆર બાંધી તેણે રથ ચઢિયો, ઇંદ્રજીત ચાલ્યો દેવી પાય પડિયો. ૧૭
ઉન્માદ મેઘનાથને મન વ્યાપ્યો, પામ્યો રથ અભંગ અંબાએ આપ્યો;
નવ નીર બોળે નવ હીમ ગાળે, ન છેદાય શસ્ત્રે નવ અગ્નિ બાળે. ૧૮
પેસે સપ્ત પાતાળ આકાશ ઊડે, ઇંદ્રજીત બેઠો એવે રથ રૂડે;
રાય રાવણે પાટવી પુત્ર નિરખ્યો, દિસે શૂર સોહામણો સૂર્ય સરખો. ૧૯
એવો વર્ણવ્યો ઇંદ્રજીત સ્વરૂપ, વખાણું હવે રાય કુંભકર્ણ ભૂપ;
જોજન દોઢનો રથ લાંબો ને પ્હોળો, અધકોશ ઉંચો અધકોશ ચોડો. ૨૦
મુખ આગળે કેશરી સોળ જોડ્યા, તાણે ત્રેલિયાં ત્રણસે ધુટ ઘોડા;
ખર જાતના સાતસેં બેહુ પાસ, હાંકે જુજવા સારથી હેમ રાશ. ૨૧
હકારે વકારે બહુ નાદ ઊઠે, રથ ઠેલવા હાથી પંચાશ પૂઠે;
ગ્રહી વાંસલા વીંધણા લેઇ હાથે, શત એક સૂતાર છે રથ સાથે. ૨૨
ગદા ત્રણસે પરિઘ પંચાશ ધરિયાં, ભાથા પાંચસેં માંહે બહુ બાણ ભરિયાં;
વળી ધનુપ બાંણની ગણના ન થાય,છત્રીશ જાતનાં આયુધ ભર્યાં રથમાંય. ૨૩
બહુ અંન પકવાન મદ્ય માંસ સાથે, લાગે રાયને ભૂખ સંગ્રામ થાતે;
લોહ કવચ પેહેર્યું ધર્યો ટોપ માથે, ઇંદ્ર ચાપ જેવું ધનુપ સાહ્યું હાથે. ૨૪
નાખ્યો ભૂપને ભાઇ મહાકાળ ભાથી, રથ ઉપર બેઠો કુંભકર્ણ હાથી;
કિધી ગર્જના ક્રોધની મીટ માંડી, નાઠાં વાંદરાં પોળ લંકાની છાંડી. ૨૫
રૂડું રૂપ તેનું કવિ શું વખાણે, ચાલ્યો કુંભકર્ણ ગિરિ શ્રૃંગ જાણે;
લંકામાંહ્યથી મુસ્તકે ટોપ જોઇ, નાઠાં વાનરાં લોચને નીર લોહી. ૨૬
વિભીપણ પ્રત્યે રઘુનાથ પૂછે, મારૂં સેન નાઠું તે કારણ શું છે;
વિભીપણ કહે કુંભકર્ણજ નામે, એ વીર મારો ચઢયો છે સંગ્રામે. ૨૭
એતો મેં વખાણ્યું કુંભકર્ણ રૂપ, હવે વર્ણવું રાય લંકેશ ભૂપ;
અભંગ નવ રંગ છે રથ સાર, મન પવન વેગી જોડયા અશ્વ ચાર. ૨૮
જય મંગળ હંસલો રૂપ ધામ, જય વિજય ઘોડા તણાં ચાર નામ;
બીજા રથ કોટી સપાખરા હાથી, અસ્વારી કીધી મહાકાળ ભાથી. ૨૯

શુકન શબ્દ બોલ્યા વાજીત્રે અનૂપ, ચઢયો રથ મહારાજ રાવણ ભૂપ;
જે જે કહી લંકેશ બંદીજન બોલે, વાજે ચંગ મૃદંગ ઉપંગ ઢોલે. ૩૦
ભેરી ભેર રણતૂર શરણાઇ શૃંગી, પેટ હેઠળે વાગે છે દુગદૃગી;
વેણા વાંસળી ઘુઘરી બહુ તુરંગી, કુાંસી ઝાંઝરી ઝાલરી શંખ સીંગી. ૩૧
પંગ પંગ ઉપંગ બોલે રસાળું, નફેરી શરણાઇ ગુંજે ત્રંબાલુ;
વાજે તાલ તાળી ગાયે ગીત સારાં, ગજ ઘંટ ઘૂમે નોબત નગારાં. ૩૨
સાથે લક્ષ છત્રીશ વાજીત્ર બોલે, ચળે ચંદ્ર સૂર્ય ઇંદ્રાસન ડોલે;
ધ્રુજે ધરણી ડોલે તે પાતાળ સાતે, અસ્વારી કીધી જવ લંક નાથે. ૩૩
નેજા થરહરે ફરહરે સંગ ભાલા, કો વૃદ્ધ જોબન લઘુરૂપ બાળા;
ચતુરંગીણી સેના સંગ્રામે જાયે, થઈ ભીડ ભારે પોળે નવ માયે. ૩૪
રૂપે સુંદરી રાક્ષસી ગોખ આવે, દશગ્રીવને પુષ્પ મોતી વધાવે;
ભ્રાત પુત્ર દોહિત્ર ભત્રીજ સાથે, કિધો ઘોર સંગ્રામ લંકાને નાથે. ૩૫
આવી કુશળ ભેટ સૌ દેવ આપે, રખે રામ હારે કંપે એ સંતાપે;
વાયુ વાટ વાળે મન બીક ધરતા, ચાલે આગળે મેઘ છંટકાવ કરતા. ૩૬
આવ્યા સપ્તરૂષી મુની મોટ મોટા, આશિર્વાદ દેછે છળ શબ્દ ખોટા;
નાચે અપ્સરા સંગ ગાંધર્વ ગાયે, આવી નારદ ત્યહાં વેણુ વાયે. ૩૭
રાક્ષસ આવ્યો રઘુવીર સામો, નાઠા વાનરા સાથ સૌ ત્રાસ પામ્યો. ૩૮

### વલણ.

ત્રાસ પામ્યા વાનરા, શું કરતા હવા શ્રી રામરે;
કપી નાયક સહુ તેડિયા, તે સુભટ તણાં કહું નામરે. ૩૯

### કડવું ૧૩ મું-રાગ નટની દેશી.

સુગ્રીવ પ્રશંસા કરે વાનરની, સાંભળીએ શ્રી રામજી;
કૃપા કરીને કવિ નાયકના, લીજે દંડ પ્રણામ રાઘવજી. ૧
આ કિષ્કિંધાનો અધિપતિ છે, વિનત વાનર એવું નામજી;
ત્રણ કોટી વાનરનો સ્વામી, કરેછે દંડ પ્રણામ રાઘવજી. ૨
આ અંગદનો માતંક મહા યોદ્ધો, તાર કપિ એવું નામજી;
પંચાશ કોટી યોદ્ધાનો સ્વામી, કરેછે દંડ પ્રણામ રાઘવજી. ૩
આ વિંધ્યાચળ પર્વતનો વાસી, મયંદ વાનર એવું નામજી;
નવકોટી યોદ્ધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી. ૪

આ ગોકર્ણ પર્વતનો વાસી, છે ગવાક્ષ એવું નામજી;
સાત કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી. ૫
આ વિશ્વકર્માનો અવતાર કપિવર, નીલ વાનર એવું નામજી;
સોળ કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી. ૬
આ અગ્નીનો અવતાર કપિવર, નળવાનર એવું નામજી;
પચાશ કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી. ૭
ધનવંતરીનો અવતાર કપિવર, સુષેણ એવું નામજી;
એક કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી. ૮
આ અવતાર વરૂણ તણો છે, રૂક્ષભ એવું નામજી;
એક કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી. ૯
આ કુબેરનો અવતાર કપિવર, ગંધમાદન એવું નામજી;
ત્રણ કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી. ૧૦
આ યમતણો અવતાર કપિવર, સતબળ એવું નામજી;
પચાશ કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી. ૧૧
અંજનાચળ પર્વતનો વાસી, કેશરી એવું નામજી;
સાત કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી. ૧૨
બ્રહ્માનો અવતાર રીંછપતિ, જાંબુવાન એવું નામજી;
બોતેર કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી. ૧૩
શંકરનો અવતાર કપિવર, હનુમંત એવું નામજી;
અગિયાર કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી. ૧૪
સમુદ્રનો અવતાર કપિવર, દધિમુખ એવું નામજી;
બેતાળીશ કોટી યોદ્ધાનો સ્વામિ, કરે છે દંડ પ્રણામ રાઘવજી. ૧૫
વાયુતણો અવતાર કપિવર, પણુજ એવું નામજી;
દશ કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી. ૧૬
અવતાર તક્ષક નાગતણો છે, પ્રથુક એવું નામજી;
બાત્રીશ કોટી યોદ્ધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી. ૧૭
ચંદ્રમાનો અવતાર કપિવર, અંગદ એવું નામજી;
પાંચ પદ્મ જોદ્ધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી. ૧૮
અંજનાચળ પર્વતનો વાસી, ગજ કપિ એવું નામજી;
ત્રણ પદ્મ યોદ્ધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી. ૧૯

લંકાપતિ વૈષ્ણવ મણિ યોદ્ધો, વિભીષણ એવું નામજી;
સુભટ ચાર પ્રધાન સંગાથે, કરે છે દંડ પ્રણામ રાઘવજી. ૨૦
હું ચર્ણ સેવક શ્રી રામ તમારો, સુગ્રીવ એવું નામજી;
અરાઢ પદ્મ યોદ્ધા સંગાથે, કરૂં છું દંડ પ્રણામ રાઘવજી. ૨૧
હેમાચળ પર્વતનો વાસી, સુનાભ એવું નામજી;
સાત લાખ યોદ્ધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી. ૨૨
ત્રિકુટાચળ પર્વતનો વાસી, મહાબળ એવું નામજી;
ચૌદ લાખ યોદ્ધાનો સ્વામી, કરે છે દંડ પ્રણામ રાઘવજી. ૨૩
સૈલાચળ પર્વતનો વાસી, રિપુમર્દન એવું નામજી;
બત્રીશ સહસ્ર યોદ્ધાનો સ્વામી,કરે છે દંડ પ્રણામ રાઘવજી. ૨૪
અન્ય સુભટ શત સહસ્ર મળ્યા છે,કરિ જાણે ઘોર સંગ્રામજી;
ચારે પાસે અવલોકન કીજે,લીજે વિનય પ્રણામ રાઘવજી. ૨૫

### વલણ.

પ્રણામ લીધા સૌ યોદ્ધાના, રણ ચઢ્યા રઘુરાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, સંગ્રામ કેવો થાયરે. ૨૬

## કડવું ૧૪ મું.–રાગ સારંગની ચોપાઈ.

સુભટ સર્વના લેઇ પ્રણામ, લક્ષ્મણ પ્રત્યે કહે શ્રીરામ;
જુઓ પરમાર્થે વાનર ઉદ્યમી, યુદ્ધ કરવા રહ્યા ટમટમી ૧
વીરા વિલંબ યુદ્ધને થાય, જઇ ગાજો તમો સેના માંય;
ગઇ સીતા બાહુબળે વાળીએ, આજ ધનુર વિદ્યા સંભાળીએ. ૨
હું ગાજું છું બાંધવ તુજ વડે, આજ ગઇ જાનકી નિશ્ચે જડે;
લક્ષ્મણ કહે વંદીને પાય, આજ જીતવો રાવણ રાય. ૩
એવું કહી મુખે ગડગડ્યો, હનુમાન ઉપર લક્ષ્મણ ચઢ્યો;
જેના દર્શને શત્રુ પીડીઆ, ગ્રહ્યું ધનુષ ભાથા ભીડીઆ. ૪
વરૂણતણાં આવ્યાં વાજિત્ર, વજાડે વાનર ગાય ચરિત્ર;
પ્રથમ મુખ વાજે રણતૂર, વજાડે ગાલ્લ કપિવર શૂર. ૫
ઢોલ્લ નગારાં નોબત ખાસી, મદનભેરે ત્રંબાળુ કાંસી;
શિંગી શરણાઇ ભેર નફેરી, તે શબ્દે શત્રુ લીધા ઘેરી. ૬

કીકીઆરા શબ્દ પડે તાળી, વાંકાં પૂંછ શું મણિધર કાળી;
ગ્રહ્યાં ગિરિ તરૂવર આયુધ, મળી સેના મંડાયું યુદ્ધ. ૭
સનમુખ આવી લાગ્યા સૂર, ઉભય દળ થાએ ચકચૂર;
હુકે વાનર મૂકે દોટ, ઘેરી લંકાં પાડયો કોટ. ૮
રાક્ષસ વાનર એકાકાર, શકે ફરી થાશે સંસાર;
દ્વંદ્વ યુદ્ધનું કરૂં વખાણ, રામચંદ્રનાં છૂટયાં બાણ. ૯
વીરે વીર થયા લથબથ, પડે અંબાડી ભાગે રથ;
અશ્વ ગજ રથ ઉંટ અપાર, વિમાન વાહનને સંહાર. ૧૦
ધ્વજા પતાકા અંકુશ છત્ર, મુગટ ટોપ પડયા સર્વત્ર;
તોમર ત્રિશુળ શક્તિ મહાકાળ, ગુર્જ ગદા ભુંગળ ભીડમાળ. ૧૧
કાતી ગુપ્તી પરીધ પટ્ટીશ, પડે હસ્ત પદ છેદાય શીશ;
કર્ણ નાસીકા રૂદયા નેત્ર, ભયાનક દીસે રણક્ષેત્ર. ૧૨
મસ્તક વોણા વઢે કબંધ, ઉડે રેણુ ઉઠયો મહાધંધ;
દારૂણ વાત ન જાએ વંદી, ભયાનક વહે શોણિત નદી. ૧૩
વપુધારા વરસે પ્રસ્વેદની, ચર્ણ પ્રહારે કંપે મેદની;
લોહદંત દારૂણ કરકડે, પછાડે પુંછ કપિ ગડગડે. ૧૪
હનુમંત વીરની વાગે હાક, ક્ષત્રી અમર શું ચઢિયા ચાક?
બાઝયા સુગ્રીવ ને કુંભકરણ, ગજ ગવાક્ષ ને શુકસારણ. ૧૫
પ્રહસ્ત સાથે નીલ વાંદર, મયંદ કપિ ને મહોદર;
બાઝયા અંગદ ને અતિકાય, દેવાંતક ને વિભિષણ રાય. ૧૬
ઇંદ્રજીત ને યોદ્ધો લક્ષ્મણ, નળ સામો આવ્યો અગ્નિવર્ણ;
કુંભ નિકુંભ કપિ હનુમાન, યુપાક્ષ યોદ્ધો ને જાંબુવાન. ૧૭
કંપન અતિ કંપન બેહુ ભ્રાત, બાઝયા રૂક્ષભ કપિને સાથ;
સુષેણ વિરૂપાક્ષ ભડ જંન, દધિમુખ સામો ધુમ્રલોચંન. ૧૮
મહાપાર્શ્વ ને ગંધમાદન, વિનત વાંદર ચક્રવદન;
પનસ કપિ વિદ્યુન્માલી, બાઝયા ત્યાં શૂર જાંબુમાળી. ૧૯
શતબળી સામો સર્વદમન, પિંગલાક્ષ સામો સુદર્શન;
મણીભદ્ર સામો કેશરી, સરખી જોડને લેછે વરી. ૨૦
પોષ સુદ સપ્તમી રવિવાર, યુદ્ધ મુહૂર્ત કીધું જુગદાધાર;
સપ્ત દિવસ કિધો સંગ્રામ, ધનુષ ધારી કોપ્યા શ્રી રામ. ૨૧

રાક્ષસ સેના પરાજય કરી, દુર્મતિ નાઠા પાછા ફરી;
વાધ્યા યુદ્ધે કપી, રામચંદ્ર, પર્વણીએ જયમ વાધે સમુદ્ર. ૨૨
જયમ પ્રલ્લે સમે કોપે મહારૂદ્ર, ત્યમ સંગ્રામે કોપ્યા રામચંદ્ર;
લક્ષ્મણ અંગદ ને હનુમાન, જુધ્ધે દીપે તે ઈંદ્ર સમાન. ૨૩
રાક્ષસ કોટી માર્યા દળી, રાવણરાય બોલ્યો પરજળી;
કો મારા સૈન્યમાં યોદ્ધો નથી, તવ ઇંદ્રજીત બોલ્યો મહારથી. ૨૪
જુઓ પરાક્રમ પિતા સુજતણું, નર વાનરને હેલામાં હણું;
અરિનો ઉતારૂં ઉનમાદ, એમ કહી ચાલ્યો મેઘનાદ. ૨૫
રથ હાકયો અંતરિક્ષ મારગે, ગયો ઉંચો સૂર્ય મંડળ લગે;
રાક્ષસી માયા કરી અપાર, થયો વાનર સેનામાં અંધકાર. ૨૬
કીધી બાણ વૃષ્ટી વિપરીત, કાળરૂપ કોપ્યો ઇંદ્રજીત;
દુષ્ટતણું યુદ્ધ નવ સહ્યું જાય, ઘણું પીડયા ત્યાંહાં રઘુરાય. ૨૭
વરસે વૃક્ષ શિલા વરસાત, રાક્ષસ માત્ર થયા રળિયાત;
નાઠા વાનર પડયું ભંગાણ, મેઘનાદે મુકયું મોહબાણ. ૨૮
મોહ વ્યાકુળ પડ્યા અઢાર, સુતા વાનર ભોમ મોઝાર;
ચોસઠ કોટી કપિ મહારથી, તેને મોહ સંભવતો નથી. ૨૯
નાગપાશ મુકી ભડજન, ચોસટ કોટી કર્યાં બંધન;
બાંધ્યા સુગ્રીવ ને જાંબુવાન, બાંધ્યા અંગદ ને હનુમાન. ૩૦
બાંધ્યા સતબળ ગજ કેસરી, કડાજુડ ન શકે નીસરી;
બાંધ્યા દધિમુખ ને નળનીલ, સર્પ વિંટાણા કપિને દીલ. ૩૧
બાંધ્યા વિભીષણ બળધામ, બાંધ્યા સુષેણ લક્ષ્મણ રામ;
સર્વ સુભટને બંધન કરી, તે રાવણ પાસે આવ્યો ફરી. ૩૨
નર વાનર બાંધ્યા સાંભળી, ગાજ્યો લંકાપતિ મહાબળી;
ઇંદ્રજીતનું કરી વખાણ, પછે મંત્રી પ્રત્યે બોલ્યો વાણ. ૩૩
જાઓ અશોક વનમાં વેગે કરી, જ્યાં માનુષી સીતા સુંદરી;
બેસાડો વિમાને સીતા નાર, રણ જોવા લાવો ગગન મોઝાર. ૩૪
જુએ રામને બાંધ્યા પાશ, સીતા જીવ્યાની મુકે આશ;
રાવણનાં વાયક સાંભળી, બેસાડી વિમાને મૈથલી. ૩૫
સંગાતે દાસી લક્ષ રાક્ષસી, સીતાને મન ચિંતા વસી;
પુષ્પક આણ્યું સેના ઉપરે, સીતા સૈન્ય અવલોકન કરે. ૩૬

જયમ કુંજરને સાહે કેશરી, ત્યમ રાક્ષસ ચાલ્યો પાછો ફરી;
સૌ વાનર સેના પૂઠે થઇ, પડે માર પણ મૂકે નહીં. ૬૭
લઘુ લાઘવી વિદ્યા કરી, સુગ્રિવ રાય નાઠો નીસરી;
બેઠો મસ્તક ઉપર દેઇ હાક, કુંભકર્ણનું કરડયું નાક. ૬૮
કરે કરી ખુંટયા બેહુ કાન, નાઠો વાનર પતિ બળવાન;
કરૂપો કપિયે રાજા કર્યો, તે લજ્જા પામી પાછો ફર્યો. ૬૯
રૂધિર ધાર ભયાનક અતિ, જાણે ધાતુ ઝરતો ગિરિપતિ;
ઘણા કપિં મૂકયા મુખ માંય, કાન નાકને છિદ્રે નાસી જાય. ૭૦
દશ લક્ષ કપિ કીધા નિપાત, પછે સન્મુખ આવ્યા રઘુનાથ;
ઘણું યુદ્ધ કીધું શ્રી હરિ, પદબંધ કરૂં સંક્ષેપે કરી. ૭૧
કુંભકર્ણનો જોઇ અહમેવ, ગુપ્ત રામને સ્તવતા દેવ;
પ્રલય રૂપ કીધું રઘુનાથ, કુંભકર્ણના છેદ્યા હાથ. ૭૨
પોઠુ મારવા ધાયો રાય, ત્યારે રામે છેદ્યા બેહુ પાય;
છેદ્યું મસ્તક મૂકી બાણ, રાક્ષસ માંહે પડયું ભંગાણ. ૭૩
મસ્તક પડતાં કંપી ધરા, લંકા કોટ પડયા કાંગરા;
કંપન અતિ કંપન બળવંત, હનુમાને તેનો આણ્યો અંત. ૭૪
રાક્ષસનો વાળ્યો બહુ ઘાણ, માર્યા મોટા મોટા બળવાન;
લક્ષ્મણે માર્યો ત્યાં અતિકાય, મહોદર માર્યો મંત્રી રાય. ૭૫

**વલણ.**

મંત્રી મહોદર પડયો, થયો રાવણ વિદ્યે ચીતરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, પછે યુદ્ધે ચઢયો ઈંદ્રજીતરે. ૭૬

## કડવું ૧૫ મું–રાગ રામગ્રી.

ચઢયો યુદ્ધે સુત મેઘનાદજી, કયાં રાઘવ કયાં કરતો સાદજી;
સૈન્ય ઘટામાં આવ્યો બળવંતજી, રાક્ષસી માયા કરતો અનંતજી.

**ઢાળ.**

અનંત માયા પ્રગટ કીધી, થયો બહુ અંધકાર;
દળદળાય રાઘવતણું, કહેતાં ન આવે પાર. ૧
લક્ષ્મણ અંગદ સુગ્રીવ સાથે, સર્વ પમાડયા હાર;
ઈંદ્રજીતે માયા તણી, કીધી સતિ સીતા નાર. ૨

કેશ ગ્રહી છે કામની તે, કરે વિવિધ વિલાપ;
સ્વરૂપ જોઈ સીતાતણું, રઘુનાથ ભૂલ્યા આપ. ૩
તે માયા સ્ત્રી કહે રામને, તમો મુકાવો રઘુનાથ;
આ પતિત મુજને મારશે, એ ખડ્ગ લીધું હાથ. ૪
દુઃખદીન પરાધિન વાણી, દીન ભાખી રોય;
નર વાનર વ્યાકુળ થયા, એ સત્ય સીતા હોય. ૫
ઇંદ્રજીત કહે રામને, તેં હણ્યો કુંભકર્ણ;
તે વેર લેઉં કાકાતણું, સીતા પમાડું મર્ણ. ૭
એવું કહિને ખડ્ગ નાંખ્યું, છેદ્યું સ્ત્રીનું શીશ;
હનુમંતને મુર્છા હવી, મોહ પામ્યા શ્રી જુગદીશ. ૮
રાય વિભીષણે ભેદ ભાંજ્યો, સમજાવ્યા શ્રી રામ;
કૃત્રીમ જાણી જાનકી, ફરી આરંભ્યો સંગ્રામ. ૯
શત સહસ્ર રાક્ષસ મારિયા, એ બેને પહોત્યો સ્વાદ;
બળ દેખી વાનરતણું, ફરી આવિયો મેઘનાદ. ૧૦
દશ કોટી વાનર મારિયા, મોહાસ્ત્ર મૂકી બાણ;
સેના સર્વ મોહવંત થઇ, મોહ્યા પુરૂષપુરાણ. ૧૧
સુષેણ વૈદ્ય વાનરતણો, તેણે મોકલ્યા હનુમાન;
વાયુનંદન લાવ્યો ઔષધી, તેણે ઉઠયા શ્રી ભગવાન. ૧૨
ફરી યુદ્ધ માંડયું વાનરે, રામ કોપ્યા અંતર માંય;
એકવાર સંગ્રામ કરતાં, નાઠો રાવણ રાય. ૧૩
વિસ્તાર તેનો છે ઘણો, સંક્ષેપે કરૂં પદબંધ;
કહું કથા થોડામાં ઘણી, જે રચાવ્યો છંદ. ૧૪
જવ રાવણ ભાગ્યો રણ થકી, ગયો ઇંદ્રજીતની પાસ;
ક્ષીણ પ્રતાપ જોઇ પિતાતણો, ઇંદ્રજીત ઉડયો આકાશ. ૧૫
સૂર્ય મંડળ લગે જઈને, માંડિયો સંગ્રામ;
શર વૃષ્ટી કીધી પાપિયે, તેણે પીડિયા શ્રી રામ. ૧૬
રીંછ વાનર મર્કટને ત્યાં, ગુપ્ત થાયે ઘાત;
મેઘનાદના મારથી, શત સહસ્ર થયા નિપાત. ૧૭
દુષ્ટને દેખે કો નહિ, છે દૂર લક્ષ યોજંન;
હાથ ઘસી સુગ્રીવશું, બોલિયા જુગજીવંન. ૧૮

આજ કપિ પાછા ફરો, જોઓ જીવતા ધામ;
યુદ્ધે જાનકી જડવી નથી, કહે ભામ મૂકી રામ. ૧૯
હનુમાન કહે શ્રી રામને, એ શું બોલ્યા અવિનાશ;
જો લક્ષ્મણ બેસે હું ઉપરે, તો ઉડું હું આકાશ. ૨૦
શ્રી રામ કહે ધન્ય વીર મારા, ઉઠો લક્ષ્મણ બાપ;
જઇ જીતો ઇંદ્રજીતને, હનુમંત તણે પ્રતાપ. ૨૧
ચર્ણ વંદી શ્રી રામના, આરૂઢ થયા બલવંત;
ઇંદ્રજીત ઉપર જઈ રહ્યા, પાંચ જોજન હનુમંત. ૨૨
લક્ષ્મણ કેરા પ્રહારથી, રાક્ષસ થયો ભયભીત;
હાંક્યો રથ પૃથ્વી તળે, નાસી ગયો ઈંદ્રજીત. ૨૩
હનુમાન લક્ષ્મણ ફરી આવ્યા, રીઝયા શ્રી રઘુનાથ;
મોહાસ્ત્ર મૂકી ઇંદ્રજીતે, વળી પાડયો વાનર સાથ. ૨૪

## વલણ.

પાડયો વાનર સાથ, કપિ ઔષધી લાવ્યો ફરી;
સાથ સૌ બેઠો થયો, સાહ્ય હનુમંતે કરી. ૨૫

## કડવું ૧૬ મું–રાગ સોરઠી.

મળી બેઠા કપિ સૌ સાથરે, મધ્યે બેઠા શ્રી રઘુનાથ રે;
વિભીષણને પુછે રઘુરાયરે, ઇંદ્રજીત માર્યાનો શો ઉપાયરે. ૧
મેઘનાદે આણ્યા વાજરે, નથી રહેવી આપણી લાજરે;
સ્ત્રીની આશા મૂકો આજરે, સાયર મિથ્યા બાંધી પાજરે. ૧
વંદી સીતાપતિના પાયરે, ત્યાં બોલ્યા વિભીષણ રાયરે;
મેઘનાદ માર્યો કેમ જાયરે, કહું કઠણ છે એક ઉપાયરે. ૩
જે નરે પાળ્યો હશે સન્યાસરે, બાર વર્ષ કર્યો વનવાસરે;
અન્ન ઉદક તજ્યું ખટ માસરે, તેથી ઈંદ્રજીત થાશે નાશરે. ૪
રહ્યો દ્વાદશ વર્ષ બ્રહ્મચારીરે, બાર વર્ષ નિદ્રા વિસારીરે;
હોય ગુરૂજન આજ્ઞાકારીરે, તેથી ઇંદ્રજીત મરે મુરારીરે. ૫
સુણી વિભીષણની ત્યાં વાણીરે, મુસ્તક ધુણી ઘસ્યા બેઉ પાણિરે;
બોલ્યા વ્યગ્ર થઈ રઘુનાથરે, તમો સાંભળો વાનર સાથરે. ૬

હવે કોણ જીતે એ જોદ્ધરે, રૂદે કરી જુઓ પરિશોધરે;
થયો સંગ્રામ મિથ્યા વિરોધરે, ત્યારે બોલ્યા લક્ષ્મણ પ્રતિબોધરે. ૭
સુણો રાઘવ અશરણશર્ણરે, દ્રઢ રાખો અંતઃકર્ણરે;
કહ્યાં તે મેં કિધાં આચર્ણરે, હું પમાડું પાપીને મર્ણરે; ૮
જે જેકાર કપીએ કીધોરે, હવે અર્થ આપણો સીધ્યોરે;
રામે લક્ષ્મણ રુદયાશું લીધોરે, મેઘનાદ સાગર તેં પીધોરે. ૯
કોણ સમે તેં એ વ્રત કીધુંરે, અંન ખટમાસ કયારે ન લીધુંરે;
કયારે નિદ્રા સુખ મૂકી દીધુંરે, કયારે કાયા કષ્ટ તેં કીધુંરે. ૧૦
બ્રહ્મચર્ય વીરા કયમ પાળ્યુંરે, એવે દુઃખે આપ પ્રજાળ્યુંરે;
ઇંદ્રજીત રૂપી સાલ ટાળ્યુંરે, આજ સીતા ગયું રત્ન વાળ્યુંરે. ૧૧

## વલણ.

સીતા રત્ન ફરી વાળિયું, કાજ આજ મારાં સર્યાં;
શ્રી રામ પૂછે ફરી ફરી, એ કઠિણ વ્રત તમે કયાં કર્યાં.

## કડવું ૧૭ મું–રાગ વેરાડી.

નાસા લોચન ટપકે નીર, લક્ષ્મણને પૂછે રઘુવીર;
હો સહોદર મંત્રી બાપ, વ્રત કરી કયમ કષ્ટયું આપ. ૧
તવ કર જોડી લક્ષ્મણ ઓચર્યા, આપણ અયોધ્યાથી નીસર્યા;
ચિત્રકૂટથી આગળ ગયા, મારગમાં તમો તરસ્યા થયા. ૨
જળ ભરવા ગયો નદી માંય, મુજને જળની થઇ ઇચ્છાય;
તમો તરસ્યા શ્રી ભગવાન, મેં પાપીએ કીધું જળપાન. ૩
પછે પાત્ર મેં જળનું ભર્યું, તે સમે મુને સત્ય સાંભર્યું;
તૃષિત સીતા વ્યાકુળ હરિ, મેં જળ પીધું ભ્રાંતિયે કરી. ૪
જ્યેષ્ટ ભ્રાત વિના જળપાન, કનિષ્ટને મળ મૂત્ર સમાન;
ખટમાસ પર્યંત રઘુવીર, તે દાડેથી મેં તજ્યું નીર. ૫
માસેક પૂઠે જુગદાધાર, ફળ લેવા ગયો એકવાર;
તમને સમર્પ્યા વિના રઘુરાય, મેં બદરી ફળ મૂકયું મુખમાંય. ૬
વળતી મુજને સ્મૃતિ ત્યાં થઇ,મુસ્તક ધુણી દંત જિવ્હા ગ્રહી;
જ્યેષ્ટ ભ્રાત વિના કરે ભોજન, કનિષ્ટને તે અખાદ્ય અન્ન. ૭

તેનું પ્રાયશ્ચિત સમજી કર્યું, ખટમાસ ભોજન પરહર્યું;
નિદ્રા તજ્યાનો કહું વિસ્તાર, આપણ વનમાં સુતા એકવાર. ૮
દક્ષિણમાં હું મધ્યે અવિનાશ, સીતા સૂતાં ડાબી પાસ;
ગઇ અધરાત્ર નિદ્રામાં ભર્યો, મારો હાથ તમ ઉપર પડયો. ૯
અજાનબાહુ લાંબો અત્યંત, જઇ પહોતો સીતા પર્યંત;
તમો જાગતા હુતા સીતાનાથ, મારો હળવે ઉચળી મુકયો હાથ. ૧૦
ભુજ લેતાં હું જાગૃત થયો, મેં વિવેક તમારો લહ્યો;
થયો તમારા મનમાં વિચાર, રખે જાગતી સીતા નાર. ૧૧
સ્ત્રીનું મન હોય ચંચળ ઘણું, કપટ ધરશે લક્ષ્મણ તણું;
જો જાનકી જાણશે સંદેહ, તો લક્ષ્મણ તજશે નિશ્ચે દેહ. ૧૨
એવો વિવેક રૂદેમાં ગ્રહી, પ્રભુ મુજને જણાવ્યું નહીં;
પછે મેં મનમાં કીધો વિચાર, એ સંસર્ગ પાતિક થયું અપાર. ૧૩
સુમિત્રા સરખી સીતા માત, નિદ્રાવશ પડયો ઊપર હાથ;
મેં તેનું પ્રાશ્ચિત કીધું સહી, બાર વર્ષ નિદ્રા કરૂં નહીં. ૧૪

વલણ.

નિદ્રા તજી તે કારણે, બ્રહ્મચર્ય તો સેજે થયું રે;
એ વ્રત કીધાનું કારણ, જેમ છે તેમ તમને કહ્યું રે. ૧૫

## કડવું ૧૮ મું—રાગ મેવાડો.

લક્ષ્મણની વાણી સાંભળી, વાનર સૌ ગાજ્યા હુકળી;
મેઘનાદ હવે નિશ્ચે મરે, લક્ષ્મણની સૌ પ્રશંસા કરે. ૧
કષ્ટ સાંભળી બાંધવતણું, રામચંદ્ર દુઃખ પામ્યા ઘણું;
મુજ નિમિત પીડા ઘણી સહી, રોયા રઘુપતિ એવું કહી. ૨
પછે વિભીષણને પૂછે રાય, જોતાં ઉત્તમ મળ્યો ઉપાય;
મેં તમને સોંપ્યો લક્ષ્મણ ભ્રાત, ઇંદ્રજીતને કરો નિપાત. ૩
રાય વિભીષણ કરે વિનતિ, સાંભળો સ્વામી લક્ષ્મણ જતિ;
મુજ સાથે આવો મહારથી, મેઘનાદ મરશે સર્વથી. ૪
ઉઠયા લક્ષ્મણ માગી વિદાય, ચાલ્યા નમી રઘુપતિને પાય;
પંચવીશ કોટી કપિવર સાથ, વિદાય કીધા શ્રી રઘુનાથ. ૫

હનુમાન ઉપર બેઠા લક્ષ્મણ, ચાલ્યા રાઘવનાં વંદી ચર્ણ;
ગયા વાડીમાં પાછલી રાતે, તે જઇ પહોંચ્યા વહાણું વાતે. ૬
બેઠો છે ઇંદ્રજીત બળવાન, રક્ત વસ્ત્ર કરી પરિધાન;
વિભીષણ કહે લક્ષ્મણું રાય, ઇંદ્રજીત છે વાડી માંય. ૭
એક ગુફા છે આણે સ્થાન, તેમાં બેસી ઇંદ્રજીત ધરે ધ્યાન;
નિકુંભના નામે ઇશ્વરી, તે ઈષ્ટદેવી મેઘનાદે કરી. ૮
અજા મહિષ મેદ મદ્યપાન, ખગ મૃગ બકનાં બલિદાન;
અડદ સરસવ રાઈ મસૂર, હોમે છે કુંડ માંહે અસૂર. ૯
જો પૂર્ણ ધ્યાન વ્રત એ કરશે, તો કુંડ માંહેથી રથ નિસરશે;
જો તે રથ ઉપર ચડશે જઈ, મેઘનાદ પછે મરશે નહીં. ૧૦
માટે ધ્યાન ભંગ કરો જેમ ત્યમ, પછે વાનરે માંડયો ઉદ્યમ;
ધસી ગુફામાં પેઠા બળવંત, નળ નીલ અંગદ હનુમંત. ૧૧
ઈંદ્રજીત બેઠો ધરી ધ્યાન, દૃઢ આસન મન મેરૂ સમાન;
રાવણ નંદન દમ્યો અપાર, વાનર કરે નખ પદના પ્રહાર. ૧૨
ચઢે સ્કંધે ઢંઢોળે શીશ, કાનમાં કપિ પાડે ચીસ;
મસ્તક ઊપર બેસે ચઢી, દારૂણ દુઃખ દીધું બે ઘડી. ૧૩
વણસાડયા પૂજાના ઉપહાર, હુતદ્રવ્યનો ત્યાં કીધો આહાર;
છોછ અગ્નિકુંડમાં કરી, ધુળ નાંખી માંહે પોસો ભરી. ૧૪
જુએ આંખ ઉઘાડે હાથે ગ્રહી, કો ગુદ દેખાડે અવળા રહી ;
ઓલવી હુતાશનની જ્વાળ, જઇ ત્રોડી સ્મરણની માળ. ૧૫
લક્ષ ગાળ દીધી ગ્રહી કાન, મેઘનાદ ન મૂકે ધ્યાન;
કરડે તાણે નાસી જાય, મુખ ઊપર મૂકે કપિ પાય. ૧૬
કુંડ માંહે કીધી લઘનીત, તવ ક્રોધ કરી ઉઠયો ઈંદ્રજીત;
ગુફાથી કપિ નાસી નિકળે, ઇંદ્રજીત તવ ધાયો પુંઠળે. ૧૭
જેવે બાર નિસર્યો રાજકુમાર, જઈ વાનરે ઘેર્યું ગુફાનું દ્વાર;
ગુફા વિભીષણે રોકી જઇ, ઇંદ્રજીતે પેસાયું નહીં. ૧૮
જોઇ કાકાતણું કપટ, જઇ રથ પર બેઠો સુભટ;
હનુમાન ઉપર લક્ષ્મણ ચડયા, ઉભય વીર સનમુખ ગડગડયા. ૧૯
ઘોર યુદ્ધ માંડયું તે સમે, પદ પ્રહારે ધરા ધમધમે;
અનંત રાક્ષસી સેના હણી, રહ્યા વાનર આખી અણી. ૨૦

વરસે ગિરિ તરૂ વરસાત, વાનર વીર વઢે ઉત્પાત;
કંપ્યો ઇંદ્રજીત બળવાન, કિધા મુર્છા નળ જાંબુવાન. ૨૧
પડયો વિભીષણ અંગદ યુદ્ધપતિ, મુર્છાખાધી લક્ષ્મણ જતિ;
અનંત કપિ પડયા બળવંત, તે સમે રણ રાખ્યું હનુમંત. ૨૨
એક વૃક્ષનો કીધો પ્રહાર, મુર્છા પામ્યો રાવણ કુમાર;
ઈંદ્રજીત ઉઠયો પછે ફરી, લક્ષ્મણે યુદ્ધ માંડયું બળ કરી. ૨૩
મેઘનાદે મુકયો હુતાશન, લક્ષ્મણે પ્રેર્યો પરજન્ય;
વાયુ પ્રેર્યો રાક્ષસ નૃપ, લક્ષ્મણે મૂકયા બહુ સર્પ. ૨૪
મેઘનાદે પ્રગટયા કોટી ગરૂડ, લક્ષ્મણે શિલા ચલાવી પ્રૌઢ;
વજ્રાસ્ત્ર બાણ મુકયું રાક્ષસે, ગિરિ કાપી નાખ્યા ચાર દીશે. ૨૫
બ્રહ્માસ્ત્ર બાણ મુકયું લક્ષ્મણે, રૂદ્રાસ્ત્ર મુકયું સુત રાવણે;
વિષ્ણવાસ્ત્ર મૂકયું લક્ષ્મણ વીર, મર્યાદા છોડી સાગર નીર. ૨૬
કંપ્યા દેવ ડોલ્યા દિગપાળ, ખળભળીયાં સાતે પાતાળ;
પૃથ્વી તળ થયું કંપાયમાન, ચળ્યા ચંદ્ર નક્ષત્ર ભાણ. ૨૭
દશરથી યોદ્ધા રાવણ ભણી, મૂકે બાણ મંત્ર ભણી ભણી;
બાણ એક મુકયું બળ ભરી, લક્ષ્મણે લઘુ લાઘવી કરી. ૨૮
સારથીનું મસ્તક છેદીયું, ધ્વજા છત્ર છેદી પાડીયું;
કવચ કાપીને હણ્યા તોખાર, નખ શિખ કિધા શરના પ્રહાર. ૨૯
પુષ્પ વૃષ્ટિ લક્ષ્મણ પર થાય, અમર ગુણ હરિના ગાય;
ધન્ય ધન્ય લક્ષ્મણ ધીર મન, સ્તુતિ કરે દેવ રાજન. ૩૦
કાકુસ્થ કુળદીપ તું ચંદ્ર, પર્વણીએ વાધે જેમ સમુદ્ર;
ઇંદ્રજીત અકળાયો ઘણું, કો પાસે ન દીઠું પોતાતણું. ૩૧
પાડયો મુગટ છેદ્યાં હથિયાર, કાળરૂપ શર કાઢયો માર;
ઇંદ્રજીતનો કંઠ નિરખી, મુકયું બાણ ધનુષ્ય આકર્ષી. ૩૨
છુટાં બાણ મૂકે મહાબળી, ધાર જાણે ચમકે વિજળી;
જાણે મેરૂ શિખર તુટી પડશે, કે પૃથ્વી બ્રહ્માંડે અડશે. ૩૩
કુંડળ લોલ કપોળ વિશાળ, મુખ સોળ કળા શશિ ભાળ;
ઇંદ્રજીતનું છેદ્યું શીશ, જઇ પડિયું જ્યાં લંકાનો ધીશ. ૩૪
મસ્તક પડયું જઇ ખોળા માંય, મુર્છા પામ્યો રાવણ ત્યાંય;
વિલપે સુલોચના સુંદરી, આક્રંદ કરે ત્યાં મંદોદરી. ૩૫

હાહાકાર કરે લોક સમસ્ત, ભાઇ લંકા દીનકર પામ્યો અસ્ત;
ફરી સેના ગઈ જ્યાં રાઘવ રાય, લક્ષ્મણ નમ્યા જઇ રામને પાય. ૩૬
પછે પ્રીતે દિધાં આલિંગન, વખાણે બાંધવ કપિ રાજન;
રામચંદ્ર પૂછે ફરી ફરી, ઇંદ્રજીત જીતિ આવ્યો કેમ તરી. ૩૭
આજ પ્રાપ્તિ સીતાની થઈ, મેઘનાદ મર્યો ચિંતા ગઈ;
જેજેકાર કપિ દળમાં થયો, એક પાપી રાવણ હણવો રહ્યો. ૩૮

## વલણ.

રહ્યો રાવણ મારવો, કપિ રામના ગુણ ગાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, હવે લંકામાં શું થાયરે.

## કડવું ૧૯ સું-રાગ વેરાડી.

વાલ્મિક કહે સાંભળો રૂષિરાય, શું નિપન્યું પછે લંકાં માંય;
હાહાકાર નગરીમાં થયો, તોલ જશ રાવણનો ગયો. ૧
આવી મંદોદરી નાથ કને, કાં કંથ વાંઝણી કીધી મને;
ઇંદ્રજીત અક્ષય અતિકાય, ત્રણે પુત્ર મરાવ્યા રાય. ૨
ઉજડ લંકા દિસે સમશાન, ઘર ઘાલ્યું દુભ્યા ભગવાન;
એવું કહી તે પડી સુંદરી, સુતના ગુણ ગાયે ફરી ફરી. ૩
મારા જુગ જાણીતા સુત જોદ્ધ, હું દુખણી માતને દો પ્રતિબોધ. ૫
ઇંદ્રરાયનું બંધન કરી, મારો મેઘનાદ આવ્યો ફરી;
આવો અતિકાય લાડ ઘેલડા, આવો અક્ષય કુંવર અલબેલડા. ૬
પય પાન દેઈ મેં ઉછેર્યા, ગુણવંતા કાળે કેમ ઘેર્યા;
મારી વહુવર ત્રણે લુટાણી, કુમુદની પેરે કરમાણી. ૭
તે નિર્ભય કોથી નવ બીતા, મારા ત્રણે કુંવર જાણીતા;
રાવણને કહે મંદોદરી, ફળ લીધું પર નારી હરી. ૮
મેં વાર્યા તમને વારેવાર, બુદ્ધિ ભ્રષ્ટ થયા ભરથાર;
ન સીતા સાથ માંડયું ઘરસુત્ર, ખોયા ભાઇ જમાઇ ને પુત્ર. ૯
હજી છત્ર ધરતાં નથી લાજતા, કોટ કાંગરે કપિ ગાજતા;
તવ ઉઠયો રાવણ ક્રોધ કરી, સાંગ વાસવી કરમાં ધરી. ૧૦
જે પર નાખે તેના હંસ હરે, તે શક્તિ કોથી પાછી ન ફરે;
ઘનનાદે દશાનન ગડગડે, જઇ વાનર દળમાં ત્રુટી પડે. ૧૧

છે પુત્રનું વેર લેવાની હામ, દશગ્રીવે માંડયો સંગ્રામ;
શતબળ મહાબળના ધામ, સુગ્રીવ વિભીષણ લક્ષ્મણ રામ. ૧૨
અંગદ હનુમાન સુખે ગડગડયા, જઇ રાવણ ઉપર ત્રુટી પડયા;
દારૂણ યુદ્ધ થયું તે સમે, સળકે શેષ ધરા ધમધમે. ૧૩
શિલા શિખર પડે બહુ વૃક્ષ, છુટે બાણ ત્યહાં લક્ષોલક્ષ;
ઉડે રેણુ કરે નાદ અનેક, શું અવની આભ થાશે એક? ૧૪
શોણીત સરિતા દારૂણ વહી, સમુદ્ર થયો શોણીતમય સહી;
પ્રલય અનળ જેવો જાજ્વલ, રાવણ રૂપ થયું તદ તુલ્ય. ૧૫
છેદે વેધે ભેદે વપુ, પ્રબળ વાનર દળનો રિપુ;
ઇંદ્રજીતનું દુઃખ મન ધરી, રાય ઘણું પીડે સેના વાનરી. ૧૬
સુગ્રીવ વિભીષણ નાઠા જાય, મુર્છા પામ્યા શ્રી રઘુરાય;
નળ નીલ જાંબુવાન હનુમાન, પડયા ભૂતલે મૃત્યુ સમાન. ૧૭
દધિમુખ મયંદ ગવાક્ષ સુષેણ, શર પ્રહારે ઉડયા જેમ રેણ;
પણછ કેશરી સતબળ તાર, તે પડયા ઘાયલ કરે પોકાર. ૧૮
રીંછ મર્કટ દેહવટ વાનરા, રૂધિર માંસ યુક્ત થઇ ધરા;
સકળ સાથ અનાથવત્ થયો, તવ લક્ષ્મણ યોદ્ધો સન્મુખ રહ્યો. ૧૯
ક્રોધાયમાન ચિતમાં ચટપટી, શર જાળમાં રાય કીધો લટપટી;
કિધો રાવણ વ્યાકુળ મહારથી, છેદ્યું છત્ર માર્યો સારથી. ૨૦
કાપ્યું કવચ છેદ્યો ધ્વજ દંડ, રથ ઘોડા કીધા શતખંડ;
પુષ્પ વૃષ્ટી અમર ગણ કરે, ધન્ય સૌમિત્રી સર્વ ઉચરે. ૨૧
સાંગ વાસવી કરમાં ગ્રહી, ધસ્યો રાવણ પાળો થઈ;
માર્યું કપિદળ પગે દળી, જ્યમ કુંજર મરદે કદળી. ૨૨
સઘળું દળ કંપાવ્યું પગ વડે, સાત પાતાળે પરછંદા પડે;
થયો રૂદ્ર કોપ તામસ ભર્યો, શ્યામ વર્ણ આઘો સંચર્યો. ૨૩
મુકી સાંગ લક્ષ્મણ ઊપરે, ધુધવાડા જાતી તે કરે;
ધમકે ઘંટા ઘુઘરમાળ, જેને અગ્રે વસી રહ્યો કાળ. ૨૪
ત્રાહ્ય ત્રાહ્ય દેવ વાણી વદે, તે જઇ બેઠી લક્ષ્મણને રૂદે;
જ્યમ દરમાં પેસે સાપણી, ત્યમ કાળજામાં પેઠી પાપણી. ૨૫
લક્ષ્મણ જોદ્ધાનો કરી નાશ, ગઇ સાંગ તે વાસુકી પાસ;
સૌમિત્રી જવ ધરણે ઢળ્યો, રાવણ પાપી પાછો વળ્યો. ૨૬

તે પેઠો પુરમાં દેઇ નિશાંણ, થયું વાનરને લક્ષ્મણનું જાણ;
આવ્યા રીંછ મરકટ ટોળેથઈ, પણ લક્ષ્મણ ઉત્તર આપે નહીં. ૨૭
શીતળ પદ નાસિકા કર્ણ, પડયો જોદ્ધ પામીને મર્ણ;
શું થયું એમ કહે રઘુનાથ, દીઠો પ્રાણ વોણો લક્ષ્મણ ભ્રાત. ૨૮
હાહાકાર કરે વાનરા, પડયા રામ મુર્છા ખાઇ ધરા;
વિભીષણ ને સુગ્રીવ રાજન, કરે રામને આશ્વાસન. ૨૯
વિલપે રાઘવ બેઠા થઇ, લક્ષ્મણ મસ્તક ખોળે લઇ;
બોલો સંત શિરોમણ સાધ, ક્ષમા કરો મારો અપરાધ. ૩૦
કરો વિચાર સગપણ સ્નેહ, હું દુખિયાને નવ દીજે છેહ;
હું તારે આશ્રે વન નિસર્યો, તો પરિત્યાગ મારો કાં કર્યો. ૩૧
મારા કર્મના શા કહું ભોગ, ગયું રાજ ને મેં લીધો જોગ;
મુજ માટે થયું પિતાનું મરણ, વળી સીતાજીનું થયું હરણ. ૩૨
વળી તું મુજને મૂકી ગયો, હું ધોઝારો દુઃખ જોવા રહ્યો;
હોય કાષ્ટપેં કઠિણ પાષાણ, પાષાણપેં કઠિણ લોહ નિર્વાણ. ૩૩
લોહપેં કઠણ વજ્ર લોક વદે, પણ વજ્રપેં કઠણ મુજ રૂદે.
જે આવે દુઃખે ફાટતું નથી, એવું કહીને રૂએ રઘુપતિ. ૩૪
એ શરીર નિર્ગુણ જાણવું સહી, કીધો ગુણ કાંઇ જાણે નહીં.
પણ એક ગુણ મોટો પ્રભુ કહે, જે જે દુઃખ પડે તે સહે. ૩૫
મુને આગળથી પાતો જળ, મુને સમર્પીને લેતો ફળ;
મુને આગળ કરી પુઠે આવતો, કમંડળ લઈ આગળ ચાલતો. ૩૬
તો આજ કેમ અધર્મી થયો, મુજ પેહેલો કયમ સ્વર્ગે ગયો;
હજી મૈથિલી નથી મુકાવી, તો તુને નિદ્રા કેમ આવી. ૩૭
ઉઠો ઉધમી કરો સંગ્રામ, એમ કહી કહી રૂએ રામ;
ભરત શત્રુઘ્ન અયોધ્યા રહ્યા, પિતાજી તો સ્વર્ગે ગયા. ૩૮
જનક સુતા તો પરવશ પડી, અરે દૈવ આવી કોણ ઘડી;
અહો દશરથ અયોધ્યાપતિ, લક્ષ્મણને ભેટજો મારી વતી. ૩૯
તમો પુછજો છાનું કાન માંહે, તરછોડયા કાં રામને વનમાંહે;
એવા વિલાપ રાઘવના સાંભળી, કપિની સેના રોઇ સઘળી. ૪૦
રૂએ દેવ ગાંધર્વ ને યક્ષ, રૂએ પર્વત વનનાં વૃક્ષ;
રૂએ સમુદ્ર નદી જલ જંત, પશુ પક્ષી રૂએ અનંત. ૪૧

છે વૈદ વાનરનો અવતાર, સુષેણ બોલ્યા કરી નમસ્કાર;
સુણો વિનતિ શ્રી રઘુનાથ, કહું લક્ષ્મણ જીવ્યાની વાત. ૪૨
દ્રોણાચળ પૂંઠે ગંધમાદન, તે પર્વત ઉપર દ્રુમવેલિ વન;
શલ્ય વિશલ્યા એવું નામ, તે ઔષધી જો આવે રામ. ૪૩
પણ જાવું આંહાંથી લખ જોજન, પ્રભાત પેહેલી આવે સ્વામીન;
મૃતસંજીવની લાવે કોય, સુણી રામ જોદ્ધા ભણી જોય. ૪૪
ઉત્તર અપાય ન કોની વતી, બોલ્યા હનુમાન કરી વીનતિ;
હું જવા હામ કરૂં રઘુરાય, લાવું ઔષધી પ્રાતઃ ન થાય. ૪૫
છે લક્ષ જોજન એક કોસ સમાન, કહી મનવેગી ચાલ્યો હનુમાન.
શ્રી વાલ્મિકજી એણીપેરે ભણે, ત્યાં છળ કીધો રાય રાવણે. ૪૬
રાક્ષસ કાળનેમી એવું નામ, રાવણે તેને સોપ્યું કામ;
કપિને રાખો મારગ માંહે, ન જીવે જો લક્ષ્મણ વાહાણું વાયે. ૪૭
ત્રણ લક્ષ રાક્ષસ યોગી થઇ, તે પર્વત પાસે બેઠા જઇ;
તેણે માયા ભેદ કીધા ઘણા, પણ હનુમાને એ પાપી હણ્યા. ૪૮
ગયો દ્રોણાચળ પૂંઠે કપિ વીર, ત્યાં ત્રણ કોટિ છે વિદ્યા ધીર;
તે ત્રણ કોટિનો કરી સંહાર, આગળ ચાલિયો પવન કુમાર. ૪૯
કંઇએક કપિ સંગ્રામે ખોટી થાય, એવે કાળનેમી આગળથી જાય;
ઔષધી તહાં હુતી એક, રાક્ષસે તેવી કીધી અનેક. ૫૦
માયા કીધી ત્યાંહાં સઘળે, પત્રે પત્રે ત્યાં દીવા બળે;
છે કોટગાન કોટી વનનાં વૃક્ષ, તે વૃક્ષે દીવા બળે લક્ષે લક્ષ. ૫૧
હનુમાને આણ્યો મન વિવેક, સુષેણે મુને કહ્યું વૃક્ષ એક;
આ ઔષધીની સંખ્યા નહીં, કંઈ માયાની રચના એ સહી. ૫૨
ઔષધી વિના કેમ જાઉં ફરી, કહેશે રામ શું આવ્યો કરી;
ઓળખ્યા વિના વૃક્ષ લઉં કયું, હું તો સેવક ધર્મથી બીહીઉં. ૫૩
માટે લેઇ જાઉં આખો પહાડ, સુષેણ ઓળખી લેશે તત્કાળ;
પૂંછ વધાર્યું કપિ હનુમંત, ગિરિ પૂંઠે વીંટયો બળવંત. ૫૪
સમુળો મરડી કાઢ્યો ગિરિ. ફર્યો જોદ્ધ મસ્તકપર ધરી;
દશ જોજન ભોમકા લંબા વીશ, તે પર્વત કપિએ લીધો શીશ. ૫૫
વળ્યો રુદ્રાંશ આવ્યો કપિ જન, ભાંગ્યો કાળનેમીને કરી નિધન;
રાત પાછલી ઘડિકા ચાર, લાવ્યો ઔષધી પવન કુમાર. ૫૬

પર્વત મૂકીને કર્યો પ્રણામ, ધન્ય ધન્ય કહી ભેટયા શ્રી રામ;
કીધો પર્વત રામે અવલોકન, થઇ રાક્ષસી માયા વિસર્જન. ૫૭
રહી વેલી એક દીપક તણી, સુષેણે ગ્રહી સજીવન મણી;
રસ કાઢી છાંટયો શરીર, તત્ક્ષણ ઉઠયા લક્ષ્મણ વીર. ૫૮
જેજેકાર કરે કપિ સાથ, ભેટયા લક્ષમણને રઘુનાથ;
અનેક કપિ પડયા સંગ્રામ, સર્વે જીવતા કીધા રામ. ૫૯
પર્વત ઉપરે ચઢયા શ્રી હરી, દ્રુમવેલીની પૂજા કરી.

**વલણ.**

શલ્ય વિશલ્યા ઔષધીની, શ્રી રામે પૂજા કરી;
તે પર્વત મૂકી સ્થાનકે, હનુમાનજી આવ્યા ફરી રે.

## કડવું ૨૦ મું-રાગ છંદ ભુજંગની ચાલ.

ઉઠયા લક્ષ્મણ બીજા સર્વે સાથી, જીવતદાન આપ્યું હનુમાન હાથી;
કોપ્યા રઘુનાથ ધર્યું ચાપ મૂઠે, લંકારાય નાઠો ધાયાં બાણ પૂઠે. ૧
દશ મુખ ફરીને નવ મુખ માંડે, શ્રીરામનાં બાણ કયમ કેડ છાંડે;
લે પતીતની પૂઠ જમદૂત જેવા, લંકાનાથ પૂઠે ધાયાં બાણ તેવાં. ૨
સભાસ્થાન રાજાન ઉદ્યાન માંય, ફરે નાસતો ત્રાસતો લંક રાય;
ગુફા ભોંયરાં કોટડી માળ મેડી, ચઢે ઊતરે નાસતો ચર્ણ ખેડી. ૩
ભર્યો શ્વાસને મૂખ નિશ્વાસ નાંખે, મુને રામનાં બાણથી કોણ રાખે;
લખ સુંદરી દીકરી વધુ દાસી, ભીડે બારણાં સર્વકો જાય નાસી. ૪
નીજ પુત્ર ભત્રીજ ને નીજ સ્નેહી, દેખી રાયને જાય મુખ ટાળો દેઇ;
જોયાં સપ્ત પાતાળ ને સપ્ત દીપ, જયહાં જાય ત્યાં બાણ દેખે સમીપ. ૫
થયો અભીત રાય ત્રીલોક ફરતાં, ધાયે બાણ પૂઠળ ધુધવાટ કરતાં;
આવ્યો માન મૂકી જયહાં શ્રેષ્ટ નારી, મુને રાખ મંદોદરી કહે અહંકારી. ૬
સન્માન દીધું નમી પાય રાણી, રહ્યાં બારણે બાણ મર્યાદ આણી;
કરી સ્તવન શરને પ્રણામ કરિયા, સતી નારના વેણથી બાણ ફરિયાં. ૭
નીજ નાથ પ્રત્યે કહે હાથ જોડી, કરૂં વિનંતિ નાથ સુને બુદ્ધિ થોડી;
લાગ્યા બોલ કડવા જે પ્રથમ મીઠા, આજ જાનકી નાથના હાથ દીઠા. ૮
ન માનો કહ્યું કંથ રીસાળ રગિયા, કયમ સૂર્યથી દીપે કોટિ અગિયા;
કયમ હરણ જીતે વઢે વાઘ સાથે, કુંજર જીત્યો કદિ સુણ્યો સિંહ સાથે? ૯

ક્યાં મેરૂ કાંકરા ક્યાં સમુદ્ર ખાડી, યુદ્ધે નાથ નાસી ભલી લાજ કાઢી;
દેવી મૈથિલી માતશું મન મોહ્યું, પૂજા સઘ પામ્યા સુખરાજ ખોયું. ૧૦
ઇંદ્રજીત અક્ષય અતિકાય બળિયા, કિધી વાંઝણી મુજને પુત્ર પળિયા;
બહુદળ દળિયું કુંભકર્ણ માર્યો, પુત્ર પૌત્ર સંબંધી સર્વે સંહાર્યો. ૧૧
વધુ પુત્રી તણાં એવાતન ઉતાર્યાં, સુખ ખોઇ રાણા તમો દુખ વધાર્યાં;
લાડવાયા ભાણેજ સઉ ધરણ લોટયા, સતર લાખ જમાઈ બાણું લાખ બેટા. ૧૨
બેતાળીશ કોટી પ્રધાન હુતા, કરી દીધે નિદ્રાવશ સેજ સૂતા;
નથી ઉગર્યો યોદ્ધ કો સમ ખાવા, નથી દાસ ખવાસ કો નીર પાવા. ૧૩
થયા રથ વિરથ ઘોડાને હાથી, નથી દોહલે કાળ કો કાળ ભાથી;
આવ્યા હાંફતા કાંપતા શ્વાસ ભરિયા, દિસે મૂખ વિકરાળ કહો કેમ ફરિયા? ૧૪
પડયા ખડગ કટારના બંધ ત્રૂટી, દિસે પાઘડી લટપટી પેચ છૂટી;
સર્વાંગે શર ઘા શોણીત ધારા, સમાચાર શા પૂછિયે કંથ મારા. ૧૫
લાજ્યો ભૂપ તે ખેદ મનમાંહિ આણી, કરૂં જુદ્ધ તે બોલતો ગર્વ વાણી;
રહી શેષ સેના સરવ સાથ લેઇ, ચઢયો રાય સંગ્રામે નિશાણ દેઇ. ૧૬
રૂડો દેહ મૂકી જયમ જીવ જાય, ત્યમ લંક મૂકી ચાલ્યો લંક રાય;
વાજે ભેર રણતૂર ગોમૂખ સારાં, ત્રંબાલુય કાંસી નફેરી નગારાં. ૧૭
સિંહ નાદ સીંગી બહુ નાદ બોલે, ભુંગળ વાજે શેષ નાગ ડોલે;
ડોલીઆ દિગ્ગજ દિક્પાળ ચારે, ત્રિલોક કાંપ્યું ચઢયો રાય જ્યારે. ૧૮
દળ વાદળ ઉલટયું મેઘ જાણે, વજ્યા ધાય ડંકે નોબતને નિશાણે;
ચઢયું રાક્ષસ સૈન્ય ભયાનક ભાસે, શું રાવણ કોપથી પ્રલ્લે થાશે. ૧૯
મંદોદરી નારિએ બોલ માર્યો, જાણે ઘૃત હોમી અગ્નિ વધાર્યો;
વિકાળ રાજા જાણે કાળ આવ્યો, રઘુનાથનો સાથ જોતાં બીહાવ્યો. ૨૦
શત સહસ્ર અયુત ને લક્ષ કોટ, સેન રાક્ષસી ગણતાં આવે ન ખોટ;
રથ અશ્વ ને ગજ વૈમાન પાળા, અજા ઉંટ ખર વાઘ છે મહિષ કાળા. ૨૧
બહુ શ્વાન માંજાર ને સાંઢ સરકે, વાજે ચંગ ઘંટા વળી ફુમત ફરકે;
પુર બાર આવી બહુ જુથ મળતાં, ઓઢયાં ઉંટનાં ચર્મ શોણીત ગળતાં. ૨૨
ધર્યા ટોપ ટાટર બખતરવાળા, કો માંકડા ભુખરા શ્વેત કાળા;
લોહ દંત બિહામણા રંગ લીલા, કો ઘુમતા ઝુમતા છે હઠીલા. ૨૩
અણભાવતા આવતા દોટ દેતા, કપી શૂરને સંગ સંગ્રામ લેતા;
ઝુંઝાર વીરે રણસ્થંભ રોપ્યો, દશગ્રીવ મહારાજ સંગ્રામે કોપ્યો. ૨૪

કોપ્યું રાવણ ભૂપનું મૂખ જોતાં, અમર નારનાં વદન અંત્રિક્ષ રોતાં;
શું પ્રલે કરવા શિવે કોપ કીધો, શકે રાવણે કાળનો વેશ લીધો. ૨૫
વપુ ક્રોધની કાને ભ્રાત ધરતું, મેઘાડંબર અંબર શું રે ફરતું;
ઉઠયો નેત્ર દાવાનળ ક્રોધ જ્વાળા, મુછે કેશ શોભે જાણે સર્પ કાળા. ૨૬
દશ શૃંગનો રાય પર્વત ભાસે, ગુફા મૂખ જેવાં દશે મુખ વિકાશે;
મુખે ગરગડે વારૂણી પાન કરતો, છત્રિશે મહારાજ આયુધ ધરતો. ૨૭

## વલણ.

ધરતો આયુધ ગાજતો, મુખ માગતો સંગ્રામરે;
જોઇ હકાર્યું દળ આપણું, યુદ્ધે ચઢયા શ્રી રામરે.

## કડવું ૨૧ મું–રાગ ભુજંગી–ત્રીતાળો.

શ્રીરામ લક્ષ્મણ સંગ્રામે સોંઢયા, મળી વીર મહાધીર કપિવર દોડયા;
ભુજાં ડંડ તે મહાપ્રચંડ ધરતા, છત્ર ધરી અપાર મહારાજ ચઢતા. ૧
મહાબળ પ્રચંડ શૂર ચકચૂર થાયે, મુછાળા પુછાળા શુરા પુરા ધાયે;
વઢે મલ્લ કો શલ્ય સુભલ્લ ભેદે, પડે ચીસ કો રીસ કરી શીશ છેદે. ૨
લથ બથ ઉન્મત સમર્થ શૂરા, પડે ઘાય છેદાય ને થાય પૂરા;
અસ્તી ચૂરે વલૂરે ઝુરે મદ કરતા, ભરે શ્વાસ ચોપાસ તે ત્રાસ ફરતા. ૩
ઝગે ધાર તલવાર માર માર ભાખે, કરે આમ સંગ્રામ તો નામ રાખે;
ભચરડે ઉતરડે કોઇ દંત કરડે, પડે આખડે કોઇ આંખ તરડે. ૪
રૂંઢ મુંઢ કર ડંડ મહા મૂઢ પડિયા, રાક્ષસ જુથ આવે ત્યાંહાં અતિ અડિયા;
નાસા કર્ણ ને ચર્ણ બહુ ધર્ણ ઢળિયાં, મહા રૂધિરની સરિતા નીર મળિયાં. ૫
હકારે વકારે કોઇ ત્યાં ખોખારે, પોકારે હોકારે મારે ખડગ ધારે;
પડે ઝીક પદ ઢીક હૈએ હીક આવે, આણે અંત બળવંત ગ્રહી દંત ચાવે. ૬
યંત્ર મંત્ર સર્વત્ર બહુ છત્ર પડિયાં, પાખર બખ્તર કવચની ત્રૂટી કડિયાં;
પડયા મુગટ સુભટ દોહોવટ જાય, બળપૂર મહાશૂર ચકચૂર થાય. ૭
કો સટકે અટકે લટકે પુકારે, હટકે પટકે કોઇ ઝટકે મારે;
પડે હળ મુશળ ભુંગળ ભારે, મદગળ તોમર શિર પર મારે. ૮
છુટે બાણ લે પ્રાણ શરણે ધસિયા, દેતા ફાળ વિકાળ કાળચંદ્ર ધસિયા;
પડે ધ્વજ હય ગજ એકજ થાય, ભંગાણ ઘુંબાણ લંબાણ જાય. ૯

પડે ઘાય છેદાય ભેદાય ભાલા, કો ભુપ અનુપ લઘુરૂપ લાલા;
શોભે વેપ લંકેશ સર્વેશ સામો, મહા યોદ્ધ વિશેષથી ક્રોધ પામ્યો. ૧૦
દશમુખ ધનુષ દુઃખદાઇ તાણે, સેના વાનરી જાજરી કીધી રાણે.

**વલણ.**

વાજ આણે અતિ ઘણો, તે જોઇ કોપ્યા શ્રીરામરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, રાવણ રામ તણો સંગ્રામરે.

## કડવું ૨૨ મું-રાગ સામેરી.

પ્રબળ બળ જોઇ રાક્ષસતું, ને કોપ્યા શ્રી રઘુનાથ;
સંધાર મંત્ર મુખે ભણીને, ધનુષ લીધું હાથ. ૧
કોદંડના ટંકારથી, બ્રહ્માંડ ત્રણે ગડગડયાં;
ધરા કાંપી દિગ્ગજ ડોલ્યા, ગિરિ શ્રૃંગ ત્રુટી પડ્યાં. ૨
બહુ રેણુ અંધકારે કરી, છાયો અભ્રમાં માર્તંડ;
રાવણતણું ત્યાં છત્ર રામે, કર્યું છે શત ખંડ. ૩
ધ્વજ ડંડ પાડી કવચ કુંડલ, હણ્યા સારથી તોખાર;
દશ મુગટ પાડયા રાયના, તવ હવો હાહાકાર. ૪
દેવ વધાવે કુસુમ વૃષ્ટી, સ્તવે ભારતી વેદ;
જયમ મુગટ છેધા નાથજી, ત્યમ કરો મસ્તક છેદ. ૫
એમ નિર્ઝર વાયક સાંભળી, રાવણે પાડી રીર;
એક બાણ માર્યું રૂદય માંહે, તેણે પડયા શ્રી રઘુવીર. ૬
નલ નીલ અંગદ વિભીષણ, સુષેણ સુગ્રીવ રાય;
ગજ ગવાક્ષ આદે પડયા ભૂતળ, બાણ કેરે ઘાય. ૭
જયમ પ્રલય કરવા વિશ્વનો, મહા રૂદ્ર ધરે સ્વરૂપ;
ત્યમ વાનરને સંધારવાને, કોપ્યો લંકા ભૂપ. ૮
દશ મુખે કરતો ગર્જના, ક્ષિતિ ચક્ર ચડાવ્યું ચાક;
તેહ સમે ત્યાં સન્મુખ થઇ, હનુમાન મારે હાક. ૯
અતુલ બળથી સકળ વાનર, શિથિલ વ્યાકુળ થાય;
સંગ્રામ રાયને ભામ મૂકી, કપિ નાઠા જાય. ૧૦
શત સહસ્ત્ર વાનર નાસતાં, રાયે કીધા નાશ;
કો મરડી નાંખ્યા નદીમાં, કો ઉરાડયા આકાશ. ૧૧

રગદોળી રોળી મરડી કરડી, વાળ્યો કપિનો ઘાણ;
ઇંદ્રાદિક દેવ સ્તવન કરે, તમો જાગો પુરૂષ પુરાણ. ૧૨
તેવારે પ્રલે પાવક ક્રોધ જ્વાળા, ક્રૂર દૃષ્ટિ રામે કરી;
શત સહસ્ત્ર બાણુની જાળ માંહે, લીધો રાવણ આવરી. ૧૩
નિમિષ માત્રમાં રામજીએ, વિરથ કીધો રાય;
ભયભીત થઇ લંકેશ નાઠો, ગયો લંકા માંય. ૧૪
ધ્યાન ધરવા નિકુંભનાતું, બેઠો વાડીમાં જઇ;
અગ્નિ કુંડમાં હોમ માંડ્યો, વાનર કો પ્રીછે નહીં. ૧૫
વનચર અનુચર થઇ ફરે, પણ જડે નહીં લંકાપતિ;
વિભીષણને પુછે રાઘવ, ક્યાં ગયો એ દુર્મતિ. ૧૬
વિભીષણ કહે રામજી એ, અંબેનું સાધન કરે;
નિકુંભના રથ આપશે, તો પછે માર્યો નહિ મરે. ૧૭
નળ નીલ જાંબુવાન અંગદ, હનુમાન આદિ સજ થયા;
લઇ આજ્ઞા શ્રી રઘુનાથની, વ્રત ભંગ કરવાને ગયા. ૧૮

## વલણ.

વ્રત ભંગ કરવા ગયા વનચર, વિભીષણે દેખાડ્યું સ્થળ જઇ;
સોડનો ઘા થયો સહોદર, એવું કોય કરે નહીં. ૧૯

## કડવું ૨૩ મું–રાગ વેરાડી.

વિભીષણે સ્થાનક દેખાડ્યું, જ્યાં બેઠો છે રાય;
નિકુંભનાતું સ્મરણ કરે છે, માળા ધરી કરમાંય. ૧
રકત વસ્ત્ર પેહેર્યાં લંકાપતિયે, કંઠે મસ્તકનો હાર;
મદ્ય માંસ શોણિત ઘટ ભરિયા, દારૂણ સર્વ ઉપહાર. ૨
વનચર જોદ્ધા ધસી પેઠા, સેવક કાઢ્યા મારી;
ધ્યાન ભંગનો ઉદ્યમ માંડ્યો, કો ન શકે ત્યાં વારી. ૩
ચંચળ ચેષ્ટા કરે કૌતક, મુખ સામું ગુદ માંડે;
મસ્તક ઉપર બેસી નાચે, રાવણ ધ્યાન ન છાંડે. ૪
ક્ષુદ્ર વચન અપરાધ પ્રકાશે, મૂછ ગ્રહીને તાણે;
રેણુ રાખ છાંટે રાવણને, નાના ભાત રંજાડે. ૫
અગ્નિ ઓલવ્યો કરી લઘુશંકા, કુંડ માંહે કપિ વીર;
ઢોળી નાંખે ભુંડું ભાખે પણ, ભૂપ ન મૂકે ધીર. ૬

વાનર વીર પ્રત્યે કહે અંગદ, ઉઠયો નહીં અહંકારી;
કેશ ગ્રહીને લાવું અહિયાં, એની મંદોદરી નારી. ૭
એવું કહેતાં ગયો અંગદ, જ્યહાં રાક્ષસની રાણી;
આહા કહેતાં કેશ ગ્રહીને, સતી તાણી આણી. ૮
સહચરી વૃંદ આક્રંદ કરે છે, બુંબારવ બહુ થાય;
વાડી માંહે અંગદ લઇ આવ્યો, જ્યાં બેઠો ધ્યાની રાય. ૯
પાલવ પડયો ભૂમિ બહારે, છે અર્ધ ઉઘાડી કાયા;
મંદોદરી આક્રંદ કરે છે, કેશ વાનરે સાહ્યા. ૧૦
વદન વીલું વ્યાકુળ વિનતા, રૂએ મેઘનાદની માતા;
રાવણની રાણી કપિ તાણે, શું સુતો આજ વિધાતા. ૧૧
સહચરિયો અતિ રોષે ભરિયો, રૂદન કરે દુઃખ સાલે;
અબળાથી અબળા ક્યમ છૂટે, કપિ પ્રત્યે કંઇ નવ ચાલે. ૧૨
શ્રવણે સાંભળે નયને નિરખે, શું મહિપતિની મતિ બૂડી;
મુખ આગળ મંદોદરી વિલપે, જયમ ટળવળે ટિટૂડી. ૧૩
વિવિધ વિલાપ સતિનો સુણતાં, શેષ સરીખો ડોલે;
શત્રુ સરખા સુરગણ રોશા, પણ રાવણ રાય ન બોલે. ૧૪
મંદોદરી કહે સ્વામી મારા, જુઓ આંખ ઉઘાડી;
આ સસા મૃગ તાપસના સેવક, મુને લાવ્યા ઘેરથી કાહાડી. ૧૫
જીવતા વાઘની ત્વચા નિસરે, તે ગતિ થાય મારી;
તે ધ્યાન તમારૂં ધિક્ પડો, જીવતાં તણાએ નારી. ૧૬
ધન્ય રામ રઘુકુળનો ઇંદુ, એ સ્ત્રી માટે વઢે આમ;
તું પ્રત્યક્ષ દેખે ને નવ બોલે, નિર્બળ શઠ થયો સ્વામ. ૧૭
અંગદ કહે સાંભળરે તસ્કર, તુને જગત્ કરે તિરસ્કાર;
એક મસ્તકના ધણીને ધન્ય છે, દશ મસ્તકને ધિક્કાર. ૧૮
મંદોદરીને હું લઈ જઈશ, કરી રાખીશ ઘર ધણિયાણી;
બીજા કપિ કહે અમો પરણીશું, તાણી સઘળે રાણી. ૧૯
પટરાણી પરમ પીડા પામી, વાનરે વલુર્યું અંગ;
ક્રોધ કરી તવ ઊઠયો રાવણ, હવો તપનો ભંગ. ૨૦
વાનર વિનતા મૂકી નાઠા, ફરી આવ્યા જ્યાં શ્રીરામ;
રઘુવીર પ્રત્યે કહે કપિવર, કરી આવ્યા અમો કામ. ૨૧

મંદોદરીને ઘેર વળાવી, ને ચઢયો જુદ્ધે રાય;
ત્રીજીવાર સંગ્રામે આવ્યો, જાવા જમપુરમાંય. ૨૨

## વલણ.

જાવા જમપુર માંયરે, રાય આવ્યો મૂઢ મતિ;
રામ બાણથી પ્રાણ જાશે, ફરી લંકામાં જાવું નથી. ૨૩

## કડવું ૨૪ મું–રાગ સામેરી.

સંગ્રામ કરવા રામ સાથે, રાય આવ્યો ત્રીજી વારરે;
સજી શસ્ત્ર અસ્ત્ર ને કવચ પેહેરી, વાહને અસ્વારરે. ૧
દશ ચાપ મંડલાકાર કીધાં, વરસતાં બહુ બાણરે;
ઘનશ્યામ સંગ્રામે શોભે, ધનુષ્ય ધરિયું પાણરે. ૨
તવ ઇંદ્ર રાયે સમો જોઇને, મોકલ્યો નિજ રથરે;
માતલી સારથી સઘ લાવ્યો, સાધવા સુરનો અર્થરે. ૩
દશ સહસ્ત્ર ઘોડા રથે જોડયા, છે મન પવનનો વેગરે;
રથ ચક્ર અતિશે ગાજતાં, જયમ ગગન ગાજે મેઘરે. ૪
શત ધ્વજા ફરકે પ્રથક રંગે, દશ કળશ પંચ છત્રરે;
જાણે એકીવારે કોટિ આદિત, પ્રગટ થયા છે તત્રરે. ૫
પચરંગા પટવાળી ગાદી, સિંહાસન શ્રીકારરે;
શુભ તકિયા ચમર વીંજણા, મોગરે મોતી હારરે. ૬
ભમર ભમરી હંસ હીરા, છે કંઠેરે બહુ ચિત્રરે;
ભર્યાં અસ્ત્ર વસ્ત્ર આભુપણ માંય, જાત ભાત વિચિત્રરે. ૭
ફેરવતાં ઘુઘરા ઘમકે, મોરડે મોતી દોરરે;
નવરંગ અંગ તુરંગ ત્રેકે, કરે હીસારા હય સોરરે. ૮
રવિ મંડળ વા ચંદ્ર મંડળ, અગ્નિ વાયુ ખગ વિમાનરે;
એવો રથ અવની ઉતર્યો, જોઇ રિઝયા શ્રી ભગવાનરે. ૯
ઉભય દળ વિસ્મય થયું, રાવણ ભરાણો રોપરે;
ક્રૂર દૃષ્ટે ઉંચું જોયું, ઇંદ્રનો જાણી દોપરે. ૧૦
અસુરેશ અતિ રોષે બોલિયો, સાંભળો સૈ સુર વર્ગરે;
નર વાનરને કરી પ્રાજે, પછે ઉજાડું સ્વર્ગરે. ૧૧

માતલી રથથી ઉતરીનો, નમ્યો રામને પાયરે;
આ શ્રીજીની સેવા વિષે, રથ મોકલ્યો સુરરાયરે. ૧૨
પ્રભુજીની પદરજ થકી, એ રથ પાવન થાયરે;
હોય સકળ શોભા શક્તને, યશ પ્રાપ્તિ પુરંદર રાયરે. ૧૩
સ્નેહયુક્ત વાચક સાંભળીને, રથે ચઢ્યા રઘુનાથરે;
કોપ્યા રામ ક્રોધજ કરી, ધનુષબાણુ લીધાં હાથરે. ૧૪
સિંહનાદ કરી ગંભીર સાદે, કીધો ધનુષ ટંકારરે;
તે શબ્દે વ્યાકુળ થઈને, ખળભળ્યો સૌ સંસારરે. ૧૫
કરી સ્મરણ વિશ્વામિત્રનું, ભણે મંત્ર પ્રયોગરે;
અસ્ત્ર વિદ્યા પ્રકટ કીધી, ત્યાં મળ્યા સઘળા યોગરે. ૧૬
એક નિકુંભનાનું ધ્યાન ભાગ્યું,બીજું શિવના અશ્વ રાખ્યા નહિરે;
ત્રીજો શાપ છે નંદીતણો, તેણે શુદ્ધ રાજાની ગઈરે. ૧૭
ચોથું બાણ રૂષિ અગસ્તનું,પાંચમો શાપ છે સીતા તણોરે,
છઠ્ઠો યોગ થયો સંધ્યાસમે, દેવ સાથે ઇર્ષ પામ્યો ઘણોરે. ૧૮
સાતમો યોગ રથ ઉતર્યો, સ્વર્ગથી પૃથ્વી માંયરે;
આઠમો યોગ એ મનુષ રૂપે, મળ્યા શ્રી રઘુરાયરે; ૧૯
એ આઠ યોગ અરિષ્ટ ઉપન્યું, સૃષ્ટિનું જાશે કષ્ટરે;
શ્રીરામચંદ્રે રાવણુ હણવા, કરી ક્રોધની દૃષ્ટરે. ૨૦
યદ્યપિ યુદ્ધ દારૂણ કીધું, રાવણે બળ પ્રાણરે;
બળ શક્તિ વિદ્યા નાશ પામી, ભેદ્યાં મર્મે બાણરે. ૨૧
અંતકાળ જાણી આપણો, ચિતમાં ચેત્યો ભૂપરે;
વીશ લોચને કરી રામજીનું, રૂદે આણ્યું રૂપરે. ૨૨
સર્વેના હિતને કારણે, કોપે ચઢ્યા જગદીશરે;
એક બાણ માર્યું કંઠ માંહે, ત્રણ છેદ્યાં શીશરે. ૨૩
બીજે બાણે ખટ છેદ્યાં, રહ્યું મસ્તક એકરે;
નવ મસ્તક પડ્યાં પૃથ્વી, તોય ન મૂકે ટેકરે. ૨૪
જયમ ડોલે મદગળ એક દંતો, ત્યમ એક શીશે ધીશરે;
જાણે એક શ્રૃંગે ગિરિ ઝરતો, કરે રૂધીર ગળતાં રીશરે. ૨૫
અમર વર્ગ કુસુમે વધાવે, હવો જેજે કારરે;
એક હસ્ત અવની ઉંચી આવી, ટળ્યો ભૂમી ભારરે. ૨૬

નારદ શારદ ધરી વીણા, રામના ગુણ ગાયરે;
અપ્સરા કિન્નર યક્ષ વિદ્યાધર, નાચે વેણા વાયરે. ૨૭
હરખ્યા ગણ ગાંધર્વ સર્વે, ઇંદ્ર ચંદ્ર સવિતા નક્ષત્રરે;
મેઘશ્યામ પ્રતાપથી સુખ, હવું હરખે સર્વત્રરે. ૨૮
એક મસ્તકે ઉભો રાવણ, સંપુટ કરી વીશ હાથરે;
અંતકાળે સ્તવન કીધું, ઓળખ્યા શ્રી રઘુનાથરે. ૨૯
રૂદે માંહે ધ્યાન ધરિયું, નખ શીખ નિરખ્યા રામરે;
મુને આવાગમનથી છોડવો, હરી આપો મુક્તિ ઠામરે. ૩૦
એવું સ્મરણ જાણી દાસનું, રીઝયા શ્રી જગદીશરે;
અગસ્ત રૂષિનું બાણ મુકી, છેદિયું દશમું શીશરે. ૩૧
જ્યમ ગ્રહ સંગાતે પડે સવિતા, જ્યમ મૂળમાંથી મેરરે;
તે રીતે પડયો લંકાપતિ, શબ્દ થયો ચોફેરરે. ૩૨
નાસે નાસે રાક્ષસ યોદ્ધા, રણ માંહે પડયું ભંગાણરે;
હાહાકાર થયો લંકાંમાંહે, અંતઃપુરમાં થયું જાણરે. ૩૩
રણ માંહે આવી રાણિયો, કરે વિવિધ વિલાપરે;
મંદોદરી વિલપે ઘણું, વળી અંગ પછાડે આપરે. ૩૪
શ્રી રામે કરી આશ્વાસના, ઘેર મોકલ્યો સ્ત્રી સાથરે;
વિભીષણે સંસ્કાર કર્યો, પ્રજાળ્યો લંકા નાથરે. ૩૫
કુંભકર્ણ ઇંદ્રજીત આદે, દહ્યા સૌના દેહરે;
વાનર સર્વ જીવતા થયા, વરસ્યો અમૃત મેહરે. ૩૬
પછે દ્વિજ કરાવ્યું જાનકીને, પુરી સાક્ષ દશરથ રાયરે;
કૈકેઇજીનો શાપ મૂકાવી, નિર્મળ સીતા થાયરે. ૩૭
વિભીષણને રાજ આપ્યું, કિધા વાનર રીંછ વિદાયરે;
અગિયાર સહસ્ત્ર કપિ રાખિયા, શ્રી રામ તત્પર થાયરે. ૩૮

વલણ.

તત્પર થયા શ્રી રામજી, બેસી પુષ્પ વિમાનરે;
ચૌદ વર્ષ થયાં વળ્યા, વિજય કરી ભગવાનરે. ૩૯

## કડવું ૨૫ મું–રાગ ધવળ ધન્યાશ્રી.

અગિયાર સહસ્ત્ર યોદ્ધા સંગાતે, વૈમાન બેઠા રઘુરાયજી;
અંગદ વિભીષણ સર્વે સાથી, મિત્ર વળાવા જાયજી. ૧

પાજ ખંડન કીધી શ્રી રામે, કો લંકામાં ન કરે ગમનજી;
શ્વેતબિંદુ રામેશ્વર સ્થાપ્યા, પૂજા કરી એક મનજી. ૨
સીતાજીને શ્રીરામ દેખાડે, આ અયોધ્યાની વાટજી;
આધ શંભુનું સ્થાપન કીધું, ગોદાવરીને ઘાટજી. ૩
આ પંચવટી વન નાશિકત્ર્યંબક, જટાયુ આશ્રમ નારીજી;
આ અગસ્ત સુદક્ષણ અત્રિ, જુઓ આશ્રમ રાજકુમારીજી. ૪
આ ચિત્રકૂટ ગંગા ત્રઠ વેણી, આ ગોભિલ નગ્ર કેહેવાયજી;
આ ગંગા કેરૂં આવાગમન, જ્યાં આપણે કીધું પાયજી. ૫
આ રૂષિના આશ્રમ અતિ ઘણા તે, આપણે દીઠા આંહીજી;
આ આશ્રમે આપણ વસિયાં, વળતાં પહોત્યાં ત્યાંહીજી. ૬
આ સર્યુ ત્રટ અટક્યાં આપણ, સર્વ કીધું વિદાયજી;
આ જૂઓ જનકની તનયા, મળ્યા રાણા ને રાયજી. ૭
સાથ સૌને સ્થિર રાખી અયોધ્યે, વધામણી મોકલાયજી;
રઘુપતિને ચર્ણે લાગી, હનુમાન વધામણિયો જાયજી. ૮
વધામણી હનુમાને ખાધી, ભર્થ શત્રુઘ્ન છે અન્યજી;
ભાવ સહિત ત્યાં ભર્થને કહેછે, એ આવ્યા સ્વામીનજી. ૯
નગર લોક સઉ હાટ સમારે, ઉલટ મનમાં ધરતાજી;
ચોટાં ચોક પોળ સમરાવી, સામગ્રી સજ કરતાજી. ૧૦
તરિયા તોરણ ધામ સમારે, નાટક નૌતમ થાયજી;
પૂજાની સામગ્રી લઈને, સૌકો સામા જાયજી. ૧૧
રાજ સામગ્રી સાથે આવ્યા, ભર્થ શત્રુઘન સામાજી;
ચરણે લાગ્યા રામચંદ્રને, સિતાને જોઈ સુખ પામ્યાજી. ૧૨
લક્ષ્મણને આલિંગ્યા, બન્યે, ભાઈ પુન્ય પવિત્રજી;
હર્ષ ભર્યા આવીને મળિયા, સખા સજન સૌ મીત્રજી. ૧૩
ભર્થ શત્રુઘન જોડે કોડે, કટક સંગાથે નમીયાજી;
દીઠા મીઠા વીર પોતાના, રાઘવજીને ગમિયાજી. ૧૪
ચર્ણે લાગે ભ્રાતને માગે, પુછે કુશળ પરસ્પરજી;
ચૌદ વરસનો યોગ ઉતારી, શ્રી રામ પધાર્યા ઘેરજી. ૧૫
શૃંગાર સજે ને દુંદભી બાજે, સીતા સંગ પરવરિયાજી;
નગર લોક નિરખે મન હરખે, વરસે કુસુમ જય કરિયાજી. ૧૬

કૈકેઈ માતાને હાથ જોડીને, રામજી ચરણે લાગેજી;
માતાએ વરદાનજ માંગ્યું જે, અપવાદ શિરનો ભાગેજી. ૧૭
કૌશલ્યા આદે જે જનુની, તેને મળ્યા શ્રી રામજી;
બ્રહ્મા આદે સર્વ દેવતા, આવ્યા જ્યાં શ્રીપતિનું ધામજી. ૧૮
સર્વે મળી છત્ર રામને દીધું, વરત્યો જેજેકારજી;
રામનું રાજ ભૂતળે શોભ્યું તે, વર્ષ સહસ્ર અગિયારજી. ૧૯
સ્વધામે પધાર્યા પુર લોકને તેડી, એ રણયજ્ઞ થયો પૂરોજી;
રાઘવના ગુણને જે ચિત ધરશે, તેનાં અઘ થાય ચૂરોજી. ૨૦
કડવાં છવિશ પદ પુરણુ સાતસેં, બાર રાગ દશ દેશીજી;
કથા ગ્રહે વિસ્તારી, લીલા શ્રી રામની ઉત્તમ દેશીજી. ૨૧
સંવત સત્તર એકતાળિશ વર્ષે, ચૈતર શુદી બીજજી;
રવિવારે કથા થઇ પૂરણુ, રશિયા જનની રીજજી. ૨૨
દેસાઇ મેહેતા શંકરદાસે, મુને આજ્ઞા આપીજી;
ગુજરાત મધ્યે દિશા પૂર્વમાં, વડોદરાની ખ્યાતીજી. ૨૩
જ્યાં વૈષ્ણવજન ઉદેછે વાસી, વહાલા છે શ્રીરામજી;
ચતુર્વિંશી જ્ઞાતિ બ્રાહ્મણુ, ભટ પ્રેમાનંદ નામજી. ૨૪
ભણે સાંભળે નર નારી જન, કોટી તીરથ ફળ થાયજી;
બ્રહ્મહત્યાદિક પાતક નાસે, તેનાં ભવ દુઃખ જાયજી. ૨૫
શુભમસ્તુ ને કલ્યાણુકારી, મંગળ હરિનાં નામજી;
ભટ પ્રેમાનંદ કહે કર જોડી, રાખો શ્રીહરિ રામજી. ૨૬
તે માટે મન ધરી સાંભળો, સીતાજીનું હરણુજી;
તેને કૃપા કરી શ્રી રામે ત્યમ તમને રાખે શરણુજી. ૨૭
ગામ વડોદરૂં ગુજરાત મધ્યે, કવિ પ્રેમાનંદ નામજી;
શ્રોતાજન સરવે ગાજીને, વદને વદો શ્રીરામજી. ૨૮

## વલણ.

રામ સત્ય છે કહો સર્વ ગાજી; આવાગમનનું દુઃખ ટાળશે;
ભવ બૂડતાં ભૂધરોજી, ભુજ ગ્રહીને કાઢશે. ૨૯

---

## રણયજ્ઞ સમાપ્ત.

---

# લક્ષ્મણા હરણ.

## કડવું ૧ લું–રાગ કેદારાની દેશી.

દુંદાળો દુઃખ ભંજનો, સદાય બાળે વેશ;
પ્રથમ પહેલો પૂજીએ, ગૌરી પુત્ર ગણેશ.
સમરતાં લક્ષ લાભ દે, તેને કેહે તન ગિરિજેશ;
તેથી પ્રથમ પૂજીએ, ગૌરી પુત્ર ગણેશ.
માતા જેની પાર્વતી ને, પિતા શંકર દેવ;
શુભ કામે વાણી આપે, સમરતાં તતખેવ.
સુદ્ધિ બુદ્ધિ બે તારૂણી, લક્ષ લાભ બે તન;
રિદ્ધિ સિદ્ધિ વસે ઘેર તારે, માટે વર્ણન કરૂં મન.
અહો સરસ્વતિ સહાય કરજો, હું છું મહા અજ્ઞાન;
ચંચુ વડે ચિત્તમાં ધરૂં, સમુદ્ર કરવા પાન.
દીન જાણો દયા આણો, હું છું દુર્મતિ મૂઢ;
અજ્ઞાન બાળક શર્ણ આવ્યો, આપ્ય વાણી ગૂઢ.
તુજતણી કૃપાએ કરીને, કરૂં હરિ ગુણ વખાણ;
દશમ કથા પાવન સુંદર, કૃષ્ણ ચરિત્ર શુભ જાણ.
તે ગાવા ઇચ્છા થઈ છે, વિદ્યા વાણી આપ્ય;
મોટા કવિજન આગળ થયા, આઈ તે તારો પ્રતાપ.
વ્યાસ મુનિ પરાશર સરખા, પ્રલ્હાદ વિભીષણ સાર;
નૃસિંહ મેહેતો વિપ્ર વિષ્ણુદાસ, કોઇ નવ પામ્યા પાર.
હું તુચ્છ કવિ કાંઇ ન જાણું, અલ્પ બુદ્ધિ મારી;
જથારથ મુખેથી ભાખું, આઈ કૃપા સર્વે તારી.
સર્વ મુનિ દેવને કવિશ્વર, તેના વંદુ ચરણ;
સર્વતણી કૃપાએ કરીને, કહું લક્ષમણા હરણ.

## વલણ.

કહું લક્ષ્મણા હરણ જે, પુત્રી દુર્યોધન તણીરે;
હસ્તિનાપુરમાં સ્વયંવર રચ્યો, વાત કહું તેની વરણીરે.

## કડવું ૨ જું-રાગ મારૂ.

સુંદર હસ્તિનાપુર સાર, રાય દુર્યોધનનો બહુ ભાર;
ધૃતરાષ્ટ્રનો એ તન, જેને ભીમે કર્યો નિધન.
શત ભ્રાત છે સમરથ, દુર્મતિ દુઃશાસન બળરથ;
શત ભ્રાત તણી છે જોડ, પૂર્ણ રાજ્યતણા છે કોડ.
ભીષ્મપિતા મહા બળવાન, જીત્યા દેશ દેશ તણા રાજાન;
દ્રોણાચાર્ય ગુરૂ મહા મુન્ય, અશ્વત્થામા છે અતિ પુન્ય.
કૃપાચાર્ય ને રાય કર્ણ, શકુનિ મામો ને વિધર્ણ;
છે સાત સહસ્ર પ્રધાન, રાયને દે છે અતિ માન.
મોટા મહારથી બળવાન, સહુ બેઠા આવે પાન;
ચંદ્રવંશ તણા જાણે ચંદ્ર, બુદ્ધિએ ભરીઆ જાણે સમુદ્ર.
કોની બીક નથી ગણતા, ધર્મ માટે અધર્મ હણતા;
એક સમે દુર્યોધન રાય, મનમાં ચિંતાતુર બહુ થાય.
વિચાર કરે મન ત્યાંય, બેઠો છે રંગમેહેલ માંય;
આ કન્યા બાર વર્ષની થઇ, એને પરણાવું હું કહીં.
સુંદર વર જોઇએ ઘર ગામ, કન્યાનું રૂડું લક્ષ્મણા નામ;
પૂછ્યું ગુરૂને તેડી ઘેર, કહી માંડીને સહુ પેર.
સર્વ સભાને વિચારૂં, શકુનિ કર્ણને ભારે મારૂં;
એત્રે થયો પ્રાતઃકાળ, ઉઠયાં વૃદ્ધ યૌવન બાળ.
દંતધાવન કરી સહુ કોય, સ્નાન ધર્મ જે ક્ષત્રીના હોય;
સવાપહોર દિવસ ચઢયો જ્યારે, રાયે સભા ભરીછે ત્યારે.
સહુને પૂછ્યું રાયે કરવું કેમ, લગ્નતું કરીએ કહો તેમ;
મોટો મારે મન ઉચ્ચાટ, નથી લગ્નનો સુઝતો ઘાટ.
નથી કન્યા જેવો વર, ઘર ગોત્ર અને વળી જર;
કન્યા રૂપ છે પરમ નિધાન, ઇંદ્રાણી બ્રહ્માણી મૂકે માન.
હવે વિચાર શો કરાવો, ગુરૂ કર્ણ કહો મન ભાવો;
કર્ણ બોલ્યો કરી વિચાર, રચો સ્વયંવર શૂરનો સાર.

તેડાવો દેશ દેશના રાય, ઇચ્છા વર વરે કન્યાય;
હાથે એને આપો વરમાળ, નાખે ઇચ્છે જે ભૂપાળ.
એવો વિચાર કર્યો પ્રાતઃકાળ, વરે કન્યા ઘાલે વરમાળ;

**વલણ.**

ઘાલે કન્યા વરમાળ જેને, એવો વિચાર કર્યો સહુ કોઇરે;
મંડપ રચના રૂડી રચાવો, ઉત્તમ દહાડો જોઇરે.

**કડવું ૩ જું-રાગ વેરાડી.**

શ્રી શુકદેવ વાણી ઓચરે, તું સાંભળ પરીક્ષિત્ રાય;
મુહૂર્ત જોવા દ્રોણ ગુરૂને, તેડે દુર્યોધન ત્યાંય.
હો ગુરૂજી સુણિયે.
દ્રોણ ગુરૂને તેડી લાવ્યા, સભા માંહે તે વાર;
દુર્યોધન તો પાયે લાગ્યો, પૂછે ગુરૂને સાર. હો ગુ.
ગણેશ ગોત્ર સ્થાપન કરવું, તે બતાવો સુન્ય;
સ્વયંવર કરવો મારે રૂડો, તે સર્વ તમારૂં પૂન્ય. હો ગુ.
જડિત્ર સ્વચ્છ આસન કરી, બેસાડયા મુનિજન;
અર્ઘ પાદ્ય ચંદન પુષ્પશું, પૂજા કરી રાજન. હો ગુ.
લક્ષ્મણાના ગ્રહ જોયા, પુષ્ય નક્ષત્ર મીન;
માર્ગશીર્ષ શુદ બીજને દિવસે, રચ્યો સ્વયંવર તે દિન. હો ગુ.
સર્વ સંયોગ સારો મળ્યો છે, શુભ નક્ષત્ર શુભ યોગ;
પરમેશ્વર તો કરતા હરતા, તે ટાળશે રોગ દોગ. હો ગુ.
દુર્મતિ દુર્યોધન રાજા, કોને કહેતાં રખે ભૂલો;
વિસરશો કોઇ કૃષ્ણ સરખો, તો દેહ સુધાં ડૂલો.
હો રાયજી સુણિયે.
માર્ગશીર્ષ શુદી બીજને દિવસે, મુહૂર્ત મંડપ કીધું;
ગણેશ સ્થાપન ગોત્રજ પૂજા, વિપ્રને દાન દીધું. હો રા.
સોની સુથાર ને ચિતારા, જડિયા સલાટની જોડ;
મીનાકારી મંડપ કીધો, કામ કીધું મોડા મોડ. હો રા.
પોતાની બેઠક મધ્યે કીધો, ઉત્તમ હીરે જડાવ;
જાદવનું જડિત્ર આસન, તેનો લોભો દાવ. હો રા.
સૂર્યવંશીની બેઠક કીધી, પૂર્વની દિશાએ;
ચંદ્રવંશીની બેઠક કીધી, પશ્ચિમની દિશાએ. હો રા.

દક્ષિણ ભાગે દૈત્ય રાજા, ઉત્તરે યાદવ ભૂપ;
ત્રૈલોક્ય તે પાર ન પામે, દેવતણાં છે રૂપ. હો રા.
દેશે દેશના રાજાઓને, કંકોતરી લખાય;
ઘરના ગોર લેઈ કરીને, દક્ષણા અર્થે જાય. હો રા.
પ્રધાન કંકોતરી લખે છે, જેને દુર્યોધનની સહાય;
દેશ વિદેશ બ્રાહ્મણને આપી, પોતે કરે વિદાય. હો રા.

**વલણ.**

વિદાય કરવા બ્રાહ્મણોને, કંકોતરી લખે તતખેવરે;
દેશ દેશે કીર્તિ ચાલી, સ્વયંવર માંડયો અશ્વમેવરે.

**કડવું ૪ થું–રાગ કેદારાની–બીજી દેશી.**

દેશ દેશે કંકોતરી લખાયરે, લખે તે તો વિપ્ર લેઇ જાયરે;
પ્રથમ મચ્છદેશ લખાયરે, મદ્રરાય ના વિસરાયરે.
મદ્રદેશના સગા થાયરે, લખો લખો તે કાશી રાયરે;
વૈરાટને લખો રૂડી પેરરે, દ્રુપદ આવે આપણે ઘેરરે.
લખો કચ્છદેશનો રાયરે, સિંધુદેશ રખે રહી જાયરે;
દંતવક્ત્ર શિશુપાળ શૂરરે, જરાસંધ જે બળ તણો પૂરરે.
લખ્યા તેરે દેશના રાયરે, લખ્યા ચોરાશી નાયરે;
લખ્યા જાદવ છપ્પન કોડરે, દેશમાં હીંડે મોટા મોડરે.
દૈત્યનો ભય તો નથી ધરતારે, જેને છે વિશ્વંભર ભરતારે;
માગશીર્ષ શુદનો જોગ નિર્ધારરે, રૂડું મુહૂર્ત શુભ રવિવારરે.
સોમવારે જાજો દ્વારકાં ગામરે, વાત વાડવને કહી તે ઠામરે;
જાદવ નીચ કુળ છે તે સારરે, કન્યા આપવા મન નહીં મારૂંરે.
જાદવ કામ તણો અવતારરે, રૂપ જોઇ નાખે કદી વરમાળરે;
એવું સુણી વિપ્ર થયો વિદાયરે, દેશ વિદેશે કહેતો જાયરે.
દેશ દેશે કંકોતરી વંચાયરે, સ્વયંવર રચ્યો દુર્યોધન રાયરે;
કન્યા સુંદર રૂપ નિધાનરે, કો મહાભાગી લેશે કન્યાદાનરે.
જેને વરમાળ ઘાલે ભાઇરે, તેને કરે દુર્યોધન જમાઇરે;
નર માત્રને નિરખવા મનરે, તજી નિદ્રા સોંપ્યાં તનરે.
દેશ દેશના આવ્યા રાયરે, ભરી પૂરીને બેઠા સભાયરે;
લઘુ વૃદ્ધને જોબન વેષરે, માથે ધોળા કાળા કેશરે.

લીલા પીળા વાગા અંગે ધરિયારે, રૂડાં ધોતિયાં પોતિયાં પેહેર્યાંરે;
હીરા મણિ રત્ન જડાવરે, માંહે સોનાના દાગીના સાવરે.
બેઠા આપ આપણે ઠામરે; પોત પોતાનું વાંચી નામરે;
એટલામાં કૌતુક હવુંરે, શુકદેવ કહે તુજને કવુંરે.
પ્રભુને પટરાણી છે આઠરે, તેમાં જાંબુવંતીનો કહું ઠાઠરે;
મૂળ રીંછડીની થઇ નારીરે, તેથી રાખે ઠાઠ માઠ ભારીરે.
પટરાણીમાં પામે માનરે, વળી રૂડું એક સંતાનરે;
તેનું નામ છે જાદવ સાંબરે, રૂપે જાણે કોટિક કામરે.
તે મૃગયાને ગયો વનરે, નાઠો. મૃગને તપ્યું તનરે;
હય હરણની પુઠે ખેડયોરે, થાકયો અશ્વ ત્યાં વાંસો ઉઝેડયોરે.
નાસે વન ગુફામાં કુરંગરે, નાવ્યું હાથને થયો મન ભંગરે;
ચિંતા ચિત્તથી કાઢી નાખીરે, અશ્વને ગાળ ઘણેરી ભાખીરે.
થાકી તોખાર તરફડિયોરે, સાંબ ધાયો કાઢી હડિયોરે;
એવે સારંગ સાંકડે આવ્યુંરે, સાંબને શર મારતાં ફાવ્યુંરે.
બાણ પ્રહારે ગયા તેના પ્રાણરે, ત્યારે હરખ્યો ઘણું સુજાણરે;
દ્રુમ તળે વિસામો ખાવારે, બેઠો સાંબ તે શાંત થાવારે.
રથ લેઇ આવ્યા સેવકજનરે, દેખી રથને રીઝયું મનરે;
સ્વસ્થ થઇ બેઠો રથ માંયરે, ગિરિ તરૂ ઓળંગતો રથ જાયરે.
રથે બેશી આવ્યો ગંગા તીરરે, જે છે મન તણો ગંભીરરે;
તેણે સુણી ઓચીંતી વાતરે, માગવા જાએ ચારણ ભાટરે.
પૂછ્યું કયાં જાઓ રૂડે વાગેરે, તે કે જાશું દુર્યોધનને જાગેરે;
લક્ષણવંતી લક્ષ્મણા નારીરે, આજ વરશે કો ભાગ્યશાળીરે.
સ્વયંવરમાં જેનું પાંદડું ફરશેરે, તે તો લક્ષ્મણાને વરશેરે;
એવું સુણી ચાલ્યો તેણે ઠામરે, આવ્યો હસ્તિનાપુર ગામરે.
ત્યાં કોઇએ ન દીધું માનરે, મનમાં કોપ્યો જાદવ સાંબરે;
નવ દીઠો જાદવ કોઇ ત્યાંયરે, આશ્ચર્ય લાગ્યું ઘણું મન માંયરે.
જાણે ભાસ્કર પ્રગટયો સાંબરે, રખે રાખે પિતાનું નામરે;
જાદવની બેઠક જોઇરે, વિવિધ રચનાની ત્યાં સોઇરે.
જઇ બેઠો જાદવ જોદ્ધરે, વાધ્યો મનમાં મોટો ક્રોધરે;
જોઇએ અહીંતો શું થાયરે, કન્યા લેઉં પડે મારો દાયરે.

હું તો જાંબુવંતીનો પુત્રરે, લક્ષ્મણા સાથ માંડું ઘર સૂત્રરે;
દુર્યોધન સાથે કરૂં જુદ્ધરે, કન્યા લેઉં લાતે મારી શુદ્ધરે.
જે મુજ પિતા જગજીવનરે, તેને સાઠ લાખ છે તનરે;
કદાપિ જુદ્ધ કરતાં મરિયેરે, એક ઓછો થયે ન ઓસરિયેરે.
એવો વિચાર કરી મનરે, બેઠો છે જાદવ તનરે.

## વલણ.

તન બેઠો જાદવ તણો, સભા સહુ વિસ્મે થઈરે;
દીસંતો અકળ સ્વરૂપ, જોતામાં તો શુધ ગઈરે.

## કડવું ૫ મું–રાગ સામેરી.

કન્યા મંડપ માંહે આવે, સુંદર રૂપ નિધાન;
ઈંદ્રાણી બ્રહ્માણી રૂદ્રાણીનું, મૂકાવે તે માન.
રૂપ કળા ગુણ ચાતુરી, તેજ તણો અંબાર;
બત્રીશ લક્ષણી શોભતી, રોમાવળી ભાર અઢાર.
ચિન્હ ઉજવળ નખ કેરાં, દાડમ કળીશા દંત;
પગ પાની ઉર શોભી રહ્યું, કેંડ કેસરી લંક.
કપોળ ચંદ્રમા પૂર્ણ જાણે, ભુજ દંડ શુંડાકાર;
વેણ વાસુકી ફેણ શોભે, તેજ તણો અંબાર.
નેન કમળ છે મીન જેવાં, કીકી તેમાં શ્યામ;
સોળ કળાએ શશિવર ઊગ્યો, જાણે પ્રગટ્યો કામ.
અધર બિંબની શોભા ઘણી, જેવી માણક જ્યોત;
નાક વાસુકી કીરની શોભા, જેવી દીવા કેરી જોત.
વસ્ત્ર સુંદર સ્ત્રીએ પહેરચાં, ચર્ણા ચોળી કસ કસે;
રૂપ જોઈ માનની કેરૂં, કામી પુરૂષનું મન હસે.
ઝાંઝર લંગર પાયે વાજે, હાર મુક્તાફળ કોટે;
કાને ફરફરિયાં શોભતાં, હીરા જડિત્ર વેસર હોટે.
ચૂડો રૂડો હાથે શોભે, આંગળિયે વીશે વીંટી;
મૃગમદની ટીલડી ચોડી, માંહે મીનાકારી લીટી.
વરમાળ કરમાં શોભતી, આવી સભામાં વિબુધ;
રૂપ જોઇ રંભા સરખું, સઉની ગઈ છે શુદ્ધ.

રાય સહુને નિરખતી, ચોકસ જોતી ત્યાંય;
જાદવ પુત્રે વિચાર્યું, બેઠે બેઠે મન માંય.
કોણ જાણે કોને નાખશે, વરમાળ કન્યા તેહ;
કદાચિત રહી જઇશ, એકલો હું જેહ.
એવું વિચારીને પલવટ કીધો, ગ્રહું એનો હાથ;
ઝાલીને રથ માંહે નાંખું, ભીડી અંગશું બાથ.

વલણ.

બાથ ભીડી રથમાં નાખું, મન જાણ્યું પણ એકલોરે;
ફરી કન્યા એવી નહિ મળે, મુંજ ભ્રાત હતો ક્યાં બેકલોરે!

કડવું ૬ ઠું-રાગ સોરઠી.

એવો વિચાર કીધો સાંબ, મનમાં સમર્યા કૃષ્ણ ને રામ;
જે કરે ત્રિભોવન નાથ, ભીડી કન્યાને અંગશું બાથ.
ગ્રહી તાણીને નાખી રથ, ઉપર બેઠો ત્યાં સમરથ;
હાંકયો રથ તે વેગે કરી, જોતાં જોતાંમાં કન્યા હરી.
હાંકી રથ ને આવ્યો બાહાર, સહુ રાય કરે વિચાર;
ભાઇઓ આતો થયો અધર્મ, નહીં સ્વયંવરનો ધર્મ.
નવ જાણ્યો જાદવનો પુત્ર, આતો કામ નહીં કંઇ સૂત્ર;
એવું વિમાસે સર્વે કોય, વળી ઉંચી દૃષ્ટે જોય.
કોઈ દીસે છે મતિમંદ, છે કામમાં થએલો અંધ;
આવું કામ કોઇએ ન થાય, જરાસંધ શિશુપાળ પુંઠે ધાય.
વાત સુણી દુર્યોધન રાય, ખટ મહારથી રોષે ભરાય;
કર્ણ આદે દુઃશાસન તાંહી, શત કૌરવ સર્વે ભાઈ.
ભીષ્મ દ્રોણને કૃપાચાર્ય, અશ્વત્થામાએ સુણ્યું આશ્ચર્ય;
ચઢયા ખટરથી મહા શૂર, વળી બીજા મંદમતિ અસૂર.
પેહેરયા ટોપ ટાટર બખતર, ધનુષ્ય ચાપ ને રૂડાં શર;
દળ ચઢયું તે સાગર પૂર, વાજે ત્રંબાળુ રણતૂર.
દેઇ દદામું તૈયાર થયા, ધજા નેજા ફરફરી રહ્યા;
તું ઉભો રહે કોણ છે શૂર, મારી કરશું તને ચકચૂર.
ત્યારે બોલ્યો જાદવ વાણી, નથી જાણતા મતિ અજાણી;
અમો જાદવના કુમાર, અમ ઘેર ઝાઝેરી નાર.

વઢું ભડું તમારી સાથ, કન્યા નહીં આવે તમ હાથ;
સુણતામાં દુર્યોધન કોપ્યો, મારી ચુરીને લજ્જા લોપો.

વલણ.

ચુરી મારીને લાજ લોપો, એમ બોલ્યો દુર્યોધન રાયરે;
શુકદેવ કહે સુણ્ય રાયજી, પછે યુદ્ધ કેવું થાયરે.

## કડવું ૭ મું-રાગ મારૂ.

જુદ્ધ કરવાને ઈચ્છે મન, જે જાંબુવંતીનો તન;
દીસંતો મહા બળવંત, જેનો પિતા છે જગજીવંત.
એવાં કરતા આવ્યા કામ, બીજો કોઇ ન ઘાલે હામ;
એછે જાદવ કુળની રીત, તેથી મનમાં થઇ મુને પ્રીત.
પ્રધુમને એમજ કીધું, રતિના હાથનું પાણી પીધું;
ઓખાએ ઈચ્છી એવી વાત, માળીએ મળ્યો અનિરૂદ્ધ નાથ.
કીધું બાણની સાથે જુદ્ધ, છપ્પન કોટિ જાદવ શુદ્ધ;
સહસ્ત્ર હાથ કાપ્યા મહારાજે, લાવ્યા ઓખા અનિરૂદ્ધ કાજે.
મુજ પિતા લાવ્યા રૂક્મિણી, એવી વાતો શું કહું ગણી;
સોળ હજાર લાવ્યા રાણી, નરકાસુરને હાથે હણી.
ચાલ્યું આવ્યું કુળ અમારે, યુદ્ધ કરતાં દોષ કુણ ગણે;
સમર્યાં બાણ કવચ ને ટોપ, આવતાં કર્યાં અંગે આરોપ.
હેલામાત્રમાં આજે કરૂં, કન્યા લેઈ દ્વારકાં પરવરૂં;
એવું મન રાખી દૃઢ, પછે કોપ કર્યો આરૂઢ.
મૂકે બાણ તે લક્ષો લક્ષ, કાઢે હસ્તી ઘોડાનાં ચક્ષ;
પાડે માતંગ મોટા મદગળે, શૂરવીર વાધ્યો બળે.
બીજા રાય કરે જે જુદ્ધ, તેમણે વિચારી બુદ્ધ;
એકઠા થઇ સહુકો મારો, એ બાળક શું કરનારો.
એવું કેહેતામાં શિશુપાળ આવ્યો, જાદવના મનમાં ભાવ્યો;
તે દૈત્ય તણો છે કુમાર, એને ભુજબળનો અહંકાર.
એ તો મહામતિ મંદ, દારૂણ યુદ્ધ કરે છે દ્વંદ;
જેમ અભ્રમંડળમાં ચંદ્ર, જાણે અસુરે વીંટયો ઇંદ્ર.
જેમ રવિ ધસે વાદળમાં, એમ જાદવ પેઠો દળમાં;
પ્રાતઃકાળનો રવિ જેમ, જાદવ શોભે દળમાં તેમ.

શિશુપાળને મારી લાતે, ગદા ઝુંટી લીધી હાથે;
મારી ગદા તે તતખેવ, ધરણી પડયો ને વળ્યો પ્રસેવ.
એ ઘડી મૂર્છાગત રહ્યો, પછે જ્યમ ત્યમ બેઠો થયો;
હાર્યો શિશુપાળ મહા શૂર, નાઠી સેના જે ભરપૂર.
ત્યારે આવ્યો રાજા શલ્ય, જાણે દીસે મોટો મલ્લ;
મારી ગદા જ્યારે જાદવને, વાગી હૃદેમાં નંદન માધવને.
જાણ્યું ખંડિત થયું રત્ન, તેથી કન્યા કરે છે જત્ન;
વા નાખે ને બેઠો કરે, નાર રખે તું ચિંતા ધરે.
માર્યાં બાણ તે કોટચાન કોટ, કાપ્યો શલ્ય રાજાનો જોટ;
માથેથી મુકુટ પડિયો, એ ઘડી ભોમ તરફડિયો.
ઉઠયો શલ્યને ખાધી હાર, જુદ્ધ જુએ છે બેઠી નાર;
આયુધ ઝુંટાવી લે વીર, મારે જોદ્ધાને રણધીર.
હાકે મારે પછાડે અંગ, સહુ જોધ કર્યા મતિભંગ;
કોને મારે મુષ્ટિ લાત, કોના ભાગી નાખ્યા હાથ.
કોને ભાલા ખુંચી મારે ભચ, કોનાં નાક કાપે કચ;
કો ખડ્ગે માર્યા શૂર, કોને ચક્રે કર્યા ચકચૂર.
કોને ઉડાડયા પગની ઠેસ, વૃદ્ધ જોબન બાળેવેશ;
એમ સહુને કર્યા લથબથ, મુએ સારથી નાર ખેડે રથ.
એવું યુદ્ધ થયું ત્યાં ક્રૂર, મારી ભોમી પધાર્યા શૂર;
યુદ્ધ કરે દેવ નિરીક્ષ, અપ્સરા આવી અંતરીક્ષ.
મહદ્ કર્મ જાદવે કીધું, વેર વાળી સર્વે દીધું;
જાદવે લીધો રૂડો ભાગ, વળી પિતાનો વાળ્યો લાગ.
રણ સહુ કોઇ ધરણે ઢળિયું, કન્યા કહે રત્નજ મળિયું;
મેં આવું નહોતું જાણ્યું, મારી વિધિયે રત્નજ આણ્યું.
કોણ પુન્યથી વર પામી, મારે જાદવ સરખો સ્વામી;
પિતાનું ફળ્યું કપટ, સહુ જોધ કર્યા ચપટ.
લેતાં જાદવનું આસન, સામું દુઃખ થયું રાજન;
મારયા જોદ્ધ હાર્યા સહુ કોય, વળી વળી ઉંચી દૃષ્ટે જોય.
પકડો જાદવ ફરાગો દોર, હણો એને એ છે ચોર;
એણે સભાની લાજ લોપી, હવે શિક્ષા દેવી મોટી.

એકઠા થઈને મારો, એ છે નિર્બળ શું કરનારો;
એમ વાદો વાદીએ આવ્યા, જોદ્ધા જાદવને મન ભાવ્યા.
આજ એને કરો શિક્ષાય, ફરિ નહિ આવે આવો દાય;
આજ સહુને દેઉં શિક્ષાય, શિશુપાળ આદે જે રાય.
એવું કહી સેનામાં ધસ્યો, અજામાં શાર્દૂલ જસ્યો;
કરે બાણ તણો વરસાત, કોના પાડે નાક ને હાથ.
કોના પગ નાખે કાપી, સઘળે બાણ રહ્યાં છે વ્યાપી;
સામાં બાણ આવતાં ભાગે, એને અંગે એકે ન વાગે.
એ કામ છે હરિને ગમતું, એને બાણ વાગે નહિ દમતું;
હાર્યા જોબન વૃદ્ધને બાળા, કર્યા નાઠા કેરા ચાળા.
સૌમાં કોની રહી નહિ હામ, ચાલો જઈએ આપણે ગામ.

## વલણ.

ચાલો ગામ જઈએ આપણે, વળો પાછા મોડા મોડરે;
હરિ છે જે કરતા હરતા, માથે જાદવ છપ્પન કોડરે.

## કડવું ૮ મું-રાગ ગોડી.

છે જાદવ છપ્પન કોડ, સહુને માથે છે મોડામોડ;
(રાય) કેહે યુદ્ધ કરૂં એની જોડ,પુરૂં સહુના મનના કોડ.
જે હીંડે છે મોડા મોડ, વળી ફરે છે સોડા સોડ;
કોણ કરે મારી કન્યા હર્ણ, નથી સાંભળ્યો કોઇ કર્ણ.
રામ કૃષ્ણ બાંધવની જોડ, એ ભાઇની ભાગું ખોડ;
નથી અવતર્યો કોઇ ધર્ણ, એને માથે ભમે છે મર્ણ.
એવે બોલ્યો તે રાજા કર્ણ, દુર્યોધન શકુનિ વર્ણ;
જોધો છે જે મહાવિકર્ણ, પદ પ્રહારે કંપાવે છે ધર્ણ.
સહુ ધાઈ આવ્યા સુસવાટ, રોકી બાંધ્યા ચારે ઘાટ;
જુઓ કૌરવ કેરા ઠાઠ, રોકી દશે દિશાની વાટ.
કરે બાણ તણો વરસાત, વર્પી રહ્યા અગ્નિ સાક્ષાત;
ત્રિલોકમાં વાગી હાક, ચઢી મેદિની સહુ ચાક.
અશ્વત્થામા છે બળપૂર, જે ધનુર્વિદ્યામાં શૂર;
તે સામા આવ્યા જુદ્ધે જ્યારે, સામો આવ્યો જાદવ ત્યારે.

પહેલે બાણે ભાગ્યો રથ, બીજે રથે બેઠા મુનિ સમર્થ;
ફરી મારી બાણ ખોઇ પત, મુનિ કીધા તે વિરથ.
એકે પાડયો ધજાનો દંડ, બીજે પતાકા કરી શતખંડ;
ચાર બાણે ભાગ્યાં ચક્ર, એકે સારથી કીધો વક્ર.
બે બાણે ભાગ્યું છત્ર, એક બાણે ભાગી પિંજત્ર;
મુનિ વ્યાકુળ કીધા અત્ર, બીજે રથે બેઠા તત્ર.
મુનિયે મૂકયાં બાણ કરી રીસ, જાદવે સમર્યા જગદીશ;
બાણ સુસવાટા દે ત્યાંય, આવ્યા જાદવ જોદ્ધો જ્યાંય.
એવે સાંબે માર્યાં સાટ, તેણે વાળ્યો સેનાનો ડાટ;
બીજાં મૂકયાં સહસ્ત્રજ સાત, વરસે અગ્નિ તણો વરસાત.
સેનામાં પડયું ભંગાણ, જોદ્ધા કરે છે ખુંબાણ;
સેના દોદશ નાઠી જાય, હાહાકાર સેનામાં થાય.
ત્યારે આવ્યો શકુનિ મામો, જાદવ જોદ્ધાના સામો;
બાણ માર્યાં એક હજાર, ત્યારે બોલ્યાં લક્ષ્મણા નાર.
મામા વચન કહું જોડી હાથ, મોટી મારા મનમાં વાત;
સ્વામીની ના કરો ઘાત, ઇચ્છા વર વરી સાક્ષાત.
બીજા વરને નહીં વરૂં, ગોવિંદે ગોઠતું કર્યું;
ત્યારે શકુનિ સમઝયો મન, કાચ ખોળતાં મળ્યું રતન.
એવી ના મળે જુગમાં જોડ, વેહેવાઇ છપ્પન ક્રોડ;
બીજા સર્વે વેહેવાઇ વાટ, જાદવ છે સબળો સાથ.

### વલણ.

જાદવ સબળ સાથ છે, શકુનિ સમઝયો મનરે;
બાણ થોથાં મારી પાછો ફર્યો, છે દુર્યોધન અંધ તનરે.

### કડવું ૯ મું–રાગ મારૂ.

ધાયા અશ્વત્થામા વિકર્ણ, જે જોતાં છે બ્રાહ્મણ વર્ણ;
આવ્યા જુધ્ધ કરવા મન હુંસ, જાદવ સમઝી મન થયું ખુશ.
એ બ્રાહ્મણને નવ મારૂં, છે અન્ન તણો ભીખારૂ;
શસ્ત્ર બાંધે તો શું થાય, માર ખાધે નાશી જાય.
નથી ક્ષત્રી કેરો તન, જે યુદ્ધમાં થાય પતન;
વઢે મારે પૂઠ ન કરે, મુઆ થકી ના ઓસરે.

એ બ્રાહ્મણ તણો નહિં ધર્મ, કરો સંધ્યા સ્નાન એ કર્મ;
એમ બોલ્યો જાદવ મુખે, કરી વ્રત ને મરો ભૂખે.
તમારા માંહે નહિ જોર, માગી ભીખ થઇ રહો ગોર;
રાજ ગુરૂ તમારો તાત, માટે સજ્જો શસ્ત્રનો સાથ.
એવું કામ કરો તમે ગોર, થયા પરમેશ્વરના ચોર;
દ્રોણ સમજે છે મન માંય, માટે નવ આવ્યા તે અહાંય.
એવું સુણતામાં ચઢી રીસ, પગથી જ્વાળા લાગી શીશ;
તારા તાતને મંગાવું ભીખ, તને મારીને દેઉં શીખ.
મુનિયે બાણ માર્યાં સોય, જાદવ ઊભો ઊભો જોય;
બાણ મૂક્યાં એક હજાર, મારી પગ તણી પેંજાર.
ત્યારે કોપ્યો જાદવ ભૂપ, કીધું કાળ તણું નિજ રૂપ;
થાય પ્રલ્લેકાળના મેઘ, એમ નાખ્યાં બાણ અનેક.
વળી માર્યાં બાણ સાર, એક મૂઠે સોળ હજાર;
ત્યારે વારે પોતાની નાર, એ તો બ્રાહ્મણના કુમાર.
એમને નવ વાગે બાણ, એમની પૂજા કરવી પ્રમાણ;
એમને પૂજી લાગીએ પાય, ગુરૂ કરે આપણી સ્હાય.
ત્યારે બાણ મૂકયાં એક હજાર, એના બળ તણો નહિં પાર;
રથ સહિત ઉંચળ્યા સાર, નાખ્યા હસ્તિનાપુર મોઝાર.
ત્યારે દુર્યોધન કરે વિચાર, કહિયે દ્રોણ ગુરૂને સાર;
મહારાજ બાળક બળીઓ, આવો કાને નથી સાંભળીઓ.
એ તો કરે સર્વને દુઃખી, માટે શું કરિયે કહો રૂખિ;
ત્યારે દ્રોણ કહે થઇ રૂષ્ટ, લાગો તમે દુર્યોધન દુષ્ટ.
તારા મનમાં કપટ રાજન, ટાળવું જાદવનું આસન;
જે છે કરતા હરતા દેવ, જેની સુરનર મુનિ કરે સેવ.
ધરે અવતાર વાટે ઘાટે, હરિજનનું દુઃખ ટાળવા માટે;
જેમને નારાયણનું નૂર, જેણે માર્યાં બહુ અસૂર.

## વલણ.

માર્યા બહુ અસૂર જેણે, તે અવિચળ પદ પામિયારે;
અનેક જન ઉદ્ધારિયા, જે ભવનાં દુઃખ વામિયારે.

## કડવું ૧૦ મું–રાગ વેરાડી.

દ્રોણ નાઠા ધર્મ જાણી, બાળક સાથે શું યુદ્ધ;
જાણે ઇશ્વર કરતા હરતા, જેની અગમ નિગમ બુદ્ધ.
દુર્યોધનને કેહે ગુરૂજી, જુગમાં મોટો અન્યાય;
બાળક સાથે જુદ્ધ કરતાં, ઉત્તમ શું પોસાય.
જીતીશું તો જશ નથી, હારીશું તો વિપરીત;
ભીષ્મપિતા ઘેર છે, તે તો દેશે શીખ.
ત્યારે રાય વિમાસી બોલિયો, હવે શો ઉપાય;
કર્ણને હું મોકલું જે, જુદ્ધ કરવા જાય.
કર્ણ પાસે આવિયો, રાય દુર્યોધન;
ભાઇ સાંભળે જો મારૂં, તો તારૂં બળ ધન ધન.
રાય સર્વે હાર પામ્યા, નાઠા લઇને પ્રાણ;
રૂષિનો વિશ્વાસ શો, માગે ભીખ નિર્વાણ.
ત્યારે કર્ણ બોલિયો, હસીને મુખ વાણ;
બાળક સાથે યુદ્ધ કરૂં, મારૂં શું કરે વખાણ.
ભાઇ કામ એ છે તાહરૂં, બીજાથી નવ થાય;
એને બાંધી ઘેર લાવો, જયમ ત્યમ કરીને દાય.
સુણી વચન રાય કર્ણ આવ્યો, હકારી નિજ વીર;
ઉભો રહે તું રણ વિષે, કોણ બળ પરાક્રમ ધીર.
કર્ણ કર્ણે સાંભળ્યો છે, દીઠો છે કોઇ વાર;
યુદ્ધ વેળા ઘણો દોહેલો, સહેવો શત્રુનો માર.
એવું કહીને બાણ મૂકયાં, તેણે તે વળી સાર;
જાદવ કુંવર ઉપરે, ત્યાં મૂકયાં તે શર ચાર.
તેહ કાપ્યાં કામણગાળે, જોતામાં તે સાર;
ત્યારે કર્ણે સાત મૂકયાં, બીજાં મૂકયાં બાર.
જોઈ આવતાં સજ થઈ બેઠો, જાદવ તન તેણીવાર;
આવ્યાં તે કાપ્યાં ઝડપશું, (જ્યમ)શેલડી કોલુમાં નિરધાર.
ચપળા ચમકે મેઘ ગડગડે, વાયુ વૃથા કરે જેમ;
નિર્ધનના મનોરથ જેવા, વૃથા કીધાં તેમ.

નિર્ધન મુક્તા મણિ ઇચ્છે, અપંગે ગિરિ ચઢાય;
વંઝા નારી પુત્ર ઇચ્છે, તેમાં કંઇ નવ થાય.
એમ વૃથા બાણ કીધાં, કર્ણનાં જાદવે ત્યાંય;
વળી વેગે બાણ માર્યા, થયો મુર્છાગત રાય.
ક્ષણભર પડયો પૃથ્વી, બેઠો થયો તતખેવ;
કોપી કર્ણે અગ્ન્યાસ્ત્ર મૂકયું, થયા પ્રકટ અગ્નિદેવ.
જાદવે મેઘાસ્ત્ર સમર્યું, થયો અતિ અંધકાર;
રેણુ ઉડે કંઇ નવ સુઝે, મેઘ વરસે મુશળધાર.
ત્યારે કર્ણે પવનાસ્ત્ર મૂકયું, કર્યો વૃથા મેઘ;
વજ્રાસ્ત્ર મૂકયું જાદવે, ટાળ્યો પવનનો વેગ.

## વલણ.

ટાળ્યો પવનનો વેગ તેણે, તવ કર્ણે કર્યો વિચારરે;
પરશુરામનું ધ્યાન કીધું, હૃદયા માંહે નિરધારરે.

## કડવું ૧૧ મું.–રાગ સારંગની ચાલ ટુંકડી.

હૃદયા માંહે ક્રોધજ આણી, બાણ મૂકે તાણી તાણી;
જાદવ કંપ્યો મન જાણી, હકારી વધો કર્ણ વાણી.
ધરે ધ્યાન હરિનું મન, જે જાંબુવંતીનો તન;
જેના પિતા છે જગજીવન, માથે જાદવ કોડ છપ્પન.
કર્ણ કોપ કરે મન સાથ, કરે બાણ તણો વરસાત;
સાંબ કાપે બાણ અનેક, જેને માથે પ્રભુ એક.
એને બાણ ન વાગે એક, રોપ્યો પાગ ધરીને ટેક;
કન્યાને નવ લાગે રેખ, એવું પણ કર્યું મીનમેખ.
જુદ્ધ કરે છે વિશેક, કર્ણે આણ્યો મન વિવેક;
મારો રહેશે કયમ ટેક, આ બાળને ના વાગે રેખ.
બાળક પકડું નહિ મીનમેખ, સારથી મુજ પરાક્રમ દેખ;
હું તો પૃથ્વી ચઢાવું ચાક, ભીષ્મને મેં મારી હાક.
બીડી પરશુરામ શું બાથ, હુંથી કંપે ત્રયલોક નાથ;
જાદવ જોદ્ધા લડતાં કાંપ્ય, હમણાં સાણસે પકડીશ સાપ.

મારે બાણ સાંબને નહિ ધાક, કોઇનાં કપાઇ પડિયાં નાક;
માર્યા હસ્તી લક્ષ કરોડ, મારી અશ્વ તણી કંઇ જોડ.
જાદવ રથે મોડા મોડ, કરે કર્ણના પુરા કોડ;
રીસે ભરાયો કર્ણ રાણો, પ્રયોગ પરશુરામનો આણ્યો.
કર્ણે મેલ્યું નાગાસ્ત્ર બાણ, બાંધ્યો યાદવજોધ સુજાણ;
છે પુત્રી તણો એ પ્રાણ, બોલ્યા દ્રોણ ગુરૂ વાણ.
એના બળને છે શાબાસ, ન ગણ્યો ગજેન્દ્રોનો ત્રાસ;
સેના સાથે ભરી જોને બાથ, કન્યા લીધી જમણે હાથ.
આજ જાદવ છે સમરથ, ઉદ્ધવ અક્રૂર ને ભીમરથ;
બળદેવ કૃષ્ણ સમરથ, જાણે રામ તણા ભાઇ ભરત.
દ્રોણગિરિ લાવ્યા હનુમાન, લક્ષ્મણના વાળવા પ્રાણ;
માર્યું ભરતે તે એક બાણ, રામ કહી પડયા બળવાન.
ત્યારે ભરતે કહી વાણ, મેં માર્યું બાણ અજાણ;
બીજે બાણે બેઠા હનુમાન, ફેંક્યું સેના મધ્યે પ્રમાણ.
એવા ચાર ભાઇ બળપૂર, તેવા જાણો રામ કૃષ્ણ શૂર;
રાય પ્રત્યે રૂષિએ ભાખ્યું, એણે એવું પરાક્રમ દાખ્યું.
નાગપાશે બાંધ્યો જાદવ, રૂષિ લઇ ચાલ્યા નંદન માધવ;
કારાગૃહે નાખ્યો તતખેવ, જેને માથે દેવાધિ દેવ.
ત્યાં આવ્યા નારદ મુન્ય, જાદવનું મોટું પુન્ય;
તારા બળમાં નથી કાંઇ ન્યૂન, જાણે બીજો તું અર્જુન.
તારે હૈયે રાખજે હામ, હમણા જાઉં દ્વારકાં ગામ;
જઈ સંભળાવું બળરામ, હવે કરૂં તારૂં કામ.
કહી નારદ મુનિ વળિયા, દ્વારકાંની વાટે પળિયા;
સર્વ જાદવને પૂછી વળ્યા, કુંવર સાંબ કાંઇ કળ્યા.

## વલણ.

કુંવર સાંબ કાંઇ કળ્યા, એમ બોલ્યા નારદ મુન્યરે;
ઉગરશે જાદવ સઘળા, કહો નારદ તમારૂં પુન્યરે.

## કડવું ૧૨ મું–રાગ આશાવરી.

નારદ કહે છે કૃષ્ણને, સાંભળો જગજીવન;
તમારૂં તો છતું રાખ્યું, જાંબુવંતીને તન.

જેણે જેવું અન્ન ખાધું, તેને તેવો ઓટકાર;
તમે તમારા પુત્ર સર્વે, રૂડો ચલાવો વેહેવાર.
દુર્યોધને સ્વયંવર કીધો, જે લક્ષ્મણા કન્યાય;
સભા કીધી સાંતરી, ત્યાં મળ્યા રાણા રાય.
ત્યાં તમારો કુંવર આવ્યો, કીધું કન્યા હર્ણું;
બહુ યોદ્ધા મારી પાથર્યા, પછે બાંધી ગયો કર્ણ.
કુંવર કારાગૃહમાં નાંખ્યો, હસ્તિનાપુર માંય;
કન્યા તો પામ્યો નહીં, જાઓ છોડાવો ત્યાંય.
બાળકે કુડું કામ કીધું, સાંભળો નારદ;
સગાં સંબંધી કામ પડયું, એનું કેવું હશે હારદ.
એવું સુણતાં કોપે ચડયા, સ્વામી જગદાધાર;
બળદેવજીએ વારિયા હું, કન્યા સહિત લાવું નિર્ધાર.
વેવાઇ કેરૂં માન છે, અને દુર્યોધન મારો શિષ્ય;
ગદા યુદ્ધ મેં શીખવ્યું, માટે માનશે ઇશ.
માનશે તો રૂડું થાશે, કરીશું સારી વાત;
કદાપિ નહિ માને તો, પછે મારીશું લાત.
એવું કહીને બળદેવ ઊઠયા, અક્રૂર સાથે લીધ;
સાત્યકિ ને સુશર્મા, પ્રયાણ હસ્તિનાપુર કીધ.
વૃદ્ધ જાદવ સાથ લીધા, બુદ્ધિ જેની અપાર;
બળરામ ત્યાં સંચર્યા, જે શેષનો અવતાર.
હસ્તિનાપુર ચાલી આવ્યા, એકાંત વાડી માંય;
દુર્યોધનને તેડવાને, બળદેવે મોકલ્યું ત્યાંય.
રાય આવ્યો રીઝમાં, પૂજા ગુરૂની કીધ;
પાયે પડયો દંડવત્ કીધા, ગુરૂ જોણી સિદ્ધ.
અન્યોન્યે કુશળ પૂછી, શિષ્ય ગુરૂ બેઠા સાથ;
કુંવર કેરી ખબર પૂછી, કહો દુર્યોધન વાત.

**વલણ.**

કહો દુર્યોધન વાત મુજને, એ કામ તો ક્યમ થયું રે;
દ્વારકાં માંહે ખબર નથી, નારદે કહ્યું તે અમે લહ્યું રે.

## કડવું ૧૩ મું-રાગ મારૂ.

હળધર કહે સુણ દુર્યોધનરે, તું આપ્ય અમારો તનરે;
છે બાળપણામાં છોરોરે, એને બાંધ્યો તે યશ નહિં તોરોરે.
હું તો કરૂં છું માગી માનરે, પુત્ર આપ્યની રાજાનરે;
તારે મારે છે મિત્રાઇરે, હું કહું દુર્યોધન ભાઇરે.
દુર્યોધન બોલ્યો વાણરે, કાંઇ તમે થયા અજાણરે;
બીજી વાત સર્વે કેહેજ્યોરે, એ વાત મૂકી દેજ્યોરે.
તમે જાદવ મદના ભરિયારે, નથી કોઇથી ઓસરિયારે;
તમો ગુરૂને લાગું પાયરે, આપી દક્ષણા કરૂં વિદાયરે.
આ વાત મુને નવ ભાવીરે, ન માનો તો જાઓ રીસાવીરે;
છે દુર્મતિ દુર્યોધનરે, નહીં માને એક વચનરે.
આવતા હુતા સુંદર શ્યામરે, વારી રાખ્યા તે કરવા કામરે;
ઉગરશો નહિં છત્રપતિરે, બીજો નથી એવો ક્ષત્રીરે.
હામ દામ ને વળી ઠામરે, સોનામય દ્વારકાં ગામરે;
વાજે છપ્પન ઉપર ભેરરે, ખાઇ ગોમતીની વહે લ્હેરરે.
આ વૃદ્ધ કેહે છે તે માનોરે, અલ્યા દુર્યોધન છોડય તાનોરે;
એવા બોલ હૃદયમાં વ્યાપ્યારે, કાળજના બંધ તે કાપ્યારે.
છે દુર્યોધન બળ પૂરરે, નવ માને કોઈનું શૂરરે;
એ છે વાણી તે વળી કૈરરે, છે જોબન મત્તમાં પૂરરે.
તમે પિંડારાની જાતરે, નવ જાણો ક્ષત્રીની વાતરે;
તમને નવ દે કોઇ કન્યારે, માટે કરતા હીંડો અન્યારે.
ઘેર ઘેર વશિયર ન્હોયરે, સો દરમાં નીકળે કોયરે;
નથી તમારા બાપનું રાજરે, મારી મામા ને કર્યું કાજરે.
તમો ઉપાનને સમાનરે, બોલ્યો દુર્યોધન રાજાનરે;
મુને રીસ અંતરમાં ઝાઝીરે, મારી જાદવને થાઉં રાજીરે.
એવાં વચન બોલ્યો મુખ શ્યામરે, કોપે ભરાયા બળરામરે;
ઉંધું કરૂં હસ્તિનાપુરરે, મારી ભાગી કરૂં ચકચૂરરે.

### વલણ.

ચકચૂર કરૂં ભાગીને, કોપે ભરાયા બળદેવરે;
હળ મૂશળનું સ્મરણ કીધું, તે આવ્યું તતખેવરે.

## કડવું ૧૪ મું-રાગ કાનડો.

શુકદેવ કહે સુણ્ય રાયજી, હો રાયરે;
હળધર કોપે ભર્યા મનમાંય, ત્યાં શું થાયરે.
જાણે ઇંદ્ર આવ્યા નિરધાર, હો રાયરે;
ઉલટયું સપ્ત સાગર વાર, ત્યાં શું થાયરે.
ક્રોધે દીસે જેવા કાળ, હો રાયરે;
જેવો ધશી દે શાર્દૂલ ફાળ, ત્યાં શું થાયરે.
તેજે દીસે જેવો ભાણ, હો રાયરે;
જેવાં ચાલે રામનાં બાણ, ત્યાં શું થાયરે.
ગદાએ જેવો કુબેરદેવ, હો રાયરે;
પ્રલ્લેકાળે જાણે મહાદેવ, ત્યાં શું થાયરે.
હસ્તિનાપુરમાં જાય, હો રાયરે;
સમાચાર ગયા પુર માંય, ત્યાં શું થાયરે.
હળ ભેરવ્યું ગામ છે જ્યાંય, હો રાયરે;
જાણે નાખ્યું ગંગા માંય, ત્યાં શું થાયરે.
હળ ભેરવ્યું અતિ કોપ કરી, હો રાયરે;
ઉંધી વાળવા નગરી મન ધરી, ત્યાં શું થાયરે.
હળ ઘાલીને તો મરડિયું, હો રાયરે;
હસ્તિનાપુર ખળભળિયું, ત્યાં શું થાયરે.
ત્યારે લોકે મન વિમાશિયું, હો રાયરે;
સર્વે વગર મોતે મરિયું, ત્યાં શું થાયરે.
જન સર્વે આવી નમ્યા, સુણ્ય રાયરે;
અમને અહંકારે દમ્યા, લાગો પાયરે.
દ્રોણ ભીષ્મ ત્યાં આવિયા, સુણ્ય રાયરે;
હવે કન્યા કરો વિદાય, લાગો પાયરે.
રાજ્ય ઊંધું વળ્યું આ વાર, સુણ્ય રાયરે;
છે શેષનાગનો અવતાર, લાગો પાયરે.
એ સમર્થને કેમ પોહોતાય, સુણ્ય રાયરે;
કાંકરે મેરૂ કેમ ઝીતાય, લાગો પાયરે.

જેણે કંસ સરિખો મારિયો, સુણ્ય રાયરે;
સત્તર વાર જરાસંધ હારિયો, લાગો પાયરે.
આપણું અજા ને એ વાઘ, સુણ્ય રાયરે;
જેણે નાથ્યો કાળિનાગ, લાગો પાયરે.
તમો દુર્યોધન મન સમઝિયે, સુણ્ય રાયરે;
કામ ક્રોધ આદિ ને વરજિયે, લાગો પાયરે.
હાથ જોડી બે આગળે, સુણ્ય રાયરે;
જાઓ કન્યા લેઈને ભાગળે, લાગો પાયરે.
નમ્યો બળદેવને કન્યા સાથ, હો રાયરે;
તેતો જોડીને જુગમ હાથ, લાગ્યો પાયરે.
ત્યારે બળદેવે ક્રોધ સમાવિયો, હો રાયરે;
અતિ અહંકારી નમાવિયો, લાગ્યો પાયરે.
પરણાવી આપું દેઈ માન, હો રાયરે;
ગુરૂ દેઉં કન્યાદાન, લાગ્યો પાયરે.
એણે આગળથી માન્યું નહીં, હો રાયરે;
પછે હાર્યું કીધું તહીં, લાગ્યો પાયરે.
રાયે ગુરૂથી મૂક્યું અભિમાન, હો રાયરે;
પછે દે છે કન્યાદાન, લાગ્યો પાયરે.

## વલણ.

કન્યાદાન આપે દુર્મતિ, ધન અપાર આપ્યું સારરે;
સંઘળી દ્વારકાં સંભારી વેંહેચ્યું, નર સઘળાને નારરે.

## કડવું ૧૫ મું–રાગ મારૂ.

પ્હેરામણી બળદેવ લેછેરે, સર્વ જાદવનાં નામ કેહેછેરે;
વસુમાન જાદવ છે કંઇ વૃદ્ધારે, તેને આપો જેવી શ્રદ્ધારે.
વિકરથ બીભરથ સતિસેનરે, જેનાં ઇંદ્ર સરખાં ચેનરે;
સાત્વકિ વસુદેવને નંદરે, જેને ત્યાં પ્રકટ્યા અનંતાનંદરે.
નંદાચિ ચિતરથ ડાહ્યા અતિરે, કુંતિભોજ છે મહામતિરે;
સત્રાજિત કૃતવર્માભારે મનરે, અનિરૂદ્ધ સાત્યકિ ને પ્રદ્યુમ્નરે.

જેમ તારા ન જાય ગણિયારે, તેમ જાદવ ન જાય ભણિયારે;
ઉપર ઉપરથી ગણ્યા વૃદ્ધ બાળરે, જેને જે ઘટે તે રાય આલ્યરે.
ગણાવું સ્ત્રીની સંખ્યા અમારીરે, વ્હેવાઇ આપે ન થઇએ ભીખારીરે;
યશોદા રોહિણી ને રૂક્ષ્મણીરે, બીજી સોળ સહસ્ત્રછે રાણીરે.
તે ઉપર શત મોટી રાણીરે, તેમાં આઠ છે પટરાણીરે;
છે જાદવ છપ્પન ક્રોડરે, વળી જાદવપતિ રણછોડરે.
તે સર્વેની લેખો નારીરે, રખે મૂકો દાસ દાસી વિસારીરે;
ઉદ્ધવ અક્રૂર હરિના દાસરે, જેના હૃદયામાં અવિનાશરે.
લખે પ્રધાન કર્ણ ત્યાંયરે, સાંભળે તે દુર્યોધન રાયરે;
પ્હેરામણી પૂરી કેમે ન થાયરે, મારૂં રાજ્ય સમૂળું જાયરે.
એમનું કદી પૂરૂં ન થાયરે, જયમ ત્યમ લાગું એમને પાયરે;
સુભદ્રાને આપ્યા સોળ શણગારરે, રૂક્મિણીને નવસર હારરે.
સહુને એકમોડાં સારરે, વસ્ત્ર જોડા સોળ હજારરે;
જાદવને હાથી ઘોડા અપારરે, સોનું રૂપું મોતીના હારરે.
બળદેવને વસ્ત્ર અમુલ્યરે, પોતાના ગુરૂનું કર્યું સુલરે;
ભગવંતને લાગ્યો પાયરે, મુજથી પૂરૂં કેમે ન થાયરે.
પ્હેરામણી મોકલી કર્યા વિદાયરે, દ્વારામતિ અનુચર જાયરે;
બાંધી ચોરી ત્યાં અતિ સારીરે, મંગળ ગાય કૌરવની નારીરે.
નારીના મધુર સ્વર લાગેરે, નાના વિધ વાજિત્ર વાગેરે;

### વલણ.

વાગે વાજિત્ર વિધ વિધનાં, હરખ્યાં નરને નારરે;
હેત પ્રીતથી કન્યા પરણાવે, દુર્યોધન રાય નિર્ધારરે.

### કડવું ૧૬ મું–રાગ આશાવરી.

ગોરજ લગ્ન વિચારી લીધું, રાજ્ય ગુરૂએ ત્યાંયરે;
વરઘોડે તે સાંબ ચઢિયા, પાંકણા પંકાયરે.

### ઢાળ.

ચોરીમાં પધરાવ્યાં કન્યાયરે, વરને લાવ્યા હળધર રાયરે;
અંતરપટ બાંધ્યો અતિસારરે, પીઠી ચોળી મીંઢળ તૈયારરે.

પહેલું મંગળ વરતાયરે, તે મંગળે હસ્તી દાન અપાયરે;
ત્યાં તો બીજું મંગળ વરતાયરે, તેમાં અશ્વનાં દાન અપાયરે.
ત્યાં તો ત્રીજુ મંગળ વરતાયરે, આપી સહસ્ર સવચ્છી ગાયરે;
ત્યાં તો ચોથું મંગળ વરતાયરે, આપ્યાં ભોમિનાં દાન ઘણાંયરે.
એ રીતે વરત્યાં મંગળ ચારરે, ધોળ મંગળ ગાય કૌરવ નારરે;
વર કન્યા આરોગ્યાં કંસારરે, કાંકણદોરે પડ્યો કન્યાનો ભારરે.
હરખ્યાં સહુકો નરને નારરે, લક્ષ્મણા ભાગ્યશાળી નિર્ધારરે;
સખિયો સૌભાગ્ય વધાવે ચારરે, અખંડ સૌભાગ્ય કહે સૌ નારરે.
વર કન્યા પરણી ઉઠેરે, સર્વે સાજન ઉભું પૂઠેરે;
દુર્યોધનને હર્ષ ન માયરે, મોતી હીરે વધાવ્યાં વર કન્યાયરે.
ભાટ ચારણને ભવઇયારે, નાટક ચેટક ટેટક બજઇયારે;
ગુણી ગંધર્વ ગીત ગાયરે, સૌને સંતોખે દુર્યોધન રાયરે.
દાન આપી કરે છે પસાયરે, વર કન્યાને તો કરે વિદાયરે;
શીખામણ દે કન્યાની માયરે, ત્યાં તો જયજયકાર થાયરે.
બંદીજન બોલે અતિ સારરે, ઉત્તમ માન પામ્યાં નર નારરે.

વલણ.

નર નારી માન પામ્યાં, બળદેવને લાગ્યાં પાયરે;
ભીષ્મ દ્રોણ અશ્વત્થામા કહે, આતો કામ સારૂં થાયરે.

## કડવું ૧૭ મું–રાગ કેદારો.

શુકદેવ કહે પરીક્ષતને, સુણ્ય તું રાજનરે;
વિદાય કરે છે શેષને, જોડે જાંબુવતીનો તનરે.
સાજન સહુ ટોળે મળિયું, રાજા સહિત સહુ જનરે;
હસ્તિનાપુરમાં સર્વ આવ્યું, હરખ્યા દ્રોણ વિદુર મનરે.
હશી ખુશીને કન્યા વળાવી, ઘણું લાગ્યાં પાયરે;
દુર્યોધન બળદેવને, નમી નમી લાગ્યો પાયરે.
હું ભૂલ્યો ચૂક્યો ક્ષમા કરો, છું તમારો શિષ્યરે;
તમો મુજને મળતા રહેજો, હું જાણું છું જગદીશરે.
બળદેવ કહે સુણ દુર્યોધન, ધરમ રીતે ચાલ્યરે;
અહંકાર હેઠો મેલ્ય ઉતરી, રાખજે હરિદાસ શું વ્હાલરે.

અક્રૂરજીને પાગે લાગ્યો, ધ્યાન ધરીને મનરે;
તમો સ્વામી રૂડું કીધું, રાખ્યાં એનાં મનરે.
કહે છે દુર્યોધન રાય, પુત્રીની રક્ષા કરજો તાતરે;
કુટુંબ સજ્જન સર્વે તમો, તાત ને વળી માતરે.
શીખામણ દેઇ પુત્રીને, વળ્યો દુર્યોધન રાયરે;
હસ્તિનાપુરથી નીસરી, દ્વારામતિયે જાયરે.
પ્હેરામણી આગળથી મોકલી, સમઝયા વૈકુંઠનાથરે;
પેરામણી આગળથી આવી, વર કન્યા આવશે સાથરે.
અજાણી સ્ત્રીએ પૂછિયું, પેલી પ્હેરામણીનું કેમરે;
બળીઆના બે ભાગ છે, બળદેવને સુઝે કરે તેમરે.
પેરામણી આગળથી મોકલી, પૂછે પરણાવશે કન્યાયરે;
જ્યાં જેવો સમય હોયે, ત્યાં તેવો કરવો ન્યાયરે.
વળી હરણ થાયે જ્યાં કન્યાનું, ત્યાં પ્રાચીન એવો ધારોરે;
કેમ રૂક્મિણી તુજ ભ્રાતે કર્યો, પ્હેરામણીનો પ્હેલો વારોરે.
હવે હળધર ત્યાંથી નીસર્યા, વર કન્યા લઇ સાથરે;
ચિંતા માંહે મન ભરાયું, જે ફીકર કરશે જદુનાથરે.
હેલામાંહે આવી પ્હોત્યા, દ્વારકામાં વાસુદેવરે;
સભા સર્વે ભરીને બેઠા, શ્રી કૃષ્ણ ને વસુદેવરે.
કુંવર તે તો મંદિર મોકલ્યો, પૂછી સઘળી પેરરે;
સર્વે જાદવણીઓ જોવા આવે, જાંબુવંતીને ઘેરરે.
થઇ તે સઘળી વાત પૂછે, જાંબુવંતી માતરે;
કુંવર તેં કેમ આચર્યું, તે કહો મુને સાક્ષાતરે.
મૃગયા કારણ હું નીસર્યો તો, ગયો ગંગા તીરરે;
વાડવ જાતાતા દક્ષણા અર્થે, તે પીવા લાગ્યા નીરરે.
વિપ્રને મેં પૂછીયું, કહી તેણે વાત એહરે;
દુર્યોધને સ્વયંવર કીધો, ઇચ્છાવર વરે કન્યા જેહરે.
હસ્તિનાપુરમાં હું ગયો, નવ દીઠા જાદવ કોયરે;
મુને માન દીધું નહીં, સહુ ત્યાં બેઠા જોયરે.
મેં જાણ્યું હું નામ રાખું, આપણા કુળની રીતરે;
પેહેલા લડીએ શ્વશુર સાથે, પછે કરીએ પ્રીતરે.

સભામાંથી કન્યા લીધી, દેખતાં સહુ રાજનરે;
પછે જુદ્ધે આવિયા, જેનાં પર્વત જેવડાં તનરે.
સહુને મારીને પ્રાજે કીધા, યોધ સહુકોને વરીજરે;
જાંબુવંતી માત મારી, શ્રી કૃષ્ણ કેરું બીજરે.
એવું સાંભળી આનંદ પામ્યો, સર્વ કોઈ સાથરે;
પ્રીત કરી પટરાણી મંદિર, આવિયા જદુનાથરે.
કરતા ઇશ્વર આપણે, બીક ન રાખો મનરે;
કામ કરો મન ભાવતાં, તમે અમારા તનરે.
એ કથા પૂરણ થઇ, સાંભળ્યો લક્ષ્મણા જગનરે;
સહુ જાદવ હરખિયા, વળી હરિ હરિના જનરે.
શ્રી ભાગવત રસ અમૃત છે, અઢાર પુરાણનો સારરે;
ચિત્ત ધરીને સાંભળો, સહુકો નર ને નારરે.
દશમસ્કંધે કથા છે, નેવું અધ્યાયની માંયરે;
પરીક્ષિત પ્રત્યે ઉચ્ચરે, શુકદેવ જોગી ત્યાંયરે.
એ રસ શુકદેવે પીધો, વળી પરીક્ષિત રાયરે;
સર્વ પિતૃ ઉદ્ધારિયા, અમર કીધી કાયરે.
સાત દિવસ કથા થઇ, હસ્તિનાપુર જ્યાંયરે;
પ્રાકૃત કથા કરી પ્રેમાનંદે, એક દિવસ માંયરે.
મન ઈચ્છા પૂર્ણ ગોવિંદ કરે, સાચો સરજનહારોરે;
અજ્ઞાની મૂઢ અજાણ છું, જયમ ત્યમ પાર ઉતારોરે.
બેઉ કરજોડી વીનવું, કવિ સૌને કરૂં પ્રણામરે;
દોષ કોઇ જોશો નહીં, કરતા હરતા સ્વામરે.
મિત્ર રીઝાવા કારણે, વળી વાડવ મોદિક સારૂરે;
આખ્યાન લખી ઉદાસ થયો, તન તૃપ્ત થયું નહિ મારૂંરે.
અઢી ઘડીમાં વાંચે એટલું, એક દિવસમાં કરવુંરે;
આવો મમત કરતાં રખે, એથી રૂડું મરવુંરે.
મન ધાર્યું ગ્રંથ નાશ કરવા, ત્યારે મિત્રે વાર્યોરે;
રસ અલંકાર કંઇ ન જાણે, તેણે ગ્રંથ ઉત્તમ ધાર્યોરે.
મન મનાવા તેહનું, હાથ લજામણ રાખ્યોરે;
કરગરી કવિયોને કહું છું, દોષ રખે કોઇ ભાખોરે.

સોળ કડવાં પુસ્તક કેરાં, દશ રાગમાં વિસ્તારરે;
કડીઓ ખટશત એહની, ઢાળ એક અવિધારરે.
પ્રેમાનંદે પૂર્ણ પ્રયાસે, સત્તરસેં વીશમાં કર્યો ગ્રંથરે;
શરદ પુર્ણિમાની શર્વરિયે, પૂર્ણ કીધો પદબંધરે.
શ્રોતા વકતા બોલજો, જે જે શ્રી રણછોડરે;
હેત રાખો હરિ સંધાતે, પૂરશે મનના કોડરે.

**વલણ.**

કોડ પૂરશે મનતણા, હરિ ભજો નર નારી જોડરે;
એકવાર સહુ બોલજો, જે જે શ્રી રણછોડરે.

---

**લક્ષ્મણા હરણ સમાપ્ત.**

---

# ભ્રમર પચીસી.

## રાગ આશાવરી.

શ્રીપતિ શ્રીગુરૂ ચરણ કમળનું, ધ્યાન રૂદેમાં રાખું જી;
સંવાદ ઉદ્ધવ વ્રજ વનિતાનો, ભ્રમરગીતાનો ભાખું જી.
એકાન્ત ઠામ ઓધવને તેડી, દાસ પોતાનો જાણીજી;
સ્નેહ સંભારી વ્રજ વનિતાનો, નાથને નયણે પાણીજી.
આશ્ચર્ય પામી ઉદ્ધવ પુછે, આ પરબ્રહ્મને શી પીડાજી;
એક ઘડીરે મુને નથી વીસરતી, શ્રી ગોકુલની ક્રીડાજી.
માત પિતા યમુના વંદ્રાવન, વાંસલડી ગોવાળાજી;
યથાયોગ્ય સર્વે સાંભરે, વિસરતિ નથિ વ્રજ બાળાજી.
ગુપ્ત સંદેશો ગોપ વધૂને, કોણ સંગાતે કહાવું જી;
પ્રેમાનંદ પ્રભુ કહે ઓધવને, તમોને ઘટેછે જાવું જી.

## પદ ૧ લું-રાગ પરજીઓ.

ગોકુળીઆમાં નંદ તણે ઘેર ઉદ્ધવજી તમો જાજોરે;
છાના મળજો ગોપ વધૂને, દૂત અમારા થાજોરે.
ઉપદેશ આપજો નંદ પિતાને, પુત્રભાવને ખોજોરે;
રંક જસોદા માવડી એનાં, આંસુડાં જરી લુજોરે.
ગોકુળ સંગાતી ગોવાળીઆને, રામ રામ જઇ કહેજોરે;
અવગુણ ગાશે ગોપીકા, તે ધીરા રહીને સહેજોરે.
વાંસલડી કામળી મોર મુગટને, ચાંપજો હૈયા સાથરે;
ઘોળી હરણી કાળી કાબરી, ગાયને ફેરવજો હાથરે.
યોગ આપજો વ્રજ નારીને, આત્મજ્ઞાન કાંઇ આવેરે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, એ સંદેશો કહાવેરે.

## પદ ૨ જું-રાગ કહાલેરો.

શિખવી સંદેશો દિવ્યરથ, આપ્યો પોતાનો મહારાજેરે;
ઉદ્ધવજી શ્રીગોકુળ ચાલ્યા, ગોપીને મળવા કાજેરે.

શોભે હરિજન હરજી સરખા, પીતામ્બર પટ ભારેરે;
સાંજ સમે કોઇએ નવ દીઠા, ગયા નંદને દ્વારેરે.
ગઇ દાસી ધાતી સાસ ભરાતી, વધામણી મા દીજેરે;
શામળીઆ સરખો કો આવે, જશોદાજી દર્શન કીજેરે.
વિયોગનાં દાઝયાં નવપલ્લવ થઇને, નિસર્યાં નર નારીરે;
નિરાશ થયાં ઓધવને દેખી, જયમ વહાણ ભાગ્યું વેપારીરે.
હું છું સેવક શામળીઆનો, ઓધવ પાગે પડિયોરે;
પ્રેમાનંદ પ્રભુ માતપિતાની, રોઇરોઇ રાતી આંખડીયોરે.

## પદ ૩ જું–રાગ દેશાખ.

હું છું ઉદ્ધવ હરિનો દાસ, પ્રભુએ મોકલ્યો લેવા તપાસ;
મુને માધવ માને મન કરી, હું આવ્યે જાણો આવ્યા હરી.
સુખ દુઃખની કરવાને વાત, પ્રભુએ મોકલ્યો લેવા વાત;
નંદ જશોદા હરખ્યાં ઘણું, પૂજન કીધું ઓધવજીતણું.
ઓળખ્યો વિપ્ર પ્રભુનો દાસ, માતપિતા પામ્યાં ઉલ્હાસ;
વળતી બોલ્યાં જસોદારાણી, પ્રભુની માતા સાસે ભરાણી.

## પદ ૪ થું–રાગ ગોડી.

જશોદા–અમો આહીરડાં અપરાધીરે ઉદ્ધવભાઈ;
દીકરાની દીઠી કાંઇ નહિ સગાઈરે. ઉદ્ધવ૦
જયમ કોકીલાનાં બાળકને કો વાયસ પાળે;
મોટાં થાએ ઉડી બેસે પોતાને માળે. ઉદ્ધવ૦
સાચું સગપણ જાણીને મેં મલમૂત્ર ધોયાં;
અંતે લાભ એટલો, રોઇ લોચનિયાં ખોયાં. ઉદ્ધવ૦
પુત્ર ભાવમાં તેવડતામાં હું શી વાતે ચૂકી;
પ્રેમાનંદ પ્રભુ કૃષ્ણજી મુને કહાં ગયા મૂકી. ઉદ્ધવ૦

## પદ ૫ મું–રાગ જેતસી.

નંદ—વીરા વિઠ્ઠલાની કહો વાત, એનાં કુશળછે માતને તાત;
અમારે કો નહિંરે. ટેક.
મનુષ્યા દેહ તે દોહલે પામ્યાં, શામળ સરખો પુત્ર;
કીડી સંચે ને તેતર ખાયે, અમે ધોયાં મલ મૂત્ર. વીરા૦

અમોને કંઇ એ સંભારે છે, કે વહાલે મુક્યાં વિસારી;
શરીરે બંન્યો વારૂ છે, રામ ને ગિરિવરધારી. વીરા૦
એ જશોદાએ ઉખલસું બાંધ્યો, મેં આવીને છોડયો;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરે, હુંને શા માટે તરછોડયો. વીરા૦

### પદ ૬ ઠું.

જશોદા—જશોદા એમ બોલીયાં, સાંભળો હરિના વીર;
પુત્ર વિના હું માવડી, જયમ પ્રાણવિના શરીર.
ઉદ્ધવ હાડ ગયો હરી છેક, અમો રંક ઉપર શી ટેક. ટેક.
શું લેઇ જાશે દેવકી, જેણે લીધો મારો પુત્ર;
પરમેશ્વર એને પુછશે, મારૂં ઉજાડયું ઘર સૂત્ર. ઉદ્ધવ૦
કરમાં દીવોને કૂવે પડે, સ્વારથનો અંધકાર;
કેવે કર્મે કાળા ગ્રહ ભોગવ્યાં, વળી આગળ શો અવતાર. ઉદ્ધવ૦
ભાઇ પોતાનો મરાવીઓ, જેણે લડાવ્યાં બહુ લાડ;
પ્રેમાનંદ પ્રભુની માતાએ, અમોને જીવતાં મુકયાં તે પાડ. ઉદ્ધવ૦

### પદ ૭ મું-રાગ આશાવરી.

નંદ—ઉદ્ધવ માધવ યાદવ નવ જાણો;
વસુદેવનો પુત્ર કહ્યો ગર્ગે, કાંઇ મેં વિશ્વાસ નવ આણ્યો. ઉદ્ધવ૦
છેલ્લે અવસરે હું પુત્ર પામ્યો, ઉછેર્યો ને રમાડયો;
માણસ દેખતાં મથુરામાંથી, હરિએ હાંકી કાડયોરે. ઉદ્ધવ૦
અમો રંકને વસુદેવ રાજા, બળ વિના બોલીએ શાનેરે;
પરમેશ્વર આગળ ન્યાય થાશે, જો લખ્યું નીકળશે પાનેરે. ઉદ્ધવ૦
વસુદેવે પુરણ વેરજ કીધું, નવ રાખ્યો દીકરીએ દીવોરે;
પ્રેમાનંદ પ્રભુ ફરી નવ જોયું, માબાપ મરો કે જીવોરે. ઉદ્ધવ૦

### પદ ૮ મું.

જશોદા—શામળીઆ મુને શા માટે તરછોડીરે;
બીજી માની સગાઇ કેમ જોડીરે. ટેક.
સ્વર્ગ મૃત્યુ પાતાળ ચાર યુગ, ચૌદ ભુવનના લોકરે;
પુસ્તક માંહે નથી સાંભળ્યું જે, માનું સગપણ ફોકરે. શામ૦

હું દહીં વલોવી શું કરૂં, મુને દીઠી ન ગમે ગાયરે;
મુનાં મોર મુગટને વાંસળી, દેખી પાપી પ્રાણ નવ જાયરે. શામ૦
જો એક વાર આવે કૃષ્ણજીતો, પેટ ભરીને પય પાઉંરે;
પ્રેમાનંદ પ્રભુ કૃષ્ણજીનાં, મીઠડાં કરીને મરી જાઉંરે. શામ૦

## પદ ૯ મું-રાગ આશાવરી.

ઉદ્ધવ—દંપતિતણાં દુઃખ જાણી, પછે ઉદ્ધવ બોલ્યા વાણી;
તમો આત્મજ્ઞાન વિચારો, હરી કહાં થકી પુત્ર તમારો.

### ઢાળ.

તમારો તન કયાં થકી, જે ચૌદ લોક વ્યાપી રહ્યો;
એ શામળાના સંગથી, નાભીથી બ્રહ્મા પેદા થયો.
વેદ શારદ ઋષી નારદ, પામે નહિ માતા પણું;
તે પ્રભુને પુત્ર કહેતાં, બંધન થાએ મા આપણું.
આધ મધ્ય ને અંત જેહનો, પાર કો પામે નહિ;
તે કોણ પ્રકારે યશોદા તું, બ્રહ્મની માતા થઈ.
દેવકીએ નથી પ્રસવ કીધો, તમો ઉછેર્યાં નથી;
પુત્ર ભાવને પરહરો, ઉપદેશ માનો સર્વથી.
અણુમાત્રથી અળગો નથી, સર્વ રૂપ અંતરમાં જુઓ;
જગત પિતા બાઈ પુત્ર શાનો, વ્રથા વિયોગે શું રૂઓ.
સ્થાવર જંગમ રહ્યો વ્યાપી, વ્યાપક એહ રૂદે ધરો;
પ્રેમાનંદ પ્રભુ બ્રમ જાણી, પુત્ર ભાવને પરહરો.

## પદ ૧૦ મું-રાગ પંચમ.

જશોદા—માતા જશોદાજી બોલીયાં, ઉદ્ધવ સાંભળોરે;
અમો અજ્ઞાનીનાં મંન, છે કાળો કામળોરે.
તેને ચઢે બીજો રંગ કે, પહેલી સ્યામતારે;
ગુણહિણ ગોવાળીઆ લોક, જ્ઞાન નથી પામતારે.
તમો કહો છો બ્રહ્મ બ્રહ્માદિક નેતિ નવ કળેરે;
હું કયમ આણું વિશ્વાસ, બાંધ્યો મેં અનુખળેરે.
પોઢાડયો પારણા માંહી, કે ગાયું હાલરૂંરે;
તે સુખ સંભારીને, રોઈ રોઇને મરૂંરે.

પ્રસવ સમયનો કાળ, સ્ત્રીને દોહ્યલોરે;
ઉદરમાં દશ માસ વહ્યો, મેં વીઠલોરે.
મુખ ઉપર આવતા કેશ કે આંખડલી મીચતોરે;
સોને મઢીઓ સિંહનો નખ, કે હૈડે હીંચતોરે.
કુંડળનાં પ્રતિબિંબ કે ગોરા ગાલમાંરે;
ઠુંકડે પગે ચાલતો, આ પડશાળમાંરે.
જળમાં ભરતો મુઠ, ચંદ્ર દેખી ચળકતોરે;
ઘરમાં દેખી વઢતાં બે મંઝાર, કોટે આવી વળગતોરે.
ગોવિંદ બોલે ગુંગણું, મુખ ભર્યું માટીયેરે;
તે સુખ સંભારી આજ, અમો નવ ફાટીયેરે.
ઘુંઘરીયાળી ગોફળી, લળકે નાકે મોતીરે;
ઠમકે ઠમકે ચાલતો, હું તવ પુંઠે જોતીરે.
રોતાં ખુંચતી ઘુઘરી, પગની પાનીયેરે;
તમો કહો છો બ્રહ્મ બ્રહ્માદિક, અમો નવ માનીયેરે.
ત્રણ ત્રિભુવનનો નાથ, ચારે કયમ ગાવડીરે;
પ્રેમાનંદ પ્રભુ શ્રીકૃષ્ણની, હું છું માવડીરે.

### પદ ૧૧ સું.—રાગ રામગ્રી.

વાતલડી કરતાં રાતલડી વહિ ગઇરે,હરિગુણ ગાતાં ન આવે પાર;
ચરિત્ર ભણંતીરે વિરહેરે વ્યાકુળીરે, ઘેર ઘેરથી ઊઠી નાર. વાતલડી.
પ્રેમ વચનરે મહિયારી તણાંરે, સાંભળી ઉદ્ધવ ધરતા કાન;
ધાબળીયાળીરે દુએ સહુ ધેનનેરે, લાગ્યું ધરણીધરશું ધ્યાન. વાતલડી.
તાણતી વલોણાંરે ગુણ વખાણતીરે, ખળકે કંકણ ચુડી હાથ;
ચરિત્ર ભણંતીરે વિરહની વ્યાકુળીરે,જાણે ગોપી પુજે ઉમાનાથ. વાતલડી.
ઠમકે કાંબીરે ઝાંઝર ઝમકતાંરે, ઘમકે ઘુઘરા અણવટ બેલ;
વહાણું વાતેરે ગોપીકા નીસરીરે, કે ભરવા જમુના પાણી હેલ. વાતલડી.
રથ એક દીઠોરે નંદજીને આંગણેરે, પડી પાછી પેટડીયામાં ફાળ;
ફરી એ શાનેરે પાપી આવીયોરે, અક્રૂર અમારો છે કાળ. વાતલડી.
પ્રાણ અમારોરે પ્રથમ લઇ ગયોરે, ફરી શું લેવા આવ્યો દેહ;
સઘળી મળીનેરે એને મારિયેરે, કાંઇ નથીરે એકલો એહ. વાતલડી.

ઉદ્ધવજી આવ્યારે હસતા આંગણેરે, ગોપીએ જાણ્યા જાદવરાય;
પ્રેમાનંદ પ્રભુએ મુંને મોકલ્યોરે, ગોપીને ઉદ્ધવ લાગ્યા પાય. વાતલડી.

### પદ ૧૨ મું-રાગ મારૂ.

ઉદ્ધવ-હું તો શ્રીમથુરાં થકી આવ્યો, બાઇ સંદેશો કાંઇ લાવ્યો;
મોકલ્યો છે શ્રીમહારાજ, પુછો પ્રગટ અહીં શીછે લાજ.
હરિનું મન અહીંયાંછે ત્યાં ગાત્ર,નથી વીસરતાં તમો પળ માત્ર;
ગોપી ગોપી કરતા હીંડે, ઘણું વિરહ તમારો પીડે.
વ્રજનારી તે ઘણું હરખી, લાગી વાત તે સ્વપ્ના સરખી.
એકાન્તે બેસાડીને પુજન કીધું, ચરણોદક ઉદ્ધવનું લીધું;
વિપ્ર પ્રભુનો સેવક જાણી, ગોપી બોલી વિરહની વાણી.

### પદ ૧૩ મું-રાગ મારૂ.

ગોપી—તમો વીઠલજીના વીર, વીઠલ જેવા છો;
રૂપે જીવણજીની જોડ, ગુણે જોઉં કેવા છો.
બલભદ્ર સરીખા ભ્રાત, તેશું અંતર છે;
તમને કેહેતા વહાલો વાત, પ્રીત નિરંતરે છે.
ગોપી ગોવિંદની વાત, વિધિથી વેગળી;
તેં તમ સંઘાતે ગોઠ, કયમ કીધી મળી.
ભાઇ તમારો વિશ્વાસ, હરિને આવ્યો છે;
એણે મુકી જનની લાજ, સંદેશો શો કહાવ્યો છે.
તમો મન મૂકી કરો વાત, ધીરે અવલંબી;
અમો સર્વે હરિનાં સ્નેહી, નથી કો કુટુમ્બી.
આજ મથુરાં વસીયા પ્રાણ, અહીયાં અજા છે;
તમો મન મુકી કરો વાત, કોહેની લજ્યા છે.
વ્રજ વિયોગનો વિહાર, કાળજ ઘાવ પડયો;
અમો હારી સોળ હજાર, દાસીનો દાવ પડયો.
ખોઈ લાખ ટકાની લાજ, લુલી મળી લોભીને;
રંક ઉપર શામળીઓ શૂર, માર્યો પેલા ધોબીને.
તે વીચારી આણ્યો સંતોષ, મનનું દુઃખ તજ્યું;
જેણે બીજાં કીધાં માબાપ, અમારૂં કોણ ગજું.

અહીંઆં હતા શામળીઆ શ્યામ, ત્યાંહાં છે ગોરટા;
આજ મથુરાં માંહે સાહુકાર, અહીઆં હતા ચોરટા.
પાખંડીને દેવા દંડ, કંસ એક હુતોજી;
આજ કોઇ નથી પુછનાર, પરમેશ્વર શું સુતોજી?
શું કરે જસોદા રાંક, રોઇ મરે માવડી;
જો બીજાં હોય કો માત, લઇ જાય ચાવડી.
વિરહની દાઝી નાર, નયણે નિર ભરે;
પ્રેમાનંદ પ્રભુ શ્રી કૃષ્ણ, મને નહિ વીસરે.

## પદ ૧૪ મું–રાગ સોરઠી.

મથુરાં ન હોયેરે સજની, ફરી મળવાથી નિરાશ;
હવે આશા શી ત્રીકમની, ફોકટ શાની આશ. મથુરાં.
ઉગ્રસેન તો ધર્મ રાજા, ન્યાય કરે અદ્‌ભૂતરે;
ચિત્ર ગુપ્ત તો સાત્વિક યાદવ, અક્રૂરીઓ યમદૂતરે. મથુરાં.
અક્રૂરે ગોપી વશ કીધી, હર્યા પ્રાણ કાનુડોરે;
કુળવંત કુબ્જા વૈતરણીમાં, વિશ્વાસઘાતકી ભુંડોરે. મથુરાં.
અમો ઘેલી વિયોગની દાઝી,બોલી કાંઇ નવ જાણુંરે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરે, અમોને મોકલિયું આણુંરે. મથુરાં.

## પદ ૧૫ મું–રાગ મારૂ.

ગોપીનાથ મથુરાં જઈ વસીયા. ટેક.
કુબજા હાથ કમાન ગ્રહીને; વિરહનાં બાણ અમોને કસીયાં. ગોપીનાથ.
શું મોહ્યા ચંદનને માધવ; કપુર કાચલી ધઉંલા ઘસીયાં. ગોપીનાથ.
દામોદર દાસીને ભેટતાં; એમ ન જાણ્યું જે દુરીજન હશીયાં. ગોપીનાથ.
પ્રેમાનંદ પ્રભુ ગોકુળ આવો; રાસ રમીએ રાધાના રસીયા. ગોપીનાથ.

## પદ ૧૬ મું–રાગ સામેરી.

રાધા–મહાવજી મથુરાં જઇ વસીઆ, પ્રીત ઉદ્ધવજી દીઠીરે;
પરઘર લોભી લખી નવ શકે, એક ચાર આંગળની ચીઠીરે. મહાવજી.
ગામ માંહે પેસતાં કન્યા પામ્યો, ચોળવી પડી નહિ પીઠીરે;
વર કાળો ને કન્યા ખોડી, લોક હસાવા ઠીઠીરે. મહાવજી.

માખણ ખાઇને અમો ભીખ મંગાવ્યાં,છાશ ગોકુળની નીઠીરે;
વલોવતાં તર કાઢી લીધી, કીધી ગોળી અજીઠીરે. મહાવજી.
ગોવિંદ વિના ગોકુળિયામાં, ગોષ્ટ ન લાગે મીઠીરે;
પ્રેમાનંદ પ્રભુ એમ સમાવો, વિરહતાની અંગીઠીરે. મહાવજી.

## પદ ૧૭ મું.

**ચંદ્રાવળી**–કાળજ કઠણ થયાં, પ્રભુ જતે ન ગયા પ્રાણ;
એ જીવ્યા પેં મરવું રૂડું, ઉદ્ધવજી તમારી આણ. કાળજ.
જે સમે પધાર્યા વહાલો, ફરી અક્રૂરની સાથરે;
પુંઠેથી જો પ્રાણ જતા તો, પ્રેમની પરીક્ષા થાતરે. કાળજ.
અંતર માંહે ઘા પડયો, તે ઓષદથી નવ રૂઝેરે;
ગોકુળમાંહે ઘેલી થઇ ચાલું, કામ કાજ નવ સુઝેરે. કાળજ.
સાચું જાણી અમો સરવસ સોંપ્યું, અબળા માણસ ભોળીરે;
સુખ દેખાડી દુઃખ દેખાડયું, ઉચાં ચઢાવી નાંખ્યાં ઢોળીરે. કાળજ.
સોળ શણગાર અમો શાને પહેરૂં, ગમે ન ઉત્તમ સાડીરે;
પ્રાણનાથ પરદેશી થયા, અમો હીંડું રૂપ કલા પાડીરે. કાળજ.
વ્રજપુર તો યમપુરસું લાગે, યમુનાં થઇ વૈતરણીરે;
ગાય વાઘણ થઇને બીહાવે, ખાવા ધાએ ધરણીરે. કાળજ.
કુકર્મનાં બારણાં ઉઘડીઆં, સુકર્મે દેવાયાં તાળાંરે;
કુળવંત કુબ્જા સહુ ઉપર થઇ, ગુનેહગાર ગોવાળાંરે. કાળજ.
મરજાદ અમો નથી મુકાતી, બોલનાં બાંધ્યાં રહીએરે;
માંડ માંડ જો કહાવે વહાલો, અમો ઉઠી મથુરાં જઇએરે. કાળજ.
ઉદ્ધવ અમો મહા સુખ પામ્યાં, તમો આવ્યે હરી આવ્યારે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરે, શા શા સંદેશા કાવ્યારે. કાળજ.

## પદ ૧૮ મું–રાગ કેદારો.

**રાહી**–નિરગુણ નાવલો નેટ મુકી ગયો;
ઉપજતો રસ એણે પીધો. નિરગુણ.
દવ દાઝયાં વનને પરહરે મૃગલો;
અતીત તજે જેમ અહાર પહોતો. નિરગુણ.
નિરધનને જેમ પરહરે પરસલી;
વિપ્ર તજે જેમ યજ્ઞ સોતો. નિરગુણ.

વિરહ વિયોગની દાઝી છે વેદના;
પરિત્યાગ રૂપી હૃદયે વજ્ર ચોડયું. નિરગુણ.
રાધા મીઠાઇ ખાઇને મન ઓસર્યું;
કુબ્જા ખટાઇપર મન દોડયું. નિરગુણ.
તન મન ધન અમો શ્યામને સોંપિયું;
તોયે નાખી ગયો કષ્ટ કૂપે. નિરગુણ.
પ્રેમાનંદ પ્રભુ રામ રીઝયા ઘણું;
મથુરાંથી આવ્યા ભ્રમર સ્વરૂપે. નિરગુણ.

## પદ ૧૯ મું–રાગ કેદારો–ઢાળ બીજો.

રાધા–ઉદ્ધવજી શું કીધું કપટી, એરે શામળીએરે;
નિરગુણના ગુણ સંભારીને, અંતરમાંહે પરજળીએરે. ઉદ્ધવ.
કુટુંબ સઘળું વેરી કીધું, હરીશું માયા લાગીરે;
લોભી લોક થઇને બેઠા, પરહરીઆં અભાગીરે. ઉદ્ધવ.
લાજ મુકાવીને વસ્ત્ર હરી લીધાં, વપુ અમારાં જોયાંરે;
મનમાન્યું પોતાનું કીધું, ગોવાળીએ વગોવ્યાંરે. ઉદ્ધવ.
સાચી પ્રીત પ્રભુની જાણી, શરીર અમારાં સોંપ્યાંરે;
પ્રાણનાથ પરદેશી થયા તો, કર્મ અમારાં કોપ્યાંરે. ઉદ્ધવ.
ગુપ્ત વાત ઉઘાડી કરતાં, ઉદ્ધવ મરીએ લાજીરે;
સરદ સમયનું સુખ સંભારી, મનમાં રહીએ દાઝીરે. ઉદ્ધવ.
ઉદ્ધવજી આ ભમરો આવ્યો, કોઇએકના ગુણ ગાતોરે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર છે, નારી રંગે રાતોરે. ઉદ્ધવ.

## પદ ૨૦ મું–રાગ વસંત.

ચંદ્રભાગા–હાંહાંરે ભોગી ભમરારે, ઓધવજી ભમતા ભાળોરે;
રખે બાઇ એમ કરીને માનો, ધુરત કપટી કાળોરે. હાંહાં.
જેટલા કાળા તેટલા કપટી, વિશ્વાસ કોનો નવ કરીએરે;
કાળા સાપની સંગત કરતાં, કોઇ એક દહાડો મરીએરે; હાંહાં.
ઝીલીએ જો કાળી જમુના, અધવચ આણી બોળેરે;
વિશ્વાસ આપીને કાળો કોપે, જો મસ્તક મુકિયે ખોળેરે. હાંહાં.

જો તેલે કાળા કેશ પોખીએ, તો અંતે ધોળા થાએરે,
પંથી તે કો કુશળ ન આવે, જો કાળી રાતે જાએરે. હાંહાં.
આ કાળો મધુકર કરે બહુ ચેષ્ટા, લેવા ઈચ્છે મકરંદરે;
કુસુમ ઘટા દેખી ગોકુળની, કરે નાના વિધના ફંદરે. હાંહાં.
આજ નીરસ કુસુમ વૃંદાવન, મધુકર જા મધુવનમાંરે;
શિવ વૃષભ કુસુમની વાસના, ખુટી છે તુજ તનમાંરે. હાંહાં.
તારૂં વદન અતિ રંગિત થયું છે, સોક્યતું કુમ કુમ લાગ્યુંરે;
તે દેખાડવા શું આવ્યો ધૂરત, જા અહીંથી માન માગુંરે. હાંહાં.
અમો પાગ શું ફરી ફરી લાગીએ, ધૂરતને નવ ધીરૂંરે;
ત્રૂટયું મન સાંધ્યું નવ જાએ, જેમ મોતી વચ્ચેથી ચિર્યુંરે. હાંહાં.
ગોપ વધૂ કહે ઉદ્ધવજી આ, કાળાનાં કૌતક નીરખોરે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર છે, ભોગી ભમરા સરખોરે. હાંહાં.

### પદ ૨૧ મું-રાગ મારૂ-ઢાળ બીજો.

**રાધા**-સ્વામીની કહે શ્રી કૃષ્ણને, સુણ ભમરારે;
શું લાવ્યો ખટ પદ વેશ, ભોગી ભમરારે.
શકે આલિંગન દઇ શોકને, સુણ ભમરારે;
મુખે લાગી કુમ કુમ રેખ, ભોગી ભમરારે.
હોયે ચાર ચરણ જો જીવને, સુણ ભમરારે;
તેહનું પશુ નામ કહેવાય, ભોગી ભમરારે.
તેહને જ્ઞાન ન હોયે અતિ ઘણું, સુણ ભમરારે;
મુખ ઘાંત તે ઉચ્છિષ્ટમાં હોય, ભોગી ભમરારે.
છે ખટ ચરણ તાહારા વિષે, સુણ ભમરારે;
માટે ડોઢ પશુ તારૂં નામ, ભોગી ભમરારે.
રાધા ચંપક પરહરી, સુણ ભમરારે;
કીધો ધંતુરે વિશ્રામ, ભોગી ભમરારે.
આજ મધુવન પ્રફુલિત થયું, સુણ ભમરારે;
ત્યાંહાં પામીશ તું પરીમળ, ભોગી ભમરારે.
આજ નીરસ કુસુમ વંદ્રાવનતણાં, સુણ ભમરારે;
વનમાળી ન સીંચે જળ, ભોગી ભમરારે.

છે શ્વેત માળા તારા કંઠમાં, સુણ ભમરારે;
શું કુબ્જાએ આપી એહ, ભોગી ભમરારે.
પ્રેમાનંદ પ્રભુ મેં ઓળખ્યો, સુણ ભમરારે;
તારો નીપટ ઓછો સ્નેહ, ભોગી ભમરારે.

### પદ ૨૨ મું–રાગ મારૂ.

ઉદ્ધવજી–તજો બાઇ કામ ક્રીડા ભોગ:
સંદેશો એ કૃષ્ણે કહાવ્યો, સાધો સહુકો જોગ. તજો.
સચરાચર જે રહ્યો વ્યાપી, સત્‌ચિત્‌ આનંદ ભગવાન;
તે અગમ ચારે નિગમ જેહનું, ધરે શંકર ધ્યાન. તજો.
જેમ ઇંદુનાં પ્રતિબિંબ તે, પ્રથક પાત્રે થાય;
જળ તરંગને કનક કુંડલ, જગતમાં જદુરાય. તજો.
છે વસ્ત્ર નાના ભાતનાં, પણ વિચાર એકજ સુત્ર;
જ્યાં જોઇએ ત્યાં રહ્યો વ્યાપી, જસોદાનો પુત્ર. તજો.
પાવક છે જેમ કાષ્ટ માંહે, દધિ માંહે નવનીત;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરને, ઓળખ્યાની એ રીત. તજો.

### પદ ૨૩ મું–રાગ સામેરી.

ગોપી–શામળીએ યોગ કહાવ્યો, પાતળીએ યોગ કહાવ્યો;
દાઝયા ઉપર ઉદ્ધવીઓ, વળી લુણ લગાવવા આવ્યોરે. શામ૦
બાઇ સંદેશાથી સંદેહ ટળીઓ, પ્રીત પ્રીછી કોણ જાણેરે;
વીંછી તો વેદનાએ વળગ્યો, દયા કશી નવ આણેરે. શામ૦
અમો દૈવે કીધાં જોગણી, એઠાં કૃષ્ણ વોળાવીરે;
અક્રૂર અમારો ગોર થયો, ગયો તે રાખ ચોળાવીરે. શામ૦
એ યોગ જ્ઞાનનું મીસ કરીને, ઉત્તર દીધોરે;
સદ પુરૂષના સ્નેહનો, અમો લહાવો લીધોરે. શામ૦
ઉદ્ધવજી તમો ગામ પધારો, પૂંઠ મુકોરે;
કુબ્જાને જઇ જોગ આપો, શંખ ફુંકોરે. શામ૦
બહાર ભીતર રહ્યો વ્યાપી, વ્રજનો વાહાલોરે;
શરીર માંહે કૃષ્ણ વિના, નથી ઠામ ઠાલોરે. શામ૦
કાના લગી કુંભ ભર્યો, નથી નીર માતુંરે;
નખ શિખ નંદલાલ ભર્યો, કહાં જોગ સાધુંરે. શામ૦

ગોપીની ભક્તિ દેખી, ભ્રમ લાગ્યોરે;
ધન્ય ધન્ય માતા કહીને, ઓધવ પાય લાગ્યોરે. શામ૦
અવતાર આપોતો એ વિધાતા, ગોકુલ માંહેરે;
પ્રેમાનંદ પ્રભુ કૃષ્ણ મળવા, માગી વીદાયેરે. શામ૦

## પદ ૨૪ મું-રાગ સામેરી.

ગોપી-કૃષ્ણ રૂપ થાશું કૃષ્ણ સમરી;
ચટકની ભટક મન રાખે, કીટ થાએ ભમરીરે. કૃષ્ણ૦
બહાર ભીતર રમી રહ્યા છે, બલભદ્રજીનો બંધવરે;
હરિહરિ કહેતાં હરિરૂપ થાશું, જેમ જલમાં સિંધવરે. કૃષ્ણ૦
ભાઇ ગોપી ગોવીંદનું એક રૂપ છે, જેમ તાંણામાંહે વાણોરે;
અમો લહર શામળીઓ સાગર, રખે જુજવાં જાણોરે. કૃષ્ણ૦
પ્રેમાનંદ પ્રભુને કહેજો, પહોંચ્યો સંદેશો મહારાજરે;
ઉદ્ધવ કહે તે સાંભળજો, ગોપીના મનની વાતરે. કૃષ્ણ૦

## પદ ૨૫ મું-રાગ મેવાડો.

હરિને કહેજોરે, ઉદ્ધવજી હરિને કહેજોરે.
હરિને કહેજો એટલું, પહોચ્યો સંદેશો મહારાજ;
મોસાળ ઉજાડીને મામો માર્યો, કુળની વધારી લાજ. હરિ૦
ભાઈ ગોકુળ સુનુંરે, ભાઈ ગોકુળ સુનુંરે;
ભાઇ ગોકુળ સુનુંને સુની ગોપી, સુની ચરે શામળીઆ તારી ગાય;
કરોછો કામ રાજકુંવરનું, કોણ વછને પાણી પાયરે. ભાઈ૦
રાજ કુંવરનું કર્મ છે જે, રાજકુંવરનું કર્મ છે જે રે;
રાજ કુંવરનું કર્મજ એવું કે, મૃગયા રમવા જાએ;
મૃગનેની અહીં છે ઘણી, આવજો વ્રંદાવન માંહેરે. રાજ૦
ઉદ્ધવજી ચાલ્યારે, ઉદ્ધવજી ચાલ્યારે;
ઉદ્ધવજી ચાલ્યા રથ હાંકયોને, ગોપી વળાવા જાએ;
કહાવે જશોદા કૃષ્ણને, એક વાર આવો વ્રજમાંયરે. ઉદ્ધવ૦
જઈ ત્યાંહાં હરીને મળીયારે, જઈ ત્યાંહાં હરીને મળીયારે;
જઇને ત્યાંહાં હરીને મળીયા, ઉદ્ધવજીયે કહ્યા કુશળ સમાચાર;
ભટ પ્રેમાનંદ ભણે સાંભળેરે, તે તરે ભવ સંસારરે. જઈ૦

---

**ભ્રમર પચીસી સમાપ્ત.**

# અખો ભગત.



એના રચેલા ગ્રંથો:–અખેગીતા, અનુભવ બિંદુ, ચિત્ત વિચાર
સંવાદ, કૈવલ્યગીતા, કલ્યાણગીતા, ગુરૂ શિષ્ય સંવાદ,
પંચીકરણ, બ્રહ્મલીલા, સાતસેંને છેતાળીસ છપ્પા,
અને પુષ્કળ વેદાન્તનાં પદો.



## ચિત્તવિચાર સંવાદ.



### ચોપાઇ.

ચિત્ત કહે શુણ રે તું વિચાર, હું તું મળિ કીજે નિરધાર;
મારે તો પરિવાર જે બહૂ, કામ ક્રોધ મોહાદિક સહૂ. ૧
બીજો પરિવાર વિચાર તું આધ, સધ મારગ તો તારે સાધ્ય;
પ્રવૃત્તિ માર્ગમાં તૂં મુખ્ય હતો, સહુ પેલો હું તુને પૂછતો. ૨
અનંત શાસ્ત્ર કીધાં તુજવડે, સત્ય માનું જેવું તું ઘડે;
વિદ્યા ચૌદ અઢાર પુરાણ, તુંજવડે બાંધ્યાં બંધાણ. ૩
સ્વર અક્ષર ષટ્ દર્શન વેદ, તુંજવડે સહુ ભેદાભેદ;
જ્યારે હું જે ઊપર થયો, ત્યારે તું તાં આવી રહ્યો. ૪
વિષય ભોગ રચ્યા પરપંચ, તે તેં સૌ દેખાડયા સંચ;
જ્યારે જેવું મારૂં રૂપ, ત્યારે તું તેવો તદ્રૂપ. ૫
હવે જેવો ઉમેદ છે મુને, જોને ગમે છે તે કે તુંને;
વિ૦ જે આજ્ઞા હોય તે કો પિતા, હું સુત આપતણો તમછતાં. ૬
જે આશય દેખું તમતણો, તે ઉકેલ કાઢિ દો ઘણો;
મમ સ્વભાવ દીપકની જ્યોત્ય, આગળ ચાલે જેમ ઉદ્યોત. ૭

ભમ સ્વભાવ છે પાણીતણો, સંગ સરખો રંગ લાગે ઘણો;
જેવો આશય પૂછો પિતા, તે આગળ પાડી કરૂં છતા. ૮
ચિ૦ ઉંડો આશય છે મુજતણો, લાગિ સકે જો લક્ષ આપણો;
આગળ મેં ઉપનિષદ કર્યાં, ઉપનાં તત્વ પાછાં ઉર ધર્યાં. ૯
ઉપનાકેરો કર્યો નિશેષ, પણ અમથોજ રહ્યો અવિશેષ;
વિ૦ હુંતો કહું ઉપનું જે ટળ્યું, અવિશેષ વણમેલ્યું પળ્યું. ૧૦
ચિ૦ મારૂં કર્યું નહિ કાંઇ થાય, વસ્તુ કરે કેમ નહિ કહેવાય;
વિ૦ એતો છે ચિત તારો દોષ, જીવપણાની ચાલી હોંસ. ૧૧
ચિ૦ એ રીતે જીવ સેનો રહ્યો, પોત ટળ્યાથી પોતે થયો;
વિ૦ મોટી મોટી વાતો વદે, પણ તદ્રૂપિ થયું નથિ હ્રદે. ૧૨
ચિ૦ કે તારે શું થાવું કસ્યું, એકપણું જ્યારે ઉલસ્યું;
વિ૦ તાત સુણો કોણ ઇચ્છે થવું, આપથિ કોણ બીજું છે નવું. ૧૩
ચિ૦ એતો મેં કીધું છે અટાટ, તેશું મારી ઊઠી વાટ;
વિ૦ એવી રીતે કીધું હશે, તે તે ભોગની પ્રાપતિ થશે. ૧૪
ચિ૦ મારે ભોગતણી નહિ આશ, મારે જાણપણું અવિનાશ;
વિ૦ અવિનાશી પ્રીછ્યાનું નામ, મધ્ય અહંતાનું નથિ કામ. ૧૫
ચિ૦ અવિનાશી શું ઈશ્વર નોય, કેમ વિનાશી ઈશ્વર હોય;
વિ૦ સમઝીલે એ છે અંધેર, જે સમજ્યામાં પડિયો ફેર. ૧૬
ચિ૦ કહેને તારો શો છે લક્ષ, હારદ કહિને થા પ્રત્યક્ષ;
વિ૦ હું છું તારૂં સ્વરૂપ વિચાર, આપ વિચાર્યે બેશિશ ઠાર. ૧૭
ચિ૦ આપ વિચાર્યું પોતાતણું, તારે ગ્લાની પામ્યું ઘણું;
વિ૦ હવે કેમ બોલતો નથી, રૂડી પેરે જોને મથી. ૧૮
ચિ૦ હુંતો છૌં બોલ્યા લગિ ખરો, તે આગળ લક્ષ ન માહેરો;
વિ૦ તારાથી નહિ લાભે રૂપ, તાં કેમ થાવા હીંડે ભૂપ. ૧૯
ચિ૦ આઘેરો ઊકેલ ન કસ્યો, તો શાસ્ત્ર ગુરૂ સ્યાને અભ્યસો;
વિ૦ એ તો છે સરવે પરમાણ, અહંપણાની ટાળવિ તાણ. ૨૦
ચિ૦ એ રીતેંશું આણું અંત, પુંજિ નહીં તો સ્યો ધનવંત;
વિ૦ તારી પુંજી જીવ ન હોય, જેણે સઘળિ પ્રવૃત્તિ સોય. ૨૧
ચિ૦ પ્રવૃત્તિ તો દીસે મુજવડે, બીજું તાં શોધ્યું નવ્ય જડે;
વિ૦ એ પેરે જો તે નીપજે, તો તું બીજું સ્યાને ભજે. ૨૨

ચિ૦ બીજુ તો હું ભજતો નથી, મારૂં પૂર્વે મેં જોયું મથી;
વિ૦ જોતે એજ બિજાનું કૃત્ય, અળગું પડે વાધે સંસૃત્ય. ૨૩
ચિ૦ કહે તે એ એમ કાં ઉપજે, મારૂં અજાણ્યું નવ્ય રહે હૃદે;
વિ૦ સમજે જો ઈશ્વરનો ભેદ, તો સંશેનો થાય ઉછેદ. ૨૪
ચિ૦ ઇશ્વરતા તો મુજથિ અલગ્ગ, જોતાં તો દીસે છે સળંગ;
વિ૦ તુંને સળંગ સૂત્ર ભાસે જદા, તો સ્યાને ભોગવેછ આપદા. ૨૫
ચિ૦ મુજને જોતાં ભાસ્યું ખરૂં, ઉપજતું રહેતું નથિ પરૂં;
વિ૦ તાત તાહેરૂં રૂપજ એહ, જે સંકલ્પ રૂપિ ધરે નિજ દેહ. ૨૬
ચિ૦ વિના સંકલ્પે હોય શબ વત, તારે તેમાં સેનું વત;
વિ૦ જોતાંશબ પ્રાયે જડ હોય, તો ચિત ચિદમાં કારણ કોય. ૨૭
ચિ૦ અરે આંધતો વાંકું ઘણું, ચિતનું ચિત્ત અને ચિદપણું;
વિ૦ જો વિચારિ વાંકું નથિ રંચ, લેને જોઇ તું તારો સંચ. ૨૮
ચિ૦ મારૂં બળતો છે તુજ લગે, તુજથી પારે પડશે વગે;
વિ૦ જો તું તારી હોંસજ ટાળ્ય, મારી વળણે વળતો ચાલ્ય. ૨૯
ચિ૦ મારે તો તું એકજ મુખે, કોય કામ નોયે તુજ પખે;
વિ૦ શુંણુ રે તાત હું બાળક હતો, તારી સત્તાયેં ચાલતો. ૩૦
ચિ૦ બાઇ હવે શું મોટો થયો, મુજથી કયાં આઘેરો ગયો;
વિ૦ અરે પિતા તુજવડે જ હું, પણ મુજ વિના નપુંસક તું. ૩૧
ચિ૦ તેં તે સ્યો પુરૂપારથ કર્યો, આઘો જૈ કેટલો સંચર્યો;
વિ૦ જો તું મારી પુઠે થાય, તો તું સુરતે કયાં કયાં જાય. ૩૨
ચિ૦ તું જ્યરે સુત નાંનો હતો, સ્વર્ગ મૃત્યુ પાતાળે જતો;

ચિ૦ પાર કાઢયે હું રેહેતો નથી, તાળી કેમ પડે એક હથી;
વિ૦ તાળી એક હથીયે પડે, જો મધ્ય આપોપું નવ્ય અડે. ૩૮
ચિ૦ કે પેરેં નાવે અહંકાર, તેનો કહે કાંઇ છે પ્રતિકાર;
વિ૦ કહું ઉપાય એક છે ભલો, પણ રહે ત્યાં અનુભવ એકલો. ૩૯
તૈત્તરિ પદ આદ્ય વિચારે વેદ, કેવળ ઈશ્વર જીવનો ભેદ;
કૈવલ્યતા સદા ભરપૂર, કહ્યો ન જાય નિકટ કે દૂર. ૪૦
ઈશ્વરમાં ઐશ્વર્ય છે બહૂ, સામર્થ્ય નામ ઈશ્વર કહે સહૂ;
તેણે મોહ્યો આશા કરે, દીનતા ભાંખે કાં પરવરે. ૪૧
અસંભાવના રે વિપરીત, એ ચિત જાણો જીવનિ રીત;
એક વસ્તુ કલ્પ્યા ત્રણ ભાગ, દૂંદ કાઢવા લીધો લાગ. ૪૨
ચિ૦ જારે એકપણું તાં કળ્યું, તારે ત્રણ કટકે કરિ મળ્યું;
કેવળપણ તો અદબદ રહ્યું, ત્યાંતો કાંઇ ન જાયે કહ્યું. ૪૩
ઇશ્વર તો બહુ સામર્થ્યવાન, જેનું કર્યું ન જાય વ્યાખ્યાન;
જીવ તો કરમાધિનજ સદા, પરવશ પડયો લિયે આપદા. ૪૪
એકજ બ્રહ્મ કહે કેમ તાત, ઘાટ બેઠે મળે એકજ વાત;
વિ૦ તાત વાંક તો છે તાહેરો, મારે ઘાટ બેસેછે ખરો. ૪૫
પ્હેલાં તો તું જીવ વિચાર, તેનું એકપણું નિરધાર;
લખ ચોરાશિ જીવનિ જાત, નામ રૂપ ને અળગી ભાત. ૪૬
એક એકથિ બળિયા બળે, કીટ પતંગ ને બ્રહ્મા લગેં;
એક બીજાથિ બળિયા ખરા, પણ બળિયાથિ ન થાય ઊફરા. ૪૭
જેહથકી જેમાં બળ ઘણું, તેટલું તેમાં ઇશ્વરપણું;
જે થકી જે રે બળ હીણ, તેટલું જીવપણું તે ખીણ. ૪૮
પશુઓને પંખિડાં ઘણાં, તેઓમાં ભેદ આપાપણા;
દેવ નર નાગમાં ભેદાભેદ, નવાંણુ પર્વત દ્રુમ વાણિ વેદ. ૪૯
સિંધુ ગુરૂ તાં સરસાઇ ઘણી, એ ઈશ્વરતા જાણી મણી;
વસ્તુમાં જેથી જે હીન, તે જીવપણામાં તે આધીન. ૫૦
જીવને ઇશ્વર સળંગ સદાય, એમાંથી કાંઇ અલગ ન થાય;
જેમ અંધારે કીજે દીપ, તેમ ઈશ્વરતા થાય સમીપ. ૫૧
તે ઉપર જારે પ્રકટે શશી, દીપ જીવનિ હીણતા વશી;
તે ઉપર જ્યાં દિનકર તપ્યો, તહાં સુધાકર જીવમાં ખપ્યો. ૫૨

અર્ક મહા તેજે અલપાય, ઇશ્વરતા તાં ફીટી જાય;
અંધારે ઇશ્વરતા દીપ, જારે ઊગ્યો શશી સમીપ. ૫૩
તાં ઈશ્વર થૈ શોભ્યો ચંદ્ર, જીવપણું પામ્યો દિપ ઇંદ્ર;
જ્યાં ઈશ્વર થૈ અર્કજ તપ્યો, તારે સુધાકર જીવમાં ખપ્યો. ૫૪
તે રવિ જ્યારે રાહે ગળ્યો, જીવ થયો ને ઇશ્વર ટળ્યો;
જીવપણું તે ઈશ્વરપણું, સમઝી લેતાં સારૂં ઘણું. ૫૫
કહે વિચાર ચિત સુણજો તાત, જીવેશ્વર સમઝ્યાની વાત;
સ્થળકેરાં તો બહુ છે નામ, એક પરમ ચૈતનનું ધામ. ૫૬
સમજ્યે નહિ ઉપજે અહંકાર, વણ સમજ્યે માયા અંધાર;
ચિ૦ શુંણ સુત મારા એક વિચાર, બહૂ શાસ્ત્રના બહુ નિરધાર. ૫૭
વાદ કરૂં જેવા જ્યાં હું, તાં તેવો થૈ પોષે તું;
જ્યારે મેં નૈયાયક વધું, તારે તારૂં તેવું રદું. ૫૮
જ્યારે મેં વૈશેષિક કહ્યું, તારે તેં તેવું નિર્વહ્યું;
જ્યારે સાંખ્યનો કહ્યો વિવેક, તાં તેં પૂરો પાડયો છેક. ૫૯
મીમાંસકના કર્યા વિચાર, તેં પૂરા પાડયા નિરધાર;
પાતંજળની જોઈ પેર, તે તેં પૂરૂં પાડયું ઘેર. ૬૦
વેદાંતનો મેં લીધો પક્ષ, ત્યારે તારો તેવો લક્ષ;
પુરાણ અઢાર ને ઈતિહાસ, ગીતા ને આગમ ઉપાસ. ૬૧
ધનુર્વેદ ને ગાંધર્વ વેદ, વૈદ્ય વિદ્યા જ્યોતિષના ભેદ;
એથી બીજાં શાસ્ત્ર અનેક, જોતાં ગણતાં નાવે છેક. ૬૨
સર્વેનો પરિવર્તક તું, તું પરઠે ને માનું હું;
વિ૦ સાંભળ વાત તાત ચિત રાય, મારૂં એ લક્ષણ છે પ્રાય. ૬૩
જ્યારે તું જે ઊપર થયો, ત્યારે તે પર હું આવિયો;

## ન્યાય શાસ્ત્ર સાર.

શાસ્ત્ર મોટું નૈયાયક ઘણું, થયું નીઠ એ મુજ તુજ તણું. ૬૪
તેં પરઠાવ્યાં તત્વજ ચાર, તે ઊપર સઘળો વિસ્તાર;
જગત રૂપ થૈ તું પરવરે, નહિ તો આપ સંકોચન કરે. ૬૫
આગૂતણો ભાગ થૈ વીસમે, અરૂપ થૈને સરખો સમે;
વળિ પાછું થાએ મંડાણ, પ્રેરક માત્ર તે ઇશ્વર જાણ. ૬૬
સ્થૂળ સૂક્ષ્મ કારણ એહનું, કારણ તત્વ ગણો દેહનું;

## વૈશેષિક શાસ્ત્રસાર.

કહે વૈશેષિક તે એમ નથી, બહુ સમર્થ ઇશ્વર મહારથી. ૬૭
તત્વ સામર્થ્ય છે ઇશ્વર તણું, ભારણ મુખ્ય તત્વ શિર ધણું;
છે અનાદિ તે પાંચે ખરાં, તત્વજ ઈશ્વર થૈ પરવર્યાં. ૬૮
રહ્યાં છ ઇંદ્રિ વિષે છ જ્ઞાન, સુખ દુખ દેહ તણે અનુમાન;
દોષ એકવિશ વિરહિત થયો, તોજ આદિપદ મુકતે ગયો. ૬૯
દેહનાં સુખ દુખ વર્જિત શાંત, મુકત થઈને રહે એકાંત;
ન્યાય વૈશેષિકની એક મુક્ત, હવે સાંખ્યની કહું છું જુકત. ૭૦
પ્રકૃતિ પુરુષ જોગ સદાય, સાંખ્ય કહે છે ચાલ્યો જાય;
તત્વ ભાગ જે પ્રકૃતિ તણો, તે માન્યો જીવે આપણો. ૭૧
ગાંઠ બંધાણી પ્રકૃતિ વડે, તે ત્રિલોકમાં રહિ આથડે;
પાછો તે મૂકે અહંકાર, પ્રકૃતિ પુરુષનો કરે વિચાર. ૭૨
સાંખ્ય યોગ કરિ જાણે યુક્તિ, તેજ સાંખ્યની જાણો મુક્તિ;

## મીમાંસા શાસ્ત્ર સાર.

માને મીમાંસા જીવ સદાય, કર્મ તણે વશ ચાલ્યા જાય. ૭૩
આદ્ય અંત વર્જિત છે જંત, કોઈ કાળે નથિ એનો અંત;
સત્કર્મે જૈ સ્વર્ગે રહે, દુષ્કર્મે ચોરાશી વહે. ૭૪
સ્વર્ગ ભોગવે માને મુક્તિ, હવે પાતંજળની કહું યુક્તિ;

## પાતંજળ શાસ્ત્ર સાર.

મૂળ પ્રકૃતિનું આ બંધાણ, પ્રકૃતિ વડે તારા શશિ ભાણ. ૭૫
પ્રકૃતિ વડે ચૌદે લોક રહ્યા, જીવ સકળ તેમાંહિ વહ્યા;
જીવમાં પ્રકૃતિ જીવજ તણી, તે જો વધારે ગત્ય આપણી. ૭૬
પ્રકૃતિ પુરુષનો યોગ સદાય, જો સાધે તો ઇશ્વર થાય;
પિંડ બ્રહ્માંડ પવનનો બંધ, સાધે તો અજરામર કંદ. ૭૭
વણ સાધે નિત મરતો ફરે, સાધે બ્રહ્માંડ પોતે કરે;
સિદ્ધિ પામ્યે પામ્યો મુક્તિ, હવે વેદાંતનિ કહું યુક્તિ. ૭૮

## વેદાંત શાસ્ત્ર સાર.

વેદાંત કહે મહાનિધિ કોય, તાં તાં જીવની ગમ્ય ન હોય;
કહે વેદાંત શાસ્ત્ર પાંચે ખરાં, પણ અસંભાવના લૈ ઉચ્ચર્યાં. ૭૯

વિપરીત ભાવના જ્યાં ઊપજે, તારે રૂપ અનેરૂં ભજે;
જ્યાં હું કરિ માન્યો સત્ય દેહ, ત્યારે યુક્તિ લેવિ પડિ તેહ. ૮૦
જ્યાં છે સઘળો ચિદ વિલાસ, તાં ઉચ્ચરવા નહિં અવકાશ;
તો તે કેને. કહું હું કથી, જો આ જકતજ પ્રાકતન નથી. ૮૧
વેદાંતે કર્યો એવો લક્ષ, પાંચે બોલ્યા દ્વૈતનો પક્ષ;
પાંચેને ઉપનાનો લેખ, વેદાંતે કર્યો તેજ ઉવેખ. ૮૨
વિચાર કહે સાંભળ ચિત ભૂપ, મેં ષટ્ દર્શને દેખાડયાં રૂપ;
ચિ૦ સુત શુણિયું પાંચેનું સાર, એમાં કાંઇ ન દેખું ભાર. ૮૩
એ તો સઘળો બદલો ઘાટ, કોયે નથી નિર્મળું નાટ્ય;
વિ૦ વેદાંતે જે ઈશ્વર કહ્યો, તે જોવા કોય નૈં અળગો થયો. ૮૪
તે ઈશ્વર છે સર્વાવાસ, જેણે સઘળો શબ્દ વિલાસ;
જે ઘટ જેવો ઊગે રંગ, તેણે તેવું બાંધ્યું અંગ. ૮૫
પ્રભુ સામર્થ તણો નહિં પાર, જે હું દ્વારા હોય વિસ્તાર;
ચિ૦ એ છે પ્રિયંકર તુજ મુજ તણો, સર્વ ઘટે ચાલૂ આપણો. ૮૬
પરતંતરતા ટળતી નથી, જોતાં તો દીશે એજથી;
વિ૦ પરતંતરતા તું મ ગણેશ, મેં ઈશ્વર કહિ સર્વેશ. ૮૭
તે કેમ તને ન બેસે ઘાટ, વળિ યુક્તિ બહુ કહું તે માટ;
અનંત શક્તિ પ્રભુ ચૈતન તણી, બહુ સામર્થમાં ઉપજાણુ ઘણી. ૮૮
સેજે ઉપજે નાના ઘાટ, અસંભાવના મોટો નાટ;
સામર્થ્ય સામું જોઇએ નહીં, તો કાંઇક સમું પડે અહીં. ૮૯
ચિ૦ કહે ને યાં ગૃહિયે તે શું, શું લઇ પામું જાણું હું;
વિ૦ કહું તે કસ્ય તો પામે પાર, ટાળ્ય મધ્યથો પામણહાર. ૯૦
જ્યારે તું પામેવા ચળ્યો, ત્યારે વસ્તુપણેથી ટળ્યો;
તું તો ચિત્ત ચિદની છે લેર, ચિદ સાથે કાંઈ નથિ વેર. ૯૧
જ્યારે સુરત ચાલી તુજ બાર, ત્યારે તું કેવળ સંસાર;
તેજ સુરત જો પાછી સમે, આવી વસ્તુ પરાણ્યે નમે. ૯૨
તું વિલાસ પ્રભુ ચૈતન તણો, કાં તું રાખે ભાર આપણો;
ચિ૦ હું જો છૌં તેનોજ તરંગ, તો આ સઘળો તેનો રંગ. ૯૩
વિ૦ હું તો કહું છૌં તારે માટ, જોતાં તુજને બેસે ઘાટ;
સહુ ભાવે જે છે તે છે, તું હું થૈ કાં તાણી લે. ૯૪

એ ઊપર દૃષ્ટાંતો ભલાં, શોળે અંશે માને મળ્યાં;
ચિત્ત તું તો જેમ દર્પણ હોય, આગળ સરખું પાછળ નોય. ૯૫
જેવડે પોતામાં છે તેજ, તે અંતરનું ન લહે હેજ;
કાચમાંહિ કાંઇ શક્તી નથી, ભાસક શક્તી શીશે ગ્રથી. ૯૬
જો શીશાથી અળગું પડે, ભાસક શક્તિ ન શોધી જડે.
તેનું પાછળ પોપક અવાચ્ય, તે શીશું ને તું તે કાચ. ૯૭
તેવડે તુજમાં ગ્રાહક શક્તિ, એ પ્રકારથી ઉકલે વ્યક્તિ;
એ છે તારૂં મૂળ વૃત્તાંત, હવે સાંભળ આચર્ણ એકાંત. ૯૮
તું સામું આવી જે રહે, તે જાણી દર્પણમાં છે;
તેમ ચિત સર્વે તારે વિષે, પાછું ન નિસરે જે જે લખે. ૯૯
ભઇ મુજમાં ભાસ્યું તે શું, કહેને પ્રથમ લહું તે હું;
ચિત કાને જે તેં સાંભળ્યું, તે જાણી એક મણિમાં કળ્યું. ૧૦૦
દીઠું ચર્મ ચક્ષુએ કરી, તેને તું તાં બેઠો ધરી;
જે પદાર્થ તુજ સામો થયો, તેણે તું રસંબસ થૈ રહ્યો. ૧૦૧
તુજ માત્ર તે થાય તુજવડે, જેમ દર્પણમાં પ્રતિ બિંબ પડે;
તેં અવતાર ધર્યા ચોવીશ, તે તેં માની લીધા ઈશ. ૧૦૨
દેવ નાગ સ્થિર ચર બહુ પિંડ, તારી કલ્પી સઘળી મંડ;
બ્રહ્મા કેશવનો કલ્પ તું, તુજ સત્તાયે બોલું હું. ૧૦૩
બ્રહ્મા વિષ્ણુ ઈશ કોણ કહે, જ્યારે તું જડ થૈને રહે;
માટે તુજને કહું છૌં બાપ, એ સઘળો તારો છે વ્યાપ. ૧૦૪
ધર્યા પિંડ તેં સુક્ષમ સ્થૂળ, તેમાં સૂત્ર તેનું શું મૂળ;
ઈશ્વરમાં તું ઈશ્વર રૂપ, જીવવિષે તું જીવ સ્વરૂપ. ૧૦૫
તારા સામું કોયે નથી, દીસે છે તારી મોરથી;
મહા નિધિ છે પોપણ તુજતણું, તું માને સામર્થ્ય આપણું. ૧૦૬
મહા નિધિ કેરો સેજ વિલાસ, તુજ મુજ દ્વારા હોય પ્રકાશ;
મહા નિધિ તો સેજેજ અરૂપ, તું વિલસે થૈ આવે રૂપ. ૧૦૭
રૂપ થાય તાં તુંપણું હોય, રૂપ દર્શિ તું વિશ્વા સોય;
જો તું તારૂં લે તુજપણું, તો કહેવા નહિ પર આપણું. ૧૦૮
અપંચિકૃતે પંચિકૃત થાય, તે પાછું તેમાં વળી જાય;
તો તું તેમાં રહેતો નથી, તે જો તું મહાનિધિ મોરથી. ૧૦૯

સર્વ થાતું દીસે તુજવડે, તું જોતાં આઘું નહિ પડે;
હું જાણું છું તાં હું નઇં, એમ જોતાં એહું જે કઇં. ૧૧૦
ત્રણ પદનો સમઝાણો ભેદ, કરજે એક સંદેહ ઉછેદ;
પિંડ છતે આ ચરચા થાય, પિંડ વિના શું બોલ્યું જાય. ૧૧૧
છતે પિંડે હું તું રૈ વદું, પડે પિંડે કોય ન રહે પદું;
પિંડ વિના ખોટું આ જાણ્ય, પિંડ વિના કહે ક્યાં રહે પ્રાણ. ૧૧૨
પિંડ પડયે ક્યાં જાએ વૃત્ય, તેની મુજને કહે નિવૃત્ય;
વિ૦ એ રીતે પૂછ્છ આવાર, તેં રાખ્યો છે સ્યો નિરધાર. ૧૧૩
ચિ૦ હમણાં તો ભાસે છે સળંગ, કનક કુંડળ જોતાં ન અલગ્ગ;
વિ૦ તાત એમ જો હમણાં હશે, તો પિંડ પડયે તેમ રહ્યું જશે. ૧૧૪
જ્યાં જેવું તાં તેવો છું, દેહનું કારણ ન ગણું હું;
મહાનિધિનો તરંગ આ ચિત્ત, દેહતો ભૂતતણી આવૃત્તિ. ૧૧૫
સેજ સ્વભાવે ઊઠે લેર, મોટું સામર્થ્ય ઘેરાઘેર;
તેણે ભૂત પ્રત્યે જ્યાં જાય, લક્ષ ચોરાશિ બિંબ ભરાય. ૧૧૬
પિંડ પ્રમાણે તું થઈ રહે, દેહે સરખો થૈ ને વહે;
જાુવે પૂર્વ જો પોતાતણું, તો તાં છેજ સ્વતંતરપણું. ૧૧૭
ચિ૦ એ સ્વતંત્રતા જ્ઞાને હોયે, વણ જ્ઞાને સ્ફુરણ નવ્ય જોયે;
માનવ વિના અનેરી જાત્ય, ત્યાં નોયે તેપણું સાક્ષાત. ૧૧૮
વિ૦ શુણ્ય ને તાત કહું હું વિચાર, માનવ દેહે નથી નિરધાર;
રાક્ષસ દેવ માનવ ગજ નાગ, અજા વૃક્ષ ને કપિ ગજ કાગ. ૧૧૯
જાત જાણવા મેં કહ્યું તને, ચેતન ગાંઠ જાણી રે મને;
સઘળો છે આ ચિદનો વિલાસ, તારે કરવો તેજ તપાસ. ૧૨૦
પંખિ પશુ દ્રુમ જળચર જોય, અળગો ચૈતનમાં નથિ કોય;
દેખિ દીન અવાચ્યને ચિત્ત, રખે માન્ય થોડાપણું વિત્ત. ૧૨૧
ચિ૦ શુણ રે પ્રિય સુત એક વિચાર, નહિ એ કાંઇ ઉંડો નીરધાર;
મેં પુછ્યુંતું તે ક્યાં ગયું, નહિ કલ્પ્યું તે આગળ થયું. ૧૨૨
મુવા પછિ શું પૂછું તને, તે આફણિયે સ્ફુરિયું મને;
વિ૦ મને તાત તું કહિ દેખાડ, તો જાણું તારિ ભાંગી જાડ. ૧૨૩
ચિ૦ જ્યારે મુને સુષુપ્તી હોય, દેહ પ્રાણનું સ્ફુરણ ન હોય;
એવું જાણ્યું મારૂં રૂપ, તારે હુંજ સદોદિત ભૂપ. ૧૨૪

જારે છુટિ કળ સુષુમ્નીતણી, તારે હું આવું દેહ ભણી;
દેહ સંગે સંકલ્પ ઘટે મટે, વિષે ભોગ કે શાસ્ત્ર ખટપટે. ૧૨૫
પણ તે નીઠ જાગૃતનો ધર્મ, વૈકુંઠ સરખો એનો મર્મ;
જાગ્રત તે દેહનો વેવાર, મુજ નિદાન તાં પરપંચ પાર. ૧૨૬
વિ૦ હવે તારૂં હું સમજ્યો સાર, એ નિશ્ચે આવ્યો નિરધાર;
ચિ૦ એવું મારી દૃષ્ટે પડયું, જોતાં મારૂં કાંઇ નવ ઘડયું. ૧૨૭
વિ૦ તાત તારૂં એ ઘર નિત્ય રહે, તારે તું શું બીજું કહે;
એ તેં દેહનું કર્યું નિદાન, મુક્તિ બંધનું ટાળવા માન. ૧૨૮
ચિ૦ એ રીતે મને દૃષ્ટે પડયું, ચિત ચિદતણું દ્વાર ઊઘડયું;
વિષ્ણુતણું સત્વગુણ રૂપ, તે ઘટમાં હું છોં તદ્રૂપ. ૧૨૯
રજોગુણ તારેં બ્રહ્મા હુંજ, સૃષ્ટિ કરતાં મન રાખું છુંજ;
તમો ગુણ તહાં હર હું તેમ, ઉત્પત્તિ સ્થિતિ સંહારણ એમ. ૧૩૦
મૂર્ત્તિ ત્રણ વરતે મુજવડે, તે પોષે ને ભાંગે ઘડે;
જગતતણાં કારણ એ ત્રણ, તે સર્વે મારાં આચર્ણ. ૧૩૧
અજ હરિ હરનો પ્રેરક હું, તે તો સર્વે જાણુછ તું;
વિ૦ પિતા વાત હું જાણું ખરો, પણ હું ન ચાલું તુંથી પરો. ૧૩૨
તેનું તુજને દૌં એધાંણ, મળિ આવે તો કર્સ પરમાણ;
ઈંદ્રવૈરોચને પૂજ્યા અજપિતા, તાં ગુરૂ શિષ્યમાં આપણ હતા. ૧૩૩
વિશદ કરી ઉચર્યું નિજ ધામ, વૈરોચન પામ્યો વિશ્રામ;
તેવું ન માન્યું વ્યાસે મને, ફરિને આવ્યા કમળભૂ કને. ૧૩૪
મુખ્ય માનનારો ચિત તું, પોપણહારો નિકળ્યો હું;
માને તો પરમ ચૈતન પ્રાય, નહિ તો જીવ રૂપ તું સદાય. ૧૩૫
ચિ૦ શુણ સુત હું કહું તે તું વિચાર, ચૌદ લોકમાં તુજ વિસ્તાર;
તારિ સહાયે દૃષ્ટે પડયું, પણ તું વિના તે રહેતું અડયું. ૧૩૬
ચૌદ લોક લગિ ચાલિ સુરત, તે જાણે હસ્તામળ વસ્ત;
જીવઈશ્વરને ભેદે કરી, આ બુધ બ્રહ્માંડે વિસ્તરી. ૧૩૭
હિરણ્યગર્ભનું પ્રતિબિંબ થાય, પ્રાયેં સ્વયંભૂ નિધિ કહેવાય;
તે કહું તો કેવો કેવડો, કર્સ સાક્ષાત તોજ તું વડો. ૧૩૮
વિ૦ સાંભળ તાત કહું હું સાર, એ સમઝણમાં મોટો ભાર;
એક વાત હું પુછું તને, તે ઠેરાવીને કહે મને. ૧૩૯

તું શું જે તેને ઝાલવા ધસે, તે શું જે તારો ઝાલ્યો જશે;
ચિ૦ તે કાંઈ હું જાણુતો નથી, ઘાટ બેસારી કહેને કથી. ૧૪૦
વિ૦ શુંણજે તું દૃષ્ટાંતે કહું, કરિ આરોપ પ્રશ્ન નિર્વહું;
દીપક તે વન્હી કેમ જુવે, વસ્તુ એકને નામ જુજવે. ૧૪૧
કિરણ સૂર્યને ઝાલે કેમ, તારૂં તન પણ જાણે તેમ;
ફળને બીજ કેટલે વેગળે, લોહનાં પોગર રહે જેમ મળ્યે. ૧૪૨
એમ જોતાં શું કરૂં સાક્ષાત, જે કહિયે સર્વસ્વનિ વાત;
એમ ઇચ્છા વિણ જાણી રહે, તારે તુંજ સદોદિત લહે. ૧૪૩
ચિ૦ શુણ સુત એ મોટું વાંકડું, રૂંધ્યું તે કેમ રહે માંકડું;
પ્રાયે ચૈતન ને વળિ ચિત્ત, રૂંધ્યું તે કેમ રહે અમીત. ૧૪૪
જે સ્વતંત્ર નોય તે રૂંધાય, વસ્તુપણાનો રોધ શું થાય;
વિ૦ સાંભળ તાત સ્વતંતર લહ્યું, ક્યાં ફેલ્યું ક્યાં રોધ્યું રહ્યું. ૧૪૫
પર્વતપર હોયે જળ વૃષ્ટિ, તેણે પર્વત પામે પુષ્ટિ;
કેટલુંક અંતર્ભુત ઠરાય, કેટલુંક ઊપરથી વહિ જાય. ૧૪૬
પર્વત કોરા દીસે સદ્ય, પણ અંતર ભરિયા અતિહૃદ;
બ્હારે માંહિ રહ્યા તે ઝરે, તે સરિતા અવની પરવરે. ૧૪૭
તે જળે સકળ દેશ પોષાય, એથિ સિદ્ધાંત સુણો ચિત રાય;
ચિદ્દ્ઘન તે વરસે છે સદા, પરવત ચિત ભરતું અદબદા. ૧૪૮
ચિત તું જેટલું ગૃહિ નવ્ય શકે, ત્યાં જાતાં તુજ વાણી થકે;
જેટલું ચિત તેથી ગૃહ્યું જાય, તેણે તુજ કોતર ભરિ જાય. ૧૪૯
શનૈઃ શનૈઃ તે ઝરિ નીસરે, બુદ્ધિ વિલાસ સંસારજ કરે;
તે ચૌદ વિદ્યા ચોસઠ કળા, ભાષા ભેદના ટાળા ઘણા. ૧૫૦
સિદ્ધિ અઢારે તેમાં અંગ, નાટક ચેટક શબ્દ તરંગ;
સપ્તદ્વીપ નવખંડજ લગી, તારી વૃત્તિ દીસે ઉમંગી. ૧૫૧
તું તારાં ન પખાં કરિ જોય, તારે કૃત્યે તું નવ્ય મોય;
તું તારૂં તુજપણું લે ઘેર, તેથી અંતર આવતિ સેર. ૧૫૨
નગ દીસે બ્હારે કોરડા, અંતરમાં જળના ઓરડા;
તું તારૂં પરોવ જો ચિત્ત, તો લેવું મુકવું થાયે ભિત. ૧૫૩
તે તે તું ને તું તે તે જ, એમજ છે જો પામે હેજ;
એમ સમજ્યે તુંનો તું રહે, જો જુગતે આપોપું લહે. ૧૫૪

ચિ૦ પ્રિય સુત તેં એ સત્યજ કહ્યું, એ સમજ્યે આપોપું ગયું;
જુગત વિના એ જેમતું તેમ, મધ્યે ચિતને સ્થિતનો વેમ. ૧૫૫
એક વાતનો સંશય ટાળ્ય, જે મુજ શિર અવતરણનું આળ;
ચાલ્યો સઘળો ચૈતન ભેદ, મુજને લાગ્યો શોચ ઉમેદ. ૧૫૬
વિ૦ સાંભળ તાત કહું નિર્ધાર, માને નિશ્ચય જે કહું સાર;
મૂળ તહાં ચૈતનનો ઠાઠ, તે તુજને સંભળાવ્યો પાઠ. ૧૫૭
દર્પણ ને દૃષ્ટાંતે કરી, તારી મેં ઉત્પત્તિ કહી ખરી;
સેજે થાયે ચારે ખાંણ, તેમાં મનુષ્યને સ્ફુરણા જાણ. ૧૫૮
પંચ ઈંદ્રિનું અતિશે જ્ઞાન, કામ ક્રોધ મોહાદિક માન;
રણવેરે પ્રીતની ગાંઠ બંધાય, આસક્તિ માટે ઘણિ થાય. ૧૫૯
મોહ અનંતને વિચરણ ઘણું, હું સહુનો ને સહુ મુજતણું;
માનવ દેહવિષે એ ઘણું, બાકિ પ્રવાહી માયા તણું. ૧૬૦
ગાંઠ બંધાણી એ વાતની, એ સંસૃતી મનુષ્ય જાતની;
સેજે છુટે સેજે બંધાય, સેજે કોયદિ ચાલી કાય. ૧૬૧
પ્રાયે તે ચૈતનનો ઠાઠ, તારે યોગે ચાલે ઘાટ;
ચિ૦ સુત તારૂં કહેવું શુદ્ધ સાર, એક વાતનો કર નિરધાર. ૧૬૨
માણસ વિના અનેરી જાત્ય, અતિ વિચિત્ર બહુ દીસે ભાત્ય;
એ શું ને કેમ તે નીપજે, પાછો પુનરપિ દેહને ભજે. ૧૬૩
વિ૦ સેહેજે ખેલ મચે છે સદા, જેમ સાગર લેર ને બુદ્બુદા;
ચૈતન ઉલસે ભૂત કલ્લોલ, રેણુ તૃણ તોલે વંતોળ. ૧૬૪
છે નિમિત્ત માત્ર વાસના, સામી નથી કોય દર્શના;
તેમ એ પસર્યો ચૈતન જોગ, ભૂત ભેદ પણ છે નિજ ભોગ. ૧૬૫
ચિ૦ કહે સુત શાસ્ત્રમાંહિ શું લખ્યું, શું સમજ્યું ને શું નીરખ્યું;
વિ૦ સાંભળરે તું પિતા ચિત રાય, દૃષ્ટાંતે સંદેહજ જાય. ૧૬૬
સ્વપ્નાવસ્થા નર ભોગવે, ત્યારે સુખ દુખ બહુ અનુભવે;
જ્યારે નર નિદ્રાવશ થયો, એક શરીરે ઉંઘી ગયો. ૧૬૭
એવામાં જ્યાં થયું સ્વપંન, તેવારે પ્રગટયા બહુ જન;
પ્રગટયા પશુ પંખી નર નાગ, વણ નિરમ્યાં પુર ને સૌભાગ્ય. ૧૬૮
વણ નિરમી સૃષ્ટિ દૃષ્ટે પડી, તે કહે ક્યાં બ્રહ્માની ઘડી;
ચિ૦ કહેને ભાઇ નિયંતા કસ્યો, એ તો અવસ્થા ભેદ ઉલસ્યો. ૧૬૯

સાંભળ મારા પુત્ર વિચાર, તુજને પૂછું હું નિરધાર;
હું જાણું તે કાંઇએ નહીં, તું જે કહે તે સાચું સહી. ૧૭૦
વિ૦ કાંઇક તું સમજીને કહે, સરખાં સ્વપ્ન ને જાગ્રત બે;
તેનાં દૌં તુજને એંધાણ, મળે તોજ રાખે પરમાણ. ૧૭૧
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, જાગ્રતથી દીસે સંબંધ;
તેજ સ્વપ્નમાં પાંચે થાય, નેત્રે સ્વપ્નામાંહિ નિરખાય. ૧૭૨
શ્રવણે તાં સુણિ લીજે ઘણું, સ્પર્શનું સુખ કામાદિક તણું;
ખાટા મીઠા રસના ભોગ, ઉત્તમ મધ્યમના ઉપયોગ. ૧૭૩
હું ને મારૂં ત્યાં જે હોય, સરવે સાંભળે જાગ્યો સોય;
જાગ્રત સ્વપ્નામાં શાનો ફેર, કરે વિચારે ટળે અંધેર. ૧૭૪
સ્વપ્ન પદારથ જાગ્યે ટળે, જાગ્રતનું સ્વપ્ને નૈં મળે;
સ્વપ્ન તેવું જાગ્રતને જાણ, અવસ્થા નિષ્ઠે બહુ પરમાણ. ૧૭૫
ચિ૦ એ તો સ્વપ્ન અવસ્થા ભૂત, મુને ભરોંસો નૈં અદ્ભુત;
વિ૦ એમજ જાણે તાત વિચાર, મિથ્યા સઘળો દેહ વેવાર. ૧૭૬
નિમિત્ત અને નિયંતા બે, ત્યાંજ લગે તું સાચું કહે;
જ્યાં લગિ અનુભવ અદ્ભુત નથી, ત્યાં લગિ તું દેખે મોરથી. ૧૭૭
ચિ૦ જે હું મુજપણને ભલ કહું, કારણ સહિત ભલું નિર્વહું;
જીવપણાનો નિર્વાહ સ્ફુર્યો, ઇશ્વરતા બાધી ઊચર્યો. ૧૭૮
કૈવલ્ય જે કારણ બેઉ તણું, તે ભારે લાગે છે ઘણું;
જહાં જાઉં તેને પ્રીછવા, લક્ષ રૂપ મોટપ ઇચ્છવા. ૧૭૯
તારે લક્ષ આઘેરો પડે, બુદ્ધિ સરાડે જૈ નવ્ય ચડે;
વિ૦ તાત સરાડું એને નથી, નાખે જેમ બાણો મહારથી. ૧૮૦
બળ સારૂ ઘણી બુદ્ધિ જાય, પણ આકાશ વિષે ન લખાય;
મોટપ સારૂ સુરત સંચરે, પણ મોટપ સામું ડગ નૈં ભરે. ૧૮૧
ચિ૦ સુત ખરૂં એ તો એમજ થયું, એ મુજપણનું માનજ ગયું;
રૂપ સહીત અરૂપનિ માંય, પેસવું કોય દિયે નવ્ય થાય. ૧૮૨
વિ૦ તાત તું એ રીતે કાં કહે, દૃષ્ટાંતે આપોપું લહે;
જેમ ગજ નૈં દેખે નિજ પુંઠ, શુંઢ ન પોચે પુંઠે મૂઠ. ૧૮૩
માટે જાય નહીં અજ્ઞાત, પોચે જ્ઞાન તહાં સાક્ષાત;
પોચે કદાચિત ઇંદ્રી છેક, જ્ઞાન તો તન જાણે છે એક. ૧૮૪

શુંડ ડંડ કુંજરની પેઠે, ચિતહું જોવા હીંડે હઠે;
ઈચ્છા તે જે શુંઢા દંડ, ફરવા હીંડે શરીર અખંડ. ૧૮૫
કૈવલ્ય દેહતણો નહિ પાર, તેમાટે તું એમ વિચાર;
અવ્યક્ત વૃક્ષ ઉદંબરતણો, તે શાખાથી પસર્યો ઘણો. ૧૮૬
બ્રહ્માંડ ઉદંબરે લાગ્યાં અપાર, કોટ ભાતે નૈં લાભે પાર;
ફળ સ્થાને છે બહુ બ્રહ્માંડ, બ્રહ્માંડે બ્રહ્માંડે બહુ પિંડ. ૧૮૭
અંડ અંડમાં હરિ હર અજ, ચૌદ લોક સરખી નીપજ;
એવાં ફળ ત્યાં છે અસંખ્યાત, અવ્યક્ત પક્ષની સમજ્યે વાત. ૧૮૮
તે ફળ પ્રત્યે જીવ અનેક, ત્યાં અમિત નૈં નીસરે છેક;
તે જંતને તાં ભૌતિક કાય, સૂક્ષ્મે સૂક્ષ્મ સૂક્ષ્મતર થાય. ૧૮૯
પિંડ પિંડને હૃદે આકાશ, તેથી રોમે રોમે વાસ;
સૂક્ષ્મ સ્થળે આપણ બે રહ્યા, તે સુક્ષમથી સુક્ષમ થયા. ૧૯૦
એવું ઝીણું તુજ મુજ રૂપ, કહું સામર્થ્ય઼ઇ શુણ ચિત ભૂપ;
અવ્યક્ત વૃક્ષનિ કીધી વાત, તારે સુરત થઈ સાક્ષાત. ૧૯૧
અનંત બ્રહ્માંડે ઘાલી બાથ, એવા તારા મારા હાથ;
સૂક્ષ્મમાંહિ તો એવો તું, સ્થૂળપણું તારૂં શું કહું. ૧૯૨
તારૂં સામ્રથ એવું રૂઢ, સર્વાંગે તું રહેતો ગૂઢ;
ત્યાં લગિ તારૂં છે ચિત નામ, એ સમજીને લે નિજ ધામ. ૧૯૩
જોવા જા તું તારો પાર, તારે બે વાંકાં નિરધાર;
તેથી તાં તું જીવ ન ટળ્યો, વસ્તુનો છેડો નવ્ય મળ્યો. ૧૯૪
તે માટે એ નટળે દ્વૈત, એમ સમજ્યે થાયે અદ્વૈત;
ચિ૦ તું તો ચિદમાં રસબસ થયો, તો જોવા કહેવા નવ્ય રહ્યો. ૧૯૫
શુંતું સરખું થૈને ગયું, તોયે શૂન્યે શૂન્ય પદ રહ્યું;
વિ૦ અરે તાત તું એમ કાં કહે, સમઝિ સમઝિ વાંકું કાં લહે. ૧૯૬
એક જીવ પદ ને ઈશ્વર પદ, કેમ તહાં થાશે અદબદ;
કેવળ મહાનિધિ છેજ અવાચ્ય, તેને તું નિજજાણી રાચ્ય. ૧૯૭
જે સત ચિત આનંદ સદાય, તેમાં તત્ ત્વં પદ બહુ પ્રાય;
તે મેં તુજને કહ્યો પ્રકાર, સદા નિરંતર સારોદ્ધાર. ૧૯૮
તાં તે શુન્ય કેમ કહેવાય, જે નિદાન એવું છે પ્રાય;
ચિ૦ ક્યાં શુન્ય વાદ કરૂં છૌં હું, તેનો મર્મ સમઝિ લે તું. ૧૯૯

એમ જાણીને કરું હું વાદ, પોત પોતાને કીજે સાદ;
વિ૦ તાં સામો હુંકારો દેવા નથી, એ સ્થળને કાં શૂન્ય કે કથી. ૨૦૦
પોતાનું માન્યું ભૂત કલ્લોળ, ઉપજે સમે તત્વનું ટોળ;
પણ તત્વાતીત નવ્ય જાણિયું, તેણે શૂન્ય તાણી આણિયું. ૨૦૧
સુજને જોતાં દીસે અસ્યું, ભિન્ન કહેવા કારણ નહિ કસ્યું;
ચિ૦ કારજ ને કારણ તે તુંજ, ઇહાં ચિત ને તહાં તેજ પુંજ. ૨૦૨
દર્પણની ગત જોઈ કળી, અવળ સવળ ધુંખળ નિર્મળી;
વિ૦ સાંભળ તાત ઇહાં તું ધન્ય, મિથ્યામાંહિ થયો પતંન. ૨૦૩
તુંજ ચિત્ત ને તું ચિદ્વિલાસ, હવે હવો તુને બ્રહ્મ પ્રકાશ;
અક્ષય પદ જાણ્યું તેં ભલ્લ, હવે થયો તું એકલમલ્લ. ૨૦૪
જેમ છે તેમ તું આપ સદાય, એમ અખે પદ પ્રીછું જાય;
જો ચિદ જાણે તો લક્ષ ઝાલ્ય, અક્ષય પદ તો છે અજવાળ્ય. ૨૦૫
ચિ૦ શુણ રે મારા સુત તું અંગ, સ્ત્રી પુરૂપ ભિન્ન દીસે લિંગ;
ચૈતન્ય જોતાં નર માદા નથી, પંચભૂત જોયાં મેં મથી. ૨૦૬
રૂપમાંહિ દેખું છું ભાત્ય, તે સમજુતી ધાટે ધાત્ય;
વિ૦ તાત કહું એક સાંભળ વાત, એતો છે બીબાની જાત. ૨૦૭
જેમ ખાંડ કથિરનાં નિપજે રૂપ, બીબા ભેદે ભાત અનૂપ;
બેહુ પડ મળ્યે રૂપ ભરાય, પડમાં કિયો નર ને કૈ માદાય. ૨૦૮
એ યંત્ર જાણ નરમાદાતણો, ઉંધો ભાર મ રાખિશ ઘણો;
ભગ લિંગ દેખી ભરમે બહૂ, આકારે વળગ્યા છે સહૂ. ૨૦૯
અંતર મરમ વિચારે કોય, તે નર કૌતુક માત્રજ જોય;
ભગ દેખી પરઠે ભામિની, લિંગ દેખિ નર માને મની. ૨૧૦
સંસારની છે એવી રીત, વળી ફરી કહું તને પ્રતીત;
નારી નર તે એકજ જાણ, તું મનમાં એ પ્રતીત આણ. ૨૧૧
પ્રાયે કર જો મૂળ વિચાર, કલ્યાં ન જાએ નર કે નાર;
સ્ત્રીને ગર્ભ કમળને લિંગ, પુરૂપ ને દીસે પરસિધ અંગ. ૨૧૨
બેહુનાં લિંગ વિષે છે શૂન્ય, તેમાં રજવીરજનું ગમંન;
બેહુ પડ માંહીં અનંગ નિપજે, સૂરતના સુખને બેહુ ભજે. ૨૧૩
બેહુ પડમાં બેહુના અવેવ, નરને સ્થાન નારીનો ભેવ;
કોઇક ઘટ એવો નીપજે, બેઉ આકારને એકલો ભજે. ૨૧૪

કોઇક ઘટમાં એકે નહીં, તો શેની સ્થિત રાખું સહી;
ચિ૦ સાંભળ સુત કશો નથિ થાપ, ચૌદ લોકમાં એવો વ્યાપ. ૨૧૫
વિ૦ હવે તાત સાંભળ ચિતરાય, શબ્દે નર શબ્દે માદાય;
ચેતન નર માદા ન કેવાય, પંચભૂતનું નામ લેવાય. ૨૧૬
એહુથી હેઠો આવું હું, ત્યારે કહું જે પુછે તું;
લોક ચૌદમાંહી પરવરૂં, અંતર આંખ્ય વીંચી ઉચરૂં. ૨૧૭
તો કાંઈએ મુખથી બોલાય, જો એ નેત્રો આઘાં થાય;
જ્યારે નેત્ર આઘાં સંગરે, ત્યાં રસના તે શું ઉચરે. ૨૧૮
જો પરમેશ્વર કહિને સ્તવું, તો તે નામ પાડવું નવું;
જો માયા કહુંતો સ્ત્રી થાય, નામ રૂપ કર્ત્તવ્યમાં જાય. ૨૧૯
એ બોલ્યા પાખી શું કરૂં, માટે રૂપ લખી ઉચરૂં;
ચિ૦ સોધ્યું કહેવા કાંઇયે નથી, એટલી વાતો તેં કેમ કથી. ૨૨૦
વિ૦ સાંભળ તાત કથી એ ખરી, તોએ તે અવાચ્ય પાધરી;
ચમક ગિરિની સત્તા કરી, લોહ નોકા આવે પાધરી. ૨૨૧
તે અંતરમાં લોહનો બંધ, તેને આવે ચમકનો ગંધ;
લોહની સુરત ચમકગિરિ જાય, લોઢા લીધે કાષ્ટ ઘસાય. ૨૨૨
બહુ પદાર્થ તે માંહીં ભર્યા, તે ત્યાં લોહે ચેતન કર્યા;
એક ગાંઠ લોહ ચમક વિષે, તો તું ધન્ય જો તે ઓળખે. ૨૨૩
ચમક સ્થાને તેજ અવાચ્ય, જે સત્તાએ લોહજીવની નાચ્ય;
લોહ ઘસંતે જેમ કાષ્ટ ઘસે, તેમ એ જગ નોકા ઊલસે. ૨૨૪
તેનો કામ પદારથ બહુ, તેમ એ જગત નાના વિધિ સહુ;
ચાળો તો લોહચમકજ તણો, પ્રપંચભેદ ત્યાં ચાલ્યો ઘણો. ૨૨૫
જો લોહ ચમકને સંબંધ નોય, તો કારજ કારણ કહેવા નથિ કોય;
એણે ભેદે ચાલે ભાત, તો સ્ત્રીપુરૂપ શું પૂછે જાત. ૨૨૬
પૃથ્વી તે સર્વે સ્ત્રીલિંગ, અપ તેજ આકાશ નપુંસક અંગ;
પુરૂપ લિંગ વાયુને કહે, રૂપ વચન ને સહુ કોય વહે. ૨૨૭
કોય ન ભાંખે ફરિ બોલાય, વિચાર કહે શું પુરવું જાય;
વિ૦ તાત વસ્તુ મેં કાંઇક લહી, અળગી પડી કીમત નૈ થઈ ૨૨૮
માદક ભખી માદકનું રૂપ, જોવા હીંડે મૂળનું રૂપ;
માદક હુંથી અળગો કરૂં, દ્દષ્ટ પુષ્ટ વચને ઉચ્ચરૂં. ૨૨૯

એવો શ્યો મારે અભિલાપ, સામર્થ હોય તો તું કાંઇ દાખ;
એ રીતે છે સૂક્ષ્મ વાત, સમજીશ તો થાઇશ સાક્ષાત. ૨૩૦
છે કાયા વિના કાયાનાં કૃત્ય, જેમ હાથે કંકણ દીસે તર્ત;
જે માદક ઔષધિમાં હતો, ત્યાં તે છતે રહ્યો અણછતો. ૨૩૧
ઓષધિ જો નર ભક્ષણ કરે, ત્યારે માદક ત્યાં અવતરે;
અનંત પરાક્રમ કરે ત્યાં રહ્યો, બહુ પ્રકારે પોતે થયો. ૨૩૨
બોલે ચાલે ભોગવે સ્વાદ, બહુ ડાપણ કાં બહુ ઉન્માદ;
તે એકે ચેન નોય તુજ વિષે, તેમનો તેમ હતો ખાધા પખે. ૨૩૩
ખાતાં ડીઠા બ્હોળા રંગ, માદક કેરા જેવા ઢંગ;
એટલા ઉફરં શું દેખીશ, મેં સર્વ સહિત કહ્યો સર્વ ઈશ. ૨૩૪
ચિત્ત તું ત્યાં જેમ માદક વાન, ચિત માદક તેં કીધું પાન;
રગરગમાં તે માદક ચડયો, મન વચ કર્મ સહુમાં ફેર પડયો. ૨૩૫
ફાટયું આચરે ફાટયું બકે, જાણે પણ જાળવી નૈં સકે;
જે જોવા કીધું તું ભક્ષ, તે જાણે નૈ પોતે રહે અક્ષ. ૨૩૬
તેમ તું તે તું ને તે તે તે, એ મહા અનુભવ ચિદ તું એ;
પોતામાં વીચે વીંચણું, તે સમજે તો સારૂં ઘણું. ૨૩૭
ચિત્ત તારી કીમત નૈં થાય, તારાં મૂળ ઉંડાં છે પ્રાય;
મૂલ થાય તે ઓછી વસ્ત, મૂલેં આતમ થાએ અસ્ત. ૨૩૮
તે તું જાણે ચૂકી હદ, તારૂં નિદાન તો છે અદબદ;
અચવ્યું વીર્ય તારૂં ચિત્ત નામ, પણ મુજ વિના તેં ખોઈ હામ. ૨૩૯
અચાનક જ્યારે હું ઉમટયો, તો નિજરૂપ થૈને આઘો વટયો;
અવાચ્ય વીર્ય શું જાણી વદે, તે ચિત્ત મુજને લેખું દે. ૨૪૦
શુણ ચિત્ત એ કેવો ન કેવાય, ત્યાં નિજ કલણ તુંજ ચિત્તરાય;
જેમ મેઘ નિશા હોય ઘોર, ચંદ્ર નક્ષત્ર ઢંકાણાં જોર. ૨૪૧
કીડી કુંજર નાવે દૃષ્ટ, બ્હોળી થયે તિમિરની વૃષ્ટ;
એવામાં ઝબકી દામિનિ, તે દિવસ નોય નોય જામિનિ. ૨૪૨
પણ સહુ ડીઠું ઝાતકારજ કરી, જેણે રહ્યુંતું તિમિર આવરી;
સૂર્ય ચંદ્ર તારા વિણસાર, મહા અગ્નિ કેરો ઝાતકાર. ૨૪૩
એતું સિદ્ધાંત તું સાંભળ ચિત્ત, તારૂં મૂળગું કહું હું વિત્ત;
હું તું અદબદ નરબદ ધુંધકાર, નહુતાં તત્વ નહુતા આકાર. ૨૪૪

ઉડુ નહુતા ઉડુગણુપતિ ભાણ, નહુતાં તત્વ વેદ સ્મૃતિ પુરાણ;
ન હુતા શિવ બ્રહ્માને વિષ્ણુ, ન હુતું શીત અને વળી ઉષ્ણ. ૨૪૫
અકસ્માત ઝળક્યો તું પ્રિતા તારિ સહુ કો ડીઠા છતા;
બ્રહ્માંડ આદ્ય પતંગિયા લગી, તારી ચમક ચો દિશે ઉમગી. ૨૪૬
હરિ હર અજ તુજમાંથી થયા, તુજમાંથી વરતે તે રહ્યા;
ત્યાં મહા અગ્નિ તેમ ઈહાં અવાચ્ય, ત્યાં વિદ્યુત તેમ ઈહાં ચિત સાચ. ૨૪૭
એમ બ્રહ્માંડની ગણ્યે નીપજ, પિંડ ગણે તોય એમજ ભજ.
બ્રહ્માંડ સ્ફુર્યું ત્યાં ઇશ્વર થયો, પિંડ સ્ફુર્યું ત્યાં જીવ થૈ રહ્યો. ૨૪૮
કદાચિત્ જીવ તું વૈકુંઠ જાય, તોયે તું તુજમાં અવગાહ્ય;
અષ્ટ મહા સિદ્ધિ કરે કિંકરી, તોય તે તારી ચિત્ત આચરી. ૨૪૯
ચિ૦ એથી અળગો શ્યો નીકાલ, તેની કાંઇ કાઢી છે ભાળ્ય;
વિ૦ સાંભળ ભાળ્ય તું દાદા તણી, તે દાદે પેર કહી આપણી. ૨૫૦
મુજ દ્વારા જો પ્રકાશે વાટય, તો તુજને તે બેસે ઘાટ;
ઘણા પ્રકાર છે મળવા તણા, નિદાન જોતાં નેઠ આપણા. ૨૫૧
જોગ અખંડિત દિલમાં વસે, જો તું તારૂં આપ અભ્યસે;
નાળીનું નર પરાક્રમ કરે, અધોમુખ કમળ ઉર્દ્ધમુખ ધરે. ૨૫૨
સગુણ ભક્તિ દાસ આકાર, તો એ તે તારેજ આચાર;
ધ્યાન શૂન્યમાં શબ્દ ઉચ્ચરે, તે તુજ સાથે લટકાં કરે. ૨૫૩
જ્યાં તુજમાં તું પાછો વળ્યો, ત્યારે ચમક સઘળો નીકળ્યો;
વંશ વિચારે અંશ ઓળખે, ઇચ્છા ટાળે ને આપોપું ભખે. ૨૫૪
એમથકો જેવો રે તું, પિંડ બ્રહ્માંડ ને તારે શું;
તારે તું તો છેજ અવાચ્ય, તદ્રૂપથો તું રાચ ન રાચ્ય. ૨૫૫
ત્યાં તારૂં તુજને કો નથી, આણી મોર સુતી મહારથી;
ચિ૦ અવાચ્ય વીર્ય ત્યાં તે હું ખરો, એણે રથળે મર્મ આકરો. ૨૫૬
ત્યાં મુજ વિના કોણ પ્રાક્રમે, ચિદ અભાવ તે રૂપે રમે;
મહા ભૂત ઇશ્વર બ્રહ્માંડ, તેનો અંશ આ ભૌતિક પિંડ ૨૫૭
એટલું ચિત્ત કહે મેં ગ્રહ્યું, પણ અરૂપી રૂપે કેમ થયું;
અરૂપ હતું તે થયું રૂપવાન, અગ્રાહ્યને ગૃંવાનું ભાન. ૨૫૮
ચિત્ત કે એનો ઘાટ બેસાર, અન્ય શાસ્ત્ર મેં કર્યું નિઃસાર;
વિ૦ જો આ અરૂપ રહ્યું આકાશ, ત્યાં સહસા હોય અભ્ર પ્રકાશ. ૨૫૯

તે ઉપજે ત્યાં ન પડે ખાણ્ય, ડગ ન ચડે ત્યાં સમે નિર્વાણ;
એવું અધર ચાલેજ સદૈવ, એ વાદળમાં ઉપજે જીવ. ૨૬૦
જીવ વૃત્યે કોયદી નવ રહો, તે ખોખાં કોય માનવ ગ્રહો;
તે કાદવમાંથી પીયે નીર, શીતળ કરી પછી મૂકે શીર. ૨૬૧
અરૂપી રૂપે એમ થયો, નભમાં અભ્ર કોણ કરવા ગયો;
તહાં જેમ સહસા ઉઠી ઉપાધ્યં, અદૃષ્ટમાં દૃષ્ટ એણીપેરે સાધ્ય. ૨૬૨
અભ્રસ્થાની પંચ મહાભૂત, ખોખાં તે પંચીકરણભૂત;
અદૃષ્ટમાં દૃષ્ટ તન એણીપેરે થયું, તે અગ્રાહ્ય ગ્રાહ્ય કેમ ગયું. ૨૬૩
તેનો તું શુણિ લે પ્રતિબોધ, જેણે ભવનો ભાંગે રોધ:
અગ્રાહ્ય તે ગૃહવા કોણ છે, એ તો ભૂત ભૂતને ગૃહે છે. ૨૬૪
સોનું તોળિયે કાટલાં વડે, તો સરખે તોલેં કાંટે ચડે;
સંખ્યાની દળ કાટલા માટ્ય, કાર્ય વાદિને બેસે ધાટ. ૨૬૫
તેનો કર્ત્તા વસ્તુ વિચાર, ભૂત કલોળ દીઠો નીર્ધાર;
અવની હેમ ને અવની લોહ, અવની જાણ્યે ટળ્યો સહુ મોહ. ૨૬૬
ગ્રાહ્ય ગ્રાહક બેઉ ભૂત વિચાર, એ આકારે ગ્રહ્યો આકાર;
ચિ૦ સુત એતો તેં અદ્‌ભુત કહ્યું, એમ અવાચ્ય અભોગત રહ્યું. ૨૬૭
વળી એક મોટો છે ખ્યાલ, તે રૂડી પેરે ધાટે ઘાલ્ય;
અવાચ્ય કારણ નહિ એક અનેક, ત્યાં ન પોંચે વાણી ને વિવેક. ૨૬૮
ત્યાં વિચાર જો પેખિયે બિંબ, તો તેનું ગણિયેં પ્રતિબિંબ;
બિંબ પ્રતિબિંબ નથી તે ઠાર, જેટલાં ચિત્ત તેટલા આકાર. ૨૬૯
એહેનો જો ને બેસે ધાટ, તો અતિ સારૂં થાયે નાટ;
દ્રુમ સાગર પર્વત વન નદી, મણી મંત્ર ચેટક ઓષદી. ૨૭૦
એવું સામર્થ્ય દીશે લંબ, સહુ સહુમાં મુળગું પ્રતિબિંબ;
વિ૦ અરે તાત સાંભળ તું ચિત્ત, દૃષ્ટાંતે સંશય થાય વીત. ૨૭૧
ચામખેડું છે દીપક વડે, દીપ વિના ન રમત ઉંમડે;
ચામખેડા પડે ભક્તિ ભેદ, સર્વતોગોચર હોએ વેદ. ૨૭૨
નાના રૂપ આવી રહે જાય, દીસે દીપ તણે મહિમાય;
સૂર્ય હોય તારે નોયે ક્ષણ, દીવા તિમિરતણું દેખણું. ૨૭૩
દીપક સ્થાને તું ચિત્ત રાય, દેહ મંડય કરિ એહો માંય;
બાર થકી દીશે તુજ માટ, અંતર તુજવડે ચાલે ધાટ. ૨૭૪

અજ્ઞાન નિશા લગિ એ ખેલ, સંકલ્પ નટ એ ચલવે વેલ;
જ્ઞાનોદયે કરિ ભાંગ્યો ભર્મ, ત્યારે દીઠાં આળાં ચર્મ. ૨૭૫
તારૂં સ્ફુર્ણજ દેખે તું, આધ અવાચ્ય કારણ જોતાં શું;
તું અવાચ્ય કેરૂં પ્રતિબિંબ, તે માટે તું પ્રાયે શંભ. ૨૭૬
એણે ભેદે પિંડ બ્રહ્માંડ, બ્રહ્માંડે બ્રહ્માંડે એમજ મંડ;
પિંડે પિંડે એક માંડણી, એમજ સમઝ રાખ્ય આપણી. ૨૭૭
એમ સમજે તું છે સાક્ષાત, અન્ય શાસ્ત્ર તે સ્વમતિ વાત;
ચિ૦ વલ્લભ સુત તું ધન્ય વિચાર, તત્વસાર કીધો નિર્ધાર. ૨૭૮
મૂળ કહ્યું તે છે વૃત્તાંત, એમાં સંશય નૈં એકાંત;
નિજ માતમ ત્યાં મ્હોટું કહ્યું, એમાં કાંઈ કેવા નવ રહ્યું. ૨૭૯
મૂળ માતમેં તાં છે અનંત, પણ પદ નહિ રેશે ત્યાં અંત;
જેવો સોહં છે સાક્ષાત, તેમ ન રેવા એ ઉત્પાત. ૨૮૦
એનું શું કારણ છે અંગ, વિશદ કરીને કે પરસંગ;
વિ૦ સાંભળ તાત એ વૈગુણ વચે, જે તુજને બહુ ભોગજ રુચે. ૨૮૧
ભોગ રુચે મહા મોહને માટ, તે રાજસુત પાડે વાટ;
આજ લગેં કહિ જે મેં વાત, તે તારૂં કારણ સાક્ષાત. ૨૮૨
તું કારણ જે કારજતણું, તેજ વગોવે તુજને ઘણું;
ચિદ્દપણું ખોઇ બેઠો જે માટ, જેનો મ્હોયો કરે અટાટ. ૨૮૩
ચિ૦ પ્રિય સુત તું મુઝને સમઝાવ, મોહની જાળ કરે અસંભાવ;
વિ૦ અરે તાત તું તો ચિદ્રૂપ, તારું તેજ નિદાન અનૂપ. ૨૮૪
તું મોટો ને અતિ આધીન, કામ ક્રોધ આગળ અતિ દીન;
કહાવે તારા પણ તત્વથી, અમલ કરે તારા સત્વથી. ૨૮૫
સેવક તારા ઠગિ લે તને, તું ન જાણ જે ગ્રાહક કને;
તારે એથી સંબંધ આકરો, વિયોગ પડે તો બેઉએ મરો. ૨૮૬
કામ ક્રોધ મચ્છર મોહ માય, તું મરતે તે તરત મરિ જાય;
તું જીવ્યે એ જીવે ખરા, અન્યો અન્ય સંબંધ આકરા. ૨૮૭
ચકમકમાંથી નીકળે આગ, તેને નમળે વળગ્યા જાગ;
કાંઇ ન થાય અગ્નિ એકલે, તત્ક્ષણ પાછો થૈને વળે. ૨૮૮
તે જો કફને વળગી જાય, તો જવ તે મોટેરો થાય;
માયા કાળ ચક્ર આથડે. મહા અગ્નિથી ફૂલજ પડે. ૨૮૯

તે ચૈતન્ય નરાળું ચિત્ત, કામક્રોધ ફળ ભૂતનું વિત્ત;
તેને વળગ્યો વધે અનંત, શેષ નાગ વૈકુંઠ પર્યંત. ૨૯૦
શુચિ અશુચિ જીવોને વરે, ઇંદ્રિ વિષે સરખો આવરે;
અસંભાવના ઉપજે ત્યાંય, વિપ્રીત ભાવના શું બંધાય. ૨૯૧
ચિ૦ એ મારું મૂળ લક્ષણ કહ્યું, જ્યારે જ્ઞાનમાં ઉપજી ગયું;
તે ઘટતો મુજ કહે ઉકેલ, ત્યાં ચિત્તનો હોય એવો ખેલ. ૨૯૨
વિ૦ તાત ઉપજમાંહી છે યુક્તિ, સાંભળ તે તે કહું વિવિક્ત;
સ્વાંતબુંદ અહિને મુખ પડે, તેનું હળાહળ ચૈને ચડે. ૨૯૩
છીપ માંહિ મુક્તા ફળ થાય, તેણે માણસ સકળ સરાય;
માટે જ્ઞાનને તું એમ જાણ, યુક્ત કહું તે ઉરમાં આંણ. ૨૯૪
એમ સમઝ તું ચિત રાજાન, તારે તો મુખ્ય બે પરધાન;
ડાબો મોહ જમણો વિવેક, બેઉનાં લક્ષણ જુજવાં છેક. ૨૯૫
પ્રવૃતિ નિવૃતિ સ્ત્રી તુજ તણી, એક એકને સંપત ઘણી;
કામ ક્રોધને મચ્છર માય, દુર્ગ્યા મમતા અસુયા પ્રાય. ૨૯૬
એ છે ઘણા કહું સંક્ષેપ, એ સઘળો પ્રવૃત્તિ આક્ષેપ;
વિવેક વિચાર સંયમને શાંત, સહાય સત્ય સંતોષ અચિંત્ય. ૨૯૭
દયા ધર્મ એ સઘળા જેહ, વર્ણવું શું તુજ આગળ તેહ;
એ આદી છે બહૂ નિવૃત્તિ, કુટુંબ કેટલું કહું પ્રવૃત્તિ. ૨૯૮
વામાંગે જો આવે જ્ઞાન, તેહ સ્થળે છે મોહ પ્રધાન;
જ્ઞાન ભોગવે પ્રવૃત્તિવડે, નિવૃત્તિમાં જાતાં આખડે. ૨૯૯
ઉપજે જ્ઞાન જો દક્ષિણ અંગ, ત્યાં મંત્રી સેજે વિવેક શુચંગ;
વિવેકતણી નિવૃત્તિ છે માય, તે તેના રંગમાં લૈ જાય. ૩૦૦
વિવેકવડે જે છે નિજભોગ, તે શોભે અદ્ભુત અમોઘ;
ચિ૦ પ્રિય સુત કેનેં એજ વિચાર, પ્રાપ્તિમાં કાંઇ સારાસાર. ૩૦૧
વિ૦ હવે કહું એનું દૃષ્ટાંત, ભૂચર ખેચર હોયે જંત;
ભૂચરને જો આવે પંખ, પણ ઊડી ન શકે નિઃશંક. ૩૦૨
ખેચર જેવિ ગગન ગતિ કરે, ભૂચર તેવો નૈ સંચરે;
ચિ૦ પુત્ર ગગન ગતિ જ્યારે થૈ, ભૂ ઉપાધ્ય ભૂ ઊપર રૈ. ૩૦૩
તે ભોગવણીમાં છે ભેદ, એ સંશયને કર ઉચ્છેદ;
વિ૦ ભૂ ઊપરનો જે અધ્યાસ, થૈ નૈં સકે નિરાળો ન્હાસ. ૩૦૪

ગુરૂવડે પાંખો આવી ખરી, ઉડે પણ પડે પાછો ફરી;
વામજ્ઞાનિ મોહદારાતણો, વાતવિષે ખેંચાણો ખરો. ૩૦૫
તન **મન સુખ તે** પ્રવૃત્તિસંગ, નિવૃત્તિ આકાશશું ન મળે રંગ;
વિવેક દ્વારા જે નિજ જ્ઞાન, ચિદાકાશમાં તેનું ધ્યાન. ૩૦૬
વૃત્તિ માત્ર આવે દેહભણી, સુરત રહે ચિદમાં તે તણી;
તે માટે દ્વારોમાં ફેર, લૂખી વૃત્તિ ટળે અંધેર. ૩૦૭
મુક્તિ લગેં છે તે એક વાટચ, વિવેકે ચાલે નરાળો નાટચ;
ચિ૦ વિવેકતણું બળ કે તું કસ્યું, જેમ તેજ દિપમાંહીં વસ્યું. ૩૦૮
દીપક જયાં મહાતેજેં મળ્યો, ટળવા કોણને કયાંથી ટળ્યો;
વિ૦ કહું તાત ઉડું સ્થળ એહ, જયાં ન મળે દેહીનેં દેહ. ૩૦૯
તેહથકી ભોગવણી અળગ્ગ, દૃષ્ટાંતે સમઝી લે સળંગ;
જે પારો ઔષધિયેં મરે, તેની શીશી નીપજે સરે. ૩૧૦
તેનાં પ્રાક્રમ હોય અમોઘ, જે અનુભવે તે થાય અરોગ;
ગુટકા કેરી નીપજ થાય, સ્વર્ગ મૃત્યુ પાતાળેં જાય. ૩૧૧
મુવા પછી બહુ પ્રાક્રમ કરે, પ્રજ્ઞાવાનની સુરત સંચરે;
પારો ગંધકથી મરી જાય, દીશે તે અંતર મુરછાય. ૩૧૨
થંભે નહિ અગ્નિની પાસ, ફર્યો કરાવ્યો થાએ નાશ;
વિવેક વિના તે એવું જ્ઞાન, નિરસ થૈને વરતે નિદાન. ૩૧૩
ચિ૦ પરાકાષ્ઠા તેં સુચવી વાત, જેવું હતું તેવૂં સાક્ષાત્;
સરસ થયાનો શિયો વશેક, તે આદિનો કરો વિવેક. ૩૧૪
વિ૦ સરસ થયાનું એ એંધાણ, દેહ થકી ટળે દ્વૈતનું ભાન;
ચિ૦ વાત મુવાની જીવતે કહી, તે તે હું કેમ માનું સહી. ૩૧૫
સ્વપ્ન સાખ્ય દેવા નહિં કોય, એવું સરખું તે ત્યાં હોય;
વિ૦ સાંભળ વાત હવેં ચિત્ત ભૂપ, હું જયાં રહિને કહું અનૂપ. ૩૧૬
સુજપણું રાખી બોલું હું, તો કહિ દેજે જીવતો તું;
પિંડ બ્રહ્માંડ પરેરી રેંણ, ત્યાંજ રહ્યો હું બોલું વેંણ. ૩૧૭
જાણયે પડછંદાની પરેં, તું જાણી બોલે છે હરેં;
પણ ત્યાં બોલવા સરખું નથી, તુજ ઉદ્દેશે વાણી કથી. ૩૧૮
ચિ૦ શુણ સુત જયાં હોયે આકાશ, ત્યાંથી હોયે શબ્દ પ્રકાશ;
તે માટે ઊઠે છે ઘોષ, તું છું ત્યારે શું છે મોક્ષ. ૩૧૯

વિ૦ શુણરે તાત જહાં આકાશ, તહાં શબ્દે નૈ હોય સમાસ;
બોલતાં એવો મુજ લક્ષ, જોવા એ તો મારી ચક્ષ. ૩૨૦
મુજ જોતાં એવું છે સદા, તે થૈ વર્ત્તે થાએ દધા;
ચિ૦ વર્ત્યાની કે શી થૈ પેર, પિંડ સહિત એકપણે ફેર. ૩૨૧
વિ૦ હવે તાત સાંભળ ચિત્તરાય, છોરૂ પિતા કાંધે ચડિ જાય;
તેને પૂછવિ પડે ન વાટચ, થાકે નહિ ને કરે અટાટ. ૩૨૨
પિતા કરે યોગ ખેમનિ પેર, જાગે ઉંઘે પણુ ઘેરનો ઘેર;
દેશ કાળ ત્યાં તેને નહિ, પિતા વૃત્યમાં વર્ત્તણ રહી. ૩૨૩
પર્વત ચડે જાય પાતાળ, રંચ આયાસ ન પામે બાળ;
વસ્તુવિષે એમ ડીઠું આપ, તેનેં નહિં સંસાર આળાપ. ૩૨૪
અસંભાવના તેનેં નહી, જેણેં એવી ગૂઢ ગતિ ગૃહી;
ચિ૦ પ્રિય સુત એ તો ગતિ છે ગૂઢ, તુજ વિણ હું છું જેવો મૂઢ. ૩૨૫
હવે જેમ દેખાડે વાટચ, તેમજ હું ચાલું રૈ ધાટચ;
દેહ વળગીયો સરખો મને, દેહને ઇંદ્રિ વળગ્યાં કનેં. ૩૨૬
ઇંદ્રીને વળગ્યા સર્વે વિષે, તે ત્યાં ન રહે કીધા પખેં;
કરતા પડે શબ્દનો માર, તેનો શ્યો કરવો પ્રતિકાર. ૩૨૭
વિ૦ અરે તાત સાંભળ તું ચિત્ત, સત્ય વરતાત્રે તેમ તું વર્ત્યે;
સત્ય દેખાડે સુધી વાટચ, સત્ય વિના નૈ પામે ઘાટ. ૩૨૮
તું સત્ય અગવો આગળ કરે, તે પુંઠે જો તું સંચરે;
પ્રવૃત્તિ નિવૃત્તિ ભોગવ સત્ય વડે, તો કયાંયે નૈં ભૂલો પડે. ૩૨૯
સત્ય ખોયું તેણે ખોયું સર્વ, જ્ઞાન કથી રખે આણે ગર્વ;
ચિ૦ જ્ઞાન તહાં સત્યનું શું કામ, શું ઉત્તર દેવાનું ઠામ. ૩૩૦
વિ૦ જ્યારે તું નિદ્રાએ શુવે, ધમ્યું ધમ્યું તે વાએ ખુવે;
એ ઉપર આપું દષ્ટાંત, જો સમઝીશ તો થાશે શાંત;
જેમ કોયે મ્હોટો મહારાજ, અંધ થકો કરતો હોય કાજ. ૩૩૧
તેની પ્રજા હોય મહા દુખી, ચક્ષુહીન જેહનોરે સુખી;
નેત્ર વિના તે ન્યાય કેમ કરે, મંત્રીનું ગમતું આચરે. ૩૩૨
મોહ આદિ દૈ કામ નેં ક્રોધ, એવા પ્રધાન તણો તુજ બોધ;
તેણે કરિ વણસે તુજપણું, તે માટે હું કહુંછું ઘણું. ૩૩૩
ચિ૦ સાંભળ રે પ્રિય પુત્ર વિચાર, મુજ સાથેં એનો અવતાર;

તે કેમ મુજથી અળગા થાય, જેમ દીપક તેજ વયું જાય. ૩૩૪
વિ૦ હવે કહું સાંભળ ચિત્ત ભૂપ, એ દૃષ્ટાંતનું દેખાડું રૂપ;
જેમ શોભાવે દીપકને તેજ, તેમજ તુમાં વિષેનું હેજ. ૩૩૫
સેજે દીપ કરે ઉદ્યોત, તેમ સુખે કરિ હોએ જ્યોત;
તેજ દીપ જ્યારે પરશે તૃણ, ત્યારે દુશ્કર હોય આચર્ણ. ૩૩૬
જેમ જેમ જ્વાળા વધે બહૂળ, તેમ તેમ વાધે સ્નેહનું શૂળ;
કરણ સ્વભાવ શબ્દની વૃત્ય, એટલે રેહેતાં વાધે કૃત્ય. ૩૩૭
ત્વચા સ્પર્શ જાણતી ખરો, અદકો આદર શ્યાને કરો;
નેત્રજ જુવે સ્વભાવે રૂપ, તેનો તાણ્યો પડિયો કૂપ. ૩૩૮
રસના રસ જાણે તે ખરી, દુખ પામે છે અન્ય આદરી;
નાશા વિષે જાણે ખરો ગંધ, આદર કરે વધે છે ધંધ. ૩૩૯
સ્વભાવિક હોય જેટલે તેટલે, રહે નિવૃત્તિ સુખ ભોગવે ભલે;
પણ તુજને ત્યાં વધાર્યો ગમે, વળતા વિષય તે તુજને દમે. ૩૪૦
ચિ૦ પ્રિય સુત મુજને કે તે વાત, દુ:ખ રહિત જેમ રહું સાક્ષાત્;
વિ૦ રે જો તાત મૃતકવત થઈ, એમ કરીને જેમ રે વઈ. ૩૪૧
ઘટે ઉપાયે અચાનક ભોગ, ઉદ્યમ વોણો ફળે જેમ રોગ;
ક્રિયા સમાય સહજ જેમ ફળે, ભોગવિયે અનુભવને ચળ્યે. ૩૪૨
એવે થકે વસ્તુનો ભોગ, રેણી વિના કીજે તે રોગ;
જ્ઞાન ભરોંસે કરવા જશે, તે આંતરશે હોંશને રસે. ૩૪૩
તે માટે તન મનને મારચ, હોંશ ચડયો કરશે પ્રતિકાર;
ઉત્તમ મધ્યમ હોંશ જાણજે, એ નેઠો અંતર આણજે. ૩૪૪
નિશ્ચય રાખીશ સર્વાતીત, વેવારે ગુરૂ ભક્તિને પ્રીત;
અવિહિત કર્મ આચર્યાનું નેમ, સત્યવૃત્તિયે યોગક્ષેમ. ૩૪૫
બાહ્યાભ્યંતર શુચિ રહે અંગ, જ્ઞાન ખળોનો ન કરે સંગ;
વચન યથારથ ઇમાં ઉદાસ અનુભવ સરખો સર્વાવાસ. ૩૪૬
એજ લક્ષણો જ્ઞાની જેહ, અતિશે વાલો હરિને તેહ;
ચિ૦ જ્ઞાન ખળોનો કિયો વિચાર, તેનો કયો હોય આચાર. ૩૪૭
વિ૦ તાત તેનિ હોય ખળ નિષ્ટા, વચન વિવેક રૂડી ન ચેષ્ટા;
અંતર હરિ ગુરુ શું નહિ હેત, સ્નેહ રહિત જેમ લૂખી રેત. ૩૪૮
ગુરૂના વચનવડે કરે વાત, રદે ન લે ગુરુનું સાક્ષાત;

દુધ જમાવે માંખણ કાજ્ય, જો જામે તો નીપજે આજ્ય. ૩૪૯
વિષમ પડયું તો કાંજી થાય, ખત્ર જ્ઞાની એવા છે પ્રાય;
નૈષ્ટિક જે જ્ઞાની નીપજે, તે સકળ ભાવે પામે વિજે. ૩૫૦
ચિં૦ પ્રિયસુત તું ધન ધન્ય વિચાર, તારો લક્ષ તે સાક્ષાત્કાર;
વાત ચર્ચિંને મુજને કે, જે ગુરુ 'ગોવિંદ એક કે બે. ૩૫૧
શબ્દે દ્વૈત સરીખું થાય, અંતરનો શ્યો છે અભિપ્રાય;
પરાત્પર ગોવિંદ સહુ કહે, જે દૃષ્ટ ન આવે મુષ્ટિ ન ગ્રહે. ૩૫૨
ગુરુ તો દીશે પ્રગટ પ્રમાણ, ભૌતિક પિંડ સહિત પદ પાણ;
તો તે કેમ કહીજે એક, તે નિજરૂપ કહે પિંડ વિવેક. ૩૫૩
વિ૦ સાંભળ તાત એ મોટો મર્મ, એ સમઝે તું ચૈતન ચર્મ;
ગુરુ વિષે જે ન દેખે કાય, તેણે પ્રીછ્યો ગુરુ મહિમાય. ૩૫૪
પરાત્પર ગુરુ તેણે લહ્યો, જે ગુરુને એમ સમજી રહ્યો;
પદ પાણી વર્જિત સુણ્યો જેહ, અવેવ સહિત તેણે ધર્યો દેહ. ૩૫૫
જેમ કપુરની પ્રતિમા કરી, રૂપ સહિત નિરખી વાપરી;
પલકે તે અદૃષ્ટ થૈ જાય, એમજ ગુરુની દેખે કાય. ૩૫૬
નિપનો શિષ્યજ તેવો તેહ, એમ ગુરુની દેખે દેહ;
કારણ એજ ભાવના તણું, થોડામાંહિ કહું છું ઘણું. ૩૫૭
ચિ૦ એક પ્રશ્ન મુજને ઊપજે, મુજથી કાંઇ ન ઉપજે રજે;
પરાધીનસો દીશું હું, મુજને શબ્દે મારે સહુ. ૩૫૮
મુજ ઉપર બહુ પેરે પડી, જેમ વાટપાડા કાડે હડી;
જાતાં આવતાં સહુ ધન શાય, ઇયાં દૃષ્ટ ને અહિંયાં કાય. ૩૫૯
ધજા ફરેરે વાયે કરી, સર્વ ધજાને દેખે ફરી;
વાયુ વાયા વિના નહિ રે, ધજા તહાં સ્થિરતા નવ ગ્રહે. ૩૬૦
મુજને એવી પેરે થયું, જો વિચારમાંહી કાંઇ રયું;
વિ૦ નિશ્ચય કહું સાંભળ ચિત પિતા, મારાવિણ તું ખાતો ખતા. ૩૬૧
ચિં૦ સુત જેમ તું કે તેમ હું કરૂં, ધન ધજા રહિ શું આચરૂં;
કાળ રૂપિયો અનિળ વહે, તેણે કાયા ધજા આફળે. ૩૬૨
કાળ વાયુ વાતો નવ રહે, જીવ ધકા ખાતો નિર્વહે;
મારે તે શું કરવું કામ, મારી ભાંગી સર્વે હામ. ૩૬૩
વિ૦ ઉડી ધજા જો કયાંઇયે પડે, તો મારૂત વાતો કયાં આથડે;

હું સ્વરૂપિયું વસ્ત્રજ સડયું, તો ચિત્ત રૂપિયું રહ્યું લાકડું. ૩૬૪
કાળ વાયુ તેને શું કરે, ઘૂમે ઘણો તેથી પણ ચળે;
તેમ તુંથી જો ઉપજણ ગઇ, તો તું રયો વસ્તુમાં થઇ. ૩૬૫
વસ્તુ તો સ્વે ગુરુ મહારાજ, તેને સેવ્યે શીઝે કાજ;
કાલ વાયુ ચલાવી નૈં સકે, ગુરુને સેવે એવે થકે. ૩૬૬
કાચી સેવા ત્યાં કાચૂં જ્ઞાન, જેમ ઔષધ વિનાનું અનુપાન;
કાચિ ભક્તિને લક્ષણ હીન, તે પ્રજ્ઞા ત્યાં હોએ ખીણ. ૩૬૭
પ્રજ્ઞાવંત પુરૂષ તો તેજ, જેને ગુરુ સાથે બહુ હેજ;
કાળ રૂપીયો દમ પરજળે, તો નાશી પેશિયેં ગુરુ જળે. ૩૬૮
તેને પરાભવ ન કરે લાય, જો લે સદા ગુરુ મહિમાય;
ગુરુ કૈવલ્ય કૈવલ્ય તે ગુરુ, હું કૈવલ્યમાં શું ઉચ્ચરૂં. ૩૬૯
ચિ૦ ઘણી વાતના ગુરુ મેં લહ્યા, તે તો પરપંચમાંહી રહ્યા;
જે વિદ્યા જે ગુરુથી લહી, તેજ કળાનો તે ગુરુ સહી. ૩૭૦
વેદ વિદ્યા ચૌદે પરજંત, જે જે કર્ત્તવ્ય આદરે અંત;
તે વાતોના ગુરુ તે હોય, તેને તેને સેવતાં સોય. ૩૭૧
તું સત્ય કિયો રાખે છે ગુરુ, મારૂં જાણ્યું મેં ઉચ્ચર્યું;
વિ૦ શુણ એકાગ્ર થઇ ચિત વાત, જ્યારે અર્ભક જન્મે માત. ૩૭૨
પ્રસવંતાં જ કરે પય પાન, તારેં જે ગુરુ આપે જ્ઞાન;
તે ગુરુ તો સાથે છે સદા, બીજા ગુરુ તો છે બુદબુદા. ૩૭૩
ચિ૦ પ્રિય સુત એમ તો છેજ સ્વભાવ, યંત્ર ભેદ ચાલ્યો જાય સાવ;
જો દ્રુમ કેમ પીયે છે નીર, અવનીનું શોખી લે હીર. ૩૭૪
મુક્તા નર માદા કને જાય, સંપુટ બેસી એકઠાં થાય;
અંબુજ અર્ક સામું કેમ રહે, એમ સૌ સેજ સ્વભાવે વહે. ૩૭૫
ભૂલીને તું એમ મ ગણીશ, લૂખા લક્ષ પરેરો હીંશ;
જે અવાચ્યનો છેજ સ્વભાવ, તે છે ગુરુ સ્વતંતર સાવ. ૩૭૬
પ્રિય સુત જો ગુરુ એમજ છેજ, તો અંતરથી કાં નવ હેજ;
બાર ગુરુ કાં શોધવો પડે, તું કે પ્રાપ્ત હોય સેવા વડે. ૩૭૭
સેવાયે હોય ગુરુ સ્વરૂપ, તેં તો ગુરુને કહ્યો અરૂપ;
વિ૦ તું તો ગુરુને જોતો નથીજ, પણ પ્રત્યક્ષ દીશે છે ઈજ. ૩૭૮
એ ઉપર કહું જે દ્દષ્ટાંત, તે શોળે અંશે માને શાંત;

સૂર્ય ધામ કોય જોવા કરે, જોઇ ન સકાય તેજ આકરે. ૩૭૯
જેટલાં માંડે જળનાં પાત્ર, તાં પ્રતિબિંબે રવિ સાક્ષાત;
જ્યારે દીઠો પ્રત્યક્ષ અર્ક, ત્યારે ગયો સંશયનો તર્ક. ૩૮૦
બિંબ જોવાએ પ્રતિબિંબ વડે, તેમ ગુરુ જોવાએ ગોવિંદ વડે;
તે પ્રતિબિંબ ત્યાં ઝળકે બહૂ, તે માટે ગુરૂને ગોવિંદ કહૂં. ૩૮૧
અર્ક આકાશે પ્રતિબિંબ ધરી, પણ લક્ષ જોતાં એકજ ખરી;
ગુરુ તે એમ જે રે વ્યતિરેક, તે ગુરુ સદા સ્વતંતર છેક. ૩૮૨
એમ શિષ્યને દેખાડે આપ, તે સદ્‌ગુરુનો રાખે થાપ;
બીજા ગુરુ બીજી-વાતના, મંત્ર યંત્ર ઔષધ ધાતના. ૩૮૩
વિદ્યા અવિદ્યાના દાતાર, તેનો શિદને કરછ વિચાર;
એ સર્વે પ્રપંચના ગુરુ, તેનું જોતાં માથાસરૂં. ૩૮૪
પ્રેરક તેનું છેજ અવાચ્ય, સપના સરખું જાણી રાચ્ય;
કોડી નિશાને દ્રવ્ય તો ખરો, તેનો ક્રે વિક્રે સહુકો કરો. ૩૮૫
પણ ઢાળ ન નિપજે ગાળ્યા થકે, કોય મુદ્રા પાડી નૈ શકે;
પરપંચમાં કાજોગરિ વાત, નીપજ નોય તેથી સાક્ષાત. ૩૮૬
ચિ૦ એક પ્રશ્ન સુઝે છે મને, તેં તો ગુરુ દેખાડયો કને;
પણ પરથમ તેં રાખ્યો થાપ, જે કરવી ભકતી સહિ બાપ. ૩૮૭
હવે તે વચન કયાં બેસશે, જે બહુ પિંડે તું કેછે રસે;
નવધા સૂધી ત્યાં કહિ ભકિત, એક એકતી નવનવી યુકિત. ૩૮૮
અર્ચન વંદન કીર્તન કરે, પદ સેવન અર્ચન આદરે;
સ્મરણ દાસત્વનો બહુ ભેદ, સખા ભાવ ને આત્મ નિવેદ. ૩૮૯
એકાશી સૂધી તે લખી, તે તેં કહિ પરશી પારખી;
બહુ પિંડે તું આચરણહાર, વેશ ક્રિયાને વિવિધ આચાર. ૩૯૦
તે તેં શું જાણીને કહ્યું, વસ્તુ વિષે તો કાંઇ નવ રહ્યું;
ચિ૦ હવે કહું સાંભળ ચિતરાય, મેં કહિયું તેનો અભિપ્રાય. ૩૯૧
તુજને જ્યારે પિંડજ સ્ફુરે, ત્યારે સ્વરૂપ નિશ્ચય વીસરે;
જેમ જેમ બ્હોળો દેહાધ્યાસ, તેમ તેમ હોય સ્વરૂપનો નાશ. ૩૯૨
જ્યારે નિજપણુ ગયું વીસરી, ત્યારે સ્વપ્ન શ્રેણી ચોરાશી ખરી;
તે નિદ્રા નિર્ગમવા કાજ, ભકિત દેખાડી અંતરબાહ્ય. ૩૯૩
જેમ કેને ઉપજે ભ્રમ રોગ, વિકળ થૈ જાય તન મન જોગ;

સ્વાદે લાગ્યો દહી ખાંડ ખાય, તેમ તેમ ગ્રથલ ઘણેરૂં થાય. ૩૯૪
તે પછી નિર્મળ કરવા કાય, તીખાં ખારાં ઓસડ ખાય;
શાંતિમાં આવ્યે થાય આરોગ્ય, રસમાં પડે તો થાયે રોગ. ૩૯૫
જેમ કોય બાળક આડે ચડે, સ્વાસ લઇને પૃથ્વી પડે;
તેને આળેલુંખે લગાડે માત, ત્યારે કરતો રે ઉતપાત. ૩૯૬
કયું હતું ઘટળવા ઉન્માદ, તું તો કરવા લાગ્યો વાદ;
નહિં નાચ્યા ખુંધાતું કામ, અંતરમાં ઓળખવો રામ. ૩૯૭
એ ઓસડનું અજીરણ થાય, વ્યસને લાગ્યો ક્યાંયે જાય;
ચિ૦ સુત જેવારે કરવી ભક્ત્ય, પાછી આણવી આતમ વૃત્ય. ૩૯૮
આંઈ ભાક્ત તે કેવી ઘટે, આ તો લખાણી ગુણને પટે;
જેણે પામીયે સ્વામી સઘ, એવું અમુલ્ય વિચારી વઘ. ૩૯૯
વિ૦ હું કહું તે દ્દષ્ટાંતે જાણ, અણુલિંગી ભક્તિની ખાણ;
મેઘવૃદ્ધિ થાનાર હોય ઘણું, ત્યારે દેખાડે બહુ તેજ પણું. ૪૦૦
તપે ઘણું તેણે પિંડ બ્રહ્માંડ, તેણે કળી આવે સઘળે માંડ;
બહુ તેજે જળ પરગટ થાય, હરી હરી પૃથ્વી થઇ જાય. ૪૦૧
એણે દૃષ્ટાંતે જે છે ભક્તિ, આતુરતા ઉપજે અમિતિ;
બહુ તાપે જેમ પ્રગટે તોય, અંતરથી હરિ પરગટ હોય. ૪૦૨
વ્રે વૈરાગ અંતરે અપાર, બાર ન જાણે કોય લગાર;
જેમ ગજ કોઠાનીપર થાય, અંતર થાક દ્રવ્ય બળિ જાય. ૪૦૩
તેગ દેહાભિમાન અંતરથી ગળે, રસરૂપ થૈ સ્વામીમાં ભળે;
સદા સમવાનો તે ઘટ રામ, અહંકૃત થૈ રયું રૂપ નામ. ૪૦૪
અણુલિંગી ગુરુ તેને મળ્યો, ગુરુ રહ્યો ને શિષ્ય તે ટળ્યો;
લૌકિક ભકિત તહાં નવ હોય, આપે આપની નીપજ જોય. ૪૦૫
કરવી કહીતી જે મેં ભક્તિ, તેની એમ જાણી લે યુક્તિ;
ગુરૂ સેવા તે આતમ અલખ, બ્રહ્મ બ્રહ્મ ત્યાં રે છે પક્ષ. ૪૦૬
જો નીપજે તો એમ નીપજે, બાકી સૌ મન ગમતું ભજે;
દેહાભિમાન એ મોટો રોગ, જેણે નાએ આતમ જોગ. ૪૦૭
સમઝવો છે મરમ ચિત્ત એહ, હળવો છે વાસના લિંગ દેહ;
દેહાભિમાન રહ્યું છે અહીં, ત્યારે કુશળ રહ્યું નૈં કહીં. ૪૦૮
યાં તો છે ટાળ્યાનું કામ, અહં ટળે રહે આતમ રામ;

જો જાણે તો એમજ જાણ, મેં તો કૈ મૂક્યું નિર્વાણ. ૪૦૯
ચિ૦ એ રીતે સુત ભાગ્યો ભર્મ, ભ્રમ ભાગ્યે મેં લીધા મર્મ;
વચન માત્ર મારૂં ચિત નામ, જેમ છે તેમ પૂરણ નિજ ધામ. ૪૧૦
મારો મુજમાં હવો સમાસ, તુજ દ્વારા હવે હવો પ્રકાશ;
હવે નહીં રહી પૂછવા વાત, જેમ છે તેમજ છે સાક્ષાત. ૪૧૧
જ્યાં જેવો ત્યાં તેવો હું, એમજ સરખા હું ને તું;
અહં બ્રહ્મ તે સ્વે સાક્ષાત, સ્વેસ્વેમાં છે સઘળી વાત. ૪૧૨
તે માટે સુણ ચિત્તવિચાર, તેને નોહે ભવ સંસાર;
દમાય નહીં તે દેહને વિષે, કહે અખો એમ સમઝો સુખે. ૪૧૩

## ચિત્તવિચાર સંવાદ સમાસ.

# પંચીકરણ.

## ચોપાઇ.

પિંડ બ્રહ્માંડનો કરૂં વિવેક, હરિજન તે જે દેખે એક;
પંચે ભૂત તણો વ્યાપાર, કરતાં દીશે દેહાકાર. ૧
**સમઝી** લેતાં એ અનુક્રમ, સળંગ સૂત્ર દિસે પરબ્રહ્મ;
અવ્યક્તથિ નભ ઉપતું સાર, નભે પવનનો હવો વિસ્તાર. ૨
**પવને** તેજ હવું ઉત્પન્ન, તેજતણું તે પાણી તંન;
પાણીથકી મંહી પરગટ હોય, જેમ ઉત્પત્તિ પ્રલય તેમ જોય. ૩
**વસ્તુ** વિષે સ્વભાવે શૂન્ય, તેમાં પ્રણવની ઉઠે ધ્રુન્ય;
તે ઓંકાર જાણો ત્રિ વર્ણ, તત્વ બધાં તેના ઉપસર્ગ. ૪
**તેહ** તણો હું કહું વિસ્તાર, રાખી લેજો મન નિર્ધાર;
તમો ગુણ તણાં પંચ મહાભૂત, રજના દેવ ઇંદ્રિય અદ્‌ભૂત. ૫
**સત્વના** ચતુષ્ટને પંચ વિષે, તત્વ ચોવીશ એ ભાગવત લખે;
પચીસમી માયા સર્વદા, છવીશમા મહાવિષ્ણુ સદા. ૬
**નશા** જાળ આમિષ નેં અસ્ત, રોમ ચર્મ એ પંચે વસ્ત;
પિંડતણો એમ કરતાં વિવેક, પાંચે ભાગે પૃથ્વી એક. ૭
**શૂક્ર** શોણિત પ્રસ્વેદ ને લાળ, મૂત્ર આંસુ ને કફ જંજાળ;
પિંડતણો એમ કરતાં વિવેક, પાંચે ભાગે ઉદકજ એક. ૮
**ક્ષુધા** પિપાસા કામનો ભોગ, ક્રોધાળસ્ય તણો સંજોગ;
પિંડ તણો એમ કરતાં વિવેક, પાંચે ભાગે તેજજ એક. ૯
**સ્વાસોસ્વાસ** નાડી હેડકી, છીક બગાસાં વાયુ થકી;
પિંડ તણો એમ કરતાં વિવેક, પાંચે ભાગે મારુત એક. ૧૦
**શબ્દ** કરે ને શબ્દજ ગૃહે, દેહ વિકાશ સચરાચર રહે;
પાક વિમર્દન થાએ નાશ, પાંચે ભાગે છે આકાશ. ૧૧

કઠણ ભાગ તે અવનીતણો, ક્લેદન તે પાણીનો ગણો;
ઉષ્ણ જ્યોતિ તે જાણો તેજ, પ્રસરણ તે વાયુનું હેજ. ૧૨
સ્થીર વિવર આકાશનો ધર્મ, એ પંચમહા ભૂતનો જાણો મર્મ;
એ ચૈતન જોગે જીવતા, જેમ સૂરજ વડે કીરણ છે છતા. ૧૩
એવી બુદ્ધિ કરિ આલોચશે, તે નર બ્રહ્મમાં ભેળો થશે.
જીવપણું એમ પામે અસ્ત, અખા વિચારેં ઉગરે વસ્ત. ૧૪
પ્હેલું ભૂત આકાશ કહાય, બીજું ભૂત તે કહિયેં વાયુ.
ત્રીજું ભૂત તે તેજજ તાપ, ચોથું ભૂત તે પાણી આપ. ૧૫
પાંચમૂં ભૂત તે કહિયે પૃથ્વી, એ પંચ ભૂત જોજ્યે અનુભવી;
પાંચ કર્મેંદ્રિય મન શું જાણ્ય, પ્હેલું પગને બીજું પાણ્ય. ૧૬
ત્રીજું ગુદનેં ચોથું લિંગ, પાંચમું મુખ તે વાણિ પ્રસંગ;
કર્મેંદ્રિયો કહ્યાં એ પંચ, હવે જ્ઞાનેંદ્રિયનો કહું સંચ. ૧૭
પ્હેલું કર્ણને બીજું ચર્મ, ત્રીજું નેત્ર ચોથો રસ મર્મ;
પાંચમી ઇંદ્રિય નાસા જાણ, એ જ્ઞાનેંદ્રિય પંચ પ્રમાણ. ૧૮
અનુભવ ન વધે સમજ્યા પખેં, હવે કહું તન્માત્રા વિષે;
શબ્દ વિષય છે કર્ણજતણો, સ્પર્શ વિષય તે ત્વચાનો ગણો. ૧૯
રૂપ તેજ નેત્રોનો વિષે, રસના રસ નાના વિધ ભખે;
ગંધ વિષય નાસા જાણવો, અખા ચતુષ્ટય હવે અનુભવો. ૨૦
પ્હેલું મન બીજું બુદ્ધિ વિચાર, ત્રીજું ચિત ચોથો અહંકાર;
અંતઃકરણ ચતુષ્ટય નામ, એ સમજે બુધ્ય બેસે ઠામ. ૨૧
એટલે તત્વ થયાં ચોવીસ, માયા સહિત ગણો પંચીસ;
હવે કૈં ચૌદે દેવતા, ચૌદે ઇંદ્રિને સેવતા. ૨૨
કરણ શબ્દ પાલક દિગરાય, ત્વચા સ્પર્શ મારૂત કેવાય;
નેત્ર રૂપનો પાળક ભાણ, રસના રસનો વરૂણજ જાણ. ૨૩
નાસા ગંધનો પાળક મહી, એ જ્ઞાને દેવ દેખાડયા કહી;
હવે કહું કર્મેંદ્રિય પાળ, ચરણ ગતિ વિષ્ણૂ ભૂપાળ. ૨૪
ઇંદ્રદેવ ગૃહણ કહાવે પાણ, મુખ અગ્નિ અધિષ્ટાતા વાણ્ય;
ગુદ અંતર અધિષ્ઠાતા મૃત્યુ, કામ લિંગ બ્રહ્માનું કૃત્ય. ૨૫
એ કર્મેંદ્રિય કૃત્ય ને દેવ, હું કહું અંતઃકરણનો ભેવ;
મને મનન અધિષ્ટાતા શશી, બુદ્ધિ બોધ બ્રહ્મા રહ્યા વશી. ૨૬

**બહુ** નામી ચિત ચેતનતણો, શેપ દેવ અહંકૃતનો ગણો;
ચૌદેંદ્રિયના કૃત્ય ને દેવ, પંચી કરણનો જાણો ભેવ. ૨૭
**નિપજે** આતમ દરશી જેહ, સમઝી વિચારી રાખે તેહ;
અવની ગળી જાય જળ વિષે, જળને ત્યારે તેજજ ભખે. ૨૮
**તેજ** જઈ લય થાએ વાય, અનિલ આકાશ વિષે લે થાય;
જ્યારે નિઃસત્વ થયું આકાશ, ત્યારે ધૌનો કહાવે નાશ. ૨૯
**પ્હેલી** ઉત્પત્તિ પાછળ લે, તત્વ સંખ્યા એમ જાણી રે;
બુદ્ધિ ગોચર રાખે લેખ, તેને સંશય ન રહે રેખ. ૩૦
**ઇંદ્રીને** ઈંદ્રીના દેવ, પંચ ભૂતનાં કરતવ ભેવ;
સાંખ્ય યોગે દેખે નિજ પિંડ, એક પિંડ તેમ સધળી મંડય. ૩૧
**સર્વે** રૂપ જે ચૈતન્ય થયો, અગમ અગાધ જેમનો તેમ રહ્યો;
નિર્ગુણ તે સ્વસ્વામી આપ, સગુણ નિમિત્ત સઘળે વ્યાપ. ૩૨
**ચારે** દેહતણો હવો એક, સમઝી લેવો વસ્તુ વિવેક;
કારજ કારણ એક એકતું, કૈવલ્ય કારણ છે છેકતું. ૩૩
**પરમ** ચૈતન્ય દેહ કૈવલ્ય નામ, તેનું કાર્ય દેહ ચૈતન્ય ધામ;
ચૈતન્ય કાર્ય વાસના લિંગ, વાસના કાર્ય દેહ સ્થૂળ પ્રસંગ. ૩૪
**સ્થૂળનું** કારણ વાંસના લિંગ,વાસનાનું કારણ ચૈતન્ય સુચંગ;
ઇશ્વિર કારણ કૈવલ્ય દેહ, સમજી રહે તો થાય નિદેહ. ૩૫
**નિર્ગુણ** સગુણ એમ ગોચર થાય,લોમ પ્રતિલોમ જ પ્રીછયો જાય;
કાર્ય કારણ તે સગુણજ ગણે, કારણ કાર્યથી નિર્ગુણ ભણે. ૩૬
**નિર્ગુણ** સગુણ બુધ્ધ્ય ગોચર થાય, બ્રહ્મ જ્ઞાનનો એજ ઉપાય;
લેખા વિના અલેખ નવ્ય જડે, અલેખ જાણ્યા વિના ભમવું પડે. ૩૭
**પંનર** તત્વનું દેહજ સ્થૂળ, નવ તત્વનું વાસના ઇ મૂળ;
ચૈતન માત્ર તે ત્રીજું વપુ, ચોથું દેહ તે કૈવલ્ય જપું. ૩૮
**એમજ** ચાલે કૃત્ય વિરાટ, સમજે તે સમજી લે ઠાઠ;
કાનતણો પાળક દિગરાય, શબ્દ પહોંચાડે લઇ વાસનાય. ૩૯
**વાસના** પહોંચાડે ચૈતન અંગ, એમજ ચાલ્યો જાય પ્રસંગ;
ચોથાના સામરથનાં ત્રંણુ, જે એમ સમજે તે નર ધન્ય. ૪૦
**ત્વચાતણો** સ્વામી છે વાય, સ્પર્શ પહોંચાડે છે વાસનાય;
વાસના તે છે ચૈતન વડે, તે તે સર્વ કૈવલ્યને ચડે. ૪૧

**નેત્રતણો** સ્વામી છે સૂર, રૂપ વાસના કરે હજૂર;
ઇશ્વરને પ્હોંચાડે તેહ, કૈવલ્યમાં ચાલ્યું જાય એહ. ૪૨
**રસનાનો** સ્વામી છે વરૂણ, તે રસ વાસનાને કરે શરણ;
કારણને પહોંચાડે ભોગ, કૈવલ્ય સાથે સહુનો જોગ. ૪૩
**નાસાનો** સ્વામી છે મહી, તે ગંધ પહોંચાડે વાસના જઈ;
વાસના લિંગ છે કારણ ભણી, મહા કારણ સર્વેનો ધણી. ૪૪
**વાસના** જીવ ને જીવ વાસના, તે ચૈતન્ય ઇશ્વરની આભાસના;
તે ભોગવાવે અવસ્થા ચાર, જાગૃત સ્વપ્ન સુષુપ્તિ વ્યાપાર. ૪૫
**તુર્યાને** મળે ત્યારે જીવ ટળે, કૈવલ્યમાંહી તે ત્યાં ભળે;
ત્રણ અવસ્થા સૂધો જોગ, હ્વે તેહનો કહું છું ભોગ. ૪૬
**જાગૃત** ભોગવે નેત્રે રહી, સ્વપ્ન ભોગવે કંઠે જઈ;
હૃદે લીન સુષુપ્તિ ભોગવે, ભમર ગુફા તુર્યા જોગવે. ૪૭
**સંત** વિવેકી જાણે એહ, દેહ થકે છે તેહ વિદેહ;
સકળે ઘટમાં એવો ઠાઠ, સંત કહાવે સમજ્યા માટય. ૪૮
**એ** અનુભવ તે સ્વે જાણવો, યાં ઉપાય નથી કરવા નવો;
આપે આપ પ્રીછિયે જાય, બીજો ઈયાં ન કોય સહાય. ૪૯
શરદ ઋતે જેમ નિતરે નીર, આપે આપનું પામે હીર;
એ સમજ્યા વિણ જે અધ્યાસ, તેથી સ્વરૂપનો હોએ નાશ. ૫૦
એ છે પંચી કરણ મહાવાક્ય, તેની કોય ન પૂછશો સાખ્ય;
પોતાનું સમજે જો ગોત, એણે સ્વયં હોય ઉદ્યોત. ૫૧
**ષટ** ઉર્મી છે દેહને વિષે, કોય દેહ નોય ઉર્મી પખે;
ઉષ્ણ શીત તે સ્થૂળ ભોગવે, ક્ષુધા પિપાસા પ્રાણ જોગવે. ૫૨
**હર્ષ** શોક તે મનનો ધર્મ, ષટ્ ઉર્મીનો જાણો મર્મ;
સ્થૂળ સૂક્ષ્મ છે એનો ભોગ, કાર્ય કારણમાં રહે અમોઘ. ૫૩
**હર્ષ** શોક વળિ પુન્ય ને પાપ, દેવ પિતૃ ગ્રહનો આળાપ;
ગતે જાય અવગતિયો થાય, વાસના લિંગનો એહ ઉપાય. ૫૪
**વાસના** લિંગે મહા સ્થૂળ લિંગ, વાસના ભંગ તો સ્થૂળનો ભંગ;
વાસનાની દૃષ્ટિ સ્થૂળ ઉપરે, તહાં લગી ઉપજે ને મરે. ૫૫
વાસના કારણ સામી થાય, દૃષ્ટિ કૈવલ્ય દેહે જાય;
સંપુટ ફિટ્યે જાય બરાશ, તેમ કૈવલ્યમાં સહુનો વાસ. ૫૬

**ત્યારે** પાછું વળવા કોણ, જેમ સાગરમાંહી મળ્યું લુણ;
વાસના લીન થયા પછી દેહ, જેમ પર્વતપર વરશે મેહ. ૫૭
**ભરાણું** નીર ઝરી નીસરે, પાછળ ઉમેરો કોણ કરે;
તેમ ચાલે જ્ઞાનીની કાય, જીવ ચિન્હ ત્યાં સરવે જાય. ૫૮
**ઈશ્વર** ચિન્હ ઉપજે કદાચ, તહાં ન પોચે વૈખરી વાચ;
દેવ ચરિત્ર ન આવે હાથ, જીવ ન પોચે તેને સાથ. ૫૯
**પરા** પશ્યંતિ મધ્યમા વૈખરી, ત્રણ લિંગની સત્તા ખરી;
કારણ વાસના લિંગને સ્થૂળ, ત્રણ લિંગ વાસનાનું મૂળ. ૬૦
**પરા** પારથી કારણ લિંગ, તે પોષંતા આવે તુરંગ;
બાહેર આવે ઘોષ વેરાય, ઉત્તમ મધ્યમ શબ્દ ચાલ્યા જાય. ૬૧
**પણ** સમઝવો છે દેહનો ઠાઠ, બીજાં સાધન માયાનો ઘાટ;
આદર વાણી પામે મુક્તિ, જો રૂડી પેરે સમઝે જુક્તિ. ૬૨
**વૈકુંઠ** સુધી એક માંડણી, ત્રૈલોક સુધી જોજો ગણી;
ત્રૈલોકનાથ ધરી આવે દેહ, ઠાઠ સકળમાં તેહનો તેહ. ૬૩
**અવાચ્ય** કહાવે કૈવલ્ય નામ, તે અવ્યક્ત માયાનો વિશ્રામ;
અવ્યક્ત વિષે કૈવલ્યનું ભાન, તેજ ધરે ઈશ્વરનું માન. ૬૪
**ઈશ્વરને** અવસ્થા ત્રણ્ય, જાગૃત સ્વપ્ન સુષુપ્તિ આવર્ણ્ય;
ઈશ્વરને જ્યારે સુષુપ્તિ થાય, માયા ઉપહિત નામ કેવાય. ૬૫
**તેને** જ્યારે સ્વપ્નજ થયું, ત્યારે હિરણ્યગર્ભ નામ પામિયું;
તે ઈશ્વર જ્યારે જાગૃત ભોગવે, ત્યારે વૈરાટ નામ સંભવે. ૬૬
**વિદ્યામાં** પડતો આભાસ, એટલે ઈશ્વર સર્વાવાસ;
અવિદ્યામાંહિ પડયો આભાસ, એટલે હવો જીવ પ્રકાશ. ૬૭
**તેનું** નામ ધરાણું જીવ, તે ત્રણ અવસ્થા ભોગવે સદૈવ;
સુષુપ્તિ સ્વપ્નને જાગૃત, તેનો જીવ સાક્ષી અવિગત. ૬૮
**અવસ્થા** ભોગવે સાક્ષી રહ્યો, તે ત્રણ આભાસે ભાષી રયો;
જાગૃતમાં જે પડયો આભાસ, વિશ્વ નામ તેહનો પ્રકાશ. ૬૯
તેને જ્યારે સ્વપ્નજ હવું, તૈજસ નામ ત્યારે અનુભવ્યું;
**તેને** જ્યારે સુષુપ્તિ હવી, પ્રાજ્ઞ સંજ્ઞા ત્યારે અનુભવી. ૭૦
**આભાસ** ભોગવે છે એ ત્રણ, પોતે સાક્ષીવત રયો અન્ય;
સત્તર તત્વની ઈશ્વર કાય, પંચપ્રાણ દશ ઇંદ્રિય થાય. ૭૧

**મન** બુદ્ધિ સહિત સતરે તત્વ, સૂત્રાત્માનું તેમાં સત્વ;
અપંચીકરણ ઇશ્વરનો દેહ, પંચીકરણ જીવ જે તેહ. ૭૨
**પંચીકૃતનું** જીવ શરીર, પંચ ભૂત દશમાંહિ સમીર;
કર્મેંદ્રિય જ્ઞાનેંદ્રિય જ્ઞાન, પંચ વિષય તન્માત્રા ભાન. ૭૩
**મન** બુદ્ધિ ચિત્ત અહંકાર ને માય, ચૌદે દેવ તેના અધિષ્ટાય;
સર્વ મળી ચાલે પરચાર, દશ વાયુનો કહું વિસ્તાર. ૭૪
**પ્રાણ** વાયુ ઉંચી ગત્ય કરે, અપાન તે નીચો સંચરે;
ઉદાન જળને તાણે કંઠ, વ્યાને સકળ શરીરની ગંઠચ. ૭૫
**સમાન** સકળ રસ વેંચે ભાગ, દેવદત્ત ત્વચાને લાગ;
કૂર્મ રહ્યો ધરણીને ધરી, નાગ રહ્યો કુંડળિ આવરી. ૭૬
**ધાવન** ગમન ધનંજય કરે, સકળ સંધ્યમાં કુકુટ ફરે;
દશ વાયુનાં કૃત્યને નામ, પંચકોશ કહું જીવનું ઠામ. ૭૭
**અન્નમય** કોશ એકનું નામ, પ્રાણમય કોશ બીજાનું ઠામ;
ત્રીજો કોશ મનોમય એહ, ચોથો કોશ જ્ઞાનમય તેહ. ૭૮
**પંચમ** છે વિજ્ઞાનમય કોશ, નામ ધરે જીવ અભિનિવેશ;
ત્રણ વિશેષણ ઈશ્વર તણાં, સત્ ચિત્ આનંદ નામે ભણ્યાં; ૭૯
**તેજ** વિશેષણ જીવને વિષે, નામ ફેર કરિ નવ્ય ઓળખે;
અસ્તિ ભાતિ પ્રિય એ છે ત્રણ, એ એકતાનું કહું આચર્ણ. ૮૦
**અસ્તિ** કેતાં સદા સત્યનું નામ, ભાતિ કેતાં ચિદને ઠામ;
આનંદ તે જે પ્રિય જાણવો, જીવેશ્વર એકતા અનુભવો. ૮૧
**ઉંઠ** હાથ નામ જીવને વિષે, ચૌદ લોક ઈશ્વર ઓળખે;
તે માટે જીવ ઈશ્વર બે, બેઉ વિષે સૂત્રાત્મા રહે. ૮૨
**સુષુપ્તિ** ભોગવે હૃદિયે રહી, સ્વપ્ન ભોગવે કંઠે જઈ;
જાગૃત તે નેત્રે ભોગવે, તૂર્યા સૂત્ર સહુને જોગવે. ૮૩
**જીવેશ્વરની** સરખી વર્ત્ય, ઈશ્વરશું હોયે એક સુર્ત્ય;
જીવ ભાવના જીવથી જાય, અનુસંધાન ઈશ્વરથી થાય. ૮૪
**એટલામાં** જો રહે આભાસ, તો સાલોક્યે વૈકુંઠ વાસ;
વિશ્વાભિમાન વિરાટ શું મળ્યું, સ્થૂળપણું સ્થુળમાંહે ભળ્યું. ૮૫
**તેજસને** રે સ્વપ્ન અભિમાન, હિરણ્યગર્ભમાં થયું એક સાન;
તેજ ઈશ્વરતણું છે સ્વપ્ન, તેમાં તૈજસ પામ્યો પતન. ૮૬
**સામીપ્ય** મુક્તિ તેનું નામ, પ્રાજ્ઞાભિમાની સુષુપ્તિને ઠામ;
માયાઉપહિત પ્રાજ્ઞજ મળ્યો, સારૂપ્યે એકતામાં ભળ્યો. ૮૭

**તુર્યાવસ્થા** ઈશ્વરતણી, સાયુજ્ય મુક્તિ તેની ભણી;
સૂત્રાત્માશું અનુસંધાન, જીવેશ્વર એહનું નિદાન. ૮૮
જીવેશ્વર કેવા નવ રહ્યો, ત્યારે અપંચીકૃત પારે ગયો;
એ પ્રપંચ કલ્પી કીધો સમાવ, સદા નિરંતર છે તે સાવ. ૮૯
**પરા** પશ્યંતિ મધ્યમા વૈખરી, પિંડ બ્રહ્માંડ વિષે ચારે ખરી;
સોહં શબ્દ વૈરાટને વિષે, એક સૂત્ર પિંડ માંહી લખે. ૯૦
**લેતાં** સ્વાસથી ઉઠે સકાર, મુકે સ્વાસેં થાય હકાર;
સકાર હકારનો હોયે લોપ, ત્યાં ઓંકાર રહે વણ ઓપ. ૯૧
**તે** ઓંકાર અચિંત્ય અંકોર, ત્રિધા થાય અવાચ્યને જોર;
પરા તેજ અવ્યક્ત છે માય, પશ્યતિ વિષ્ણુ સત્વગુણ થાય. ૯૨
**મધ્યમા** બ્રહ્મા રજોગુણ રૂપ, વૈખરી રુદ્ર સાધારણ ભૂપ;
ચારે વેદ ને ચારે વાણ્ય, સર્વે શબ્દ તણું મંડાણ. ૯૩
**મંત્ર** જંત્ર સર્વે શબ્દનો ઘાટ, શબ્દેં બાંધ્યો સઘળો ઠાઠ;
એણી પેરે સોધે આપ, ત્યારે જાય અહંતા થાપ. ૯૪
**ચૌદે** લોક એકે વૈરાટ, તેમાં ચાર ખાણના ઘાટ;
જેમ ઉદંબર વૃક્ષ થડથો ફળે, મૂળ ટોચ સૂધી ફળ નીકળે. ૯૫
**તેમ** ચૌદ લોક સુધી સૌ જંત, એમવૈરાટ ફળ્યો છે તંત;
એ વિરાટ કહાવે બ્રહ્માંડ, રચ્યો પિંડ અસંખ્યાત માંડ. ૯૬
**સ્થુળનેં** જોતાં નાવે પાર, અંતર ઉતરે લાધે સાર;
એ લેખે દેહાભીમાન, જીવેશ્વરનું ટાળે ભાન. ૯૭
**એ** પંચીકરણ છે મહા વાક્ય એણેં થાય અનુભવ-પરિપાક;
જંતપણું જેનેં છે સત્ય, તેણેં કરવું એવું નૃત્ય. ૯૮
વેદતણાં વચન છે એહ, નિઃસંદેહ થાય સમઝે તેહ;
જીવન્મુક્ત તે તેનું નામ, જેનેં સંભાળ્યું મુળગું ધામ. ૯૯
**નેં** અવતરિયા સરખો તેહ, જેણેં એમ ન સંભાળી દેહ;
મુક્તિ બંધનું નહિં અભિમાન, જ્યાં જ્ઞાતા નહીં જ્ઞેય નેં જ્ઞાન. ૧૦૦
**ત્રિપુટિ** રહિત તે છેજ અવાચ્ય, તત્વમસી પદ સોધ્યું સાચ;
શાસ્ત્રારથ તેણેં પામ્યું જ્ઞાન, આત્માનુભવ હવું વિજ્ઞાન. ૧૦૧
**મહાપદમાં** કલ્પ્યું એ હીત, તે સમજ્યાથી થયું અદ્વૈત;
અહંબ્રહ્મ છે શબ્દજ વિના, એ સમઝે અખા વેત્તા આપના. ૧૦૨

---

**પંચીકરણ સમાપ્ત.**

---

# ગુરુશિષ્ય સંવાદ.

## પૂર્વછાયા.

ગુરુ ચરણે શિષ્ય આદરેં, પ્રેમેં કરી પ્રણામ;
પદ પંકજ પાવન સદા, નમો નમો પરં ધામ. ૧
તપત થયો મહારાજ હું, ભવ તાપેં અંતર્વ્યાકૂળ;
તમ કૃપારૂપી વચન જે, તે વહિ આવિયો મુજ તૂળ. ૨
મંદ બુદ્ધિ હું પૂછવા, સામર્થ્ય નહિં ગુરુરાય;
પ્રભુ પધારો અંતરે તો, મારૂં સાર્થક થાય. ૩
**ગુરુ.** ભલેં ભલેં શિષ્ય ઉગ્ર બુદ્ધિ, મહા આશય તું વીર;
હું જાણું તુજ બોલતાં, તું પર પદ પૂછિશ ધીર. ૪
**શિષ્ય.** સત્ય સત્ય સ્વામી ગુરુ, તમે હાર્દ લહ્યું હરિ રૂપ;
પરમ પદ તે મુજને કહો, ટળે પ્રપંચ અંધ કૂપ. ૫
**ગુરુ.** ગુરુ કહે શિષ્ય પરં પદનો, રસનાયેં નહિં થાપ;
કરેં ગૃહિ નથિ આપવા, તે સમજે સનમુખી આપ. ૬
પ્રકૃતિ પુરુષનો વિવેક એ, જો બુદ્ધિ ગોચર થાય;
તો જનમ મરણ સંશય ટળે, મન તુર્યાતીત ઠેહેરાય. ૭
વિધિ વિવેકેં પ્રીછતાં, દિસે આપોપું અલગ્ગ;
આત્મ અરક ઉદે હવો, તાં તેજ છે તત્વ સળંગ. ૮

## સોરઠ.

આતમજ્ઞાન તણો જે વિવેક, એક અનંત અનંત મળિએક;
તેહતણા ત્યાં જન્મ-ને ભેદ, સત્યશાસ્ત્ર તે કેહે છે વેદ. ૯
જેમ સૂર્ય ને સૂર્યનાં કીર્ણ, એ સમઝી દ્રષ્ટાંતે વીણ;
અર્કસ્થાની કહિયે વસ્ત, જેને નહીં ઉદે ને અસ્ત. ૧૦
અકળ અનૂપમ સર્વની આધ, કેમ હોય મન બુદ્ધિ સાધ્ય;
અર્વાચીન પ્રપંચ તે થકે, તે તેને જાણી કેમ શકે. ૧૧

જાણ્યા વિના પ્રપંચ ન ટળે, ભલે કોટ જન્મો આફળે;
શુક સનકાદિ નારદ વ્યાસ, શેષ શિવ વસિષ્ઠ બુદ્ધિરાસ. ૧૨
જ્ઞાનતણા તે કહિયેં અર્ક, સઘ શાસ્ત્ર જેના છે તર્ક;
તેજ અનુભવ તત્વતું જ્ઞાન, જેણે તત્વનું લહિયેં માન. ૧૩
તત્વ જાણ્યા વિણ ચૈતન જેહ, સમ્યક્ બુદ્ધિમાં નાવે તેહ;
જ્યાં લગિ નોયે વસ્તૂ ભોગ, પ્રપંચ દીર્ઘ તે ન ટળે રોગ. ૧૪
તે માટે તત્વજ સર્વથા, થાશે ગોચર સુણજે કથા;
ગુરુ ગોવિંદ શાસ્ત્રસંત કહી, બુદ્ધિ પ્રમાણે જે મેં લહી. ૧૫
એજ જ્ઞાન ભક્તિ વૈરાગ, એજ દાન તપ તીરથ ત્યાગ;
જે ચૈતનશૂં સમ રસ હોય, પૂર્ણ-કામ નર ભણિયેં સોય. ૧૬
તત્વ ઉદ્ધરિ અળગાં કરે, શેષ ભાગ ચૈતન ઊગરે;
તે ચૈતન નિજ જાણ્યું આપ, ત્યારે સ્હેજે ટળિયા તાપ. ૧૭

## પૂર્વછાયા.

ભેદ કહો મહાભૂતનો, જેમ બુદ્ધિ સમઝે મર્મ;
ચૈતનમય દીસે સકળ, જેમ સમજું હું અનુક્રમ. ૧૮

## સોરઠ.

પરિબ્રહ્મ પરપંચ સમ રહે, પચવીશે લક્ષણ શ્રુતિ કહે;

## શ્લોક.

अस्ति भाति प्रियं रूपं नामचेतिसपंचकं ॥
आद्यं त्रयं ब्रह्म रूपं जगद्रूपं ततोद्वयं ॥१॥

ત્રેવિશ લક્ષણ વસ્તુ તણાં, અને બે તે પરપંચનાં ભણ્યાં. ૧૯
અસ્તિ કેતાં સદા સ્થિત જેહ, આદ્ય અંત્યનું કારણ તેહ;
જગત જે વડે ઝળકી રહ્યું, બીજું વિશેષણ ત્યાંએ કહ્યું. ૨૦
સર્વે પ્રીય લાગે જે માટ, દુખ ટાણે સુખ ઘાલે ઘાટ;
પરિબ્રહ્મનાં વિશેષણ ત્રણ, બે પ્રપંચનાં સુણજે કર્ણ. ૨૧
ઉપજે તેનું રૂપ બંધાય, રૂપ થયું તેનું નામ ધરાય;
ઉત્પત્તિ સ્થિતિ લેતે થાય, નામ રૂપ આવે નેં જાય. ૨૨
એ પંચવડે કહિયેં સંસાર, જે સમઝે તે પામે પાર;
પેલાં ત્રણ તે તું નિજ આપ, અને બે કયાં તે ટાળે થાપ. ૨૩

પંચ ભૂતનાં જાણ્યે અંગ, ભૂતોનાં સ્થુળ સૂક્ષ્મ લિંગ;
મહાનુભાવ એમ સમઝી રહ્યા, તે પરપંચ પરાગત થયા. ૨૪
સાંભળ શિષ્ય ભૂતનો ભેદ, જેણે કરી ઉપજે નિર્વેદ;
ભુતકલોળ જાણજે કોય, સ્વયં આત્મા ભણિયે સોય. ૨૫

### શ્લોક.

॥ सर्वत्र पंच भूतानि षष्टं किंचि न्न विद्यते ॥
॥पाताळे भूतळे स्वर्गे रंतुं गंतुं न धीरधीः ॥२॥

કયું વશિષ્ટે શુણિયું રામ, પંચ ભૂતથી રૂપને નામ;
ઊપર ભૂતળ નેં બિસ્રં સર્ગ, પંચભૂતનો જાણ્યે વર્ગ. ૨૬
છઠો કાંઇ પદારથ નથી, મુનીજને મન જોયું મથી.
હું તું એમ જાણી રહ્યા સંત, તો કહે શું નેં શું બાંધે રત. ૨૬
તે માટે શિષ્ય સાંભળ વાત, તત્વ લહે છે જે સાક્ષાત;
એ સમઝાયે અન્ય નવ રહ્યું, હતું તેમ જથારથ થયૂં. ૨૮
અવિગત્યથી નભ ઉપતું સાર, નભેં પવનનો હુવો વિસ્તાર;
પવને તેજ હવું ઉત્પન્ન, તેજ તણું તે પાણી તન્ન. ૨૯
પાણીથી મહિ પરગટ હોય, જેમ ઉત્પત્તિ તેમ લે તું જોય;
તેહતણી હું કહું વિધિ જેહ, એક મને સાંભળજે તેહ. ૩૦
પંચ પંચમાં વરતે સદા, સાક્ષી વત આત્મા રહે તદા;
એકમાં બીજા વરતે ચાર, સમરસ તાં સેજેં વ્યાપાર. ૩૧
અવની જહાં ધરે અવકાશ, ત્યારે જાણવું સત્ય અકાશ;
જ્યારે જાં ભૂકંપ ન થાય, તાં અવનીમાં વરતે વાય. ૩૨
રત્નાદિક હીરા કેવાય, એ ધરતીમાં તેજેં થાય;
પ્રત્યક્ષ જળ દીશે છે ધરા, એકમાં ચાર વર્ત્તે તે ખરા. ૩૩
હવે જળમાં વર્તે છે ચાર, તેહતણો કહું છું નિર્ધાર;
અંબુમાં જે જામણ શક્તિ, તે અવનીની જાણે વ્યક્તિ. ૩૪
જડપણ જે ઉઠે છે માંય, અંતે તેજ વરતે છે પ્રાય;
વીચી જે વણુશે છે મધ્ય, એ મારુતની જાણો વૃધ્ય. ૩૫
ગગનતણો ગુણ એ જળ વિષે, જે આવે તેને રાખી શકે;
એજ ચતુર્ગુણ ધરે છે વાર, હવે કહું જે તેજેં ચાર. ૩૬

તેજ વિષે એ જાણો મહી, જે વિધુતમાં લોહ ઉપજે સહી;
અગ્નિ વિષે જળ એ કેવાય, લાગ્યે વન્હિ સેજે ઓલાય. ૩૭
અગ્નિ દાહ અગ્નિથી ટળે, તેજ માંહી જળ શોધ્યું મળે;
તેજ માંહિં ચંચળતા જેહ, વાયુતણું ત્યાં લક્ષણ એહ. ૩૮
દીપ સરખા પરકાશે દેહ, એ આકાશ મહાપુરૂપજ કેહ;
અગ્નિ માયલાં તત્વ એ ચાર, મારુતનો હું કહું વિસ્તાર. ૩૯
ધારક શક્તિ ધરે સમીર, એ મેદનિતું જાણે હીર;
અહિ જોગીની ટાળે તૃપા, એ સારંગમાં જાણો વૃપા. ૪૦
વાયુ શોપણ શક્તિ ધરે, તેજતણા ગુણ એ પરવરે;
અણસંગીને અરૂપજ હોય, એ ખંકેરૂ લક્ષણ જોય. ૪૧
હવે કહું ધો લક્ષણ સાર, અંતર તત્વો વર્ત્તે ચાર;
અહંકાર ધરતીનું રૂપ, ચિત તે આપ તણુંજ સ્વરૂપ. ૪૨
તેજ સ્થાનિ તે કહિયે બુદ્ધિ, મનમાં વાયુતણી છે શુદ્ધિ;
એ અંબરતું લક્ષણ કહ્યું, જે ગુરુ ગોવિંદ સંતે લહ્યું. ૪૩
ભૂત ભેદ કહ્યો સારોદ્ધાર, પાંચે ને ચૈતન આધાર;
ચૈતનની લેહેરો મહાભૂત, લેહેરોનું પ્રતિબિંબ અદ્ભૂત. ૪૪
ભૂત ઉપજે વરતે સમે, કોય કાળે મહાભૂત આથમે;
ચૈતન સાગર જેમ છે તેમ, એકે દ્વંદ નહી ગુણ કર્મ. ૪૫
દત્ત કહે પટઆનન સુણો, થોડા માંહે અર્થજ ઘણો;
તત્વમસી વાયકનો ભેદ, એ આદે દૈ બોલ્યા વેદ. ૪૬
આત્માનું પ્રતિપાદન કર્યું, તત્વપણું અળગું ઓધર્યું;
મહાજળમાં જેમ ભમરા વળે, વારિ માંહિ આવી ભળે. ૪૭
આવૃત્તિ ભમરાનું નામ, પંચભૂત કેરું તે ઠામ;
નેતિ નેતિ કેહે છે વેદ, ભૂત નોહે વસ્તુનો ભેદ. ૪૮
શિષ્યને ગુરુ કહે શુણ વાત, વસ્તે રેહેને તું સાક્ષાત;
શિવના તંન પ્રત્યેં કહે દત્ત, મહા ઉપદેશ માન તું સત્ય. ૪૯

**ઇતિ શ્રી ગુરુ શિષ્ય સંવાદે ભૂત ભેદોનામ પ્રથમઃ ખંડઃ ॥૧॥**

---

## સોરઠ.

ગુરૂ—પંચ ભૂતનિ આકૃતિ જેહ, વસ્તુ સિંધુમાં દીશે તેહ;
નેતી નેતી જે વેદે કહ્યું, તેનું કારણ મેં તો લહ્યું. ૧
ભૂત નોહે એ વસ્તુ જ વસ્ત, કહે નિગમ ઉંચો કરિ હસ્ત;
આર્યે શિષ્ય પ્રીછિલે મર્મ, આગળ બોલ્યો જે અનુક્રમ. ૨

## શ્લોક.

॥ तत्वमस्यादि वाक्येन आत्माहि प्रतिपद्यते ॥
॥ नेति नेति श्रुति ब्रूते पंच भूतावृतं ध्रुवं ॥३॥

યત્ કિંચિત પદારથ જેહ, ભૂત ઉપાધિ જાણે તેહ;
એણે વીવેકેં તત્વ ઉદ્ધરે, શેષ ભાગ ચૈતન્ય ઉગરે. ૩
કારણ જાણ્યાનો એજ ઉપાય, જો કારજ બુદ્ધિગોચર થાય;
ત્યારે બુદ્ધિ કારજમય ટળે, વસ્તુ થૈ વસ્તુમાં ભળે. ૪

## પૂર્વછાયા.

શિષ્ય—આ લોક ચૌદ લગી પ્રભૂમેં, જાણ્યો ભૂત કલોળ;
પણ પરમાત્મા પ્રીછ્યો નહી, એ સંશય અંશે શોળ. ૫

## સોરઠ.

ગુરૂ—તત્વ કહ્યાનું કારણ એહ, ચલણ વલણ દીશે છે દેહ;
તેમાં જીવ ધરે છે આપ, તે જાણી કહ્યો જીવનો વ્યાપ. ૬
ભૂત ઉપાધિ ઊપજે પિંડ, પિંડ તેમ જાણ્યે બ્રહ્મંડ;
ભૂત ભેદ ઉઠયે આકાર, આકારેં કહાવે સંસાર. ૭
ત્રણ્ય સ્વર્ગ મૃત્યૂ પાતાળ, લોક ચૌદનિ જોજે ભાળ;
ભૂત વિનાનો પદારથ નથી, પેરેં પેરેં જોયું મથી. ૮
નાનારૂપ મહાભૂતે ધર્યાં, બહુ વીધેં કરિને વિસ્તર્યાં;
જહાં રૂપ ત્યાં વાસના લિંગ, એહ ભૂતનું જાણ્યે અંગ. ૯
તત્વ સાગરેં બુદબુદ પિંડ, સચરાચર દીશે બ્રહ્મંડચ;
સેજેં ઉપજે સેજેં ખપે, અણછતો જીવ થૈ હું જપે. ૧૦
કરતા કારવતા નહિં કોય, જોગ ભોગ સૌ સેજેં હોય;
વસ્તુ વિષે નૈં ઉપજ્યું સમ્યૂં, મનનું કારજ મનશું રમ્યું. ૧૧

પરમાત્માની પેર કોણ કહે, જે પરપંચ અગોચર રહે;
શબ્દેં કરિને જે કેહેવાય, તે આકાશતણો મહિમાય. ૧૨
આકાશ તો મહત્તત્વથી થયું, તેથિ ચૈતન આગળ રહ્યું;
મહત્તત્વ શૂન્યેંથી હોય, પ્રકૃતી શૂન્યેં કલ્પિત સોય. ૧૩
કલ્પના માત્ર કલ્પ્યો સંસાર, તે શું જાણે વસ્તુ નિરધાર;
શબ્દ વિના જો જાણી રહે, ઉત્પત્તિ સ્થિતિ લે કોણ કહે. ૧૪
શોણા જેવું છે હું છેક, વાણી ઉચ્ચાર વિના નહિ એક;
શુંણે કોણ નેં કોનેં કહે, આપ વિના આપ સમઝી રહે. ૧૫
પદમાં રહિ જન જે જેમ કરે, વાંછિત ભોગ જોગ આચરે;
પદ પ્રીછયાનો એહજ મર્મ, નથી ઉપાધિ ધર્માધર્મ. ૧૬
જે ઇશ્વર પદ ભેદિ વટચો, કાળ માયાયેં તે નૈં નટચો;
અણુલિંગી નવ દીસે આપ, ત્યાં કેમ લાગે પુન્યકે પાપ. ૧૭

## પૂર્વછાયા.

**શિષ્ય**–અન્ય શાસ્ત્ર શુણતાં પ્રભૂ, મહારૂં ધુંચાણું મંન;
અહં ટળે જે અહં રહે, તે મહાભાવ મહાજંન. ૧૮
કૃપા કરિનેં તે કહો, જેણેં અહંભાવ સઘ જાય;
મહા સાંત્રથ મન માંહિ પ્રગટે, તનમન શીતળ થાય. ૧૯

## શ્લોક.

यस्यनाहंकृतोभावोबुद्धिर्यस्यनालिप्यते ॥
हत्वापिसइमांल्लोकान्नहंतिनानिबध्यते ॥४॥

## સોરઠ.

ગુરુ–સાંભળ શિષ્ય કહું હું સાંખ્ય, સન્મુખ થૈ સમઝીને રાખ્ય;
ગીતામાંહિ કહ્યું શ્રી કૃષ્ણ, જે જે અર્જુને પૂછયાં પ્રષ્ણ. ૨૦
કૃષ્ણ અર્જુનને કે શુણ વીર, તે ગુરુ શિષ્યને કે શુણ ધીર;
જેને અહંતા નથી લગાર, તેનેં નવ લેપે સંસાર. ૨૧
જગત નિહંતા હોય જો જંન, તોય પરાભવ નહિં તે તંન;
કર્તાથકો અકર્તા તેહ, જેનેં અહંભાવ નહિં દેહ. ૨૨
કહે અચ્યુત અર્જુન શુણ વીર, તત્વદર્શિંને નથી શરીર;
ગુરુ કહે છે શુણ શિષ્યતાત, હરિયેં અર્જુનનેં કહિ વાત. ૨૩

એ તો સતગુરુનો ગુરુ ભાગ, શુદ્ધ શાસ્ત્રનો નહિં યાં વાદ;
કાંડ ચૌદમે બોલ્યા વેદ, તેનો જાણે વિરલા ભેદ. ૨૪
શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું, તે દત્તાત્રેયે નિર્વહ્યું;
રઘુપતિ પ્રત્યે કહ્યું વશિષ્ઠ, તે ઉદ્ધવ પ્રત્યેં કહે ઈષ્ટ. ૨૫
કહું અવનિને અવનિ મ જાણ, ઉદકેં નોહે ઉદક નવાણ;
તેજનેં રખે જાણ તું તેજ, પવન તે પવનેં નોહે એજ. ૨૬
આકાશ તે નોગે આકાશ, વસ્તુ દૃષ્ટિનો થાય વિનાશ;
બુદ્ધિભેદેં ભાસ્યું વિપરીત, તારેં લીધી અવળી રીત. ૨૭
આત્મગુરુ જો આપે દૃષ્ટ, ત્યારે બુદ્ધિ બને ઉત્કૃષ્ટ;
તે બુદ્ધીતું વિચર્ણુ અલગ્ગ, ચિદ વિલાસ છે સર્વ સળંગ. ૨૮
ઉર્વિ ચૈતન ચૈતન આપ, ચૈતન અનળ અનિલનો વ્યાપ;
ચૈતન વ્યોમ અવ્યક્ત બ્રહ્મ સદા, તે જાણ્યે ટળે દ્વૈત આપદા. ૨૯
વકરી દૃષ્ટયેં દીઠો ભૂત, વસ્તુ વીચારેં છે અદ્‌ભૂત;
વસ્તુ વીચારેં વસ્તુજ વસ્ત, તહાં કો કહે ઉદે નેં અસ્ત. ૩૦

## પૂર્વછાયા.

**શિષ્ય**–શિષ્ય કહે છે હે પ્રભૂ, એ સંશય મુજ મંન;
વકરી દૃષ્ટ તે કોણ તણી, જો વસ્તુ વિના નથી અન્ય. ૩૧
**ગુરુ**–ગુરુ કહે છે વસ્તુની, હે વત્સ છે મોટી વાત;
પ્રપંચ નામ તેણે પડયું, જે લઘુ લાઘવ છે તાત. ૩૨
પર કેતાં પરબ્રહ્મ હરી, અને પંચ કેતાં પંચભૂત;
એ પ્રપંચ નામ જૂઠાતણું, એમ પ્રગટયો વંધ્યા સૂત. ૩૩

## સોરઠ.

મિથ્યા પુરુષ મિથ્યાથો છતો, ચાલ્યો જાય પ્રકૃતિનો વતો;
મિથ્યારૂપને મિથ્યાનામ, મિથ્યા માંડયું મિથ્યા ગામ. ૩૪
તેને ભૂત ભવિષ્ય વ્રતમાન, ધર્મ અર્થને મોક્ષનું ભાન;
ઉત્પત્તિ સ્થિતિ તેને હોય, હાનિ વૃદ્ધિ જયાં ત્યાં જોય. ૩૫
બાળક જોબન વૃદ્ધતા તેહ, સુખ દુખ ખટ ઊર્મિ છે દેહ;
નવા પુરાણ માયાનો સૂત્ર, જન ઈશ્વર માંડયાં એ સૂત્ર. ૩૬

જીવેશ્વર કહાવે સંસાર, વિદ્યા અવિદ્યા ચાલી લાર;
કર્મ વિકર્મ તે સર્વે સત્ય, જો આપોપું માન્યું નિત્ય. ૩૭
નિત્ય બંધન જીવેં કેવાય, તે ભજવા ઈશ્વરને જાય;
ઈશ્વિર ભજતાં જીવજ ટળે, નહિ તો બે સંસારે રળે. ૩૮
એમ અજાતું ચાલ્યું જાળ, વસ્તુ વીચારે આળ પંપાળ;
જીવેશ્વર બે માયાયેં ઘડયા, સ્વામી સેવક થૈ રડવડયા. ૩૯
કલ્પના માત્રજ કહિયેં અજા, ચારે ખાણ્યેં તેની પ્રજા;
વસ્તુ વિષે એકે નહિ દ્વંદ, જે દીશે તે માયા ફંદ. ૪૦

પૂર્વછાયા.

**શિષ્ય**–સ્વામિ માયા એવિ બળવતી, તે કોણે કરી ગુરુ દેવ;
કે સ્વે સમ્રથ છે અજા, કહો મુજનેં તેનો ભેવ. ૪૧

સોરઠ.

**ગુરુ**–આરજ માયા સ્વેં બળવતી, તે મિથ્યા હૂતી થૈ છતી;
નામેં તો છે પણ નહિ રૂપ; મોહ્યા સુર દાનવ મુનિ ભૂપ. ૪૨

પૂર્વછાયા.

**શિષ્ય**–હરિ હર અજ દાનવ મુની, સરખા મોહ્યા માંયેં;
તો શ્યો આશરો માહેરો, એ સંશય મનમાં થાયે. ૪૩

સોરઠ.

**ગુરુ**–જે પેરેં માયા જાણિ જુઠી, ત્યારે પંચની છૂટે મૂઠી;
બુધની ધારા ટાળો ફૂટી, અનુભવાનંદ આવે ઊઠી; ૪૪
જ્યારે અનુભવ ઊગ્યો કિરણી, ત્યારે કરશણને તુઠિ ભરણી.
નિરાલંબ વસ્તુ આદરણી, પદ પ્રાપત દીશે ન ધરણી. ૪૫
તજ્જ્ઞ ગગન ન દીશે વેહેરો, બ્રહ્મ કવચ જાણીને પેહેરો;
દ્વૈતાદ્વૈતનો પરવાહ હેરો, ટળે ધ્યે ધ્યાતાનો ચેહેરો. ૪૬
સંશયપણે સંસાર સવાયો, નિઃસંશે નહિ મૂળ ન પાયો;
નહિં હૂતું કોણે કોણ ગયો, એમ સમજે સંસાર સમયો. ૪૭
જ્યાંહાં કેવાને શુણવા નથી, ત્યાં કલ્પના થાપિ અણછતી;
તે કલ્પનાયે કર્યો સંસાર. પ્રકૃતિ પુરુપ કેરો વિસ્તાર. ૪૮

વાચારંભણ સાચું થયું, જ્યાં આપોપું વિસરી ગયું;
જ્યારે આપ સંભાળ્યું નરે, જ્યારે મુક્તિ પામ્યો વણ મરે. ૪૯
હોય આકાશમાં અંધકાર, ત્યારે ભાંગે ચક્ષુ વ્યાપાર;
તે અન્ય પ્રપંચ કેમ દેખે મંડય, જો પોતાનો ન દેખે પંડય. ૫૦
મનોમય સઘળું મંડાણ, મનોમય પંડિતની વાણ;
મનોમય આ ચૌદે લોક, મને રચિત તે સર્વે ફોક. ૫૧
મનવડે પંડિત બાંધે ગ્રંથ, મનવડે જ દર્શન નેં પંથ;
મનવડે જોગી સાધે જોગ, મનવડે ભોગી માને ભોગ. ૫૨
મનથિ ઈશ્વર મન થકિ જીવ, મન જેમ ઘાટ ઘડે ચક્રીવ;
મન મનમાં જ્યારે ગયું સમી, તારે તદ્રૂપી પ્રકૃતિ આથમી. ૫૩
મદ્યપાનિ જે મધુ પી છકે, અણછતો પ્રપંચ દેખે બકે;
માદક ઉતર્યો પાછો વળી, તારે મદરૂપી પ્રકૃતિ ટળી. ૫૪
તેમ મન તે માયા મંન, વન્હિ જ્વાલા જ્વાલા તે અગ્નિ;
અગ્નિમાંહિ અગ્નિ ગયો શમી, શિખા તેજ માયા આથમી. ૫૫
તે માટે સત્યેં સર્વથા, મન મેળે પામે નહિ વ્યથા;
એમ જાણી જો શીટી જાય, કોણ બીજો જે પુંઠેં ધાય. ૫૬
તારે શિષ્ય પૂર્વપક્ષ કરે, સ્વામી મન અવતર્યું અવતરે;
ગુરુ કહે જો પરંપરા તંન, તારેં અગ્રજ થાશે મન. ૫૭
તે ઉપર કરૂં તુજને સાખ્ય, દત્ત બોલ્યા છે તે રદે રાખ્ય;
મહાનુભવનો અનુભવ જેહ, સમજી લેતાં ટળે સંદેહ. ૫૮

## શ્લોક.

॥ मनो वै गगना कारं मनो वै सर्वतो मुखं ॥
॥ मनो॰ वै परमात्मानं मनो वै परमार्थिकं ॥५॥
॥ मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः ॥
॥ येनैवालिंगिता योषा ते नैवा लिंगिता सुता ॥६॥

મનવડે મોક્ષ બંધ મનવડે, મનવડે માનવ નામજ પડે;
જેવી જાયા તેવી જોપિતા, આલિંગનમાં પતિને પિતા. ૫૯
જાણે અર્થ સુભાપિત એહ, હવે કહું દત્ત બોલ્યા તેહ;
ગગનાકાર થાય જો જંન, તો સર્વમાં મુખ્ય માનવું મંન. ૬૦

મન પરમાત્મા થૈને રહે, મન પરમારથ સરવે લહે;
તે માટે મનનું કૃત્ય તાત, મન અમંન એ મોટી વાત. ૬૧
તું કેછે પરમાત્મા સત્ય, મન તો તેની સત્તા વૃત્ય;
સૈંધવ સત્તા સિંધૂતણી, તેમ મન સત્તા હરિ તે ધણી. ૬૨
લવણ લવણને રૂપેં રહે, સિંધુપણું તે તે કેમ લહે;
જ્યારે મીઠું ગયું ઓગળી, કોણ કહે મનેં વસ્તૂ મળી. ૬૩
પંડિત જને કર્યો નિર્ધાર, મન વિના ક્યાંથો સંસાર;
મન કારણ એ સર્વે તણું, જુવો વિચારી આપઆપણું. ૬૪
એ સાનનેં સમઝે સંત જંન, ચિત્ર વિચિત્ર જે દેખે મંન;
તે મન ત્યાં સુષુપ્તિમાં શમે, ચૈતન તહાં સદોદિત રમે. ૬૫
મન લખે છે અવસ્થા ચાર, સજે તહાં સેહેજેં સંસાર;
જારેં મન વિચિત્ર મુકી રહે, ત્યારેં અમન એવી સંજ્ઞા વહે. ૬૬
અમનતા પામ્યું જે મન, જેમ સાગર ને તટસ્થ જન;
તે સાગરનેં દેખે તોય, ભૂ વિકારથી અવળો નોય. ૬૭
કહું દૃષ્ટાંત તેનું વળી સાર, કોઈક જન જૈ બુડયો વાર;
જડતા પામ્યો મૃત્યુએં કરી, તેમ મનનેં સંસૃત્ય વીસરી. ૬૮

## શ્લોક

॥ निर्वासना निरालंबो स्वच्छंदो मुक्ति बंधनात् ॥
॥ क्षिप्त संस्कार वातेन चेष्टते शुष्क पर्ण वत् ॥७॥

## પૂર્વછાયા.

શિષ્ય-સ્વામિ એ સંશય મોટો મુજને, સંસૃતિ વિસરે જંન;
તેને દેહધારી સમ દેખિયેં, તે કેમ ચાલે છે તંન. ૬૯

## સોરઠ.

ગુરુ-વાસના લિંગ જેનું જ્યાં ગળ્યું, તેને તાં અવિલંબન ટળ્યું;
સ્વેચ્છાચારિ પોતેં થયો, મુક્તિબંધ તેનો તાં ગયો. ૭૦
જે સંસ્કારે થયુંતું તંન, તે ઇચ્છા થૈ વિસર્જન;
થયો અણલિંગી કહું વૃત્તાંત, તે સમઝે જે હોય ધીમંત. ૭૧
જેમ શુષ્ક પત્ર તરૂથી ખરે, પવન જોગે પૃથ્વીપર ફરે;
પવન થંભે તો તે સ્થિર થાય, નૈં તો જળ થળ વાયે જાય. ૭૨

આપ મુક્ત નહિ ને નહિ બંધ, જેમ રે દ્વૈતાદ્વૈત કબંધ;
જેમ તજજ્ઞને અન્ય ન સ્ફુરે, જગત્ જાણે જે બોલે ફરે. ૭૩
જેમ સ્ફટિક નિકટ બહુ રંગ, તે પ્રતિબિંબે મણિને અંગ;
મણિ મધ્યે એકે નહિ વાન, જોગ મળે ભાસે પ્રતિ ભાન. ૭૪
તજજ્ઞ સ્ફટિકનિ પેરે સદા, લિંગ વિના શ્યે લાગે દધા;
વસ્તુમાં ઉત્પત્તિ લય નોય, લક્ષાલક્ષ વિવર્જિત હોય. ૭૫

**ઇતિ શ્રી ગુરુ શિષ્ય સંવાદે જ્ઞાન નિર્વેદ યોગે। નામ દ્વિતીયઃ ખંડઃ ॥૨॥**

---

## પૂર્વછાયા.

ગુરુ–વસ્તુ વૈરાગ હવે વરણવું, જેણે જાયે દ્વૈત;
જીવ ઇશ્વર પદ પ્રીછતા, સર્વે ભાસે અદ્વૈત. ૧
જીવ કશો ઈશ્વર કવણ, કવણ વિશેષણ તેહ;
શિષ્ય એ સ્થળને પ્રીછતાં, ટળે સર્વ સંદેહ. ૨

## સોરઠ.

સાંભળ સંમત કહું તુજ અંગ, શંકર ભાષ્ય તણો જે રંગ;
તીવ્ર બુદ્ધિયે કરજે ગ્રહેણ, મહાપુરુષ બોલ્યા જે વેણ. ૩

## પૂર્વછાયા.

જીવ ઇશ્વર તાં એ કહ્યાં, હવે કહું પરબ્રહ્મ;
શિષ્ય એ સ્થળને પ્રીછતાં, દીશે જેમ છે તેમ. ૪
એ સુલભ મારગ સંતનો, જહાં કાય કલેશ ન કોય;
એમ સમઝણ સાધન સાધનાં, સ્વયં પ્રકાશજ હોય. ૫
મહા અનુભવ મહંતનો, જે જુવે જંત વિચાર;
જેમ સેજે સુવરણ ઉપજે, પારસને પ્રતિકાર. ૬

## શ્લોક.

॥ कार्योपाधिरयंजीवः । कारणोपाधिरीश्वरः ॥
॥ कार्यकारणतां हित्वा । पूर्णबोधोऽवशिष्यते ॥८॥

## સોરઠ.

કાર્યોપાધિ તણું નામ જીવ, કારણોપાધિ ઈશ્વર સદૈવ;
જીવેશ્વરનું કારણ જેહ, પરિબ્રહ્મ ત્યાં કહિયે તેહ. ૭
હેતુ વિના બ્રહ્મ કારણ સદા, નભ વરતે ઉતરે બહુ દધા;
ધૂળ ધૂમ્ર ઘન ઉપજે સમે, નભ અવિકાશ વિના ક્યાં રમે. ૮
વ્યોમ વિષે સંભવે નહિ માન, કારણ બ્રહ્મ તે એમ નિદાન;
એ ઉપરે દૃષ્ટાંતજ સાર, એમ ગણવો વસ્તુ નિર્ધાર; ૯
રવિ કિરણે જળ ઉંચું ચડે, મેઘ બિંદુ થઈ પૃથ્વી પડે;
જોતાં તે દિનકર પરપંચ, સેજે ઇશ્વર સૂર્યનો સંચ. ૧૦
પણ કિરણે આદર નૈં કર્શો, સત્તા ભેદ તે માંહી વર્ષ્યો;
જીવ ઇશ્વર બ્રહ્મને વીપે, વ્યોમ ચિત્ર માયા રહિ લખે. ૧૧

## પૂર્વછાયા.

શિષ્ય—જીવ ઈશ્વર પદ પ્રીછતાં, વિધિ આવી સઘ હાથ;
વળી વિશેષે કહો મુજને, જે સંશે પડે સહુ સાથ. ૧૨

## સોરઠ.

ગુરુ—કાર્યોપાધિ કહિયે જંત, કારણ ઈશ્વર કે વેદાંત;
જીવ વિષયનો વ્યસની ઘણો, સાધે ઉપાધિ ઈશ્વર તણો. ૧૩
ભોગ ભાવના ઇચ્છે બહુ, ઈશ્વર અધિષ્ટાન માન્યું સહૂ;
સદા જંતુની એવી રીત, તેણે ચાલ્યું જાયે દ્વૈત. ૧૪
ભોગ ભાવના જ્યારે ટળે, ત્યારે દ્વૈત આકૃણિયે પળે;
ટળે ઉભયથા તો એ બ્રહ્મ, વસ્તુ જાણવા એ અનુક્રમ. ૧૫
પતિત પુરંજન કર્મજ કરે, વિદ્યા અવિદ્યાને અનુસરે;
પ્રત્યક્ષ આપ ન દેખે વસ્ત, જેને નહી ઉદે ને અસ્ત. ૧૬
તે ચિદ્રૂપ અવસ્થા ફરી, જ્યારે અવિદ્યા અંગીકરી;
વળી વળી તે કરે ઉપાય, જેણે જિન જાડેરો થાય. ૧૭

## પૂર્વછાયા.

શિષ્ય—એ સંશય સતગુરુ મને, જો છે જીવ ચિદરૂપ;
તો કાં અવિદ્યાયે આવર્યો, ભિક્ષુક કાં થયો ભૂપ. ૧૮

### સોરઠ.

ગુરુ–આરજ એ મોટો આલોચ, એજ સ્થળે ઉદીયો છે શોચ;
ધણી સંગ જાળવણી પુત્ર, તેથી વસ્તુ પ્રીછે સૂત્ર. ૧૯
વસ્તુ વૈરાગ હોય જો મંન, તો વસ્તુ પ્રીછીલે જંન;
અંતે સૂક્ષ્મ સમઝવિ તાત, તેજ બુદ્ધિ હોએ સાક્ષાત. ૨૦
પ્રત્યક્ષ વસ્તુ ન દેખે તેહ, જેને દૃશ્ય ધણી છે દેહ;
દૃશ્ય નિવારે તો છે રામ, સ્વે પદ આપ તુરીયા ધામ. ૨૧

### પૂર્વછાયા.

રૂપ વસ્તુ વૈરાગનું, સાંભળ કહું તુજ તંન;
અચવ્યું આપ વિચારતાં, નામ ટળે પુરંજન. ૨૨

### સોરઠ.

અચવ્યું આપ જાણિજે એહ, પિંડ બ્રહ્માંડ ન દીશે દેહ;
સોહં લગિ જે છે અધ્યાસ, તે જેવો ખં પુષ્પનો વાસ. ૨૩
જહાં અહંભાવ નહિં લવલેશ, આપવિના ત્યાં સ્યો ઉદ્દેશ.
ગર્ભ નથી કોય આવ્યો જંન, તેનું શું કલ્પે કહો મંન. ૨૪
તજ્જ્ઞ તણો લક્ષ એવો હોય, સ્વપરભાવથી નહીં ત્યાં લોય;
વણસંકલ્પેં લક્ષ એ નિત્ય, જાં નહિં કાળકર્મની વૃત્ય. ૨૫
તેહતણું તુજ કહું દૃષ્ટાંત, જુવો વિચારી મનશું સંત;
જેમ નર એક બેઠો મહાતમ, તે નિજ દેહ ન દેખે જેમ. ૨૬
ભૂષણ ભૂષિત સઘળું અંગ, અશન વસન નાનાવિધ રંગ;
તેમ બુધ્ય નેત્ર છે વર્દ્ધમાન, પણ કાંઈ ન દેખે તે રજ માન. ૨૭

### પૂર્વછાયા.

શિષ્ય–તજ્જ્ઞ તણું ત્યાં વપુ અશું, જ્યાં ચવ્યું ન દીશે આપ;
બીજો નહિં કોય તેહને તો કોણકરે નિજ થાપ. ૨૮

### સોરઠ.

ગુરુ–તજ્જ્ઞ તણી તે વાત અગાધ, સ્વલ્પ બુધ્યેં તે નાવે સાધ;
કુશાગ્ર બુધ્યેં કરીને તાત, સ્થિતપ્રજ્ઞનિ સાંભળ વાત. ૨૯

પદારથ પદથી નહિં ભિન્ન, નહી સમાધિ ન મળે મંન;
તેને વાક્ય બોલતો ગણો, તે ઉપર દૃષ્ટાંતજ શુણો. ૩૦
મહા સુભટ ભણ્યા હોય ભોમ, હિંક્વાનાદ રહે તે વ્યોમ;
જદપી કાળ અતિક્રમ મધ્ય, તોય સ્થૂળમહિમાં કે વધ્ય. ૩૧
અણુલિંગિતું એવું ધામ, પ્રપંચ પ્રલય ન કરે ન સકામ;
સમ્યક કાઢી નસકે કોય, વસ્તુ રૂપનો મહિમા જોય. ૩૨
વસ્તુ વૈરાગનું એ ત્યાં રૂપ, જે વેત્તા તે વસ્તુ સ્વરૂપ.
વસ્તુ વૈરાગ ન રોપ્યું અંગ, હવે કહું તેં જે પૂછયું વ્યંગ. ૩૩

## પૂર્વછાયા.

શિષ્ય–સ્વામી તમો એમ ઓચર્યા, સાખ્ય વશિષ્ટ સહીત;
જે છઠું કાંઈ મળે નહીં, સર્વે પંચભૂત અદ્વૈત. ૩૪
તો સ્વામી વૈકુંઠને, કેમ બેસાર્યું ધાટ;
કેમ પંચ ભૂત જાણી રહું, જેમ પ્રભુ દેખાડો વાટ. ૩૫

## સોરઠ.

ગુરુ–આરજ તુજ ને શ્યો સંદેહ, શબ્દેં કરિ બોલીજેં જેહ;
મન સંકલ્પિ શકે જે વસ્ત, મન મરતે તે પામે અસ્ત. ૩૬
મન મારીને જોને તાત, પછિ કેહેજે મને તેની વાત;
શિષ્ય કે વાચારંભણતણું, ગુરુ કહે વાત વિચારે ઘણું. ૩૭
સાંભળ તુજને કહું વૈકુંઠ, જ્યારેં મન ભાંગી ઉતકંઠ;
નેરાશી મન નિલગ નરાળ, જહાં ન લાગે કર્મ ને કાળ. ૩૮
કાળ ન લાગે તે નિજધામ, બાહેર વાચારંભણ નામ;
જગત જાણે તે વૈકુંઠ નોય, તહાં તો ગુણ નિવૃત્તજ હોય. ૩૯
જો જય વિજય જહાંથા પડયા, તે જિવ થૈ પૃથ્વી રડવડયા;
સાથે હરિયેં ધર્યો અવતાર, જો એ તાં લગતણો વ્યાપાર. ૪૦

## પૂર્વછાયા.

શિષ્ય–હે સ્વામી સતગુરુ તમો, અંતરજામી રામ;
લિંગ તે શું લિંગ કેમ ટળે, તે દેખાડો મુજ ઠામ. ૪૧

## સોરઠ.

ગુરુ–શિષ્ય હવે શુણિ લે તું વિચાર, એ કથતાં લિંગ કહિયેં ચાર;
ઉગ્ર બુધ્યેં જે ગૃહે છે તેહ, વેદેં આડય કહી છે જેહ. ૪૨
કારણ ને મહા કારણ લિંગ,સ્થૂળ સૂક્ષ્મ એ ચારપ્રસંગ;
કહું એક સમરસ રે મળી, ઉગ્ર બુધ્યેં ભિન્ન કાઢે કળી. ૪૩
મહાકારણ કૈવલ્ય દેહ સદા, જેને અસિ પદ વેદેં વદાં;
કારણ દેહ ઇશ્વર તું જાણ, જે પરમાત્મા નામ પ્રમાણ. ૪૪
સૂક્ષ્મ દેહ જીવાત્મા નામ, જેને ધર્માર્થ મોક્ષ ને કામ;
ચોથું કહિયે સ્થૂળ શરીર, જે ક્ષણ ભંગ પ્રમાણે ધીર. ૪૫
ચારે દેહ સમજે ધીમંત, સમજ્યે આવે લિંગનો અંત;
પંચિકરણનો જાણે સંચ, પ્રીછ પડીને પડયો પ્રપંચ. ૪૬

## પૂર્વછાયા.

શિષ્ય–મંદબુદ્ધિ મહારાજ હું, અને એ તો વાત અગાધ;
વિધેં કરીને વિકાશિયે તો, કાંઇ હોય બુધ્ય સાધ. ૪૭

## સોરઠ.

ગુરૂ–ભલિ પેરે મેં તુજનેં કહ્યું, હું જાણું છું તે તેં લહ્યું;
બીજે પક્ષે કહું છું વળી, ઉગ્ર બુધ્યેં લેજે સાંભળી. ૪૮
પ્હેલો કયો જે કેવળ દેહ, તેજ સ્વતંતર નિઃસંદેહ;
પરમ ચૈતનની શી કહું જુક્તિ,ઈશ્વર દેહ જેની સહજ શક્તિ. ૪૯
ઇશ્વર દેહ તે ચૈતન અંગ, તેની છાયા વાસના લિંગ;
વાસનાથી તે ભૌતિક પિંડ, જે નાના વિધ દીશે ખંડ. ૫૦
પંનર તત્વનિ ભૌતિકકાય, નવ તત્વેં વાસના લિંગ થાય;
ચૈતન્ય માત્ર તે ઇશ્વર વપુ, ષર્વિંશક મહા વિષ્ણુ જપું. ૫૧
મહાકારણ પરમ ચૈતન દેહ, વાણી માંહિ ન આવે તેહ;
પરાત્પર પરિબ્રહ્મ અગાધ, કેમ હોય મન બુદ્ધિ સાધ્ય. ૫૨

## પૂર્વછાયા.

શિષ્ય–ચારે દેહેં એક દેહ જેતે, તમો દેખાડી વિધ્ય;
આપેં આપ જાણે નહીં, એ શું પ્રગટયું મધ્ય. ૫૩

## સોરઠ.

ગુરુ—હવે શિષ્ય તું તત્પર થા, વસ્તુ વિચાર તણે ઘર જા;
વિના વિચારેં રેછે આડચ, થા તત્પર ને સંશય કાઢય. ૫૪
વસ્તુ તણી પક્ષેથી કહું, જેવું હું બુધ્યમાને લહું;
આ મારે તો જગતજ નથી, તો અજ્ઞાન કેને કહું કથી. ૫૫

## પૂર્વછાયા.

શિષ્ય—ઢીઠ પણે કરિને કહું, બાળક બુધ્યે પ્રશ્ન;
અનુભવ સાગર રાય છો ત્યાં, ટળવા હીંડું ઉશ્ન. ૫૬
ગુરુ—પૂછિ પુત્ર નિઃશંક થા, શંકે કાંતું વીર;
મહા અનુભવ તો ઊપજે જો, કહિયેં શુણિયેં ધીર. ૫૭
શિષ્ય—રાય કહો છો તહાં નથી, જગતતણો લવલેશ;
તો શિષ્ય ગુરુ ક્યાંથા થયા, ક્યાંથો ફ્ર્વ્યો ઉપદેશ. ૫૮

## સોરઠ.

ગુરુ—પ્હેલો જે વંધ્યા સુત કહ્યો, તે શું તુજને વિસરી ગયો;
મિથ્યાને માન્યું છે સત્ય, તેણે તને ઉકલેં છે જુક્ત. ૫૯
શોળે અંશેં જૂઠો થાય, અન્ય ન રે તો ક્યાં મન જાય;
મિથ્યાનેં મિથ્યા થયું સત્ય, તેને આપોપું માન્યું નિત્ય. ૬૦

## પૂર્વછાયા.

શિષ્ય—મિથ્યાની જે મન વિષે, ખરી બંધાણી જાડય;
પ્રભૂ પધારી અંતરે, કાંઇ કૃપા કરીને કાડય. ૬૧
ગુરુ—સંત જનોનો કરતાં સંગ, સાહસપણું ઔ ઉપજે અંગ;
સાધુ પુરુષની સંગત સાર, મનવૃત્તિ હોય બ્રહ્માકાર. ૬૨
જ્ઞાતાને સંગે નિર્ધાર, ઉજવળ બુધ હોય વણ પ્રતિકાર;
લોભ મોહાદિક મળ છે જેહ, ઉજવળને તાં ન છબે તેહ. ૬૩
શીત તણિ વ્યાપત હોય ઘણી, સંગત કીજેં વન્હિ તણી;
તો હેમેં કંપે નહિં અંગ, એમ કરે સજ્જનનો સંગ. ૬૪
તજ્જ્ઞ તણો સાંભળ મહિમાય, કીજે સંગ તો શું શું થાય;
ખટ ધાતુ પારશને મળે, મૂળ રૂપ તેનું નવ્ય ટળે. ૬૫

હલકે મૂળી હતું જે લોહ, કુંદનનો દેખાણો મોહ;
કઠણ લોહ જે ભયાનક હતું, તે સર્વાંગે થયું શોભતું. ૬૬
જેમ પારસ તેમ જ્ઞાતા જન, મુળગાં તે મુકાવે ચેન.
જીવ ટાળિને સ્વેંશિવ કરે, તજજ્ઞ પુરુષ એ મહાતમ ધરે; ૬૭
જે કરે આપ સરીખો તાત; એ બ્રહ્મવેત્તાની મોટી વાત;
તે માટે કરવો સત સંગ, તો સમજીજેં વસ્તુ પ્રસંગ. ૬૮

## પૂર્વછાયા.

**શિષ્ય**-તજજ્ઞ પુરુષ તે કહો કિયાં, અને તજજ્ઞ તણી કાંઈ જાત;
શ્યે એંધાણે ઓળખું, તેની કયા ચિન્હની ભાત. ૬૯
ગુરુ-તત્વદરશી મહા પુરુષની, નાત નોય નોય વર્ણ;
પરપંચ પક્ષે પેખતાં, બુદ્ધિ ન પામે ધર્ણ. ૭૦

## સોરઠ.

જોશે એંધાણુ જો દેહ તણાં, તો તું ભટકિશ હજિ ઘર ઘણાં;
દેહ ધારીનેં ચિન્હજ ઘટે, મૂકી બ્રહ્માંડ તજજ્ઞ આઘો વટે. ૭૧
પરપંચને યોજતાં પુત્ર, નૈં પામે જ્ઞાતાનું સૂત્ર;
સંશય ઉપજે તો વળિ દાખ્ય, એ ઊપર કહું તુજને સાખ્ય. ૭૨
શિષ્ય જોનં શુક જોગી હવા; તત્વદર્શિ મહા મોક્ષ પાંકવા;
કૃષ્ણુ ભોગિમાં ખ્હેલા ખરા, તત્વદર્શિ તે થ્યા ઉક્રરા. ૭૩
રામ જનક તે કર્તા રાજ, તત્વદર્શિનાં કીધાં કાજ;
કર્મકાંડમાં મુખ્ય વસિષ્ઠ, તત્વદર્શિમાંહી તે શિષ્ટ. ૭૪
ગુરુ કહે શિષ્ય સાંભળ તાત, પાંચેની જો વિચારી વાત;
લક્ષ એકને વિચરણુ અલગ, થાય ધિમંત તે ગૃહે સળંગ. ૭૫
તજજ્ઞ નામ તે માટે વીર, જેને લક્ષમાં નથી શરીર;
સ્વપ્નમાત્ર જ્યાં નથી પ્રપંચ, ત્યાં તેને કેમ લાગે અંચ. ૭૬
તેહ તણું તુજ કહું દૃષ્ટાંત, જો તું મન આણે એકાંત;
ગૌર શ્યામ પાંડુ વર્ણો પુરુષ, તેની છાયા નોય દેહસદૃશ. ૭૭
વસ્ત્ર અલંકૃત છે બહુ રંગ, પણ છાયાનું એકજ અંગ;
છાયા તેમ જ્ઞાનીનો લક્ષ, લક્ષણા કરિ ન સકે કોઈ દક્ષ. ૭૮

## પૂર્વછાયા.

શિષ્ય-મહાનુભાવ મહંત ગુરુનો, કરવો જે સતસંગ;
તેનાં કાંઇ લક્ષણ નહીં, તો કેમ મળે પરસંગ. ૭૯
ગુરુ-સતસંગને કાંઇ સીંગ નોહે, યાં તો ગૃહવો ચોજ;
સંત શાસ્ત્ર સદગોષ્ટની, જાણી લેજે ખોજ. ૮૦

## સોરઠ.

તે ઉપર દૃષ્ટાંત અદભૂત, જે કેમ નિપના દત્ત અવધૂત;
તેણે ચોવિશ ગુરુ કર્યા હતા, નિજબુદ્ધિથી ગૃહેતા જતા. ૮૧
વિચાર કરતાં લાધી વસ્ત, દ્વૈત સકળ ત્યાં પામ્યું અસ્ત;
યાજ્ઞવલ્ક્ય બ્રહ્મજ્ઞાની હવા, તેણે પ્રતિબોધ કીધા નવા. ૮૨
ભણ્યા વૈશંપાયન સૂરજકને, શું બીજા ભણતા નહિં તે કને;
તેમાટે શિષ્ય સાંભળ વચ્છ, થૈ મુમુક્ષુને ભિડવો કચ્છ. ૮૩

## પૂર્વછાયા.

શિષ્ય-સ્વામિ કહો છો તજ્જ્ઞને, ચિન્હ નહીં લવલેશ;
પણ ઉદ્ધવ પ્રત્યેં ઓચર્યાં, લક્ષણ ત્રીશ દેવેશ. ૮૪
તે સ્વામી કેને કહ્યાં, તે જે લક્ષણ ત્રીશ;
તે વિવિધ વચને પ્રીછવો, જેમ પામું પદ જગદીશ. ૮૫

## સોરઠ.

ગુરુ-મુમુક્ષુને સર્વે એ કહ્યું, જેને કાંઈ પામવા રહ્યું;
પણ તજ્જ્ઞનું છે પદ આરૂઢ, તેને અંતર ભાવ ન ગૂઢ. ૮૬
જે જનને ઊતરવું પાર, નાવ નાવિકનો કરે નિર્ધાર;
જ્યારે નર પારંગત થયો, ત્યારે જળનો સાજ ત્યાં રહ્યો. ૮૭
મુમુક્ષુને સરવે એ ઘટે, જેનું મન પામેવા રટે;
વણ પામ્યે નહિ શીતળ હોય, તેણે ઉપાય કરવો સહુકોય. ૮૮
હવે પદાર્થનું કહું દષ્ટાંત, તે ચિત દૈ સાંભળજે શાંત;
જેમ લક્ષણ બત્રીશનો જન, તેને પગલે પગલે ધન. ૮૯
સ્વત: સિદ્ધ ઉપનો ધનવંત, તેને ભોગ તણો નહિ અંત;
ક્યાને કાજે કરે ઉપાય, ન્હો ચરણે લક્ષ્મી ધર થાય. ૯૦

ભોગે ભર્યો રહે દિનરાત, તે કેમ લહે દરિદ્રનિ વાત;
તેને દરિદ્ર દીઠું ન સાંભળ્યું, જહાં તહાં મન ભોગે ભળ્યું. ૯૧
તે ઉપાય કરે નહિં કશો, ધન દેખી જાએ નૈં ધસ્યો;
એમ પદારથ પદને વિષે, મગ્ન થયો તે અન્ય નવ લખે. ૯૨
તે મન દરિદ્રી નૈં કોય વળી, મહા ભોગે જેની મત ઢળી;
ચિદ્રૂપને ત્યાં અન્યજ નથી, શુણ તું મુમુક્ષતું કહું મથી. ૯૩
મુમુક્ષુ તે સાધારણ જન, જેને આતુરતા ઉપની મંન;
લક્ષણ ત્રીશ ધરીને તાત, જેમ તેમ લેવું પદ સાક્ષાત. ૯૪
જે જન જાણે છે સંસાર, હું બંધાણો છોં નિર્ધાર;
તે જાણે મન છુટું સહી, વારંવાર એ અવસર નહીં. ૯૫
એ અજ્ઞાની કહ્યો ન જાય, જ્ઞાની નહિં જેવો રઘુરાય;
તેને શાસ્ત્રતણો અધિકાર, શોધીને ઉતરવો પાર. ૯૬
સંતતણાં લક્ષણ શુણતાત, જે અનુભવતાં થાય સાક્ષાત;
આદરતાં ત્રાંબું હેમ થાય, લક્ષણ ગ્રહતાં બદલી જાય. ૯૭
તે માટે એ લક્ષણ સાર, જે સાધે તે પામે પાર;
પેલું તે સત ભાષણ કરે, બીજું ક્ષમા મન માંહી ધરે. ૯૮
ત્રીજું લક્ષણ દ્રોહ બુધ્યટાળ્ય, ભૂત ઉપર કૃપા કરિ ન્યાળ;
આતમભાવ રુદેને વિષે, સમાન દૃષ્ટે સહુને લખે. ૯૯
પ્રિય અપ્રિય કેનેં નવ ગણે, સર્વ ભૂતપર કરુણા ધણે;
ધીર બુદ્ધિ હોએ તે જંન, કામ ક્રોધ પ્રાભવ નહિં તંન. ૧૦૦
લોહું સુવરણ ન ગણે લેખ, જેનું મંન ગળ્યું છે શેષ;
બાહ્યાભ્યંતર અતી પવિત્ર, એકાદશ રાખે તે સૂત્ર. ૧૦૧
કોમળ ભાવ રદે ને વિષે, પ્રાપત ભોગ આવે તે ભખે;
નૌકા તે ભવ સાગર તણું, રહિત વિકારે મન આપણું. ૧૦૨
નિષ્કંચન જાણેવા જંન, મુક્તિ સંગે ઈચ્છા થૈ મંન;
બ્રહ્મચર્ય હરિ સેવે સદા, અલ્પ આહાર સંતોષી મુદા. ૧૦૩
લેલીન હોય દેહે વૈરાગ, જાણે સકળ તત્વના ભાગ;
સ્થિર ભાવે હરિ ચરણે રહે, શીતળ શુદ્ધ અંતઃકરણ વહે. ૧૦૪
મતપણું નહીં અતિ દીનતા, ઉદધી કેરી ગંભીરતા;
મરાળ કેરી મન ચાતુરી, પય ગૃહી નીર દિયે પરહરી. ૧૦૫

ખટ ઉરમી લોપી નવ સકે, નિરભિમાનિ સહુ ભૂતને વિષે;
નિજ આતમ દેખે સહુ માંય, કલ્પદ્રુમના જેવી છાંય. ૧૦૬
દુ:ખ હરે શરણે આવ્યાતું, નિજજ્ઞાન આપે આપ્યાતું;
આતમ સુખ આપે તે સંત, મિત્રભાવ જાણે ભાગવંત. ૧૦૭
બ્રહ્મભાવ કરૂણા મન ધરે, સંગી આહ્ય અસંગી ફરે;
ફળ નહિ ઇચ્છે હરિને ભજે, અનન્ય ભાવે પામે વિજે. ૧૦૮
તે સમદર્શી કહાવે જંન, જેને રાગ દ્વેષ નહિ તંન;
ઘરમાં ન રહે વંન ન જાય, લેલિન થૈને સમો સમાય. ૧૦૯
નિશ્ચળ ધ્યાન એવું તે ધરે, સમ બુદ્ધે ભક્તી આદરે;
લક્ષણ ત્રીશ કહ્યાં ભગવંત, તે ગૃહિ લેજો એકે ચંત. ૧૧૦
મુક્ત મુમુક્ષુનું લક્ષણ કહ્યું, જેવું મેં ગુરુ માને લહ્યું;
વળિ ઉપજે તો પૂછયે પ્રશ્ન, કૈશ હુંજો કેવરાવશે કૃષ્ણ. ૧૧૧

**ઇતિ શ્રી ગુરુ શિષ્ય સંવાદે મુક્તમુમુક્ષુલક્ષણં નામ તૃતીય: ખંડ: ॥૩॥**

---

## પૂર્વછાયા.

**ગુરુ**–ગુરુ કહે છે શિષ્ય સુણો, ખંડ કહ્યા મેં ત્રણ;
તે તારા ચિત્તમાં વસ્યા, શુણિ કીધું કાંઇ કર્ણ. ૧
ગુરુ કૃપાળુતા મન ધરી, શિષ્યે વિચાર્યું મન સાથ;
કોય ભાગ્યવાન નહિં મુજ સમો, જે સતગુરુએં સાહ્યો હાથ. ૨
**શિષ્ય**-શિષ્ય કહે છે મહંત ગુરુ, મ્હારે સર્વેશ એહ;
તમો કહો હું સાંભળું, જેથી ટળે સર્વ સંદેહ. ૩
મ્હારે સર્વેશ રાય છો, તીરથ વ્રત પુન્ય દાન;
પ્રભૂ કહો હું સાંભળું, તમો મૂર્ત્તિવંત ભગવાન. ૪
સ્વામિ એટલું સાંભળીને, પદ્ધતિ લહિ પ્રભુરાય;
હવે કૃપાનાથ કૃપા કરો, તો કાંઇક સમજાય. ૫
સ્વામિ સંશય મોટો મને, જે છે આ પંચભૂત;
તે જડ સંરખાં ભાસે ખરાં, તે તમો કહ્યાં અદભૂત. ૬

જે દૃષ્ટે મહા નિધિ તમે, જોઇ કહ્યું મહારાજ;
તે દૃષ્ટી આપી પ્રીછવો તો, સઘ સમજું હું આજ. ૭

### સોરઠ.

ગુરુ–દૃષ્ટિ શી તુજ આપું વીર, સમઝયે સાંન કહું જે ધીર;
ચોવિશ તત્વે તુજ મુજ દેહ, તેમાં જો ન કશો સંદેહ. ૮
જે બુદ્ધિ વડે કહું છું હું, તે બુદ્ધિ વડે ગ્રહે છે તું;
જે મનવડે તેં માન્યો ગુરુ, તે મનવડે હું ઉત્તર કરૂં. ૯
માયે તો માને છે એ, મનવોણું કાંઇ જૂદું છે;
તું શિષ્ય હું મૂકીદે માન, મને ન જાણિશ ગુરુ નિદાન. ૧૦
એ માનિનતા એથી ગઈ, ચૈતનતા ત્યાં મુળગી રઈ;
તે ચૈતનતા જે છે તેહ, એમાં નથી કશો સંદેહ. ૧૧

### સોરઠ.

શિષ્ય–સ્વામિ ઈયાં તો બોલવા નથી;
ગુરુ–મેં એમાંથી વાણી કથી.
શિષ્ય–તો સ્વામી હું તું ત્યાં નોય;
ગુરુ–એમ એક ગાંઠે ફરે છે શોય.

### પૂર્વછાયા. ૧૨

શિષ્ય–એ તો વાત આધી પ્રભૂ, ધન ધન ધન્ય મહારાજ;
કોણુ કહે સતગુરુ વિના, સહજ બોધ એ આજ. ૧૩
ગુરુ–તેં જે કહ્યું કૃપા કરો, પણુ વચનતણું નહિં ઠામ;
એ તો આરોપી નેં બોલવૂં, પણુ સેજે છે રામરામ. ૧૪
શિષ્ય–પ્રભુ એ વાતનેં પ્રીછવા, મેં કીધા અનંત ઉપાય;
મહાનુભાવ અંતર થકી, કીધી કૃપા ગુરુ રાય. ૧૫
એ પક્ષે શ્રી ગુરુ તમો, ચિદ કહ્યાં પંચ ભૂત;
ચમત્કારની વારતા, જેમ રદે તમારૂં હેત. ૧૬
કેતાં શુણતાં અતી ઘણું, આજ લગે ગુરુ દેવ;
તેજ વાતે મહા નિધે, કાંઇ અળગો પ્રગટયો ભેવ. ૧૭
ગુરુ–કેમ કહે છે મોહંત તું, મહા ગહન ગત્ય જીવ;
તુજ મુજમાં અંતર કસ્યો, જેમ દીવેથિ પ્રગટે દીવ. ૧૮

### સોરઠ.

પાંચ ભૂત દીસે ચિદ્રૂપ, ત્રંણભુવન ભાસે તદ્રૂપ;
મહા જ્ઞાન હવું મુજને આજ, તેણે ચિદ દીઠું મહારાજ. ૧૯
કિયાં જાઉંને ક્યાં હું રહું, શેનેં ત્યાગું ને શું ગૃહું;
આત્મા ભર ભરિપુરી રહ્યો, કલ્પાંતે એકાર્ણવ થયો. ૨૦
અંબુ વિના દીશેનહિ અન્ય, આત્માવિણ ભાસે નહિ મંન;
એમ વશિષ્ટને બોલ્યા રઘુનાથ, શિષ્ય કહે સાંભળો ગુરુનાથ. ૨૧

### પૂર્વછાયા.

**શિષ્ય**–સ્વામી જે દિશતું જેમ હતું, તેમાં પડિયો ફેર;
જેમ ભવ પ્રગટે અભનવો, તેમ ફરે અનુભવની લેર. ૨૨
ગૃહનિ ગ્રથલતા ઊપજે, જેમ માદક ભક્ષણે ભૂર;
શ્યા સરખું મહારાજ છે, શું ચઢિ આવ્યું પૂર. ૨૩

### સોરઠ.

**ગુરુ**–તોયે શિષ્ય ગ્રથલતા પુત્ર, જાણીલે એ આતમ સૂત્ર;
જીવબુદ્ધિનો થયો વિનાશ, આતમતાનો થયો પ્રકાશ. ૨૪
અણહવો હોએ જેમ અવતાર, તેની પ્રકૃતિ રહે તે ઠાર;
જ્યારે પ્રગટ્યું અનુભવ અંગ, તારેં ક્રિયા સંઘળા રંગ. ૨૫
શરદઋતુનો હવો પ્રકાશ, ત્યારેં નિર્મળ જળ આકાશ;
દષ્ટિતત્વ પ્રકટ્યું જ્યાં જ્ઞાન, તારેં ટળ્યું પ્રકૃતિનું માન. ૨૬

### પૂર્વછાયા.

**શિષ્ય**–દષ્ટિતત્વ સ્વામી કહો, દષ્ટિતત્વ શું નામ;
દષ્ટિ તત્વ પ્રગટયે હોય શું, જેમ બુદ્ધી બેસે ઠામ. ૨૭

### સોરઠ.

જે દૃષ્ટેં મહા નિધિ તમે, જોઇ કહ્યું મહારાજ;
તે દૃષ્ટી આપી પ્રીછવો તો, સઘ સમજું હું આજ. ૭

### સોરઠ.

ગુરુ–દૃષ્ટિ શી તુજ આપું વીર, સમઝયે સાંન કહું જે ધીર;
ચોવિશ તત્વે તુજ મુજ દેહ, તેમાં જો ન કશો સંદેહ. ૮
જે બુદ્ધિ વડે કહું છું હું, તે બુદ્ધિં વડે ગૃહે છે તું;
જે મનવડે તેં માન્યો ગુરુ, તે મનવડે હું ઉત્તર કરૂં. ૯
માયેં તો માને છે બે, મનવોણું કાંઇ જૂદું છે;
તું શિષ્ય હું મૂકીદે માન, મને ન જાણિશ ગુરુ નિદાન. ૧૦
બે માનિનતા બેથી ગઈ, ચૈતનતા ત્યાં મુળગી રઈ;
તે ચૈતંનતા જે છે તેહ, એમાં નથી કશો સંદેહ. ૧૧

### સોરઠ.

શિષ્ય–સ્વામિ ઈયાં તો બોલવા નથી;
ગુરુ–મેં એમાંથી વાણી કથી.
શિષ્ય–તો સ્વામી હું તું ત્યાં નોય;
ગુરુ–એમ એક ગાંઠેં ફરે છે શોય.

### પૂર્વછાયા. ૧૨

શિષ્ય–એ તો વાત આધી પ્રભૂ, ધન ધન ધન્ય મહારાજ;
કોણ કહે સતગુરુ વિના, સહજ બોધ એ આજ. ૧૩
ગુરુ–તેં જે કહ્યું કૃપા કરો, પણ વચનતણું નહિં ઠામ;
એ તો આરોપી નેં બોલવૂં, પણ સેજેં છે રામરામ. ૧૪
શિષ્ય–પ્રભુ એ વાતનેં પ્રીછવા, મેં કીધા અનંત ઉપાય;
મહાનુભાવ અંતર થકી, કીધી કૃપા ગુરુ રાય. ૧૫
એ પક્ષેં શ્રી ગુરુ તમો, ચિદ કહ્યાં પંચ ભૂત;
ચમત્કારની વારતા, જેમ રદે તમારૂં હેત. ૧૬
કેતાં શુણતાં અતી ઘણું, આજ લગેં ગુરુ દેવ;
તેજ વાતેં મહા નિધે, કાંઇ અળગો પ્રગટયો ભેવ. ૧૭
ગુરુ–કેમ કહે છે માહંત તું, મહા ગહન ગત્ય જીવ;
તુજ મુજમાં અંતર કસ્યો, જેમ દીવેથિ પ્રગટે દીવ. ૧૮

### સોરઠ.

પાંચ ભૂત દીસે ચિદ્રૂપ, ત્રંણભુવન ભાસે તદ્રૂપ;
મહા જ્ઞાન હવું મુજને આજ, તેણેં ચિદ દીઠું મહારાજ. ૧૯
કિયાં જાઉંને ક્યાં હું રહું, શેનેં ત્યાગું ને શું ગૃહું;
આત્મા ભર ભરિપુરી રહ્યો, કલ્પાંતે એકાર્ણવ થયો. ૨૦
અંબુ વિના દીશેનહિ અન્ય, આત્માવિણ ભાસે નહિ મંન;
એમ વશિષ્ટને બોલ્યા રઘુનાથ, શિષ્ય કહે સાંભળો ગુરુનાથ. ૨૧

### પૂર્વછાયા.

**શિષ્ય**–સ્વામી જે દિશતું જેમ હતું, તેમાં પડિયો ફેર;
જેમ ભવ પ્રગટે અભનવો, તેમ ફરે અનુભવની લેર. ૨૨
ગૃહનિ ગ્રથલતા ઊપજે, જેમ માદક ભક્ષણે ભૂર;
શ્યા સરખું મહારાજ છે, શું ચઢિ આવ્યું પૂર. ૨૩

### સોરઠ.

**ગુરુ**–તોયે શિષ્ય ગ્રથલતા પુત્ર, જાણીલે એ આતમ સૂત્ર;
જીવબુદ્ધિનો થયો વિનાશ, આતમતાનો થયો પ્રકાશ. ૨૪
અણહવો હોએ જેમ અવતાર, તેની પ્રકૃતિ રહે તે ઠાર;
જ્યારે પ્રગટ્યું અનુભવ અંગ, તારેં ફરિયા સંઘળા રંગ. ૨૫
શરદઋતુનો હવો પ્રકાશ, ત્યારેં નિર્મળ જળ આકાંશ;
દૃષ્ટિતત્વ પ્રકટ્યું જ્યાં જ્ઞાન, તારેં ટળ્યું પ્રકૃતિનું માન. ૨૬

### પૂર્વછાયા.

**શિષ્ય**–દૃષ્ટિતત્વ સ્વામી કહો, દૃષ્ટિતત્વ શું નામ;
દૃષ્ટિ તત્વ પ્રગટયે હોય શું, જેમ બુદ્ધી બેસે ઠામ. ૨૭

### સોરઠ.

**ગુરુ**–દૃષ્ટિ તત્વ કહું તે જાણ, તારિ દૃષ્ટિતણું એધાંણ;
જહાં જહાં વિચરણ જેની વીધ, સર્વે ચિદ્રૂપ દીશે નીધ. ૨૮
અગમ અગોચર કેહેછે વેદ, તે પ્રત્યક્ષ દેખે છે વેદ;
પંડિત કેહે પ્રકૃતિને પાર, તે દેખે આ દૃષ્ટિ બાર. ૨૯

ત્રિલોકી રંગ ભૂમી સદા, ચિદ્રૂપી નટ નાચે મુદા;
નાના ગુણ કર્મ રૂપ નામ, સચરાચર રવે આતમરામ. ૩૦

## પૂર્વછાયા.

કહ્યામાંહિ આવે નહીં, તો હું શૂં કહૂં હરિ રૂપ;
જેમ છે તેમ એ વસ્તુ છે, આશ્ચર્ય સ્વરૂપી કૂપ. ૩૧
તેં પુછ્યું જે દૃષ્ટિ તત્વ કહો, તેનો ઉત્તર એહ;
દૃષ્ટિ તત્વ એનું નામ શું, તેનો ટાળું હવે સંદેહ. ૩૨

## સોરઠ.

દૃષ્ટિતત્વ તે એનું નામ, જે દેખીજે દૃષ્ટે ધામ;
દૃષ્ટે દેખે તેજઅ સત્ય, બાકી તે અનુમાને નૃત્ય. ૩૩
બન્યે ભાતનું કહિયે જ્ઞાન, સાંભળ કહું તેનું નિદાન;
એક જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણ, બીજું તે અનુમાને જાણ. ૩૪
એ ઊપર કહું હું દૃષ્ટાંત, ધાર્યે મનનેં કરિ એકાંત;
આયુધ પડયાં દેખિને જેમ, મન વિચાર આણીજે તેમ. ૩૫
આ છે જુદ્ધ તણાં હથિયાર, અહિંયાં કોઇક હશે નિર્ધાર;
ઉપકરણ દેખિ કલ્પે અનુમાન, એનું નામ અનુમાની જ્ઞાન. ૩૬
એવું જ્ઞાન ઘણાને વિષે, પ્રત્યક્ષ પ્રમાણ તે થોડા લખે;
દેખી ઇશ્વર આવ્યો વિશ્વાસ, અનુમાન જ્ઞાની કહિયે દાસ. ૩૭
પ્રત્યક્ષ પ્રમાણનિ શુણ કહું વાત, હસ્તામલ દીશે સાક્ષાત;
હસ્તે કંકણ હાટક તણું, અવલોકંતાં શોભિત ઘણું. ૩૮
શેનું હશે એમ ચિત્તે ચડયું, એટલે સુવરણ દૃષ્ટે પડયું;
પ્રત્યક્ષ પ્રમાણ જાણ્યે એહ, કારજ સમંધી ન મળે દેહ. ૩૯
પ્રત્યક્ષ અનુમાનનો ભેદ કહ્યો, કે જે સંદેહ સમૂળો ગયો;
**શિષ્ય**–શિષ્ય કહે હા ગુરુ મહારાજ, ત્રીજું પ્રશ્ન ચરચો તમો આજ. ૪૦
ગુરુ કે શિષ્ય સાંભળજે ખરૂં, ત્રીજા પ્રશ્નનો ઉત્તર કરૂં;
તેં કહ્યું દૃષ્ટિ તત્વ પ્રગટયે શું થાય, હવે તે કહું ગૃહેજે મનમાંય. ૪૧
જ્યારેં પ્રગટયું અદૃષ્ટિ તત્વ, શુન્ય કેરૂં કહિયે તે સત્વ;
પરાત્પર પરિબ્રહ્મ ચૈતન્ય જેહ, વસ્તુ નામ ત્યાં કહિયે તેહ. ૪૨

વસ્તુતા પ્રગટે જે અંગ, પણ દ્વૈતનો તેને થાય ભંગ;
પ્રાયેં વસ્તુનો છે સ્વભાવ, ટળે દ્વૈતને થાયે સાવ. ૪૩

## પૂર્વછાયા.

શિષ્ય—ત્રંણ દ્વૈત સ્વામી કહ્યા, ત્રંણ દ્વૈત શું નામ;
અને તે ટળ્યે તે હોય શું, તે દેખાડો ઠામ. ૪૪
ગુરુ—હું તો બાપ કહીશ ખરો, મોટી વાત અગાધ;
મોટાનો અનુભવ મહા તે, નહિ છીલરને સાધ્ય. ૪૫

## સોરઠ.

પ્હેલું તે ભાવાદ્વૈત નામ, બીજું ક્રિયા દ્વૈત છે સ્વામ;
દ્રવ્યાદ્વૈત નામ ત્રીજાતણું, શુણ લક્ષણને વિચારી ભણું. ૪૬
એકમેવ અદ્વૈતજ બ્રહ્મ, કાયા ભાવેં જુજવાં કર્મ;
ખરો અધ્યાસ ભિન્ન ભિન્ન થયો, કહ્યા પુછ્યાનો ઉત્તર રયો. ૪૭
ત્રણં દ્વૈતનો કહું વિસ્તાર, ધારિશ તો તે બેશશે ઠાર;
દ્રવ્ય કેતાં તે પંચ મહા ભૂત, લોકચૌદ નાના અદભુત. ૪૮
સચર અચર ચોરાશી લક્ષ, દ્રવ્ય સ્વભાવેં જુજવી પક્ષ;
મનુષ્ય દેવ પશુ પક્ષી બહૂ, એક કેતાં જાણેવા સહૂ. ૪૯
વિચરણ સમાધિ નહિ એક રિત, એતું નામ તે દ્રવ્યાદ્વૈત;
ભાવાદ્વૈતનિ શુણ કહૂં વાત, સમઝી લેજે મર્મે ધાત. ૫૦
ભાવાદ્વૈત જાણ્યે તું પુત્ર, જે પિંડ સકળ નોહે એક સૂત્ર;
પશુ પંખી યક્ષ કિંનર નાગ, પિંડસ્વભાવેં જુજવા રાગ. ૫૧
હેતુ વિનાનાં કારણ વેર, સહજ સ્વભાવેં જુજવી પેર;
મુષક માર્જાર વ્યાઘ્ર ગૌતણે, સ્હેલો સર્પ હસ્તિ સિંહ હણે. ૫૨
પ્રિત્યાદિકની જાણે પેર, સ્હેજ સ્વભાવ ન કારણવેર;
માનવ દાનવ તિર્યક્ જાત, સકળ પિંડે નોહે એક ભાત. ૫૩
ભાવાદ્વૈત એ સમજ્યે તાત, ક્રિયા દ્વૈતની શુણ કહું વાત;
કોઇ જળચર કોઇ થળચર ઠરે, કોય પંખી આકાશે ફરે. ૫૪
કોઇક ભખે બળતા અંગાર, કોઇક દ્રષદ્તણો કરે આહાર;
શાખામૃગ શાખાયેં રમે, અનળ આકાશેં મીન જળ ભમે. ૫૫

ત્રિલોકી રંગ ભૂમી સદા, ચિદ્રૂપી નટ નાચે મુદા;
નાના ગુણ કર્મ રૂપ નામ, સચરાચર રવે આતંમરામ. ૩૦

## પૂર્વછાયા.

કહ્યામાંહિ આવે નહીં, તો હું શૂં કહૂં હરિ રૂપ;
જેમ છે તેમ એ વસ્તુ છે, આદ્ય સ્વરૂપી કૂપ. ૩૧
તેં પુછ્યું જે દૃષ્ટિ તત્વ કહો, તેનો ઉત્તર એહ;
દૃષ્ટિ તત્વ એનું નામ શું, તેનો ટાળું હવે સંદેહ. ૩૨

## સોરઠ.

દૃષ્ટિતત્વ તે એનું નામ, જે દેખીજેં દૃષ્ટેં ધામ;
દૃષ્ટેં દેખે તેજઅ સત્ય, બાકી તે અનુમાનેં નૃત્ય. ૩૩
બન્યે ભાતનું કહિયે જ્ઞાન, સાંભળ કહું તેનું નિદાન;
એક જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણ, બીજું તે અનુમાને જાણ. ૩૪
એ ઊપર કહું હું દૃષ્ટાંત, ધાર્યે મનનેં કરિ એકાંત;
આયુધ પડયાં દેખિને જેમ, મન વિચાર આણીજેં તેમ. ૩૫
આ છે જુદ્ધ તણાં હથિયાર, અહિંયાં કોઇક હશે નિર્ધાર;
ઉપકરણ દેખિ કલ્પે અનુમાન, એનું નામ અનુમાની જ્ઞાન. ૩૬
એવું જ્ઞાન ઘણાને વિષે, પ્રત્યક્ષ પ્રમાણ તે થોડા લખે;
દેખી ઇશ્વર આવ્યો વિશ્વાસ, અનુમાન જ્ઞાની કહિયેદાસ. ૩૭
પ્રત્યક્ષ પ્રમાણનિ શુણ કહું વાત, હસ્તામલ દીશે સાક્ષાત;
હસ્તે કંકણ હાટક તણું, અવલોકંતાં શોભિત ઘણું. ૩૮
શેનું હશે એમ ચિત્તેં ચડયું, એટલેં સુવરણ દૃષ્ટેં પડયું;
પ્રત્યક્ષ પ્રમાણ જાણ્યે એહ, કારજ સમંધી ન મળે દેહ. ૩૯
પ્રત્યક્ષ અનુમાનનો ભેદ કહ્યો, કે જે સંદેહ સમૂળો ગયો;
**શિષ્ય**–શિષ્ય કહે હા ગુરુ મહારાજ, ત્રીજું પ્રશ્ન ચરચો તમો આજ. ૪૦
ગુરુ કે શિષ્ય સાંભળજે ખરૂં, ત્રીજા પ્રશ્નનો ઉત્તર કરૂં;
તેં કહ્યું દૃષ્ટિ તત્વ પ્રગટયે શું થાય, હવે તે કહું ગ્રહેજે મનમાંય. ૪૧
જ્યારેં પ્રગટયું અદૃષ્ટિ. તત્વ, શુન્ય કેરૂં કહિયે તે સત્વ;
પરાત્પર પરિબ્રહ્મ ચૈતન્ય જેહ, વસ્તુ નામ ત્યાં કહિયેં તેહ. ૪૨

વસ્તુતા પ્રગટે જે અંગ, પણ દ્વૈતનો તેનેં થાય ભંગ;
પ્રાયેં વસ્તુનો છે સ્વભાવ, ટળે દ્વૈતને થાયે સાવ. ૪૩

## પૂર્વછાયા.

શિષ્ય-ત્રંણ દ્વૈત સ્વામી કહ્યા, ત્રંણુ દ્વૈત શું નામ;
અને તે ટળ્યે તે હોય શું, તે દેખાડો ઠામ. ૪૪
ગુરુ-હું તો આપ કહીશ ખરો, મોટી વાત અગાધ;
મોટાનો અનુભવ મહા તે, નહિ છીલરનેં સાધ્ય. ૪૫

## સોરઠ.

પ્હેલું તે ભાવાદ્વૈત નામ, બીજું ક્રિયા દ્વૈત છે સ્વામ;
દ્રવ્યાદ્વૈત નામ ત્રીજાતણું, શુણ લક્ષણને વિચારી ભણું. ૪૬
એકમેવ અદ્વૈતજ બ્રહ્મ, કાયા ભાવેં જુજવાં કર્મ;
ખરો અધ્યાસ ભિન્ન ભિન્ન થયો,કહ્યા પુછયાનો ઉત્તર રયો. ૪૭
ત્રણ્ દ્વૈતનો કહું વિસ્તાર, ધારિશ તો તે બેશશે ઠાર;
દ્રવ્ય કેતાં તે પંચ મહા ભૂત, લોકચૌદ નાના અદભુત. ૪૮
સચર અચર ચોરાશી લક્ષ, દ્રવ્ય સ્વભાવેં જુજવી પક્ષ;
મનુષ્ય દેવ પશુ પક્ષી બહૂ, એક કેતાં જાણેવા સહૂ. ૪૯
વિચરણ સમાધિ નહિ એક રિત, એનું નામ તે દ્રવ્યાદ્વૈત;
ભાવાદ્વૈતનિ શુણ કહૂં વાત, સમઝી લેજે મર્મ ધાત. ૫૦
ભાવાદ્વૈત જાણ્યે તું પુત્ર,જે પિંડ સકળ નોહે એક સૂત્ર;
પશુ પંખી યક્ષ કિંનર નાગ, પિંડસ્વભાવેં જુજવા રાગ. ૫૧
હેતુ વિનાનાં કારણ વેર, સહજ સ્વભાવેં જુજવી પેર;
મુષક માર્જાર વ્યાઘ્ર ગૌતણે,સ્હેલો સર્પ હસ્તિ સિંહ હણે. ૫૨
પ્રિત્યાદિકની જાણે પેર, સ્હેજ સ્વભાવ ન કારણવેર;
માનવ દાનવ તિર્યક્ જાત, સકળ પિંડે નોહે એક ભાત. ૫૩
ભાવાદ્વૈત એ સમજ્યે તાત, ક્રિયા દ્વૈતની શુણ કહું વાત;
કોઇ જળચર કોઇ થળચર ઠરે, કોય પંખી આકાશે ફરે. ૫૪
કોઇક ભખે બળતા અંગાર, કોઇક દ્રષદ્તણો કરે અહાર;
શાખામૃગ શાખાયેં રમે, અનળ આકાશેં મીન જળ ભમે. ૫૫

તેમ માનવમાં ક્રિયા જૂજવી, કોય કેની ન સકે અનુભવી;
પંખી ગત પશુએ નવ્ય થાય, પશુગત દ્રુમે કરી નવ્યજાય. ૫૬
વૃક્ષ પૃથ્વીથિ આકર્ષે તોય, માનવ દેવે તે નવ્ય હોય;
પ્રત્યેકે ક્રિયા છે જુજવી, વછ વિવેકે જો અનુભવી. ૫૭
ત્રંણુ દ્વૈત દેખાડયાં તાત, વળી ઉપજે તો પૂછયે વાત;
ચિત દૈ જોતાં દીશે એહ, મહા અનુભવથી ભાગે તેહ. ૫૮

## પૂર્વછાયા.

શિષ્ય-શિષ્ય કહે છે હે પ્રભુ, એક સંશય મને મહારાજ;
કૃપા કરો તો દાખવું, એ સંદેહ ટાળો આજ. ૫૯
સ્વામી મેં સાંભળી હતી, કોઇકને મુખ વાત;
જોગ સિદ્ધિ પ્રગટયે થકે, અસંભાવ્ય કૃત્ય થાત. ૬૦
તે અન્ય દેહનાં કૃત્ય કરિ સકે, તો ગયું ગણીજે દ્વૈત;
તેને કૈવલ્ય પરઠવો તે, કેવો પ્રભુ અદ્વૈત. ૬૧

## સોરઠ.

ગુરૂ-કૈવલ્યતા પરઠી નવ્ય જાય, પરઠીજે તે સર્વે માંય;
સિદ્ધિ સકળ માયાનું રૂપ, સુરદાનવ મ્હોયા મુની ભૂપ. ૬૨
વ્યસની જીવ માયા વશ પડયો, કરે ઉપાય સંકલ્પે ચડયો;
સંકલ્પે ચડિયું મન જેહ, પરપંચે દેખે બહુ તેહ. ૬૩
એક બે વાર કાંઇક તે થાય, ચટક દેખાડી સર્વે જાય;
જેમ વેશ્યા નિર્ધનને તજે, વંઠિ તે પુનરપિ નવ્ય ભજે. ૬૪
સિદ્ધ સાધકનો કરે એમ અંત, માટે સંત ન ધારે ચંત;
બિજો પ્રકાર કહું શુણ વીર, મૂળ મરમ સમજે એમ ધીર. ૬૫
એક મેવ અદ્વૈત કહે વેદ, જ્યાં બીજો તે ભેદાભેદ;
વાસના લિંગ વિના નોય કૃત્ય, કૃત્યે થાય વાસના સત્ય. ૬૬
સત્ય વાસના જીવ કેવાય, ભરમે ભ્રમણ કરે ભવમાંય;
તે માટે મિથ્યા અધ્યાસ, કૈવલ્યતામાં સર્વે નાશ. ૬૭

## પૂર્વછાયા.

શિષ્ય-સ્વામી હું એમ જાણતો, જે છે એમજ તે સિદ્ધ;
કૈવલ્યતા જે તમે કહી, એ તો છે મહા નિદ્ધ. ૬૮

સ્વામી એટલું મેં લહ્યું, જે નામ રૂપ પરપંચ;
કાળ કર્મની પ્રેરણા, તે જાણ્યો માયા સંચ. ૬૯
જ્હાં રહ્યા ભાસે સકળ, મિથ્યા રૂપ નેં નામ;
તે સ્થૂળ કાંઇ કહી સકો તો, તે દેખાડો ઠામ. ૭૦

## સોરઠ.

ગુરુ–લક્ષાલક્ષ વિવર્જિત જેહ, પક્ષાપક્ષ વિવર્જિત તેહ;
મન વાણી પામે વિશ્રામ, કોણ કેનેં દેખાડે ઠામ. ૭૧
હું નહિં તું નહિં તાંછે તેહ, જ્ઞાન નહીં જ્ઞાતાનેં જ્ઞેય;
જાં કાંઈએ કહ્યું નવ જાય, ઓંકારાદિક વર્ણ સમાય. ૭૨
તે ગુરુ શિષ્યને શું કરિ કહે, મન વાણીથિ અગોચર રહે;
મન કલ્પે તે બીજું થાય, મનેં તહાં હું કયું ન જાય. ૭૩
માટે શિષ્ય કહું સુણ વાત, સમસ્યાથી તું સમઝયે ધાત;
એક વસ્તુ બીજું કાંઈ નથી, હું છું એમ કેનેં કે કથી. ૭૪
સામું ત્યાં પ્રતિબિંબ નવ્ય મળે, વેત્તા વિણ કોણ કેને કળે;
પોતે કહે નેં કહે હું સત્ય, શિષ્ય કરી જો એનું નૃત્ય. ૭૫

## પૂર્વછાયા.

શિષ્ય–હું ને તમો ક્યાંઈયે નથી, જેમ છે તેમનું તેમ;
શું થૈ શું દેખી કહું જે, આ વાતનું તે કેમ. ૭૬
જેમ છે તેમ એ મહાનિધિ, પરાત્પર પરિબ્રહ્મ;
અણછતો હું તો માનતો, જેમ થયું હતું તેમ. ૭૭
એમ કહી શિષ્ય લય થતો, પ્રેમે કરે પ્રણામ;
હું હુંને પ્રણમી કહું, નમો નમો નિજ ધામ. ૭૮
મહા અનુભવ મહા પુરુષનો, સાર ગૃહી કર્યો ગ્રંથ;
પરમ પદ છે તે વિષે, જે ચાલે એ પંથ. ૭૯
સંસાર દીર્ઘ રોગને, ટાળવા હીંડે જેહ;
તે ઔષધ આ ઘટે, હોય જીવન્મુક્ત વિદેહ. ૮૦
મોહ કળણે કળ્યો કંઠ લગી, મનની તજવા ધાંખ;
તેને હરિ હીંડે કાઢવા, તો તેને એ પાંખ. ૮૧

અજ્ઞાન અર્ણવે માનવી, ડુબ્યો ભટકે ભૂર;
હીંડે નિજ ગૃહ પામવા, તો તેને આ સૂર. ૮૨
અંતર આશય મુગતનો, મુમુક્ષુને ઉપાસ્ય;
મૂરખને કાંઈએ નહીં, શ્રીફળ વાનર પાસ. ૮૩
ગુરુ શિષ્ય નામે ગ્રંથ એ, જેમાં ખંડ છે ચાર;
હરિ ચરણે જેને વાસ કરવો, હોય તે શુણો નર નાર. ૮૪
અંતરજામીયે જે કહ્યું, તે અખે કીધો વિવેક;
દૂષણ ભૂષણ હરિ ભણી, એંશી ઉપર વળિ એક. ૮૫

ઇતિ શ્રી ગુરુ શિષ્ય સંવાદે તત્વજ્ઞાન નિરૂપણં નામ
ચતુર્થઃ ખંડઃ ॥૪॥

ગુરુશિષ્ય સંવાદ સંપૂર્ણ.

# સામળ ભટ્ટ.

એના રચેલા ગ્રંથો:—નંદબત્રીશી, બત્રીશ પુતળીની વાર્ત્તા, સુડા બહોતેરી, રેવાખંડ, શિવપુરાણ, રણછોડજીના શ્લોકો, અંગદ વિષ્ટિ, બરાસ કસ્તુરી, પદ્માવતી, ઓઠાણા, ચંદ્રચંદ્રાવતી, કાળીમહાત્મ્ય, શુકદેવાખ્યાન, વિદ્યાવિલાસિની, સુંદર કામદાર, મંદોદરી સંવાદ, મદનમોહના, દ્રૌપદી વસ્ત્રહરણ, ભોજ કથા, રખીદાશ ચરિત્ર, વિશ્વેશ્વરાખ્યાન, વૈતાલ પચીશી.

## વિદ્યાવિલાસિનીની વાર્ત્તા.

### ચોપાઈ.

શ્રીગણપતીના પુંજું પાય, જેથી કામ સકળ શુભ થાય;
તેને તો છે એકજ દંત, સહુકો ધરેછે એને ચંત.
રક્ત ચંદન તે અંગે ધરે, પ્રથમ પૂજા તેની સહુ કરે;
દુંદાળો દુઃખ ભંજન દેવ, તેત્રીશ ક્રોડ કરે સહુ સેવ.

### છપ્પો.

સિદ્ધિ બુદ્ધિ છે નાર, લક્ષ લાભ બે પુત્ર,
શિવ સરખો શિરતાત, ચિંતામણિનાં ઘર સુત્ર;
આદ્ય શક્તિ ઉમાય, મહા માયાછે માડી.
ક્ષેમ કલ્યાણ જામાત્ર, ખાણુ રત્નોની ખાડી,
બ્રહ્મા વિષ્ણુ રવિ રૂદ્રથી, પ્રથમ પૂજા ગણપતિ તણી;
સામળ કહે સેવો સહુ, સુખ સાગર સીમા ઘણી.

અજ્ઞાન અર્ણવે માનવી, ડુબ્યો ભટકે ભૂર;
હીંડે નિજ ગૃહ પામવા, તો તેને આ સૂર. ૮૨
અંતર આશય મુગતનો, મુમુક્ષુને ઉપાસ્ય;
મૂરખને કાંઈએ નહીં, શ્રીફળ વાનર પાસ. ૮૩
ગુરુ શિષ્ય નામે ગ્રંથ એ, જેમાં ખંડ છે ચાર;
હરિ ચરણે જેને વાસ કરવો, હોય તે શુણો નર નાર. ૮૪
અંતરજામીયે જે કહ્યું, તે અખે કીધો વિવેક;
દૂષણ ભૂષણ હરિ ભણી, એંશી ઉપર વળિ એક. ૮૫

**ઇતિ શ્રી ગુરુ શિષ્ય સંવાદે તત્વજ્ઞાન નિરૂપણં નામ ચતુર્થઃ ખંડઃ ॥૪॥**

---

**ગુરુશિષ્ય સંવાદ સંપૂર્ણ.**

---

# સામળ ભટ્ટ.

એના રચેલા ગ્રંથો:—નંદબત્રીશી, બત્રીશ પુતળીની વાર્त्ता, સુડા બહોતેરી, રેવાખંડ, શિવપુરાણ, રણછોડજીના શ્લોકો, અંગદ વિષ્ટિ, બરાસ કસ્તુરી, પદ્માવતી, ઓડાણો, ચંદ્રચંદ્રાવતી, કાળીમહાત્મ્ય, શુકદેવાખ્યાન, વિદ્યાવિલાસિની, સુંદર કામદાર, મંદોદરી સંવાદ, મદનમોહના, દ્રૌપદી વસ્ત્રહરણ, ભોજ કથા, રખીદાશ ચરિત્ર, વિશ્વેશ્વરાખ્યાન, વૈતાલ પચીશી.

## વિદ્યાવિલાસિનીની વાર્त्ता.

### ચોપાઈ.

શ્રીગણપતીના પુંજું પાય, જેથી કામ સકળ શુભ થાય;
તેને તો છે એકજ દંત, સહુકો ધરેછે એને ચંત.
રક્ત ચંદન તે અંગે ધરે, પ્રથમ પૂજા તેની સહુ કરે;
દુંદાળો દુઃખ ભંજન દેવ, તેત્રીશ ક્રોડ કરે સહુ સેવ.

### છપ્પો.

સિદ્ધિ બુદ્ધિ છે નાર, લક્ષ લાભ બે પુત્ર,
શિવ સરખો શિરતાત, ચિંતામણિનાં ઘર સુત્ર;
આદ્ય શક્તિ ઉમાય, મહા માયાછે માડી.
ક્ષેમ કલ્યાણ જામાત્ર, ખાણ રત્નોની ખાડી;
બ્રહ્મા વિષ્ણુ રવિ રૂદ્રથી, પ્રથમ પૂજા ગણપતિ તણી;
સામળ કહે સેવો સહુ, સુખ સાગર સીમા ઘણી.

### દોહરા.

બ્રહ્મ તનયા તું સરસ્વતિ, વ્યાસની વાણી વિલાસ;
કવિ જન કેરી માતતું, આપો બુદ્ધિ પ્રકાશ.
બ્રહ્મ તનયા ભાવે ભજું, તજું મમત હું મૂર્ખ;
પ્રતાપે મા તાહરે, કહેવાય રૂડો પૂર્ષ.
સૌથી ગુણ તુજમાં અધિક, તે મેં કહ્યો ન જાય;
લક્ષ્મીથી લાયક ઘણી, પરમેશ્વરી લાગું પાય.
માતંગી હંસવાહિની, વીણા પુસ્તક પાણ;
વિશ્વંભરી વરદાયનિ, કૃપાનિધિ કલ્યાણ.
કૈ કોટી કૈ લક્ષધા, કૈક થયા કૈ થાય;
શિવનો સેવક સામળો, કીધો પંડિત રાય.
પ્રીતે શારદા પ્રણમું, હંસવાહિની હેજ;
વીણા પુસ્તક ધારણિ, તરણી વધતું તેજ.
કવિતાનો શો આશરો, શારદ કેરૂં શર્ણ;
મહિમા મહા માયા તણો, વાયુ વશ જેમ તર્ણ.
જેને ત્રૂઠી શારદા, નેક રહી શી નુન્ય;
કવિ કેવાય કલ્પ તરૂ, પ્રગટે પ્રૌઢાં પુન્ય.
આશ્રય શ્રીઅંબા તણો, વિઘ્ન સમે કરજો વ્હાર;
બરદાળી બાળી બહુચરા, નોધારા આધાર.
ગાવા ગુણ વિનેચટ તણા, મનમાં મોટી આશ;
હું મુઢ મતિ અજ્ઞાન છું, રસનાએ કિજે વાસ.
વળતિ સરસ્વતિ એમ વદે, મનમાં ન આણીશ ભ્રાંત;
વિનેચટના ગુણ ગાશે જ્હાં, ત્યાં વસું વાસ એકાંત.
સેવક મ્હારો વલ્લભ મુને, જેમ જેમ સેવે અપાર;
અક્ષર મુખથી ઊચરે, તેમાં કરૂં હું સાર.
કવણ વિનેચટ કયાં હવો, કોણ જાત કોણ દેશ;
માત તાત કોણ તેહનાં, રંક કિંવા નરેશ.

### ચોપાઇ.

ભરત ખંડ જંબુદ્વીપ સાર, સોમપુરી નગરી અનુસાર;
સોમપાળ રાજાનું નામ, વસે વિનેચટ તેણે ઠામ.

વસે વાસ અષ્ટાદશ વર્ણ, સૌને વહાલા અશર્ણાશર્ણ;
નહિં કોઇતા મનમાં અંદેશ, નહિં ચાડી ચુગલી લવલેશ.
વણજ વેપારમાં લાભજ જડે, ચોર ચખાર કોઇને નવ નડે;
રઇયત દેખી રીઝે રાય, દુઃખ તેમનું નવ સ્હેવાય.
લાડવંતા રાજાના લોક, ખાન પાન મન ગમતા ભોગ;
વસે ત્યાં એક વેહેવારીઓ, રીખવદંત નામ જાણીઓ.
જાતે શ્રીશોધરો વાણીઓ તેહ, કુળવંતો કેહેવાયે એહ;
રાજદ્વારે કરે કારભાર, મોદીવટાનો છે અધિકાર.
રૂખમાદે અબળા છે ઘેર, પુત્ર પાંચને લીલા લેહેર;
પ્રથમ પુત્ર કહીએ જેહ, શ્રીદંત નામે ગુણવંતો એહ.
બીજો પુત્ર રતનદંત જાણ, લક્ષ્મીદંત ત્રીજો પ્રમાણ;
ઇંદ્રદંત ચોથો ગુણધામ, વિમળદંત પાંચમાનું નામ.
ચાર પુત્ર તો ચતુરસુજાણ, ભણ્યા ગણ્યા મહા વિદ્વાન;
પાંચમો વિમળદંત જેહ, બ્રહ્મ અક્ષર નવ જાણે તેહ.
બાર વર્ષ નિશાળે ગયો, રહ્યો અભણ જાણે બળદિયો;
દેખીતો જાણે તે રૂખ, મનમાં ધરતો નવ કાંઇ દુઃખ.
ભુંડી મતિ મનમાંહે ધરે, કહ્યું માત તાતનું નવ કરે;
બેન બનેવી સમજાવે કથી, કોઇનું કહ્યું માનતો નથી.
જે ચટ લે તે કરવું કામ, માટે મૂરખચટ પડીયું નામ;
ચોરી છાની ઘરમાં કરે, પંડયાનું ઘર જઇને ભરે.
રખે મેહેતાજી દેતો માર, માટે આવો કરે પ્રકાર;
ગુરુજીએ વિચારજ કરી, બેસાડયો ભણવા મન ધરી.
જેમ તેમ કરી સમજાવે ચિત્ત, પોતે આણી ઝાઝી પ્રીત;
ભણ ભાઇ તું સારી રીતથી, આળસુ થયે કંઈ સિદ્ધિ નથી.

## દોહરા.

ભણાવવા માંડયો ભાવથી, કહે એક બે ત્રણ ચાર;
પાંચ છ પછી સાત આઠ, નવ દશ ને અગિયાર.
એકને અરડો કહે, બેને કહે છે બાઉ;
ત્રણને તરડો કહે, ચોથાને કહે ખાઉ.

પાંચમાને કહે પ્હાણીઓ, છને કહે છે છાર;
સાતને દે શૂળીએ, આઠને કહે છે હાર.
નવને કહે છે નાળીઓ, દશને કહે દાટ;
અગિયારને કહે હારડો, બારને નાખે ખાડ.
પંડિતે વિચારીયું, આંક ચડે નહીં મુખ;
મૂળાક્ષર ભણાવીએ, તો તેથી પામે સુખ.
ત્યારે કક્કાને કરડું કહે, ખખ્ખાને કહે ખાઉં;
ગગ્ગાને કહે ગળું તુને, ઘઘ્ઘાને કહે ઘઉં.

## ચોપાઇ.

એવી ગતિ મૂરખચટતણી, અવિદ્યા એવી બીજી ઘણી;
મેહેનત કરી મેહેતો હારીઓ, અરથ એકુ નવ સારીઓ
તેનું દુ:ખ સ્વજનને સહી, કન્યા કો પરણાવે નહીં;
એક સમે રીખવદંત વદે, કહું વાત તે ધરજો હૃદે.
વૃદ્ધાવસ્થાં મારી થઈ, ચિરંજીવી રહ્યું નહીં કોઈ;
સંસારમાં સરજ્યું જેટલું, કાળે સૌ ખાધું તેટલું.
મૂરખ જન રાખે ઝાઝી આશ, ક્ષણ ભંગુરનો શો વિશ્વાસ;
તે માટે કહું છું અમો, કેવો ધંધો કરશો તમો.

## દોહરો.

પ્રિય પુત્ર પ્રિછું અમો, શાં શાં કરશો કામ;
ઉધમ શા કરશો તમે, કહાડશો કેવું નામ.

## છપ્પા.

કપુત કેહેવાયે તેહ, નીજ ઉધમ જે બોળે,
કપુત કેહેવાયે તેહ, છિદ્ર પોતાનું ખોલે;
કપુત કેહેવાયે તેહ, સ્વજનને દુ:ખજ કરતા,
કપુત કેહેવાયે તેહ, પેટ પરવશ રહી ભરતા.
કપુત એવા છે ઘણા, કેહેતાં પાર પામું નહીં;
શામળ કહે કપુત પુત, કોઇને પેટ પડશો નહીં.
સપુત તેહ કેહેવાય, જે સિધે મારગ ચાલે,
સપુત તેહ કેહેવાય, અધર્મને જે ટાળે;

સપુત તેહ કેહેવાય, જે સ્વજનને સુખ આપે,
સપુત તેહ કેહેવાય, દીનનાં દુખડાં કાપે;
વળી સપુત તેનું નામ છે, જેણે પ્રભુને પ્રીતે અરચિયા;
સામળ કહે સપુત નરે, દામ પરમારથ ખરચિયા.
સપુત તેહ કેહેવાય, વેપારથી જોડે ગર્થ,
સપુત તેહ કેહેવાય, પુન્ય કરે હરિ અર્થ;
સપુત તેહ કેહેવાય, ચોરી ચાડી નવ કરતો,
સપુત તેહ કેહેવાય, અપયશથી રેહે ડરતો;
સપુતને સુખ છે સ્વર્ગમાં, જોતાં સદગુણ અતિઘણા;
સામળ કહે આ અવનિમાં, ધન્ય અવતાર તે નરતણા.

## ચોપાઇ.

એ કારણ પૂછેછે તાત, વડો પુત્ર વદેછે વાત;
શ્રીદંત કહે પિતાજી સુણો, વણજ કરીશું વ્હાણુજતણો.
તજ તેજાના માલજ ઘણા, આવે દરિયા પારજ તણા;
એમાં મુજને અટકી ગતી, તમ પ્રતાપે સૂજે મતી.
વળતો રતનદંત વદે, તાત કહું તે ધરજો હૃદે;
વાહાલો મુજને ઉદ્યમ ઘણો, કરીશ વ્યાપાર ઝવેરીતણો.
ઓલીડોલીનો હીસાબ, જેથી પામું બમણો લાભ;
પરવાળામાં મંગળ રાજ, બુધ પાનું બ્રહસ્પત પોખરાજ.
શુક્ર નામનો હીરો સહી, શની નામે તો લીલમ કહી;
રતિ માણેકને મોતી સોમ,લસણીઓ કેતુ ગોદંતો ભોમ.
લક્ષ્મી દંત વળતો કહે વાત, રૂડો વણજ છે મારે હાથ;
હુંડીઆમણુને વ્યાજજ જેહ,'વ્યાપાર નાણાવટનો તેહ.
માંડું પેઢી દેશ વિદેશ, લાંછન જ્યાં નવ લાગે લેશ;
ભાત ભાતના શિક્કા બહુ, એની પારખ મૂજમાં સહુ.
ત્રીશ વાલ માસા અગીઆર, ઓછો એટલો એમાં વિકાર;
ભેગ સીંસા ત્રાંબાતણો, શિક્કો તેનો કરડો ઘણો.
વારૂ વ્યાજ શાહુકારી નામ, જેમાં રળીએ સવાયો દામ;
ઇંદ્રદંત કહે સુણજો તમો, દોશી વટું કરીશું અમો.

વર વછીઆદ આવે સહુ જેહ, માલ ભલેરા લાવે તેહ;
ભરૂં દુકાનો કાપડતણી, જડે લક્ષ્મી જેમાંથી ઘણી.
ચારે પુત્રની સુણી વાણ, પુછે મૂરખને પિતા પ્રમાણ;
શો કરશો ભાઇ કહો ઉદ્યમ, કાળ સકળ નિરગમશો કેમ.
મૂરખચટ તવ વાણી વદે, વેહેપાર અમારો ધરજો હૃદે;
આપણા નગ્ર વિષે નિરધાર, સોમપાળ રાજા અવિચાર.
તેને અમો કાઢીશું બહાર, પુરપતિ અમો થઇશું સાર;
પરણું પુત્રી એની જેહ, રિદ્ધ સિદ્ધ ભોગવું સઉ તેહ.
એ ઉદ્યમ મારે મન વસ્યો, એવું કહીને ખડખડ હસ્યો;
મૂરખચટની વાણી સુણી, સૌને ચિંતા પ્રગટી ઘણી.
પિતાએ ઘસ્યા બે હાથ, આ મુરખો શી બોલ્યો વાત;
આવિ વાત જો કોઇ સાંભળે, રાજાને જઇ તત્ક્ષણ મળે.
કાન તેના રૂડી રીતે ભરે, રીસ રાયતો હૃદે ધરે;
શો ઉપાય કરીએ ચંડાળ, જ્યારે આણે સૌનો કાળ.
રિદ્ધ સિદ્ધ તે લૂટી લે, દંડ અતી ભારે તે દે;
માત તાત કહે કાં ઉછર્યો એહ, મુઓ શે નહીં જન્મતાં તેહ.
એમ કહી રીસ અધિકી ધરી, થડથાપડ લપડાકજ કરી;
વાધ્યો ક્રોધ મૂરખચટ મંન, રીસાવી ચાલ્યો તે દંન.

## છપ્પો.

જ્યારે વ્યાપે ક્રોધ, અમૃત વિખ કરી જાણે;
જ્યારે વ્યાપે ક્રોધ, બોધ કોઇનો નવ માને.
જ્યારે વ્યાપે ક્રોધ, સુખ ફેડી દુઃખ આણે;
જ્યારે વ્યાપે ક્રોધ, સગાંને શત્રૂ જાણે.
ક્રોધ કોઈ કરશો નહીં, પેટ ચોળે શૂળ છે;
સામળ કહે શાણા સમજજો, ક્રોધ પાપનું મૂળ છે.

## ચોપાઇ.

મૂરખચટ ચાલ્યો પુરબાર, હવે રહું નહીં નગ્ર મોઝાર;
વાયુ વેગે ચાલ્યો જાય, બીક કશી મનમાં નવ થાય.

ત્રણ જોજન પોહોચ્યો પ્રમાણ, એટલે આવ્યું મોટું રાન;
આંબા આંબલી આંસો વૃક્ષ, બાવળીઆ બોરડીઓ લક્ષ.
ખાખર ખેર શિસમ સાદડો, અરણી એરંડો આકડો;
પીપર પીપળો મહુડો ઘણો, ભારે જથ્થો ભીલામા તણો.
બીલી બાવચી અદડી કંથાર, જેનો કેહેતાં ના આવે પાર;
ભાર અઢાર વનસ્પતિ સહી, કોકીલા શબ્દ થાયે તહીં.
નદી નાળાં વેહેળીઆં હોય, ત્યાં મનીશ મળે નહીં કોય;
એવું વન દેખી નિરદોષ, મૂરખચટ પામ્યો સંતોષ.
મૂરખચટ આવ્યો તે ઠામ, ચાલ્યો બોલી મુખે શ્રી રામ;
સરવે મુને વિસાર્યો સહી, વિશ્વંભર વીસારે નહીં.
એવું વિચારી આગળ ગયો, સંધ્યાકાળ ત્યાં પૂરો થયો;
આવ્યું એક સરોવર તીર, પુષ્પ લતા દીસે ગંભીર.
માલતી મોગરો ને મુચકંદ, સીતાફળ કદળીનાં વૃંદ;
કેવડો કેતકી ને કલ્હાર, ચંપો ડમરો સોહે સાર.
કમળ ઝાઝાં સરોવર માંય, શીતળ સોડમ આવે ત્યાંય;
બગલાં બતક ને સારસ ઓળ, નાના પક્ષી કરે કલોલ.
પોપટ સુડા ચાતક ચકોર, કોયલ ટૌકે મધુરા મોર;
સુંદર સરોવર શોભે જેહ, દેખીને દુઃખ વિસર્યો તેહ.
મૂરખચટે જઇ પીધું નીર, બેઠો મનમાં આણી ધીર;
જ્યારે મૂરખચટ રીસાવી ગયો, પિતા મન કંઇ દુઃખીયો થયો.
ખોળ કરી નગર મોઝાર, જડયો નહીં મૂરખ સરદાર;
મનમાં સૌને ગમતી વાત, માત તાત ભગ્નીને ને ભ્રાત.

## દોહરો.

હવે મૂરખચટ સુતો તહીં, સરોવર કેરી પાળ;
આંહીંથી આગળ ચાલશું, થાશે પ્રાતઃકાળ.

## ચોપાઈ.

રજનિ સૌ નિદ્રામાં ગઈ, અરુણ ઉદયની વેળા થઈ;
દંત ધાવન કીધું મળ સ્નાન, પોર દિવસ ચડયો પ્રમાણ.

કયાં જાવું એમ કરે વિચાર, એટલે આવ્યો એક વણઝાર;
પ્રૌઢી પોઠ છે લક્ષજ બાર, તેનો છે ધનો સરદાર.
રૂડું માણસ દીઠું જેટલે, મૂરખચટ જઇ મળ્યો તેટલે;
આવી તે ઊભો જાહરે, વણઝારો બોલ્યો તાહરે.

દોહરા.

વણઝારે વાણી વદ્યો, કહે શું તારૂં નામ?
આ વનમાં કયમ એકલો, કોણ તાત ને ઠામ?
મૂરખચટ તવ વાણી વદે, નહીં માત ને તાત;
નહીં બંધવ બેની બેલડી, નવ જાણું નગ્રની વાત.

ચોપાઈ.

નાનપણથી પરવશ પડયો, દેહ માહરો દુઃખીઓ ઘડયો;
પારકે ઘેર હું તો ઊછર્યો, તેના ઘરનો ધંધો કર્યો.
પેટ ભરીને ખાતો ધાન, નથી સુજ કે ઝાઝી સાન;
ભણતાં ગણતાં કંઇ નવ લહું, મેહેનત કરી જાણું હું બહુ.
આટલા દિન કાહાડયા સાર, એક વણિકના ઘર મોજાર;
ગાળ્યા બહુ દિન તેને ઘેર, સુખ પામ્યો તેની કહું પેર.

દોહરો.

ચાર પુત્ર તે વણિકને, બહુ ધંનવંતો તેહ;
મુજને પાંચમો લેખવે, અદકો રાખે નેહ.

ચોપાઈ.

ઓછું વચન ન કહે કો દન, કરતો મુખમાગ્યું ભોજન;
તેના નામથી જાઉં વારણે, નિકળ્યો તે જાત્રા કારણે.
સકળ સાથ આગળ વહી ગયો, ભૂલો પડયો પછવાડે રહ્યો;
થાકયો કાલનો આવ્યો વન, નિરગમ્યો અહીં આખો દન.
રહીશું અમો તમારી પાસ, પ્યાસ શેર એક અન્નની આશ;
કામ કહેશો તે કરશું અમો, રાજી થાશો જેથી તમો.

દોહરા.

નાયક એવું સાંભળી, મનમાં થયો મગન;
રહો ભાઈ તમો મુજ કને, સુખે ગાળજો દન.

જાળવવી પોઠી માહરી, તાહારૂં એટલું કામ;
મૂરખ કહિ બોલાવશું, પડશે ખપ જે ઠામ.

### ચોપાઈ.

મૂરખચટ કહે મારે હોય, પણ એક કહું વારતાય;
મન માને તો સંગે રહું, નહીં તો મારે મારગે જઉં.
નાયક કહે એ ઉત્તમ વાત, સુણી મૂરખ ચાલ્યો તે સાથ;
સાચવિ પોઠી દિન નિરગમે, રાંધી આપ હાથે તે જમે.
ધના વણઝારા કેરી પાસ, ફરતાં ફરતાં થયા ખટ માસ;
વેચંતો માલ કરતો વ્યાપાર, આવ્યો એક નગ્ર મોઝાર.

### દોહરા.

સિંતળપૂર નામે સહી, તે નગ્ર કેહેવાય;
મૂરખચટ મન ત્યાં ઠર્યું, આપે તતબર થાય.
નાયકથી અળગો થયો, ગયો નગ્ર મોઝાર;
સુખવંતું ઘણું શોભતું, ઓપતું દીસે અપાર.
દુઃખીયું કોઇ દીઠું નહીં, તહીં ફર્યો શેહેર બજાર;
મનમાં પછી વિચારીયું, ખોળું રેહેવા ઠાર.
સુજને કો ઓળખે અહીં, જઇ વસું કોને ધામ;
જોતાં જુગતે આવીઓ, ઠરીઓ તેણે ઠામ.
દીઠું મેહેતા તણું મંદિર, સુંદર ભણતા બાળ;
બેઠો મૂરખચટ તહીં, જઈ પોતે તતકાળ.
એક ઘડી વિચારતાં, થયા ખરા બપોર;
અધ્યારૂ આગળ કહ્યું, નિશાળીએ અંકોર.
બારણે બેઠો બાળકો, ઘણી વારનો એહ;
ઊઠીને હમણાં જશે, મેહેતાજી કહે તેહ.
એમ કરતાં નિશા પડી, ગયા બાળકો ઘેર;
મૂરખચટ ઊઠે નહીં, કહું શી તેની પેર.
દેવકૃષ્ણ બ્રાહ્મણ સહી, મેહેતાજીનું નામ;
મૂરખચટને પુછે તહીં, શે આવ્યો આ ઠામ.

કહેરે ભાઇ તું કોણ છે? કહે તારૂં શું નામ?
ઘણી વાર બેઠો અહીં, હવે જાની તારે ધામ.
રાત સમે રેહેવું નહીં, બારણે પરભોવન;
કેહે હરામી લોંઠીઆ, સપુતનાં નોહે ચેન.
સુણી મૂરખચટ બોલીઓ, એતો કહો છો સત્ય;
પણ તમ શર્ણું આવીઓ, રાખો મારી પત્ય.
ગુરુ એ ગોવિંદ જાણવા, ગુરુ એ માત પિતાય;
ગુરુ સમું દૈવત નહીં, એ સત્ય વાણ કેહેવાય.
ત્યારે દેવકૃષ્ણે પુછીયું, કોણ ગામ નામ ને ઠામ;
સ્વજન તમારૂં કોણ છે? અહીં આવ્યા શે કામ?
વળતો મૂરખચટ એમ વદે, સુણજો મારો બોલ;
વારતા મન ધરજો તમે, પછીથી કરજો તોલ.
સોમપુરીમાં હું રહું, વણિક તણી છું જાત;
રીખવદંત રૂખમાવતી, મારાં માત ને તાત.
પાંચ પુત્ર પરીવારમાં, સૌથી નાનો જેહ;
ચતુર ચારે ભણ્યા ગણ્યા, રહ્યો મૂરખ મુજ દેહ.
સાતથકી સત્તર લગી, ઘણો કર્યો ઉપાય;
અક્ષર એક ન આવડયો, ઘણું થાકયા પંડયાય.
એક સમે પિતાજીએ, પ્રીછયું ધરીને પ્રીત;
વ્યાપાર શો કરશો તમે, કહોની તેની રીત?
ત્યારે તાત તણે મુખ ઓચર્યા, બોલ્યા બાવન બોલ;
વશી વારતા ચારની, તરતજ કીધો તોલ.
અઘટીત હું બોલીઓ, સૌને વ્યાપ્યો ખાર;
કાઢી મૂકયો મૂજને, પ્રૌઢો કરી પ્રહાર.
ક્રોધ કરી હું નીસરચો, વિસર્યો સજનનો સાજ;
વણઝારો વાટે મળ્યો, સધર્યું સઘળું કાજ.

## ચોપાઈ.

તે સાથે ગાળ્યા ખટ માસ, હવે આવ્યો તમારી પાસ;
દુઃખીઓ દુર્બળ જાતું કહીં, બ્રહ્મ અક્ષર કંઇ જાણું નહીં.

જાણું નહીં વિવેક વિચાર, હવે જીવું તે તમ આધાર;
હવે અહીંથી જાવું નહીં, દયા આવે તો રાખો સહી.

દોહરો.

દિનતા એવી સાંભળી, ગુરુને થઈ દયાય;
રહે આ ઠામ ખુશી થઇ, જો હોય તુજ ઇચ્છાય.

ચોપાઈ.

દેવકૃષ્ણ ગુરુ કેરે દ્વાર, મૂરખચટ રહ્યો નિરધાર;
દિન દિન પેં જાણીતો થાય, ખેપ કરે અદકી ભણવાય.
એક અક્ષર ચડે નહીં મુખ, મહા જડ મૂરખ એ રૂખ;
એક માસની મેહેનત જેહ, એક દિવસે કરાવે તેહ.
ભણાવતાં થાક્યા સૌ બાળ, ક્યાંથી આવ્યો આવો કાળ;
બાઉ ખાઉ ને કરડુ કેહ, શુદ્ધ અક્ષર ભણે નહીં એહ.

દોહરો.

પેર પેર પંડયો કહે, મુખમાં ઘાલી મુખ;
રૂખને કંઈ નવ આવડે, ત્યારે થાયે દુઃખ.

ચોપાઈ.

મેહેતાજી વાણી એમ વદે, મૂરખચટ ધરજો તમે રૂદે;
માસ ચાર થયા નિરવાણ, અક્ષર એક ન શિખ્યો પાણ.
અમે જે કહીએ તેતો કરો, અતિશે ઉલટથકી આદરો;
બાળક અહીં ભણે છે ઘણા, પાટલા જે છે તે તણા.
લેખણ ખડીઆ તેના જેહ, સૌને સંભારી આપો તેહ;
કહેતા પેહેલું કરજો કામ, રૂખે હારો કંઇ કામે હામ.
મૂરખચટ કેહે છે મહારાજ, અતિ ઉત્તમ એ મારૂં કાજ;
આદર્યું કામ સારી રીતથી, કરે સેવા અતી પ્રીતથી.
કરે ભક્તિ ગુરુની ઘણી, તેથી બમણી ગોરાણી તણી;
વનો કરતો સૌનો બહુ, દયા લાવે એ ઉપર સહુ.

### છપ્પો.

વિનયથી ભાગે દુઃખ, સુખ વિનયથી પામે,
વિનય કરતાં ધન જડે, નડે નવ વેરી કો ધામે;
વિનય વશ સૌ લોક, શોક સમૂળો જાયે,
વિનય ટાળે અજ્ઞાન, વાન શોભીતું થાયે;
વિનય મોટો છે વિશ્વમાં, વિનય ધરમ મારગ ધસે;
સામળ કહે વિનયમાં, સુખ સંપત વાસો વસે.

### ચોપાઈ.

વિનયનાં કીધાં તેણે કામ, તેથી પડયું વિનેચટ નામ;
બોલાવે સૌ કહી તે બોલ, વધ્યો ઘણો તર્તીબે તોલ.
સિતળપૂર નગરનો રાય, સિતળસેન રૂડો મહિમાય;
કરે રાજ તે કોમળ હ્રદે, અસત્ય બોલ મુખે નવ વદે.
પાળે પ્રજા પુત્રની પેર, દુઃખિયા જનપર રાખે મેહેર;
સદાવ્રત ચાલે બહુ પેર, હરી કથા વંચાએ ઘેર.
ચરચા નિંદા દીઠી નવ ગમે, સત્યવાદીને ઝાઝું નમે;
આદરે વ્રત નિયમ બહુ તેહ, શાસ્ત્ર વિષે કહ્યાં છે જેહ.
નગરમાં દીસે પ્રૌઢ પ્રકાશ, જાણે શીવ તણો કૈલાસ;
દયાદાનમાં ઝાઝો શૂર, પુરૂં સૂરજ જેવું નૂર.
પ્રભાવતી પટરાણી સતિ, હતી સાધવી પોતે અતિ;
તેહ તણી પુત્રી અભિધામ, વિદ્યાવિલાસી જેનું નામ.
શરીર રૂપ તણો ભંડાર, કામની કનક તણો આકાર;
રંભા રતી સરીખડી સહી; અવનીમાં બીજી કોઇ નહીં.

### દોહરા.

ચોરાશી આસન ચોસઠ કળા, ચાદ વિદ્યા ગુણ જાણ;
બાળા વરસ છે બારમાં, બત્રી લક્ષણ પ્રમાણ.
મદીલા છે મૃગ લોચની, હીરા વાળા દંત;
પરવાળીઆ અધર છે, નયન વિશાળ અનંત.

તાણી કમાન કપોળમાં, ચોટલો નાગાકાર;
પોપટ કેરી નાસિકા, વદન ચંદ્ર પ્રકાર.
ગ્રીવા કપોત સરીખડી, કંઠ કોકીલા પ્રમાણ;
પાન સરીખડું પેટ છે, અમૃત સરખી વાણ.
કોમળ કર કામનીના, અંગુલી ફ્લી મગ જેહ;
નખ તેજ તારા ઓપતા, શોભતો નિર્મળ દેહ.
કટી લંક જાણે કેશરી, જંઘા કદલી બાળ;
પાદ પદ્મ સરીખડા, ગજના સરખી ચાલ.

## ઇંદ્રવિજય છંદ.

ફૂલકી માલ બની એક સુંદર, હાથમે ફૂલ લીયે જયું ખરીહે;
ફૂલકી સાડી ને ફૂલકી ચોલી, ફૂલમે બાસ સુબાસ ભરીહે;
નેન ભયે દો ફૂલ ગુલાબ કે, નાસીકા ફૂલકી કાચી કલીહે,
સામલ કહે એ ફૂલહી ફૂલસું, ફૂલમે આપ બિધાતા ધરીહે.

## ચોપાઈ.

પવિત્ર પુત્રી રૂડી પેર, ભણે દેવકૃષ્ણ કેરે ઘેર;
વળી રાજા કેરો જેહ પ્રધાન, કનકબુદ્ધ નામે અવિધાન.
ચંદ્રબુદ્ધ તેનો જે તન, ભણવા આવે એજ ભોવન;
મહા સુંદર ગુણવંતો એહ, રાખે વિલાસિની તેપર નેહ.
હિસાબ નામું ને ખત પત્ર, શિખ્યાં તે વિદ્યા સરવત્ર;
ગુણાકાર હડાકાર સહુ, વિકટ હિસાબ કરે છે બહુ.
કાવ્ય કોપ નૈષધને ન્યાય, છંદ પ્રબંધ કવિત ભાષાય;
ચોપાઇ દુહો છપ્પો જાણ, અર્થશાસ્ત્રનું પુરૂં જ્ઞાન.
સરખી વિદ્યા બેઉને વશી, તુલ્ય એકેમાં ન રહી કશી;
એક દિવસ બની એવી વાત, બંને એકલાં જાતો જાત.
ગુરુ બારણે બાળક ઘેર, વિલાસિનીએ પ્રધાન પુત્રને કહી પેર;
ચંદ્રબુદ્ધ સાંભળરે તુંય, વાત એક કહું છું હુંય.
ઘણા દિવસનો ધારૂં જોગ, મેળવીયો ઈશે સંજોગ;
આપણે હવે રાખવો સંગ્રોગ, નિશદિન પીડે છે વીયોગ.

રાત દિવસ તું મનમાં રમે, અવર પુરુષ દીઠો નવ ગમે;
માટે કહ્યું મારૂં કરો, લક્ષ વશા તમો મુજને વરો.
પિતાતણું માને નહીં મન, જો જઈ પુછું છું વચન;
કહે પ્રધાનને કેમ દીજીએ,એની હોય તો આપણ લીજીએ.
શા માટે ચાકરને વરો, નીચ બુદ્ધ કાં એવી ધરો;
ચંદ્રબુદ્ધ તો બોલ્યો એમ, સાચું જુઠું થાશે કેમ.
રાજસુતાને રાજા વરે, પુરવે થકી એવું અનુસરે;
ડાહ્યાં છો ઘણેરાં તમો, શિખામણ શી દઈએ અમો.
કરીએ લુણ તમારૂં હાર, તે માટે મુજને નહીં અધિકાર;
શે પ્રકારે તુજને વરૂં, વણ મોતેથી હું તો મરૂં.
બીજા કામતણા ઉપાય, એ વાતમાં તો હાણજ થાય;
પછી વસવાનો ક્યાં ઠામ, રખે બોલતાં ફરી એ કામ.

## દોહરો.

ત્યારે ચતુરા કહે ચંદ્રબુદ્ધને, કોણ થાય માત ને તાત;
અમે ચિંતવ્યું તે ખરૂં, માં બોલો બીજી વાત.

## ચોપાઇ.

તેનો બતાવું હું સંચ, કામ કરવાનો એક પ્રપંચ;
નહીં પૂછું માત પિતાને હુંય, નવ પૂછીશ તારાંને તુંય.
રાત્રીએ કરવો સંકેત, આવવું ધરીને ઝાઝું હેત;
કોઇને વાત જણાવો રખે, કહું છું તે કરજો તમે સુખે.
પુર્વ દિશા નગરથી બ્હાર, ચાર કોશ પૂરણ વિસ્તાર;
આદેશ્વરનું દેહરૂં છે જ્યાંય, આપણે બેઉને મળવું ત્યાંય.
પેહેલી રાતથી માંડીને જેહ, સારી રાત ચાલીશું તેહ;
અમે અશ્વે બેશી આવીશું, સંગે એક દાસી લાવીશું.
અતિશય ધન હું રાખીશ પાસ, તેથી રહો સદા ઉલ્લાસ;
ચિંતા માં કરશો લવલેશ, બેશવેશ રહીશું પરદેશ.
ગયા પુંઠે અહીં જાણે સહી, પછી તાતનું ચાલે નહીં;
માટે ભાગો દીલથી ખાંચ, નહીં આવવા દેઉં ઉની આંચ.

વનિતાનાં સુણી વચન, બોલ્યો પછી વજીરનો તન;
તમો કહી તે સાચી વાત,પણ વૃદ્ધ છે મુજ માત ને તાત.
બંધવ હોય જો બીજો સહી, તો મારે મન ચિંતા નહીં;
છળ કરતાં નવ લાગે વાર, તે પાપનો મારે શિર ભાર.
જાણે ગયો સુને તું સોત, મારે પિતાને વણ ખુટે મોત;
વળી રૂઠે એ વાતે શ્રી રામ, તે માટે નહીં મારૂં કામ.

## દોહરો.

વિદ્યાવિલાસિણ વળતું વદે, કેમ લોપે મારી વાણ;
ના કહેશો અમને તમો, તો ખોશો નિશ્ચે પ્રાણ.

## ચોપાઈ.

તાતને જઇ કહિશું અમો, સત્ય માનજો દિલમાં તમો;
મુને નિશાળમાં વળગ્યો આજ, મુખથી બોલ્યો ભુંડું કાજ.
મારી લાજ લીધી છે ઘણી, માટે એને નાખો હણી;
માહારૂં કહ્યું થાશે પ્રમાણ, તારી કોઇ નવ માને વાણ.

## દોહરા.

ડાહ્યો પ્રધાનનો દીકરો, મનમાં કર્યો વિચાર;
મારી નંખાવશે સેહેજમાં, વનિતાને શી વાર.
પ્રપંચ કરીને પ્રેમદા, છેતરૂં એને આજ;
હરખાવું હમણાં હા કહી, કળાથી કરવું કાજ.
પ્રધાન પુત્ર હશીને કહે, એ વાતમાં હુંય પ્રસંન;
જોયું પારખું પુરણ હવે, હરખીયું મુજ મંન.

## ચોપાઈ.

રાત સમે હું આવું ત્યાંહ,તમો મેળાપ રાખો છો જ્યાંહ;
આદેશરનું નિરમળ ધામ, તે કરશે બંનેનાં કામ.
મધ્ય રાત્રીને સમે આવીશું, પવનવેગી અશ્વ લાવીશું;
અણ બોલ્યા રહીશું અમો, રખે બોલાવો ત્યારે તમો.
જાણીએ સમસ્યા આપણ જેહ, પ્રાતઃકાળે બોલીશું તેહ;
અન્યો અન્યે કીધી પેર, નિશાળથી ગયાં બેઉ ઘેર.

રાત દિવસ તું મનમાં રમે, અવર પુરુષ દીઠો નવ ગમે;
માટે કહ્યું મારૂં કરો, લક્ષ વશા તમો મુજને વરો.
પિતાતણું માને નહીં મન, જો જઈ પુછું છું વચન;
કહે પ્રધાનને કેમ દીજીએ, એની હોય તો આપણ લીજીએ.
શા માટે ચાકરને વરો, નીચ બુદ્ધ કાં એવી ધરો;
ચંદ્રબુદ્ધ તો બોલ્યો એમ, સાચું જુઠું થાશે કેમ.
રાજસુતાને રાજા વરે, પુરવે થકી એવું અનુસરે;
ડાહ્યાં છો ઘણેરાં તમો, શિખામણ શી દઈએ અમો.
કરીએ લુણ તમારૂં હાર, તે માટે મુજને નહીં અધિકાર;
શે પ્રકારે તુજને વરૂં, વણ મોતેથી હું તો મરૂં.
બીજા કામતણા ઉપાય, એ વાતમાં તો હાણજ થાય;
પછી વસવાનો ક્યાં ઠામ, રખે બોલતાં ફરી એ કામ.

## દોહરો.

ત્યારે ચતુરા કહે ચંદ્રબુદ્ધને, કોણ થાય માત ને તાત;
અમે ચિંતવ્યું તે ખરૂં, માં બોલો બીજી વાત.

## ચોપાઇ.

તેનો બતાવું હું સંચ, કામ કરવાનો એક પ્રપંચ;
નહીં પૂછું માત પિતાને હુંય, નવ પૂછીશ તારાંને તુંય.
રાત્રીએ કરવો સંકેત, આવવું ધરીને ઝાઝું હેત;
કોઇને વાત જણાવો રખે, કહું છું તે કરજો તમે સુખે.
પુર્વ દિશા નગરથી બ્હાર, ચાર કોશ પૂરણ વિસ્તાર;
આદેશ્વરનું દેહરૂં છે જ્યાંય, આપણે બેઉને મળવું ત્યાંય.
પેહેલી રાતથી માંડીને જેહ, સારી રાત ચાલીશું તેહ;
અમે અશ્વે બેશી આવીશું, સંગે એક દાસી લાવીશું.
અતિશય ધન હું રાખીશ પાસ, તેથી રહો સદા ઉલ્લાસ;
ચિંતા માં કરશો લવલેશ, બેશવેશ રહીશું પરદેશ.
ગયા પુંઠે અહીં જાણે સહી, પછી તાતનું ચાલે નહીં;
માટે ભાગો દીલથી ખાંચ, નહીં આવવા દેઉં ઉની આંચ.

મૂરખ જન જાગે નહિ આય, કામ કેઈ પેર મારૂં થાય;
લજ્યા તો રાખે શ્રી રામ, એક પહોર ગઈ છે જામ.
એવે મૂરખચટ તે વાર, જોતાં ઝટ જાગ્યો નિરધાર;
ચટપટી ચાંચડની થઈ, માંકડ ઝાઝા વળગ્યા સહી.
સાવચેત ન થયો જ્યાહરે, પ્રધાન પુત્ર બોલ્યો ત્યાહરે;
અરે ભાઇ ઉઘાડો બાર, તુજ કારણ આવ્યો છું સાર.

## દોહરા.

મૂરખચટ ત્રાડી બોલીઓ, મીચી આંખે તે વાર;
જા રે વળી કેમ આવીયો, રાત સમે આ ઠાર.
મર્ણ માથે લાવીયો, જે આવીયો આણે ઠામ;
તારૂં તેવું છે નહીં, જા કો ગ્રહસ્થને ધામ.
રામજી રૂઠયા તુજને, હાંસલ જડશે એહ;
ભોગળ પ્રહારે હણું, તેમાં નહિ સંદેહ.
ગુરુ ગોરાણી માહરાં, ભર નિદ્રા મોજાર;
એવું કહીને કર વિષે, ભોગળ લીધી સાર.

## ચોપાઈ.

કેમ ઉભો રહ્યો છે અહીં, કુંવર પછીથી બોલ્યો તહીં;
હું વિચાર કરૂં આ ઠાર, એને શી મારંતાં વાર.
ચંદ્રચુડ કહે સાંભળજો તમો, પ્રધાન પુત્ર જાતે છું અમો;
કરવા આવ્યો છું તારૂં કામ, ધીરે રહી ઉઘાડો ધામ.
વાણી એવી સુણી જ્યાહરે, તતક્ષણ દ્વાર ખોલ્યું ત્યાહરે;
ઘરમાં તેડી પડીઓ પાય, હું બોલ્યો તે કરો ક્ષમાય.
અમો વસું તમારે ગામ, ફરમાવો તે કરૂં હું કામ;
આજ્ઞા તમારી લોપું નહીં, કોહો તે મારે કરવું સહી.

## દોહરો.

વધામણીની વાત છે, તારે કેમ કાપું જોર;
અસત્ય રખે તું માનતો, કહું સાચો અંકોર.

## ચોપાઈ.

વિદ્યાવિલાસિની વિનતા જેહ, આજ તુંને પરણાવું તેહ;
કહું તે પેરે તમો કરો, ડરો રખે હિંમત દિલ ધરો.
નિશાળ વિષે આજને દન, મુજ ઉપર કીધું એણે મન;
કામ મુજથી એ નવ થાય, તમને નથી એમાં ચિંતાય.
ધરો વસ્ત્ર મારા શણગાર, વળી લેજો મારો તોખાર;
સાથે લેજો મુજ કટાર, જવાનો કહું છું પ્રકાર.
નગર બાર છે એક જોજન, દેહેરૂં આદેશર કેરૂં પાવન;
સંકેત અમે ત્યાં રાખ્યો વીર, સુખે વરો ધરો મન ધીર.
વરશે વિલાસિની સરખી નાર, તારા પુણ્ય તણો નહિ પાર;
મૂરખો કહે નહિ મારી જોગ, માહારો કયેમ કરશે સંજોગ.
ચતુર જાણી તમોને વરે, મૂર્ખ જાણી મને પરહરે;
તમો આદરો એવો અર્થ, તેને મન તો એ સૌ વ્યર્થ.
ચંદ્રચુડ કહે કહું છું સાચ, નવ આવે તને ઊની આંચ;
અણ બોલ્યા રેહેજો તમે, સંકેત એવો કીધો અમે.
પરણ્યા પુંઠે પંથ પળાય, આગળ જતાં જ્યાં વ્હાણું વાય;
પછે મુખેથી સુખે બોલજો, દીલ તણો પડદો ખોલજો.
દેવ સાખે વરશે સુંદરી, જાશે કયાં પછી પરહરી?
વિનેચટ કહે કરીશ એ કામ, સુખે જાવ તમારે ધામ.
વસ્ત્ર શણગાર અશ્વ ત્યાં દીધ, ચંદ્રચુડ ચાલ્યો પછી સીધ;
વિનેચટ પછી શું આદરે, જગાડવા ગુરુને સાદજ કરે.
ગુરુને નિદ્રા આવી ઘણી, તોય સુણી વાણી તે તણી;
ઝબકીને જાગ્યો તે બ્રહ્મ, મૂરખ આ. શું કીધું કર્મ.
મન કશો સૂજ્યો નહી મર્મ, ગ્રહસ્થાશ્રમનો જાણે નવ ધર્મ;
કાચી નિદ્રાએ જગાડે કોય, ગામ ભાંગ્યાનું પાપજ હોય.
અલ્યા હતું એવું શું કાર, મુજને જગાડયો આ વાર;
તને વર્ષ થયાં છે વીશ, રૂઠયા તુંને તો જગદીશ.
મેહેતાજી રીસે બોલ્યા સહી, આવો નિશાળીઓ દીઠો નહીં;
દશ વીશ એવા બેસે મળી, કરે આપણી સેવા ભલી.

નારી કહે સાંભળીએ નાથ, મૂરખને સમજો અનાથ;
જુઓ મને કેવો હરખાય, જાણે પરણવા કન્યા જાય.
હસ્યો વિનેચટ વાતજ વશી, ચરણે લાગ્યો ગુરુને ધશી;
આશીશ દોને ગુરુજી તમે, દેશ જઈએ પછીથી અમે.
હમણાં ગઈ છે ઝાઝી રાત, મળ્યો મને ઘરનો સંગાથ;
અધ્યારૂ કેહે કહું છું હુંય, તેતો સાંભગ પૂરૂં તુંય.
મુજ મંદીર રહ્યો ખટમાસ, નવ લાગ્યો વિદ્યાનો પાસ;
એહ દુઃખ લાગે છે બહુ, અહીં આવે તે શીખે સહુ.
પક્ષ એક જો પાટી ધરે, મહા મૂર્ખ પાછો નવ ફરે;
ભણું વર્ષનો હું તો થયો, અભણ તુજ વિના કોઈ નવ ગયો.
સર્યું નહી તારૂં કંઇ કાજ, એમાં જાય છે મારી લાજ;
આથી રૂડું મોતજ સાર, અપવાદે જીવવું ધિક્કાર.
ઘડી ચાર રહો મુજ ધામ, કંઇ તમારૂં થાએ જો કામ;
ગોખ સ્થાનક છે સરસ્વતિ તણું, જેતું કર્યું આરાધન ઘણું.
પછી તે શે લાગે મુજકાજ, જાયે જ્યારે મારી લાજ;
કો દિન મેં બોલાવી નથી, તુજ માટે સાધું સરસ્વતિ.
એવું કહી ગોખ આગળ ગયો, કરી સ્નાન પોતે શુદ્ધ થયો;
ધોયેલું વસ્ત્ર પેહેર્યું અનુપ, નાના વિધ પૂજાને ધૂપ.
દીપક જોત ઘૃતજ તણી, ભક્તિ ભાવના આણી ઘણી;
આસન માંડયું રાખી દૃઢ ચિત્ત, પૂજે પૂરણ આણી પ્રીત.
પુંઠ પછવાડી વિનેચટ જેહ, ઊભો રાખ્યો કર જોડી એહ;
પછી પ્રક્ષાલ તે વિપ્રે કર્યો, સામાન સૌ તે આગળ ધર્યો.
કેશર ચંદન કુંકુમ હાર, ચોડયા અક્ષત પ્રીતે સાર;
ચુવા અત્તરને અબીલ ગુલાલ, સીન્દુર ટપકું કીધું ભાલ.
અગરબત્તીનો કર્યો છે ધૂપ; કીધાં આરતી નૈવેદ અનુપ;
શોભતા ધરાવ્યા શણગાર, ગીત નૃત્ય સ્તવન અપાર.
દંડવત કીધા એકસો આઠ, ઝાઝા કીધા ચંડી પાઠ;
અષ્ટોતરી માળા ફેરવે, સ્તુતી મુખે માજીની સ્તવે.

## દોહરા.

સ્હાયરથી તું ઊપની, નવે ખંડમાં નામ;
સેવે તને શારદા, તેનાં સિદ્ધ થાયે કામ.
બ્રહ્મ તનયા હંસવાહિની, કુમારિકા સાક્ષાત;
વીણા પુસ્તક ધારિણી, વાયક વરદાયની માત.
નારાયણી નિરંજન તમો, નિરમળ તારૂં નામ;
બાવનમાં વ્યાપી રહી, રસના એ તુજ ઠામ.
ચાર ચૌદ બત્રીશમાં, ચોસઠ પુર પ્રમાણ;
જે જન પાસે તું નહીં, તે નર વાનર જાણ.
જેમ વાયુને વશ તરણ છે, દશે દિશામાં જાય;
શારદા વશ સંસાર છે, વશ એથી સૌ થાય.
વેદ પુરાણને શાસ્ત્ર જે, છંદ કવિત દોહરાય;
પ્રબંધ ભાષા છપ્પા તણા, અર્થ યથારથ થાય.
રાગ ચાલ ચોપાઇ સહુ, સર્વે તુજથી હોય;
મુખમાંથી જે નીસરે, તુજ વિના નવ કોય.
વેદ ભેદ ગુણ ચાતુરી, ડાહાપણ ગુણ નિધાન;
બુદ્ધિ વંતા સઉ બને, પ્રસન્ન તમો પ્રમાણ.
ત્રુઠી તું દેવીદાસને, બીજા કવિ જન ક્રોડ;
તું રૂઠી છું જેહને, તેને મોટી ખોડ.
ગુંગા મુંગાને બોબડા, મૂર્ખ અને અજાણ;
તે જન એવા જાણવા, જનની પેટ પાષાણ.
વર્ણન કરૂં શું તાહરૂં, ગુણ તુજ અપરમપાર;
સમુદ્રમાંથી પક્ષી હરે, એક ચંચનો હાર.

## ચોપાઈ.

એવી સ્તુતિ વિપ્રજ કરે, તુહી તુહી મુખે ઓચરે;
ત્રણ ઘડી ત્યાં પુરણ થઇ, તોયે સરસ્વતી બોલ્યાં નહીં.
બ્રાહ્મણ તવ કરે બહુ રીશ, છેદવા લાગ્યો પોતાનું શીશ;
ઘણા દિવસ મેં સેવી તુને, ફળ તેં કંઇ નવ આપ્યું મુને.
જોયું તારૂં બદે આ ઠામ, બ્રહ્મહત્યા આપું નિરવાણ;
બીહે એથી જગદાધાર, તુજથી કેમ સહેવાશે ભાર.

લાગ્યો કાપવા શિર જાહરે, પ્રસન થયાં સરસ્વતિ તાહરે;
માગ માગ મનમાં શું ધરે, વણુ ખૂટે શાને તું મરે.
મહા પુજા કીધી તેં આજ, આરાધી મુજને શે કાજ;
વર માગે મુખથી જે તુંય, પ્રસન્ન થઈને આપું હુંય.

## દોહરા.

દેવકૃષ્ણ મુખથી વદે, આપો એક વચંન;
કૃપા કરી મુજ ઊપરે, થા બાળને પ્રસંન.
સેવા મુજ અદકી કરી, કહ્યું મૂખથી જેમ;
છ માસ થયા અહીં, પણ રહ્યો એમનો એમ.

## ચોપાઇ.

નવ શીખે શે એને દમો, સત્ય કહું સાંભળજો તમો;
નહિ આવડે એને એક બોલ, કહું છું તેનો કરજો તોલ.
એને જન્મ થયા છે પાંચ, મુજને દીધી ઝાઝી આંચ;
પેહેલે અવતારે દામોદર સાર, દેવદત્ત કેરો કુમાર.
ગુરુ ઘેર મૂકયો જાહરે, દુરમતી કરી તાહરે;
બાળકને દેતો બહુ દુઃખ, ગુરુનિંદા ઉચરતો મુખ.
સૌને દેતો એવી શીખ, ધણું ભણે તે માગે ભીખ;
ભણે ગણેથી તો શું હોય, કર્મ કરે તે ન કરે કોય.
દેતો ગાળ મુજને બહુ મર્મ, કરતો મુજ નિંદાનાં કર્મ;
મરણ પામ્યો એમ કરતાં નેટ, પછિ અવતર્યો ચારણને પેટ.
બદલાજી નામે બારોટ, સદલાજી સુત કાહાવે ઠોઠ;
માત તાતને દેતો દુઃખ, ન ગમે તેનું કોઇને મુખ.
કવિત છંદ ભાષાને ભેદ, નિંદે શાસ્ત્ર વાણીને વેદ;
બ્રહ્મજ્ઞાન થતું હોય જ્યાંય, ભુંડું ભાખે પોતે ત્યાંય.
એમ કરતાં ત્યાંથી તે મુઓ, ત્રીજો જન્મ કણબી ઘેર હુઓ;
લેખ પત્ર દેખે એ જ્યાંહ, લઘુ કરે તે ઉપર ત્યાંહ.
મારે ઠોકર પગની ઠેશ, દોષ ગણે મનમાં નવ લેશ;
એથી દુઃખ બીજું તે કયું, કોહો કેઇ પેરે જાયે સહ્યું.

વળતી ત્યાંથી છુટયો અવતાર, ચોથે થયો ક્ષત્રી કુમાર;
તાંહાં એણે આદરીયું જેહ, કહું વિસ્તારી તુજને તેહ.
ખત પત્રને ખોટાં કરે, અસત્ય અન્યા બહુ આદરે;
લખ્યું ભાખ્યું લાવે કોય, દીઠું નવ ગમે મારૂં મ્હોય.
લેઇ લેખ જઈ જળમાં ધરે, પંડિતની નિંદા બહુ કરે;
ખરી વાણીને ખોટી અનુભવે, ખોટી તે સાચી જોગવે.
મિથ્યા મુજને ચડાવે આળ, દેતો મુંજને ઝાઝી ગાળ;
માટે મૂકો મારો ખ્યાલ, વિરોધ હોય ત્યાં શાનું વ્હાલ.
તે દિનથી હું અળગી રહી, પાંચમે અવતારે આવ્યો સહી;
શીખવદંત જે એનો તાત, વિમળદંત એ મૂરખ જાત.
કર્યાં કર્મનો પામ્યો દોષ, કેમ રિપુ મૂકે નિજ રોષ;
જેથી આપદા પામે જેહ, તે પર કેમ રાખે તે નેહ.

### દોહરા.

તે માટે એના થકી, અળગી રહી છું જાણ;
કોટી ઉપાયે નહિ વસું, રસનાએ નિરવાણ.
બીહીતી વસું હું એ થકી, દૂર ડગલાં કોડ;
વિશ્વ આખું શોધતાં, મળે ન એની જોડ.

### ચોપાઇ.

તે માટે એને અળગો કરો, બીજું મન ગમતું ઓચરો;
પંડગો કેહે પુરો જો વાસ; તોતો મુજને થાય ઉલાસ.
ઇચ્છા મુજ મન એ તો ખરી, માગું માતા હું કરગરી;
નિરાશ કરશો મને ના કહી, તો તો મારે મરવું સહી.
સરસ્વતિ કહે કરણી કિરતાર, એ નથી એના કર્મ મોઝાર;
માત તમે મળ્યાં જાહરે, રૂડું કર્મ થયું તાહરે.
ઝાઝી વાર લગાડો શુંય, પ્રસન થશો તો છેનું હુંય;
દર્શન આપ્યું તમે પ્રત્યક્ષ, એનાં કામ સર્યાં તવ લક્ષ.

### દોહરા.

ત્યારે વિચારે શારદા, હું સારૂં એનો અર્થ;
કામ કર્યેથી છુટકો, વચન કેમ જાગે વ્યર્થ.

સાચો ગુરુ તું તો સહી, તુજ જેવા નવ હોય;
થયો નહીં થાશે નહીં, જુગમાં બીજો કોય.

**ચોપાઇ.**

મરવા માટે તું આદરૂં, નિશ્ચે કામ એનું હું કરૂં;
સો જન્મ એના વહી જાય, તુજ વણ તો કારજ નવ થાય.
પછી સરસ્વતિ થયાં પ્રસંન, હંસવાહિનિ વદ્યાં વચન;
વિનેચટને કરાવ્યું સ્નાન, પછી ધરાવ્યું વસ્ત્ર નિદાન.
મુખથી જિવ્હા કાહાડી આહાર, લખ્યા લેખ સાડાત્રણ સાર;
તંબોળ મુખથી પોતે દીધ, બોલ્યાં વચન થાશે તુજ સીધ.
શીર હાથ મૂકી કહે માય, તું બોલે તે અવિચળ થાય;
વિનેચટે ત્યાં કર્યો પ્રણામ, સઘળાં સુધર્યાં મારાં કામ.
દેવકૃષ્ણ કહે સાંભળ માય, બોલ્યું ચાલ્યું કરો ક્ષમાય;
થયાં માત પછિ અંતરધ્યાન, વિનેચટ બોલ્યો મુખ વાણ.
હવે ગુરુ મુજને શું કહો, જાઓ ભાઇ સુખીઆ તમો રહો;
સ્વામી સેવા મુજથી નવ થઈ, કષ્ટ કીધાં મુજ માટે સહી.
પરમારથ કાજ કરે કો નહીં, થયો વેચાણ તમારો સહી;
કામ પડે મારૂં જાહરે, દાસ હાજર હું છું તાહરે.
એવું કહીને લાગ્યો પાય, થયો વિદાય માગી આગ્નાય;
જશ વાધજો તારો ઘણો, થજો અધિપતિ અવનિતણો.
ગુરુ આશિષ એવી ઉચરે, માન પામજો પૃથ્વી પરે;
આશિષ એવી ગુરુએ દીધ, વિનેચટ ત્યાંથી ચાલ્યો સીધ.
આવ્યો હેઠે જ્યાં નિશાળ, કરવા માંડી જાવા ચાલ;
શણગાર વસ્ત્ર સજ્યાં બહુ દેહ, પ્રધાન પુત્રે આપ્યાં જેહ.
ગતી એહની તો સઉ કહી, વિલાસિનીની શી ગત થઈ;
નિદ્રાવશ દાસી સઉ હોય, એનો મર્મ ન જાણે કોય.
ધાવ દાસી લીધી સાથ, અનંગળ દ્રવ્ય રાખ્યું હાથ;
નગદી હીરાને ઝવેર, ખાતાં ખુટે નહીં તે પેર.
કેહેડે બાંધી લીધી કટાર, અશ્વની ઉપર થઇ અસવાર;
બેઠી ઘોડે જાવા ચડી, ચાલી સઉકોને છેતરી.

રાત સમે કોઇ પૂછે નહીં, સઉ સઉના ઘરમાં ઊંઘે સહી;
ન રહે દરવાજે દરવાન, રામ રાજ્ય સરીખું છે જાણ.
સવા પોહોર જ્યાં રાત્રી ગઈ, વિલાસિની ત્યાં આવી સહી;
આદેશર સ્થાનક પાવન, વાટ જુવે રાખી એક મન,
પ્રધાન પુત્રનું ધ્યાનજ ધરે, વાર થઈ ચિંતા ચિત કરે;
પ્રધાન પુત્રનો ધર્યો શણગાર, સત્વર પોતે થયો તૈયાર.

દોહરા.

તે સમે વિનેચટ સજ થયો, ગુરુ મંદિરથી જેહ;
અશ્વે બેસી નીસર્યો, ચાલ્યો આપે તેહ.
નારી આગળ જઇ રહ્યો, આદેશરને દ્વાર;
તે સમે મધ્ય પૂરણ થઈ, અંધારૂં થયું અપાર.
વિલાસિની કહે સારૂં થયું, સાચા જાણ્યા સાર;
ત્યારે વિનેચટ બોલ્યો નહીં, વિનતાશું લગાર.

ચોપાઇ.

મૂજને એણે કહ્યું છે જેમ, બોલે તે બોલાવ્યો કેમ;
દેવ સાક્ષી કર્યા તતકાળ, આરોપી તેને વરમાળ.
પછી અબળા તે બોલી આપ, આ વીણ બીજા ભાઇને બાપ;
વિલાસિની વિનેચટને વરી, એક વાર બોલો શ્રી હરી.
આદેશરને કર્યા જુહાર, ત્યાંથી ચાલ્યાં ત્રણે સાર;
આગળ વિનેચટ પુંઠે નાર, પછી ધાવ ચઢી તોખાર.
વેગે અશ્વો ચાલ્યા સહી, ચાર જોજન તો આવ્યા તહીં;
સોળ કોશ તો જાતાં થાય, ઉગ્યો રવિ ને વાણું વાય.

દોહરા.

વિનતા વાણી ઊચરી, ભોર ભયો મહારાજ;
તુજ મુખ જોવા કારણે, ઇચ્છા ધરૂં મન આજ.
પતિને પ્રભૂ જાણવા, સંસાર તણો સૈ સાર;
એ સરખું દૈવત નથી, દર્શન આપો ભરતાર.
હમ ચાહન તમ મિલનકું, પલ એક વર્ષ કે ઠોર;
હમતો એસો ઇચ્છતી, જયઉં ચંદ્ર ઓર ચકોર.

મૃગ ચાહત રાગકું, ધનકું ચાહત મોર;
કંથ રેણી લેઇ પંથમે, અબતો ભયો હે ભોર.
વિનેચટ એમ બોલે નહીં, તવ સનમુખ આવી નાર;
વિનેચટ મુખ દેખતાં, પડી પેટમાં ફ્રાળ.
અબળા અવની પર ઢળી, ન રહી શુદ્ધ કે સાન;
હૈયે ડૂમો જામીયો, કંઠે આવ્યા પ્રાણ.
આંખ ઊંચી ચઢી ગઇ, અંગે આવ્યું સીત;
મુજે કાંઇ સૂઝે નહીં, ભમવા લાગ્યું ચીત.
જીભ થઈ છે તોતળી, મુખે નવ બોલાય;
દુઃખ સમુદ્રમાં પડી, વિનતા વ્યાકુળ થાય.

## ચોપાઇ.

તુરંગથી ધાવ તતક્ષણ ઉતરી, કુંવરીનું મસ્તક ખોળે ધરી;
બોલે મુખમાં ઘાલી મુખ, અરે બાઇ થયું શું દુઃખ.
યાંહાં લગી આવ્યાં રળીઆત, મુખ જોતાં શો થયો ઉતપાત;
જો આદરવું આવું સાર, તો એવો કેમ કર્યો પ્રકાર.
શોધ કરાવશે પુંઠે તાત, વણસશે કાજ આવીશું હાથ;
વેગે અહીંથી જેમ જવાય, તેવો કાંઇ કરો ઉપાય.
ત્રણ ઘડી એમ કરતાં થઈ, ત્યારે વિલાસિની ત્યાં સજ થઈ;
ઉઘડયાં નેત્રને આવી ગતિ, વળતી ધાવ એને પૂછતી.
એકાએક આમ કેમ થયું, તે તો મુજને જોઇએ કહ્યું;
ત્યારે વિલાસિની એમ ઓચરી, પ્રધાન પુત્રે મને છેતરી.
કરમે ભાગ્યો મૂરખ એહ, ઉપન્યું દુઃખ શું કહું તેહ;
હંસ જાણી હું લેવા ગઈ, કાગ કર્મમાં આવ્યો સહી.
પોપટ હતો તે ઊડી ગયો, બગલો મારે હાથે રહ્યો;
ઉજળું દૂધ જાણી ગઇ પાસ, કર્મે નીકળિ ખાટી છાસ.
અમૃત જાણી કીધી પેર, નિપન્યું તે હળાહળ ઝેર;
પ્રધાનપુત્ર ચતુર રહી ગયો, મૂરખ મુજ માથે ભાગીઓ.
તે માટે તજું છું પ્રાણ, વળતી ધાવ વદે મુખ વાણ;
હવે દુઃખ ધરવું નવ ઘટે, કર્મના લેખ તે કેમ કરિ મટે.

સકળ ગુણ છે એમાં સહી, મૂરખપણું હું દેખું નહીં;
ચપળ નયન એને મુખ તેજ, લક્ષણવંત દીસે છે એજ.
તું કહે તે હું માનું નહીં, પુરો ઓળખું એને સહી;
કાષ્ઠ પુતળી હોયે જેહ, રત્ન આભુષણે શોભે દેહ.
પ્રધાન પુત્રનો ધર્યો શણગાર, માટે દીસે રાજકુમાર;
તે માટે એ ઓપે ઘણું, સર્વ વૃત્તાંત જાણું એતણું.
જ્યારથી આવ્યો એ અહીં, મૂરખો ત્યારથી જાણું સહી;
મહા મૂર્ખ વડો ગમાર, બુદ્ધિ નવ દીસે લગાર.
નિશાળીઆની સેવા કરે, ગોર ગોરાણીની આદરે;
વિદ્યાવાન કહે તું આજ, તેમ તેમ મુજને આવે દાઝ.
ધાવ કહે એ કારણ સત્ય, કર્મ જોગે થઈ એ ગત્ય;
કણીકમાં પાણી પડીયું જેમ, જળમાં લુણ જઈ ભળીયું તેમ.
વસ્ત્ર ઉપર તો જેવી ભાત, બાઈ એવી જાણો વાત;
ઇશ્વરને જો કરવું કામ, તો આવી વસ્યો એ ગામ.

દોહરો.

વિશ્વાસિની વાણી વદે, કહી તમે તે સાચી વાત;
પ્રતિજ્ઞા મારે એટલી, નહીં એ મારી સાથ.
નહિ મુખ જોવું એહનું, સહું નહિ એની વાણ;
દૈવે દંડી મૂજને, થઈ હસવામાં હાણ.

ચોપાઇ.

એવું કહીને થઇ અસ્વાર, આગળ તે ચાલી નિરધાર;
ધાવે વચ્ચે ઘોડો રાખીઓ, વિનેચટનો પુંઠે ચાલીયો.
વિનેચટ વિચારે આપ, પાછળ ચાલ્યામાં નહિ બાધ;
હવણાં કહ્યું માને નહિ એહ, મારી વાત જાણે શું તેહ.
કો સમે જ્યારે પડશે કામ, ત્યારે કરશે સાત સલામ;
ખરૂં જોતાં વાંકજ નથી, દીઠું તે જાણે સરવથી.
મારે મન એ પ્રતિજ્ઞાય, એ સાથે બોલ્યાની નાય;
હું પરણ્યો છું એ નાર, મુજને એ પરણી નિરધાર.
પરો થાઉં એનાથી કેમ, કરવું મારે એ કહે તેમ;
એવા જુગતે ચાલે પરવરે, મજલસર તે જઇને ઠરે,

એમ કરતાં ગયો એક માસ, આવ્યું પુર પૂરણ પ્રકાશ;
અંગદેશને પેટજ ગામ, હેમપુરી હેમરથ રાય નામ.
હેમ પ્રિયા રાણી છે નેટ, પુત્રી લીલાવતી તેને પેટ;
ઘણી ચતુરને બહુ ગુણ રૂપ, ઈંદ્ર અપસરા તેજ અનુપ.
જાણે મોહની નાગ કન્યાય, વર્ણન તેનું કેમજ થાય;
ભામનિ ભરપુર છે અભિમાન, તરૂણી ગણે સૌ તારા સમાન.
પરણ્યાની પિતાને કહે છે નાય, મન માનશે ત્યારે કહીશું હાય;
પંદર હજાર તે રાજકુમાર, એ અર્થે ફરે બારોબાર.
ચંદ્ર સરીખું મુખનું તેજ, મૂઢ બને જોતામાં સેહેજ;
લક્ષણવંતીના બોલે બોલ, સો દાસીશું કરે કલ્લોલ.
હેમપુરીની શોભા ઘણી, જાણે શેષ તણો શિરમણી;
ચૌટાં ચોસઠ છે વિવેક, ભવ્ય ભોવન દીસે અનેક.
નગર વસ્તી છે જોજન ચાર, અઢારે વર્ણ વસે છે સાર;
રાજાની છે નિરમળ મતી, પ્રજાને દુઃખ દેવું નહિ રતી.
ગરીબ તણી કરે સંભાળ, ગૌ બ્રાહ્મણ કાહાવે પ્રતિપાળ;
મોટાઈ મનમાં નવ કશી, ભક્તિ ભાવ રૂદે રહી વશી.
વાડી કુંજમાં બહુ ઠાઠ, ચીત્ર વિચીત્રની તેમાં ભાત;
કેવડો કેતકિને કંથાર, મોગરો માલતી બહુ સાર.
ચંપો ચંબેલી ડમરો જેહ, જુઇ જાઇ ગુલાબજ તેહ;
દાડમડી અંજીર આંબાસાખ, માંડવડે લચી રહી દ્રાક્ષ.
બીજાં ફળ છે બહુ ભાતનાં, સુગંધીદાર ઉત્તમ જાતનાં;
લોક કરે છે ત્યાં કલોલ, એવી વાડી જોતાં સોળ.
વિદ્યાવિલાસિની વિનેચટ ધાવ, કર્યો નગ્રમાં વસવા ભાવ;
ધાવ કહે વિલાસિની નાર, જોઇએ ચતુરાઇ આણે ઠાર.
કહે ધાવ વિનેચટને તહીં, જુઓ ભુવન રહેવાનું અહીં;
વિનેચટ કહે બેસો તમો, ભુવન જોઇને આવું અમો.
એમ કહી આવ્યો નગ્ર મોઝાર, ભુવન ભવ્ય દીઠું ત્યાં સાર;
ચાર માળનો છે અવાસ, વેગે આવ્યો ધાવની પાસ.
ઘર જોઈ આવ્યા છું અમો, માટે વેગે ચાલો તમો;
ધાવ સહ, વિલાસિની નાર, આવી તે ભુવનને દ્વાર.

મોટું મંદીર દીઠું સાર, તેને જોઈને કરે વિચાર;
આ તો મુજને પડે સંદેહ, તું કહે છે જે મૂરખ એહ.
ત્રીજે માળ વિલાસિની જાણ, વચલે માળે ધાવ પ્રમાણ;
નિચે વિનેચટ કેરો ઠામ, ધાવ કરે છે એઉનાં કામ.
ખાન પાનનું સઘળું સુખ, નહીં સંજોગ કે જોવું મુખ;
પેરે પેર ધાવ પ્રીછવે સહી, વિદ્યાવિલાસિની માને નહીં.
કાળ ખેપના દિન નિરગમે, વિનેચટ શોક ધરે નહીં કયમે;
દિન ઉગતે કરે ઉપાય, પેહેરી પોશાક ને ચૌટે જાય.
ભલા લોકનો કરે છે સંગ, કહે વાત સૌને મન રંગ;
ન્યાય ચુકવે ભલેરી ભાત, બન્નેને રાખે રળીઆત.
જ્યાં કોઈથી નવ ચૂકે રાડ, ક્ષણ માત્રમાં ભાગે વઢવાડ;
મોહની દેખી મોહ ઉપજે જેમ, વિનેચટ ઉપર રહે સૌ તેમ.
ચેહેન પડે દેખે જ્યાહરે, દુઃખ થાય નવ દેખે ત્યાહરે;
વાધ્યો જશ જાણીતો થયો, ઘરનો મર્મ કોઇએ નવ લહ્યો.
ધાવ બંનેની સેવા કરે, કરી પાક તે આગળ ધરે;
હેઠળ રસોઇ વિનેચટ જમે, ઉપર વિલાસિની દિન નિરગમે.
એક સમે જોડી બે હાથ, બોલી ધાવ વિલાસિની સાથ;
શું કહું તમને ઝાઝું એહ, કાં ખાઈ દુઃખ વેઠો છો દેહ.
દેવ સમક્ષ એને તો વર્યા, હવે કરો શે એને પરો;
ઈશે આપ્યો તે તો ખરો, તે સાથે તમે પ્રીતજ કરો.
હવે અવર નર મન નવ વરો, એને તો હવે નવ પરહરો;
રાત દિવસ શાને તમે ઝુરો, નવ કરી કહાડો એને બુરો.
મૂરખ તારે મનથી ઠર્યો, બાહાર સઘળાંએ સુઘડ કર્યો;
ચૌટે જાએ ચતુર સુજાણ, સકળ લોક તો કરે વખાણ.
એ મુજને નવ કહે લગાર, સાંભળી વાત અમોએ બહાર;
એહતો મૂકે છે ભરતાર, તારા કુળનો નહિ વેહેવાર.
ત્યારે વિલાસિની બોલી વાણ, હમણાં તુજને આપીશ પ્રાણ;
વાક્ય હવે કહેશો નહીં મુખે, રેહેવા દોની મુજને સુખે.
પૂછું ત્યારે કેહેજો કામ, નથી લેતી હું એનું નામ;
ત્યારે ધાવ બોલી છે મુખે, જેમ ગમે તેમ કરજો સુખે.

એવું કહી હેઠે ઊતરી, શાક પાક સામગ્રી કરી;
વિનેચટે કર્યુ ભોજન, વિનતા વિશે ના વદે વચન.
પ્રેમ ધરી ચાવે છે પાન, હૃદયથી રહે છે સાવધાન;
કામ દહન વિનેચટ કરે, વિનતા પણ તેવું આદરે.

## દોહરા.

સાત સંવત્સર વહી ગયા, હેમ પુરીની માંહ્ય;
નવી વાત એક ઊપની, રાજ સભા છે જયાંહ્ય.
તે સમે હેમરથ એમ વદે, પ્રધાન પ્રત્યે વાણ;
મુજ મન ઇચ્છા ઊપની, ખોદાવો નવાણ.
કરો સોઇ તળાવની, ખોદાવો નગ્ર મોઝાર;
એ મારગ ધન ખરચવું, ધન છે અપરમપાર.
વિશુદ્ધ મંત્રી એમ ઓચર્યો, અતિ ઉત્તમ એ કાજ;
જે તમ મન ઇચ્છા થઈ, કરવું એ નિશ્ચે આજ.
જોશી જુગતે તેડીઆ, મુર્ત લાખેણાં લીધ;
તે દિવસે જોગ મળ્યો, કામ કર્યું છે સીધ.
સલાટ બોલાવ્યા સાતસેં, હતા કારીગર પૂર;
તે પ્રધાને મેળવ્યા, વેગે રાય હજૂર.
રાજા કહે એ આદરો, ઉત્તમ કરો એ કામ;
દેખી મન રાજી રહે, જુગમાં ચાલે નામ.
કરજો પાગ પત્થરીયા, ખોદો મંડલાકાર;
મસાલો મન ગમતો માંગજો, ઘટે જયાં જેવો સાર.

## ચોપાઇ.

રાય વચન ચઢાવ્યું શીશ, બોલાવ્યા ઓડ દસોદીશ;
ઓડ સાતસેં એકે સાથ, કરે કામ તે હાથો હાથ.
સેવક હેમરથ રાયતણા, ઉપર તાકીદ કરે છે ઘણા;
ધમ ધોકાર કામ ચાલ્યું જાય, એટલે આઠ દિવસ ત્યાં થાય.
નવમે દિવસે નિપન્યું કામ, અટકી વાત રહી તે ઠામ;
પ્રભાત પહોર થયો જેટલે. ખોદવા માડયું છે તેટલે.

### દોહરા.

એક માથોડું ખોદતાં, અચરજ દીઠો ઘાટ;
ભૂમીમાંથી નીસર્યો, તાંબાનો ચોપાટ.
અઢાર ગજ લાંબો સહી, નવ ગજ પોહોળો જાણ;
ઉપર લેખ લખ્યા તહીં, પ્રાચીન તણું પ્રમાણ.
કામ અટક્યું ત્યાં થકી, જણવ્યું જ્યાંછે રાય;
પુરપતિ કહે પ્રધાનને, એ તે શું કહેવાય.
રાયે પ્રધાન મોકલ્યો, વાંચી લાવો એહ;
ઘટે તેવું પછી કીજીએ, એમાં નહીં સંદેહ.
પ્રધાન ત્યાંથી પરવર્યો, આવ્યો જ્યાં તળાવ;
મથ્યો મંત્રી ત્રણ ઘડી, પણ પામ્યો નહિ દાવ.
વંચાય નહીં તે કો થકી, અક્ષર કાના માત્ર;
પામ્યો ક્ષોભના મન વિષે, શીતળ થયું છે ગાત્ર.
મહીપતિને કહાવ્યું મંત્રીએ,અક્ષર નવ ઓળખાય;
સંદેશો સુણીને આવીઆ, તત્ક્ષણ પોતે રાય.
હેમરથ તવ બોલીઓ, ભણતર ઊંડી વાટ;
વૃદ્ધ થયો ભૂલી ગયો, ન વાંચે મંત્રી પાટ.
હું હમણાં વાંચું જુઓ, પલક ન લાગે વાર;
મંત્રી કેહે મોટા તમો, વિદ્યા ગુણ ભંડાર.

### ચોપાઇ.

વાંચવા રાય ગયો જાહરે, ગોથાં ખાવા લાગ્યો ત્યાહરે;
લખ્યા લેખ શુદ્ધ છે એહ, વંચાય નહિ કારણ શું તેહ.
ચાર ઘડી એમ કરતાં ગઈ, અક્ષર એક વંચાયો નહીં,
પ્રધાન પાસે આવ્યો રાય, પુરપતિ પામ્યો મન લજ્જાય.
અરે મંત્રી કહું છું તુને, એમાં સૂઝ પડે નહિ મુને;
કહે પ્રધાન કહીએ અમો, વિદ્વાન મોટા તેડો તમો.

### દોહરા.

પંડિત તેડ્યા પુરપતિ, રહેના નગર મોઝાર;
આઠે પોહોર અહમેવમાં, અદકો મન અહંકાર.

બાંધતા વાંકાં પાઘડાં, પેહેરતા લાંબાં ધોત;
શેલાં ભારી મૂલનાં, બારિક ઝીણે પોત.
તન ચરચ્યું રેહે ચંદને, પુસ્તક મુખ પુરાણ;
વાદવિવાદ કરતા ઘણું, એકથી અધિકા જાણ.
જાણે તે સૌ શાસ્ત્રને, ઉણ એકે નવ હોય;
એવા પંડિત આવીયા, જુગતે રાજા જોય.
પાંચસે તેમાં અધિક જે, ધાલે એમાં હામ;
ઘણું વદે તે ડાહ્યરા, કહે હમારૂં કામ.
અતિ ઉત્તમ મહીપતિ કહે, શાને લગાડો વાર;
ત્યારે પંડિત પરવર્યા, જઇ રહ્યા તેણે ઠાર.

ચોપાઇ.

વાંચવા માંડે જઇ તે જોઇ, અર્થ એક સરે નહીં કોઇ;
ફરી ફરીને માંડે દ્રષ્ટ, ઉતર્યો અહંકારને પામ્યા કષ્ટ.

દોહરા.

પંડિત રાજાને કહે, સાચું કહીએ આ ઠામ;
વંચાય નહીં એ અમ થકી, એ જોશીનાં કામ.
ત્યારે જુગતી રાયે કરી, તેડયો જોશી સાથ;
તેને કહે વાંચો તમો, અવર શું જાણે વાત.
મંડળ સૂર્ય ચંદ્રનાં, તારાગ્રહની ગત્ય;
અગમ નિગમ કરો વારતા, માટે રાખો પત્ય.

ચોપાઇ.

માહારાજ અમે કીજીએ કામ, એવું કહી ચાલ્યા તે ઠામ;
ભાત ભાતના અક્ષર ભાળીયા, વાંચે શું મોટા પાળીયા.
અર્થ સર્યો નહીં આવ્યા ફરી,રહ્યા હાંરી લજ્યા મન ધરી;
નિચે મુખે આવ્યા જ્યાહરે, મહીપતિ મન ચેત્યો ત્યાહરે.

દોહરા.

જોશી કહે જુલમ ઘણો, એ લેખકનું કામ;
લહીયા રાયે તેડીયા, હઇયે ધરીને હામ.

અક્ષર તમો સૌ ઓળખો, આઠે પ્હોર અભ્યાસ;
ઓછા અધિકા ને અટપટા, તેની ગત તમ પાસ.

ચોપાઇ.

જ્યારે રાયે મુખ વાણી કહી, ગયા લહીયા વાંચવા સહી;
બળ બુદ્ધિ દોડાવી વડી, સૂઝ કાંઇ તેમાં નવ પડી.
માન મુકી તે તો આવીયા, મહારાજા અમો નહીં ફાવીયા;
મેહેતાજી મુનસી આવે જ્યાહરે, એહ લેખ વાંચે ત્યાહરે.

દોહરા.

મેહેતા મુનસી તેડીયા, તેને કેહે છે ભૂપ;
ગુરુ તમો છો જગતના, વિદ્યાનું સ્વરૂપ.
શારદા વશ તો સર્વકો, તમ વશ શારદા હોય;
આપે દીલ દોરો તહિં, નહીં વારે તમને કોય.

ચોપાઇ.

જુલમ કોરડો તમારે ધામ, રતન કોરડો હમારે નામ;
વાંચ્યાના રાખી ઓરતા, ચાલ્યા મેહેતા સૌ મ્હાલતા.
વાંચી શકયા નહીં તે તો કોય, માથાકુટ કરી ઝાઝી તોય;
મહીપતિ આગળ આવી કહે તેહ, મુનશી સૌ વાંચશે એહ.

દોહરો.

મુનશીને કહે મહીપતિ, સારો મારો અર્થ;
કહેતાં પેહેલાં પરવર્યા, વાંચક બની સમર્થ.

ચોપાઈ.

વાંચતાં બંધ બેસે નહિ જરી, કરી પ્રતિજ્ઞા ખોટી થઈ ખરી;
મેલ્યો મનતણો અભિલાષ, ઓચરતા આવ્યા રાજાની પાસ.
કવીશ્વર કેરૂં એ તો કામ, ચાલે નહીં હમારી હામ;
રાજા કહે કરૂં એમ અમો, એકાંતે જઇ બેસો તમો.

દોહરા.

કવીશ્વર તેડ્યા કોડથી, તેને કહે છે રાય;
ત્રાંબા અક્ષર વિકટ ઘણા, જુઓ એ તમથી વંચાય.

ભાષા ભેદ જાણો તમે, કવિત કરો છો કોડ;
વાંચ્યાની વિદ્યા ઘણી, જગમાં નહિ તમ જોડ.

## ચોપાઈ.

કોઈ કવીશ્વર ચાલ્યા તહીં, શું વાંચે કાંઇ સૂઝે નહીં;
અમથી સ્વામી નહીં સરે કામ,નવ ચાલે એમાં અમારી હામ.
જોગેશ્વરની એમાં ગતી, તેડયા ભૂપે. જુગતે જતી;
ઘણા વૃદ્ધ જીરણ છે દેહ, રાજાએ તેડાવ્યા તેહ.

## દોહરો.

નમન કરી નરપતિ કહે, વિદ્યા રૂપ નિધાન;
સૌકો મેહેનત કરી મુઆ, પામો સૌ તમે માન.

## ચોપાઇ.

પર્મ હંસ જોગેશ્વર જતી, મથે ઘણું ન વંચાયે રતી;
વાંચ્યા વિના તે કેમ કેહેવાય, માગે પરીક્ષા પોતે રાય.
ઓશીઆળા આવ્યા તે ત્યાંહ, અબોલ્યા રહ્યા મનમાંય;
વજીર દિવાન ડાહ્યા નર જેહ, ચતુર બુદ્ધિ લાયક ઘણું તેહ.
અર્થ માહરો એકે નવ સર્યો, રાજા બોલ્યો રોષે ભર્યો;
લોક મળ્યા છે નગરના બહુ, વિનેચટ વિના આવ્યા છે સહુ.
શા માટે કારણ કેહે એહ, જેને મન નિશ્ચે છે જેહ;
દેવ ભોમી છે અક્ષર દેવ, વાંચે પ્રતક્ષ શારદા તતખેવ.
હમણાં જઈ વાંચીએ હમે, તેણે કારજ સરે નહીં ક્યમે;
ભર્યા શેહેરમાં જાણે જેહ, પુરૂષ પુરો પંકાએ તેહ.

## દોહરો.

દીલગીર થયો ત્યાં ભૂપતિ, સૂઝે નહીં કાંઇ પેર;
કામ તહીં અટકી પડયું, મહીપતિ આવ્યો ઘેર.

## ચોપાઇ.

સરોવર કામ તો અટકયું સહી, રાજાને મન ચિંતા થઈ;
મનોરથ મન તણો જે હોય, વાંચનાર મળ્યો નહીં કોય.

પાંચ દિવસ તો પૂરા થયા, પુરપતિ જાતે દુખિયા થયા;
દાંડી પીટાવી ગામ મોઝાર, પ્રધાને કહ્યો જેવો પ્રકાર.

દોહરા.

વાંચે લેખ સરોવર તણો, સારે મારૂં કાજ;
પરણાવું મુજ દીકરી, અરધું આપું રાજ.
વચન એ ફરે નહીં, મુખે બોલું જે બોલ;
એના સાક્ષી શ્રી રામજી, સાત પરીયાંનો કોલ.
પ્રધાન દીલ પ્રસન થયો, એ વાતે સરશે અર્થ;
પડાદાર તેડાવીયા, કહી વાત ત્યાં તર્ત.

ચોપાઇ.

પડાદાર પુર મધ્યે ફરે, કહ્યું રાયે તે ઓચરે;
ગલી કુંચી રસ્તો સાર, ચોક ચાવડી ચકલા બજાર.
પોળ શેરી ખાંચાને ખુંચ, જ્યાં વસે વળી નીચને ઉંચ;
પ્રીતે દાંડી કરે પોકાર, પાછળ લોક પળે હજાર.
અધિક દુઃખ તે મોટું હોય, વાંચનાર મળ્યો નહિ કોય;
દિન બધો ફરતાં વહી ગયો, રાજા પાસે આવી રહ્યો.
રાજા તેને પૂછે સહી, વાંચનાર મળ્યો કે નહીં;
દાંડીદાર કહે મહારાજ, કાને નવ ધરે કોઈ કાજ.
રાજા કહે નિરમી જે વાત, કરજો વળી થયે પ્રભાત;
સાંજ પડે ને થાય સવાર, દાંડી પીટે શેહેર મોજાર.

દોહરા.

સાત દિવસ એમ સાંમટા, દાંડી ફરતાં હોય;
ત્યાં લગીતો ગામમાં, પ્રગટ થયો નહિ કોય.
તે સમે વિનેચટ ત્યાંહાં, બેઠો ભુવન મોજાર.
પોકાર કરતો આવીયો, પડાદાર તે વાર;

ચોપાઇ.

વિનેચટ બેઠો છે બારણે, બોલાવી ધાવ તે કારણે;
પુછો તમો એને વેગે કરી, પાછાં અહિં આવોને ફરી.

ધબ ધબ ધાવ તે પાસે ગઈ, ઉભો રાખીને પુછ્યું સહી;
ત્યારે હાંડીવાળો બોલ્યો એમ, તું અબળા પૂછેછે કેમ.
તમથી શું સરશે એ કામ, ખોટી કરો શામાટે આમ;
સરોવર અક્ષર વાંચે જેહ, અર્ધું રાજ્ય પુત્રી પામે તેહ.
ધાવે વાચા તેની શુણી, તર્ત આવી વિનેચટ ભણી;
હુંડીએ વાત કહી જેટલી, વિનેચટને સોંપી તેટલી.
વિનેચટ કહે વેગે બોલાવ, સુણી વાતને દોડી ધાવ;
ચાલ હુંડીઆ આણીવાર, તુજને તેડે મુજ સરદાર.
ધાવ સંગાતે આવ્યો ત્યાંહાં, ઉભો રહ્યો છે વિનેચટ જ્યાંહાં;
જોડી બેઉ પોતે નિજ હાથ, નમ્રતાથી બોલ્યો તે સાથ.

## દોહરા.

વિનેચટ વાણી બોલીયો પડાદારની સાથ;
જઈ કહે તુજ રાયને, કહું છું હું જે વાત.
વિનેચટે વાણી કહી, અક્ષર વાંચું સત્ય;
પુરણ દેખાડું પારખું, જેથી રેહેશે પત્ય.
પણ પલટાવો રખે તમો, બોલ્યું અબોલ્યું હોય;
રાજાનો વિશ્વાસ શો, ઇતબાર ન આણે કોય.
હુંડીવાળો હરખ્યો દિલ વિશે, દડબડ દોડી જાય;
હરખશું પોતે જઇ કહે, સાંભળીયે હો રાય.
વાંચનાર પેદા થયો, જોયો તે મેં આજ;
વિનેચટ નામે સહી, સારે તમારૂં કાજ.

હરખ્યો રાજા મનમાં ઘણું, જોવું પારખું હવે તે તણું;
મોકલ્યો રથ સુવર્ણમયસાર, મોકલ્યા સાથે સેવક દશબાર.
આવ્યા વિનેચટકેરે દ્વાર, હુંડીઆએ દેખાડ્યું જે દ્વાર;
અનુચર કહે ભાઇ ઉઠો તમો, તેડવા કારણ આવ્યા અમો.
વિનેચટ કહે શી છે વાર, રથે બેશી ચાલ્યો નિરધાર;
વિલાસિનીએ દીઠો તે સહી, ખડખડી હસી પડી તે તહીં.

## દોહરા.

તરૂણી ત્રીજે માળથી, હાસ્ય કરે અપાર;
કામ હવે સર્યું સહી, દીસે રાય ગુમાર.
છેલ્લે મળ્યો આ મૂરખો, જેમાં ઓછી બુદ્ધ;
શરીર સુંદર ઓપતું, જેમ ઉજળું એટલું દૂધ.
દાસી કહે તમે સાંભળો, જેમાં પાણી હોય;
વાંચનાર તો તે લહે, અવર ન જાણે કોય.

## ચોપાઇ.

ધાવ તું નિશ્ચે કરી જાણ, એ શું વાંચે મોટા પાણ;
ટીંટોડી જાણે જીતું ગરૂડ, પંડિત જીતું જાણે મૂઢ;
સમુદ્ર જીતું જાણે કૂપ, તેલ જાણે જીતું તૂપ;
ભૂપ જાણે જીતું ભગવાન, નિરબળ જાણે જીતું બળવાન.
અરે ધાવ એવો છે જોગ, ભૂપતિના કાં લાગ્યા ભોગ;
ધાવ કહે આદરે છે એહ, ચિંતા નવ કરવી તમારે તેહ.
જેને ચિત જે ચિંતન ધર્યું, પ્રાક્રમ રાખે તે કાંઇ ખરૂં;
ઉગ્યો રવી ઢંકાશે કેમ, આફ્ણીએ જણાશે તેમ.

## દોહરા.

વિનેચટ વેગે આવીયો, જ્યાં છે રાજદ્વાર;
રથથી હેઠો ઊતર્યો, બોલ્યો રાય તે વાર.
કહો ભાઈ તમે વાંચશો, વિનેચટ કહે છે હાય;
લખ્યા પ્રમાણે વાંચું હમો, સાંભળજો તમે રાય.

## ચોપાઇ.

પરમેશ્વર એમાં રાખે પત્ય, રખે મેલો રાજાજી સત્ય;
અર્ધે રાજ્ય ઊપર દીકરી, વાચા ચુકો તો પુછે શ્રી હરી.
કોલ કરાર ત્યાં એવો કરી, આવ્યો હઇએ હીમત ધરી;
ગળી મેદની લોક અપાર, માંહો માંહે કરે વિચાર.
સાને સાંભળવાનું મન, શું વાંચે જોઈએ આ દન;
સર્વ જગત જોવાને જાય, તલ નાંખે તો ત્યાં પીલાય.

હડબડ ગડબડ થાયે ઘણી, કોને વારે નગરનો ધણી;
હેમરથ વદે વિનેચટ સાર, હવે શીદ કરો છો વાર.
રાજાજી હું કહું તે કરો, ભાગો સરવેનો ખરખરો;
પડો વજડાવી પૂછો એમ, હું સરખો કોઇ રાખે નેમ.
જુવો વળી કોઇ પેદા થાય, જેથી લેખ આ વંચાય;
રાયે દુંડી ફેરવી ચોપાસ, કોઇ નથી થતું પ્રકાશ.

દોહરા.

હેમરથ કહે હવે શું જુઓ, તમથી થાશે અર્થ;
તારણ હું કાઢી રહ્યો, વારિ વલોવો વ્યર્થ.
સુણી વિનેચટ સજ થયો, પલક ન લાગી વાર;
વસ્ત્ર અંગેથી ઉતારીયાં, પેહેરી પીતાંબર સાર.
પય મંગાવ્યું પાંચ મણ, દધિ જોતાં મણ એક;
પૂજન બહુ પ્રકારનાં, કીધાં વિવિધ વિવેક.
સમરી પછી શારદા, સમસ્યા કૃષ્ણ ગુરુદેવ;
પખાળ્યા અક્ષર પ્રથમ, દહીં દૂધે તતખેવ.
અબીલ ગુલાલ ને અરગજા, સિંદુર પુષ્પ સમેત;
પૂજન પ્રેમે આદર્યું, કંકુ ચંદન અક્ષેત.
ધૂપ દીપ ને આરતી, પ્રદક્ષિણામાં મન;
હવે રાય તમે સાંભળો, વિનેચટ વદે વચન.
સ્વસ્તિ શ્રી દેવપુરી અહિં, પૂર્વમાં છે ગામ;
ગંગાધર ગીરજાધર, શીવ તણો આ ઠામ.
પાટ હેઠળ પાંચ ગજ, દ્રવ્ય છે અપરમપાર;
ગણુતાં ગણના થાય નહીં, વળી બીજો એક પ્રકાર.
દક્ષિણ દિશાની બાજુએ, ત્રણ ગજ છે જેહ;
ભોંયરૂં ભોળાનાથનું, ભંડારેશ્વરનું એહ.
ધન જે કોઇ ભોગવે, આવે જે દિન હાથ;
સવા સહસ્ત્ર જમાડજો, પ્રીતે જોડાં સાથ.
હવન હોમ દીપમાલિકા, મહા પૂજન તે દન;
અરધું પુન્યમાં વાવરો, અરધું લેજો ધન.

કરશો લોભ દુઃખ પામશો, જો તમે ઇચ્છો ક્ષેમ;
તે લખ્યા પ્રમાણે ચાલજો, તદબીર કરીને તેમ.
લખીતંગ એ લાલભટ, દેવ અક્ષર કહેવાય;
પ્રતક્ષ મળે પરમેશ્વરી, તેથી એ વંચાય.

## ચોપાઇ.

વિનેચટે એવું વાંચ્યું જેહ, અચરત સૌને ઉપન્યું તેહ;
કો કહે એ તો પાખંડ; કોઇ કહે છે એ તો લંડ;
કો કહે ડીંગ મારયું એહ, મનથી ઉપાસી બોલે તેહ.
કો કહે દેવી તુષમાન, કો કહે મહા વિદ્યાવાન.

## દોહરા.

વિનેચટ ગુણ વરણાગીયો, આવ્યો સરોવર બાહાર;
વસ્ત્ર પછી અંગે ધર્યાં, સજ્યા શુભ શણગાર.
મહીપતિને મજરો કર્યો, સર્યો તમારો અર્થ;
રાજા કહે જોઉં પારખું, નહિ તો સઘળું વ્યર્થ.

## ચોપાઇ.

સાચ જૂઠ જોવાને કામ, ખોદાવ્યું પછી તે ઠામ;
વિનેચટે કહ્યું જેટલું, મળ્યું જોતાં સર્વે તેટલું.
જે સ્થળ શિવજી તે સ્થળ ધન, માન્યું મહીપતિ કેરૂં મન;
ભાંગી ભ્રાંતી સૌકો તણી, હોમ હવન પૂજા કરી ઘણી.
પછી કરાવ્યું બ્રહ્મ ભોજન, દાન કીધું ત્યાં અરધું ધન;
દીપકમાલિકા કીધી સાહી, મહા પૂજા તો કીધી તહીં.
પ્રભાતે પુરપતિ આવ્યો ગામ, પ્રજા ગઇ પોતાને ઠામ;
હર્ષ સૌકોને અધિકો થયો, વિનેચટ નિજ મંદિર પછી ગયો.

## દોહરો.

પ્રભાતે ઉઠયો પુરપતિ, પાળવા નિજ બોલ;
અર્ધ રાજ્ય આપી દીકરી. તિલક કર્યું કપોલ.

## ચોપાઈ.

પ્રકાશ થઈ પછી પુરમાં પેર, વિનેચટ આવ્યો નિજ ઘેર;
બેઠો સુખાસન મોઝાર, નેકી પોકારે છે ચોબદાર.
સાતસેં સેવક આવ્યા અવાસ, ચમર ઢળે તેને ચોપાસ;
તત્ક્ષણ ધાવતે ઉપર ગઈ, વિલાસિની આગળ વાતજ કહી.
અરે બાઇ ધરો મન ઉલ્લાસ, પ્રીતે આવો પીયુની પાસ;
મૂરખ મૂરખ કહેતાંતાં જેહ, પુરપતિને ગમીયો તેહ.
વાંચ્યા લેખ સરોવરતણા, તેમાં રહી નહીં કશી મણા;
હવણાં વાંચી આવ્યા અહીં, વિદ્યાવંત ગણાયા તહીં.
અર્ધ રાજ્ય આપી દીકરી, પડી વાત વાંચી તે ખરી;
માન પાનથી આવ્યા ઘેર, તેતો તમે નિરખો સૌ પેર.
ઠામ ઠામ જશ એના ગાય, હમણાં સેવક મૂકી જાય;
વિનેચટની વળી એ ખ્યાત, નથી કરતા બડાઇની વાત.
એણે વારતા એહવી કહી, વિદ્યાવિલાસિની માને નહીં;
એમ કહી તું મૂકે પગ, એ પાણીએ નહીં ચડે મગ.
સૌ કહે એને ચતુર પુરુષ, મારે મન વસ્યો એ મૂર્ખ;
નવકુળ નાગ જો સ્વર્ગે વસે, દેવતા સૌ પાતાળે ધસે.
પશ્ચિમ દિશાએ ઊગે ભાણ, એહવી વારતા એ સૌ જાણ;
વનરાજે કીધું વન તાજ, કાંચીડો ત્યાં કરે છે રાજ.
વિદ્યાવાન અળગા સૌ રહ્યા, મૂરખ જાતે પંડિત થઇ ગયા;
પ્રપંચ જાણું એતો સહુ, બીજીવાર ઠગાઇ કેમ જઉં.
રાજાએ કીધું જેટલું, કારણ હું જાણું તેટલું;
એમાં શું સમજાવે રાય, લોભે લક્ષણ જોતાં જાય.
તરતીબ કરી એને તે વડે, એની કીર્તિ તે મુજવડે;
રૂપવંત જાણી રાખે પાસ, લેવા રાખે મુજ ધન આશ.
રાજાએ માન્યો જેહને, કબુલ કોણ ના કરે તેહને;
મન મારૂં તો માને નહીં, જે કહેવું તે તું કહી રહી.
જાઓ કરો જઇ ઘરનાં કામ, હું મારે બેઠી છું ઠામ;
વચન વિલાસિનીનું મન ધરી, પછી ધાવ હેઠે ઊતરી.

પ્રાતઃકાળ સમો જવ થયો, વિનેચટ રાજસભામાં ગયો;
આપ મનમાં સમજી રહી, ઘરની વાત કોને નવ કહી.

### છપ્પો.

પર આગળ કેહતાં વાત, માનને જ્ઞાન ગમાવે.
પર આગળ કહેતાં વાત, અર્થ એકે નવ આવે;
પર આગળ કહેતાં વાત, કુળ હાથે લજાવે;
પર આગળ કહેતાં વાત, ભાર ઘરનો નિજ જાવે;
બાંધી મૂઠી લાખની, સામળ મન સમજી રહો;
ડાહ્યા પુરુષ દીલમાં ગ્રહી, રખે બારે કોને કહો.

### દોહરા.

એણી પેરે વિનેચટ તહીં, નિરગમે છે નિજ દંન
મહીપતિ માને છે ઘણું, મનથી રહે મગન.
એક દિવસને અવસરે, બની વિપરીત વાત;
વિનેચટ ઘેર આવ્યો સહી, નાપિક નરપત સાથ.
વતું કરાવ્યું વાળંદ કને, કીધું અંગ મરદન;
સ્નાન કર્યું ઉષ્ણોદકે, બેઠો કરવા ભોજન.

### ચોપાઇ.

વાળંદ ત્યાંથી નિસર્યો બ્હાર, વિલાસિનીએ દીઠો તેવાર;
પોતે તેડી ઊપર ધાવ, વાળંદને વેગે બોલાવ.
ધાવ બોલાવા વેગે ગઈ, બેઠી નારી ચકમાં જઈ;
એ આગળ એક આસન ધર્યું, સાવચેતન પોતાનું કર્યું.
ચિત્ર વિચિત્ર શોભે છે માળ, અતિ ઉત્તમ ને ઝાકઝમાળ;
જાણે બેઠી છે વિજળી, કે ફાનસમાં બળે દીવડી.
ચકમાં ચતુરા શોભે જહીં, ધાવ વાળંદને લાવી તહીં;
લટકો મટકો આવતો કરે, શીર પાઘ વાંકી લઈ ધરે.
મરડે મુછો ફેરવે હાથ, પોશાક સમારે ચતુરાઇ સાથ;
મનમાં મોટો કરે વિચાર, કયમ તેડે મુજને એ નાર.
હું જાણું કંઇ અર્થ એ તણો, મુજમાં ગુણ કાંઇ દીઠા ઘણો;
માહરી ચતુરાઇ માહરાં ચેન, મારું શરીર મારાં સુખ વેણ.

બની ઠણી રાખું શુભ સાજ, તેતો અથે આવ્યું સૌ આજ;
શું જાણીએ શો હશે લાગ, કંઇક ભળીયું મારૂં ભાગ્ય.
ચાલતો ડોલે ઝાઓ જેમ, મરકટે મદિરા પીધી તેમ;
અનેક એવા કરે છે ખેલ, વાળંદને વળી બેઠા વ્હેલ.

## દોહરો.

એમ વિચારતો મન વિષે, નેન મહિલાની દીશ;
દાદર આગળ આવતાં, અફળાયું નિજ શીશ.

## ચોપાઇ.

પામ્યું શરીર પછી સંતાપ, મનમાં પોકારચો નિજબાપ;
બોલી ધાવ કરી બહુ રીશ, આંધળા જેને પ્રત્યક્ષ છે દીશ.
એમ કરતાં પછી આવ્યાં ત્યાંહ્ય,વિલાસિની વિનતા બેઠી જ્યાંહ્ય;
ચક આગળ મેલ્યો છે પાટ, બેઠો તે ઊપર કરી ઠાઠ.

## દોહરા.

ચકમાંથી કાઢ્યો સહી, કમળ સરીખો હાથ;
સામું જોઇને નખ લે, બોલી ધાવ તે સાથ.
નાપિક નખ ઉતારતાં, વ્રેહેથી વ્યાકુળ થાય;
ત્રાસનો માર્યો તે વળી, મુખથી નવ બોલાય.
આંબા મોહોર સરીખડા, કસ્તૂરીની બેહેક;
જતન કરી તેને ઘણું, લઇને ચાલ્યો લેહેક.

## ચોપાઇ.

જેના ઘરમાં આવી નાર, ધન્ય ધન્ય તેનો અવતાર;
કામની એવી જોતાં કહીં, ભૂતળમાં કંઇ ભાળી નહીં.
એ કામની સુજને કયાંથી મળે,પણ કામ નિપજે કંઇ એક છળે.
અધિક પાંસળી ઓછી જાત, સોની સહસ્ત્ર કરે જઇ વાત;

## છપ્પો.

વાળંદને ઉર વાત, રહે નહિ છાની છપની;
વાળંદને ઉર વાત, રહે નહિ ખોટી ખપની.

અઢાર વરણે એહ, અતીશે જાતજ ઓછી;
ના ગણે પુન્ય કે પાપ, છકે તેની મતિ છોછી.
સામળ શીખ દે સર્વને, દેશ વાગશે હુંડિયો;
જે વાળંદ આગળ વારતા, કહી રૂડીકે ભૂંડિયો.

## ચોપાઇ.

મનસૂબો મન કીધો ઘણો, કહ્યો અંકોર રાયને તેતણો;
ત્યારે અધિપને તેડયો એકાંત, ભાંગી મન તણી તે ભ્રાંત.
કહું વધામણીનું એક કાજ, વિનેચટ ઘેર ગયો હું આજ;
કરી હજામત રૂડી પેર, અલૌકિક અબળા એને ઘેર.
શું હું જાણું તેતો રાજ, તેડયો નખ લેવાને કાજ;
નખ નિરખણ કરો તેહનું, પછી તોલ કીજે એહનું.
વાદળ વીજળી ચમકે જેમ, વિનેચેટઘેર વિલાસિની તેમ;
એમ કહી આપ્યા છે નખ, રાજાએ દીઠા પ્રત્યક્ષ.

## દોહરો.

નાપિક નખ આપી ગયો, મનમાં થયો મગન;
વિબુદ્ધ મંત્રીને તે સમે, કહે એમ રાજન.

## ચોપાઇ.

ચતુરા એ ચંપાનો છોડ, જોયાના છે મુજને કોડ;
નાપીક નખ લઇ આવ્યો અહીં, વિનેચટ ઘેર શોભાછે સહી.
પૃથ્વીમાં એનો અવતાર, દેવાંગના અપસરા સાર;
એકવાર જોઉં એનું રૂપ, ત્યારે જન્મ સફળ કહે ભૂપ.
મુજ મન બીજો નહીં વિચાર, એ માહરી પુત્રીને હાર;
તેહને જોવા કીજે સંચ, પ્રધાન કાંઇક કરો પ્રપંચ.
વિબુદ્ધ તવ વાણી વદે, ધરજો રાજા કહું તે રદે;
વાત ઉઘાડી તો નવ થાય, નીચ બુદ્ધિ તેમાં કહેવાય.
વિનેચટ અહીં આવે જેટલે, હાસ્યથી વાત કરીશું તેટલે;
શક પડે નહીં ને થાયે કામ, સાંભળજો તમે એહ માગ.
ભાસું હું રૂડી રીત ભાત, જેમ માને એ સાચી વાત;
રાય તોને ઇચ્છે છે એમ, જેવા મંદિર રાખે નેમ.

તમ ઘેર રસોઈ કાલે સાર, રાય જમે પીરસે તમ નાર;
માટે પૂછીએ એહ અમો, પરણ્યા કે કુંવારા તમો.
પરણ્યા પેહેલાં ભોજન કરે, પરણ્યા પછી ભંડાર ભરે;
એવી વાત કરીશું અમો, જોવા પુત્રી પધારો તમો.
એવી કહી પ્રધાને વાત, વીતી રાતને થયો પ્રભાત;
વિનેચટ આવ્યો અગ્રે ચઢી, સભા મધ્યે બેઠો તે ઘડી.
બહુ માન દીધું છે તહીં, પ્રધાન વાત બોલ્યો છે સહી;
વિનેચટે મર્મજ નવ લહ્યો, કહે વાત મુખેથી કહો.

## દોહરો.

વિશુદ્ધ વળતું બોલીયો, સુણો વિનેચટ આજ;
ભોજન કરવા તમ ઘરે, ઇચ્છા કરે મહારાજ.

## ચોપાઇ.

રાજા આગળ કરીતી વાત, તે સર્વે કરી વિખ્યાત;
તમારી સ્ત્રી ને લીલાવતી, ભેદાભેદ કાંઇ ગણતા નથી.
ઉલટ મન ધરે એ રાય, તમ ઘર જમવાનો મહિમાય;
વિનેચટ વિચારે મન સાથ, ઘરની કો જાણે નહીં વાત.
વાત કરૂં એ આગળ આજ, તોતો મુજને લાગે લાજ;
ચાલે છે કેવું મુજ ઘેર, તેની કેમ કેહેવાયે પેર.
એવી મન વિમાસણ કરે, અથ હવે તે કઇ પેરે સરે;
ના કહું જો આણી વાર, જાય મારો લાખેણો ભાર.
હા કેમ કેહેવાયે અહીં, વિલાસિની કામ કરશે કેમ તહીં;
બેઉ તરેનું પ્રગટ્યું દુઃખ, વિનેચટનું ઉડ્યું સુખ.

## દોહરા.

વિશુદ્ધ વળતું બોલીઓ. વિનેચટ પ્રત્યે એમ;
શું વિચારો મન વિષે, ચૂપ રહ્યાછો કેમ.
વિનેચટ કહે મંત્રી સુણો, હું મન હરખ્યો આજ;
મંદિર આવે મહીપતિ, તો રૂડાં થાયે કાજ.

## ચોપાઇ.

વિનેચટ વળતી વાણી વદે, મંત્રી કહું તે ધરજો રૂદે;
માહરે મન ઇચ્છા એ હતી, વાત એહ પુરી ભાવતી.
આજ પુરૂં હતું મુજ મંન, તેવું બોલ્યા છે રાજંન;
એક એકના દીલમાં સાર, સરખો ઉપન્યો છે વિચાર.
અમ ઘેર આજ તમે ભોજન કરો,અમ ઉપર કૃપા મન ધરો;
આવ્યો આમંત્રણ દેવા કાજ, ઈશે રાખી મારી લાજ.
આજ નોતરૂં દઇએ અમો, કાલે વેહેલા પધારો તમો;
એવું કહીને વિનેચટ જાય, વિમાસણ તો ઝાઝી થાય.
રાજાને તો તેડયો સહી, ઘરની વાત નવ જાયે કહી;
વિનેચટ આવ્યો છે ઘર માંય, હૈયાનું દુઃખ કોને કેવાય.
ચિંતાતુર મુખ દીઠું સહી, વળતી ધાવે વાણી કહી;
સાંભળો વિનેચટ મહારાજ, તમ મન દુઃખ થયું શું આજ.
કહો વારતા તમ મનતણી, દિલગીર દેખું તમને ઘણી;
વળતી વિનેચટ કહે છે વાત, કહ્યું માંડી સર્વે સાક્ષાત.
કહ્યું કરે નહીં એ અમ તણું, તે માટે દુઃખ લાગે ઘણું;
આવે રાજા નિશ્ચે જાણ, રાંધી પીરસે તેને કોણ.
હું ગયો સભાની માંય, પ્રધાને કહ્યું છે ત્યાંય;
ઇચ્છા થઇ રાજાને મંન, તમ ઘેર કરવાને ભોજંન.
કાલે રાજા આવશે સહી, એવી વાત પ્રધાને કહી;
તેની મેં તો કહી છે હાય, પણ હવે શો કરવો ઉપાય.
જો પીરસે રાજાને આજ, તો તો માહરી રેહેશે લાજ;
નહીં પીરસે તેહ પ્રમાણ, તો નિશ્ચે માહરે તજવા પ્રાણ.

## છપ્પો.

વચને રાય હરિશ્ચંદ્ર, નીચ ઘેર પાણી ભરીયાં,
વચને પાંડવ વન, વર્ષ તેર નિર્ગમીયાં;
વચને રાવણ રાય, જીવતાં સીત ન દીધી,
વચને ત્રીભોવનનાથ, બળીની સેવા કીધી;
પુરૂષ વચન પાળે નહીં, બોલ્યું જેનું મિથ્યા થશે;
સામળ કહે વચન એવચની થયે. નક્કી નર નરકે જશે.

### ચોપાઇ.

રસોઇ કરે વિલાસિની નાર, પીરસે પોતે હાથે સાર;
એવું ઇચ્છે છે ભૂપાલ, આવે જમવા કાજે કાલ.
કહે જે અબળા તમારી જેહ, પુત્રી સમાન ગણું છું એહ;
પીરસે એને જો આજ, તો રહે મુજ લાખેણી લાજ.
વિનેચટ વળી બોલ્યો વાણ, સાંભળ ધાવ ચતુરસુજાણ;
દુઃખ મુજને ઝાઝેરૂં થાય, કોના આગળ જઈ કેવાય.

### છપ્પા.

નારી વશ જે નાવ, બુદ્ધ તેની તો બાળો,
નારી વશ જે નાવ, લેખ કર્મનો કાળો;
નારી વશ જે નાવ, દુઃખડું મોટું તેને;
નારી વશ જે નાવ, સુખ પડે નહીં એને.
વળી નારી વશ જે નાવ છે, નિચ પંથે તેતો ચઢે;
સામળ કહે નર નાર વશ, સુજ સારી નવ પડે.
કામનીને વશ કંથ, વચન પળે નહીં તેનું,
કામનીને વશ કંથ, નૂર વધે નહીં એનું;
કામનીને વશ કંથ, દશરથે કેરજ કીધો,
કામનીને વશ કંથ, સુતને વનવાસજ દીધો;
વળી કામનીને વશ કંથડો, વચન તેનું નહીં પળે;
સામળ કહે સાચું જાણજો, મહિમા તેનો નવ મળે.

### ચોપાઇ.

માટે મહિમા જાશે આજ, લાખ ટકાની ખોઇશું લાજ;
રાજાને જો પીરસે સાર, તો તો મારૂં સરશે કાર.
હેમરથ વિણ આવે નહિ કોઇ, પીરસે જો કરી રસોઇ;
હા કહી આવ્યો છું હું ત્યાંય, વિપરીત વાત છે ઘરની માંય.
દુઃખ એતો મુજને થયું, કામની એતો નવ જાયે કહ્યું;
તે માટે હું દુઃખીઓ ઘણું, હવણાં દેહ મારો હું હણું.
રજનિ જોતામાં વહી જશે; કાલે ભૂપ ભુવન આવશે,
ધાવ કહે સાંભળો મુજ વાણ, જઇને કહુછું હું એ પ્રમાણ.

એવું કહીને ઊપર ચઢી, વિલાસિની પાસે ગઇ તે ઘડી;
ધાવ મુખથી બોલી સહી, મારૂં વચન ઉથાપો નહીં.
કરવું પડશે લક્ષ વશાય, ચાલે નહીં કહ્યાથી નાય;
વિલાસિની બોલી પોતે તેહ, વળી શું કારણ છે એહ.
રાજદ્વાર વિનેચટ ગયા, રાજાયેતો બોલજ કહ્યા;
ભોજન કાજ આવું તમ ઘેર, વિનેચટને કરવી શી પેર.
નારી પીરસે જો તમ તણી, કાલે આવે રાય તુજ ભણી;
કરો રસોઇ તમે રૂડી પેર, પીરસો આણી મનમાં મેહેર.
ઘરમાં જેમ ગમે તેમ હોય, બીજું બહાર ન જાણે કોય;
બાઈ આવ્યો એને હાથ, જેવો તેવો તમારો નાથ.
ઇજ્જત તેની જો નવ રહી, તો લક્ષ વશા તમારી ગઈ;
કહે ધાવ સાંભળરે નાર, શું જોઇને કર્યો ભરતાર.
વળી એનો નવ કરવો સંગ, રંગમાં કીધો તેં ભંગ;
એ વાતે તુજને લાંછન, એમાં માને નવ મુજ મન.
કરો કામ એ ચિતમાં ધરી, બીજું નહીં કહે તમને ફરી;
વિલાસિની તવ બોલી મુખ, શામાટે મુજને દે દુઃખ.
રાજાને પીરસું નવ સહી, ભાર મૂરખનો રાખું નહીં;
તે માટે માહરે નહીં કામ, તું બેશી રહે તારે ઠામ.
ધાવ કહે મૂરખ એ નથી, રાજા કેમ માને સર્વથી;
તું કહે છે ચતુર એ ઘણો, શક ભાગ્યું તારા મન તણો.
પીરસું કરીને કલ્લોલ, જવ મુજ સરખી લાવે સોળ;
તારે ધાવ એમ બોલી તહીં, તારી જોડ તો જુગમાં નહીં.
વાત કરો તે સર્વે વ્યર્થ, એથી કાંઇ સરે નહીં અર્થ;
તું તારે જઇને કહે તહીં, ચતુર હશે તો લાવે સહી.
આવી ધાવ વિનેચટ પાસ, જઈ મૂક્યો ત્યાં નિસ્વાસ;
ધાવ કહે સાંભળ મહારાજ, કેઇ પેરે થાશે એ કાજ.
વિનેચટ મુખ બોલ્યો તહીં, તમને ના કેઈ રીતે કહી;
ધાવ કહે બોલી એ બોલ, મુજ સરખી સ્ત્રી લાવે સોળ.
રાજાને હું પીરસું સહી, એ વાત વિલાસિનીએ કહી;
વિનેચટ કહે સુધર્યું મુજ કામ, એવું કહી ગયો તે ગામ.

જુજવા સોળ લીધા શણગાર, આવ્યો ઘેર નવ લાગી વાર;
જુજવાં રૂપ એથી બદલાય, ધરે અંગ તે નવ ઓળખાય.
એક છાબ મધ્યે તે ધરી, મંદિર આવ્યો પાછો ફરી;
મંદિરમાં આવ્યો તે તહીં, ધાવને બોલાવી સહી.
શોભા કન્યા લાવ્યો સોળ, વિનેચટ વળતો બોલ્યો બોલ;
આ છાબમાં સોળે ખરી, લેઇ ચાલી પછી સુંદરી.
કહે ધાવ બુદ્ધિહીણુ બાળ, લાવ્યો બાપ તણું કપાળ;
વિલાસિની કહે તે સાચું સહી, આ બુદ્ધિ તુને માને નહીં.
તારી સૂજે ત્યાં હું જાઉં, પ્રજોત રૂડી પેરે થાઉં;
વિનેચટ તવ બોલ્યો બોલ, વિલાસિની કરશે એતું તોલ.
મૂરખમાં તું તો નવ ઠરે, ક્રોધ મુજ ઉપર નહીં કરે;
ધાવે છાબ કર માંહે ધરી, બીતી બીતી ચાલી સુંદરી.
તમે ફરમાવ્યું તું જેહ, લાવ્યો છે વિનેચટ તેહ;
જોઇને વ્યાપ્યો છે કલ્લોલ, લાવ્યો સહી એ અબળા સોળ.
ધાવ પ્રત્યે વદે વચન, તે સારૂ કેમ માને મન;
ચતુર કોઇને પૂછી એમ, કહ્યા પ્રમાણે કીધું તેમ.
મુખથી જે બોલી છું વાણ, તે માહરે કરવું પ્રમાણ;
કાલે તે આદરીશું જાણ, બોલી વિલાસિની તે વાણ.
મોકલવો એને ઘરબ્હાર, એનું મુખ નવ જોવું સાર;
હરખે ધાવ હેઠે ઉતરી, વિનેચટ પ્રત્યે તે ઉચરી.
બોલ્યાનું તો બદેજ રહ્યું, વિદ્યાવિલાસિનીએ હા કહ્યું;
એક કામ તમે કરજો સહી, કાલે ઘરમાં રહેશો નહીં.
ભોજન કરી રાજા ઘેર જાય, ઉપર પાછી વિલાસિની પલાય;
પછી સુખે આવજો નિજ ધામ, વિનેચટ કહે કરશું એ કામ.
એમ કરતાં ગયો તે દન, સભા મધ્યે બેઠો રાજન;
વિનેચટઘરની જોતો વાટ, પછી વિલાસિની કરે શો ઘાટ.
હેઠી ઉતરી તેણી વાર, વિનેચટ સધાવ્યા બહાર;
ઘર મધ્યે રચના વિશાળ, સોળ દ્વારને એક પરસાળ.
તે ઠેકાણે લાગજ જોઇ, વિલાસિનીએ ત્યાં કરી રસોઇ;
બત્રીસ ભોજન ચોસઠ શાક, નાના વિધે પકાવ્યા પાક.

### દોહરો.

વિલાસિની વળતું વદી, હવે જાની તું ધાવ;
હેમરથ રાયને વળી, વેગે તેડી લાવ.

### ચોપાઈ.

વેગે દાસી આવી ત્યાંય, હેમરથ વાટ જુએ છે જયાંય;
કહે ધાવ ચાલો મહારાજ, વાર નથી કહે છે રાજ.
છડી અસ્વારીએ ચાલ્યો સાર, સાથે નવ રાખ્યો પ્રતિહાર;
ધાવે ખબર જઈ આગળ કરી, હેમરથ આવે સુંદરી.
વિનતાએ આસન માંડયું જયાંય, વસ્ત્ર ઉતારી બેઠો ત્યાંય;
ઉષ્ણોદક આપ્યું શુભ સાજ, સ્નાન નિર્મળ કરવાને કાજ.

### દોહરો.

અંગોળ કર્યું ઉષ્ણોદકે, તેલ ફુલેલ મર્દન;
સેવા વિષે ધાવ રહી, આપે સર્વે સામન.

### ચોપાઇ.

નાહી કરી ઉઠયા નિરધાર, પીતાંબર પેહેર્યું શુભ સાર;
પાવડીએ ચડી આવ્યા ત્યાંહ, બેઠા આસન માંડયું જયાંહ.
આગળ માંડી સોવર્ણ થાળ, સોળ કચોલે બાંધી પાળ;
હસ્ત પક્ષાલન આપ્યું સાર, વિવેકથી પીરસે છે નાર.
બબે વાનાં પીરસે સહી, જુજવે દ્વારથી નિસરે તહીં;
પેશીને તે પાછી વળે, બીજે બારણેથી નીકળે.
તજે વસ્ત્ર ને તે શણગાર, ઉતારી મુકે અબળા સાર;
ચાર ચાર વાનીનાં શાક, પીરસે પ્રેમ આણી સૌ પાક.
પ્રેમદા પછી આવે પરસાળ, પોશાક બીજો ધરે તતકાળ;
શણગાર વસ્ત્ર જે ત્રીજો સહી, ધરી ત્રીજે દ્વારે આવી તહીં.
વળી શાક મૂકયાં ત્યાં ચાર, પાછી ફરી નવ લાગી વાર;
સર્પ કાંચળી તજે બે જેમ, અબળાએ આચરિયું તેમ.

### દોહરો.

ચતુરા ચોથે દ્વારથી, નિકળી તેણી વાર;
જુકતેથી પીરસ્યાં તહીં, શાક અનુપમ ચાર.

પાછી આવી પરસાળથી, નવો ધર્યો શણગાર;
ચાલી ચપળા ચાંપથી, આવી પાંચમે દ્વાર.
વેપ ધરીને નવ નવો, આવે દ્વારોદ્વાર;
અથાણાં રૂડાં રાયતાં, પીરસે અપરમપાર.

## ચોપાઇ.

પૂર્ણ પ્રકારે પીરસે સહી, વસ્તુ એકે ઓછી નહીં;
બત્રીશ વાનાં પીરસી વળી, સોળ બારણેથી નિકળી.
પીરસે ને વળી પાછી ફરે, બીજે બારણેથી નીસરે;
બીજે દ્વાર બીજો શણગાર, ધરે ચતુર વિલાસિની નાર.
એમ જુજવા કર્યા શણગાર, રાજા નવ જાણે વિચાર;
રાજા મન વિચારે તેહ, સોળે સરખી દીસે દેહ.
દેખી મન વિમાસણ થાય, એ વિચાર કળ્યો નવ જાય;
એક છે કે સોળે સહી, ભ્રાંતી મનમાં એવી થઈ.
જમી કરી ઊઠ્યા મહારાજ, નવ સરીયું પોતાનું કાજ;
હેમરથ હૈયે પડ્યો વિચાર, હશે કેઇ વિલાસિની નાર.
વિનેચટ દીસે કરતો કલ્લોલ, એ ઘેર જોતાં અબળા સોળ;
ભલો ભાગ્યશાળી એ ભૂપ, એથી અધિકું એનું રૂપ.
ભોજન કરવું ભૂલી ગયો, મન માંહે વિચારજ થયો;
આવ્યો હું જે ધારી અર્થ, તે તો સઘળું ગયું છે વ્યર્થ.
સોળ સાથે મારે નહીં કાર, જોવી એક વિલાસિની નાર;
જોવામાં તે આવી નહીં, રાયે વાત પકડી છે તહીં.
દૂધ સાથ કીધું ભોજન, હસ્ત પક્ષાળી ઉઠ્યો રાજન;
સેવરધન સોપારી સાર, એલચી લવીંગ તજ અપાર.
ઉપર આપ્યાં બીડાં સહી, રાજાનું મન માને નહીં;
રાજાએ લીધો મુખવાસ, નારી જોવા ઉપન્યો ઉલ્લાસ.

## દોહરા.

વિનેચટ ત્યાં આવીયો, રાયને કર્યો જુહાર;
સોના સૂરજ ઊગીયો, ભાગ્ય મુજ અપાર.
ધન દહાડો ધન ઘડી, ધન જોતાં આ જાગ;
મુજને માન મોટું મળ્યું, પામું ક્યાં એ લાગ.

ચોપાઇ.

આજ્ઞા માંગી વિનેચટ તણી, હેમરથ આવ્યો ઘરભણી;
પ્રધાન પૂછેછે મહારાજ, સિદ્ધ થયાં તમારાં કાજ.
રાજા બોલ્યો મુખથી સાર, ઓળખી નહીં મેં એ તો નાર;
નારી ત્યાં હુતી સોળ, સૌએ સરખી કુમકુમ લોળ.
વિલાસિની તેમાં કઇ નાર, નાપીકે કહી જે સાર;
કરો ઉપાય બીજો કંઇ જેમ, વિલાસિની નારી નિરખું તેમ.
કાજ સરે નહીં તુંથી જાહરે, આવે શે કામે માહરે;
એ કારજ તો સારે જેહ, પ્રધાન બનાવું હું તો તેહ.
મંત્રી કહે જોડી બે પાણ, કામ કરૂં એતો નિરવાણ;
જોવી કોઇ પેરે એકાંત, જેથી ભાગે મનની ભ્રાંત.
કાલે રાખું એનો મેળ, નવીન રચુંછું હું એક ખેલ;
નવ જાણે કોઇ જરાય, વળી આપણું કારજ થાય.

દોહરા.

બેઊ બેઠા એક આસને, વિનેચટ ને રાય;
હાસ્ય વિનોદ કરે બહુ, મંત્રી બોલ્યો ત્યાંય.
વિનેચટ તમે સાંભળો, કહું હું ઉત્તમ કામ;
કર્‍યા વિના ચાલે નહીં, મનસું ધરીને હામ.
લગન દિવસ થોડા રહ્યા, વચમાં દિનજ સાત;
રાજા કુળની રીત છે, ગોત્રજદેવ્યા સાક્ષાત.
આરેડી તે તો ઘણી, અવળાનું સવળું હોય;
સવળાનું અવળું કરે, નવ છેડે તેને કોય.

## ચોપાઇ.

નગર બ્હાર વાડી છે જયાંય, ચંડીનું દેવળ છે ત્યાંય;
નગર દેવી કુળ દેવી સહી, બોલતો લોપાએ નહીં.
વિનેચટ કહે જે હોએ રીત, કરીએ તે આણી બહુ પ્રીત;
પ્રધાન વળતો બોલ્યો વાણ, કામ એક કરવું પરમાણ.
વિદ્યાવિલાસિની આવે તે ઠાર, સંગીત તમારે કરવું સાર;
નૃત્ય કરે નારી તમ તણી, વાવી વીણા તમ હાથે ઘણી.
ચોમુખા દીપકની થાળ, તે કરમાં ધરશે ભૂપાળ;
સવા પોહોર એમ ધરવું ધ્યાન, પછી થશે માતા તૃપમાન.
અમૃત દૃષ્ટી કરશે નિરવાણ, તેથી રહે કુશળ કલ્યાણ;
વળી તમને કહું એક વિચાર, આપણ રહેવું ત્યાં જણ ચાર.
તમે વિલાસિની હુંને રાય, વાડી બ્હાર આવીશું ત્યાંય;
આદરતાં જો એવું નથી, મહા દુઃખ ઉપને સર્વેથી.

## દોહરો.

પ્રથમ વારકી જો તમે, પરણ્યા નવ હો નાર;
તોતો આવો નવ ઘટે, કરવો નૃત્ય પ્રકાર.

## ચોપાઇ.

દેવી આગળ ધરવું ધ્યાન, ઘટે તેમાં શાનું માન;
કાજનો જોગ ઉત્તમ છે સાર, શુક્લપક્ષ આઠમ રવિવાર.
મંત્રીની તો વાતજ સુણી, વિનેચટને ચિંતા થઇ ઘણી;
હમણાં જો કહું હું નાય, તો પુરષાતન મારૂં જાય.

કર્યું એટલું સૌ ઉઠે વાટ, વગોવાવું વળી ધારોધાટ;
માટે હમણા કેહેવી હોય, પછી થનાર હોય તે થાય.
પ્રધાન કહે કેમ બોલ્યા નહીં, વિનેચટ કહે કરવું સહી;
વિનેચટ કહે છે હોય, પણ મનમાં ઘણું પસ્તાય.

## દોહરા.

પ્રધાન તો બોલી રહ્યો, વિનેચટ પ્રત્યે તેહ;
ત્યાર પછી રાજા વદે, અંતર આણી નેહ.
બેઠા અર્ધ આસન વિષે, એમ બોલ્યા રાજન;
કહુંછું તેતો સાંભળો, વિનેચટ એક વચન.
અમકુળ એવી રીત છે, કહી તમને સાક્ષાત;
વિનેચટ પ્રધાને જે કહી, હૃદય ધરો એ વાત.
તે માટે તમને કહું, સાંભળજો મુજ વાણ;
માતાની ભક્તિ કરો, થાશે તમ કલ્યાણ.
વ્હેલા થઇ તમે આવજો, કરવા ઉત્તમ કાજ;
સાંજ સમે વાડી વિષે, દેવીસ્થાનક આજ.
વિનેચટ વળતું બોલીયો, સાંભળજો તમે રાય;
હરખ વાધે મુજને ઘણો, ઉલટ અધિકો થાય.
કહી તમે છે જેટલી, તે સર્વે સુણી વાણ;
ભક્તિ માતાની થકી, હોય મુજ કલ્યાણ.
એવું કહીને ઊઠીયો, વિનેચટ નિરધાર;
રાય ઉઠયો સભા થકી, આવ્યો ઘર મોઝાર.
મન વિમાસણ થઇ ઘણી, કરવો શો પ્રપંચ;
લજ્જા પ્રથમ તો સાચવી, કરી રૂડેરો સંચ.

## ચોપાઇ.

એ વાત એટલેથી રહી, વિલાસિની ઘેર કરે શું તહીં;
વિદ્યાવિલાસિની પીરસી કરી, માળ ચઢી ત્રીજે મન ધરી.
મનમાં ભ્રાંતી થાએ ઘણી, કળા કળાયે નહીં એ તણી;
એણે પત્ર વાંચ્યો છે સાર, વાત કારમી એ નિરધાર.

એ મૂરખ હું જાણું સહી, એ વાતમાં સંદેહ નહીં;
રાજા માન દે છે અતિ ઘણું, આશ્ચર્ય લાગે મને એ તણું.
મુખેથી જે બોલી બોલ, એ તો કામની લાવ્યો સોળ;
ભોજન કરવા આવ્યા રાય, વાત એ તો નવ વેઠાય.
એણે પણ શું જાણ્યું સાર, મનથી શું જાણ્યો વિચાર;
એ મૂરખને શું આવડે, કીર્ત્તિ કરતો હશે ધન વડે.
ધને જે કરીએ તે થાય, ગર્થ હોય તો માને રાય;
કો પંડિતને પૂછી વળી, લાવ્યો સોળ શ્યામા સાંભળી.
એનો શો કરૂં વિચાર, ભ્રાંતીમાં બેઠી નિરધાર;
એ તો રહી એટલેથી વાત, વિનેચટ વિચારે બહુ ભાત.
વિનેચટ વિચારજ કરે, ચિતમાં ચિંતા ઝાઝી ધરે;
પોહોર દિવસ રહ્યો તે ખરો, વિનેચટને મન ખરખરો.
ચિંતા મનમાં સબળી થઈ, ધાવે મુખ દીઠું છે તહીં;
વિનેચટને પૂછે વાત, કહો સ્વામી મુજને વિખ્યાત.
વિનેચટે કહ્યું વૃત્તાંત, કામ એ તો મહા કૃતાંત;
કપરૂં કામ આવી એક પડ્યું, ધાવ કહે તે નહીં રહે અડ્યું.
મુને મંત્રીએ કહ્યું છે આજ, ઢુકડે લગન આવ્યું મહારાજ;
કુળદેવીનું કીજે કામ, નગર બ્હાર ચંડીનો ઠામ.
સવા પોહોર ત્યાં કરવું નૃત્ય, વિલાસિની નવ માને સત્ય;
વીણા વ્હાવી મારે હાથ, રેહેવું બંનેને સંઘાત.
રાય કહે છે એવી વાણ, હા કહીને આવ્યો નીરવાણ;
ઘરની તો આ ગત છે સહી, મુખ તો મારૂં જૂએ નહીં.

### દોહરો.

સાચું વચન તુજને કહું, તજું હવે મુજ પ્રાણ;
ધાવ બોલી ભાવશું, કરૂં હું એને જાણ.

### ચોપાઇ.

એ વાત હું પૂછું જઈ, સમજાવીશ હું એને કંઈ;
વિનેચટ કહે પૂછો ધાવ, સારોની મારો આ દાવ.

એમ કહીને ચાલી ત્યાંય, વિલાસિની બેઠી છે જ્યાંય;
વાત કેતાં બાઈ આવે લાજ, વિલાસિની કહે શું છે કાજ.

## દોહરો.

શું કહું બાઈ તુજને, વાત તણી તે પેર;
હમણાં રાજ સભા થકી, વિનેચટ આવ્યા ઘેર.

## ચોપાઇ.

મરવા ઊપર કીધું મન, આપ્યું મેં તેને વચન;
રાજ્યદ્વાર નીપન્યું જેટલું, કહ્યું મુજ આગળ તેટલું.
તમને હું કરૂં પ્રકાશ, એક હાણ ને બીજું હાસ્ય;
હેડે હરખી બોલ્યો રાજ, ફરમાવ્યું એણે એક કાજ.
પુત્રી હું પરણાવું તાહરે, ગોત્રાચાર કરો જાહરે;
ગામ બ્હાર વાડી મોઝાર, ચંડીતું દેવળ છે સાર.
કઠણ એક સોંપ્યું છે કૃત્ય, તમારે ત્યાં કરવું નૃત્ય;
વિનેચટ કર વીણા વ્હાય, સવા પોહોરનું ધ્યાનજ થાય.
વિલાસિની મન વાણી વશી, ઝાઝું ખડખડી તે તો હશી;
એવું કયાંથી મારૂં ભાગ્ય, તો તો તુજને લાગું પાગ્ય.
એ મૂરખ શું વીણા વ્હાય, એમાં કયાંથી એ વિધાય;
સાત સ્વરને ત્રણ છે ગ્રામ, છત્રીશ રાગણી કેરાં ઠામ.
ચતુર શિરોમણિ બુદ્ધનિધાન, ભણ્યો ગણ્યો હોય વિદ્વાન;
એવા ગુણવાળો વીણા વ્હાય, એવું હોય તો લાગું પાય.
સંગે શું હું કરૂં તાહરે, ફજેત મુજને કરે જાહરે;
તોલ સર્વની આગળ જાય, નૃત્ય ભંગ વીણાથી થાય.
પ્રથમ જઇ પૂછો એહ, પરીક્ષા મુજને આપે તેહ;
હેઠળ વીણા વાયે તર્ત, ઉપર હું કરૂં છું નૃત્ય.
વિલાસિંનીએ કહ્યું જેટલું, વિનેચટને સોંપ્યું તેટલું;
વિનેચટ કહે એમાં શી વાર, હા કહે ઉપર જઈ નિરધાર.
એક બે ત્રણ ને ચોતાલ, એ જ્ઞાનનો સઘળો ખ્યાલ;
પ્રથમ પોહોર કેહેવાય લલીત, પછી અવીજાસને અભીત.

ચાર ઘડી ચઢતાં ભેરવી થાય, સવા પોહોરે બિલાવર ગાય;
આશાવરી છે એની સંગ, પછી મધ્યાને સારંગ.
ગોડી સાંજ સમે તે હોય, શ્યામકલ્યાણુ પછી તે સોય;
સવા પોહોરે તે અભીકલ્યાણ, મધ રાતે કાનુડો પ્રમાણુ.
રાગ સ્વર વિના ગાએ જેહ, અસુરવત તો જાણવો તેહ;
નૃત્ય રીત સંપૂરણ હોય, કરી શકે નવ એવો કોય.
તાંડવ નૃત્ય શિવજીની પાસ, બીજું ઇંદ્ર કેરે નિવાસ;
તેથી નરતું સંગીત ગાન, ગાંધર્વ જન કરે તે તાન.
તાનસેન સરીખા જે થાય, પુરણુ રાગ તે ધરના ગાય;
વણુ સમજે ગાયન નવ થાય, અજાણ્યા ગોથાં બહુ ખાય.

### દોહરા.

લખી પત્ર એહ પાઠવ્યો, વિલાસિની કેરી પાસ;
વિનતા વાંચ્યું મન કરી, પામી મન ઉલ્લાસ.

### ચોપાઇ.

આ જોતાં વિદ્યા પૂરણુ, બોતેર કળા બત્રીશ લક્ષણ;
ભણ્યા વિના એ કયાંથી લખે, મૂરખ એ આવું શું ભખે.
સરસ્વતિનો સંપૂરણુ વાસ, આજ આવ્યો મુજને વિશ્વાસ;
કંઇક મન થયું તેણી વાર, આપી વીણા ધાવને કર સાર.
એને આપ તું વેગે કરી, પ્રગટ પારખું જોઇએ ફરી;
વીણા લઇને ધાવજ ગઈ, વિનેચટને આપી તહીં.
વીણા આપી તેને હાથ, કહ્યું હવે વગાડો નાથ;
વીણા ગ્રહી પોતાને હાથ, વજાડવા નૃત્યની સાથ.

### દોહરા.

વીણા વજાડી વિનેચટે, ઉપર અબળા કરે નૃત્ય;
તાળ સ્વરને રાગણી, મળીયું વીણામાં સત્ય.
મોહ પામી તે માનની, શુધ બુધ ભૂલી કાય;
વાગે ચરણે ઘૂગરા, સુરભેર નાચે અબળાય.
ભેદ કરે ઘણો ભામની, વિનેચટ ચૂકવા માટ;
સરળ પ્રકારે શોધતાં, નવ ભૂલ્યો એ ઘાટ.

## ચોપાઇ.

સકળ ગુણ દીઠો ભંડાર, નારીનો ઉતર્યો અહંકાર;
જાણું એ મૂરખ છે સહી, એવો ગમાર જુગ મધ્યે નહીં.
ધાવને તો પાગે નમી, તારી વાતતો મુજને ગમી;
પ્રગટ પારખું લીધું આજ, હવે કહો તે કરૂં હું કાજ.
એમ કહીને રાખ્યું નૃત્ય, ધાવ લાજ ભાગે કેમ તર્ત;
વર્ષ આઠની સામટી તેહ, કાલે બોલાવું હું આણી નેહ.
નૃત્ય કરી આવું જ્યાહરે, બોલાવું હુંતો તાહરે;
તે માટે સાંભળ મુજ વાત, અણબોલી આવું સંઘાત.
આવ્યા પછી કરૂં કંઇ વાત, બોલાવું કહી મારો નાથ;
હવે તજ્યો એને કેમ જાય, પળ એક વર્ષ સો થાય.
એવું કહી હેઠે ઉતરી, સજે શણગાર બહુ પ્રીતે કરી;
વાળ મોતીએ પરોવ્યા સાર, વળી શોળે સજ્યા શણગાર.

## દોહરા.

પછી પુરપતિએ કહાવીયું, વિનેચટ કેરે ધામ;
વિલાસિની સહ આવજો, વાડી કેરે ઠામ.
સુખ આસન ત્યાં મોકલ્યું, સુંદર રત્ન જડાવ;
વિલાસિની બેઠી વેગે કરી, મનમાં આણી ભાવ.

## ચોપાઈ.

સુખ આસન બેઠી જ્યાહરે, વિનેચટ અશ્વે ચડયો ત્યાહરે;
ધાવને સોપ્યું ભોવન, ચાલ્યાં તે જ્યાં છે રાજન.
સાથે મંત્રી સેવક સાથ, રહ્યા બ્હાર સૌ જાતો જાત;
વાડીમાં દેવળ છે જ્યાંય, રાય મંત્રિ બેઠા છે ત્યાંય.
જાજમને ગાલીચા સાર, શોભા તકીઆની અપાર;
વિનેચટ તો અશ્વે ચડી, આવ્યો તે ઠામે તે ઘડી.
આવ્યા મધ્ય વાડી મોઝાર, કીધો ચંડીને નમસ્કાર;
હરખે રાયે દીધું માન, તેથી ઝાઝું દે પ્રધાન.
ખાન પાન સુંદર મુખવાસ, નૃત્ય માંડયું આણી ઉલ્લાસ;
વિલાસિનીને મન હરખ ન માય, વિનેચટ વીણા સુંદર વાય.

## દોહરો.

ચંડીના મુખ આગળે, વિલાસિની કરતી નૃત્ય;
સંગીત તેવું વાગતું, ચૂકે નહીં કંઈ ગત્ય.

## ચોપાઇ.

ચોમુખ દીપક કેરી થાળ, તે કરમાં ઝાલી ભૂપાળ;
વિનેચટ વિલાસિનીને રાય, ચોથો વિબુધ મંત્રિ કહેવાય.
નૃત્ય નિહાળી રીઝયો ભૂપ, જાણે રંભા સરખું રૂપ;
પૃથ્વી ઊપર પગ નવ ધરે, અંગ મોડીને કટકા કરે.
બોતેર કળાથી કરતી નૃત્ય, ગઈ શંભ્ભ કેરી ત્યાં ગત્ય;
મોહ્યા મણિધર મોહ્યો ચંદ્ર, મોહ્યા ગાંધર્વ મોહ્યો ઈંદ્ર.
થાય જેવો વીણાનો નાદ, તેવો પડે નારીનો પાદ;
રાગ છત્રીસે તેમાં ભળે, ચંગ મૃદંગ સુર આવી મળે.
ઢોલ નરઘાં ઘુઘરને ચંગ, ઊતારે વીણામાં રંગ;
નૃત્ય દેખી વિલાસિની તણું, સર્વે મોહ પામ્યા છે ઘણું.
અંતરીક્ષ આવી ઉભા સાર, સકળ દેવ મોહ્યા તે વાર;
દેવ કહે કારણ શું આય, મનુષ્ય લોકમાં તાંડવ થાય.
વિનેચટ વીણા વાયે સાર, તેવી નાચે વિલાસિની નાર;
હરખ પામ્યા હેમરથ ઘણું, કહે પ્રધાન કારણ એ તણું.
મારે મન ઉપન્યું જે કાર, તેવું તો નિપન્યું આ વાર;
પુત્રી જોઈ થયો રળીઆત, જમાઈની શી કહેવી વાત.

## દોહરો.

એ પ્રમાણે વિલાસિનીએ, નૃત્ય કીધું જ્યાં સાર;
વીણા વાયે તેથી ઘણી, વિનેચટ ત્યાં નિરધાર.

## ચોપાઇ.

સવા પોહોર એ પેરે ગયો, પછી નાચ ત્યાં પૂરો થયો;
વિલાસિની તો નાચી રહી, વેળા તવ જવાની થઈ.
રાજા નવ બોલી શકે વાણ, દીગમૂઢ થયો નિરવાણ;
પ્રધાન સ્તબ્ધ થઈને રહ્યો, ચિત્રવત તે ત્યાં થઈ ગયો.

વિનેચટે વીણા વઈ સાર, તેથિ મોહ્યા સૌ અપરંપાર;
ચેતન આવ્યું પછીથી જ્યાહરે, હેમરથ બોલ્યો ત્યાહરે.
કહો પ્રધાન આ શું કહેવાય, ભૂમીમાં આવું નવ ગાય;
પંચાણું વર્ષ થયાં સર્વથી, નૃત્ય આવું તો દીઠું નથી.
ગાન કળા જોતામાં ઘણી, શોભા જાણે ઇંદ્રાસન તણી;
ધન્ય ધન્ય એહનો અવતાર, ઢાંકયાં રત્ન દીસે ભંડાર.
પ્રણિપત કરીને લાગ્યો પાય, આજ્ઞા માગીને ઘેર જાય;
વિબુધ મંત્રી રાજાની સાથ, ગયા ભુવન થયા રળીઆત.
આવી રાજા ભુવનમાં જાણ, વિબુધ પ્રત્યે બોલ્યો વાણ;
ભલી મસ ચલાવી તમે, જેથી નિરખી નારી અમે.
રૂપ પ્રમાણે ગુણ વિવેક, જોડ પૃથ્વીમાં આવી એક;
ગુણ રૂપનો જે મેળાવડો, તેતો મારી દ્રષ્ટે પડયો.

## દોહરા.

પ્રધાન કહે રાયને, જેમ માન્યું તન મંન;
વિબુદ્ધ ત્યાંથી ચાલીયો, થઇ પોતે પ્રસંન;
વિચારે છે દિલ વિષે, વિલાસિની નારી ત્યાંય;
કેમ બોલાવું હાલ હું, ઉપજે લાજ મનમાંય.
ગુણ જોઇને ગરક થઇ, સુધ બુધ આપે ખોઇ;
નીચેથી ઉચું ભાળે નહીં, મનમાં અદકું મ્હોઇ.

## ચોપાઇ.

વિદ્યાવિલાસિની કરે વિચાર, પિયુ બોલાવું શે પ્રકાર;
ડાબા પગનું ઝાંઝર જેહ, નૃત્ય કરતાં મૂકયું એહ.
બોલાવું એ મસે કરી, સ્વામી ઝાંઝર હું વીસરી;
એવું વિચારી મૂકયું સહી, સુખ આસનમાં બેઠી તહીં.
આવો મન વિચારજ કરી, ચાલી નિજ મંદિર સુંદરી;
વિનેચટ થયો છે અસ્વાર, સાથે આવ્યો મંદિર સાર.
હરખ બેઉને સબળો મન, એમ કરતાં આવ્યાં સદન;
સુખ આસનથી ઉતરી કામની, ગઇ પૂરી અરધી જામની.

સુખ આસન લઈ સેવક ગયા, સૌ સૌને મારગે વલ્યા;
કામની કંઠે ઘાલ્યો હાથ, ચતુર શિરોમણી મારા નાથ.
હીરા આગળ જેવો કાચ, તમ વીણા આગળ મુજ નાચ;
સમુદ્ર આગળ જેવો કૂપ, તેલ આગળ તો જેવું તૂપ.
બ્રાહ્મણ આગળ ભાટજ જેમ, હું તમ આગળ શોભું તેમ;
વિવેક તનમાં અપરમપાર, વારી જાઉં હું વારમવાર.
પ્રધાન પુત્રનું થાજો ભલું, મન ગમતું જે સુજનું મળ્યું;
એવું કહી આપે તંબોળ, કુમકુમ તિલક કર્યું કપોળ.
રૂદયાસું ભીડી તે વાર, તમો મારા હૈયાના હાર;
ચુંબન કરી ચતુરા કહે એમ, કામ એક છે પણ કહું કેમ.
વિનેચટ કહે વિનતા ઓચરો, રખે મન ધરો ખરખરો;
પ્રથમ તમારૂં કરીશું કામ, પછી વિશ્રામ લૈશું આ ઠામ.

## દોહરા.

વિદ્યાવિલાસિની વળતું વદે, સાંભળીએ મહારાજ;
નૃત્ય કર્યું ત્યાં માહરૂં, ઝાંઝર પડીયું આજ.
નેપુર તારા ચર્ણનું લાવું હું નિરધાર;
કામ કરૂં હું કામની, ક્ષણ ન લાગે વાર.
સ્વામી મારા નવ જશો, ઘણી ગઈ છે રાત;
દરવાજા દીધા હશે, ખોળજો પ્રભાત.
તમને હું કેમ મોકલું, આ વેળા મહારાય;
નેપુર મારા ચર્ણનું, જાય તો છો જાય.
એમ કરીને કર ગ્રહ્યો, નાંખી કંઠે હાથ;
જાવા નહી દઉં નાથજી, એમ કહિ ભીડી બાથ.
વિનેચટ એમ વદે, સાંભળ ચતુર સુજાણ;
નેપુર તો લાવ્યા વિના, નવ પડે ચેહેન નિરવાણ.
નેપુર તારા ચર્ણનું, આણી આપું આજ;
વળતી તમે કહો તે કરૂં, નિશ્ચે હું તો કાજ.
કેમ જાશો પિઉ એકલા, ઘણી ગઈ છે રાત;
મન માને નહીં માહરૂં, કોહો તો આવું સાથ.

દરવાજા દીધા હશે, ઘોર અંધારી રાત;
ઘણા દિનના અબોલડા, માટે કરવી વાત.

### ચોપાઇ.

વિનતા નહીં લાગે કંઈ વાર, જોતામાં આવ્યો નિરધાર;
એવું કહીને વિનેચટ જાય, હોનારૂં અળગું નવ થાય.
નારી હું જાવાનો તહીં, એક પલકમાં આવું અહીં;
નેપુર તારૂં લાવું સહી, ચિત્તમાં ચિંતા ધરશો નહીં.

### દોહરો.

એવું કહીને સંચર્યા, નેપુર લેવા કાજ;
શ્યામા કહે વ્હેલા આવજો, શીઘ્ર થઇ મહારાજ.

### ચોપાઈ.

વિનેચટ ત્યાંથી નીસર્યો, વાડી મધ્યે જઇને ઠર્યો;
ચાલ્યો ચપળ વેગે તહીં, નૃત્ય કર્યું ત્યાં આગળ સહી.
ખોળ કરી છે ત્યાં જેટલે, પડયું નેપુર દીઠું તેટલે;
નેપુર લીધું નારી તણું, મનમાં હરખ્યો પોતે ઘણું.
નેપુર લઇ આવ્યો જે વાર, ભીડયાં દીઠાં બંને દ્વાર;
વિનેચટ વિમાસે મનમાંય, હવે કરવો કોણ ઉપાય.
બાહાર હવે જો વાસો રહું, તો તો ઘેર દુ:ખ પામે સહુ;
આ વેળા ઉઘડાવું દ્વાર, તો ઓળખે સહુ આ વાર.
આવડી રાતે ક્યાંથી ફરયો, વિનેચટ શાને સંચરયો;
સેવક જન સૌ ક્યાં ગયા, પોતે કેમ જાતે આવીયા.
હાસ્ય કરે મારૂં સૌ સાર, નવ ઉઘડાવું માટે દ્વાર;
બીજો કાંઇ કરૂં પ્રપંચ, રચું નગર જાવાનો સંચ.
મન વિચાર કરે જેટલે, ઘણું દુ:ખ પામ્યો તેટલે;
જો રહું હું આણે ઠામ, મહિલા આગળ જાએ મામ.
ધાર્યું કામ જે કરે તર્ત, વચન જાયે તેથી રૂડું મર્ત;
વાયદો વિલાસિનીને કીધો આજ, હમણાં જાઉં તો રહેશે લાજ.
વર્ષ આઠના અબોલા જેહ, તૂટયા તેહ થયો છે નેહ;
તે જોતામાં ભાગી જશે, કામનિ કો દિન મેણું મારશે.

હવે શો કરવો પ્રકાર, જાવું પુરમાં તો નિરધાર;
ચાલવું બુદ્ધિ માહરી આજ, જેથી સધરે મારૂં કાજ.
આ ધરનાળે જાવાનો ઠામ, સરશે એથી મારૂં કામ;
બાંધ્યા છે પત્થર ચોપાસ, એક ગજ પોહોળું પ્રકાશ.
ગજ ચાર લાંબું પ્રમાણ, તેમાંથી જાવું નિરવાણ;
તેમાં પેસવા તતપર થાય, કચ્છ વાળીને પોતે જાય.
ચાંપી બાંધી માથે પાઘ, પેઠો તેમાં જોઇને લાગ;
ચોર પગલાં ધરે છે જેમ, વિનેચટ ચાલ્યો છે તેમ.

## દોહરા.

અર્ધ ધરનાળે આવીયો, તે થાનક મણીધર સાપ;
કંઇક કાળથી કરે, રખવાળું ત્યાં આપ.
વિનેચટને દેખીને, મનમાં આવી રીસ;
આજ સુધીમાં કોઇપણ, આવ્યું નહીં આ દીસ.
એણે વાટ પાડી અહીં, કોઇ દિન માહારૂં મૃત્ય;
તે નાગ મહા ક્રોધમાં, સામો આવ્યો સત્ય.

## ચોપાઈ.

ફેણ માંડીને ઊભો રહ્યો, લગભગ વિનેચટ આવીયો;
ભુજંગ દેખી પાછો ધસ્યો, સાપ જઈ અંગૂઠે ડસ્યો.
મારી ડંશને પાછો ફરચો, વિનેચટ ત્યાંથી નીસર્યો;
ચઢી લેહેર ચગડોળે ચઢ્યો, ધરનાળાને મોઢે પડ્યો.
નહી શરીરે શુદ્ધ કે શાન, બ્રહ્માંડે જઇ પોહોચ્યા પ્રાણ;
ઉંચાં નેત્ર ચડયાં છે નકી, કંઠે બાકી છે કાયકી.
વિનેચટ તવ ધરણી ઢળ્યો, રામ શબ્દ મુખથી નીકળ્યો;
ઝેરની લેહેર વાપી છે તહીં, શબવત થઈ પડ્યો છે સહી.

## દોહરા.

રાખનાર શ્રી રામજી, તે મારચો કેમ જાય;
પાસે એક મેહેલ છે, વસે ત્યાંય ગુણકાય.
મણીમંજરી નામ એહનું, પાળે શુદ્ધ આચાર;
જ્ઞાન વિદ્યા સુંદર સહી, અસત્ય નહીં ઉચ્ચાર.

## ચોપાઇ.

નગર બહાર ગુણકા છે જેહ, મણીમંજરી કહીએ તેહ;
પાસે દ્રવ્ય તેને છે બહુ, વૈભવ દીસે છે ત્યાં સહુ,
સો સેવક દાસી પચ્ચાસ, કરે સેવ રહે એની પાસ;
વિનેચટ પડ્યો જ્યાહરે, શબ્દ સુણ્યો તેણે ત્યાહરે.
રામ નામ કીધો ઉચ્ચાર, ગુણકાએ સુણ્યો તે વાર;
વળી સુણ્યો તેણે ધબકાર, પડ્યો કોઈ પુરુષ તે ઠાર.
એવું જાણી ઊઠી સહી, સેવક એક બોલાવ્યો તહીં;
મણીમંજરી હેઠી ઊતરી, દીપક કેરી જોતજ કરી.
સેવક પાસે ઉઘડાવ્યાં દ્વાર, રાત દીસેછે ઘોર અંધાર;
વેગે વિનતા ચાલી સહી, આવી વિનેચટ પાસે તહીં.
વિનેચટને જ્યારે નિરખિયો, જીવ મણીમંજરીનો હરખિયો;
હવે માહારૂં સર્યું કામ, વિનેચટ રાખું મુજ ધામ.
આવે કયાંથી એ આ દીશ, ચડ્યું વિષધર કેરૂં વિષ;
સર્પ ડંશ દીસેછે ઘણું, રૂધિરતણી ચાલી છે ઝણું.
મોહોરો વળગાડ્યો ડંખજ જ્યાંય, બીજો મૂક્યો મુખની માંય;
જેવું પાણી મોહોરાનું ગળ્યું, વિષ તે વાન્તીથી નીકળ્યું.
વિનેચટ તવ થયો સચેત, ગુણકાને કહે આણી હેત;
ઘણો ગુણ તમોએ કર્યો, જેથી મુજ દેહ કુશળ રહ્યો.
ગુણકા બોલી નામી શીશ, કયમ આવ્યા રાતે આ દીશ;
આપોઆપ આવ્યા મહારાજ, અવઘડ એવું છે શું કાજ.
વિનેચટ ત્યાં બોલ્યો વાણ, સાંભળ ચતુરા ચતુરસુજાણ;
નેપુર નારીનું લેવા કારણે, નિસર્યો આ સમે બારણે.
વિલાસિની પરણે દિન બહુ થયા, આઠ વર્ષ અબોલા રહ્યા;
હતી આંટી તે ભાંગી આજ, તવ થયું વિઘ્નકેરૂં કાજ.
ગુણ તને ઈશે આપીયો, જીવ મારોતો ઊગારીયો;
વધામણી કંઇ માગો તમો, પછી મંદિર પધારૂં અમો.
સ્વામી વાત કહું નિરધાર, જો વચન આપો આ ઠાર;
આપ્યું વચન વિનેચટે તહીં, જે માગો તે આપું સહી.

### દોહરો.

મણીમંજરી તે સમે, બોલી મુખે વાણ;
જો તમો મુજને વરો, તો થાએ કલ્યાણ.

### ચોપાઈ.

તમને વચન કહું છું આજ, મુજ મંદિર રેહેવું મહારાજ;
અરૂં પરૂંતો જાવું નહીં, એ વચન હું માગું સહી.
લક્ષ વશા રાજી છું હુંય, હમણાં જાવા દેની તુંય;
ઉત્તમ દિવસે કરીશું કામ, ગુણકા કહે રહો આજ આ ઠામ.
જે સમેનો ઝાલ્યો હાથ, તે સમે થયા છો નાથ;
બીજી જો કંઇ બોલો વાણ, તે વાતે તમને છે હાણ.
વિનેચટે મનમાં આદર્યું, ગુણકા કહે તે તો ખરૂં;
વચને બાંધ્યો વિનેચટ રાય, બોલ પોતાનો કેમ લોપાય.
વિનેચટ કહે તું કેહે તે કરૂં, દે આજ્ઞા તો મસ્તક ધરૂં;
જ્યારે આપો આજ્ઞા સાર, ત્યારે હુંતો જાઉં નિરધાર.
મણીમંજરી બોલી વાત, સત્ય વચન એતો મુજ નાથ;
ચાલો જઇએ આપણે ઘેર, વિહાર કરીએ રૂડી પેર.
સ્ત્રી ભરતારનો થાશે જોગ, રતિ સુખનો ભોગવીશું ભોગ;
વચન સુણીને ચાલ્યો તહીં, ગુણકા કેરે મંદિર સહી.

### દોહરા.

પાંચમે માળે પ્રેમદા, તેડી ગઈ તતકાળ;
તે સ્થાનક બહુ શોભતું, દીસે ઝાકઝમાળ.
દિન દિન દીપકમાલિકા, સૂર્યવત પ્રગટે જોત;
બેઠક બાવન ભાતની, ઉદેકાર ઉદ્યોત.

### ચોપાઈ.

એથી ઉપમા બીજી કશી, સૂર્ય શશિ રહ્યા જેમ વશી;
ચિત્રનું બેહદ છે કામ, ભૂખ તરશ ખોવાનો ઠામ.
ફુવારા છૂટે ચોપાસ, બેહેકે બહુ અત્તર બરાસ;
ત્યાં સેજ ગુણકાની જેહ, સવા લાખની જોતાં એહ.

ખાન પાન મેવા તંબોળ, કરે ક્રીડા ઉપજે કલ્લોલ;
સુખીયા દિન કાઢે સર્વથી, દુઃખને નજરે જોતી નથી.

## દોહરા.

કામરૂ દેશની કામની, આવી છે આ ઠાર;
મંત્ર તંત્ર ને મોહની, જાણે તે અપાર.
ગાન તાનને ચપળતા, સંપૂરણ સઘળી વાત;
વર્ષ વીસ ભર જોબના, ઉત્તમ કુળને ભાત.
મણીમંજરી મુખ ઓચરી, સુણો સ્વામી જન;
ક્રીડા મુજ સાથે કરો, કહું છું સત્ય વચન.

## ચોપાઇ.

વિનેચટ તો વળતું વદે, સાંભળો કરણે ધરજો રૂદે;
જાતે તું તો છે ગુણકાય, તું સંગે ક્રીડા કેમ થાય.
મણીમંજરી બોલી વાણ, સાંભળ વિનેચટ ચતુર સુજાણ;
મારે એક તમો ભરથાર, બીજા સાથે નહિં વેહેવાર.
પુરુષ જન્મથી દીઠો નથી, યદ્યપિ શુદ્ધ રહી સર્વથી;
અસત્ય વદે તેના બે બાપ, પ્રલય કાળ તણું શિર પાપ.
મુજશું કરો ભોગ વિલાસ, હું જેથી પામું ઉલ્હાસ;
આપ્યો કોલ બોલો નહીં ફરી, વિનેચટે વિમાસણ કરી.
વિનેચટ કહે રાખું વિશ્વાસ, ખાન પાન પછી વિલાસ;
જ્યારે પાછલી રહી જામની, મણીમંજરી ઉઠી ભામની.
વિચારી બુદ્ધિ મન પ્રકાશ, રાયલોકનો શો વિશ્વાસ;
પુત્ર પિતાને જોતાં સહી, કરે ઘાત તે ચૂકે નહીં.
એ ભાઇ રચે એક ઠાઠ, નિદ્રામાં ઘડે મુજ ઘાટ;
માટે એક કરૂં હું કાર, મંત્રી બાંધું સૂતર તાર.
સાધી વિદ્યા કામાક્ષરી, સાઠ ગાંઠનો દોરો કરી;
વિનેચટ પગે બાંધ્યો જેટલે, પોપટ તર્ત થયો તેટલે.
સમજે મનમાં સઘળી ગત્ય, શું કરે ચાલે નહિ મત્ય;
મંત્ર તણું ઝાઝું છે જોર, ઉતર્યો વિનેચટનો તોર.

દોહરા.

પંદર હજારનું પાંજરૂં હીરા રત્ન જડાવ;
તેમાં ઘાલ્યો પોપટો, આણી અદકો ભાવ.
રાત દિવસ સેવા કરે, વિચારે બહુ પેર;
પ્રાણપ્યારો આપીયો, ઈશે કરીને મ્હેર.

ચોપાઇ.

રાતે ભોગવે મન ધરી, રાખે દિવસે પોપટ કરી;
મંત્ર બળે દોરો કર્યો જેહ, બાંધે જમણા પાગે તેહ.
તે દોરે તો પોપટ થાય, રાખે કનક પાંજરા માંય;
રાતે પુરુષ કરે તે નાર, ભોગ વિલાસ કરે અપાર.
દિવસે બાંધે દોરો વળી, મણીમંજરીની પોહોચી રળી;
પાંચમે માળ શૈયા છે સાર, તેની શોભા અપરંપાર.
તે ઉપર તો તેણે ધર્યું, વિનેચટ કેરૂં પાંજરૂં;
પરભાતે પૂરે તે વીર, પિંજર માંહે કરીને કીર.

દોહરો.

પાંજરે વિનેચટ પડયો, ગુણકા કેરે ઘેર;
એ વાત એટલેથી રહી, વિલાસિનીની કહું પેર.

ચોપાઇ.

રાત કાહાડી રામાએ તેમ, બપૈયો મેહ તલખે છે જેમ;
પરભાતે ઉગ્યો જવ ભાણ, તરૂણીનો તવ તલખે પ્રાણ.
જાએ ઘરમાં આવે બાહાર, અરે દૈવ કેમ લાગી વાર;
રાતે વિનેચટનો વાયદો, પ્રભાતે તેનો કાયદો.
તુજ આગળ કહું સાચી ગતી, એહ વિના કેમ છવું રતી;
એનો સ્નેહ સાલે છે બહુ, લાગે એ વિણ સૂનું સહુ.
બળ્યું ઘર ને બળી સૌ રીત, બળ્યું જોબનને બળી સો પ્રીત;
બળી બુદ્ધિ બળ્યું મુજ રૂપ, જો મળે નહીં વિનેચટ ભૂપ.
તોડયો નથી પતિનો નેમ, માટે મુજને વાધે પ્રેમ;
અતી કઠણ તે એણે કર્યું, માટે મુજથિ ન જાયે રહ્યું.

## દોહરા.

ભણુના ગણુના ચાતુરી, તીનું બાતાં સેહેલ;
કામ દહન મન વશ કરણુ, ગગન ચઢન મુશ્કેલ.
ધાવ મુખે ત્યારે વદે, કહું છું સત્ય વચન;
ધીર રાખો હૈયા વિષે, સ્થિર કરીને મન.
કહ્યું હતું મેં અતિ ઘણું, માન્યું નહિ તે ઠામ;
બાંધે પાળ નિર વહિ ગયે, શે આવે તે કામ.
ધાવ તણી વાણી સુણી, વિલાસિની બોલી બોલ;
આજ થકી સર્વે તજ્યું, તનથી કરીને તોલ.
માસ ખટ જોઉં વાટડી, ના આવે પ્રાણાધાર;
દેહને હોમું અગ્નિમાં સાંભળજે આ વાર.
શ્વેત વસ્ત્ર અંગે ધરી, બેઠી વિલાસિની નાર;
શણગાર સોળે તજ્યા, ધરે શોક મન મોઝાર.
સેજ નહીં શણગાર નહિ, કાજળ ને નહિ હાર;
નહીં તંબોળ નહીં સોગટાં, નહીં તેલ ફુળ સાર.
આસન અવની ઊપરે, કરમાં ઝાલી માળ;
અવર કાંઇ નહિ બોલવું, જપે ભજન ગોપાળ.
નિદ્રા તજી છે નારીએ, અહરનિશ નામ તે પ્રમાણુ;
જળે વછોઇ જેમ માછલી, તેમ તલપે છે પ્રાણુ.
જુએ વાટ વિનેચટ તણી, રાજાને પ્રધાન;
શું છે હજુ આવ્યા નહીં, આથમીયો છે ભાણુ.
કેહેવું નવ ઘટે આપણે, ઉત્તમને નીચું કામ;
તેથી શરમ આવી હશે, ગયા નાશી નિજ ધામ.
પ્રધાને સેવક મોકલ્યા, વિનેચટને ઘેર;
ધાવે વાત માંડી કહી, બની હતી જે પેર.
કાલ રાતના ગયા વળી, નથી આવ્યા મહારાજ;
વાટ જોઈ ખટ માસની, દેહ કરવો પડ્યી તાજ.
સેવક ત્યાંથી સંચર્યા, આવ્યા રાજદ્વાર;
રાજાને માંડી કહ્યા, સર્વે તે સમાચાર.

રાય તે તો સાંભળી, ધરે ચિત ચિંતા અપાર;
ગયા વિનેચટ ગુણ નિધી, શો કરવો વિચાર.
દિલગિર થયા દિલમાં ઘણું, સુણતાં તે તો રાય;
નહીં ઘેર નહીં અહીં, એ તો શું કેવાય.
એ વિના આસન બેસું નહીં, નહીં નૃત્ય કે ગાન;
નહિ મંડપ નહીં વાડીએ, નહીં દેવાં કોઈને માન.
વિબુદ્ધને રાજા કહે, એ તે શો ઉતપાત;
વિનેચટ રીસાવીયા, ન આવ્યા તે માટ.
આપણે વચન એવું કહ્યું, નચાવ્યા મહારાજ;
માટે એ અહીંથી ગયા, સાચું માનો આજ.
આવું મેં જાણ્યું નહીં, દૂભાશે નર એહ;
તે માટે તજીને ગયા, આપણને દેઇ છેહ.
એમ કહીને ઊઠીયા, સભા તજી તે વાર;
આહા !! દેવ એ શું કર્યું, આવ્યા જ્યાં હતી નાર.
નારીને વાતજ કહી, ઢળી ધરણિ તે વાર;
એવો જમાઇ ક્યાંથી મળે, રહે આપણે દ્વાર.
ઉલટ ઊરમાં અતિઘણી, મળી સરખી જોડ;
કંઇ તમે દૂભ્યા હશે, કરમે આવી ખોડ.
સુતાં નિદ્રા આવે નહીં, ન ભોજન ભાવે રાય;
રાજ સભામાં આવે નહીં, નવ ચુકવે ન્યાય.
ચતુરાઇ શું કહું એહની, હુતા ઉત્તમ જાત;
ઓ મારા વિનેચટજી, ગયા તમે શા માટ.
ચાલ્યા સેવક સામટા, ચાલી વાત કાનોકાન;
નથી ભાળ વિનેચટ તણી, સુણતાં ખોયું ભાન.
રાયે દંડેરો ફેરવ્યો, વળી નગર મોઝાર;
શોધ લાવે વિનેચટની, આપું તેજી તોખાર.
નિત્ય પડો એમ ફેરવે, કોઇ ના લાવે ભાળ;
તનમાં દુઃખ લાગે ઘણું, ચઢે રાયને કાળ.
વિબુધ પ્રધાન પ્રત્યે કહે, સાંભળજો એક કાજ;
ખટમાસે આવે નહીં, તો દેહ કરૂં આ તાજ.

લીલાવતીએ વિનેચટ તણી, સુણી ત્યાં વારતાય;
હાંહાં કહી ધરણી ઢળી, મુરછાંગત તે થાય.
દાસીએ વાયુ નાખીયો, બેઠી કરી છે ત્યાંય;
વાત કરે દીલ દુઃખ ધરે, વિચારે મનમાંય.
હું મનમાં હરખી ઘણી, પોહોચી મારી આશ;
આહા !! દૈવ એ શું કર્યું, છેક કરી નિરાશ.
શણગાર તજ્યો કુંવરીએ, તજી નિદ્રાને હાર;
વસ્ત્રાભુષણ સર્વે તજ્યાં, તજીયું કાજળ સાર.
આત્મારામ મારો સહી, આત્માનો આધાર;
તન અર્પણ કર્યું તેહને, મુજ હૈડા કેરો હાર.
સુણો માત તમને કહું, મારે મરવું આજ;
એવું કહી મરવા કરે, જીવ આવે શે કાજ.
વિનતા ઘણું એમ વલવલે, ટળવળે વિયોગે તેમ;
તલખે તરૂણી તન થકી, જળ વિના પોરો જેમ.
ચંદ્ર જેવી કાંતી હતી, ગોરૂં જેતું ગાત્ર;
જીભ ઘાલી છે દાંતમાં, જેથી થાયે ઘાત.
હેમ પિતા એમ ઓચરે, લીલાવતીની સાથ;
વાટ જોવી ખટ માસની, પછી કરજો ઘાત.
હમણાં ઘાત કેમ કીજીએ, અબળા બુદ્ધજ હોય;
પુરુષ તો ફરતો હશે, મન માને ત્યાં સોય.
આજ નહીં તો કાલે સહી, વળી આવશે પર્મ;
આવશે નિશ્ચે એ સહી, ઇશ્વર રાખશે ધર્મ.
એટલું માન મારી દીકરી, આણ્ય મુજ વિશ્વાસ;
હજુ વિલાસિની ધીરજ ધરી, બેઠી નીજ અવાસ.
તેને મુકી જાએ નહીં, ધીરજ ધારો આજ;
તેણે ધીરજ ધારી સહી, જુઓ કરે શું કાજ.
પ્રથમ આપણ કેમ કીજીએ, પછી કરીશું તેમ;
એવાં વચન કહ્યાં તહીં, ધરો મન ગમતાં નેમ.
કહું તમને એટલું, પ્રતિજ્ઞા મુજ એક;
ખટ માસે મળે નહીં, તો પાડીશ મારી દેહ.

વસ્ત્ર એકજ પેહેરીયું, બેઠી અગાસી નાર;
ધ્યાન ધરે વિનેચટ તણું, લીલાવતી જે નાર.
કેહે જો વિનેચટ આવીયો, આપું ભણી અપાર;
જીભ ઘડાવું સોવણે, આપું નવ લખ હાર.
ખટમાસ એમ વહી ગયા, નવ આવ્યો વિનેચટ તેહ;
કંઠે હું ફાંસો ખાઉં, કે અગ્નિ હોમું દેહ.
સવા પ્હોર સૂરજ તણું, ધરતી મન કરી ધ્યાન;
જમણા પગને અંગૂઠડે, તોળે છે સૌ વાન.
ન ભોજન ભાવે રાયને, સુતાં બેઠાં ન રેહેવાય;
ક્ષણ મુખથી મેલે નહીં, વિનેચટના ગુણ ગાય.
ઘેર ઘેર શોક છે ગામમાં, નવ થાએ રાજસભાય;
આનંદમાં તો એક છે, પુરમાંહે ગુણકાય.

## ચોપાઇ.

ભાળ કઢાવોને રાજન, સૌનું છે ત્યાં એવું મન;
કોઈ આવી વિનેચટ કેહ, આપું મુખે માગે જેહ.

## દોહરા.

પ્રધાનને પુરપતિ મળી, કીધો એક પ્રકાર;
દાંડી દેવડાવી પુર વિષે, કરે આવો ઉચ્ચાર.
વધામણી લાવે વિનેચટ તણી, તે ઉપર રાય પ્રસંન;
નાહાલ કરશે તેહને, ઝાઝું દેશે ધંન.
નિત્ય પડો એમ ફેરવે, કોઇ ના કહે કંઇ ભાળ;
તેમ દુઃખ વાધે ઘણું, શું કરવું ગોપાળ.
મંત્રીને મહીપતિ કહે, એ મોટો ઉતપાત;
નામ ઠામ લાધે નહીં, ગજબ કેરી વાત.
એક વિનેચટ કારણે, થાશે ચારની હાણ;
વિલાસિની લીલાવતી, રાણી ને મુજ પ્રાણ.

## ચોપાઇ.

પ્રધાન ત્યારે બોલ્યો બોલ, રાખે ઈશ તમારો તોલ;
એવું કહીને આપી ધીર, મળશે તમને વિનેચટ વીર.

## દોહરા.

એમ કરતાં પુરા પછી, થયા છે ખટ માસ;
ત્રણ દિવસ ઓછા રહ્યા, ત્યારે તૂટી આશ.
હલકારાની જોડીઓ, આવે દોટા દોટ;
શોધ કરી થાકયા અમો, રાજાને કહે હોઠ.
આશા તૂટી સર્વની, બોલે વિપરીત જન;
વિનેચટ લાધે નહીં, દુઃખ પામ્યો રાજન.
વિબુદ્ધને રાજા કહે, તજું દેહ નિરવાણ;
વચન મારૂં ફરે નહીં, જો પશ્ચિમ ઉગે ભાણ.
વિદ્યાવિલાસિની એમ કહે, સાંભળ ધાવ સુજાણ;
હવે અવધ પૂરી થઇ, દેહ તજું નિરવાણ.
વળતી લીલાવતી એમ કહે, હવે જીવવું તે મિથ્યાય;
પ્રતિજ્ઞા પૂરી થઇ, તજું હું મારી કાય.
એહેવી પેર કરી રહ્યાં, આપ આપણે મન;
વિનેચટજી તો ગયા, હવે સૌ પામે મર્ણ.

## ચોપાઇ.

કર્યો વિચાર એમ અન્યોઅન્ય, મરવા ઊપર સૌનું મન;
વરતી રહ્યો છે હાહાકાર, એવે થયો છે એક પ્રકાર.
નારાયણની મોટી ગતી, રાખનાર સમર્થ યદુપતી;
તે દિન જોતાં ગુણકા ઘેર, ઈશે કીધી ત્યાં શી પેર.

## દોહરા.

તે દિવસે મણિમંજરી, ભોગ કરી અતિ સાર;
પોપટ રૂપ પાછું કરી, પુર્યો પિંજર મોઝાર.
નિદ્રા ભરીતી આંખડી, આળસ દીલ અપાર;
સેજ ઉપર સૂતી જઈ, વિસરી દેવું બાર.
ભર નિદ્રા સૂતી સહી, આળસ કીધું જાણ;
ખીલી દેવી વીસરી, સૂતી ત્યાં નિરવાણ.

### ચોપાઇ.

પિંજર ખોલી દેતી જ્યાહરે, કબજ વિનેચટ રેહેતો ત્યાહરે;
ખોલી દેવી ચુકી ચતુરાય, પડી નિદ્રાવશ તે ગુણકાય.

### દોહરા.

રાત મધ્ય પૂરણ ગઈ, જોયો વિનેચટે લાગ;
આવો દાવ કયાંથી મળે, ભળીયું મારૂં ભાગ્ય.
નિસર્યો પોતે પિંજર થકી, પોપટ રૂપે તેહ;
ત્યાંથી વેગે ઊડિયો, આવ્યો વિલાસિની ગેહ.
વિલાસિની ઘેર આવીયો, ભીડયાં દીઠાં દ્વાર;
ત્યાંથી વેગે આવીયો, લીલાવતી કેરે ઠાર.
ત્રીજી અગાસી ઊપરે, કષ્ટ કરે બહુ નાર;
આવ્યો પોપટ ત્યાં સહી, મુખથી કરે ઉચ્ચાર.
દીઠી નારી મહા દુઃખમાં, મનમાં મહા પરિતાપ;
એકી જીભે ઉચ્ચરે, વિનેચટ કેરો જાપ.
કરી વિલાપ વિનતા રૂવે, વિનેચટ આવ્યો તે ઠામ;
રાધે કૃષ્ણ કહે પોપટો, મુખે કહે શ્રી રામ.
અબળા એવું સાંભળી, આપે માંડી દષ્ટ;
આવો તમે મુજકને, ભાગો માહારૂં કષ્ટ.
લીલાવતી કર જઇ રહ્યો, પોપટ તેણી વાર;
લીલાવતી મુખે કહે, આવો પ્રાણાધાર.
ભલે આવ્યા પોપટજી, કહો કંઈ નગ્રની વાત;
આ મંદિર શું કામ છે, કેમ આવ્યા માઝમ રાત.
ભલે આવ્યા પોપટજી, જાણો વિનેચટ વાત;
તો મુખ આગળ દાખજો, થાઉં જેથી રળીઆત.
રાજ સભા સૌ બંધ છે, ઉદાસ છે સૌ સાથ;
જાણતા હો તો કહો, ક્યાં છે વિનેચટ નાથ.
ત્યારે પોપટ ઓચર્યો, સાંભળને તું નાર;
વિનેચટ છે આ નગ્રમાં, કુશળ છે નિરધાર.

લીલાવતી એમ ઓચરી, સાંભળ પોપટ વાત;
કયે ઠામ છે નગ્રમાં, કહો તે સઘળી ખ્યાત.
સાંભળતાં સુખ ઊપજે, દુઃખ મ્હારૂં જાય;
વિનેચટની ભાળ કહો, તો સુખ મનમાં થાય.
પોપટ વળતું વદે, સાંભળ લીલાવતી નાર;
વિનેચટ તારે માળીએ, ઘર માં દુઃખ લગાર.
એવું સુણી નારી તહીં, જોઇ આવી ઘર મોઝાર;
ખોળી આવી માળીએ, આવી પાછી તે ઠાર.
લીલાવતી વળતું વદે, સાંભળ પોપટ સાર;
નવ દેખું એને માળીએ, અસત્ય ન બોલું લગાર.
પોપટ પ્રેમે બોલીઓ, સાંભળ ગુણિયલ નાર;
વિનેચટ તુજ પાસ છે, હરખ ધરો અપાર.
લીલાવતી વળતું વદે, વિપરીત તારી જાત;
અહીંઆં તો દેખું નહીં, અસત્ય કેમ કરે વાત.
પોપટ વળતું વદે, સાંભળ લીલાવતી એહ;
વેચાયો વિનેચટ સહી, પરવશ પડીયો દેહ.
તેની વાત કહું તૂજને, જો આપે બાપનો કોલ;
વિનેચટ હમણાં મેળવું, સાચો મારો બોલ.
ઉઠી ફરી અબળા કહે, કરતી બહુ કલ્લોલ;
વચન પેઢી મુજ સાતનું, નિશ્ચે કરજો તોલ.
તે માટે નિશ્ચે કરી, કરો નામ પ્રકાશ;
પરમારથનું પુન્ય છે, પુરો આટલી આશ.
ત્યારે પોપટ વળતો વદે, અસત્ય ના બોલું નીશ;
વિનેચટ છે તમ કને, બેઠો તમ કર આ દીશ.
લીલાવતી વળતું વદે, સાંભળો કંથજી વાત;
સ્વામી પોપટ કેમ થયા, તે કોહો સાક્ષાત.
પોપટ તવ વળતું વદે, સાચી કહું છું વાર્તાય;
દેહ મારી પરવશ સહી, વચને બાંધી કાય.
તે માટે તુજને કહું, જો આપે બાપનો કોલ;
વિનેચટ થઇ હમણાં મળું, કરો પછી કલ્લોલ.

વનિતા વળતું ઓચરી, સાંભળ સ્વામી બોલ;
વિનેચટ થઇ મળે મુને, તો સાત પરીયાનો કોલ.
પ્રભુજી તમે કોહો તે કરૂં, પ્રગટો પ્રાણાધાર;
તમ વિણ હું ટળવળું, ટળવળે વિલાસિની નાર.
તમવિના શેહેર સાંસે પડયું, દુઃખ ધરે ધાવ અપાર;
વિબુધ પ્રધાન દુઃખીયો ઘણું, રાજા દુઃખીયો સાર.
તે માટે વેહેલા થઈ, પ્રગટ કરોને તન;
જેમ સૌને સુખ ઉપજે, પ્રસન રહે મુજ મન.

વિનેચટે પગ આગળ ધર્યો, કહે દોરો આ છોડ;
આ રૂપ અળગું થશે, પોહોચે મનના કોડ.

દોરો છોડયો નારીએ, વિનેચટ થયો તે વાર;
રૂદયા સાથે ભીડીયો, ચાલે આંસુધાર.

પુછે પછી લીલાવતી, કહો તમતણી વાત;
કોણે પોપટ બનાવીયા, કોહો તે સર્વે ખ્યાત.

પુછે પ્રેમદા પ્રીતથી, કહો કંથજી પેર;
આ ગતી કોણે કરી, બાંધ્યું કોશું વેર.

શકે શાપ થયો સિદ્ધનો, કે દૈવ રૂઠયા સોય;
વિનેચટ કહે કારણ કહું, વિતગ મૂજને હોય.

વિનેચટ વળતો વદે, સાંભળ નારી વાત;
મણીમંજરી રહે અહીં, ગુણીકા કેરી જાત.

તેને માળ હુંતો રહું, પીંજર પાંચમે માળ.
પેહેલો તુજને કહું, વળતી કરજે ખ્યાલ.

એકાંત કહેજે રાયને, માગે પોપટ સાર;
જુલમ જોર એહને, નવ કરશો તલભાર.

કાજ કરજે કળા થકી, બળનું નહિ કંઇ કામ;
પ્રપંચ કરીને પ્રેમથી, આવજો ગુણકા ધામ.

સવળાનું અવળું કરે, સ્થળ કરે જળ જ્યાંય;
કામણ ટુમણ મંત્ર સહુ, એના દેહની માંય.

## ચોપાઈ.

વાત એક સાચી કહું તુને, જીવત દાન દીધું છે મુને;
વાડીથી ઘેર આવું જેટલે, સર્પે ડંશ કીધો તેટલે.

## દોહરા.

એના મેહેલની આગળે, મુજને વીત્યું જેહ;
પ્રાણ ઉગાર્યો માહરો, સાચું કહું છું એહ.
મંદિર લઈ ગઇ માનની, રાખે પ્રીતે ઘેર;
આજ હું તો આવી ચડયો, કહું છું મારી પેર.
રાતે રાતે પુરુષ કરે, ખાનપાન નૈં ખોટ;
ચતુરા આજ ચુકી ગઈ, લાગી નિદ્રા ચોટ.
પિંજર કેરૂં બારણું, દેવું ભૂલી ગઇ;
આવ્યો ત્યારે હું સહી, નિદ્રા વશ જવ થઇ.
ભલે પધાર્યા સ્વામીજી, સૌનાં રીજ્યાં મન;
પુરણ થયા હત માસ છ, તો ખૂવત સૌનાં તંન.
વિનેચટ કહે વનિતા સુણો, કહું છું સાચી વાત;
જાગશે મણીમંજરી, તો કરશે ઉતપાત.
વચન એવાં સાંભળી, બાંધ્યો દોરો પાય;
પોપટ થઈ પાછો ગયો, પેઠો પિંજર માંય.
ભોર ભયો પછી તે સમે, જાગી છે ગુણકાય;
ઉઠીને વિનેચટ તણું, મુખ જોવાને જાય.
ઉઘાડું દ્વાર દીઠું તહીં, ઝબકી હૃદયા માંહે;
ધન્ય ધન્ય એની જાતને, બેશી રહ્યો છે આંહે.
બીજો હોય તો બળ કરી, આપે ઊડી જાંય;
હવે કદી ચૂકું નહીં, જોતાં લક્ષ વશાય.

## ચોપાઇ.

આવું વિચારી ભીડયું દ્વાર, પછી થયો છે શો પ્રકાર;
પરભાતે જોતાં ભૂપતિ, મરવા ઊપર કીધી મતિ.

## દોહરા.

મંત્રિ કહું તે સાંભળો, તજું હું મારી કાય;
મુજને કો વારો રખે, બીજો નહીં ઉપાય.
પુત્રી પેહેલો હું મરૂં, જોવું નવ પડે દુઃખ;
મુઆ પછી જોવું નહીં, જીવ્યામાં નહીં સુખ.
રાણી કહે સાચું સહી, હું પણ આવું સંગ;
ઝાલો કર મુજ કંથજી, તમ અરધું હું અંગ.
માત તાતનું તે સમે, મરવા ઉપર મન;
સ્નાન કરી તુળસી ગ્રહી, પ્રજા કરે રૂદન.
લીલાવતી અતિ હરખતી, ગાતી ગીત ઉલ્લાસ;
હસતું મુખ આનંદમાં, આવી માતની પાસ.
તાત કહે તનયા સુણો, છે કંઇ કારણ એહ;
આવી તું કયમ હરખતી, પડયો મુને સંદેહ.
લીલાવતી કહે તાતજી, આવો કહું એકાંત;
પ્રકાશી વારતા કહું, ભાગું મનની ભ્રાંત.
તનયા કહે સુણો તાતજી, વચન કહું એક આજ;
વિનેચટ આવ્યા હતા, નિશ્ચે અહીં મહારાજ.
હું હતી અગાશીએ, દુઃખ દિલે અપાર;
પોપટ રૂપે આવીયા, મુજ કર બેઠા સાર.
તે વારે મેં પૂછીયું, પોપટજી કહો વાત;
ભાળ કહો વિનેચટ તણી, નિહાલ કરૂં સાક્ષાત.
પછી તેણે એવું કહ્યું, દોરો પગથી છોડ;
જ્યારે દોરો છોડીયો, પહોચ્યા મનના કોડ.
વિનેચટ તો પ્રગટ થયા, પૂછી તેને વાત;
સ્વામીજીએ જે કહ્યું, તે સર્વે કહું તાત.
વિનેચટ પોપટ રૂપે વસે, મણીમંજરી ધામ;
પાંચમા માળની ઉપરે, બાંધ્યું પિંજર ઠામ.
અજાણ્યા થઇને પરવરો, રખે દુભો તેને તાત;
જોર જુલમ જો કરો, વણસે સરવે વાત.

પુત્રી વચન એવાં સુણી, આનંદ થયો મનમાંય;
પ્રધાનને ત્યાં તેડીને, આવ્યો રાજ સભાય.
સેવક રાયે મોકલ્યો, વિદ્યાવિલાસિની પાસ;
સેવક ત્યાં જઇ ઓચરે, છું હું તો તમ દાસ.
બાળ જડી વિનેચટ તણી, પામી ત્યાં ઉલ્લાસ;
રાય પ્રધાન સેના સહિત, બીજા ઝાઝા દાસ.
ગાજતે વાજતે આવીઆ, ગુણકા કેરે દ્વાર;
વેગે હેઠી ઊતરી, ધન્ય ધન્ય મુજ અવતાર.
મંદિર મુજ પધારીયા, સ્વામી શ્રી મહારાજ;
ભાગ્ય મુજ ભુવન તણાં, સીધ્યાં સઘળાં કાજ.

## ચોપાઇ.

મણીમંજરી દે છે માન, આપે સૌને ફોફળ પાન;
ભલે પધાર્યા સ્વામી અહીં, કોઇ દિવસ તો દેખું નહીં.
અવનીપતિ ઇશ્વર કેરો અંશ, પવિત્ર સૂર્યજી કેરો વંશ;
આગતા સ્વાગતા અદકી કરી, પેહેલો માળ જોયો દિલ ધરી.
ગુણકાને મન અદકો ત્રાસ, રખે ચઢે પાંચમે અવાસ;
પ્રધાન કહે રાજાને સહી, શોભા આવી દેખું નહીં.
ચિત્ર વિચિત્રના જોઇ ખ્યાલ, રાજા કેહે ચડો બીજે માળ;
મુજને મંદિર વાહાલું ઘણું, જોવું ભુવન ગુણકા તણું.
ગુણકા મંત્રી ને ભૂપાળ, આવ્યાં જોતાં બીજે માળ;
રાય ત્યાં બોલ્યો છે બોલ, નહીં બીજું કોઇ આને તોલ.
પ્રધાન કહે સાંભળીએ રાય, ત્રીજે માળ અતી શોભાય;
ગુણકાથી ના કેમ કેહેવાય, ત્રીજે માળ ત્યાં ચડીયા રાય.
રચના જોઈ બોલ્યો પુરપતિ, મેડી દીસે બહુ ઓપતી;
મણીમંજરી તુજને સાબાશ, પછી ચઢયા ચોથે અવાસ.
મલપતો મદગળ ચાલે જેમ, રાય મંત્રી ચાલે છે તેમ:
મહીપતિને મંત્રી કહે છે આમ, એક એકથી સવાયું કામ.
જોતાં ક્ષુધા તૃષા જાય છે, શરીર બહુ શીતળ થાય છે;
મણીમંજરી કહે સુણો મહારાજ, સુંદર નૃત્ય કરું કંઇ આજ;
રાજા વળતું વદે છે તહીં, હાલ બહાલું નવ લાગે કંઇ.

જોવામાં મન થયું મગન, હમણાં લાગી લેહેર લગન
નિતે જઉં હું વાડી બાગ, આવી રચના નહીં કો જાગ;
ચાક ઉપર ઘડે જેમ ઘાટ, રચ્યું ભુવન તે સુંદર ઠાઠ.

### દોહરા.

ચાર માળ મૂકી પછી, ચડયા પાંચમે માળ;
પલંગ ઊપર પાંજરૂં, ત્યાં દીઠું તતકાળ.
વિનેચટ મનમાં સમજીયો, વ્યાપ્યો અંગ ઉમંગ;
ભલે પ્રકારે ભૂપતિ, આવ્યા મંત્રી સંગ.

### ચોપાઈ.

મણીમંજરી કહે મહારાજ, સૌ કરતાં આ રૂડું કાજ;
રાય કહે હવે ગમે તે કરો, નૃત્ય તમે હરખે આદરો.

### દોહરા.

નવ ઘડી નૃત્ય કર્યું નારીએ, હરખ્યો પોતે રાય;
મહીપતિ કહે માગું વળી, આપો તે ગુણકાય.
ભામની કહે ભૂપતિ, રિદ્ધ સિદ્ધ ને ધામ;
અરપ્યું સર્વે આજ મેં, તમને આણે ઠામ.
મણીમંજરી તમે સાંભળો, માંગું જે તમ પાસ;
તે મુજને તમો આપજો, મનમાં ધરી ઉલ્લાસ.
નારી ત્યાં વળતું વદે, વચન સુણો મુજ ઈશ;
સર્વ તમારૂં છેય પણ, પોપટ માહારૂં શીશ.
વળતું મહીપતિ એમ વદે, સાંભળી ગુણકા પાત્ર;
તુજ મંદિર હું આવીયો, પોપટ કોણુજ માત્ર.
વળતું મહીપતિ એમ કહે, મારે જેનો અર્થ;
હાથ ધરૂં એ કારણે, પોપટ વિણ સૌ વ્યર્થ.

### ચોપાઇ.

મારે શાની બીજી ન્યૂન, નથી કોઇ વાતની ઊન;
મહિમા શો અહિં આવ્યા તણો, એ વાતે જશ તમને ઘણો.
મોહો જોઇ માગ્યું તમ પાસ, રાજા પસારે નહીં હાથ;
"પણ" તે મૂક્યું આજે જાણ, તું વિના બંદ રાખશે કોણ.

## દોહરા.

મંત્રી કહે મણીમંજરી, આપો પોપટ આજ;
ના કેવાયે કેમ તૂજથી, માગે જે મહારાજ.
મણીમંજરી ત્યાં વદે, સાંભળજો મુજ ઈશ;
પોપટ વળતા લઇ જજો, પ્હેલું લ્યો મૂજ શીશ.
રાજા વળતો એમ કહે, નહિ કંઇ બળતું કામ;
જે માગે તું મુજ કને, તે આપું આ ઠામ.
પ્રધાન વળતું બોલીયો, રાજા કરે પસાય;
માટે તમે તો સુંદરી, કહેશો નવ બાઇ નાય.
મણીમંજરી બોલ તું, જે તારે હોય કાજ;
માગી લે તું માનની, આપે શ્રી મહારાજ.

## ચોપાઈ.

તમને ગમે તે માગી લીજીએ, લક્ષ વશા પોપટ દીજીએ;
મોહ્યું મન એ ઊપર રાય, ચતુરા તું ક્યાં ચૂકી જાય.
હોયે મહીપતિ સરખું કામ, કરો ફરમાશ ધરિને હામ;
જોર જુલમ તો કરતા નથી, રાજી રહો તમે સર્વથી.

## દોહરા.

નારી વિમાસે મન વિષે, સાંકડ આવી આજ;
ના કહે છૂટકો નથી, દૂભાયે મહારાજ.
ગુણકા કહે સુણ ગુણનિધિ, પાળો બોલ્યો બોલ;
પોપટ આપું જ્યાહરે, દો મુજ હાથે કોલ.
જો પાળો શુદ્ધ દિલથી, કહેલી મારી વાત;
ક્લેશ પછી નવ ઊપજે, રહે સૌ રળીઆત.

## ચોપાઇ.

રાજા કહે તમે કેહેશો જેમ, રામ દુવાઇ કરીશું તેમ;
આપ્યો કોલ એવું કહી હાથ, ખુશી થઈ નારી મન સાથ.

## દોહરા.

રાય પ્રત્યે ગુણકા કહે, સાચો કહું પ્રકાર;
પોપટ રૂપે પાંજરે, છે વિનેચદ નિરધાર.

માગું છું હું એટલું, એ મારો ભરતાર;
વિલાસિની લીલાવતી, તેવિ ત્રીજી હું નાર.
પુરપતિ કહે પ્રસંન હું, ના કહું કેમ જિવ્હાય;
વચને બાંધ્યા દેવતા, વશ્ય સબળ તે થાય.
તત્ક્ષણ દોરો છોડીયો, કહાડયો પિંજર બ્હાર;
પક્ષી રૂપ ટળી ગયું, વિનેચટ થયો નિરધાર.

ચોપાઇ.

તેવું વસ્ત્ર ને તેવું રૂપ, વિનેચટને મળીઆ ભૂપ;
પ્રધાન મળ્યો થઇ પ્રસંન, ખટ માસે થયું દરશંન.
ગુણકાને કહે છે સાબાશ, આવી વિદ્યા રાખો પાસ;
વિનેચટ તો બોલ્યો એમ, એનો ગુણ તો ભૂલું કેમ.

દોહરા.

મણીમંજરી મુજને મળી, તો આવ્યા આ દિન;
મૂળ થકી માંડી કહ્યું, હરખ્યો છે રાજન.
જાતે ગુણકા એ વળી, મણીમંજરી નાર;
મધ્યમની ઉત્તમ કરી, વિનેચટે તે વાર.

ચોપાઈ.

મણીમંજરીને કહે મહીપતિ, ખુશી થયા અમે સૌ અતિ;
અમ સર્વેના ઉગર્યા દેહ, તુજ પુન્ય પરતાપે તેહ.
એવું કહીને વિનેચટ સાથ, બેઠા ગજ ઊપર ગ્રહી હાથ;
રથ ઊપર આગળ પ્રધાન, પ્રાણિ માત્રના હરખ્યા પ્રાણ.
હરખે રાજા આવ્યો ઘેર, આદર પામ્યો રૂડી પેર;
સર્વે જણ કરતા સનમાન, ઘણું ખુશી થાતા પ્રધાન.

દોહરા.

રથમાં બેશી રીઝમાં, આવ્યા વિલાસિની પાસ;
આપ્યું નેપુર નારીને, કરી વાત પ્રકાશ.
અબળા કહે ધન આ ઘડી, ધન મારો અવતાર;
નેપુર એવાં લાખો સહી, ઓવારૂં વારોવાર.

એવું કહીને આંગણે, તોરણ કુંકુમ થાય;
ચોક પુરાવ્યો મોતીએ, દુધે ઉમર ધોવાય.
વાજાં વાજે સૂરથી, જાચક પામે દાન;
ભોજન કરાવ્યું બ્રહ્મને, કહે મુખ કલ્યાણ.

ચોપાઈ.

વિદ્યાવિલાસિની નારી તહીં, પ્રીતિ તેની કેમ જાયે કહી;
ધાવને હરખ તણો નહિ પાર, તેનો શોય કહું પ્રકાર.
મણીમંજરી આવી ત્યાંય, વિદ્યાવિલાસિની બેઠી જ્યાંય;
બેઉ એકત્ર રહ્યાં છે તહીં, અન્યોન્ય પ્રીત ન જાયે કહી.
ધાવ કહે સુણ મણીમંજરી, તુજને વાત કહું છું ખરી;
તું મારે મન પુત્રી સહી, જેવી વિદ્યાવિલાસિની કહી.
એણીપેરે સુખ ભોગવે અપાર, રાયે કર્યો મનમાં વિચાર;
લાંબુ નભાવ્યામાં નહીં માલ, ઘડીયાં લગન લઇ કરવું હાલ.

દોહરા.

એમ કરતામાં વહિ ગયો, જોતામાં એક માસ;
પુરપતિ કહે પ્રધાનને, મન આણી ઉલ્લાસ.
પ્રધાન કહું છું તુજને, સાંસો થયો મિથ્યાય;
લગનમાં વિઘન ઘણાં, ઓચિંતાં આવી જાય.
પંડિત તેડ્યા પુરપતિ, રાયે લીધું લગન;
સામગ્રી સૌ સજ કરી, આવ્યો વિવાહદન.
નગ્ર જમાડ્યું પ્રીતથી, તાંડવ નૃત્યજ થાય;
છત્રીશ વાજાં વાજતાં, બંદીજન ગુણ ગાય.

ચોપાઇ.

પછી વિનેચટ વરઘોડે ચડ્યા, ઢોલ ડંકા બહુ ગડગડ્યા;
તોરણ બાર આવ્યા સહી, હેમ પ્રિયા મુખ વાણી કહી.
ચોસઠ હારનો ધરીયો ખૂંપ, રતિ સરીખું રામાનું રૂપ;
અંતરપટ ત્યાં આગળ ધરી, પ્રેમ ધરી પોંકે સુંદરી.
ધુંસળ મુસળ સરીયો ત્રાક, પોંકી વરનું તાણ્યું નાક;
ઇંડી પીંડી કરમાં ધરી, ચારે પાસ નાંખી તે ફરી.

ચોમુખા દીપક પ્રગટયા સાર, કંચુકીએ મુખ જોયું તેવાર;
સંપુટ પાત્ર પગ આગળ ધર્યું, કુમકુમ તિલક કપોળે કર્યું.
ગળે ઘાટ ઘાલી તાણીયા, વેગે મંડપમાં આણીયા;
લીલાવતીએ ધરી વરમાળ, કંઠે આરોપી તત્કાળ.
ભણે બ્રાહ્મણ ભામનીયો ગાય, આવી બેઠા ચોરી માંય;
સનમુખ બેઉનાં કર્યાં આસન, મેળવ્યા હાથ કીધાં બંધન.
આડા અંતરપટ ધરાય, જવ તલ અગ્નીમાં હોમાય;
ઉપરથી ઘૃત કેરી ધાર, વિપ્ર વેદ કરે ઉચ્ચાર.
માનુની મધુરાં કરતી ગાન, આપ્યું રાયે કન્યાદાન;
તે ઉપર દક્ષણા બહુ દીધ, સુવર્ણ રૂપું અદકું લીધ.
સંક્રાંત વ્યતિપાતનો જોગ, ફળ પામે રાજા આરોગ;
અનેક પ્રકારે કરીએ દાન, ના આવે એના સમાન.
મંગળ ફેરા ફરીયાં ચાર, વર કન્યા જમ્યાં કંસાર;
મોંઝયણું આપ્યું સર્વે કોય, રીતભાત ત્યાં રૂડી હોય.
પામ્યા દાન તે અપરંપાર, વર કન્યા પરણ્યાં નિરધાર;
વરરાજા પરણી ઉઠીયા, કંચન તણા ત્યાં મેહ ત્રુઠીયા.

## દોહરા.

પરણી ઊઠયાં પ્રીતથી, વરત્યો જેજેકાર;
વિનેચટ મંદિર આવીયા, શોભાનો નહિ પાર.
ત્રેવડે ત્રણે સુંદરી, ન્યૂનાધિક નહિ કોઇ;
વિલાસિની તેમાં વડી, જુગમાં ચાલે સોઈ.

## ચોપાઇ.

પ્રીત પ્રેમદાપર અન્યોઅન્ય, નહીં જૂજવાં કોનાં મન;
જેવી વિદ્યાવિલાસિની નાર, મણીમંજરી ગુણ ભંડાર.
તેવી ત્રીજી લીલાવતી, વિનેચટને મન ભાવતી;
ત્રણે નારને સંપજ ઘણો, પાર ન પામું હું તે તણો.
વિનેચટ સાથે અતિ રંગ, અંગ ઉમંગથી કરે છે સંગ;
એક વર્ષ એમ વીત્યું સહી, રાજાને ત્યાં વાતજ કહી.

આજ્ઞા આપોને નરેશ, જેથી જઇએ અમારે દેશ;
માત તાતને બંધવ બેન, જુએ વાટ તલસે છે નેન.
હેમરથ કહે વિનેચટ સુણો, પાળો બોલ જો અમ તણો;
તમો પધારો શાને તહીં, માત પિતા તેડાવો અહીં.
અમને મૂકી કેમ જવાય, મારે પેટ નહીં પ્રજાય;
સર્વે તમારૂં ઘરને ગામ, અમે સૌ તમારે નામ.
વિનેચટ વળતું એમ વદે, કહું તે તમે ધરજો રૂદે;
જો કરીએ અહીંતું રાજ, ન સુધરે અમારૂં કાજ.
સ્વસુર પક્ષમાં રેહેતાં લાજ, નીચું નહિ એથી કંઇ કાજ;
બોળે સાત પરિયાતું નામ, વદન જાણવું તેનું શ્યામ.
સ્વસુર પક્ષમાં રહું તો લાજ,એથી નહિ કંઇ નીચું કાજ;
સ્વસુર પક્ષમાં રહે જે નર, નિશ્ચે જાણવો તેને ખર.
સ્વસુર નામે જે ઓળખાય, ધિક જીવતર ધિક તેની કાય;
એકાંતરેજો મળીએ અન, અથવા કીજે પરસેવન.
અથવા કાંતો તજીએ પ્રાણ, લાંછન લાગે મોટી હાણ;
મોસાળ વડે જાણે લોક, તેતું પણ જીવતર છે ફોક.
શ્વાન પેરે ભરીએ પેટ, ગરધવની ગતીએ નેટ;
શાસ્ત્ર વચત એવું કેહેવાય, જાણીને તો કેમ રેવાય.
પિતા નામથી જે ઓળખાય, જીવિત તેનું ધન્ય કેહેવાય;
આપથિ રહિ કાઢે જે નામ, કરે પિતાથી સવાયું કામ.
ધન્ય માત કૂખે અવતાર, સંસારમાં તે જીત્યો સાર;
રાજા કહે વિનેચટ સુણો, માત પિતાનો પ્રેમજ ઘણો.
કેમ જતાં વારીએ અમો, માગો જે જોઇએ તે તમો;
શુભ દિવસ જોઇ નિરધાર, જાવા એહ થયો તૈયાર.
રિદ્ધ સિદ્ધ સકળ જે સાર, આપ્યા ગજ રથને તોખાર;
ઝાઝા દાસી સેવક જન, વિનેચટતું રીઝે જેમ મન.
વિનેચટ ઝાઝું હરખાય, નગર લોક વળાવા જાય;
હરખે આંસુડાં ભરાય, ભાવે ભેટયાં પુત્રી પિતાય.
માતની માગે છે આજ્ઞાય, આશીશ આપી દે શિક્ષાય;
સૌભાગ્યવતી દીર્ઘાયુ હજો, પતિની માનીતિ થજો.

### દોહરા.

સાથે છે ત્રણ સુંદરી, વિનેચટ પંથે પળાય;
હેમરથજી વળાવીને, પુરમાં પાછા જાય.
અટણ કરતાં તે આવીયાં, સોમપુરી છે જેહ;
નિશાન ડંકા ગડગડે, જેમ અપાઢો મેહ.

### ચોપાઇ.

નગર થકી એક જોજન સાર, ઉતારો કીધો તે ઠાર;
ગભરાયું છે આખું ગામ, આવે કોઇ કરવા સંગ્રામ.

### દોહરા.

સોમપાળ બેઠો જ્યાંહાં, આવ્યા ત્યાં ગોવાળ;
દેશ ભંગ હમણાં થશે, અમો લાવીયા ભાળ.
સોમપાળે વિચારિયું, બળવંત આવ્યો આંય;
રંક શીમાડીયો રાયજી, વેગે મળું જઇ ત્યાંય.
તરણું લઇ ચાલ્યો મહીપતિ, સાથે સેવક જન;
વિનેચટને ભેઠીયો, કરતો બહુ વર્ણન.

### ચોપાઇ.

દીકરી એક સુંદર અનુપ, મન સાથે બહુ હરખ્યો ભૂપ;
ઘેર બેઠાં મને ગંગા મળી, અહરનિશાની ચીંતા ટળી.
ઘરમાં પુત્રી મોટી થઈ, તેને એ વર મળશે કંઈ;
વળી વિચાર બીજો હોય, મારે વારસ છે નહિ કોય.
સેહજે થઇ ગયું આ કામ, મૂજને કૃપા કરી શ્રીરામ;
પૂરણ ઉઘડીયાં મુજ ભાગ, આવી પોહોંચ્યો આવો લાગ.

### દોહરા.

વિનેચટ વેગે તહીં, આવ્યો નગ્ર મોઝાર;
રાજા તેડી લાવીયો, માન દેઈ નિજ દ્વાર.
રાણી પ્રત્યે રાયજી, કેહે છે તે વારતાય;
એ શું સગપણ જોડીએ, રાણી કેહ છે હાય.

પુત્રીને પૂછ્યું પ્રસન થઇ, પ્રધાનને ગમતું હોય;
ગમ્યું જે મન રાયને, ના નવ કહે તે કોય.
લીધું લગન ઉતાવળું, જોવરાવ્યો શુભ જોગ;
નગર બધું શણગારીયું, કરીઓ શુભ સંજોગ.
ચ્હોરી રચી ત્યાં હેમની, બેઠાં વર કન્યાય;
આસન બેશી રીઝશું, ચર્ણ પખાળે રાય.
કન્યાદાન ત્યાં આપીયું, કૃષ્ણાર્પણ માહારાજ;
રિદ્ધ સિદ્ધને ગામ ઠામ, આપ્યું પોતીકું રાજ.

## ચોપાઇ.

સર્વે કારજ સિદ્ધજ કર્‍યાં, પરણી ઊઠયાં હરખે ભર્‍યાં;
ખાન પાન અતિ રંગ ઉલ્લાસ,ભિક્ષુક જનની પોહોંચી આશ.

## દોહરા.

આણ ફેરવી નગ્રમાં, વિનેચટની ત્યાંય;
રાજ્યાસન બેઠો પછી, સુંદર ભરી સભાય.
મોહોલમાં માહાલે માનતી, થઇ છે ટોળે ચાર;
પ્રમદા ત્રણે રાખતી, વિલાસિની કેરો ભાર.

## ચોપાઇ.

નિશાન ચડાવ્યાં રાજદ્વાર, વાજિત્ર વાજે અપરમપાર;
વિવેક જોઇ વિનેચટ તણો, હરખ પામે સૌ મનમાં ઘણો.

## દોહરા.

નરપતિ નવો જાણી શુભ, લાવ્યા નૌતમ ભેઠ;
મેલી મહીપને મંદિરે, પાછા ફરિયા નેટ.
રીખવદંત મળવા આવીયો, સાથે સુત છે ચાર;
વિનેચટ કેરો તાત છે, બીજા બંધવ સાર.

## ચોપાઈ.

બાર વરસે થયો મેળાપ, શું ઓળખાયે તેનું આપ;
સાહેબ સાહેબ શેઠજી કહે, વિનેચટ તે સૌ મનમાં લહે.

જે દિવસે હુતો ગુમાર, ત્યારે તો એનો કુમાર;
બોલ્યો બોલ હું આડે અંક, આજ શું કાડું એનો વંક.
વિમળદંત પ્રથમ જે નામ, બીજું મૂરખચટ અભિધામ;
વિનેચટ નામ તે પરઠયું સહી, તેની ભાળ તે એને નહીં.
એવો મનસુબો મનમાં કીધ, બોલાવી આસન શુભ દીધ;
કોહો શેઠજી સત્ય વિચાર, સુત ચાર તે તમ પરિવાર.
બીજી ઘેર છે કંઇ પ્રજાય, ત્યારે શેઠ કહે વારતાય;
હૈયું ભરાયું આંખે નીર, વાણી સાંભળતાં ના રહી ધીર.

## દોહરો.

રીખવદંત કહે રાયજી, મારો પાંચમો પરિવાર;
હમણાં ચાર મુખ આગળે, ગયો પાંચમો બ્હાર.

## ચોપાઈ.

સરવે વાતનું મુજને સુખ, પુત્ર તણું સાલે બહુ દુઃખ;
વહી ગયાં છે વરસજ બાર, નવ જાણું કયાં ગયો કુમાર.

## દોહરા.

વિનેચટ વળતું વદે, રાખો મનમાં હામ;
પિતા પુત્ર હું તમ તણો, મૂરખચટ જેનું નામ.
જે દિન તમે પૂછ્યું હતું, પાંચ બંધવને જેમ;
તેતો સઘળું નીપન્યું, ભ્રાંતે ભૂલો કેમ.
તમે સર્વે સંપે કરી, મુજને દક્ષણા દીધ;
તે પ્રતાપે શેઠજી, કારજ થયું મુજ સિદ્ધ.

## ચોપાઇ.

સુણી વાંકય વિનેચટ તણું, શરમઇ ગયો છે પોતે ઘણું;
ચારે બાંધવ કરે વિચાર, રખે હવે કંઇ કાઢે બ્હાર.
એકથી એક અદકેરૂં ડરે, સેવા ચાંકરી અદકી કરે;
તાત પુત્ર બંધવને માય, બાર વરશે થયાં એકઠાંય.
માત સ્તનથી ચાલી ધાર, પડી વિનેચટ મુખ મોઝાર;
રૂખમાદે થઇ રળીઆત, પુત્ર ચાંપ્યો રૂદીયા સાથ.

બોલતો બાળપણામાં જેહ, તોલ ઈશ્વરે રાખ્યો તેહ;
રીશ કરી બોલ્યાંતાં જેહ, રૂદયામાં નવ રાખે તેહ.
ધન્ય તૂજને કુખ મુજ ધન્ય, મારે તો તું પુત્ર રતંન;
સગાં સહોદર સરવે જાત, પ્રકાશ થઇ ત્યાં સઘળે વાત.

## દોહરા.

શીખવદંત કેરો દીકરો, વિનેચટ કહીએ સાર;
ભળ્યું ભાગ્યં ભાઈ એહનું, ઈશે રાખ્યો ભાર.
દિન દિન કળા અદકી કરે, વસે એકઠો પરિવાર;
વિનેચટ વચન લોપે નહીં, મોટાનું લગાર.

## ચોપાઈ.

સેવ કરે ચારે સુંદરી, સસરા સાસૂની દીલ ધરી;
પૂર્વ સંસ્કાર ફળી તો ગયો, વણિકજાત પણ રાજા થયો.
ચારેને આપ્યો અધિકાર, વડાને વજીરનો હાર;
બીજાને વળી ઉપપ્રધાન, ત્રીજાને સેનાપતિ જાણ.
ચોથાને સોંપ્યું એક કામ, ચર્ચા જોવી ઠામોઠામ;
એમ સોળ માસ તો વહી જાય, ત્યાર પછી ત્યાં તો શું થાય.

## દોહરા.

શિખ લઇને સોમપાળ, જાવા તત્પર હોય;
સંગે લીધી સુંદરી, વળી પ્રજા સૌકોય.
અધિપતિ માગે આગના, જાવા પોતે વન;
તપથી દેહ સાધન કરૂં, રીઝે જગજીવન.
જેવી રીત મુજ રાયની, તેવી રાખો પત્ય;
વિનેચટને લોપો રખે, ચાલજો સરવે સત્ય.

## ચોપાઇ.

સોમપાળે શિક્ષા એમ દીધ, નરનારી પછી ચાલ્યાં સિદ્ધ;
પ્રજા પાળે વિનેચટ રાય, રૂડી રીતે કરે છે ન્યાય.
એ કથા તો આંહીંયા રહી, સિતળપૂરની શી ગત થઈ;
જ્યારે પુત્રી નાસી ગઈ, પિતાને ગમ વિના થઈ.

### દોહરા.

સાત દિવસ થયા સામટા, માત તાતને થયું જાણ;
શોધ કીધી ત્યાં રાયજી, ભાળ ન જડિ નિરવાણ.
નિરાશ થઈ રાજા રહ્યો, કુંવરીની મૂકી આશ;
બાર વરસ લાધી નહી, તેથી થયો નિરાશ.

### ચોપાઈ.

સંસારનો સકળ જે ભોગ, તાજ કર્યો કુંવરીને વિયોગ;
સેવે ટાઢ તડકો તે ભૂખ, સાગર સરખું ભારે દુઃખ.
ધ્રંધા ધારીમાં એકજ કામ, વિદ્યા વિલાસિની સુખ નામ;
અનેક પંડિત પ્રીછવે તહીં, કહ્યું કોઈનું માને નહીં
એવે પ્રકારે કાઢે દન, વિનેચટને કહે વિલાસિની વચન;
વિલાસિની ત્યાં વદે વચન, કહું તે સ્વામી ધરજો મન.
માત પિતા મળવા મન થાય, તે માટે કરો ઉપાય;
પિયુજી મારાં પ્રાણાધાર, તમ સંગે સુખ મને અપાર.
વિનંતી એક કરૂં તમ તણી, પીડા એક પ્રકટી છે ઘણી;
માત તાત જે મારાં સહી, તે મૂજને વિસારે નહીં.
પ્રાણ ગયે આ કાયા જેમ, ટળવળી દિન કાઢે છે તેમ;
બાર વરશનાં વ્હાણાં વાય, રાજક દૈવક શુંય જણાય
તે માટે કરો એક કામ, મોકલો સેવક તેણે ઠામ;
લખો પત્ર વિગતની વાત, માત તાત થાયે રળીઆત.
તેડાવો ગુરુ તતખેવ, રૂડી રીતે કરીએ સેવ:
વિનેચટ કહે ભલું એ કાજ, નિશ્ચે મારે કરવું આજ.

### દોહરા.

સ્વસ્તિ શ્રી શોભતું, સિતળપૂર છે ગામ;
મહારાજ રાજ રાજેશ્રી, સિતળસેનજી નામ.
લક્ષણવંત વિવેકમાં, ચૌદ વિદ્યા ગુણ જાણ;
વિવેક સાગર રાયજી, ચતુર બુદ્ધિ નિધાન.
પરદુઃખ ભંજન સુખ કરણ, ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ;
મહારાજ ધીરાજ તમો, શત્રૂજનના કાળ.

આપ પુન્ય પ્રતાપથી, જશ જુગમાં ગવાય;
દિન દિન કળા અદકેરડી, રામ રાજ્ય મહિમાય.
શૂરપૂર શીરોમણી, દિલ નિરમળ દાતાર;
રાજ્ય અખંડ અવિચળ સદી, ક્ષત્રી કુળ શણગાર.

## ચોપાઈ.

લખીતંગ સોમપુરી ગામ, વિનેચટ રાજાનું નામ;
આજ્ઞાંકિત સેવક તમ તણો, યશ પામે જે તમથી ઘણો.
સમાચાર એક જાણજો તમો, જામાત્ર પદવી પામ્યા અમો;
સુતા વિલાસિની તમ તણી, તે વરી મુજને પ્રીતે ઘણી.

## દોહરો.

રખે ચિંતા મન ધરો, તમો છો ક્ષત્રી જાત;
તેમ હું વણીક છું, મળી જુક્તિ ભલી ભાત.

## ચોપાઇ.

પૂર્વેથી ચાલ્યો વિવેક, એથી દોષ ન લાગે એક;
રાજપુત્રીના ત્રણ પ્રકાર, તેહ તણો કહું વિચાર.
માત તાત પરણાવે રાગી, બીજી ઇશ મરજી છે બળી;
ત્રીજી આપ ગમે તે વરે, પણ સત્ય કો કાળે નવ હરે.
એક પતિવ્રત પાળે જેહ, કશી આપદા નવ વેઠે તેહ;
બંને કુળમાં તારણ હાર, સ્વસુર પક્ષ પીયર પરિવાર.
હું આવ્યો તમારે ગામ, રહ્યો દેવ ગુરુને ધામ;
ઈચ્છાવર તે મુજને વરી, ત્યાંથી ચાલ્યા કપટે કરી.
મેલ્યું ગામ અમે રળીઆત, અવર કોઇ નવ પ્રીછે વાત;
સંગે આવી એકજ ધાવ, વિલાસિની મન અદકો ભાવ.
તમ પુત્રીને પગલે કરી, મુને બે રાજકુંવરીઓ વરી;
વડી રાણીનો એને શિર ભાર, બીજી રહે સૌ આજ્ઞાકાર.
જેવી વિલાસિની જાણો તમો, સુત તમારા એવા અમો;
બીજી શી કહીએ ખાંચજો, થોડું લખ્યું અદકું વાંચજો.
અત્રે છે સૌ કુશળ ક્ષેમ, લખજો પત્ર આણીને પ્રેમ;
કંઈ કહાવજો અમને કામ, છું હું તો તમારે નામ.

પ્રજા સૌ કહાવે તમ તણી, અમારી વિનંતી માનો ધણી;
બીજું લખવા કારણ એહ, મુજ ગુરુ મોકલજો જેહ.
વળી તમને મળીશું રાજન, તે દાહાડે હરખે મુજ મન;
કુશળતાનો પાઠવજો પત્ર, તલસે છે સૌનાં મન અત્ર.

## દોહરા.

પત્ર લખી એક પાઠવું, સોમપુરી છે જ્યાંય;
હલકારો હજૂરથી, પ્હોચ્યો સિતળપુર ત્યાંય.
સભા સૌકો દેખતાં, કરીયો છે જુહાર;
કાગળ કરમાં આપીયો, વાંચે નૃપ તે વાર.
કુશળતા વાંચી લુટાવીયા, અક્ષય નિજ ભંડાર;
પ્રજા સૌ પ્રસંન થઇ, હરખે માત અપાર.
ધવળ મંગળ વરતાવીયાં, કાસદ પામ્યો બહુ માન;
સિતળસેને શું કર્યું, વિચાર કર્યો નિદાન.

## ચોપાઇ.

સિતળસેન મન હરખ્યો ઘણું, ધન્ય ધન્ય જીવ્યું મુજ તણું;
વિનેચટ સરખો પામી ભરતાર, ધન્ય પુત્રી તુજ અવતાર.
પ્રેમવતી રળીઆતજ થઈ, ચંદ્રબુદ્ધની ચિંતા ગઈ;
હરખ્યો વજીર કેરો કુમાર, ધન્ય વિનેચટ તુજ અવતાર.
દેવકૃષ્ણે જાણી વાત, મન થયો અતિ રળીઆત;
ભલે સરસ્વતિ થઇ તૃષમાન, બાળકનાં સધર્યાં સૌ વાન.
પંચાણીએ સરવે સુણ્યું, હરખી હૈડા માંહે ઘણું;
સરસ્વતિ કેરો પ્રતાપ, વિનેચટ થયો નગરનો નાથ.
ભલું થયું જે પામ્યો રાજ, પુરણ થયાં મન વાંછિત કાજ;
વાત અન્યોઅન્ય એવી કહી, સિતળરાય સુખ પામ્યો સહી.
હલકારો આવ્યો તો જેહ, તેની જોડે મોકલીયા એહ;
ચંદ્રબુદ્ધને દેવકૃષ્ણ સાર, બીજા સેવકનો નહીં પાર.
દેવકૃષ્ણ સુખપાલે જાણ, ચંદ્રબુદ્ધ અશ્વે નિરવાણ;
થોડે દિવસે આવ્યા તાંહ, સોમપુરી નગરી છે જ્યાંહ.

મળ્યા ભેટયા થયો સંજોગ, અન્યો અન્ય પુછે આરોગ;
ગુરુની સેવા માંડી ઘણી, કરે ચાકરી ચંદ્રબુધ તણી.
ગુરુની પૂજા કરી અપાર, પ્રેમ ધરી ષોડશ પ્રકાર;
ચર્ણોદકનું કરીયું પાન, આપ્યાં અભેપદ મહાદાન.
એક શકટ સોવર્ણે ભર્યું, ગુરુને પ્રેમે અરપણ કર્યું;
એક માસ એણી પેરે ગયો, અંગ ઉમંગ ઝાઝેરો થયો.
દિનદિન થાયે છે આનંદ, ગુરુ. આશિષ લાગે સુખકંદ;
ચંદ્રબુદ્ધ બોલ્યો પછી સાર, વિનેચટને કહ્યો પ્રકાર.
આજ્ઞા દ્યો અમને પુરનાથ, મોકલો વિલાસિનીને અમ સાથ;
ઘણા દિવસનો વિયોગજ જેહ, મળશે માતતાતને તેહ.
વિનેચટ કહે ભલી એ ભાત, એ વાતે અમે રળીઆત;
કાલ સવારે ઉત્તમ દન, તતપર કરો સર્વે સામન.
વીતી રાત પ્રભાતજ થયો, સર્વે સાથ તતપર થઇ ગયો;
કૃષ્ણદેવ વિલાસિની નાર, ચંદ્રબુદ્ધ સૌ થયાં તૈયાર.
રાય વળાવા ગયા પુર બાર, પ્રગટી દીલગિરી અપાર;
ઘણા દિવસ ચાલતાં સાર, સિતળપૂર પોચ્યા નિરધાર.

### દોહરા.

માત તાતને પુત્રી મળી, થયો હરખ અપાર;
વિયોગ ઝાઝા દિનનો, નાખ્યો છે વિસાર.
સુખ આનંદે માહાલતાં, થયા માસજ ચાર;
વિલાસિનીને તેડું મોકલ્યું, વિનેચટે નિરધાર.
સાસરવાસો બહુ પ્રીતથી, રાયે કર્યો તૈયાર;
સુખપાલે બેશી કરી, આવી તે રાજદ્વાર.

### ચોપાઇ.

વિદ્યાવિલાસિની આવી ત્યાંય, વિનેચટ રાજ કરે છે જ્યાંય;
મળ્યાં હળ્યાં સ્ત્રી ભરતાર, વિનેચટ હરખ્યો અપરંપાર.
રિદ્ધ સિદ્ધ ભોગવે રૂડી પેર, પ્રજા ઉપર રાખે છે મ્હેર;
ધર્મ સત્ય સઉ તે આચરે, પુણ્ય દાન ઝાઝેરું કરે.

સદાવ્રત ઝાઝાં અપાય, ફરકે ધર્મ તણી ધજાય;
પ્રજા ઉલ્લાસે મનમાં ઘણું, સેવન કરે સરસ્વતિ તણું.
કથા કીરતન શ્રવણે ધરે, રૂડાં વ્રત સરવે આચરે;
એમ કરતાં બહુ દિનજ ગયા, વિનેચટને પુત્રજ થયા.

## દોહરા.

મણીરત્ન સુત મંજરી તણો, ચતુર શિરોમણ સાર;
રૂપ કુંવર લીલાવતી, શોભાનો નહિં પાર.
સુવદનીનો સુરસેન, તે ડાહ્યો અવિધાર;
પ્રીતિ ધર્મ ઉપર ઘણી, તેના શુભ વિચાર.
વિદ્યાવિલાસિનીનો તનુજ, ઘણો તેહ વિદ્વાન;
પ્રેમ વિનેચટનો ઘણો, તેથી પામે માન.
વિલાસ કુંવર નામ છે, વડીલ તન છે તેહ;
ચાર પુત્રમાં અધિક છે, શોભીતો શુભ દેહ.
સંતોષ વિનેચટને હવો, મન જાવા કીધું વન;
સુખ સંપત સરવે તજ્યાં, તજીયું રાજ્યાસન.
ભવ્ય ભુવન છોડી અને, ચાલ્યો પોતે સાર;
દુઃખીઆરી પ્રજા થઈ, રૂદન કરે અપાર.
વૈરાગ્ય આણી મનમાં, કર્યું પછે સઉ તાજ;
પ્રૌઢો પરિવાર જેહ, રૂદન કરી આવ્યો વાજ.
શોક શમાવી સર્વનો, ચાલ્યો ગોતે તર્ત;
નારી ચાર સાથે સહી, માંડયું અનશન વ્રત.
થોડે દિવસે પામીયો, શિવ તણો કૈલાસ;
એવા નરને ધન્ય છે, થયા ગુણ પ્રકાશ.
ગુર્જર દેશ ગરવો ઘણો, વેગનપુરમાં વાસ;
પિતા પુરુષોતમ તણો, કહે કવિ સામળદાસ.
શ્રોતા વકતા સમજતા, કહે કવિતા કર જોડ;
સામળભટ કેહે બોલજો, જય જય શ્રી રણછોડ.

---

## વિદ્યાવિલાસિનીની વાર્ત્તા સમાપ્ત.

# પાનની વાર્તા.

## દોહરા.

શ્રીપત શિવસુત પરણુસું, ગણુપત ગુણુનિધ ગામ;
દુંદાળો દુખ ભંજણો, કરે મન ચિંતવ્યાં કામ.
સિધ દાયક શુભ શારદા, હંસવાહની માત;
વીણા પુસ્તકધારણી, વાણી વેદ વિખ્યાત.
કૃષ્ણ કૃપાળ કરૂણા નિધી, નંદ નંદન નર નાથ;
ગિરધર મણિધર ચક્રધર, મુરલીધર હિત હાથ.
આધ આરાધું અંબકિા, પાવાગઢ પરચંડ;
સનખલપુરી સાચી સદા, નારાયણી નવ ખંડ.
બટુક ભૈરવ બળ વીર તું, શિવગણ સદા સ્વરૂપ;
અજીત કહાવે એકલો, બ્રહ્મ ન જાણે ભૂપ.
ગુરુ ઈષ્ટ ગુરુ દેવ તું, જગત પાવન જુગ જોડ;
કવિ સહુકો કરૂણા કરો, કોઇ માં દેશો ખોડ.
વાણ રૂડીએ વરણવું, વારૂ વિક્રમ ચરિત્ર;
શ્રોતા વક્તા સાંભળો, પૂરણ મન પવિત્ર.
ધરતી માળવ ધાર શુભ, રૂડું ભોજનું રાજ;
દલ સાચો દાતા વડો, કરે ઘણાં પરકાજ.
પૂરણ પુણ્ય પ્રતાપથી, સારૂં સિંહાસન;
ભાવે જડિયું ભોજને, મહિમા પામ્યો મન.
આણ્યું આપ. સભા વિષે, હઇડા સાથે હેત;
પ્રેમળ પુષ્પ પૂજા કરી, શુભ અક્ષત સમેત.
ભોજરાજ શુભ ભાવથી, જુગતે કીધો જંગ;
નર મળ્યા સહુ નગરના, રૂડો રાખ્યો રંગ.
શુભ મુહુર્ત્ત શુભ લગ્નથી, શુભ વેળા શુભ દીસ;
પરમાણ્યું રૂડા પંડિતે, આપ ચડાવ્યું શીશ.

ધન દહાડો ધન એ ઘડી, ધન વેળા ધન આજ;
ધન્ય ગુરુ ધન ઇષ્ટ એ, કર્યું બેસવા કાજ.
પ્રીતે પાગજ પરઠીયો, જાચક જય જય કહે;
કપુરગૌરાએ કહ્યું, રાય વેગળો રહે.

## ચોપાઇ.

નિર્મળ કપુરગૌરા નામ, કરવા આવી છું તાહારૂં કામ;
કોડ વાર કહું શું કથી, એ આસન બેસવા જોગ નથી.
કરી ગયો કોઇ કીરતાર, ઇંદ્રાસનથી અદકું સાર;
પ્રતાપ પરમેશ્વરને ઘણે, તે હાથ આવ્યું તુજ તણે.
વિક્રમ સરખો જે નર થાય, તે આસનપર પરઠે પાય;
કહે ભોજ પુતળી કહું છું તને, મહિમા વિક્રમનો કહે મુને.
કપુરગૌરા કહે શુભ વાણ, સાંભળ દાતા ભોજ સુજાણ.

## દોહરા.

માળવ મુખ ઉજ્જેણમાં, ક્ષીપ્રા તટ રહેઠાણ;
ભૂપત રાજ કરે ભલો, વિક્રમસેન સુજાણ.
શ્રી માહાકાળેશ્વર સદા, શુભ શક્તિ હરસિદ્ધ;
પરમેશ્વર પરતાપથી, નીપજે છે નવનિધ.
વાસ ચોરાશી સિધ વસે, ચોસઠ જોગણી તીર;
ભૂતાવળ ભૈરવ ઘણા, બળવંત બાવન વીર.
મુક્તિ ક્ષેત્ર મહિમા ઘણો, તીર્થ ભોમ ઘર ધામ;
કાશી કાંતી દ્વારાવતી, એહ અવંતી નામ.
સિદ્ધવડ શાખા ભલી, સિદ્ધ ચોરાશી લક્ષ;
ગુણ ગાંધર્વ ગ્રહ આગળા, શામા સઘળી દક્ષ.
અડસઠ તીર્થ ત્યાંહાં વસે, દેવસ્થળ દરબાર;
પુન્ય વરતે પુરમાં ઘણું, ઓચ્છવ અપરમપાર.
વરણ અઢાર વસે ત્યાંહાં, રૂષિ મોટેરા બ્રહ્મ;
અગ્નિહોત્રી ને આવસથ્ય, ખરાં પાળે ખરા કર્મ.
વિવિધ ધરમ વસે સહુ, વિવેક વીધ વિચાર;
મરજાદ કો મૂકે નહીં, વારૂ કુળ વેહેવાર.

## ચોપાઇ.

ભારે પૃથ્વી કેરો ભૂપ, ધર્મ ધુરંધર ધર્મ સ્વરૂપ;
બેઠો સભા ભરીને તેહ, દેવરૂપ દેવાંશી દેહ.
ત્યાંહાં એક તંબોળી આવીયો, બીડાં પાન ભરી લાવીયો;
કાથો ચૂનો મેહેલી કરી, કેસર લીલાગર ભારે ભરી.
લવિંગ એળચી માંહે બરાસ, વિવિધ પેર તણા સુખવાસ;
બીડાં લીધાં રાયે હાથમાં, વેંહેચી આપ્યાં સહુ સાથમાં.
પંડિત જોષી પૂર પ્રધાન, મહીપતે આપ્યાં દેઇ માન;
વેંહેંચી છાબ જે ભરી વિશેક, રહ્યું હાથમાં બીડું એક.
મહીપતિ મુખમાં લે જેટલે, ગેબી શબ્દ થયો તેટલે;
નરપતિ તમને કહું છું નાય, રખે રાય એ બીડું ખાય.
સહુ સભાએ વાણી સુણી, અચરત પામ્યો ઉજેણી ધણી;
કહો ભાઇયો એ બોલ્યું સુંણ્યું, ભારે વચન એ કોણે ભણ્યું.
કોઇ ન બોલ્યું રાજા સાથ, બીડાં ઝાલિ રહ્યા સહુ હાથ;
પૂછી પંડિત લીધો પાર, કોઇએ ઉત્તર ન કહ્યો એ ઠાર.
વળી બીડું ખાએ જેટલે, ગેબી શબ્દ થયો તેટલે;
કોઇ કહે માંહે ભરીયું ઝેર, કો દોષી દુશ્મન કેરી પેર.
પૂછયું તંબોળીને ત્યાંહ, ભરી સભા બેઠી તે માંહ;
ક્યાંથી તું બીડાં લાવિયો, કોનો મોકલ્યો અહીં આવિયો.
વચન કહ્યાં તંબોળી સાર, અહીં થકી જોજન છે બાર;
માહારી વાડી સફળે ફળી, ભાર અઢાર રહ્યાં છે મળી;
નાગરવેલના ઉગ્યા છોડ, તે જોતામાં પોહોચે કોડ.
વગર વાવ્યો ઊગ્યો તે વાન, બેઠાં તે વેળા બહુ પાન;
ઉજળાં પાન વેલે લાગિયાં, માહારાં તો દળદર ભાગિયાં.
પ્રથમ નવેલી કાહાડી આજ, લાવ્યો ભેટ મહીપત મહારાજ;
પ્રથમ જઈ રાજાને દેઉં, સહજમાં લાભ લાખેણો લેઉં.
નવ જાણું અમરત કે ઝેર, નથી મારે કોઇ સાથે વેર;
એ તો સાચું બોલ્યા અમો, કરવું હોય તે કરજો તમો.
ના વચન તે કોણે કહ્યું, તેનો મર્મ અમો નવ લહું;
જો ગમે તો ભક્ષજ કરો, નહિતર પાછાં છાબે ભરો.

દોષ ન દેશો મારે શીશ, રખે કરો રાજાજી રીશ;
માંહોમાંહમાં સામું જોય, મુખ બીડું નવ ઘાલે કોય.
સામાસામી વાતો કરે, ચાવે પાન તે નિશ્ચે મરે;
બીડાં નાંખ્યાં પાછાં ફરી, છાબ પાછી હતી તે ભરી.
આપી હાથ તંબોળી તણે, લાવ્યો હતો જે કષ્ટે ઘણે;
વળ્યો પાછો મુકી નિશ્વાસ, અરે દૈવ ન પોહોતી આશ.
લાગ્યું તંબોળીને દુઃખ, કરમાયું તત્ક્ષણમાં મૂખ;
નિરાશ થઈ વળ્યો જેટલે, પાછો રાયે તેડયો તેટલે.
કેહેરે ભાઇ દુઃખ પામ્યો તું, સત્ય વાત પૂછું છું હું;
તવ બોલ્યો તંબોળી વાણ, જો ગમે તો લેજો પ્રાણ.
શરિર રહ્યું પણ પ્રાણજ ગયો, નિરાશ તમ મળેથી થયો;
ખરી વાત તમશું બોલશું, ધર્મ તણી ધારણ તોળશું.
ઊગ્યો વાડીમાં એ છોડ, મેં જાણ્યું જે પોહોત્યા કોડ;
જાણું જે ભેટ રાજાને કરૂં, પછે વેચિ ભંડારે ભરૂં.
કબુલ કરે રાજાનો દેહ, કરી અમૂલખ વેચું એહ;
તે તો ન સર્યો મારો અર્થ, નવ આવ્યો મૂજ હાથે ગર્થ.
નિંધાં જે બીડાં મારાં અહીં, હવે કો બિજો ખાશે નહીં;
અકજ થયું એ માહારૂં વન, તે માટે ઝૂરૂં છું મન.
શીદ સભા માંહે આવિયો, અહીં તે બીડાં કાં લાવિયો;
મારાં છોકરાં વેઠે ભૂખ, મોટું એ દલમાંહે દુઃખ.
પ્રથમ બીડાં હું લાવ્યો આપ, તે તો મારાં પૂરણ પાપ;
મોટા જાણી કીધો જોગ, તો મારા કરમ કેરા ભોગ.

## દોહરા.

વિક્રમસેને છાબથી, પ્રીતે લીધાં પાન;
આસન બેસાર્યો તેહને, દેઇને ઝાઝાં માન.
ભાઇ લાવ તે ભક્ષ કરૂં, જો પોંહોચે તુજ આશ;
વિષ કે અમૃત એ હજો, મારે મન મુખવાસ.
તંબોળી કહે રાય સુંણ, ન મળે એ તો મેળ;
કદાચ દુખ પામો તમો, તો કહાડો મુજ તેલ.

રાજા કહે રીસું નહીં, દયા કરૂં તુજ દેહ;
સાક્ષાત્કાર જો ઝેર છે, પણ અમૃત મારે એહ.

### ચોપાઈ.

કોઇ કહે ઘેલો એ રાય, અજાણ્યાં ફળ કેમ ખવાય;
રખે શરમથી શૂરા થાઓ, રખે રાજાજી બીડાં ખાઓ.
બીડાં ખાધે અનરથ થશે, ઝેર છે તેણે જીવજ જશે;
કોઇનું વાર્યું તે નવ કર્યું, બીડું મહીપતે મુખમાં ધર્યું.
એક બે ત્રણ ને ચાર, ભક્ષ કર્યાં બીજાં દસ બાર;
તંબોળી લાવ્યો જેટલાં, ભક્ષ કર્યાં રાયે તેટલાં.
કંચન સરખી કાયા થઈ, દેવ ચક્ષુષી દ્રષ્ટ થૈ રહી;
અખંડ રંગ રહ્યો તે મૂખ, વ્યાપે નહીં દેહ માંહે દુઃખ.
સવા ગજના થયા શિર કેશ, જોબનવંત થયો છે વેશ;
દમયંતી નળશું વાધ્યું રૂપ, નીરખતાં હરખે છે ભૂપ.
ત્રીલોક મોહન રૂપજ થયું, અગન રૂપી અઘ નાશી ગયું;
થયો રાય દેવતાઈ અંશ, જુવે સભા સહુ માનવ વંશ.

### દોહરા.

સભા સહૂ જોઇ રહી, જોજો કીધું કામ;
અમૃત પાન આરોગિયાં, લિધું ઝેરનું નામ.
પ્રથમ આપિયાં હાથમાં, પોતે પાછાં લીધ;
નોહે કામ એ સત્યનું, એહ અઘટતું કીધ.
સહુકો મળી તે સત્ય કર્યું, વાત ન્યાયની નેટ;
સહુથી વાહાલું જાણજો, પ્રીતે પોતાનું પેટ.
એમ હાંશી કરે સહુ, રૂડું કીધું જે રાય;
આપ્યાંતાં સહુ હાથમાં, પાછાં કયમ લેવાય.
સરખા સહુ તો ત્યાં હસે, તાળી દેઈ ઠામ;
આજ સુધી તો જાણતા, પરદુખભંજન નામ.
વેહેરો વંચો હતો નહીં, નહોતું સ્વારથ સુખ;
આજે અચરજ એ થયું, દલમાં પ્રગટ્યું દુઃખ.

દૃઢ વિશ્વાસ અમને થયો, વાહાલું પેટજ હોય;
પુત્ર મીત્ર અદકાં સહુ, પેટ સમું નહિ કોય.
હસારત ચાલી હેતની, ગુણિજનને મન ગાળ;
મહિપતે મન વિચારિયું, અદકું વેહવું આળ.

## ચોપાઈ.

સભા મધે સહુ હાંશી કરે, મહીપતિ પોતે મનમાં ધરે;
નાંખી દીધાં બીડાં તમો, તે તો ભક્ષ કર્યાં છે અમો.
કદાચ એમાં હોત જો ઝેર, તો શી થાતે મારી પેર;
વળી મંગાવું બીડાં આજ, કરૂં આપ સહુનું કાજ.
તંબોળી મોકલીયો ત્યાંહ, નાગરવેલ તણું વન જ્યાંહ;
એહ વેલનાં બીડાં લાવ, શીઘ્રે સભામાં વેહેલો આવ.
આ વેળા આ આસન છાંડ, ઘડીયાં જોજન આપી સાંઢ;
વોળાવ્યો દેઇ સનમાન, હવડાં લાવશે બીડાં પાન.
પસાય તંબોળીને કરૂં, સઉનું મુખ તંબોળે ભરૂં;
પ્રીતે એહ પ્રતિજ્ઞા કરી, સાંભળે સહુ સભા જે ભરી.
ઉઠી સભા કરી એ વાત, પ્રીત થકી થયો પરભાત;
સભામાં સામદ આવ્યા સહુ, બુધસાગર બળવંતા બહુ.
જેનું હશે જોરાવર ભાગ્ય, તે બીડાં પામે આ જાગ્ય;
એવી વાત કરે જેટલે, સાંઢ સભામાં આવી તેટલે.
મહીપતિયે દીધાં બહુ માન, લાવ ભાઇ તે બીડાં પાન;
વીર કહે મુજને છે વાહાલ, શુભ શીરપાવ આપું બહુ માલ.

## દોહરા.

કહે તંબોળિ રાય સુણ, હું ગયો તો વાડી માંહ;
તે તો છોડ સુકાઇ ગયો, કાષ્ટવત છે તાંહ.
ખરાં પાન ખરી ગયાં, સુકી ગયો તે છોડ;
વેલો વીંટાઈ ગયો, કયમે ન પોહોંચે કોડ.
કોટી ઉપાય અમે કર્યા, એક ન આવ્યું હાથ;
કોલ વચન તે કયમ પળે, જે બોલ્યા સહુ સાથ.

સામદ સહુકો બોલીઆ, નિરખ્યું ભારે ભૂપ;
પાન બધાં અમો પ્રાસિયાં, રૂડાં વાધ્યાં રૂપ.
તીરથરૂપી રાય તું, કરિયે નિત્ય દર્શન;
પછી ખોટ શી પાનની, પૃથ્વીપતિ પરસંન.
સૂરજ દીઠો જળ થકી, ફુલે કમળ રિધ રંગ;
તેમ રાજા તમ દીઠડે, અદકું ફૂલે અંગ.
સભા વીષે જવ આવતાં, દો છો ઝાઝાં માન;
મુખ શોભે છે અમ તણું, જેમ ચાવ્યાં હોય પાન.
વિપ્ર શોભે વિદ્યા વડે, કરશણ શોભે ખેત્ર;
તમ હેતે અમે શોભીએ, નરખ્યા છોજી નેત્ર.
દિન શોભે જેમ દિનકરે, ચંદ્ર શોભે રાત;
તમ કરૂણાથી શોભીએ, પૂછો છો જવ વાત.
મંદિર શોભે દીપકે, ધરમે શોભે દેહ;
રાય કૃપાથી રીઝીએ, ન્યાળી જોતાં નેહ.
નવાણ શોભે નીરથી, દેવસ્થળમાં દેવ;
તમ દયાથી દીસીએ, સામદ રૂડા સેવ.
રીઝ રાવળી છે ઘણી, પાળો છો નિત લાડ;
ઉછેરનાર છો અધિપતી, (તો) પાન તણો શો પાડ.
રામ દુવાઇ રાજા કહે, પ્રીતે ચાવ્યાં પાન;
એ વાતતણો છે ખરખરો, મોટમ ચઢાવો માન.
ધરમતણા ધોરી તમો, તમે કરણી કરતાર;
પાંચ સમય પાળો તમો, અન્ન તણા દાતાર.

## ચોપાઇ.

વિક્રમ કહે સાંભળરે વીર, જોતામાં જાએ મુજ નીર;
શીવજીને ગમશે તે થશે, વચન સાથ તે જીવજ જશે.
બોલ વચન જે જનનું ગયું, વળતું તે તેમાં શું રહ્યું;
હાડ ચામડી લોહી માંસ, દુરગંધ ગંધ કો ન રહે પાસ.
પંચમહાભુત તણું જે તન, તેમાં અમરત એક વચન;
તેહ પળે તો સરવે પળ્યું, બાકી સરવે જીવતાં બળ્યું.

ગયો મહીપત મોહોલોમાં ઘેર, પોતે મન વિચારી પેર;
ભરી સભા માંહે જશ લેઉં, દયા કરી બીડાં તો દેઉં.
પ્રધાનને તો સોંપ્યો પાટ, અડધી રાતે ચાલ્યો વાટ;
વેશ પાલટચો રાજા રૂપ, ઓળખે નહીં જે એ છે ભૂપ.
જુવે દ્રષ્ટ આપે આડીએ, મન કર્યું જાવા વાડીએ;
ઉષ્ણકાળ અગ્નિની જવાળ, વાટે આવ્યું વન વિકરાળ.
તે દેખીને ધ્રૂજે હાડ, નહીં પંખી નહીં ઝાઝાં ઝાડ;
મારગ આપ જાએ જેટલે, પંથી એક મળ્યો તેટલે.
થર થર ધ્રૂજે તેની દેહ, ઘણી અંગ ભરાણી છેહ;
મોહોડામાં નથી માતો શ્વાસ, આવ્યો જોતાં મહીપત પાસ.
હેતે ઝાલ્યો તેનો હાથ, વાત કરવા લાગ્યો તે સાથ;
ભલા માણસ દીસો છો તમો, તેટલા માટે વારૂં અમો.
બુધવંતા છો બાળે વેશ, રખે જતા તમો એ દેશ;
ત્યાં ગયાનું મનડું થાય, શું કોપ્યા છે વઈકુંઠ રાય?
ત્યાં ગયાનું મનડું થયું, શું તમ આયુષ આવી રહ્યું?
જેને દેવ તો રૂઠયા હશે, તે નર એણે મારગ જશે.
ત્યારે બોલ્યો વિક્રમ વીર, રહે ઉભો રાખીને ધીર;
વાઘ સિંહ કે સાપજ હોય, વાટે વિઘ્ન કરે છે કોય.
ઘાત કરે છે ઘાતી ઘોર, કે વાટે લૂટે છે ચોર;
ગંઠીછોડા કે લંપટ લંઠ, કે કોઇ રાજા દે છે દંડ.
ફાંસી દેઇ કોઇ ગરથજ હરે, વાટે પીડા તે કોણજ કરે?
ત્યારે બોલ્યો પંથી આમ, આડે પાસ વસે એક ગામ.
ધર્મરાય વિક્રમની આણ, સીમાડો એક રાય અજાણ;
રૂપવંત એક રાજા સાર, તેને ઘેર છે કન્યા ચાર.
રૂપે રૂડી સુંદર સતી, મહા મનોહર નિર્મળ મતી;
તેની શોભા અદકી ઘણી, જાણે અપછરા ઇંદ્રજ તણી,
શણગાર સરવે સજે સોળ, મુખ ભરે બોહોળાં તંબોળ;
લક્ષણ વીસ ને તેમાં બાર, ગુણ ને રૂપ છે અપરમપાર.
જાણે ચોરાશી આસન ભેદ, ડાહાપણમાં ક્ષણ નહીં ખેદ;
સિંહલંકી શોભાય સુજાણ, અમૃત સરખી બોલે વાણ.

દીસે છે પદમણીથી વડી, રતનકમળ દેવી દીવડી;
સોળ કળાની પાસે સખી, ગજગામની ને ચંદ્રજ મુખી.
આભૂષણ ઓપે છે અંગ, ચંપકવરણો રૂડો રંગ;
પરીમળ પારજાતીકથી ઘણો, મદ અહંકાર શું કહું તે તણો.
વિદ્યા ચૌદ ભાવેથી ભણી, કળા બોહોતેર માંહે ગુણ ગણી;
નાગફેણો અંબોડો શીશ, નિજ હાથે ઘડી જગદીશ.
એવી છે ચારે કન્યાય, નહીં ભામની કો ભૂતળ માંય;
ચોકી બેસે છે તે તણી, તને હોંશ હઇડામાં ઘણી.
જે કો પંથી મારગ જાય, ચોકીવાળા તેને સાય;
આગળથી તો દેછે માન, હાજર કરે ત્યાં ફોફળ પાન.
મરદ છો કે નામરદ તમો, આગળથી ચેતાવું અમો;
નામરદ કહી જે ઊભો રહે, તેને સુખે જાવા દે.
જે કો મરદ મુછાળો થાય, માનની મોહોલે તેડી જાય;
તે આગળ જઈ ઊભો કરે, તન મન ધન જોતામાં હરે.
વળતી પુછે છે ચારજ વાત, તેની કોઇ ન જાણે ખ્યાત;
કોઈથી નથી કેહેવાતો અર્થ, કાળાગ્રહે ઘાલે છે તર્ત.
એકને એક પ્રતિજ્ઞા દીસ, વણ પાણીએ મુંડાવે શીશ;
બીજી શામ વદન ત્યાં કરે, ખર વાહન કરી ફેરવે.
ત્રીજી છેદે નાસિકા કર્ણ, એવી તો છે નારી તરણ;
ચોથી વાત પુછે પરમાણ, નવ કેહેવાય તો લેછે પ્રાણ.
પૂછે તેનો પોરજ દે, તો તેને ઘેર દાશી થૈ રહે;
ચેતાવે છે આડે આંક, જોતામાં તેનો શો વાંક;
તમે મારગ એણે ના જાઓ, શા માટે તમે દુખી થાઓ.
નામરદ થઈ આવ્યોછું હું, રખે મારગ ભાઈ જાએ તું;
રાજા કહે ભલે તેં કહ્યું, લક્ષણ જોતામાં મેં લહ્યું.
મારે પણ તેટલું છે કામ, વાસો રહું જઈ તેણે ગામ;
કોડે જોઊં તે કામની, ભોગવે છે કેવી ભામની.
તું નાઠો તે તારા ભોગ, જોઉં જુવતી કેરો જોગ;
મારી સાથે પાછા વળો, મન હોય તો માનનીને મળો.
મનમાં હોંશજ છે માહરે, ચારે પગે લગાડું તાહરે;
તારે મરદ ધરવું નામ, મારી સાથ આવ તે ઠામ.

## દોહરા.

વચન સુણી પંથી વદે, વીત્યું છે મુજ આપ;
જે જાય એ મારગે, તેનાં પૂરણ પાપ.
ગ્રહ વાંકા હોયે ઘણા, કે કોપ્યો જુગદીશ;
જો તું એ મારગ ગયો તો કાળ ભમે છે શીશ.
અંધો ભીંતે આથડે, ત્યારે માને વાત;
મૂરખ થાઉં બીજી વરાં, તો આવું તુજ સાથ..
ઈશ્વરીએ ઉગારીઓ, મુજને એકજ વાર;
બીજીવાર જો પગ ધરૂં, તોતો નામ ગમાર.
પાયે લાગુંછું તાહરે, કહુંછું વાર દશ વીશ;
મારૂં વાર્યું નહી કરે, નિશ્ચે ખોશો શીશ.

## ચોપાઈ.

વિક્રમ કહે સાંભળરે વીર, ધારણ રાખ રૂદયમાં ધીર;
આપું વચન હું તારે હાથ, સુખે આવ તું માહારી સાથ.
સાખે સત્ય વચનની સાંખ, તુજને ન આવે ઊંની આંચ;
કન્યા સાંભળી કાને તમો, રૂડી રીતે દેખાડું અમો.
પંથી કહે કહ્યું નહી કરૂં, વણ મોતે શા માટે મરૂં;
તમારે હુંશ હોય તો જાઓ, લાભ લાડવો ખાંતે ખાઓ.
તમને હોંશ હઇડામાં ઘણી, ખાઓ ક્ષુધરી મોતી તણી;
રાયે ઝાલ્યો તેનો હાથ, શુભ વચન બોલ્યો તે સાથ.
પ્રતિજ્ઞા કીધી ત્યાં ઘણી, નીશાં કરી તે પંથી તણી;
સમ સગરા ને દીધો કોલ, આપ્યો બાપનો અમરત બોલ.
તેને પણ સાથે તેડીઓ, ખરે દલ મારગ ખેડીઓ;
પંથીએ જે કહ્યુંતું નામ, જઈ બેઠા બે તેણે ઠામ.
પંથીના ત્યાં ધ્રૂજે ચરણ, જાણ્યું માથે આવ્યું મરણ;
ગળેળી થૈ બેઠો વાટમાં, અહીંથી નહીં આવું ઘાટમાં.
તું જા મારગ એણે ગામ, હુંતો બેશીશ આણે ઠામ;
તેની વાતથી સહુ હારશે, તુજને તો નિશ્ચે મારશે.

તુજને ત્યાં માર્યો જાણશું, આશા મેલી મંદિર જશું;
ચરણ ન ચાલ્યા પંથી તણા, દીધા સમ રાજાએ ઘણા.
અહીંયાંથી જો જાયે આપ, તુજને બ્રહ્મ હત્યાનું પાપ;
સમ દેઈ રાખ્યો ઠામમાં, ગયો રાય આપે ગામમાં.
દૂર થકી દ્રષ્ટે ધાલીઓ, ચોકીવાળે બાંહે ઝાલીઓ;
દીસોછો તો મોહોટા ભૂપ, રાજતેજ રઢીયાળું રૂપ.
માટે અમે પગે લાગીએ, માન દેઇ મેહેનત માગીએ;
ગામ અમારાનો નરેશ, પુત્રી ચાર છે જોબનવેશ.
રાજપુત્રી રૂપે છે ઘણી, ત્રણ સહીયરો બીજી તે તણી.
બીજી પ્રધાન કેરી દીકરી, છે કુંવારી નથી તે વરી;
ત્રીજી રાય સાલકની બાળ, ચોથી શેઠ તણી રૂપાળ.
નીત એકઠાં ચારે રમે, એક ભાણે બેસી સૌ જમે;
તેમણે એક કર્યું છે વરત, મોહોનું બોલ્યું પાળે તરત.
મરદ નામ ધરાવ્યું જેહને, ચાર વાત પૂછે તેહને;
કરી અર્થ આપે જે પાર, તેને વરી કરે ભરથાર.
અર્થ ન કહે ને થાય અજાણ, નિશ્ચે ખુએ પોતાનો પ્રાણ;
નામરદ થાઓ તો નાશી જાઓ, છત હોય તો છતા ત્યાં થાઓ.
કૈતક જુઠાં ખોટાં કાહાડશે, જેમ તેમ તમને જુઠા પાડશે;
જીવવું ચાહો તો પાછા વળો, મોત માગો તો તેને મળો.

## દોહરા.

પંથી કહે આવ્યો ઇહાં, તેને જોવા કાજ;
ફંદ રચી બેઠી ઘણું, તેહ કરાવું તાજ.
તેડી સમીપે શીઘ્ર જાઓ, ભાગો મનની ભ્રાંત;
એક વચન કહો અમતણું, કામનીને એકાંત.
ચારે સહીયરો આવે અહીં, કર ઝાલી વરમાળ;
લક્ષણવંતો કેમ આવશે, ઉત્તર એનો આલ.
એવું કહાવ્યું રાયજી, મનમાં આણી પ્રીત;
સેવકે પડદે જઈ કહ્યું, નારીને એ રીત.

## ચોપાઇ.

માનની સાંભળ માહારી માત, કેહેવા આવ્યો છું એક વાત;
પંથી ભૂલો આવ્યો એક, ગુણ લક્ષણ ને રૂપ વિવેક.
ધન્ય ધિરજ તેનો પ્રાણીઓ, અહંકાર અધિક તેણે આણીઓ;
કેહે છે પુછવા વેહેલી આવ, નઉતમ વાત ગમે તે લાવ.
સો વસા સંદેહ ભાગશે, ગજ્ત સારૂ તો તે જાગશે;
માટે જે જાણો તે કરો, ઈહાં તેડો કે ત્યાંહાં પરવરો.
સેવકનાં વચન સાંભળ્યાં, ચાર નારનાં ચિતડાં ગળ્યાં;
થઈ એકઠી આપે ચાર, એકાંત બેશી કર્યો વિચાર.
સામાં મોકલ્યાં ફોફળ પાન, તેડયો મોહોલે દેઈને માન;
હેત પ્રીત ને ઉલટ ઘણે, ગયો મોહોલે તે રાણી તણે.
મોહોલ એક તે અપરમપાર, શોભા ઈંદ્રપુરીની સાર;
ચાર સખી આસનપર ઠરે, ઉપર દાશી ચમ્મર કરે.
એક દાશી તલાંસે પાય, બીજી વનિતા ઢોળે વાય;
બેઠી શુભ રૂપે સૌ સખી, મહીપત પુત્રી તેમાં મુખી.
કરે એકઠાં આપ કલોલ, મુખ ભરીયાં આવે તંબોળ;
વાજાં છત્રીસ વાજે ઘણાં, કરે નૃત્ય નારી નવ નવાં.
એવી શોભા દીસે જ્યાંહ, મહીપતી પધાર્યો છે ત્યાંહ;
જુવતી સુમીપ આવ્યો જ્યાહરે, નારે નરપત દીઠો ત્યાહરે.
ગળી ગઈ જોતામાં નાર, જાણે કામ તણો અવતાર;
અવનવો જાણે કો ઈંદ્ર, જાણે ગ્રહ તારા કે ચંદ્ર.
જેવું જુવતી કેરૂં રૂપ, ભારે લક્ષવંણતો ભૂપ;
દીર્ઘબાહુ ને ઊર વિશાળ, ભૃગુટી આંખ દિસે અણિયાળ.
ચતુર શિરોમણ સત્ય સુજાણ, વનિતાને વાગ્યાં મોહ બાણ;
ચારેએ ત્યાં આંખડી ભરી, ઇશ્વરીની ત્યાં વિનતિ કરી.
અરે અંબીકા માહારી માય, અમને દેજે એ વર રાય;
એને જ્ઞાન વાતોનું હજો, અમ ચારેનો એ વર થજો.
જોતાં આંખ ચારેની ઠરી, ચૂક્યાં જેહ પ્રતિજ્ઞા કરી;
નહિ પંથી કો કારણ રૂપ, ચક્રવર્ત્તિ કો ભારે ભૂપ.

સોનાનાં આસન સનમાન, મેલ્યાં ચારેએ ફોફળ પાન;
તમ દીઠે હરખું છું ઘણું, પવિત્ર પુર કીધું અમ તણું.
દીસંતા છો જાણે દેવ, શુભ પ્રકારે કરીએ સેવ;
રમો જમો ને પાનજ ખાઓ, જે કામે આવ્યાં ત્યાં જાઓ.
અમો પ્રતિજ્ઞા મોટી કરી, ચારે વાત રૂદેમાં ધરી;
તેનો જે કોઇ આપે પાર, ચાર સખીનો તે ભરથાર.
વાતનો છેહ જો નવ આપિયે, તો દંડ ચારે જુજુવા થાપિયે;
આગળથી ચેતાવું અમો, ડાહ્યા છો વિચારો તમો.
વચન ન ચૂકું આડે આંક, પછે ન કાડશો અમારો વાંક;
દીસોછો કો દેવ અવતાર, દીજીએ દંડ તે નહી વેહેવાર.
માટે બુધ વિચારી લહો, હા નાનો પ્રતિઉત્તર કહો;
સિંહાસન બેઠો રાજંન, મોહ હરખ ધરીને મંન.
પૂછ વિક્રમ કહે મનમાં જે હોય, સંદેહ મન ન રાખશો કોય;
પ્રથમ કોણ બોલે મુજ સાથ, આવો સનમુખ પૂછો વાત.

## દોહરા.

વેહેવારીઆની બેટડી, નંદનંદની નિજ નામ;
સન્મુખ આવિ ઉભી રહી, બોલી તેણે ઠામ.
પ્રથમ વાત પૂછું અમો, તેનો પામું પાર;
વરમાળ આરોપું કંઠમાં, હું ભામનિ તું ભરથાર.
આ વેળા આણી ઘડી, દાશી તારી થાઉં;
વણ મૂલની દાસ હું, વેચે ત્યાં વેચાઉં.
મારૂં પૂછ્યું નવ કહે, આ વેળા આ દીશ;
વણ પાણી મુંડણ કરૂં, ચોપડું ચુનો શીશ.
રાજા કહે સમજ્યા અમો, પ્રીછી તારી પેર;
વિચાર્યું તારા મનતણું, (તે) રેહેશો તારે ઘેર.
પુછવું હોય તે પૂછ તું, મન વિચારી આજ;
તું નવરી પણ હું નથી, મારે કોટિધા કાજ.
પાલવે તેને પરણજે, જેને હોયે ગરજ;
હવડાં તો પૂછયું કહું, અર્થ તણી છે અરજ.

## ચોપાઇ.

વણિક પુત્રિએ વાયક કહ્યું, તે નરપતે સરવે લહ્યું;
તમ આગળ કહું શું કથા, ડહાપણ ઝાઝું મુજમાં જથા.
ભારે વાત પુછે જણ તરણ, હું સંક્ષેપે સંભળાવું કરણ;
કનક વેસર અંકોટી ઝાલ, કયમ બેસે નારીને ગાલ.
મુક્તાફળ તણો જે હાર, સ્ત્રીના ઉર ઉપર રેહ સાર;
ચૂડો ગજદંતાનો જાણ, પ્રમદાને શોભે છે પાણ.
વિછિયા છે ધાતુ જે તણું, રેહ ચરણે ચતુરાને ઘણું;
ચાર થાનક એ લજ્યા તણી, ત્યાંહાં કયમ થઇ બેસે ઘણી.
મહા સતી જે સત્ય આચરે, તેપણ એનું ધ્યાનજ ધરે;
લક્ષ્મી સીતા સરખી નાર, તે પણ ચીત ધરે એ ચાર.
એ ચારે બેઠા ચરચા જોય, નીર ખરૂં નારીનું ખોય;
પોતાનો હોયે ભરથાર, તેને પણ એ લાગે સાર.
લજયાવંત ઘરૂણી જે ઘણી, ન ગણે છોછ એ ચારજ તણી;
કો માનનીનું નજુવે મૂખ, તે પણ એ ચારેનું સૂખ.
કેહે સતીયાનું સત્યજ રહ્યું, કેહે ચારેથી વેહેતું ગયું;
એ શાહા છે કે ચારે ચોર, એ વાતનો કહો અંકોર.
પરનારીશું ક્રીડા કરે, પુન્યે કે પાપે અવતરે;
કોને છોછ એની નવ કરી, નવ મેલ્યા ચારે પરહરી;
અનમી અહંકારી જે કંથ, તેને એહ ચારે શું ચત;
પુરુષ પડયાં કયમ એનાં નામ, કયમ ઝાલી બેઠા એ ઠામ.
મારા મનમાં સંદેહ ઘણો, ઊત્તર આપોજી એ તણો;
ડાહી વાત તે દલમાં ધરૂં, પ્રીત કરીને તમને વરૂં.

## દોહરા.

ભૂપત કહે સુણ ભામની, ચતુર તણી તું તન;
પ્રમદા પ્રશ્ન પુછયું તમો, માન્યું મારૂં મન.
મેં મન જાણ્યું માહરે, કેશે કૌતક વાત;
પ્રમદા જે પૂછયું તમો, (એ) શાસ્ત્ર વચન સાક્ષાત.

## ચોપાઇ.

નરપત કહે સુણ નારી વાત, ખરિ આવે તારે દલ ખ્યાત;
કોઇક જુગ થયા કંઈ કાળ, ચાર પુત્ર રૂખીના બાળ.
પ્રીત જેવી બપૈયા મેહ, જીવ એક ને જુજવા દેહ;
જોગ વસ્ત જડે તે જમે, વિદ્યા ભણિને વનમાં ભમે.
રૂડા વિપ્ર કેરી રીત, પરબ્રહ્મ ઉપર બહુ પ્રીત;
એક સમે ગંગાને તીર, ન્હાવા ગયાતા નિરમળ નીર.
ચારે જણ પેઠા જેટલે, કૌતક એક થયું તેટલે;
અંતરિક્ષથી અજવાળું થયું, વિમાન આવીને હેઠું રહ્યું.
તેમાં ઇંદ્ર તણી અપછરા, ભામની મોહ ભરી મચ્છરા;
કંદ્રપ રૂપ જેવી કામની, નહિ ભૂતળ એવી ભામની.
કોટી જીભ્યાએ નવ કહેવાય, વરણન રૂપ તણું નવ થાય;
શુભ શ્નાન નારીએ કર્યું, ધ્યાન ધરણીધરનું ધર્યું.
ચાર જણે જોઈ તે જાત્ર, તે આગળ બીજી કોણ માત્ર;
ચીત્ર લખ્યા ચારે હોય જેમ, અદ્દષ્ટ થયું જોતામાં તેમ.
મોહ પામ્યા મન વીહ્વળ થયા, એક દ્રષ્ટ જોઇને રહ્યા;
મહુર્ત એક એમ કરતાં થયું, વિમાન આપ આકાશે ગયું.
વિદ્યુત ઝબકી જાયે જેમ, થોભ્યા નિરખવા સ્થાનક તેમ;
નારીશું નેહ લાગ્યો સુણો, પ્રેમ વ્યાપ્યો મનમાં ઘણો.
અફળ ગયો આપે અવતાર, સ્વમા માંહે ન દીઠી નાર;
ઉગ્ર તપ આપણ કીજીયે, સ્ત્રી સાથે લાહો લીજીએ.
આસન વાળી બેઠા ત્યાંહ, દારુણ તપ માંડયું વન માંહ;
ધરણીધરશું રાખી ધીર, તજ્યું અંન ઉદક ને નીર.
દુખ વેઠે નિશા ને દીસ, ઓંમકાર મંત્ર જપે મુખ ઈશ;
ઘણા દિવસ તપ કરતાં ગયા, મહાદેવને મન આવી દયા.
માગો માગો ચારે મિત્ર, બુદ્ધ તમારી પરમ પવિત્ર;
દુખ વેઠીને જે તપ કીધ, તેણે મુજ વેચાતો લીધ.
ભક્તિ તમારા મનમાં વશી, માગતાં ભ્રાંત રાખોમાં કશી;
દંડવત કરી તવ જોડયા હાથ, બોલ્યા રૂખી શિવજી સાથ.

એક કહે મેં દીઠું મૂખ, તે દેખી પામ્યો માહા સૂખ;
તે પામવાની ઇચ્છા કરૂં, તેણે ધ્યાન તમારૂં ધરૂં.
બીજો કહે શંભુ મહારાજ, કેહેતાં વાત આવે છે લાજ;
નારિ પયોધર ઉરપર જોઇ, જોઇ તેણે રહ્યો છું મોહી.
તેહ મનમાં માંણ્યાની આશ, ધરૂં ધ્યાન તમારી પાસ;
ત્રીજો કહે સાચી કહું વાણ, પ્રમદાના નરખ્યા બે પાણ.
ત્યાંહાં રહ્યાની ઇચ્છા થઈ, એટલે દ્રષ્ટ આગળથી ગઈ;
તે વેળાથી પ્રગટયો તાપ, આરાધ્યા ઉમયાપતિ આપ.
ચોથો કહે મેં નીહાળ્યું અંગ, રામા સાથે લાગ્યો રંગ;
નારી ઉપર પ્રગટયો નેહ, દાહાડી નરખું બેઠો દેહ.
આપો તો લાહો લીજીએ, નહિતર તો હત્યા દીજીએ;
નારાયણ મોટા છો નાથ, હરી વિના કયાંહાં ઓઢું હાથ.
તમ વિના કો નહિ દાતાર, મેં જોયો બાધો સંસાર;
તે માટે મોટા મહાદેવ, મન વાંછિત આપ્યાની ટેવ.
સ્તુતી કીધી શિવજી તણી, પ્રસન થયો ત્રીલોકનો ધણી.

## દોહરા.

શિવજી કહે સહુ સાંભળો, રૂખી તણા તમે તન;
અખિલ વરદાન આપું હું, જમ માને તમારૂં મન.
સંસાર મધે જે સુંદરી, રૂપ સુરૂપે નાર;
નિરખો તેને નેહશું, આણી પ્રીત અપાર.
આધ મધ્ય ને અંત લગે, સૃષ્ટી તણું મંડાણ;
નિરખો નારી ત્યાંહાં લગી, પ્રીત ધણે પરમાણ.
પતિવૃતા ને પદ્મની, ઋષિપત્નીને રંગ;
ઉરવશી આદે અપછરા, માણો નીત નશંક.
ત્યારે બાળક બોલીયા, શું બોલ્યા મહારાજ;
નારી સઘળી નિરખતાં, કુળમાં ખાંપણ લાજ.
લંપટ તો કેહે લોક સહુ, પ્રત્યક્ષ લાગે પાપ;
ઘેર ઘેર કયમ ભટકીએ, એવાં કામે આપ.
એક નારશું જે રમે, તેને મોહોટી ખોડ;
સઘળી નારી નિરખતાં, કયમ પોંહોંચે એ કોડ.

## ચોપાઇ.

શિવજી કહે વચન મુજ જાય, ત્રંણ લોક તો પ્રલે થાય;
પાપી નહીં કહેવાઓ તમો, એ વરદાન આપીશું અમો.
તમશું ખેદ કોઇ નહિં કરે, હેત પ્રીતશું અંગે ધરે;
જડરૂપ થઈ પૃથ્વી પડો, આભૂષણમાં જઇને અડો.
કરો ઘરેણે આપે વાસ, સદાકાળ રહો પ્રમદા પાસ;
શામા નિરખતાં સમશે શોક, લંપટ તમને કેહે નહીં લોક.
સહુ ભામનીના જે ભરથાર, દેશે માન તે અપરમપાર;
અહોનિશા રહો રામા સંગ, અતી ઉઘાડાં નિરખો અંગ.
જેને જેની ઇચ્છા ઘણી, તે બેસો તેના થઇ ધણી;
એહ વચન આપ્યું મુજ આપ, તેથી લોપે નહીં તમ પાપ.
એવું કહીને શિવજી ગયા, અતિ ઉમેદે આભૂષણ થયા;
જેને મુખ જોઇ મોહજ થયો, વેસર થઇ મુખ ઊપર રહ્યો.
જેને ઉર વાહાલું અપાર, તેહ થયો મોતીનો હાર;
અહરનિશા ઉર ઉપર રહે, લંપટ તેને કોઈ નવ કહે.
જેને હૂતા વાહાલા પાણ, કાંકણ રૂપ થયો નિરવાણ;
જેને જેશું પ્રીતજ ઘણી, છતે કંથ બીજા એ ધણી.
જેને ચરણ સંગાથે પ્રેમ, તેણે વાસ કર્યો જઈ હેમ;
વાર વીંછીયા કેરે રંગ, બેઠો નરખે બાધું અંગ.
આભૂષણમાં કીધો વાસ, કરે મંનથી એહ વિલાસ;
આદે પણ આભૂષણ ઘણાં, આપ્યાં સ્થાનક રેહેવા તણાં.
પ્રથમ આભૂષણ બારે માસ, વરદાન થકી પામ્યા એ વાસ;
પંથી કહે સાંભળ સુંદરી, વનિતા વાત કહી વિસ્તરી.
એ પૂછી તેં વાત એકાંત, ભાગી તારા મનની ભ્રાંત;
શિવ વરદાન થકી એ વસ્યા, એહ વાતમાં અચરત કશાં.
ઇશ્વર આણ ન બોલો જથા, પદ્મપુરાણ માંહેછે કથા;
પુરાણ અઢાર સાંભળશે જેહ, તેને મન તો નહીં સંદેહ.
તે નારી તો પાગે નમી, ગુણુની વાત રૂદેમાં ગમી;
બુદ્ધિવંત દીસો છો તમો, જીત્યા તમોને હાર્યાં અમો.

કરો મૂલ ખરીદી દાસ, રણુમાં મૂકો કે રાખો પાસ;
વળતા તો બોલ્યા રાજંન, સાંભળરે ક્ષત્રીની તંન.
તારે હયડે છે જે હામ, પૂછ વાત તે આણે ઠામ;
વણિક પુત્રીની વાતજ ઘણી, ભાંગું ભ્રાંત તારા મનતણી.
ત્યારે બોલી બીજી નાર, તુજને પૂછું વાતો ચાર;
મારા મનમાં સંદેહ ઘણો, પ્રતિઉત્તર આપો તે તણો.
મારી સહિયર એક સુંદર નામ, નિત્ય કરેછે રૂડાં કામ;
રહે છે અહીંથી બીજે ગામ, જાણીતી છે કોટી દામ,
તેહ સમીપ મેં પાડી હોડ, તે મુજ સરખે સરખી જોડ;
વાત કરતે વિવાદજ થઇ, મેં તેહને સમશ્યા કહી.
તેણીએ તેનો ભાગ્યો ભેદ, પણ રાખ્યો મનમાંહે ખેદ,
ઘણા હેતથી આવી ઘેર, પ્રીત થકી વિચારી પેર.
કૌતક ચાર એક ઊભાં કર્યાં, તે મારા મુખ આગળ ધર્યાં;
તેનો પાર જો આપો મુને, ચતુર શિરોમણ જાણું તુને.
સહિયરમહીં સપરાણી થાઉં, બીડાં પાન મુખ ત્યારે ખાઉં;
પંથી કહે પોહોચે તુજ આશ, શીઘ્ર લાવી મૂકો મુજ પાસ.

## દોહરા.

સુણતાં હરખી સુંદરી, આપે ફૂલી અંગ;
વેલણ મુખ આગળ ધર્યું, જેનો રૂડો રંગ.
પચરંગે રંગ્યું ઘણું, બે પાસાં સમતુલ્ય;
મેલ્યું પંથી આગળે, પ્રશ્ન કર્યું મહા મુલ્ય.
ટોચ કિયી ને થડ કિયું, સુકું કાષ્ટ છે એહ;
ઉપર કિયું ને થડ કિયું, કયમ ભાંગે સંદેહ.

## ચોપાઈ.

વૃક્ષ થકી કાહાડયું જે દન, ઘણું એક ધરીને મન;
દીધો રંગ મોકલિયું આંહ, વિચાર કરી જુઓ મનમાંહ.
ઘડયું સરખું સુતારે આપ, ચક્કર ઊતાર્યું મારી છાપ;
થડ ને ડાળ એમાં તે કીયું, ટોચ પુંછ પૂછું તે બીયું.

એટલો મારે મન સંદેહ, થડને ડાળ કીયું છે એહ;
પંથી કહે રે સાંભળ સતી, એમાં ઝાઝું અચરજ નથી.
સરિતા જે વેહેતી હોયે નીર, વેહેતું મૂકો તેને તીર;
તણાતાં માંહે આગળ થશે, તારો સંદેહ તેથી જશે.
જે પાછળ રહે તે થડ જાણ, આગળ તેતો ટોચ પ્રમાણ;
પ્રગટ પારખું તેમાં હોય, એમાં અચરત ગણે ન કોય.
ત્યારે તે હરખી કામની, ભાગ્યો ભેદ ભાવે ભામની;
હવે સંદેહ છે બીજા ત્રણ, કોડે તે સંભળાવું કરણ.
બાર વરસનાં બાળક બેય, તે વેળા તેડાવ્યાં તેહ;
પેહેરાવ્યાં પટભૂષણ ઘણાં, રૂપ બેઉનાં રામા તણાં.
તેમાં છે એક નરને નાર, ઓળખાવો એનો આકાર;
એનાં સરખાં દીઠાં રૂપ, વિસ્મય પામ્યો ભારે ભૂપ.
એ વાત ઘણી છે સેહેલ, ભાગું ભ્રાંત હવડાં તુજ મેહેલ;
ઉમર ઓળંગી ઘરમાં આવ, એ બે જણને ઘરમાં લાવ.
ડાભો પગ ઊપાડે જેહ, જાત જુવંતી જાણો તેહ;
જમણો પગ પરઠે પરમાણ, પુરુષ પારખું તેહ પ્રમાણ.
તેનું વચન મુસ્તકે ધર્યું, જેવું સાંભળ્યું તેવું કર્યું;
મન તણો ભાગ્યો તે ભેદ, પંથી વચન તમારૂં વેદ.
માનવ નહીં કો દીસો દેવ, કરૂં સર્વથા તારી સેવ;
બે વાત રહી માહારા મન તણી,ભાગો ભ્રાંત જે ધાયડ ધણી.
સરખા સરખી બે ઘોડલી, જુગતા જુગતી છે જોડલી;
ચોકડાં મોયડા પુર પલાણ, ઓળખે નહીં કો તેહ અજાણ.
એક મા ને એક પુત્રી હોય, તેનો મર્મ ન જાણે કોય;
કેઇ માત ને કેઇ તંન, ઓળખાવો વિચારી મંન.
પંથી કહે વિચારજ કશો, એહ બોલ મુજ રૂદે વસ્યો;
જળ પાવા સરોવર લેઇ જાઓ, વણ અસ્વારે પાણી પાઓ.
બેને છૂટાં મેહેલો ત્યાંહ, આવવા દો બેને પૂર માંહ;
આગળ ચાલીને આવે ઘેર, તેને જનુની જાણો પેર.
કૂદે નાચે હરખે ઘણું, એહ વખાણ તે અર્ભકતણું;
પાછળ રહે ને આગળ જાય, તેનું નામ પુત્રી કેહેવાય.

છાની માની હીંડે જેહ, જનુની તેની જાણો તેહ;
હરખ ઉપન્યો નારીને ઘણો, સંદેહ ભાગ્યો મનડા તણો.
એક વિચાર કહોજી મુને, ચતુર શીરોમણ જાણું તુને;
સરખા સરખી બે સાહેલ, પાસે આવી વળગી બેલ.
કોટિ કળાએ રાજ સ્વરૂપ, દીઠે મોહે ભારે ભૂપ;
ષોડશ વરસ તણાં તે બાળ, કુમકુમ તિલક કર્યાં છે ભાલ.
અંગે શણગાર સજ્યા છે સોળ, મુખ મંડણ બોહોળાં તંબોળ;
પંથી આગળ ઊભી કરી, સોળ સોળ વરસની બે સુંદરી.
એક લગ્ને પરણિ છે બે, નાવ સાથે બેને છે નેહ;
એકનો પતિ ગયો પરદેશ, ઘેરે જુવતી જોબન વેશ.
પરણીને પંથે પરવર્યો, સંગ નથી સ્ત્રી કેરો કર્યો;
આ બીજી જોડે સુંદરી, પરણી કંથને કોડે કરી.
એક રાત સ્વામી ઘેર રહ્યો, પ્રભાતે ઉઠી પરદેશ ગયો;
એકને એક દહાડાનું સુખ, બીજીએ નથી દીઠું મુખ.
વનિતા બે જુવે છે વાટ, પતિ પરદેશ ગયા તે માટ;
બેઠી છે બે તમારી પાસ, પરાક્રમ હોય તો કરો પ્રકાશ.
એક રાત ભોગવિયો પતી, બીજી નારિ છે અણછતી;
કરો પારખું તેનું આજ, તો તો થાય આપનું કાજ.

## દોહરા.

કેઈ નારે નર ભોગવ્યો, કેઈ રહી નીભૂખ;
ઓળખાવો એમાં થકી, ભાગે મારી ભૂખ.
દાસી થાઉં તમતણી, જો ભાગો સંદેહ;
પ્રીત કરી પરણું તુને, દુધે વુઠયા મેહ.

## ચોપાઇ.

મહીપત કેરું હરખ્યું મન, વારૂ પૂછું એહ વચન;
પ્રથમ વાત સાંભળ માહરી, પછે ભ્રાંત ભાગું તાહરી.
તમને વાત કહું એક અમો, સમજી ઉત્તર દેજો તમો;
સોળ વરસની સરખી જાત, વિક્રમ કહે તે આગળ વાત.

એક વિપ્ર તણો છે બાળ, ખરી વાત તણો એ ખ્યાલ;
માત પિતાએ વિહિવા કર્યો, વિપ્ર તે શુભ કન્યાને વર્યો.
ચતુરામાં ચતુરાઈ ઘણી, ત્રિયા વરસ ત્રયોદશ તણી;
પતિયે પરણી કીધી તાજ, ગયો વિદેશ વિદ્યાને કાજ.
વિદ્યા કામે ગયો વિદેશ, જુવતી મેહેલી જોબન વેશ;
પરણી નારની શી થઇ પેર, રહી પીયર પિતાને ઘેર.
પિતા પ્રધાનવટું તો કરે, રાજા હેત રૂદેમાં ધરે;
રાજદ્વારનું કારણ ઘણું, વજીર કામ ચલાવે તે તણું.
તેને પેટ નથી કાંઇ તંન, કુંવરી છે તંન મન ને ધંન;
કેટલાક દિન વીત્યા વરત, વજીર વિપ્ર તો પામ્યો મરત.
રાજા આવ્યો જોવા કારણે, વિપ્ર વજીરતણે બારણે;
રાજા આગળ સ્તુતિ બહુ કરી, ખોળે બેસારી દીકરી.
તમ સારૂ મારૂં ઘરસુત્ર, પેટ નથી કો પ્રોઢો પુત્ર;
પુત્રી છે ખોળે તમતણે, રાય ચિંતવજો હેતે ઘણે.
એ પુત્રીછે ચતુર સુજાણ, બત્રીસ લક્ષણ ગુણ પ્રમાણ;
રાયે વચન તેનું થાપિયું, પ્રધાનવટું પુત્રિને આપીયું.
રાજા હું પ્રધાનજ તમો, રીઝી રાજ સોંપુછું અમો;
ટંટા કજિયા નગરના જેહ, ચતુરાઇએ ચૂકવજો તેહ.
પુત્રી પ્રધાનવટું પામિયાં, દુખ દરિદ્ર દેહનું વામિયાં;
એમ કરતાં થયાં વરસજ બાર, વિદ્યા સરવ ભણ્યો ભરથાર.
પોઠી પાંચ પુસ્તકના ભર્યા, વિદ્યાર્થી બહુ આગળ કર્યા;
હેત પ્રીતને ઉલટભેર, જવા માંડયું પોતાને ઘેર.
વાટે આવ્યો રૂડો ઠામ, પોતાના સસરાનું ગામ;
આકારે ઓળખિયું એહ, મનમાંહે ઉપન્યો સંદેહ.
એટલે આવ્યો બ્રાહ્મણ એક, તેને પૂછી વાત વિવેક;
કહો ભાઇ આ તે કુણ ગામ, રાય પ્રધાનતણું શું નામ.
ઇહાં આણ તે કોની ફરે, પ્રધાનવટું તે કોણજ કરે;
વળતો વિપ્ર તે બોલ્યો વાણ, રાયસિંગ નરપતિ નિરવાણ.
શિવશંકર પંડિત પરધાન, રાજ તણાં તેને બહુ માન;
તેતો મૃત્યુ પામ્યો દિન ઘણે, પુત્રી એક પ્રધાનજ તણે.

બત્રીસ લક્ષણવંતિ નામ, કરે પ્રધાનવટાનું કામ;
ચુકવે ન્યાય અન્યા એ ચોખ, ઓ પેલી બેઠી છે ગોખ.
એમ કહીને વાડવ વળ્યો, બ્રાહ્મણ તો ચિંતામાં ભળ્યો;
એ નારી તો સ્ત્રી મુજ તણી, અપકીર્તિ હશે તે તણી.
રાજચેન જે આગળ ચહે, અખંડ તન કયમ એથી રહે;
તેનું પારખું પ્રીતે જોઉં, મારા મનનો સંદેહ ખોઉં.
એવો વિચાર કર્યો છે મન, તે કો વાત ન જાણે અન્ય;
વિદ્યાર્થી રસોઇ કરી રહ્યો, પોતે રાજદ્વારે ગયો.
પટંતરથી નરખી નાર, અલખત રૂપ છે અપરંપાર;
લક્ષણ રૂપ માંહે નહિ મણા, આગળ સેવક ઊભાં ઘણા.
બેઠી ફેરવે આપે નેણ, વિચિત્ર પ્રકારે બોલે વેણ;
મહા મનોહર દીઠું મૂખ, દેખી દલમાં પામ્યો દુઃખ.
વજીરપણું નહિ વનિતા રીત, હશે કોઇ પુરુષશું પ્રીત;
છતો થયે સંદેહ નહિ ટળે, કામની ચરિત્ર કોઈ નહિ કળે.
કોડ થયે કૂડી નવ થાય, એને મોહોડે કયમ પૂછાય;
પૂછે પ્રીતે માને મન, ખાય સહજમાં સોએક સમ.
જોરાવરિયે પુછું આ દીશ, તો તો નિશ્ચે છેદે શીશ;
પાર લેવાને રાખવી પ્રીત, કર્યો વિચાર રૂડેરી રીત.
બે વાનાં રહે દોણી ને દૂધ, કરૂં સર્વથા સાચી શુદ્ધ;
એમ વિચારી પરઠી પેર, ગયો નગર ગુણકાને ઘેર.
આજની રાત રહીશું અમો, મોહોડે મુલ માગી લો તમો;
ચાર પોહોરમાં સઘળું સુખ, આપું રોક જે માગો મુખ.
ત્યારે ગુણકા હેતે હશી, એહ વાતમાં ખાંમી કશી;
શત રૂપીઆ આપો રોક, સુખ ભોગવી શમાવો શોક.
સ્વર્ગથી વધુ સુખ દેખાડીએ, રૂડી રીતે રમાડીએ;
એવું પરઠીને પંડિત રહ્યો, પ્રીત થકી પરભાતજ થયો.
કામની કહે કાં ખોટી થાઓ, પરઠ્યું આપીને પંથે જાઓ;
પંડિત આવ્યો પ્રમદા પાસ, આપ્યા અરધ પુરા પચ્ચાસ.
નારીએ તવ ઝાલ્યો હાથ, વાત કરે બ્રાહ્મણની સાથ;
શત પરઠી રાખ્યો છે રાત, કયમ જૂઠું બોલે પરભાત.

માંહોમાંહે રાઢે વળગ્યાં, રાવ લઇ રાજદ્વારે ગયાં;
બેઠી પુત્રી પંડિત તણી, ચતુરાઇ ચતુરામાં ઘણી.
આગળ બે જણ ઉભાં કર્યાં, ન્યાય કરવા ઠેકાણે ઠર્યાં;
જુવતી ગુણકાએ જોડયા હાથ, બાઈ સાંભળો મારી વાત.
સાચી વાત પરઠણની પેર, આ વિપ્ર આવ્યો રાતે મુજ ઘેર;
શત રૂપીઆ સાટું કરી, રહ્યો રાત મન હેતે કરી.
એતો મારા કુળનું કાજ, એમાં શાની મુજને લાજ;
એમાં અર્ધ આપી જાય છે, રૂડે રાજ અન્યા થાય છે.
વનિતા કેહે મારો નહિ વાંક, એને પૂછો અક્ષર આંક;
બોલ્યું જે અબોલ્યું કરે, તે સાનીધે શૂળી ચઢે.
આઘો તેડી પૂછયું બ્રહ્મ, કયમ ચાલ્યો તું કુડું કર્મ;
વિપ્રનું માન એ વાતે ઘટે, તમને કરવું એ નવ ઘટે.
રૂડા દિસોછો કહું તે માટ, વિદ્યા ભણી તે ઉઠી વાટ;
કલંક તમારા કુળમાં ચઢયું, ડાપણ સઘળું કૂપે પડયું.
કદાચ કરયું જો કુડું કામ, પરઠયા પ્રમાણે આપો દામ;
રાજદ્વાર આવ્યા મહારાજ, નથી આવતી શું મન લાજ?
પરઠયું આપી પંથે પરવરો, ખરી વાતમાં શો ખરખરો.
બ્રાહ્મણ માટે જાવા દેઉં, નહિતર સરવે ખુંચી લેઉં;
દીસંતા છો વિદ્યા રૂપ, ભણ્યું ગણ્યું નાંખ્યું છે કૂપ.

**દોહરા.**

બ્રાહ્મણ કહે સુણ બ્રાહ્મણી, કાં ઘેલા ગુણ ગાય;
બેઠાં ઇશ્વર બેસણે, સાચો તોળો ન્યાય.
મુખ કેહેતાં અમો લાજીએ, તમો છો મોટાં જન;
એ વિચાર આપે કરો, મેલ વિચારી મન.
સાચું બોલું સરવથી, ફાલ ન કહાડું ફોક;
ચાર પોહોરના પરઠીયા, મેં શત રૂપિયા રોક.
અરધ સૂખ મેં ભોગવ્યું, આપ્યા અરધ પચાસ;
અરધ સૂખ એને થયું, તે રાખ્યા મેં પાસ.
વિચાર કરો મનડા વિષે, શત રૂપીયા મૂલ;
અરધ અરધ બે ભાગનું, સુખ બેનું સમતૂલ.

માંણી જુઓ મનડા વિષે, વધતો કોને કામ;
ન્યાય ઠરાવો એહનો, પૂરા આપું દામ.

## ચોપાઇ.

નારીનું મન ચિતમાં ધરો, સાચો ન્યાય રૂદયાશું કરો;
ન્હેહે નરને કે નારીને ઘણો, વિચાર કરી જુઓ તે તણો.
મેં મારો અર્ધ આપ્યો ભાગ, એના અર્ધનો રાખ્યો લાગ;
એ પોહોરનું મૂજને સૂખ, એમાં શાનો દાવો દુઃખ.
વાંક વિના મુજ સાથે વઢે, ગરીબ જાણી એ ગળે પડે;
સાચો અક્ષર કોહો નહિ આપ, તો લક્ષ વિપ્ર હણ્યાનું પાપ.
કહે ભામની સાંભળ બ્રહ્મ, મેં નવ જાણ્યો એનો મર્મ;
નર નારીના ન્હેહેની વાત, શમણે હું ન જાણું સાક્ષાત.
એહ કર્મ જે કો આચરે, તે જન ન્યાય તમારો કરે;
બીજી ચતુરાઇ મુજમાં ઘણી, અજાણ બુદ્ધિ એ વિદ્યા તણી.
શામા કહે નવ જાણું સ્વાદ, કયમ ભાગું હું તારો વાદ;
કામ નારી કે નરમાં ઘણો, મર્મ ન જાણું હું તે તણો.
એ વાતમાં હું જાણું આપ; તેં કહ્યું તેથી બમણું પાપ;
વિક્રમ કહે સાંભળરે નાર, હું ઉભો તો તેણે ઠાર.
એ બેમાં જૂઠું કોણ હશે, એ ન્યાય તો કોણથી થશે;
પુછી જોઉછું હું તારો ઠાર, નથી પ્રીછતો એનો પાર.
તમો બે ડાહ્યાં દીસોછો ઘણું, વચન સંદેહ ભાગો મુજતણું;
મન જાણો ને નકહો મુને, તો કોટિ કોટિ બ્રહ્મહત્યા તુને.

## દોહરા.

પ્રમદા કહે પંથી સુણો, સમ ખાધા તે ફોક;
હું ન જાણું એ વાતમાં, પૂછો બીજા લોક.
વળતિ વાત બીજી કહે, સાચું કહું આ ઠાર;
સાચો બ્રાહ્મણ બાપડો, ધૂતારી એ નાર.
સુખ સમતુલ્યે ભોગવ્યું, આપ્યા અરધ પચાસ;
લોભતણું કારણ કશું, શત કેરી શી આશ.
રસોઈ લાવ્યો એક જણ, જમવા એકલો લાગ;
બિજો આવિ તેમાં ભળ્યો, ભાવે આપે ભાગ.

શો ન્યાય એમાં ચૂકવ્યો, એમાં શી વઢવાડ;
નિશ્ચે વાંક એ નારનો, ફોકટ કરે એ રાડ.
આહાર બમણો નારને, લજ્યા ચોગણી હોય;
આઠ ગણોતો કામ છે, આપ વિચારી જોય.
નિકળી જાય તે નારિયો, વનિતા કરે વિલાપ;
કામ ઘણેરો કામની, વેદ પુરાણે છાપ.

## ચોપાઇ.

એમ કહી તે નારી રહી, પંથીને તો ચિંતા થઇ;
સાબાશ સાબાશ કરિ રહ્યો, પ્રતિઉત્તર વળતી તે કહ્યો.
આ નારીએ નથી દીઠું મુખ, આ સમજે છે સઘળું સુખ;
તે વાત સહુને મન ગમી, પ્રદક્ષણા કરી પાએ નમી.
તમો બોલ્યા તે વાણી વેદ, ભલી ચતુરાઇએ ભાગ્યો ભેદ;
હું તો દાસિ થઈ તમ તણી, તમ માંહે ચતુરાઈ ઘણી.
પ્રધાન પુત્રી ચતુરસુજાણ, જે પૂછે તે વખાણે વાણ;
તેનો પ્રતિઉત્તર દીજીએ, જીભા કેરો જશ લીજીએ.
નરપત કહે શુભ નારી સુણો, ભારે વાત ગમે તે ભણો;
પછે પંથ અમારે જાઊં, ઘણું કામ છે ખોટી થાઊં.
પ્રધાન પુત્રી પાએ નમી, ગુણની વાતતો મનમાં ગમી;
પુછું વાત સંક્ષેપે આજ, કેહેતાં તો આવે છે લાજ.
પુછું વાત તમને એ કથી, મન સંદેહ ભાંગતો નથી;
સહૂ થકી મોટા માહાદેવ, કરે દેવ સનકાદિક સેવ.
બ્રહ્માદિક તો ભૂલા ભમે, નારાયણ સરખા નર નમે;
આદ નિરંજન પુરુષપુરાણ, વેદ ભણે મુખ ચારે વાણ.
સરજીક પાલિક સિંહાસન જેહ, ત્રિગુણ રૂપ માંહે તેહ;
પારવતી પતિ ભોળોનાથ, અષ્ટસિદ્ધિ ને નવનિધિ હાથ.
તે કયમ પૂજાવે છે લિંગ, રૂડા પુરુષતણો એ રંગ;
સર્વ લોક પૂજાએ શીશ, આપે લિંગ પુજાએ ઈશ.
સ્વર્ગ મૃત્યુ પાતાળે ઠામ, ડાહ્યા પુરુષતણાં એ કામ;
લિંગ ઠામ લજ્યાનું ઘણું, કરે પુજન સહુકો તે તણું.

પ્રથમે પૂછુંછું એટલું, જ્ઞાન તમ માંહે કેટલું;
સંદેહ એ સંભળાવો કરણ, વળતા પ્રશ્ન પૂછુંછું તરણ.

## દોહરા.

વિક્રમ કહે વનિતા સુણો, એ મોટો મહિમાય;
એહ વાત વખાણતાં, પાપી પાવન થાય.
શિવ મહિમા જે સાંભળે, પૂરણ મન પરસંન;
સ્નાન ભાગીરથ ગંગનું, રેવાનું દરસંન.
ઘણુંક રહે ગોદાવરી, સિંહગુરૂમાં ન્હાય;
તે શિવ મહિમા સાંભળે, પળમાં પાવન થાય.
વપુ પાડે જઇ વેણીમાં, કરવત કરે કેદાર;
તે ફળ પામે સહજમાં, એ શિવ અપરમપાર.
ભરૈં કાવડ ગંગોતરી, શમરિએ શિવને શીશ;
તે ફળ પામે સહજમાં, જાણો મોટો ઈશ.
પૃથ્વીનિ પ્રદક્ષણા કરે, હીમેં ગાળે હાડ;
તે ફળ પામે સહજમાં, શિવ પૂજનનો પાડ.
શિવ પુરાણમાંહે કથા, સાંભળિ રૂડી રીત;
કામની તુજને તે કહું, પૂરણ આણી પ્રીત.
સ્તુતિ નિંદા શિવ તણી, ગુહ્ય ઘણેરી હોય;
મહિમા મૂરખ આગળે, કહેશો મા જન કોય.
વંદે તે વૈકુંઠ પામશે, ન્યાય કરી નિરવાણ;
નિંદે તે નરકે જશે, પડશે રૌરવ ખાણ.
એહ અયોની ઇશ છે, આદ્ય થકી છે સદ્ય;
બ્રહ્મથકી તે બ્રહ્મ છે, નિરગુણ સગુણની હદ.

## ચોપાઇ.

પંથિ કહે સુણ શામા વાણ, પ્રીછો પ્રશ્ન જોડી એ પાણ;
વિચારયું વિશ્વપતિએ એક દન, માયા રૂપમાં પહિયું મન.
નિત્ય કરે પૂજનને સેવ, તે મોટો કહેવાએ દેવ;
પ્રીછું આજ હું તેનો પાર, જોઉં સિદ્ધ શિરોમણ સાર.

અતલ ભૂતળે વિતલ છે જ્યાંહ, સપ્ત પાતાળ તલાતલ માંહ;
ગમ્ય સુધી ગયા છે શરણ, ચત્રભુજજીએ દીઠા ચરણ.
પાર ન પામ્યા હેતે હરી, પ્રીતે ચરણની પૂજા કરી;
પાતાળ લોક પૂજેછે ચરણ, જ્યાંહાં વસે છે દેવતા જે વરણ.
મૃત્યુ લોકમાં ત્યાં આવિયા, શિવભક્તિ લેખે લાવિયા;
ના આવ્યો પાર શિવશંકર સંગ, માનવ સહુ પૂજે છે લિંગ.
પાય લાગીને પૂજા કરી, લિંગભક્તિ મનમાંહે ધરી;
શિવે વિષ્ણુનો કીધો સંગ, વિષ્ણુ પણ પૂજે છે લિંગ.
જોઉં ઊંચા શિવ છે આકાશ, પાર લેવા ચાલ્યા તે પાસ;
સ્વર્ગ મૃત્યુલોકનિ માંહ, જન તપ સત્ય લોક છે ત્યાંહ.
સ્વર્ગ થકી ગત્ય ઊંચી ઘણી, જોઇ ચરચા શંભુજી તણી;
તોય પાર ન આવ્યો ઇશ, સત્ય લોક પૂજે છે શીશ.
વિષ્ણુ પૂજી પાછા વળ્યા, મહિમા માહાદેવ તણા નવ કળ્યા;
પાતાળે પગ મૃત્યુ લોકે લિંગ, સ્વર્ગે શિશ પૂજે છે સંગ.
પૃથ્વી કેરૂં જેને પીઠ, સાત સમુદર કૂખે દીઠ;
રોમાવળિ છે ભાર અઢાર, એહ અચોની અપરમપાર.
એતો જે દિન સૃષ્ટિજ થઇ, કથા તે દહાડાની કહી;
સ્વર્ગ મૃત્યુ પાતાળે સંગ, ચૌદ લોક પૂજે છે લિંગ.
દેવી લક્ષ્મી સરસ્વતી, બ્રહ્માદિક ને કમળાપતિ;
વેદ વિપ્ર શોભાવે સંગ, સકળ લોક પૂજે છે લિંગ.
પુરાણ થકી પ્રીછુંછું અમો, કહું તે ચિત્ત ધરી લો તમો;
એક સમે એ અકલસ્વરૂપ, બેઠાં કૈલાસે ભવાનિ ભૂપ.
આપ રૂપ બેઠા એકાંત, ઉપની એક મન માંહી ભ્રાંત;
નંદી ભૃંગી છે તે પાસ, ઘણું શોભે છે એ કૈલાસ.
સહસ્ત્ર અઠયાશિ ધરે છે ધ્યાન, ત્રિદશ દેવ સહુ દેછે માન;
ચોસઠ જોગણી જોડે હાથ, સ્તુતી કરે છે શિવને સાથ.
આરતી ઉતારે છે ઇંદ્ર, નીલાવટ માંહે ચળકે ચંદ્ર;
કોટિ રવિ પૂરણ પ્રકાશ, શોભ્યો એવો ગિરિ કૈલાસ.
પંચવદન ઝળકે છે જ્યાંહ, ત્રણ નેત્ર ચળકે છે ત્યાંહ;
વ્યાઘાંબર અતિ અંગે ધર્યું, તિલક ભાલ વિભૂતી કર્યું.

કપુરાકૃતિ ઉજ્વળ શુભવાન, ઓંકાર મંત્ર વંદિત વખાણુ;
અઘનાશા છે જેનું નામ, કોટિ કોટિ લાજે છે કામ.
બેઠા શિવજી રાજસ રીત, પારવતી સાથે કરતા પ્રીત;
વાત કરતાં વાદજ થયો, અહંકાર બોલ કામનીએ કહ્યો.
શિવ કહે નર વશ નારી હોય, તેમાં ભ્રાંત ન રાખો કોય;
કહે પારવતી નામી શીશ, મોટા છો મહિમાવંત ઇશ.
નારીને વશ નર તે જાણુ, પરઠે બાંધ્યાં શિવપૂરાણુ;
શિવજી કહે હું જાઉં વન, તપ આરાધું જાણી મન.
કરૂં ગિરિ કૈલાસજ ત્યાગ, ધરે ધ્યાન તપ કેરે કાજ;
સંસાર સારમાં મોટું ધર્મ, તેથી અદકું તપનું કર્મ.
તપથી નિરમળ સરજ્યું નથી, કામની તમને કહુછું કથી;
સુખે તમે તો રહો બારણે, અમો તો જઈશું તપ કારણે.
જગતપાવનીએ જોડયા હાથ, બોલ્યાં ઉમિયા શંભુ સાથ;
તપ જોગે નથી તે કોય, જ્ઞાન દૃષ્ટિ વિચારી જોય.
પંચઈંદ્રિ માંહે જે પ્રધાન, કામદેવ સહુથી બળવાન;
જાતે કેહેવાએ આપ અનંગ, ભાગે તપ કેરો જે ભંગ.
કામ જીત જે નર કેવાય, નથી સરજ્યો કો સૃષ્ટિ માંય;
વારંતાંમાં વનમાં જશો, ખોશો ભાર કામાતુર થશો.
કહ્યું એમ ઉમા રાણીએ, તપ જાશે વેહેતે પાણીએ;
ત્યારે વળતા કોપ્યા ઈશ, પગની જ્વાળા લાગી શીશ.
મુજને કામ પાપી શું કરે, પંચઇંદ્રિ દેખી મન ના ડરે;
માયા નવ લોપે મુજ અંગ, રાચું નહિ રામાને રંગ.
પારવતી કેહ કહું શું કથી, માયાથી મોટું કો નથી;
અજીત નામ તે માયાતણું, જીતી ન શકે મ્હોકમપણું.
પારવતી શું પાડીને હોડ, ગયા ઈશ તપ કરવા કોડ;
દૃઢ થઇ માંડયું તપ ધ્યાન, આણ્યું આપ અદકેરૂં જ્ઞાન.
માસ ચાર ગયા જેટલે, વસંતઋતુ આવી તેટલે;
પાંચ ગણો પુરુષને કામ, સ્ત્રીને સોળ ગણો પરમાણ.
ફૂલ્યાં વનસ્પતી બહુ વન, માહામાયાએ વિચાર્યું મન;
આજ ઉપાસું એહ અનંગ, ભોળાને કરૂં તપ ભંગ

એવું જાણી આણ્યું હેજ, તેડયો કામ ઉપાશી તેજ;
પ્રદક્ષણા દેઈ પાગે નમ્યો, સઘળો શોક શામાનો શમ્યો.
શા કામે મને તેડયો આજ, કંઈક દો સેવકને કાજ;
પારવતી કહે વેગે જાઓ, શિવ શરીરમાં પ્રગટ થાઓ.
છળ પાડો પરિબ્રહ્મ પેર, વણ તેડયા શિવ આવે ઘેર;
લજ્યા પામે ભોળોનાથ, તો તો સ્નેહ કરે અમ સાથ.
કહે કામ સાંભળરે માત, જગતપતી જગતનો એ તાત;
કદાચ તેને રીસજ ચઢે, તો નિશ્ચે ઘાટ અમારો ઘડે.
ત્યારે હું કો પાસે જાઉં, દે શ્રાપ તો દુખિયો થાઉં;
કેહે પારવતી સાંભળ કામ, તારૂં નહિ લેવા દેઉં નામ.
મુજ માયાની નાંખું જાળ, તે તો લોપી ન શકે કાળ;
દેહ માયા વ્યાપે જેટલે, પ્રવેશ કામ કરો તેટલે.
એવું કહ્યું તે આણી ધીર, ગયો કામ ગંગાને તીર;
શિવજી બેઠા આસન કરી, ધ્યાન એક ચિત્તથી ધરી.
વસંતઋતુનો વાયુ વાય, કામવશ્ય નર નારી થાય;
મહાપુરુષને માયા મળી, ધ્યાન ટેક તો ત્યાંથી ટળી.
વસંતઋતુનાં વાય્યાં વ્હેન, નિર્મળ પુરુષ ઉઘાડે નેન;
એ વાત અહિયાંથી રહી, કૌતક વાત એક બીજી થઈ.

## દોહરા.

ગંગા તટ પાવન ઘણું, અઘહરણ કહેવાય;
સહસ્ત્રઅઠયાશી ઋષિ ઘણા, તપ કરે વન માંહ.
આપ આપણા આસન વિષે, ધ્યાન ધરે નિજ ધર્મ;
ઇષ્ટ દેવ ઉપાસના, પાળે છે પટકર્મ.
ઋષિપત્ની તેવડ તેવડી, સતી શિરોમણ સાર;
વ્રત હુતું એકાદશી, સહુ મળી તે ઠાર.
આભ થકી જેમ આભલાં, વરષા ઋતુમાં થાય;
ઋષિપત્ની ઘેર ઘેરથી, ગંગા ન્હાવા જાય.
નારી ન્હાવા સહુ નીસરી, આવ્યાં ગંગા તીર;
પરમેશ્વરને પરણમી, નાહ્યાં નિર્મળ નીર.

દંડવત ઋષિને કર્યા, વનફુળ પ્હેર્યાં અંગ;
મન ઇચ્છા વર મળવા તણું, રામા કેરો રંગ.
વસંત રાગ આલાપિયો, પરિગ્રહ ઉપર પ્રીત;
વરણવ કરે વિશ્વનાથનું, ગાવા માંડયાં ગીત.
નૃત્ય કરે ભાત ભાતનાં, વિવિધ પ્રકારે વાગ;
શાસ્ત્ર વિશે જેવા ધરે, ગાયા તેવા રાગ.
ફરે ફેર સહુ ફુંદડી, અંબોડો લે હાથ;
કલ્લોલ લોલ લક્ષણ કરે, સખી સખીમાં સાથ.

## ચોપાઇ.

અંતઃકરણમાં આણી પ્રીત, ઋષિ પત્ની ગાયે છે ગીત;
સ્વર સાંભળ્યો સદાશિવ કાન, ધ્યાન ધરી બેઠા છે રાન.
અમૃત પે મીઠું લાગિયું, કામબાણ દેહમાં વાગિયું;
આંખ ઉઘાડી ન્યાળી જોય, નારી નામ ન દીઠું કોય.
મોહ પામ્યા સાંભળતાં રાગ, કામદેવે જોયો છે લાગ;
નેત્રે થઇને પેઠો તેહ, અજીત નામ કહીએ જેહ.
અંગો અંગે વાપ્યો કામ, ઊઠયા શિવ તજ્યો એ ઠામ;
જ્ઞાન ધ્યાન જોતે પરહર્યું, વનવિજયાનું ભક્ષણ કર્યું.
મન ગયું ભામનીઓ ભણી, નહીં શુદ્ધ વપુ વસ્ત્રજ તણી;
જટાધારી અંગ વિભૂત, ચાલ્યા જ્યાં જુવતીનાં જૂથ.
ઋષિ પત્ની ગાયે છે ગીત, પ્રભુ પધાર્યા આણી પ્રીત;
આદ્ય નિરંજન પુરુષ પુરાણ, જેનું વેદ તે કરે વખાણ.
તે સરખા ભોળવાયા ભૂપ, મોહ માયા એવી અકળ સ્વરૂપ;
જ્ઞાન આપ રૂદે આણજો, મોહ માયા મ્હોટી જાણજો.
પારવતીની માયા જેહ, વશી ઋષિપત્નીની દેહ;
તેણે તેનો વાધ્યો વેશ, કામે જઇ કીધો પરવેશ.
ઉમયા આપ અંતરમાં વશી, ન રહી ભ્રાંત નારોને કશી;
તે મધ્યે આવ્યા મ્હારાજ, નિગમી આપ રૂદેથી લાજ.
તાળી પાડે કેડે પડે, તાંડવ નૃત્ય નર વાણી કરે;
અંગ માંહે પ્રગટયો અનંગ, વિંધ્યું આપ ઉઘાડું અંગ.

શ્રી સમીપે ઉમયા વશી, શિવ સામું જોઈને હશી;
કોટિ અરુણ જેવું છે તેજ, સહુ જુવતીને વાધ્યું હેજ.
વચમાં નાચે ભોળોનાથ, તાળી દેઈ દેઈ સહુને સાથ;
કોઇ કહે એની કરીએ સેવ, કોઇ કહે મ્હોટો મ્હાદેવ.
કોઇ કહે લજ્જા આણીએ, નગ્ન રૂપ તે કયમ ન્યાળીએ;
કોઈ કહે આનંદી એહ, નિર્મળ જાણી આણું નેહ.
જેમ કૃષ્ણને વશ કામની, તેમ ભોળવાઇ સહુ ભામની;
પારવતિયે નાંખ્યો મોહ પાશ, નવ ઓળખ્યા કોઇએ અવિનાશ.
કામરૂપ દીઠો તે કામ, વિહ્વળ વનિતા તેણે ઠામ;
શિવજી ક્રિડા કરે છે વન, નારદજીએ વિચારયું મન.
સહૂ ઋષિની પાસે ગયા, મર્મ બોલ કૌતકના કહ્યા;
ઋષિ પત્ની ગયાં છે વંગ, ત્યાં તો થઇ રહ્યો નવલો રંગ.
જોગી સાથે રામા રમે, તેના ગુણ તમને કેમ ગમે;
આગળથી જે નિંદા કરી, તે ફરિ ઋષિએ પૂજા કરી.
સત્ય વચન જે દેવે કહ્યાં, તે શિવપૂરાણે શ્રવણ થયાં;
તે કહેતાં તો કલ્પજ થાય, સંક્ષેપે સમજો મન માંહ.
ઋષિ ચાલ્યા તે રૂડી પેર, તેડી લાવીએ ગુરૂને ઘેર;
આળીગાળી બ્રાહ્મણની જાત, સુણી તે ધાઈ બધી નાત.
જ્ઞાન આપ રૂદયા નવ ગણે, મારો મારો મુખથી ભણે;
આવ્યા સહુ ગંગા તટ પાસ,હરિ કરતા દીઠા ત્યાંહાં હાસ.
નગ્ન રૂપ દીઠું તે તણું, લાગ્યું દુઃખ ઋષિઓને ઘણું;
ઋષિ પત્નીને ખબરજ નથી, આનંદ રૂપ કહું શું કથી.
પારવતીની માયા ઘણી, ભુરકી નાંખી મોહજ તણી;
કામવશ્ય કરૂણાનિધ હોય, તેણે દ્રષ્ટ ન દીઠું કોય.
માર માર કહે સહુ રૂખી, તેમ તેમ શિવજી થાયે સુખી;
કો છાંટે ગંગાનું વાર, કોયક રણ ઊડાડે છાર.
વળી જ્ઞાન રૂદેમાં થાય, જાણે જે ઘેલો નાશી જાય;
ઋષિ કરે છે અદકો પ્રહાર, શિવના મનમાં નાવે ખાર.
કોપ ચઢયો ઋષિને ઘણો, શિવને થાય ઉલટ તે તણો;
તાપસ એક ઋષિનો બાળ, તેને આવી પ્રગટયો કાળ.

કર્યો ક્રોધ તેણે મન આપ, દીધો રવે ઇશ્વરને શાપ;
નાગો થઇ નારીમાં રમે, દેવાંશી ઋષિઓને દમે;
દેખે માત અમારી બેહેન, કયમ દાખી શકું એ ચેહેન;
સત્ય વચન માને માહરૂં, તૂટી લિંગ પડો તાહારૂં.
એવો બોલ જવ સુણ્યો કરણ, તૂટી લિંગ પડયું છે ધરણ;
મા મા પારવતીએ કહ્યું, ત્યાંથી જાણ સહુકોને થયું.
પંચવદન દીઠા છે ભૂપ, ઓળખ્યા આપે અકળ સ્વરૂપ;
થયું ઋષિ પત્નીને જાણ, એ મહારાજા પુરુષપુરાણ.
સ્તુતી કરી જોડ્યા બે હાથ, દીન વચન બોલ્યા શિવ સાથ;
અમમાં મોહોટું મૂરખપણું, રૂપ ન ઓળખ્યું ઇશ્વરતણું.
વેદ કરે વરણવ જેહેનું, દીઠું છે દર્શન તેહનું;
એહ વાત અહિંયાંથી રહી, વિશ્વપતીને વ્યાધી થઇ.
વેદના જે લક્ષવીંછી તણી, તેથી વૃથા ઇશ્વરને ઘણી;
તેહ લિંગ જે સ્થાનક જાય, પૃથ્વી સહુ તે પ્રલ્લે થાય.
એકે ઠામે તે નવ ઠરે, જ્યાંહાં જાય ત્યાં પ્રલ્લે કરે;
પૃથ્વી જવા માંડી પાતાળ, ડોલ્યા બધા દશે દિગપાળ.
ખૂટ્યાં નીર સહુ નદીઓતણાં, ધ્રુજ્યાં ગાત્ર સહુ પર્વતતણાં;
ત્રિલોક શેષને ધ્રુજી ધરા, ગ્રહ ગુણ તારા ને ખેચરા.
બ્રહ્માંડ જાણે તૂટી પડયું, સંકટ સર્વને આવી અડયું;
મળ્યા એકઠા બ્રહ્મા ને ઇંદ્ર, વરુણ વાયુ ગ્રહ રવિ ને ચંદ્ર.
બીજા ત્રિદશ સરવે દેવ, વિષ્ણુ આદ્ય કીધી છે સેવ;
જળ થળ સઘળે આવી ઝાળ, વાપ્યો અગ્નિ કોપ્યો કાળ.
ક્ષમા કરોજી ભોળાનાથ, બુડતાં બાંહે ઝાલો હાથ;
સહુ જનને સંકટ થાય છે, સૃષ્ટિ તે દેહવટ જાય છે.
કરતા હરતા છોજી તમો, તેમાં શું વીખાણું અમો;
શિવજી કહે કહીએ શું કથી, એમાં વાંક અમારો નથી.
કર્ત્તા હર્ત્તા સરવે ઈશ, નથી દોષ રૂખીને શીશ;
અનંગ વશ થયો હું આપ, તે માટે પામ્યો છું શાપ.
થયા લિંગના કટકા બાર, નથી રેહેતા ઠરીને ઠાર;
પ્રલ્લે કરે છે આડે આંક, શો એમાં અમારો વાંક.

ધ્યાન સહુકોએ શક્તિનું ધરચું, આવાહન અંબાનું કરચું;
ધરણીધર ધરે છે ધ્યાન, દેવતાએ દીધાં બહુ માન.
સત્ય અલેખે અદકી કરી, ત્રૂઠયાં છે ત્રિપુરી સુંદરી;
દેખિ દેવ સહુ પાયે નમ્યા, શોક સંતાપ સહુકોના શમ્યા.
કરૂણાનિધિ પામ્યા જે કષ્ટ, તે ઉમિયાએ દીઠું દ્રષ્ટ;
દ્વાદશ રૂપ પોતાનાં કરી, દ્વાદશ ઠામ પોતે પરવરી.
શક્તિ રૂપી આસન કરચાં, શીવ લિંગ યોનીમાં ધરચાં;
શિવ શક્તિ બે એક સ્વરૂપ, સુખ પામશે ભોળો ભૂપ.
જળાધારી એક યોની સંગ, આપ રૂપ તે પોતે લિંગ;
યોની રૂપ તે પૃથ્વીનું પાસ, લિંગ રૂપ આપે આકાશ.
સૂર્ય કેતુ રોમાવળી સંગ, જ્યાંહાં જુઓ ત્યાં યોની લિંગ;
ક્રોડ વાર કહું શું કથી, શિવ શક્તિથી અદકું કો નથી.
શ્રીકાર તે તો શક્તિ નામ, શીવ રૂપ તે રમતો રામ;
શ્રી રાધા તે શક્તિ રૂપ, કૃષ્ણ કૃપાળ તે ભોળો ભૂપ.
નિંદક પુરુષ થકી છે દૂર, હરિજન તે શિવ શક્તિ હજુર;
ક્ષણું માત્ર ઠાલો નહિ ઠામ, કલ્યાણ રૂપ તે શિવનું નામ.
શોક શમ્યો તે શિવજી તણો, ઉલટ થયો ઉમયાને ઘણો;
કોપ કરી રૂખીએ થાપીયું, વેદ મંત્રથી થિર થાપીયું.
યોની લિગ જે બારે નામ, સાક્ષાત્કાર શિવજીનો ઠામ;
શિવજી કહે કારજ કીજીએ, કોટીક દંડ કામને દીજીએ.
પ્રથમ તો બાળ્યો છે અમો, કાખ માંહે રાખ્યો છે તમો;
એટલાને પણ પ્રલ્લે કરૂં, દર્પ અંહકાર એનો હું હરૂં.
કહે પાર્વતી નિર્મળનેહ, મારો મોકલ્યો આવ્યો છે એહ;
કોઈ લેઈ શકે નહિં નામ, અજીત કહિને તેડયો કામ.
કામને તો કરુણા કીધ, અજીત એ વરદાનજ દીધ;
શિવજી પાસે આવ્યા રૂખી, ગદગદ કંઠ થયા તે દુખી.
અમો ઈશ્વરને દીધી ગાળ, મહા કીધો અપરાધ તે કાળ;
એહ વાતે નરકનો ઠામ, થાય છૂટકો કીએ કામ.
શિવ શક્તિ બોલ્યાં છે બેય, દેવરૂપ છો બ્રાહ્મણ દેહ;
શિવના શિવ તે બ્રાહ્મણ આપ, તમને તે કયમ દેઉં શાપ.

આપું વરદાન હુંશેથી હોડં, જેમ તમારા પોહોંચે કોડ;
પૂજો સહુ રૂડેરી પેર, શિવલિંગ સ્થાપો ઘેરે ઘેર.
લિંગ પુજન જે નવ જાણિયો; ભટક્યો ભવમાં તે પ્રાણિયો;
સ્વર્ગ મૃત્યુ પાતાળે લિંગ, પુજો સહુકો શિવનાં લિંગ.
લિંગ થકી વૃષાને વ્રષ્ટ, લિંગ થકી છે બાધી સૃષ્ટ;
લિંગ ઇશ્વર ને લિંગજ દેવ, લિંગ વિના બીજી શી સેવ.
જળાધારી તે યોની રૂપ, લિંગાકાર તે ભોળો ભૂપ;
પૃથ્વી પીઠ તે તેનું પાસ, ઉપર લિંગ તે તો આકાશ.
અણુ માત્ર ઠાલો નહીં ઠામ, લિંગ ભગે એ સૃષ્ટી કામ;
નિંદા લિંગ તણી જે કરે; કોટિ કલ્પ નરકે અવતરે.
પુજો લિંગ ને લાગો પાય, દેહ સહિત શિવ લોકે જાય;
જે નરથી શિવ પુજન થયું, તેને પુજ્ય બિજું શું રહ્યું.
લિંગ પૂજન કરે નર નાર, સફળ થયો તેનો અવતાર;
લિંગ પુજે તે સફળે ફળે, પુજન દેવ સહુકોનું વળે.
લિંગાકાર જગતનો તાત, ભગાકાર તે જાણો માત;
એથી પ્રગટયા એથી માન, એમાં ડાહાપણ એમાં દાન.
લિંગ યોની વિના નર હોય, એવો એક દેખાડો કોય;
કેહેવા માત્ર કથાંતર ઘણું, આદ્ય પુજન છે લિંગજતણું.
આદ્ય સૃષ્ટિતણું મંડાણ, જો જો લિંગ પરઠણ પ્રમાણ;
એમાં સંદેહ શાનો રીજ, લિંગ સકળ સૃષ્ટીનું બીજ.
વિશ્વ બધે તો એહ વિવેક, અયોની તે તો શિવજી એક.

## દોહરા.

એ પ્રતિ ઉત્તર અમ તણો, કામની સાંભળ કરણ;
અમો તો પંથે પરવરૂં, પ્રશ્ન પુછો જો તરણ.
પાગે લાગી તે પ્રેમદા, તમને પૂછું મર્મ;
પાખંડ ઉપર પ્રીત નહીં, સુજને વ્હાલો ધર્મ.
સાક્ષાતકાર જે વિષ્ણુ છે, બ્રહ્મ સરીખા ભૂપ;
તેને પુજે ગોળા કરી, જેનું રૂડું રૂપ.

નહીં આકાર પ્રતિમા નહીં, નહીં માયાશું મેલ;
શંખે કરી પૂજે સહુ, શિવલિંગ સમ શો ખેલ.
નહીં લાંબો નહી ટુંકડો, નહિ નીચો નહિ ખુદ્ધ;
નહીં સૂક્ષ્મ ને દીર્ઘ નહિ, નહીં લઘુ નહીં વૃદ્ધ.
ગોળ મટોળ ગોળો કરી, કરે પુજનનું કામ;
આકાર તો એકે નહીં, વિષ્ણુ મ્હોટું નામ.
વિષ્ણુ સમાન મોટો નહીં, વિષ્ણુ સમાન નહિ દેવ;
પરમેશ્વર પરબ્રહ્મ એ, શંખ તણી શી સેવ.

## ચોપાઈ.

સાબાશ સાબાશ સુંદર સુંદરી, એ પૂછ્યાથી આંખજ ઠરી;
કોટિ જન્મ પાતિક કેહેવાય, પ્રીછંતાંમાં પ્રલ્લે થાય.
મહારાજ રાજેશ્વર પુરુષપુરાણ, વરણવ વેદમાં કરે વખાણ;
શિવ બ્રહ્મા નિત્યે જઈ રટે, નામ થકી બ્રહ્મહત્યા મટે.
જગતનો કર્ત્તા જગતનું બીજ, રૂડી વાત માંહે છે રીજ;
જોગ પુરૂષ જળહળ જે જોત, તેજઃ પુંજ ઉદે ઉદ્યોત.
તેને સહુકો કહે છે ધામ, જેનો નાશ નહિ નહિં નામ;
નહિ નારી નહિ પુરુષનું રૂપ, ત્રિગુણ ભેદ ન જાણે ભૂપ.
સઘળે ખરો ને ક્યાંએ નહીં, ઠરી રહ્યો છે સહુમાં રહી;
જેમ જળમાં હોય રવિ ઉદ્યોત, સકળ વ્યાપક છે કો જોત.
બાવનથી બ્હાર પચીસથી પરો, કયાંઇએ નહિ ને સઘળે ખરો;
નિરાકાર ને શુભ સાકાર, અખિલ મંડળ માંડયો આકાર.
વરણવ માંહે કયમ કરે વિવેક, આદ્ય નિરંજન વિષ્ણુ એક;
સૃષ્ટ પધાર્યાનું થયું મંન, પંચમહાભુત નહીં જે દન.
નહીં પાણી પવન આકાશ, પ્રથ્વી આપ તેજ નહીં પાસ;
તેને ઇચ્છા થઇ જયાહરે, ત્રિગુણરૂપ પ્રગટયો તાહરે.
થઈ શક્તિ કો રાજસ રીઝ, થયાં વૃક્ષ વેલીનાં બીજ;
થયું એક અક્કલ કો ઇંડ, ભાવે થયું ભારે બ્રહ્માંડ.
એક થકી તે થયાં અનેક, વિવિધ પ્રકારે વસ્તુ વિવેક;
અણુ માત્ર ઠાલો નહીં ઠામ, રમી રહ્યો સઘળામાં રામ.

## દોહરા.

ઇચ્છા થકી એ ઉપન્યું, સકળ લોક ને દેવ;
વિચાર કરે ત્રિગુણ મળી, શી વિધ કરશું સેવ.
નામ રૂપ નરશું નહીં, એ કો અકલસ્વરૂપ;
કુણ પ્રકારે પૂજશું, (કેહે) હરિહર બ્રહ્મા ભૂપ.
કોઇ ચત્રભુજ પૂજશે, કોઇક પૂજશે ઈશ;
કોઈક શક્તિને પૂજશે, કો પૂજે જુગદીશ.
કો અગ્નિ આરાધશે, કો તારા રવિ ચંદ્ર;
કો કરશે ઇષ્ટ ઉપાસના, કો આરાધે ઇંદ્ર.
અધમ જીવા ધાશે સહુ, હેત દેહથી હોય;
નિરંજન નામ નારાયણનું, તેને ન પ્રીછે કોય.
આપણ ઇશ્વર જગતના, સહુ પૂજે સાકાર;
આપણ કોને પૂજશું, નિરંજન નિરાકાર.

## ચોપાઇ.

બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર જે ત્રણ, એ ત્રણે વિચાર્યું મન;
આંણે તો એક દીઠું ધામ, નથી જાણતા એનું નામ.
નથી જાણતા તેનું રૂપ, નથી જાણ્યું બ્રાહ્મણ કે ભૂપ;
આપણો તો ઇશ્વર એહ, દાખો નહીં આપણે દેહ.
ધામ તેજ કે જોત કેહેવાય,એનું પૂજન કયમ કરિ થાય;
બ્રહ્માંડ બધું ખોલી જોય, એ વણ ઠામ નવ દીસે કોય.
જળ થળ પવન પાણી આકાશ, વ્યાપક વિશ્વપતી વિખ્યાત;
ધાતુ ધાન વનસ્પતી માંહ, ઠાલો ઠામ મળે નહીં ત્યાંહ.
કોણ રૂપ એ ઈશ્વર હશે, એની પૂજા તે કયમ થશે;
નિરાકાર નિરવાણી નેટ, ઠરી રહ્યા સાકારે ઠેઠ.
કલ્પના કલ્પ સુધી તે કરી, બુદ્ધિ એક ઠામે નવ ઠરી;
ત્રિગુણ દેવ મળીને કહ્યું, બ્રહ્માંડ તે ગોળાકારે થયું.
બ્રહ્માંડ રૂપ એ ભારે ભૂપ, કરી કલ્પના ત્રિગુણ સ્વરૂપ;
ગોળાકાર એનો આકાર, નામ નહીં એતો નિરાકાર.

સઘળે રમી રહ્યો એ ઠામ, સહુકો ઠરાવ્યો શાલિગ્રામ;
સાક્ષાત એ તો છે પરબ્રહ્મ, મોઢે દેવ વિચારૂં મર્મ.
શાલિગ્રામ નામજ જેહનું, ત્રિગુણ પૂજન કરે તેહનું;
શાલિગ્રામની ભક્તિ ભળે, પરિબ્રહ્મ કેરી પૂજા વળે.
શાલિગ્રામ વિષ્ણુ એ ઈશ, શાલિગ્રામ સ્વયં જુગદીશ;
શાલિગ્રામ તે તો સાકાર, નારાયણ નિર્ગુણ નિરાકાર.
એકે રૂપમાં એતો નહીં, સકળ રૂપ સૃષ્ટીમાં સહી;
આદનું આદ જોતનું જોત, તેનું તેજ અધિક ઉદ્યોત.
રામનો રામ ઈશનો ઈશ, શાલિગ્રામ તે શ્રી જુગદીશ;
મોટા પુરુષનો ન જડે મર્મ, બ્રહ્માકાર પુજો એ બ્રહ્મ.
કોટિ કોટિ બ્રહ્માંડજ કહ્યાં, શાલિગ્રામ રૂપે સહુ થયાં;
સમર્થ એ સહુ પૂજે જેહ, શાલિગ્રામ ત્રિગુણ તે તેહ.
શાલિગ્રામને નંદે નડે, કોટિ કલ્પ તે નરકે પડે;
શાલિગ્રામની પૂજા કરે, સત્ય લોક સ્વર્ગે સંચરે.
શાલિગ્રામનું જપશે નામ, પંચ પદાર્થ પામે તે ઠામ;
શાલિગ્રામ સમ નહિ કો દેવ, શાલિગ્રામ સમી નહિ સેવ.
કોટિક શાસ્ત્ર કહું શાં કથી, દૈવત એહ સમાને નથી;
શાલિગ્રામ મહિમા નવ લહ્યો, અવતાર અફળ એળે તે ગયો.
શાલિગ્રામ પૂજ્યા નહીં તે માટ,ત્રણ વેદ ભણ્યો તે વાટ;
શાલિગ્રામ ન જાણ્યા નેટ, ગળ્યો ગર્ભ જનુનીને પેટ.
શાલિગ્રામની પૂજા થાય, ધન્ય કૂખ તેની તો માય;
શાલિગ્રામની ન સુણી કથા, અવતાર તેનો જાણો વૃથા.
તુળશી સમરપી નામ્યું ન શીશ, તેને રૂઠયા શ્રી જુગદીશ;
શાલિગ્રામશું ન ધરી પ્રીત, ડાહ્યો વાહ્યો રૂડી રીત.
શાલિગ્રામશું ન ધર્યો નેહ,આંખ છતે અંધો જન તેહ;
શાલિગ્રામ ન જાણ્યા સાર, ઉવટ ગયો તેનો અવતાર.
બ્રહ્માંડ બ્રહ્મતણો છે ઘાટ, શાલિગ્રામ પુજ્યા તે માટ.

દોહરા.

કામની કહે કરૂણા કરી, કહો સાંભળું કરણ;
મૂર્ત્તિ નહીં બ્રહ્મા તણી, પુછું વાત એ તરણ.

ચતુર્ભુજ તો વિષ્ણુ છે, શિવનું લિંગ પુજાય;
બ્રહ્માની પ્રતિમા નહીં, એતો અચરત થાય.
કરતા હરતા સૃષ્ટિના, આદ્ય દેવનો દેહ;
તેને કો પૂજે નહીં, મોટું અચરજ એહ.
પ્રમદા પૂછ્યું પ્રશ્ન તેં, તેથી પાવન થાઉં;
અડસઠ તીર્થથકી અધિક, ઘરમાં ગંગા નાહું.
કહ્યું છે બ્રહ્મપુરાણમાં, શાસ્ત્ર શાખ દે સર્વ;
સંક્ષેપે તુજને કહું, મેહેલો મનનો ગર્વ.

## ચોપાઈ.

હરિ હર બ્રહ્મા હવા જે ભૂપ, એ ત્રણે માનું એક સ્વરૂપ;
અદકું ઓછું છે નહિ કોય, વેદ પુરાણ વિચારી જોય.
બ્રહ્માની પુત્રી સરસ્વતી, નિર્મળ નામ મનોહર મતી;
દેવી કમળાથી દીસે વડી, ઘણે હેત કિરતારે ઘડી.
સત્વ સરવે અવનીતણું, તેથી તેજ તેમાં છે ઘણું;
અણુ માત્ર કલ્પનાએ ભેદ, તેના ચાર થયા છે વેદ.
આદ્યની આદ્ય કરણ એ ગાત્ર, બ્રહ્મપુત્રી તો કેહેવા માત્ર;
બ્રહ્મા વેદ પેહેલી છે એહ, સાક્ષાત્કાર શક્તિનો દેહ.
તેણીએ મન વિચાર્યું ખરૂં, રૂડો પુરુષ હોય તો વરૂં;
જો પરણાવે મારો તાત, તોતો વિશ્વ વિખ્યાતે વાત.
કયમ મ્હોડે મેં તો કેહેવાય, કેમજ જાણ પિતાને થાય;
બ્રહ્મા જાણે છે બાળક એહ, નથી કરતા પરણાવવા નેહ.
માટે દેખાડું માહારૂં તન, જો પિતાજી સમજે નિજ મન;
બેઠા એક સમે એકાંત, ભામનીએ વિચારી ભ્રાંત.
પ્રકાશ કરવા પોતાનું રૂપ, આવી બેઠી જ્યાં બ્રહ્મા ભૂપ;
બેઠા છે સંધ્યા વંદન કાજ, એકાંત લીલા લાગી આજ.
જેમ અભ્ર માંહે વીજળી, પિતા પુંઠે કન્યા નીકળી;
અકસ્માત અજવાળું થયું, ચૈતન જ્ઞાન રૂદેથી ગયું.
સંધ્યાવંદન જાુગ જામની, કટાક્ષ દ્રષ્ટ દિઠી કામની;
દેવાંગના દીઠી દેહને, વીરજ ધ્રવ થયો તેહને.

દ્રષ્ટ જ્ઞાન ન રહ્યું મન ધીર, અનંગ વશ થયું શરીર;
પામ્યા મોહ અવકળના ધણી, પુત્રી દીઠી પોતા તણી.
લજ્યા પામ્યો એજ સ્વરૂપ, બ્રહ્મા ભોળવાણા ભારે ભૂપ;
જપ તપ જ્ઞાનગુણ સરવે ગયું,વપુ વિચારતાં મહાદુઃખ થયું.
ધિક્ અવતાર માહરૂં નામ, ધિક્ ધિક્ એ પાપી તું કામ;
ધિક્ ધિક્ ધિક્ પુત્રી માહરી, ધિક્ બુદ્ધિ તરુણી તાહરી.
અચાનક આવી બારણે, પ્રીત પરણ્યા તણે કારણે;
શરાપ અંતરથી દઉં અમો, જન્મ જન્મ કુંવારી તમો.
પરણ્યાની નવ પોહોતે આશ, રહે કુંવારી બારે માસ;
એહ શાપ કલ્પીને કહ્યો, લક્ષણવતિયે મનમાં લહ્યો.
મૂખ થકી મૂક્યો નિશ્વાસ, મુજને કીધી નેટ નિરાશ;
બુદ્ધિ હીણ થયો તું બાપ, તો તું સાંભળજે મુજ શાપ.
હરિહર બ્રહ્મા સરખા હોય, તેમાં તમને પૂજે ન કોય;
હરિહરની માનતા હોય ઘણી, પુજાય નહિ પ્રતિમા તમતણી.
જોતાં નિર્મુખ મૂકી મુને, રખે પૂજતું કોઈએ તુને;
બાવનાચંદન બેહેક બરાસ, હરિહર બે પૂજાશે પાસ.
ત્રિદશ દેવતા જે જુગમાંય, પ્રતિમા રૂપ થઈ પૂજાય;
મારૂં વચન શાપ એ હોય, બ્રહ્માને પૂજો મા કોય.
માંહોમાંહે એમ દીધો શાપ, પડયાં વિમાસણ બેટી બાપ;
કહેતાંશું કહેવાઈ ગયું, દુઃખ ઘણું બે જણને થયું.
બે જણનું વચન કયમ જાય, ત્રણ લોક તો પ્રલ્લે થાય;

દોહરા.

બ્રહ્મા કહે ભુંડું કરયું, મેં દીધો તુજને શાપ;
ક્ષમા કરો પુત્રી તમો, વરદાન આપું આપ.
કુંવરી કુંવારી તમો, મારૂં તુજને માન;
પ્રસન થાઓ પરમેશ્વરી, વારૂ દઉં વરદાન.
તું જેના મુખમાં વશી, મોટો જન તો તેહ;
વિદ્યાથી જે વેગળો, સુકાકાષ્ટવત્ તેહ.
વિદ્યા મુળ તે મોક્ષનું, તત્વતણું જે તત્વ;
સુખનું મુળ જે શારદા, શાસ્ત્ર સકળનું સત્વ.

વિદ્યા મુળ તું સરસ્વતી, કર્મ મૂળ તું માત;
તુજ વિણ અંધો આતમા, તુજ વિણ સુની વાત.
યજ્ઞ મૂળ તું શારદા, ધ્યાન મૂળ તું ધર્મ;
મંત્ર મૂળ તું માવડી, કરત મુળનું કર્મ.
શારદા શુભ સંસારમાં, વિશ્વ બધામાં વાસ;
સદ્‌વિદ્યા શુભ જેહને, લક્ષ્મી તેની દાસ.
વિદ્યા વશ સહુ દેવતા, વિદ્યા વશ કુળ કર્મ;
વિદ્યા વશ સહુ ઇષ્ટ છે, વિદ્યા વશ ધન ધર્મ.
ગાયત્રીના ગુણ ઘણા, અર્ણવ કેરા ભેદ;
બાવન રૂડી માત્રિકા, તે તું વિદ્યા વેદ.
બ્રહ્મા વિષ્ણુ રુદ્ર એ, અમરીખ જે અહંકાર;
તે વશ સહુ વિદ્યા તણે, અધિપત અપરંપાર.

## ચોપાઇ.

વરદાન પામ્યાં શુભ સરસ્વતી, જેની મનોહર નિર્મળ મતી;
પીતા શાપ અનુગ્રહ કરૂં, અવિચળવાણી આગળ ધરૂં.
તેત્રીશ ક્રોડ બિજા સહુ દેવ, કરશે તેની પ્રતિમા સેવ;
કો પાષાણુ કો કાષ્ટ પુજાય, સાદી ધાતુ પીતળ જે થાય.
કો સોનું રૂપું મણિરત્ન હોય, પ્રત્યક્ષ પૂજા એ નહીં કોય;
મૃત્યુ લોકમાં જે માનવી, સ્વર્ગ પાતાળ દેવ દાનવી.
તે સર્વે પ્રેમ ઘણેરો ધરે, પ્રત્યક્ષ તારી પૂજા કરે;
બ્રાહ્મણ તેજ તમારૂં રૂપ, તેને પુજે સહુ ભારે ભૂપ.
એ પ્રત્યક્ષ પૂજા તમ તણી, જગતં બધામાં વ્યાપે ઘણી;
વર્ણ ચાર ખટ દર્શન મર્મ, બ્રહ્મ સ્વરૂપ તે બ્રાહ્મણ બ્રહ્મ.
વિષ્ણુ શિવ બ્રાહ્મણ પૂજશે, સઘળાં કારજ તો શુભ થશે;
બ્રાહ્મણ વિષ્ણુ બ્રાહ્મણ ઈશ, બ્રાહ્મણ તે સ્વયે જુગદીશ.
બ્રાહ્મણ સૂર્ય બ્રાહ્મણ દેવ, બ્રાહ્મણ તે સદ્‌ગુરુની સેવ;
બ્રાહ્મણ તીર્થ બ્રાહ્મણ નીર, બ્રાહ્મણ ધર્મ કર્મ ને ધીર.
બ્રાહ્મણ પિત્રી બ્રાહ્મણ ગંગ, બ્રાહ્મણ નર્મદા રામ શ્રીરંગ;
બ્રાહ્મણ પ્રથમ થાપ્યો જાય, ત્યારે કામ જંગતનું થાય.

શિવ વિષ્ણુની પ્રતિમા ધરે, બ્રાહ્મણ મંત્ર પ્રતિષ્ઠા કરે;
બ્રાહ્મણ બ્રાહ્મણ ને બ્રાહ્મણ દેવ, સ્વર્ગ મૃત્યુ પાતાળે સેવ.
છયે શાસ્ત્રના જોયા ધર્મ, બ્રહ્મ વિણ નહીં રૂડાં કર્મ;
વિપ્ર વચને વરકન્યા વરે, તેત્રિશ ક્રોડ તો રક્ષા કરે.
બ્રાહ્મણથી તીર્થ નહીં પુણ્ય, બ્રાહ્મણથી બીજું નહીં અન્ય;
બ્રાહ્મણને જે માણસ ગણે, સાત જનમનાં સુકૃત હણે.
દેવનો દેવ તે બ્રાહ્મણ જાત, બ્રાહ્મણ દેવ રવિ ને પ્રભાત;
બિજાં તીર્થ તે સ્થાવર જેમ, બ્રાહ્મણ તીરથ જંગમ તેમ.
વિષ્ણુ પુજન બ્રાહ્મણથી વળે, શિવ પૂજન બ્રાહ્મણથી ફળે;
વ્રત સફળ તો ત્યારે ઠરે, જ્યારે બ્રાહ્મણ ભોજન કરે.
પિત્રી પિંડ તોળે તાહરે, ત્રણ બ્રહ્મ થાયે જ્યાહરે;
હવન હોમ દેવતાને ગમે, પુણ્ય થાય જો બ્રાહ્મણ જમે.
બ્રાહ્મણ શક્તિ શિવ સ્વરૂપ, બ્રાહ્મણ તે વિષ્ણુનું રૂપ;
પૃથ્વીમાં જે પ્રત્યક્ષ દેવ, સાક્ષાત્ ઇશ્વરની એ સેવ.
અડસઠ તીર્થ મહિમા મસમસે, તે વિપ્ર તણે અંગુઠે વસે;
ભૂદેવ તે બ્રાહ્મણનું નામ, સકળ યજ્ઞનાં એથી કામ.
જેણે ઓળખ્યો બ્રાહ્મણ ભૂપ, તેણે ઓળખ્યા અકળસ્વરૂપ;
જે બ્રાહ્મણથી રૂઠયા હશે, વંશ મૂળ સમૂળો જશે.
નિંદે બ્રાહ્મણને દે ગાળ, તેનું પુણ્ય ગયું પાતાળ;
મંત્ર જંત્ર ઉપાસના અન્ય, વિપ્ર સમાન બીજું નહિ પુન્ય.
બ્રાહ્મણ વિષ્ણુમાં અંતર (ગણે) જેહ, સર્વે નરકે જાશે તેહ;
વિષ્ણુ વિપ્ર ચરણોદક ધરે, શિવ આરાધન વિપ્રનું કરે.
બ્રાહ્મણી તે બ્રહ્માણી જોય, એમાં ભ્રાંત ન કરશો કોય;
સર્વ થકી તે મોટા બ્રહ્મ, સકળ શાસ્ત્ર માંહે છે ધર્મ.
વિપ્ર વિના કરે શુભ કામ, તેવું એક દેખાડો ઠામ;
જૈન વિપ્ર નિંદા મન ધરે, ત્યાંહાં પ્રતિષ્ઠા બ્રાહ્મણ કરે.
પરણાવા પુજનું નહીં કામ, જોઇયે બ્રાહ્મણ તેણે ઠામ;
પોકારીને કહે પુરાણ, શાસ્ત્ર સકળમાં એહ સુજાણ;
વિપ્ર જોડ બીજો કોઇ હોય, તેવો એક દેખાડો કોય;
બોલે વેદ હાકીને દીશ, બ્રાહ્મણ તે ઇશ્વરનો ઈશ.

કોટિક ધર્મ મત કહું છું કથી, દૈવત બ્રહ્મ સમાને નથી.
બ્રાહ્મણ તે બ્રહ્માનું રૂપ, ભાગ્યશાળી તે બ્રાહ્મણ ભૂપ;
બ્રાહ્મણ તીરથ બ્રાહ્મણ વ્રત, જ્યાંહાં બ્રાહ્મણ ત્યાં ઇશ્વર તર્ત;
મૂળ થકી બ્રાહ્મણને માન, વળી વશેક બ્રહ્મા વરદાન.
સૃષ્ટિ મંડાણ કરતા જે કામ, પ્રથમ પૂજાયે બ્રાહ્મણ નામ;
દેહ તણું જે સાધન ચહાય, તે બ્રાહ્મણના પૂજે પાય.
વિપ્ર સાયંક દ્રષ્ટે જોય, સાધન પુણ્ય પોતાનું ખોય;
હરિ ભાગિરથી બ્રાહ્મણ જેહ, એ ત્રંણેની એકજ દેહ.
એ ત્રણમાં જો ભ્રાંતજ થશે, તેના પિત્રી નર્કે જશે;
જે કોઈ જુગમાં રહેવું ચહાય, નિર્મળ જળ તીરથમાં નહાય.

## દોહરા.

પાય લાગી તે પદ્મની, પૂછું પ્રશ્નજ એક;
ચિતથી ચારે પુરાં કરો, વાણી સુંણો વિવેક.
મ્હોડે વિપ્ર તમે કહ્યા, જેવા શ્રી જુગદીશ;
પૃથ્વીનું જે પ્રીતથી, શુભ પ્રકારે શીશ.
ધેનૂ જાત પશૂ તણી, ગુરૂ સમાને ગાય;
મન સંદેહ મારે થયો, પુચ્છ કેમ પૂજાય.
એ તો અચરત અતિ ઘણું, કહો શાસ્ત્રની રીત;
બધું અંગ અરકજ કર્યું, પુચ્છ ઉપર શી પ્રીત.

## ચોપાઈ.

રાજા કહે સુણ રાણી વાત, સત્ય વાત પૂછી સાક્ષાત;
ગંગા ગોદાવરી કેદાર, એ સાંભળતાં પુણ્ય અપાર.
જેવું નર્મદાનું દરશંન, એ પૂછયાથી પુર્ણ પ્રસન્ન;
એકવાર શ્રી રૂઠયો રામ, ગયા વન કો કારણ કામ.
જગતપાવની નામ જેહનું, ધરે ધ્યાન ધાતા તેહનું;
પુરણ નંદ પુરણાનંદ જેહ, નિર્મળ નામ સુખદાયક તેહ.
સીતા લેઈ લંકાથી વળ્યા, સકળ શોક મનમાંથી ટળ્યા;
રોળ્યો રાવણ રાક્ષસ સુત્ર, પૂર્વે તે બ્રાહ્મણનો પુત્ર.

રહ્યા ખરખરો મન અહરનીશ, બ્રહ્મહત્યા તે બેઠી શીશ;
ગયા નર્મદા કેરે તીર, મૂક્યાં વસ્ત્ર નાહાવા જઈ નીર.
જળમાં પગ મેહેલ્યો જ્યાહરે, નિકટ નર્મદા નહિ તાહરે;
જેમ જેમ રામજી આધા જાય, તેમ તેમ રેવા દૂરે થાય.
નવ ધનુષ નર્મદાજી ગયાં, જ્ઞાન રામચંદ્રને થયાં;
કરજોડી તે ઊભા રહ્યા, બોલ નર્મદા પ્રત્યે કહ્યા.
હું આવ્યો સ્નાન કારણે, તમો જાઓછો દૂર બારણે;
તેનું કારણ કહોને તમો, પવિત્ર થવા આવ્યાછું અમો.

## દોહરા.

કહે રેવા શ્રી રામ સુણ, અસત્ય કહું નહિ આપ;
બ્રહ્મરાક્ષસ રણ રોળિયો, તેનું પૂરણ પાપ.
પાપ રહિત તપથી થશો, ત્યારે દર્શન દેશ;
નહિતર સ્પર્શ નહીં થશે, રામજી રૂડા વેશ.
લાગ્યું પાપ નહીં નિકળે, લાગ્યું જન તમ ત્રણ;
લક્ષ્મણ તમ સીતા સહિત, પ્રાયશ્ચિત સાંભળ કર્ણ.
રામ ઘાટ રામે રચ્યો, તપ કરવા ઇંદ્ર ધીર;
નિત નિત નિરખે નર્મદા, તેહથી પીએ નીર.
વાડી સીતાએ વારૂ કરી, વાવ્યાં કેળનાં વન;
મન દઢ કીધું માનની, નિર્મળ કરવા તન.
લિંગ થાપ્યું ત્યાંહાં લક્ષ્મણે, બેઠાં આસન વાળ;
મંત્ર જપે મુખ શિવતણો, કર ઝાલી શુભ માળ.
વઇશાખ માસ એક વહી ગયો, થયો સંવત્સર સાર;
નિષ્પાપ નર નારી થયાં, પુણ્ય તો અપરમપાર.
રૂદ્રદેહા રંજિત થયાં, પ્રીત કરી પૂરસંન;
કર્યું અવગાહન ગંગનું, વિશ્વનાથ દરશંન.
પ્રણામ કરિને પરવર્યા, અવધપતી તે અંગ;
પુન્ય થકી તે પામિયા, જે ગુણવંતી ગંગ.
મોક્ષ ક્ષેત્ર મહિમા ઘણો, અધિપત મન અતિ આશ;
ત્રકુટી ત્રટ બાંધી રહ્યાં, પ્રીત ધરી ત્યાંહાં પાસ.

વારૂ વાડી વન કર્યું, કેતકી કેરાં વૃક્ષ;
અગ્નિહોત્ર સેવે સુખે, સકળ ધર્મની સાક્ષ.
ધેનુ પુજે ધર્મ કારણે, સિદ્ધ સેવા શુભ કામ;
કાશીવાસ વસી રહ્યા, રાજીવલોચન રામ.
પ્રીતે આવ્યો પિત્રી દિવસ, આનંદ મન ઉલ્લાસ;
દિવસ શ્રાદ્ધ દશરથતણો, પુજ્યતણું તે શ્રાદ્ધ.
તેહ દિને તર્પણ કરે, પ્રીતે દે પિંડ દાન;
આનંદ ઇકોતેર તરે, મોટપ પામે માન.
રામ કહે સીતા સુણો, કરો સામગ્રી સર્વ;
ઉપસ્કરણ જે શ્રાદ્ધનો, તેહ લાવું હું દ્રવ્ય.
શ્રી રામચંદ્ર વનમાં ગયા, રહ્યાં સુંદરી ઘેર;
વેળા શ્રાદ્ધ તણી થઈ, ત્યાં શી પરઠી પેર.
સમય જશે જો શ્રાદ્ધનો, તો પિતૃ નિર્મુખ જાય;
પુણ્ય હોય પૂર્વ ભવ તણું, પળમાં પ્રલ્લે થાય.
આકુળ વ્યાકુળ અતિ ઘણું, સીતા થાય મન સાથ;
પ્રીતે પિંડ પોતે કર્યા, દીધા દશરથ હાથ.
પ્રગટ હાથ તે પરઠિયા, સર્વ શમાવ્યો શોક;
તે વેળા તૃપ્તજ થયા, પિંડથી પિત્રિલોક.
આજ્ઞા માગી સીતની, પિતૃ સ્વર્ગે જાય;
કરજોડી ઊભાં રહ્યાં, સીતા લાગ્યાં પાય.
શ્રી રામચંદ્ર કેમ માનશે, જે તૃપ્ત થયા છે દેવ;
તે કારણ મુજને કહો, જે કરૂં સર્વથા સેવ.
આ અગ્નિ સાખજ પૂરશે, સાચું કહેશે ગંગ;
ધેનુ જોડે કેતકી, રૂડો રેશે રંગ.
ચારે સાક્ષી તાહરાં, પૂરે સાખજ જાણ;
રામતણું મન રીઝશે, પ્રીછે પ્રીત પ્રમાણ.

## ચોપાઇ.

પિતૃ દેવ તે સ્વર્ગે ગયા, સીતા મનોરથ સિદ્ધજ થયા;
મુહૂર્ત એક થયું જેટલે, શ્રી રામચંદ્ર આવ્યા તેટલે.

અરે સીતા અધર્મ થાય છે, શ્રાદ્ધતણી વેળા જાય છે;
પિતૃ નિર્મુખ પાછા જશે, સકળ ધર્મ તણો ક્ષય થશે.
ધસ મસ કરે ઉતાવળ ઘણી, કરજોડી વાણ સીતાએ ભણી;
મહારાજ રખે મન સંદેહ કરો, એ વાતનો ન આણો ખરખરો.
સાચું બોલું હું તમ સાથ, પિંડ આપ્યા મેં પિતૃ હાથ;
સંતોષ પામિને સહુકો વળ્યા, પિતૃ લોક માંહે તે ભળ્યા.
રાજીવલોચન બોલ્યા રામ, સીતા ન હોય તમારાં કામ;
જૂઠા એ બોલો છો બોલ, એતો નહિ સતીનો તોલ.
જૂઠ વચન સ્હેજે સારિયે, સાત જનમનું સુકૃત હારિયે;
ભામની લાગી દિસે છે ભૂખ, માટે મને ઉપજાવો સુખ.
કોટિક વાત તરૂણી કહો તમો, એહ વાત ન માનું અમો;
જુઠી વાતો એ રહેવા દો, દહીં દર્ભ સામગ્રી લો.
શ્રી સીતા કહે તમારી આણ, જો હું બોલું જૂઠી વાણ;
દશરથ પિંડ લઇને ગયા, તેના ચાર આ સાક્ષી થયા.
ગંગા કેતકી અગ્નિ ગાય, તેના ચારે સાક્ષી થાય;
પરઠે શાખ તો પરમાણજો, નહિ તો જુવતી જુઠી જાણજો.
ચારેને પૂછ્યું શ્રી રામ, કોઈ ન બોલ્યું તેણે ઠામ;
નવ બોલ્યું કોઈ તે ઘડી, સતી શિરોમણ ઝાંખી પડી.
ચારે પેલાં છાંનાં રહ્યાં, ત્યારે સીતને જૂઠાં કહ્યાં;
ફરી શ્રાદ્ધ માંડયાં શ્રી રામ, પિતૃ બોલિયા તેણે ઠામ.
ફરી શ્રાદ્ધ કયમ માંડયું તમો, તેણે કષ્ટ પામ્યાછું અમો;
સીતા શ્રાદ્ધ પ્રીતેથી કરયું, યથેષ્ટ પેટ અમારૂં ભરયું.
ગયા પિતૃ કહી તે દીશ, ચઢી માત સીતાને રીશ.
જુઠિ પાડી જો મુજને આપ, (તો) તમો ચારે પામો શાપ;
ગંગાને કહે સુકાઇ જાઓ, અગ્નિને કહે સર્વે ખાઓ.
ધેનુને કહે ઓખર કરો, ભૂતળ માંહે ભમતી ફરો;
કેતકી તું નવ બોલી દીશ, રખે ચઢે તું કોને શીશ.

## દોહરા.

પામ્યાં શાપ ચારે જણાં, કીધું કૂડું કામ;
કરજોડી ઊભાં રહ્યાં, જ્યાં બેઠા શ્રી રામ.

સમ્યક્ પ્રકારે સ્તુતિ કરે, ધરે હેતથી ધ્યાન;
કરૂણાસાગર કૃપાનિધી; મનથી દીધાં માન.
શા માટે સાચું ન બોલિયાં, ન પુરી સાચી શાખ;
કર્યાં તેહ પામ્યાં તમો, વાંક તમારા લાખ.

### ચોપાઇ.

ગંગા કહે મેં જાણ્યું એહ, રામ પખાળે મુજમાં દેહ;
શ્રાદ્ધ કરે તો પાવન થાઉં, રામ રૂપિઆ જળમાં નાઉં.
એવું જાણી ન બોલ્યાં અમો, સત્ય વાત માનોજી તમો;
અગ્નિ કહે મેં જાણ્યું એમ, પરબ્રહ્મ ઉપર મુજને પ્રેમ.
અગ્નિહોત્ર હોમે જો એહ, તો પવિત્ર થાએ મુજ દેહ;
કહે કેતકી મહિમા મળે, રામચંદ્ર બેસે મુજ તળે.
સ્પર્શ કરે તો પાવન થાઉં, સ્વર્ગ લોકમાં સ્હેજે જાઉં;
કહે ધેનુ નહિ મ્હારો વાંક, મેં વિચાર્યો અક્ષર આંક.
ચારે પિંડ મુને જો રામ, પ્હોંચે કોડ થાયે મુજ કામ;
એવું ચારે વચનજ કહ્યું, સવળું કરતાં અવળું થયું.
પુણ્ય કાળ એ શ્રાદ્ધજ તણો, શાપ થયો છે સીતા તણો;

### દોહરા.

શ્રી રામ કહે સીતા સુણો, પ્રસન થાઓ તે આજ;
વરદાન આપો ચારને, તેહ અમારો પાડ.
ગંગા પાવન જગતની, ધેનુ જગતની માત;
કેતકી વલ્લભ આપણે, અગ્નિ શુભ સાક્ષાત.
વચન જાય સીતાતણું, ફરિ બોલે જો ફોક;
પ્રલ્લે થાયે પલકમાં, ચોખંડ ચૌદે લોક.
શાપ થયો તેતો થયો, મૂલ વધારો માન;
શ્રાદ્ધ સંતોષી આપિયે, રૂડું કંઇ એક દાન.
ગુપ્ત વહો ગંગા તમો, પ્રગટ વહે નહિ પૂર;
સહસ્ત્ર ગણો મહિમા તુને, ફલદ્રૂ નિર્મળ નૂર.
સકળ ભક્ષ હુતાશની, પવિત્ર સઘળે કામ;
અપવિત્ર એક ચિતા તણાં, અધિકાર નહિ એ ઠામ.

કેતકિને કરુણા કરી, અંગ ચઢો મા ઈશ;
વિષ્ણુ આદિ ત્રીદશ તણે, સોહાવે તુજ શીશ.
અપવિત્ર મુખ ધેનુ તણું, કહ્યું સીતા સ્વરૂપ;
પુંછ પવિત્ર બહુ પરઠિયું, પુજે બ્રહ્માદિક ભૂપ.
હરિહર બ્રહ્મા ને શક્તિ હું, ત્રીદશ બીજા દેવ;
તે પૂજે સહુ ધેનુને, શુભ પ્રકારે સેવ.
કહે પશૂ જે ધેનુને, તે જન નર્કે જાય;
પ્રીત કરી પૂજે નહીં, તે પાપરૂપ કેહેવાય.

## ચોપાઇ.

સાક્ષાત્કાર ગૌરીની દેહ, નિર્મળ નારાયણશું નેહ;
ભ્રગુટીમાં બ્રહ્માનો વાસ, મહારૂદ્ર લેલાવટ પાસ.
વિષ્ણુજી વપુએ જઇ વસે, અડસઠ તીર્થ પુંછે મસ મસે;
બ્રહ્માંડનો ઉર ઊપર ભેદ, ચાર સ્થાનકે વસે છે વેદ.
સાત સમુદ્ર ઉદરમાં હોય, ધેનુ મહિમા કરે નહિ કોય;
ગાયમૂત્ર તે જાણો ગંગ, અઘ નિવારણ તે બધું અંગ.
ગ્રહ ગણ તારા ને રવિ ચંદ્ર, ચરણ ખરી વસે છે ઇંદ્ર;
એકાદશ રૂદ્ર વસે છે પીઠ, દેવની દેવ તે ધેનુ દીઠ.
મૂત્રનો સ્પર્શ કરી મૂત્રે નાહ્ય, સર્વ તીર્થ અવગાહન થાય;
પ્રાશન છાણ તણું જે કરે, પાંચ જનમનું પાતિક હરે.
પય દધિ તણા પદારથ ખાય, નિષ્પાપ કરે પોતાની કાય;
માખણ ઘૃતનો મહિમા ઘણો, પંચ ગવ્ય થાયે તે તણો.
ધેનુ પાછળ પ્રદક્ષણા ફરે, પૃથ્વીની પ્રદક્ષણા વળે;
કોડ વાર કહું શું કથી, ગૌરી ધેનુમાં અંતર નથી.
અંતર આણે સંદેહ હશે, કોટિ કલ્પ તે નરકે જશે;
દેવળ તીરથ જંગમ જાત્ર, પુજવાં જોગ તે ધેનુ પાત્ર.
ધેનુ ઈશ્વર ધેનુ રામ, ધેનુ ઇશ પારવતી નામ;
સુવર્ણ મેરૂ આપે માન, તેથી અદકું ધેનુનું દાન.
કોટિ વ્રત કોડેથી કરે, ધેનુ આગળ આસનજ ધરે;
નિત ગવાનક કાહાડી જમે, યમદૂતો તેને નવ દમે.

ધેનુ દાન કરે જન જેહ, વૈતરણી ઊતરશે તેહ;
કનકે કાયા તોળે ધણી, તેમ પુજા તે ધેનુ તણી.
ક્રોડ જન્મનાં છૂટે કર્મ; તે મોટો ધેનુનો ધર્મ;
એમાં દિલ રાખે સંદેહ, નરક તણો અધિકારી તેહ.
પૂજ્યું પુંછ જેણે ધેનુ તણું, જાગ જીત્યો પુન્ય કીધું ઘણું;
બ્રહ્મા વિષ્ણુ રૂદ્રની દેહ, શક્તિ રૂપ તે ધેનુ એહ.

## દોહરા.

કર જોડ્યા તે કામની, દઇ પ્રદક્ષણા પ્રીત;
દાસી દીન હું તાહરી, રાજસ રૂડી રીત.
અંગીકૃત મુજને કરો, પ્રીતે રાખો પાસ;
જો ગમે તો વેચજો, મૂલ ખરીદી દાસ.
પંથી કહે સુણ પ્રેમદા, રાજપુત્રી તુજ નામ;
પૂછ હોય જે પૂછવું, કરવું હોય જે કામ.

## ચોપાઇ.

રાજપુત્રી કહે રૂડી રીત, પંથી તમ ઊપર બહુ પ્રીત;
કેહેવા જોગ સમર્થ છો તમો, તે માટે પુછું છું અમો.

## દોહરા.

કવણ વડો સાયર થકી, કવણ અમૃતથી મીઠ;
કવણ ગળ્યું સાકર થકી, ચંદ્રથી નિર્મળ દીઠ.
મેઘ થકી ગરૂઓ કવણ, કવણ તરણથી તુચ્છ;
કવણ લોહ થકી કઠણ, પવન પેહેલું કોહો પુચ્છ.
કવણ કડવો તે ઝેરથી, કવણ તરૂણીથી તેજ;
કવણ મોંઘું તે મણી થકી, કવણ અગ્નિથી એજ.
કવણ સંજીવથી જીવો, કવણ શ્રીમંતથી સુખ;
કવણ સુત થકી સગો, કવણ દેવાથી દુઃખ.
પ્રીછું પાર એ ચારનો, સમ્યક પ્રકારે સોળ;
તું જીત્યો હારી અમો, માણું તારે મ્હોલ.
હરખ ઘણો હઇડા વિશે, પૂછું પ્રમદા પાર;
ડાહાપણથી એ દાખવું, શાસ્ત્ર સકળનો સાર.

ઉત્તર આપે અધિપતી, સાંભળો શામા કાન;
કહ્યું કાળીએ ભોજને, તેહ લખ્યું છે પાન.
પ્રીત ગળી સાકર થકી, તપ ચંદ્રપેં દીઠ;
સત્ય વડું સાકર થકી, ગરજ અમૃતપેં મીઠ.
દાતા ગરૂઓ મેહથી, માગણ તરણથિ તુચ્છ;
સૂમ લોહ થકી કઠણું, મન પવનથી શ્રેષ્ટ.
દુષ્ટ કડવો ઝેરથી, નેત્ર રવીથી તેજ;
માન મોંઘું મણી થકી, ક્રોધ અગ્નિથી હેજ.
અંન જીવનથી અધિક, સંતોષ શ્રીમંતથી સુખ;
સ્વારથ તે સુતથી સગો, કુનાર દેણથી દુઃખ.

## ચોપાઇ.

પાંચ પ્રદક્ષણા કોડે કરી, પાય લાગી સાચી સુંદરી;
કરૂં પિતાને જુગતે જાણ, આ પંથી અમારો પ્રાણ.
એને દલ વશ મ્હારૂં થયું, પૂછયાનો પરિઉત્તર કહું;
પૃથક્ પૃથક્ ચારે ઘેર ગઇ, હકીકત પિતાને જૈ કહી.
પંથી કહે વરૂં નહિ અમો, હાથ પારકે આપ્યાં તમો;
બેસાર્યો દુખિયો બારણે, હું આવ્યો છું તે કારણે.
ત્યારે પ્રમદાએ પ્રીછયો સોય, શકે રાય વિક્રમ નર હોય;
ઓળખ્યો આવ્યો ત્યારનો એન, કમળપત્રશાં નિર્મળ નેન.
અમૃત સરખાં વારૂ વરણ, તે કારણથી હેઠા ચરણ;
નિર્મળ મુખ મનોહર મતી, સાચો વિક્રમ પૃથ્વીપતી.
વચને બાંધી લીધા અમો, જે જાણો તે કરજો તમો;
વિક્રમ કહે કરો એક કામ, પ્રકાશ કરો મા મારૂં નામ.
દિવસ એક બે રાજી રહો, પછે કહેવું ઘટે તે કહો;
કોલ સાત પરિયાંનો દીધ, વિક્રમે પંથ કર્યો છે સીધ.
બેસાર્યો બહાર તે તેડયો સાથ, જેને વચન આપ્યું તું હાથ;
ન આણિ બ્હીક કશી મનમાંહ, ગયો વાડીએ વેલો ત્યાંહ.
નિશ ચરચા જોવા ત્યાં રહ્યો, દિઠો છોડ જે સુકાઇ ગયો;
કેમજ કામ થશે અમતણું, પામ્યો દુઃખ મનમાંહે ઘણું,

ધરી દુઃખ સૂતો જેટલે, સ્વપ્ન એક લાધ્યું તેટલે;
ઊઠ ઊઠરે નિદ્રા તજી, કરરે કાજ ભવાની ભજી.
બળ હોય તો બતાવું યુદ્ધ, લાવ વિરમ વાઘણનું દૂધ;
નવપલ્લવ એ વેલો હતો, આવ્યો વાઘ વાડી અણછતો.
ચગળ્યો વેલો ચાવ્યાં પાન, ચઢ્યું ઝેર સુકું એ રાણ;
પય જો વાઘણનું સીંચાય, નાગરવેલ નવપલ્લવ થાય.
પછે પાન લેઈને વળો, મ્હોલે બેઠા તેને મળો;
તમ વચન પળશે જેટલે, સુકી જશે વેલો તેટલે.
પછે જે પાનની આશા કરે, વણ ખૂટે તે નિશ્ચે મરે;
ઇષ્ટ દેવ પોતાનો આપ, સ્વપ્ના માંહ પડાવી છાપ.
હરસિદ્ધિયે સ્વપ્ને કહ્યું, લક્ષણવંતે સરવે લહ્યું;
ઝબકી જાગ્યો નિદ્રા ગઈ, પ્રાતઃસમેની વેળા થઈ.
ધન્ય ધન્યરે મારી માત, તુજ વિણ કોણ કહે એ વાત;
સાથે લીધોતો જે જન, તેને તો મુકયો વાડી વન.
અહિયાં બેઠા રેજો તમો, દિવસ ત્રણમાં આવું અમો;
ખડગ ચોધારૂં કરમાં ધર્યું, સ્મરણ વીર વૈતાલનું કર્યું.
ગયો એક પરવતને પાડ, જે દેખીને ધ્રૂજે હાડ;
ગુફા વાઘની ઝાઝી હોય, મનુષ્ય નામ ન દીઠું કોય.
પગલે વાઘને પંથી ગયો, બળવંત બોડ ઉપર જઇ રહ્યો;
એક વાઘણને બીજો વાઘ, પ્હોઢયાં એકાંત થાનકને લાગ.
ગુફા આગળે ઊભો રહ્યો, છંછેડયો વાઘ હુંકારો કહ્યો;
આળસ મરડીને ઊઠિયો, જેમ ગયદ મદગલ છૂટિઓ.
ઊઠી તે આવ્યો જેટલે, વિક્રમસેન બોલ્યો તેટલે;
જોયો માનવિ લઘુએ લાગ, વીર કહે સાંભળરે વાઘ.
ભૂધરના ભજનમાં ભળ્યો, પોતાની માતાને મળ્યો;
સુખ દુખ કહો પ્રીતેછો પાસ, મુકો આપ જીવ્યાની આશ.
એવું વચન કહ્યું જ્યાહરે, હશી શેર બોલ્યો તાહરે;
પગ ખેંચીને ઊભો રહ્યો, વળતી બોલ રાજાને કહ્યો.
માનવ રૂપ તું કેયમ આવિયો, હિંમત જોર ક્યાંથી લાવિયો;
નિકટ મોત આવ્યું તુજ આજ, સાચું બોલતાં શાની લાજ.
તારૂં નામ કહે નહિ મને, બ્રહ્મહત્યાદિક પાતક તુને;

## દોહરા

રાજા કહે તેં સમ કર્યા, એ શું કીધું કામ;
પરવશ કરવું પડે મુને, મ્હારૂં જે છે નામ.
ઉજ્જેણીનો અધિપતી, દેવ સહૂનો દાસ;
વિક્રમ વિશ્વ બધું કહે, પ્રીતે આવ્યો તમ પાસ.
વાઘ કહે વિક્રમ નહીં, તું કો આપે અન્ય;
તે દુખભંજન દેવતા, માર્યાતું નહિ મંન.
કોઈક જક્ષ કે દેવતા, (કે) કોઈ પ્રતાપીક પૂર.
બીજો કોણ આવી ચડે, મરવા મૂજ હજૂર.
સાબાશ હિંમત તાહરી, અતલિત બળિ છો આપ;
સત્ય નામ કહે નહીં, તો પ્રલયકાળતું પાપ.
ઇશ્વર આંણ સાચું કહું, જે કરૂં અવંતી રાજ;
જોયે દુધ વાઘણતણું, આવ્યોછું તે કાજ.
પરદુખભંજન કારણે, પય જોયે પરભાત;
શિવ આજ્ઞા સાચું કહું, સાંભળ શેર તું વાત.
પંય આપે તુજ માતનું, તો જીવો આ ઠામ;
નહિતર બે જણને હણું, વિમેખ ન રાખું નામ.
શેર હશીને બોલિયો, પય અહીંથી લઈ જાય;
સરજ્યો નહિ આ સૃષ્ટિમાં, સુંઠ ન ખાધી માય.
દુધ વાઘણનાં દોહિલાં, તુજની મોટી હોડ;
જા મૂકુંછું જીવતો, એહ ન પ્હોચે કોડ.
દુખભંજન તું દેશનો, ભાગે સહુની ભૂખ;
તુજને મારી નાંખતાં, લાગે છે બહુ દુઃખ.
કોટિ એક બ્રાહ્મણ હણે, કોટિ હણે કો ગાય;
એવું પ્રાશ્ચિત ભોગવું, જો તે પય લેવાય.
પાટ ધાવ દેતાં પાપ છે, અધિપત હણે અતીશ;
માટે મૂકું જીવતો, શિવ આજ્ઞા મુજ શીશ.
એક હાથનો તું નથી, (જેમ) ખાવું ખીચડી ઘૃત;
મારું તલપ એક મૂઠની, તો તુજ માથે મૃત.

પાર લેવા દેઉછું અમો, પ્રીત ઘણેથી પેર;
હજી હેત છે મૂજને, જો જાય જીવતો ઘેર.
વિક્રમ કહે સુણ વનપતી, નેટ વાત નિરધાર;
માકણ મસળી નાંખતાં, લાગે કેટલી વાર.
બે કોટી બાળકતણું, શત કોટિ સ્ત્રી આ દીશ;
પય લીધા વિણ જો વળું, તો એ પાપ મુજ શીશ.
કઇ રાક્ષસ રણ રોળિયા, કૈ હણ્યા ઝેરિ સાપ;
કો વાઘ વિટંબિયા, હું તે અતિબળ આપ.
વાર કેટલી મારતાં, દાખુંછું આ દીશ;
ખડ્ગ વાવરૂં ખાંતથી, પડે ભૂમિયે શીશ.
આયુશ તુજ આવી રહ્યું, જોઘ તું સાચું જાણ;
પાછો ધા ફરે નહીં, જેવું રામનું બાણ.
કાં બેઠો બાળક થઈ, દેખાડ દેહનું જોર;
લોંડી થાય કેમ લુંડીયા, શું કરે છે શોર.
પુંછ ઝાટકી ઊઠીઓ, કરવા કારી ઘાત;
હાંહાં કહી વચમાં ગઈ, વાઘણ વાઘની માત.
તું મારે જો એહને, તો પૃથ્વી રંડાય;
એ મારે જો તૂજને, (મુજ) જીવ્યું મિથ્યા થાય.
એ પૃથ્વીપર પુરપતી, તું પણ મારો પુત્ર;
એ મુવે અવની જશે, તું મૂવે ઘરસુત્ર.
રેહે રે માત તું વેગળી, વાણી બોલ્યો વર્ત;
સમ જાશે કયમ માહરા, એહ સરે કયમ અર્થ.
રાજા કહે સુંણ વનપતિ, તું નવ બોલે ફેર;
વચન મારૂં જશે નહીં, હું છું સવાયો શેર.
સવાશેર સવાયો શેરથી, નિમિષ ન રાખું નુન્ય;
વાત કરવા દેઉંછું તુને, તે જાણજે તારૂં પુન્ય.

## ચોપાઈ.

વચમાં આવી વાઘણ રહી, પુત્ર પુત્ર બે જણને કહી;
મારા સમ કો ઘાતજ કરો, વણ મોતે શા માટે મરો.

મારે તો બે સરખા તમો, સાચો ન્યાય ચુકવિયે અમો;
રાડ ન કરશો જુગતે જોઇ, તારૂં પય ને એનું લોહી.
મારા તો તમે બે પુત્ર, ઇશ્વર આણ સાચો એ સુત્ર;
તારે પય જોઇએ જેટલું, રૂધિર પાંચગણું તેટલું.
દૂધ સવાશેર આપું આંચ, પાઓ રુધિર એને શેર પાંચ;
એટલે એનાં વચનજ પળે, દુધ લઈને પૃથ્વીપત વળે.
કહી વાત જે નારી નામ, રાજા કહે થયું મુજ કામ;
નીશા જાલ રાજાએ થાપિયું, પય રૂદયાથી તો આપિયું.
સંતોખી બળવંતો બુદ્ધ, લિધું વીરે વાધણ દૂધ.
કરી પ્રણામ તે પાછો વળ્યો, મિત્ર વાડીએ તેને મળ્યો;
સીંચ્યા વેલા રાત્રી માન, બેઠાં ત્યાંહાં પરભાતે પાન.
વીણ્યાં પાન વેલેથી ઘણાં, ભાગ્યાં દરિદ્ર માળી તણાં;
સહસ્ત્ર પેઢી સુધી તે ખાય, વળતી તેને શી ચિંતાય.
પ્રીતે પાન લિધાં શુભ પેર, આવ્યો રાય રાણીને ઘેર;
નગર માંહે જાણ્યું સહુ આજ, એ મહીપત મોટા મહારાજ.
દેવરૂપ દાતા પૂતળું, અધિક ભાગ્યથી આવી મળ્યું;
ઠામ ઠામ નર ને સહુ નાર, દરશન કરવા આવે દરબાર.
ધન્ય ભાગ્ય ધર્તિનું ઘણું, પ્રયાણ થયું પૃથ્વીપત તણું;
બાંધ્યાં તરીયા તોરણ બારણે, ચારે ઠામ વિવાહ કારણે.
રાજા કહે જીત્યો રુડી રીત, પરણો આ પંથીને પ્રીત;
વચન બંધાણી તે હા કહ્યું, કમળમુખ તો કરમાઇ ગયું.
બેસાર્યાં ચોરી જ્યાહરે, પુછ્યું નારીને નરપતે તાહરે;
શા માટે કરમાયું મૂખ, ભાગે ઇશ્વર તારી ભૂખ.

## દોહરા.

કરજોડી કહે કામની, ગરથ ઘણો છે દેશ;
પરણાવો પંથી તમો, વૃદ્ધજ એનો વેશ.
છે કાળો ને કૂબડો, રોતો દીસે રાંક;
આપો તે ઇશ્વર કહું, પણ મન મોટો વાંક.

રીસ તજો રાજા કહે, પ્રીતે આપ્યાં પાન;
થયો પુરુષ તે પરાક્રમી, વિક્રમ સરખો વાન.
કામ સરખિ કાયા થઈ, જોબનવંતો વેશ;
ઇંદ્ર ચંદ્ર સરીખડો, દીપક જાણે દેશ.
નરખી હરખી નારિયો, જાણે નળ એ હોય;
ભાગ્ય ભલું કહે ભામની, જોખ કરંતી જોય.
પુત્ર નહીં તે રાય ઘેર, સુંપ્યો તેણે ઠામ;
જમાત્ર રાજા એ તાહરો, કામસેન શુભ નામ.
મલણું આપોછો મુને, તેહ કર્યું મેં માપ;
ખાઓ પિયો સુખ ભોગવો, તેહ ઇશ્વર પ્રતાપ.

## ચોપાઇ.

આજ્ઞા માંગે છે જેટલે, પાયે નમિ ચારે તેટલે,
અમ ચારેના પોહોત્યા કોડ, હેત પ્રીતથી પૂરી હોડ.
મન ગમતો પરણાવ્યો પતી, રાય તમારી રૂડી રતી;
એક પુછુંછું વારૂ વાત, પછીથિ જાજો પંથ પ્રભાત.
રાજા કહે એમાં શું કામ, પુછવું હોય પુછો આ ઠામ.

## દોહરા.

વિદ્યાથી વધતું કિયું, લક્ષ્મીથી શી લેહેર;
ચિરંજિવીથી જીવવું, પ્રીછું તેની પેર.
કાજળથી કાળું કિયું, તનથી બહાલું કોણ;
કવણ દૂધથી ઊજળું, બોલ વખાણી વાણ.
નીર થકી નિર્મળ કવણ, કવણ તિમિરથી ઘોર;
શું આભૂપણ હેમથી, તેનો કહો અંકોર.
દાન થકી રૂડું કિયું, પુન્યથી કોણ પવિત્ર;
કવણ ભલો બ્રાહ્મણ થકી, મહિમા કહો તે મિત્ર.
વિક્રમ કહે વનિતા સુણો, મૂળ વિચારો મર્મ;
સંદેહ મન શાને કરો, શ્રીપતિ રાખે ધર્મ.
વિવેક વડો વિદ્યા થકી, લક્ષ્મીથી રતિ લેહેર;
જશ જીવ્યો ચિરંજીવીથી, પ્રીછો રૂડી પેર.

કાજળ કાળો કપુતથી, તનથી વ્હાલી લાજ;
દાન દૂધથી ઊજળું, કુળ અજવાળાં કાજ.
નરમાઇ નિર્મળ નીરથી, અજ્ઞાન તિમિરથી ઘોર;
ગુણ આભૂષણથી ઘણો, અધિકો એ અંકોર.
દાન થકી રૂડી દયા, પરમાર્થે પુન્ય પવિત્ર;
બ્રહ્મ ભલો બ્રાહ્મણ થકી, મનસા વાચા મિત્ર.
પાયે લાગી પદ્મની, વારૂ સાંભળિ વાણ;
શિખ માગી તે સંચર્‌યો, વિક્રમ વીર સુજાણ.
આવ્યા નગર ઉજેણમાં ગરગડિયાં નીશાન;
જશ બોલે બહુ જાચકો, લે લાખેણી લાણ.
ભરી સભા ભૂપત ઠર્‌યો, મેદનિ દીધાં માન;
જે બોલ્યાતા તે પળ્યું, પ્રીતે આપ્યાં પાન.
સૂખ મનાવ્યું સર્વને, શોભી સકળ સભાય;
એક થયો અવની વિષે, વારૂ વિક્રમ રાય.
કહે ભામની ભોજ સુણ, કર્‌યાં કોટિધા કામ;
ત્યારે દુખભંજન પડયું, નવે ખંડમાં નામ.
પુરાણ લખાણાં લક્ષધા, કીધાં કાળીદાસ;
સંસ્કૃતમાંથી શોધિયાં, વિવિધ પ્રકાર વિલાસ.
એ ચરિત્ર જે સાંભળે, પૂરણ મંન પ્રસન્ન;
ફળ ચાંદ્રાયણ વર્તનું, રેવાનું દરશંન.
કહે પૂતળી ભોજ સુણ, દુખભંજન એ રાય;
એવાં પરાક્રમ જો કરો, ધરો સિંહાસન પાય.
એમ કહીને પૂતળી, આપે ગઈ આકાશ;
એહ કથા પૂરણ હવી, કહે કવિ સામળદાસ.
શ્રોતા વકતા સમજતા, કહે કવિતા કરજોડ;
સામળભટ કહે બોલજો, જે જે શ્રી રણછોડ.

---

પાનની વાર્ત્તા સમાપ્ત.

# રૂપાવતીની વાર્તા.

## ચોપાઇ.

શ્રી વિદ્યા સેવું સરસ્વતી, મયા કરો મુજપર મહામતી;
કમળભૂ તનયા કમળવત્ નેણ, વેદ ચાર વાણી શુભ વેણ.
હંસવાહની જાણ સુજાણ, વીણા પુસ્તક પરઠયાં પાણ;
દંડ કમંડળની ધારણી, કલ્યાણ કોટિધા ક્રમ કારણી.
વિષ્ણુને ત્રૂઠી તું વેદ, ભુવન ચૌદવત કીધા ભેદ;
ત્રૂઠી તું શિવજીને શક્ત, સંહાર જોર કરણ તે જક્ત.
બ્રહ્માને ત્રૂઠી ધન પ્રષ્ટ, સરજિત સઘળી તેને સૃષ્ટ;
કરૂણા તેં વાલ્મિકને કરી, શતકોટી રામાયણ કરી.
ત્રૂઠી વેદવ્યાસ સુજાણ, પામ્યા અષ્ટાદશ પૂરાણ;
ત્રૂઠી શંકર સ્વામી સીધ, સવા લાખ ગ્રહ આગમ કીધ.
ત્રૂઠયાં જયદેવને સરસ્વતી, પામ્યો તે નર પદ્માવતી;
શ્રીપત નૃપત માઘ ભારવી, ત્રણ કોટિ કવિનું તારવી.
કળિયુગ માંહે કાળીદાસ, વિશ્વંભરી રસનાએ વાસ;
બાવન અક્ષરની તું બાલિકા, કારણ સૃષ્ટિ તણું કાલિકા.
બાવનથી એક પ્રણવ લીધ, તેનું બીજ કલ્પનાએ કીધ;
ત્રિગુણ બાંધિયા તેણે તંત્ર, મૂળ પૂર્ણ માયાનો મંત્ર.
અજ્ઞાની જન શું લહે ભેદ, નેતિ નેતિ નિત્ય કહે વેદ;
જાણે પૂરા પંડિત પાર, વિશ્વંભરી તું વિશ્વાધાર.
તારી કૃપા જેહ પર હવી, તે કેહેવાણા મોટા કવિ;
પંડિત જાણે પારખી પ્રશ્ન, પ્રથમ રાધા વળતા કૃષ્ણ.
પ્રથમ સીતા વળતા રામ, પ્રથમ ઉમા વળતા શિવ શામ;
પ્રથમ લક્ષ્મી વળતા નારાણ, પ્રથમ શ્રી કહે સર્વે જાણ.

શ્રીકારથી શિવજી થાય છે, શ્રીકાર સરવે કેવાય છે;
શ્રી તે મા ને શ્રી તે બાપ, વેદ પુરાણે કરિયે છાપ.
મુંગો શું બોલે પારશી, અંધો શું દેખે આરશી;
પંગો તે શું પર્વત ચડે, રંકને હાથ રતન કયમ ચડે.
ગુણ હીણો કયમ ગંગા ન્હાય, ગર્ધવ જાતી ગો કયમ થાય;
મૂરખ માયાને શું લહે, જેમ અગર ખર પીઠે વહે.
શ્રી ગણપતિ દુંદાળો દેવ, શુભ કામે પરથમ તુજ સેવ;
ભૈરવ બટુક સંકટ ભાજણો, સેવક શિર ધનવંત ગાજણો.
અંનપૂરણા અમૃત ભરે, દીન જનને દેવાંશી કરે;
સામળ કવિને કરૂણા કરો, બાળક જાણી બાંહે ધરો.
જોગ વાત બોલાવો જથા, કહું પુણ્ય પરમારથ કથા;
ચારૂ ચરિત્ર શ્રી રામ ચરિત્ર, પરમ મનોહર પરમ પવિત્ર.
રૂડા પુરુપ તણે મન રીઝ, બુદ્ધિ ગ્રંથ તણાં બહુ બીજ;
શ્રીય નગર ગુર્જર ગુણનીધ, વાસવ પુરવત રિદ્ધ વિવિધ.
વારૂ પુર વેગનપુર વાસ, વસે વિપ્ર કવિ સામળદાસ;
રૂડી કર્મની રેખા રતી, શોભી રસનાએ સરસ્વતી.
નિર્મળ જશ કીર્તિ નિજનામ, સહિયળ શિરોમણિ ગુણનિધિ ગામ;
લેવા કણબી લખવા લાજ, કાઉજી કુળ મોટો મારાજ.
જશ મહિમા જગમાં જેહનો, રખીદાસજી સુત તેહનો;
સભા સમસ્ત બેઠી છે જ્યાં, કીર્તિ કવિની સાંભળી ત્યાં.
વખાણ સાંભળ્યું વિપ્રજ તણું, રખીદાસ રીઝયો મન ઘણું;
તેઓ વિપ્ર ઘેર દેઇ માન, સંતોપ પમાડ્યો દઇ ધન ધાન.
કહ્યું તમો મોટા છો કવિ, નૌતમ વાત કથા કહો નવી;
શ્રોતા વક્તા પાવન થાય, વાધે પુન્ય ને પાતક જાય.
જોઈ સંસ્કૃત માંહે જથા, કહી પુરાણ પરમારથ કથા;
માઘ પંડિતે રોપ્યાં એ મૂળ, કાળિદાસ પામ્યો ફળ ફૂલ.
ભોજ રાયને મન ભાવિયું, આઘ અંત ચાલ્યું આવિયું;
બારે ગુણ ભૂપતના ભણ્યા, લેખ લાખ જ્યોતિષમાં લખ્યા.
ભોજ પ્રબંધ ગ્રંથ બારે ઘણો, તોલ ઘણો ત્યાં વિક્રમતણો;
હરિશ્ચંદ્ર બળ રાજા ધીર, તે જશ જીત્યો વિક્રમ વીર.

શુભ બુદ્ધિ સરસ્વતિયે દીધ, વિક્રમ વખાણ્ણુ કવિયે કીધ;
ધારાનગર તણો જે ધણી, ભોજરાજ મહિપતનો મણી.
ત્રણ યુગના સત્યવાદી રાય, પુન્ય જોરથી બાંધ્યા પાય;
ડંકો દશે દિશાએ દીધ, લાયક પુરુપ તણો જશ લીધ.
પુર પુરના પંડિત પરવરે, કવિત કીર્તિ કોડેથી કરે;
જેવી તેવી ભાષા ભાખ, કીર્તિ ગ્રંથ લખ્યા છે લાખ.
દુહો ઊથલો ગાથા ગીત, સમશા સોરઠી કેણુ કવિત્ત;
હરિયાળી પેહેલી પરઠે પાઠ, સાહિત્ય સોળ કવિ ચારણ ભાટ.
જાણે અજાણે નર કે નાર, ઊંચ નીચ આવે દરબાર;
પિંગલ ડિંગલ અડલ અર્થ, નવું કહ્યાથી પામે ગર્થ.
લેવા ગયો તે પાછો ફરે, (તવ) હુકમ લાખ અઢીનો કરે;
એવાં કરે કોટિધા કામ, બમણુ ભોજ પડાવ્યું નામ.
રાજ એક ધારાનું કરે, આણ બધી અવનીમાં ફરે;
વિશ્વ બધા માંહે વિખ્યાત, કહું એક સંક્ષેપે વાત.
ગામમાં એક બ્રાહ્મણ બ્રાહ્મણી, દુર્બળ ઘર દુઃખે દામણી.
અનાથ તેના ઘરમાં ધણી, વગર ભણ્યો મહા મૂરખ ધણી.
સ્વામી મૂર્ખ સાંભળ માહરા, કહું અવગુણ કેટલા તાહરા;
ભોજને સહુ લૂટી જાય છે, વાતો કરી બ્રાહ્મણ વ્હાય છે.
રાજા ભોજ પાસે જંઈ આવ, જે આપે તે દ્રવ્ય તું લાવ;
તે કામનિનો બોલ્યો કંથ, ચતુરા વિદ્યા નહિં મુજ ચંત.
નવ આવડે સ્વસ્તિ કે સાબાશ, પરવરૂં કયમ પંડિતજન પાસ;
જાતામાં હું ભોથો થાઉં, મૂર્ખ ઠરૂં ને પત્ત ગુમાઉં.

## દોહરા.

ભામનિ કહે ભરથાર સુણ, જાઓ સભામાં સાથ:
કાગળ આપ્યો કામની, આપ તું ભોજને હાથ.
વિપ્ર ચાલ્યો વરણાગિયો, રાજ સભા મોજાર;
માનનિ બેઠી મેડિયે, રાજા ભોજનિ નાર.
ઊભા સેવક આગળે, વનિતા ઢોળે વાય;
જોવા સરખી જાતરા, ત્યાં ઊભો દ્વિજ રાય.

કયંમ મારાજ ઉભા રહ્યા, કો સાથે છે કામ;
કર મધ્યે કાગળ કશો, નિશ્ચે કહો તે નામ.
કાગળ લીધો કામની, વાંચી જોયો વર્તં;
સવા લાખ ટકા તણી, આપી ચીઠી તર્તં.
અર્થ લખ્યોતો એટલો, માનનિયે જે મર્મ;
રાણી કહે વર્ણવ મારૂં, ધારો તેનો ધર્મ.
પાય પાખી સુખે પળે, મૂખ વિના ગાજંત;
શ્વેતે છે ને શામ છે, અજાચીક જાચંત.
વિપ્ર ચિઠી લેઈ વળ્યો, મનથી પામ્યો માન;
એટલે રમતોતો સોગટે, પુરપતિનો પ્રધાન.
વજીર કહે વિપ્ર સુણો, શું છે કામ મુજ સાથ;
લાવો પત્ર એ વાંચીએ, શો છે કાગળ હાથ.
વાંચ્યો પત્ર વજીર તે, વખાણ કર્યું મુજ વર્તં;
સવા લાખ ટકા તણી, ચીઠી આપી તર્તં.
દ્વિજ નિરખી તે હરખિયો, શોભા દીઠી સુત્ર;
એટલે દીઠો ભોજનો, પડાઇ ઉડાડતો પુત્ર.
સરખા સંમાણા સાથિયા, જોયા અધિપત ઇંદ્ર;
વિપ્ર તહાં જોવા રહ્યો, દિઠો તારામાં ચંદ્ર.
પુત્ર કહે રે પંડિતા, અહીં લગ ઓરો આવ;
કરમાં શું ઝાલી રહ્યો, લખ્યો લેખ તે લાવ.
કુંવરે કાગળ વાંચિયો, ચમક્યો પોતે ચિત્ત;
સવા લાખ લખિ આપિયા, કહ્યું માહરૂં કવિત્ત.
વળી વિપ્ર ત્યાંથી વળ્યો, હઈડે આણી હેજ;
કોલ ફેરવતો દીઠડો, ભોજ તણો ભાણેજ.
વિપ્ર રમત જોવા રહ્યો, બાળક બોલ્યો વેદ;
મહારાજ કાગળે શું લખ્યું, ભ્રાંત ન રાખો ભેદ.
લેખ વાંચિ તે લાડકે, (એ) મારો વરણવ હોય;
આપિ ચિઠિ સવા લાખની, કળી ન શકે કોય.
ચીઠી લેઇ વિપ્ર વળ્યો, જોખ કરંતો જાય;
એટલે સાળો ભોજનો, મળિયો મ્હોલાં માંય.

નદીએ નાવ મુકાવિયું, સાથી જોવા સેહેલ;
જળ ક્રીડા કરી આવિયો, માણતો સુખમાં મ્હેલ.
જોવા વિપ્ર જુગતે રહ્યો, ક્રોડ પ્રમાણુજ કીધ;
કરમાંથી કાગળ લિધો, વાંચ્યો જોયો વીધ.
વિપ્ર વરણવજ માહરૂં, ભલી કરી છે ભાખ;
લખી લેખ કર આપિયો, સહેજે સવા લાખ.
રૂષિ રૂદેમાં રીઝિયો, શોભા કૌતક સંગ;
માનુની મહીપત તણી, વગાડતી મરદંગ.
નાચે નારી નરતકી, રામારૂપ નિધાન;
વિદ્યા શિખે વગાડવું, પખાજ ગુણિજન ગાન.
અદ્ભુત લીલા તે કને; લક્ષધા જુવે લોક;
જોવા વિપ્ર ઉભો રહ્યો, શાંત પામવા શોક.
(તે) રામાએ રૂખી દીઠો, કાગળ દીઠો હાથ;
માગી લીધો વાંચવા, સ્તુતિ દીઠી તે સાથ.
નરખી હરખી નાર તે, વાંચ્યું વરણવ વિવેક;
સવા લાખ ટકા તણી, ચીઠી આપી એક.
વિપ્ર પડ્યો વિમાસણે, કૌતક દીઠું કોડ;
ચકડોળ ફરતો મેહેલમાં, જોવા ઊભો જોડ.
ભત્રીજો શ્રી ભોજનો, બેઠોતો તે માંહ;
ઝાઝા જન તો ત્યાં હતા, દિઠો વિપ્ર તે ત્યાંહ.
મહારાજ કાગળ છે કશો, વાંચી જોયો વાણ;
એતો કવિત મારૂં કર્યું, જુગત પોતાની જાણ
સવાલાખ સમરપિયા, અચરત પામ્યો બ્રહ્મ;
મેહેલ માંહી ફરતો ફરે, ફળ્યું આજ મુજ કર્મ.
એટલે રાજા ભોજ નૃપ, દિવ્ય દેવાંશી દેહ;
સભા સમીપે આવિયો, વરસતો હતો મેહ.
ઘટા ચડી છે ધનતણી, વરસણ શુભ વરસાત;
રાય છે ઘણું રીજમાં, વિપ્રે જોઈ વાત.
વિસ્મે પામ્યો વિપ્ર તે, આતો ભોજ ભડ ભૂપ;
આશિશ દેઈ ઊભો રહ્યો, રામ સરીખું રૂપ.

ક્યાંહાંથી આવ્યા કોણ છો, શો છે કાગળ હાથ;
વિપ્રે આપ્યો વાંચવા, સ્તુતિ દીઠી તે સાથ.
પાગ વિના તે પરવરે, મુખ વિણ ઘણું ગાજંત;
શ્વેત છે ને વળી શામ છે, અજાચીક જાચંત.
રાજા રિઝયો રૂખી ઉપર, વાંચ્યાં વેણ વિવેક;
સવા લાખ ટકા તણી, આપી ચીઠી એક.

## ચોપાઈ.

વિપ્ર તણી તે શી છે વાત, પેલી ચીઠી છેડે છે સાત;
મુકે આઠમી તેમાં જેટલે, રાજાએ દીઠું તેટલે.
રાજાએ લીધી હાથમાં, પુછ્યું વિપ્રને શુભ સાથમાં;
ક્યાંથી ચીઠી પામ્યો સાત, મારા સમ કહો સાચી વાત.
વિપ્ર કરજોડી બોલિયો, મન તણો પડદો ખોલિયો.

## દોહરા.

કાગળ વાંચ્યો કામની, તેણે આપી એક;
પ્રધાન રમે છે સોગટે, બીજી વેદ વિવેક.
પડાઇ ઉડાડે પુત્ર તુજ, ત્રીજી ચીઠી તેણ;
ઢોલ ફેરવે તે કુંવર, ચોથી ચીઠી એણ.
વ્હાણ ઉતરિને આવિયો, ચીઠી આપી પ્રીત;
મૃદંગ વગાડે માતુની, છઠ્ઠી રૂડી રીત.
ચકડોળે હીંચે ચતુર નર, સાતમી આપી ઠાઠ;
આ ચીઠી આપી તમો, એમ કરિ એકઠિ આઠ.
ભ્રાંત પડી મન ભોજને, કીધું મૂજ કવિત્ત;
શું સમજ્યાં સાતે જણાં, રીઝયાની શી રીત.
સમીપ તેડયાં સાતને, પુછી પટંતરે પેર;
સવાલાખ આપ્યા શું સમજી, ગુણિજન આવ્યો ઘેર.
રાણી કહે રાયજી સુણો, પીયરનો આવ્યો પત્ર;
તે વાતનું વરણવં કર્યું, આપ્યા સવાલખ તર્ત.
પગ વિણ કાગળ પરવરે, મુખવિણ ઘણું ગાજંત;
શ્વેત ઊપરે શામ છે, (હું) અજાચીક જાચંત.

પ્રધાન કહે સુણ પુરપતી, (હું) રમતો સોગટે સત્ય;
તે વેળા વરણવ કર્યું, અકલ ધણી અધિપત્ય.
પગવિણ સોગટાં પરવરે, મુખ વિન ઘણું ગાજંત;
શ્વેત છે ને શામ છે, (હું) અજાચીક જાચંત.
પુત્ર કહે પિતા સુણો, હું વગાડતો ચંગ;
વખાણ કર્યું વરણવ વિષે, રીઝે આપ્યો રંગ.
પગ વિન પડાઇ ઉડે ઘણું, મુખ વિન ઘણું ગાજંત;
શ્વેત ઊપરે શામ છે, (હું) અજાચીક જાચંત.
સાળો કહે સુણો સાહેબા, હું બેઠોતો વ્હાણ;
તે વેળા વરણવ કર્યું, પામ્યો એ પરમાણ.
પગ વિણ વ્હાણ જળમાં પળે, મુખ વિન ઘણું ગાજંત;
સડ શ્વેત પર શામ છે, (હું) અજાચીક જાચંત.
કુંવર કહે કાકા સુણો, હું ફેરવતો કોલ;
તે વેળા એણે વરણવી, પામ્યો માલ અતોલ.
પગ વિણ કોલુ પરવરે, મુખ વિન તે ગાજંત;
શ્વેત ઉપર તે શ્યામ છે, (હું) અજાચીક જાચંત.
ભાનુનિ કહે મહીપત સુણો, હું વગાડતી મૃદંગ;
તે વેળા વરણવ કર્યું, રાખ્યો મારો રંગ.
પગ વિણ પખાજ તે પળે, મુખ વિણ ઘણું ગાજંત;
શ્વેત ઊપરે શામ છે, (હું) અજાચીક જાચંત.
ચકડોળવાળો ચતુર નર, (હું) હીંચતો ગાડી હોડ;
તે વેળા વરણવ કર્યું, પામ્યો જર એ જોડ.
સાતે મળીને પૂછિયું, તમો રિઝયા કેમ રાય;
શિવ આજ્ઞા સાચું કહો, સાંભળે સર્વ સભાય.
મેઘ ચડયોતો વાદળાં, જોતોતો હું જકત;
વરણવ કીધું તે સમે, ભાળી મુજને ભકત.
પગવિણ આભ ભલાં પળે, મુખ વિણ ઘણું ગાજંત;
શ્વેત આભ પર શામ છે, (હું) અજાચીક જાચંત.
આઠ અર્થ એ કવિતને, પૂછો મોટા બ્રહ્મ;
સમ દીધા સાચું કહો, જે ધાર્યો હોય ધર્મ.

બ્રાહ્મણ કહે સુણ રાયજી, હું આવ્યો દરબાર.
કાંઈએ સમજું ન કવિતમાં, મોકલિયો મુજ નાર.
નારી તેડી નરપતે, દેઇને ઝાઝાં માન;
કવિત મોકલ્યું તે કામની, કહો અર્થ તે કાન.
રામા કહે તે રેંટિયો, અધિક વેઠી અનાથ;
કરતુક મારા કર્મનાં, શોભાવ્યાં તુજ સાથ.
પગ વિના રેંટિયો ફરે, મુખ વિણ ઘણું ગાજંત;
શ્વેત ઉપર તે શામ છે, (હું) અજાચીક જાચંત.
રીઝયો રાય રૂખી પરે, કબુલ કવિત એ કીધ;
દામ અપાવ્યા આઠના, રૂખી પામ્યો બહુ રીધ.
એવી અગણિત નીધ તે, અપરમપાર અપાર;
સવા લાખ સેહેજે દિયે, દેવ રૂપ દાતાર.
સ્તવન કરે જો શારદા, સ્તવન કરે જો લેખ;
વખાણ કરે વ્યાકરણમાં, લહે ન લક્ષણા લેખ.
પૂરણ પુન્ય પ્રતાપથી, અલૌકિક આસન આઠ;
ભૂમીમાંથી ભોજને, હેતે આવ્યું હાથ.
મુબારક મુહૂરત શુભે, દાન ઘણેરાં દીધ;
નગર ભોજન કરાવિયું, લાખેણો જશ લીધ.
ઘોર નિશાનજ ગડગડે, શોભિત બાધી સૃષ્ટ;
પિંગળ પાઠ પુરાણની, વેદ શાસ્ત્રની વૃષ્ટ.
સિંહાસન શુભ શુધ કર્યું, અક્ષત ચંદન લીધ;
આજ્ઞા માગી ઇષ્ટની, કોડે પ્રદક્ષિણા કીધ.
ઉગમણો પગ જવ પરઠિએ, ભોજરાજ ભડભૂપ;
એટલે બોલી રેણુકા, જેનું રૂપ અનૂપ.
રહે વેગળો રાયજી, ચતુર ન ધર તું ચરણ;
કહું કરતુત વિક્રમતણાં, તે તું સાંભળ કરણ.
એ આસન ઈંદ્ર પુત્રનું, (જેનું) પરદુખભંજન નામ;
આસન તે નર બેસશે, કરે તે સરખાં કામ.
પ્રાણ દે જે પરકારણે, સંકટહરણ શરીર;
પરનાર સહોદર પરાક્રમી, સતવાદી શુધ ધીર.

તે સરખો બેશી શકે, તો મન ભાવે ભોગ;
બીજો બેસે આસને, તો દેહ વ્યાપે રોગ.
ભોજ કહે સુણ ભામની, ગુણ વિક્રમના ગાવ;
જથારથ કથા કહો, સેહેજે સ્વર્ગે જાવ.

## ચોપાઈ.

કહે રેણુકા સાંભળ રાય, મહીપત વિક્રમનો મહિમાય;
પરથમ કાળીદાસે લખ્યાં, ભામનીએ જે વાયક ભખ્યાં.
ભોજ પ્રબંધ થયો જે ગ્રંથ, પુરાણ મારગ પ્રીછયાપંથ;
તે લક્ષણ સામળ ભટે લહ્યાં, રખીદાસજી આગળ કહ્યાં.
વિવેક વાણી વિદ્યા વિલાસ, અધિક ચાતુરી પુન્ય પ્રકાશ;
ભોજરાજ હુંકારો દીએ, વાર્તા રેણુકાજી કીએ.
બાણુંલખ માળવ નિજ નામ, શોભે શ્રી ઉજ્જેણી ગામ;
ક્ષિપ્રા ત્રટ ગંગાસમ તીર, કરે રાજ વિક્રમ ભડવીર.
ઈંદ્રપુત્ર તણો એ પુત્ર, શોભાવ્યું સુરપતિ ઘર સુત્ર;
પંચદંડ જીત્યા છે તેણ, જ્યોતિષ શાખ લખાણી એણ.
અહૂરણી તો અવની કીધ, જીતી બહુ જશ જગમાં લીધ;
કરયાં પુન્ય પરાક્રમ કામ, સંકટ હરણ પડાવ્યું નામ.
પાંસઠ લખ છે અશ્વ અનૂપ, ભારે અલખ્ત ભોગી ભૂપ;
અઢી લાખ હસ્તીની લાહાર, મેઘાડંબર અપરમપાર.
પંચાણું લખ સેના ઘુમે, લક્ષ બ્રહ્મ દરબારે જમે;
કરે પાર્થિવ ચિંતામણી, નિત્યે આશિશ દે છે ઘણી.
બાણું લાખ સદાવ્રત કામ, ફરે આણ જ્યાં ઠામોઠામ;
મંડલિક મોટા મુજરા કરે, શત સહસ્ત્ર સામદ સંચરે.
વીસ હજારાં વડા વજીર, આઠ લાખ ઉમરાવ અમીર;
છનું સહસ્ત્ર નામે છત્રપતી, માન પાન મોટા મહિપતી.
મુક્તિપુરી અવંતી નીધ, સાચિ શક્તિ શોભિત હરસીધ;
ચોસઠ જોગણિમાં એ ચંદ્ર, સુર ગણમાં શોભે જ્યમ ઇંદ્ર.
મહાકાળેશ્વર મોટો દેવ, સુર સનકાદિક સુરપતિ સેવ;
દ્વાદશ જોતીલિંગે જોત, ઉજ્જેણી નગર એવું ઉદ્યોત.

સિધ ચોરાશી બાવન વીર, મશાણ ગાંધરવું તે તીર;
અનેક બીજાં કૌતક હોય, મહિમા કળી શકે નવ કોય.
ફરે આણ ધારીને ધર્મ, કરે નહીં કો કૂડાં કર્મ;
વશિષ્ટ સરખા રૂડા રૂખી, રાય પ્રતાપે સહુ તે સુખી.
સગાળ સરખા સહુ વાણિયા, દાતા તે જ્ઞાતા જાણિયા;
ભાભારામ સમા કણપતી, ભોળા ભાવિક રૂડી રતી.
ક્ષત્રીકુળ કેહેવાણા કરણ, અધિપત અશરણ કેરો શરણ;
વઇતાળ સરીખા ભારે ભાટ, અધિપ પ્રતાપે નહીં ઉચાટ.
ચાર ચઉદ વિદ્યા ગુણ જાણ, ભૂપત શ્રી ભલપણનો ભાણ;
એવી વરણ અઢારે વસે, ધર્મ માર્ગ ઊપર મન ધસે.
કદાચીત કો દુખિયો થાય, તો તે રાજ સમીપે જાય;
લઈ દુઃખ સુખ કરે શરીર, નરપત ત્યારપછી લે નીર.
ઘંટ ઘડિયાળાં બાંધ્યાં ઘોર, દુખિયો આવિને દે તે ઠોર;
ઉભો રાવ સાંભળતાં રહે, આપોઆપથી લક્ષણ લહે.
તેમાંનું કહું એક ચરિત્ર, પૂછે પ્રીછે થાઉં પવિત્ર;
રામકથા રસથી રસ ઘણું, ચરિત્ર વારૂ વિક્રમતણું.
પરમારથ સમ કો નહિં પુન્ય, એથી સરવે બીજું શૂન્ય.

### દોહરા.

માળવ દેશનો મહિપતી, નૃસિંહપત નિજ નામ;
સતવાદી સીમાડીઓ, ગરૂવો ગુંદાવે ગામ.
સંતવાદી શિરોમણી, સાહસિક તેહ સુજાણ;
સોળ કળા સંપૂરણે, ભલપણ કેરો ભાણ.
ચઉદ વિદ્યા ગુણ આગળો, બત્રિશ લક્ષણ બુદ્ધ;
દાતા સુરદલ ડાહ્યરો, શિવ પૂજન અતિ શુદ્ધ.
ઇંદ્રજીત એક પુત્ર છે, તે અંશી અવતાર;
સુંદર રૂપ સલક્ષણો, દેવ રૂપ દાતાર.
પાટોદર તે પાટવી, કર્ણ સમોવડ કામ;
સુબુદ્ધિ રૂપ સોહામણો, સકળ ધર્મનું ધામ.
બીજું અર્ભક બાળકી, કુંવરી કર્મનિધાન;
રૂપાવતી તે નામમાં, સતીશિરોમણ શાન.

એકાદશ વય અર્ભકી, અદ્ભુત રૂપ અપાર;
ચતુરા ગુણ સાગર ભરી, સકળ કળા ગુણ સાર.
કેશ સુરંગ સવા ગજી, વેણી વાસુકિ નાગ;
લલાટ સુંદર શોભતું, કુંવરી એ મહા ભાગ.
ભ્રગુટી કામ કમાનશી, ધનુષાકાર ધરંત;
કુમકુમ કેશર કેરડી, સુંદર આડ કરંત.
અણિયાળી અમ્રત ભરી, કાજળ આંજી આંખ;
ભંમરાળી ભામનિ તણી, પાંપણ ભમરા પાંખ.
કોટ કપોત સમી કહત, શ્રવણ શીપ આકાર;
કપોળ કમળ વકારમાં, નાસા શુક નિરધાર.
શુક ચંચળ તલ ફુળવતી, શોભિત રૂડા સંચ;
વેસર નાકે શોભતું, ગ્રહ ઘણા ગુણ વંચ.
શોભે બહુ લીલામણી, જળહળ પામે ઝાલ;
શોભિત તેણે સુંદરી, ટબકી ગોરે ગાલ.
ઉર ઓપંત ઉમંગ અતિ, દાડમ બિલ્વ શ્રીકાર;
પારિજાતક મંદાવરા, હોંશીલા શુભ હાર.
કર સુંઢ સરખા શોભિતા, કર બેહુ કામની રત્ન;
જડિત કર કનકચૂડલો, આભૂષણ બહુ અન્ય.
ઉદર તો પોયણ પાનવત્, નાભી દક્ષણવંત;
ત્રિવલી તરવેણી સમી, સુશોભિત ઓપંત.
ચાલ ગયંદજ કામની, હંસાગત હધ હોય;
કટિલંક કેશરી સમો, કળી ન શકે કોય.
કેળ થંભ જંઘા જુગમ, પદ્મક જેવા પાય;
પાની રંગે રતન સમ, રંભા રૂડી કાય.
ચરણા ચોળી ચીર ચિત, સજ્યા સોળ શણગાર;
અંગે આભરણ ઓપતાં, અપરમપાર અપાર.
હામ કામ મૃગલોચની, પદ્મની પુર પરમાણ;
સતી શિરોમણિ સાધવી, ચતુરા ચતુરસુજાણ.
પદ્મની ગઈ પિતા કને, કોઇક સંભવ કાજ;
વાત કરી વિદ્યા તણી, લક્ષણ ધરતી લાજ.

પિતાએ દિઠી પુત્રીને, સુરૂપ અનુપ અતીશ;
એ કન્યાને જે વરે, જેણે પૂજ્યા ઈશ.
ખોળ કરાવું ખાંતથી, જોવરાવું જશવંત;
એ સરખો ને એવડો, અતિશે રૂપ અનંત.
પૂછી વાત પ્રધાનને, પુછી રાણિને રીત;
પ્રીછિયો પુત્રજ પાટવી, જે શું પૂરણ પ્રીત.
કન્યા કનકલતા સમી, રંભા સરખું રૂપ;
ધણી જોગ ધારી હવે, ભારે ભૂપત ભૂપ.
વિચાર કરે છે વર તણો, કબુલ કરે જ્યાં કર્મ;
એવે આવ્યા ગુરુ તહાં, ભારે રૂડો બ્રહ્મ.
પાય નમ્યો તે પુરપતી, કહી વિસ્તારી વાત;
એ કન્યા ક્યાં દેઇશું, કરજોડી કહે માત.
ગુરૂ કહે સુણ ગુણનિધિ, એમાં કશો વિચાર;
લખ્યો વિધાતા આંક છે, તે નરને એ નાર.

## છપ્પો.

મેરૂ ગીરી સમાન, વારમાંહી વહી વ્યાપે;
અકળિત બ્રહ્મ કળાય, અસ્થિરે સ્થિર કો થાપે.
નેવ નીર ચડે મોભ, કદી પશ્ચિમ રવિ રેહેણી;
દક્ષિણ વહે ગુણ ગંગ, સંગ લેહેણાંની દેણી.
ઉલટ સુલટ એમ સૌ ગતી, કોઇ કાળ થાએ કહીં;
સામળ કહે મરણ પરણની, પળ પાછી થાએ નહીં.

## દોહરા.

વિદ્યાનિધ એક વિપ્ર છે, માંડે નિત્ય નિશાળ;
અર્ભક ઘણા ભણે તિહાં, કરે સહુ પ્રતિપાળ.
રાજાએ તેડ્યો રૂખી, બુધનિધ સુંપી બાળ;
ભણાવજો ભાવે કરી, રૂડી વાત રસાળ.
નક્ષત્ર પુષ્ય શુભ યોગ દિન, પૂરણ તિથિ પ્રમાણ;
સિદ્ધ યોગ શામા રહી, કરે વિદ્યાનું વખાણ.

બહુ કક્કા બારાખડી, નામાં લેખાં આંક;
પિંગળ શાસ્ત્ર કવિત રૂડાં, ભાષા મેઘડી પૂંક.
માધવાનળથી મહિમા ઘણો, સકળ ધર્મનું ધામ;
પુત્ર એક પટંતરે, શોભાસિંધુ નામ.
નળ રાજાથી દશ ગણો, કારમો જાણે કામ;
શરદ ચંદ્ર સરીખડો, દિન દિન દૂતી દામ.
જેવું રૂપ તેવું વરણ, તેવાં સઘળાં શીલ;
તેવા ગુણ લક્ષણ વળી, રૂડી ચાતુરી ચીલ.
જસી વાણ વિદ્યા વિમળ, તેવાં કુળનાં કૃત્ય;
તેવું ડહાપણ શાણપણ, નઉતમ વિદ્યા નૃત્ય.
તરતિબની સંગીત ગતિ, કવિ વિદ્યાનો કોટ;
રાગ વરણવે રાગણી, મહિમા કેરો મોટ.
જાયે પિતા ભણાવવા, પુત્રીને નિત પાઠ;
હોજલ કે પડદો નહીં, ખરો વૃદ્ધનો ઠાઠ.
પંડિત પાંસઠ વરસનો, અર્ભકિ વય અગિયાર;
બુધસાગર તે બાળકો, પરાક્રમ અપરમપાર.
રાયે ખબર ગુરૂતણી, પૂછી ઘર ગુણ સુત્ર,
પ્રભુનો આપ્યો એક છે, પંદર વર્ષનો પુત્ર.
કાલો ઘેલો તેહ છે, જેવો તેવો જાણ;
શાણપણ નથી સમજતો, વિદ્યા ન ચડે વાણ.
કુંવારો છે કુંવર તે, ઘણું બેશી રહે ઘેર;
ગુણ વિણ દે નહિં ગોરડી, પરણ્યાની શી પેર.
સાંભળિને શામા રહી, વિત્યા કેટલા કાળ;
એક દિવસે પિતા કને, બેઠો બુધસાગર બાળ.
રીત કહી રાજપુત્રી તણી, કહ્યાં કામનાં કેહેણ;
રૂપ કહ્યાં લક્ષણ કહ્યાં, કહ્યાં વિદ્યાનાં વેણ.
વ્હેન ચરિત્ર ચતુરા તણાં, પ્રીછે પેહેલો પુત્ર,
સાખી એક સમસ્યા તણી, સેહેજે લખિયો સુત્ર.
પિતાકને પુસ્તક હતું, પદ્મની કેરી પ્રીત;
ચીઠી મૂકી ચિત્તથી, રાજસ ગુણની રીત.

ચતુરા હાથ ચિઠી ગઈ, વાંચી જોઈ વેદ;
લખનારો ગુણ આગળો, ભામનિને મન ભેદ.

## છપ્પો.

પ્રથમ પાણિ કે પવન, પ્રથમ ક્ષીતી કે ખગ્ગા;
પ્રથમ બીજ કે વૃક્ષ, પ્રથમ ઔષધિ કે અગ્ગા;
ઘણકે એરણ પ્રથમ, પ્રથમ મરદંજ કે મેરી;
પ્રથમ વૃષ્ટિ કે સૃષ્ટિ, પ્રથમ આંબો કે કેરી;
વિધા કે વિપ્ર પ્રથમ કહો તમે, પ્રથમ દિવસ કે જામની;
સામળ કહે જાણો તો કહો, પ્રથમ કંથ કે કામની.

## દોહરા.

પુસ્તક વાંચ્યું પ્રેમદા, હેતે ચીઠી હાથ;
અચરત પામી અતિ ઘણી, રીઝી રૂદયા સાથ.
પ્રતિઉત્તર પ્રીછયો નહીં, વપુએ કર્યો વિચાર;
એનો અર્થ જે કો કરે, તે મારો ભરથાર.
વર હું બિજો વરૂં નહીં, હિંમત રાખું હામ;
પંડિત છે એ મૂર્ખ નહિ, એ ગુરુપુત્રનું કામ.
સમસ્યા લખું એ ઊપરે, આવ્યો રૂડો લાગ;
અર્થ કરે જો એહનો, પ્રીતે લાગું પાગ.

## છપ્પો.

કોણ પ્રથ્વિથી પ્રૌઢ, કોણ અણુથી પણ નાનો;
કોણ પવનથી પેહેલ, કોણ દેવોથી દાનો;
કોણ ઇંદુથી વિમળ, કોણ અગ્નીથી તાતો;
પયથી ઉજ્વળ કોણ, કોણ મદિરાથી માતો;
વળી કવણ તેજ તરણી થકી, કોણ શર્કરાથી ગળી;
કવિ સામળ કહે ઉત્તર લખો, તો તો પોહોચે મન રળી.
કવણ તરણથી તુચ્છ, કવણ મણિથી છે મોંઘો;
સ્વર્ણથિ શોભે કવણ, કવણ કુશકાથી સોંઘો;
કવણ બરાસથિ બેહેક, કવણ કાજળથી કાળો;
કવણ લોહથી કઠણ, કવણ બાળકથી બાળો;

વળી કવણ વીંછિથી વેદના, કવણ સરવથી છે ગળી;
સામળ મેલું શું મેંસથી, કહો તો પ્હોંચે મન રળી.

### ચોપાઇ.

એ સમસ્યા નારીએ લખી, મૂકી પુસ્તક માંહે ભખી;
ખબર ગુરૂજીને તે નથી, કામનિયે લખિયું જે કથી.
જવ પંડિતજી આવ્યા ઘેર, પછી શી થઈ તેની પેર;
પિતા જમવા બેઠા જેટલે, સુતે પુસ્તક લિધું તેટલે.
દીઠા અક્ષર નારી તણા, વાંચી ચીઠી નવ રહિ મણા;
વાંચી સમસ્યા હરખ્યો ઘણું, કર્યું તોલ તે તરુણીતણું.
મોટમ રૂપ મોહન માનની, ભારે બુદ્ધિ દિસે ભામની;
એના મનનો તોડું મોડ, પૂરૂં સમશ્યા પ્હોચે કોડ.
જો નવ કહિયે એનો અર્થ, તો વિદ્યા ભણિયો તે વ્યર્થ;

### છપ્પા.

મહિથી મોટું દાન, અણુંથી લોભી નાનો;
પવનથિ પેહેલું મંન, વિવેક દેવોથી દાનો;
ચંદ્રથિ નિર્મળ ક્ષમા, ક્રોધ અગ્નીથી તાતો;
દુધથી ઉજળો યશ, અમલ મદિરાથી માતો;
છે તેજ તરણિથી નેત્રતું, ગરજ સાકરથી છે ગળી;
સામળ કહે ઉત્તર લખ્યો, પ્હોંચી તેની મન રળી.
તૃણથી જાચક તુચ્છ, મણીથી સદ્ગુણ મોંઘો;
સ્વર્ણથિ શોભે સપુત, ગરિબ કુશકાથી સોંઘો;
કીર્ત્તિ બરાસથિ બેહેક, કપુત કાજળથી કાળો;
સૂમ લોહથી કઠણ, અન્ન બાળકથી બાળો;
દુર વચન વીંછિથી વેદના, મિષ્ટ વાણિ સઉથી ગળી;
છે કલંક મેલું મેંશથી, પ્હોંચી તેની મન રળી.

### દોહરા.

પંડિત પુત્ર પરાક્રમી, લખ્યો પ્રતાપિક પત્ર;
બીજે દિવસે બાળકી, તેણે વાંચ્યો તત્ર.

પ્રસંન થઇ તે પ્રેમદા, હરખ ઘણો મન હામ;
પુરુષ એહ જો પામિયે, થાય આપણું કામ.

છપ્પા.

લક્ષપતી તો લાખ, દિઠા નિર્માલ્ય પ્રમાણે;
જાય રાયનું રાજ, રૂપ પણ રહે ન ટાણે;
કુળ પણ થાયકલંકિ, જોર જોતામાં જાએ;
જોબન પણ વહિ જાય, વંશ નિર્વંશી થાએ;
નહિ રાજ્ય ચોર કે અગ્નિ ભય, ભાગ સુકાવે બહુ થકી;
મોટા પુરુષો મન માનજો, સદ્‌વિદ્યા શુભ સહુ થકી.
સદ્‌વિદ્યાજ સુવર્ણ, શરણ સદ્‌વિદ્યા સત્યે;
સદ્‌વિદ્યાથી સ્વર્ગ, વીખ ઊતારણ વિત્તે;
સદ્‌વિદ્યાથી સિદ્ધિ, ફળે વચનો વર વાણી;
સદ્‌વિદ્યાથી રિદ્ધિ, જગતમાં સઘળે જાણી;
સદ્‌વિદ્યાને વશ સર્વ છે, સદ્‌વિદ્યા ત્યાં શી મણા;
સામળ કહે સદ્‌વિદ્યા વિના, ભટકે ગુણ હીણા ઘણા.

ચોપાઈ.

જે નરમાં સદ્‌વિદ્યા હોય, એવો પુરુષ ન દીઠો કોય;
એને પરણું રૂડી પેર, એની ઘરુણી થઇ રહું ઘેર.
મુજને તો વાહાલો નહિ દામ, મારે તો ચતુરઇનું કામ;
રાચું નહીં હું દેખી રાજ, મારે ચતુર પુરુષ શું કાજ.

છપ્પો.

લોભી વાહાલો લોભ, જાર જન વાહાલી જારી;
સૂમ વહાલું ધંન, પુરુષને જોબન નારી;
શૂર વહાલું શસ્ત્ર, મૂર્ખ મૂરખને માણે;
રાગી ગીત ને રાગ, જશવંત જશ જીતી જાણે;
વળી ગુણ સંગાથે ગુણ મળે, તેને તો બહુ પ્રીત છે;
તેમ ચતુર સાથ ચતુરા મળે, એ રાજવિની રીત છે.

### દોહરા.

મન માન્યું તે માનની, પરઠી પૂરણ પેર;
ગુણી પુરુષની ગોરડી, થઇ રહું ગુણવંત ઘેર.
ચિત્તનિ જોઉં ચાતુરી, અધિક લખું એક આંક;
વળતો મારો વિશ્વમાં, કોઇ નવ કાહાડે વાંક.

### છપ્પા. (સમશ્યા.)

લીલા કહેવાય નામ, કઠણ કાયા છે કાળી;
નર દેખી નિચ ભાવ, પંડમાં રાખે પાળી;
વપુ એ પડાવે વેહ, કુંડથી કાજળ પાડે;
હરે કોઇના હંસ, કોઇકને આહારજ આલે;
રંકને સંગ ગમે નહીં તે, રાજવિયાં પાસે રહે;
સમશ્યા એ કવિ સામળ તણી, ગુણિજન તો સહજે કહે.

ઊગે અવની માંહ, ઝાડ જોરાવર એનું;
સુખ દેયણ સંસાર, તોલ ઘણેરૂં તેનું;
પવિત્ર પોતાની જાત, ઝાઝું જળ માંહે ઝીલે;
નાશી પેસે નીર, તોય પામર જન પીલે;
વાહાણ ઘડાય તે વૃક્ષનાં, લક્ષણવંતા લાયક લહે;
સમશ્યા એ કવિ સામળતણી, હેતેથી હરિદાસ કહે.

જીભ એક મુખ હોય, ત્રણ્ય તો ચક્ષુ ચહિયે;
ખટ ચરણ કર હોય, કવણ એ નામજ કહિયે;
ઋત વિણ નવ બોલંત, નીરશું રાખે નેહ;
ભરજોબન ભરપૂર, થાય જ્યારે શિર મેહ;
એક વાહન એક અસ્વાર છે, મમતી મમત એ માણશે;
સમશ્યા આ કવિ સામળ તણી, ઝવેર હશે તે જાણશે.

નહીં હાથ નહિ પાય, નહીં મુખ માથું મૂલે;
કોમળ કાળી જાત, મુંઘી છે અતી અમૂલે;
રાજદ્વારે રહે, મોજ મહિપત શું માણે;
ઢાંકી રહે સહુ ઠાર, દિઠા વિણ સહુકો જાણે;

એ સમશા સામળતણી, અકલવંત મન આણુશે;
ભોગી જન તે ભોગવે, ઝવેર હશે તે જાણુશે.

### ઉત્તર–દોહરો.

કસ્તૂરી એતો કહી, સમજે શાણા શૂર;
મૂર્ખ બિચારો શું કરે, ન મળે જેમાં નૂર.

### છપ્પો.

ત્રણુ અક્ષર નર નામ, પગ વિના છે પાંગળિયો;
એછે બાહુ વિશાળ, અંતરમાં નહિ આંગળિયો;
શીશ વિના છે શરીર, મોજ ઘણેરી માહાલે;
અવનીથી અંતરિક્ષ, ચરણુ વિના તે ચાલે;
છે સુખ કરણુ સંસારમાં, લક્ષવસા શુભ લાજ છે;
દાતા આપે જન દીનને, કષ્ટ નિવારણુ કાજ છે.

### ઉત્તર–દોહરો.

ડગલો એ દાતા દિયે, શીતસમે સોહાય;
તે સમસ્યા સામળ કહી, ચેતે ચતુરા રાય.

### છપ્પો.

વૃક્ષ એકનાં ડાળ, બાર ભલિ ભાંત ભણીજે;
પાંખડિ ત્રણસે સાઠ, ગુણીજન જોઇ ગણીજે;
ચતુર જુઓ ચોવીશ, સરસ ફળ તેને ફળિયાં;
એકવિસહસ્ત્ર છસેં પત્ર કવિલોકે કળિયાં;
પણુ ચોથ ભાગ એ પત્રનો, ગૃહસ્થ શિર શોભિત ઘણો;
તે આપે માગ ગુને અધિક, વેણિદાસ રખિયલ તણો.

### ઉત્તર–દોહરો.

પાઘડિ એ પરમાણિયે, કવિયે કહિ એ કહેણ;
સમજે નર સલક્ષણા, વાધે વધતાં વેણ.

## છપ્પો.

ષટ્ક ચરણ ભુજ ચાર, આંખ અઢાર અણિયાળી;
એક પૂંછ બે મૂંછ, ભલે ભૂપત જન ભાળી;
જુદા ચાર આકાર, શીશ નવ સૌ કહે તેને;
ત્રણ્ય ઉદર તરતીબ, જુવે અવની જન જેને;
પણ પાંખ વિનાનો પરવરે, વણ આધાર અધર રહે;
મહારાજ સુને કરુણા કરો, સામળભટ સમસ્યા કહે.

## ઉત્તર-દોહરો.

સૂર્ય નામ સોહામણું, અરુણ અશ્વ એ ત્રણ;
અકલવંત અર્થજ કરે, કવિ સાંભળે કરણ.

## છપ્પો.

સહસ્ર ચાર પર સાત, આંખ અનુપમ તો દીઠી;
ત્રણ હજારપર ત્રણ્ય, જીભ અમૃતપેં મીઠી;
શિંગ ત્રણ્ય સુખ દેણ, પુંછ બે પ્રાક્રમ પ્રોઢે;
પુરુષ એજ બળવંત, જુવતિ જન બે છે જોડે;
છે આઠ ચરણ રૂડા રમણ, લાયક જન લેખી લહો;
સમસ્યા સામળભટ તણી, શાણા સમજો તો કહો.

## ઉત્તર-દોહરો.

મહાદેવ પાર્વતિ સહિત, શેષ નાગ ને ગંગ;
પંડિત જન એ પરખશે, રહેશે રૂડો રંગ.

## છપ્પો.

ભાત ભાતના રંગ, લિલો પીળો કે રાતો;
લોહ લકડ વૃક્ષ વેલ, રાવ રંક દુર્બળ માતો;
કનક કથિર મણિ રત્ન, મેર મોટમ તુછ તરણાં;
જીવ જંતુ પશુ પક્ષિ, સિંહ નર હસ્તી હરણાં;
વળિ જડ ચૈતન નર નારનો, લાયક જન લેખી લિયો;
સામળ કહે ચેતો ચતુર નર; એક રંગ સહુનો કિયો.

### ઉત્તર-દોહરો.

પડછાયો એ પારખો, અંતર ડહાપણ હોય;
જીવણ નર એ જાણશે, અન્ય ન જાણે કોય.

### છપ્પો.

ચતુર પરોણા ચાર, સોળ મુખ શોભિત સારા;
સાડત્રિશ શુભ નેન, પરાક્રમ અપરમપારા;
વળિ દશ પાણ પવિત્ર, ચરિત્ર જુઓ એ ચિત્તે;
વાહન વિના વિવેક, પધાર્યા પૂરણ પ્રીતે;
એ ચારેને જે ઓળખે, જશ મહિમા તેનો થશે;
લાયક છો તો લેખે લહો, અવર અર્થ આવો કશે.

### ઉત્તર-દોહરો.

બ્રહ્મા વિષ્ણૂ રુદ્ર એ, ચોથા કાર્ત્તિક સ્વામ;
વિદીત બાધા વિશ્વમાં, નિર્મળ જેનું નામ.

### છપ્પો.

પુરુષ પ્રતાપી એક, થઈ અસ્વારજ આવ્યો;
ચાર વદન ચિતચાહ, નાક દશ કોડે કહાવ્યો;
નેન હજાર પર આઠ, ઠાઠ જૂઓ સહુ તેનો;
એક સારથી એક પુત્ર, એક વાહન છે એનો;
અક્કલ હોય તો ઓળખો, છતે ન તે છાનો રહે;
દશ ચરણ દાખો તેહના, કલ્યાણ સામળ કવિ કહે.

### ઉત્તર-દોહરો.

ઈંદ્ર જયંત ઈરાવત સહિત, હાકનાર એ ચાર;
સમશા ભટ સામળતણી, એ વપુવંત વિચાર.

### છપ્પો.

પંદર શીશ પ્રતાપ, એક દાનવ એક દેવા;
બાવિસ કર બળવંત, એક સાંધી એક સેવા;

નેન ત્રીશ ને પાંચ, એક ભોગી એક જોગી;
અતિ જોરાવર જાત, એક નિર્મળ એક રોગી;
એકાંત સમે એ બેઉ જણુ, એક નેહ જે નિરખશે;
સામળ કહે શાણા સમજજો, પ્રેમે પ્રેમો પરખશે.

## ઉત્તર–દોહરો.

રાવણ શિવ સેવા કરે, દીધું ત્યાં દર્શન;
વર્ણન એહ સમાતણું, પૂરણ મન પરસંન.

## છપ્પો.

તરુણી અક્ષર ત્રણ્ય, પાતળી સોટા સરખી;
રસમય રૂડું રૂપ, પંડિતે પ્રીતે પરખી;
સપુત ત્રણ્ય સંતાન, દેવને દુર્લભ દીઠાં;
ત્રણ્ય લોકમાં તત્વ, એહ અમૃત પેં મીઠાં;
માનનિ મન માને તે થકી, આંણુ આંણુરે આ ઘડી;
સામળ કહે સહજે સમજશે, કહેશો કામનિ શેલડી.

## ઉત્તર–દોહરો.

નામ સેલડી શોભિતું, પરમ મનોહર પ્રીત;
ગોળ સાકર ને ખાંડ ત્રણ, અર્ભક રૂડી રીત.

## ચોપાઇ.

એ સૌ સમશા લક્ષણુ લખી, સમજૂ માણસ થાયે સુખી;
પંડિત પુત્રે પ્રીછયો પાઠ, ઠરાવ થકી લખ્યો એ ઠાઠ.
અક્ષરે અક્ષર સમજયો સર્વ, લખ્યો પ્રતીઉત્તર મન ગર્વ;
ચીઠી મૂકી પુસ્તક માંહ, તરુણી હાથે આવી ત્યાંહ.
વાંચી જોતાં વિસ્મય થઈ, શુધ બુધ ગુણ ગ્રહતામાં ગઈ;
જોતે તેહ શિરોમણુ સતી, હું પ્રમદા ને એ તો પતી;
લખું એક ડહાપણુને શાણુ, કેવાં બ્રાહ્મણ કરે વખાણુ.

## છપ્પો.

વિપ્ર વાંચજે વાણ, કિયા ખટરસ ખાવાના;
ભોગી ખટરસ ભણો, ગણો ખટરસ ગાવાના;

જોગી ખટરસ બોલ, બોલ ખટરસ શા પુન્યે;
કહે ખટરસ ધન ધર્મ, નેક રાખિશ નહિ નુન્યે;
ખટભાષા ને ખટશાસ્ત્ર શાં, ખટ દર્શન ખોજી જુઓ;
સામળ કહે શામાએ લખ્યું, કહે તો તું સ્વામી હુવો.

## ચોપાઈ.

રુપાવતી હું મનથી હોડ, કરૂં કંથને એ કર જોડ;
પિતા જાણે તોતો ના કહે, રંક ઘેર રતનજ કયમ રહે.
મારે મન તો એહ રતંન, રંક જાત હું કરૂં જતંન.
સમસ્યા એહ લખી મોકલી, તે જાણે આપે એકલી.
એનો ઉત્તર લખે અપાર, તો તું મુજ હઈડાનો હાર;
જો જાણે ને ન લખે આપ, તો સ્ત્રીહત્યા કેરૂં પાપ.
બિજે દિવસ વિપ્રે વાંચિયું, સ્ત્રી વાયક દલમાં સાંચિયું;
લખું ધાવમાં સમસ્યા સર્વ, મૂકાવું માનનિનો ગર્વ.

## છપ્પો.

ગુણ નિધિ ગોરસ એક, બિજો ઈક્ષૂ રસ બાળા;
ત્રીજો રસ તાંબૂલ, મધૂ ચોથો રસ માળા;
પ્રિયા આંબરસ પંચ, છઠો સબરસ જે મીઠું;
વિશ્વ વિષે વિખ્યાત, દિવ્ય રસ દેવે દીઠું;
સપ્તમ રસ શોધ્યો નવ મળે, ખરીજ રસની ખાણ છે;
જયમ હીરો કોઈક હોય છે, પોઢા તે બહુ પાણ છે.

## દોહરો.

ખાન પાન ભક્ષ ભોજને, લજ્યા ચોસ લખાય;
ખટરસ ખોળે ખાંતથી, જન એ પુરુષ જણાય.

## છપ્પો.

તરતિબ તો રસ સાત, ત્રિયારસ તેથી તાજા;
ત્રિજો તનુજ રસ તત્વ, રિદ્ધિ રસ રીઝે રાજા;
રંજિત મન રસ રાગ, તાન રસ પણ તે તોલે;
બાકી બળ બુધ હીણ, ગમે ત્યમ એહેફી બોલે;

એ ખટરસ ભોગી ભોગના; ભાગ્યવંત ભરપૂર છે;
સામળ કહે સુખથી ભોગવો, જેમાં હરિનું નૂર છે.
ગાવાના રસ ગણું, કંઠ સૂકંઠી પેહેલો;
બીજો રસ બહુ તાળ, ત્રિજો રસ વાજાં વેહેલો;
ચોથો રસ ચતુરાઇ થકી જે બુધ્ધે બોલે;
રસ પાંચમો પવિત્ર, નામ ઇશ્વર અણુતોલે;
છઠ્ઠો રસ સૌનો છત્રપતિ, જે વેળાનું ગાન છે;
સામળ કહે રસિક શિરોમણી, મોટા જનને માન છે.
જોગીનો રસ જાણ, ભોગ તજવો તે ભારી;
સત્ય બિજો રસ સરસ, ત્રિજો રસ તજવી નારી;
ચોથો ધરવું ધ્યાન, માન તનનું તે તજવું;
એક ઇષ્ટનું નામ; ભાવ રાખીને ભજવું;
ખટ રસ એવા જે ખોજશે, કહે સામળ શું કહું કથી;
શત સહસ્ર લક્ષને કોટિધા, જન્મ મરણ તેને નથી.
પહું પુન્યરસ પ્રૌઢ, કૃષ્ણનું કીર્ત્તન કરવું;
અન્ન અહોનિશ દાન, દયાળુપણું દિલ ધરવું;
સદ્ ગુરુ સેવા સાર, દાન નિર્ભયનું દેવું;
સદૈવ સર્વ પ્રકાર, પારકું દુખ શિર લેવું;
તે પુન્યતણું ખટ રસપણું, જો જિવમાં લાગે ગળ્યું;
તેને સામળ સાચું કહે, સ્વર્ગ ન સમજો વેગળું.
પેહેલો કુળ આચાર, ધર્મ શાસ્ત્રોથી ધારે;
બીજો રુદે પવિત્ર, કપટ કે કૂડ ન કયારે;
ત્રીજો ધીરજ ધર્મ, પૂજ્યને ચોથો પૂજે;
પંચમ તો છે પુણ્ય, સદાવ્રત દેવું સૂજે;
બીજા ઊપાય અનેક છે, પણ રુદિયામાં રાખવું;
સામળ કહે છઠ્ઠો ધર્મ તે, રામ નામ નિત્ય ભાખવું.
દર્શન પેહેલું વિપ્ર, પ્રભુને યજ્ઞે પૂજે;
શુભ દર્શન શ્રીપાત, સચ્ચિદાનંદજ સૂજે;
નિર્મળ દર્શન નાથ, શક્તિ પૂજનનો સંગમ,
વર્ત્તિક દર્શન વેદ, પાંચમું જાણો જંગમ;

દર્શન છઠું દરવેશનું, એકજ સઉનો ઈશ છે;
સામળ કહે છઠો એકનાં, પાખંડો છત્રીશ છે.
સંસ્કૃત ભાષા સરસ, માગધી મોટે મુલ્યે;
ગ્વાલેરી ગુણનીધ, અપભ્રંશી તે તુલ્યે;
દેશી ભાષા દાખ, પિશાચી પઢજો પ્રીતે;
ચારણ ચોથી ભીખ, રાજદ્વારે શુભ રીતે;
એ ખટ ભાષા જે ખોજશે, ધારી જોતાં ધર્મ છે;
કવિ સામળ ભટ સાચું કહે, ભોગી તેના બ્રહ્મ છે.
ન્યાય શાસ્ત્ર નવ રંગ, બિજું વેદાંત વખાણું,
મીમાંસા મહા મુલ્ય, જુગતિ પાતાંજળિ જાણું;
સાંખ્ય શાસ્ત્રની સાખ, ભલા જન તે તો ભાળે;
વૈશેષિક ગુણવાન, સર્વનો સંશય ટાળે;
ખટ શાસ્ત્ર કહ્યાં તે ખોજશો, વિવેકવંતા તો થશો;
કવિ સામળભટ સાચું કહે, નહિ એમાં સંશય કશો.

## ચોપાઇ.

લખ્યા લેખ પ્રતિઉત્તર તણા, રીઝી રામા નવ રહી મણા;
જશ રૂપી વર દ્વિજ જાણિયો, એને તે સોંપ્યો પ્રાણિયો.
પદ્મનિએ પ્રતિજ્ઞા કરી, આ ભવ તો હું એને વરી;
બ્રહ્મહત્યાદિક પાતિક કરે, મૂકી થાપણ જે કો હરે.
પર રામા શું રાખે રંગ, કરે મદ્ય પાનીનો સંગ;
ચાડી ચોરી ચિત્તે ચહાય, ઊંચો જન નિચ વસ્તૂ ખાય.
દેવરૂપને દે કોય દોશ, જૂઠા જે કોય જોવે જોશ;
ખોટાં વઈદાં ખોટાં દાન, ખોટાં વાંચે વેદ વખાણ.
ખોટા જપતપ ખોટા ખેલ, ઘી માંહે ભેળે જે તેલ;
દૂધ પાણી કરે એકઠાં, કરે નાશ જોગીનાં મઠાં.
વગુવે વેરાગીનો વેશ, દેહવટ કરે દેવતાઇ દેશ;
ભાગે ગોચર ભાગે ગામ, નિંદે વિષ્ણુ નિંદે રામ.
નિંદે માત પિતાને નાત, નિંદે જે પોતાની જાત;
નિંદે ભેખ ગુરૂ ને દેવ. નિંદે સત્ય શાસ્ત્રની સેવ.

એવાં પ્રાતિક માથે ધરૂં, જો એ મેલી બીજો વરૂં;
આપ ધાત કરિને જે મરે, પારકું દ્રવ્ય કપટથી હરે.
પારકું સુખ દેખી જે બળે, ઓછું હોયને અદકું કળે;
કુળઆચાર તજે જન જેહ, હળ જોડે વરસંતે મેહ.
વાઢે લીલાં તરુવર ઝાડ, પાડોશીપર થાયે થાડ;
છિદ્ર નાર કે ઘરનું કહે, કુવાસ માંહે વાસો રહે.
પૂરાવે પાણીના વાટ, વગડે જઈ પડાવે વાટ;
વાળે અજા ધેનુ કે ઢોર, નામ ધરાવે ચાડી ચોર.
દેખે જન જુવતીનું જાર, ખરી વાતમાં આણે ખાર;
વેદ મંત્રે લખ્યું નવ કરે, પિંડ પ્રાણ પિત્રીનો હરે.
રળ્યું નારનું જે કો ખાય, ગંગા મેલી કૂપે ન્હાય;
વણ વાંકે કો કહાડે વાંક, ખોટા ખતે લખે જે આંક.
ગરીબને જે કો દે દુઃખ, છતે ધાન્ય વેઠે જે ભૂખ;
છતે ઘિયે જે લૂખું ખાય, રામ નામ વીના ગુણ ગાય.
સ્નાન સિવાય કરે ભોજન, વન્હી મૂકાવે જે વંન;
કરે અન્નનો મોંઘો પાડ, ગરીબનાં જે ગાળે હાડ.
એવાં પાતક માથે ધરૂં, જો એ મૂકી બીજો વરૂં;
એમ વિચારી કાગળ લખ્યો, ભારિ બોલ ભામનિયે ભખ્યો.

## છપ્પા.

તું મારો આધાર, તુંજ જીવડલો મારો;
તું મારો સરદાર, આશરો મુજને તારો;
તું છે મારો પ્રાણ, હાર મારા હઇડાનો;
તું ઈશ્વર તું ઇષ્ટ, મેર મસ્તક હઈડાનો;
પરમેશ્વરથી પરમ પ્રિય, તન મન ધનથી તું ભજ્યો:
ઈશ્વર આણ તું વિણ હવે, અવર પુરુષ તનથી તજ્યો.

પશ્ચિમ ઊગે ભાણ, ડગે મંદ્રાચળ મેરે;
તરે વેળુપર વ્હાણ, મરે નહિ જાંબુક શેરે;
જળમાં લાગે અગન, જગતમાં શીલો શોભે;
ગ્રહે ગૂણ રવિ રથ્થ, તેહ થિર થાવર થોભે;

કોઇક કાળે એમ નીપજે, ઉલટ સુલટ અવની ફરે;
સામળ કહે એ નાર નરે, વનિતા નવ બીજો વરે.

### ચોપાઇ.

એમજ લખિયો લાયક લેખ, માનનિને મન મીન ન મેખ;
કબુલ એણિયે એ વર વર્યો, વેદ વચન થી નિશ્ચે કર્યો.
વાંચી જોયું વિપ્રે વર્ત, માથા ઊપર આવ્યું મર્ત;
કોટિ બ્રહ્મહત્યા દઉં તુને, માસ એકમાં ન મળે મુને.
સો સો વાર કહુંછું સાથ, મારૂં આયુષ તારે હાથ;
ત્રીસ દિવસ સુધિ વાટજ જોઉં, નહિ તો પ્રાણ અખૂટે ખોઉં.
તારે મારે વચમાં ઈશ, મારી હત્યા તારે શીશ;
મારી પાસ ન આવો કેમ, શત સહસ્ત્ર ખાધા સમ એમ.
વિપ્રે તેહ વચન વાંચિયાં, વાંચંતાં હૃદયે લાગિયાં;
સ્ત્રી સંગાથે સગપણ થયું, આયુષ એનું આવી રહ્યું.
ધર્મ માર્ગનો કીધો ધ્વંસ, જશે પિતા મારાનો વંશ;
લાજ શરમનો થાશે લોપ, કરશે રાય પિતાપર કોપ.
કપુત નામ કહેશે સહુ કોય, કહેશે લૂણહરામી હોય;
વૃદ્ધ માત પિતુ દુખ પામશે, સૂખ શરીરથકી વામશે.
મહિપત કેરૂં છે બહુ માન, પેટ ભરી મળશે નહિ ધાન.

### છપ્પા.

કરે ચોરિ જે ચોર, એક દિન નિજ બંધાવે;
કરે જાર જે જારિ, એક દિન માન મટાવે;
કરે ચાડિ જે ચાડ, રુડો જશ જોતાં જાવે;
જર વિણ જે વેહેપાર, કદી દેવાળું આવે;
વળી મમત કરે મોટા થકી, વણ ખૂટે નિશ્ચે મરે;
નિરાશ થઇને નરકે પડું, અર્થ એ હવે કયમ સરે.
કયાં રહું ને કયાં જાઉં, વાત કો આગળ કહિયે;
નીર અન્ન કયમ લેઉં, વાત કયમ રાખું હઇયે;
કોણ ઉપાસું ઇષ્ટ, વાત એકે નવ સૂઝે;
વેદ શાસ્ત્ર વિધાય, વ્યાકરણ કંઇ નવ બૂઝે;

એકે વાત નવ ઊકલે, ભર નયણે આંસૂ ભરે;
ઉપાસું હવે સમશતી, કલ્પના મન એવી કરે.
દીપ કિધા દશ વીશ, અક્ષતને કુમકુમ ધરિયાં;
પ્રતિમા વિષ્ણૂ ઈશ, શ્રિફળ ને ફોફળ ભરિયાં;
તુળસી શાલિગ્રામ, પૂજ્ય પ્રતિમા તો કીધી;
કંઠે તુળસી માળ, વંદિ આરોપી લીધી;
શુકન આપે શિવ શક્ત તું, તો કામજ એ કીજિયે;
નહિંતર આપ હત્યા કરૂં, કે સ્ત્રી હત્યા લીજિયે.

## ચોપાઇ.

શુભ શૂકન તેને આપિયો, સ્થિર કરિ પોતાનો થાપિયો;
સંદેહ તેના મનનો ટળ્યો, ભામનિ મળવા કામે ભળ્યો.
વિતી દુખે પાપે જામની, કાગળ લખ્યો બિન્જે કામની;
મૂલ ખરીદી દાસી અમો, ત્રણ ભવ કેરા સ્વામી તમો.
પ્રીતે આવો મારી પાસ, કર રાણી કે કર તુજ દાસ;
તમે શિરોમણિ મારા સ્વામ, હું તારી મોજડિને ઠામ.
શુભ શૂકન જોઈ આવજો, લાયક વસ્તુ રૂડી લાવજો;
બિક ન રાખશો કોની કથી, આપણુને દુઃખદ કો નથી.

## છપ્પો.

ધરતિ ન ધરશો પાય, ગગન નીચે નવ આવો;
ન કરો કોનો સંગ, સાથ લાયક જન લાવો;
દિવસે નવ આવશો, ન રાત બપોર પ્રભાતે;
જાણે સઘળું જગત, ન કહેશો કોને પોતે;
પાંચે જણને પ્રાજે કરી, વીસેને દૂરજ કરો;
ત્રણ બંધી તરતીબશું, પંથ આપણે પરવરો.

## ચોપાઇ.

માનનિ વચને થયો મગંન, અખાત્રીજ દિન લેખ લગંન;
પિતાને કહે ગુણ ગાઉંછું, ભલી વાત ભણવા જાઉંછું.
રેણી રેહેવું પડશે રાત, પુર આવિશ પોઢે પરભાત;
સમી સાંજ ધારીને ધર્મ, કીધું કુળ આચારી કર્મ.

પાય પાવડી ધારક ધરી, મસ્તક ટોપ ધર્યો ક્રમ કરી;
લાઠી લાયક કરમાં લીધ, યોગ્ય પુરૂષ થયો કો સિદ્ધ.
પાંચે પટકુળ ધોયાં ધીર, નખ ઉતરાવ્યા શુદ્ધ શરીર;
કાથો ચૂનો લીધાં પાન, મન લાગ્યું કુંવરીનું તાન.
વિપ્ર પાલટી વપુનો વેશ, પથે જવા કિધો પરવેશ;
રૂદયા માંહી સમર્યા રામ, કરજો શ્રીપતિ મારૂં કામ.
ભિક્ષુક થઈ ભિક્ષા કારણે, ખુશ્નિધાન પ્હોંચ્યો બારણે;
દીઠો ઋષિપત્નીની પ્રતિહાર, દીઠો સખિ સાહેલી નાર.
દીઠો વટેમારગૂ લોક, બ્રાહ્મણ કેરૂં ડહાપણ ફોક;
દ્વાર માંહે જઈ ઊભો રહ્યો, સખિયે રાણી આગળ કહ્યો.
વિપ્ર કોઇ આવ્યો છે આંહ, વણ આજ્ઞાએ મોહોલાં માંય;
એતી ચતુરા રૂદયા સાથ, શ્રીફળ મોકલિ આપ્યાં હાથ.
જાવ માનની દો બહુ માન, દેવરૂપને દેવું દાન;
ઘણી ધાઈ તે ઝાલ્યો બાંય, તેડી લાવી મોહોલાં માંય.
દંડ પ્રણામ કર્યા દશ વીશ, ચતુરાએ નામ્યું નિજ શીશ;
રઢિયાળું શુભ દીઠું રૂપ, વિપ્ર જાત પણ ભારે ભૂપ.
મહારાજ રાજેશ્વર રહો, કામ કિંકરી સરખું કહો;
ભલે પધાર્યા આંણે ઠામ, સત્ય પ્રાણ મારા છો સ્વામ.

## દોહરા.

રૂપી કહે કુંવરી સુણો, છોજી ચતુરસુજાણ;
તેડયો મુને ન આપવા, પણ લેવાને પ્રાણ.
આવરદા આવી રહ્યું, થયો વાંઝિયો તાત;
લાજ ગઈ કીર્ત્તિ ગઈ, વિપરિત થઈ એ વાત.
ગઈ ઇજતને આબરૂ, ગયું ધ્યાનને ધર્મ;
વિદ્યા ગઈ વિવેકસહ, શાસ્ત્ર ગયાં ખટ કર્મ.
ગયું આયુ મુજ અલ્પ એ, ગયો અર્થ ધરસૂત્ર;
માત તાત દુખ પામશે, કહેશે સહૂ કુપૂત્ર.
તમ મળ્યાથકી તારુણી, થાશે એહ હવાલ;
એવું શું આપો તમો, અર્થ ગર્થ કે માલ.

છપ્પો.

કૃતયુગ કૃત્યા કોપ, રેણુકા સાચી સિદ્ધિ;
પર્શુ એકવિસ વાર, ધરા નક્ષત્રી કીધી;
ત્રેતા શકતી સીત, રાવણાદિક રોળાવ્યા;
પાપી રાક્ષસ કોડ, મક્ષિકાવત ચોળાવ્યા;
દ્વાપરમાં કૃત્યા દ્રૌપદી, અઢાર અક્ષોણી દળ્યું;
તે થકી અદકું તેં કર્યું, હેતથિ મુજ હારદ હર્યું.

ચોપાઈ.

તું રાણીને હું તો રંક, એ કયમ ચાલે આડે અંક;
હું ભિક્ષુકને તું તો ભૂપ, રંક રાયનું ન મળે રૂપ.
શું આવ્યું તુજ મનમાં આજ, રામા બેઠી કરને રાજ;
શા માટે તું હરે મુજ દેહ, પર નરપર શો આણે નેહ.

છપ્પા.

હું કુશકા તું સાળ, શિયાળ હું તો તું સહિયે;
હું પડતર તું ક્ષેત્ર, પટંતર એવો કહિયે;
હું કથીર તું કનક, કૂપ હું તો તું સિંધુ;
હું અગિયો તું અરુણ, હું તે તારક તું ઈંદુ;
હું કીડી કુંજર તુલ્ય તું, કયાં પાષાણ ઝવેરડી;
ફટ ફટ રે રાજ કુમારિકા, દીપક લેઇ કુવે પડી.
મારે માગવિ ભીખ, સદાવ્રત તું તો આપે;
હું જાચું જન નીચ, કષ્ટ તું કઇનાં કાપે;
હું ચોળું તન રાખ, તું તો સોને શોભાવે;
મારે જીરણ વસ્ત્ર, તું તો પટકુળ ઓપાવે;
વળી હું તો કરું છું કાસદું, તું ચઢિ સુખપાલે ફરે;
ફટ ફટરે ઘેલી ગોરડી, વિપ્ર ગરિબને કયમ વરે.

દોહરા.

બાળ રૂપ તુજ નામને, તુજ ચતુરાઇ ચેહેન;
બાળ સતીને શ્હાણપણ, અજાણ અતિશે એન.

કમોતે મરાવે મને, કાં તું છંડે પ્રાણ;
કાં બ્રહ્મહત્યા ભોગવે, એ તું મૂર્ખ અજાણ.

છપ્પો.

ન ગમ્યો કોઇ નરેશ, ગમ્યો ન પ્રતાપિક પૂરો;
ન ગમ્યો કરમી કોઇ, ગમ્યો નહિં સામદ શૂરો;
ન ગમ્યો કોઇ વણીક, ગમ્યો નહિં નૌતમ નાગર;
દાતા કે દેશાઈ, ગમ્યો નહિં સુમતી સાગર;
કો ન ગમ્યો ગામગરાશિયો, ન ગમ્યો મેહેવાશી
પરધાન પાટવી પરહરી, ખોળી કાહાડયો તેં

ચોપાઈ.

અધિક મેહેણાં એવાં અડ્યાં, આંખે આંસૂ અધિકજ પડ્યાં;
ક્રિયા જનમની તું પાપણી, ડસવા આવિ મુને સાપણી.
રે મેં કંઈ તુજ ચોરી કરી, મેં શી તારી થાપણ હરી;
થશે રાયને જુગતે જાણ, લેશે સઘ આપણા પ્રાણ.
તેમાં તારૂં તો શું જશે, મુજ માવીતર દુખિયાં થશે;
ઊંડળમાં નહિં ઘાલું આભ, તુજને પરણ્યાથી શો લાભ.
નાત બ્હાર કાહાડે મુજ નાત, વટલે મુજ બ્રાહ્મણની જાત;
ફટ ફટ કહે નગરના લોક, તુજને પરણું તે તો ફોક.
કલંક કુળ બાધાને ચડે, જનક જંનેતા બાંધ્યાં સડે;
લૂણહરામી થાઉં પ્રચંડ, સગાં સબંધી પામે દંડ.
જવા દિયો એટલું માગિયે, પ્રમદા પાય તને લાગિયે;
વચને બાંધ્યો છું આવિયો, સંદેશો તેં જે કાવિયો.
છાનું રહેશે નહિ કંઈ પાપ, તરત જાણશે તારો બાપ;
સાંભળતાં દેશે શૂળિયે, તું આવી મારી મૂળિયે;
દયા હું બ્રાહ્મણ ઊપર કરો, વર બીજો જોઈને વરો.

દોહરા.

કાલાવાલા કોટિધા, કરિને પ્રણમ્યો પાગ;
પાછો વળિયો પલકમાં, જાવા ઘર નિજ જાગ.

નારી ઊઠી નેહથી, બળથી ઝાલી બાંહ;
મહારાજ રહો મુજ કને, જશો હવે તે ક્યાંહ.
તું તો મારો ધરધણી, તું તો મારો પ્રાણ;
તું તો હાર હઇડાતણો, સાંભળ બ્રહ્મ સુજાણ.
તુજને ઊની આંચ નહિ, દેશે નહિ કો દુઃખ;
અંન જળ મને તો ગમે, (જો) જોઉં તારૂં મૂખ.
હું છું લાખ વસા સતી, વેદે નવ વરણાય;
પરણી તુજને પ્રીતથી, બીજે કેમ પરણાય.

છપ્પા.

જ્યમ ગૌતમ અહલ્યાય, જેમ સીતાને રામ;
જયમ રુકમણિને કૃષ્ણ, કહું જ્યમ રતિને કામ;
જયમ તારાને વાલિ, જેમ નળને દમયંતી;
જયમ પાંડવ પંચાળિ, ચંદ્ર રોહિણિ ગુણવંતી;
વળિ જેમ વસિષ્ટ અરુંધતી, જેમ રનાદે ને રવી;
ત્યમ તું વરને હું કન્યકા, કહી ગયા મોટા કવી.
જ્યમ બીબુંને ભાત, છઠી અક્ષર જ્યમ છાપે;
જ્યમ અરણવ મરજાદ, વજન તોલાં મણ માપે;
રાતદિવસ જે રીત, જેમ વાદળ ને તડકો;
જેમ પવન આકાશ, ઘડી પાણીવળ પલકો;
આવરદા આખી સૃષ્ટિની, સુખ દુખ ટાળ્યાં નવ ટળે;
હું ભામનિને ભરથાર તું, નાઠે મારગ નહિ મળે.

ચોપાઇ.

વનિતા કેરી વાણિ વિવેક, એવી શિક્ષા કહી અનેક;
નાઠાથી નવ મેલે મોત, જાયે ગોફણ ગોળા સોત.

છપ્પા.

નાઠે મુકે ન ભૂખ, દુઃખ નાઠે નવ જાએ;
નાઠે ન મુકે ભોગ, રોગ નાઠે નવ જાએ;
નાઠે ન મુકે તાવ, નાસવે ગ્રહ નવ છૂટે;
નાઠે ન રહે લક્ષ, ચોર કે હાકમ લૂટે;

વળી નાઠે મોત મૂકે નહીં, નાઠે કૂડો પાશ છે;
કવિ સામળભટ સાચું કહે, નામ તેહનો નાશ છે.
જે જાયું તે જાય, જેહ ખીલ્યું તે ખરશે;
ભરિયું તે ઠલવાય, ચડયું તે તો ઊતરશે;
લીલું તે સૂકાય, નવું તે જૂનું થાશે;
આવરદા વશ સર્વ, કાળ સહુકોને ખાશે;
જો કિંનર જન ને રાક્ષસો, દેવ ગંધર્વ ને દાનવી;
મઘવાદિક મોતે મરે, (તો) કોણ માત્રમાં માનવી.
(રે) ગયા ઇંદ્ર કઇ ક્રોડ, ગયા બ્રહ્મા કઇ ભૂલ્યા;
ગયા કરોડો કામ, અડગ શૂરા પણ ડૂલ્યા;
ગયા દેવ દિગપાળ, ગયા માંધાતા મહિપત;
ગયા દિલિપ હરિશ્ચંદ્ર, ગયા છાકેલા છત્રપત;
વળી ગયા જનક ને જાદવો, જે વળી લાવ્યા જાન્હવી;
થાવર કોઇ રહ્યા નહીં, કોણ માત્રમાં માનવી.
માત પિતાનો ભોગ, જોગ વીરજ બંધાયું;
રૂધિર માંસ ને હાડ, શરિર તેનું સંધાયું;
નસો જાળ નખ વાળ, સંગ લઈ સાંધા મેળ્યા;
પંચભૂતના ભાગ, લાગ ભમવાના ભેળ્યા;
મમતા માયા અહંકાર અંતિ, વાયુરૂપ કોઇક વસ્યો;
સામળ જળ પરપોટો જથા, કહો ગરવ તેનો કશો.
મારું મારું કરે મૂઢ, કારમી કાયા માયા;
અજ્ઞાને આરૂઢ, અંધ થઈ ધંધે ધાયા;
આ મારૂં ઘરસૂત્ર, પુત્ર મારો પરણાવું;
ઘડપણ પાળે મને, આજ ભલિ ભાત ભણાવું;
પણ એ દીપક છે વાયુમાં, કાચો કુપ્પો કાચનો;
સામળ કહે મૂઢ મમતા કરે, એવા શરિર અસાચનો.
જાય જોરાવર શર્ણ, પ્રિતે પાતાળે પેસે;
પેસે અરણવ નીર, મેરૂ માથે જઇ બેસે;
જાય શેષને શરણ, રવી રથ આગળ ચાલે;
મંત્ર જંત્રના જાપ, કરી મઘવા સંગ મ્હાલે;

કદિ સંચ પ્રપંચ કરે ઘણા, રવિ મંડળ ખાધું અટે;
પણ સામળભટ સાચું કહે, મરવાનું તો નહિં મટે.

### દોહરો.

અહો વિપ્ર વરણાગિયા, કરકર રંગનિ રેલ;
આ ભવ તું મારો ધણી, મમત તું મનથિ મેલ.

### છપ્પા.

કોઇ આજ કોઇ કાલ, કોઇ દિવસે કોઈ રાતે;
કોઇ જોબન કોઈ વૃદ્ધ, કોઇ જન જુવતી જાતે;
કોઈ તાવે તરફડિ, આપઘાતે કોઇ મરતાં;
કોઈ ભોગ કોઇ રોગ, કોઇ તો સરપ કરડતાં;
કોઇ વાસિ વિકાર કે હડકવા, કો મમતે લડિને મુઓ;
કાળ ન મૂકે કોઈને, સામળ કહે સમજી જુઓ.
હું છું તારી દાસિ, ખરીદ કિધિ વણ મૂલે;
રહેવું તુજ અવાસ, રાખજે આત્મા તુલ્યે;
હું છું રાજ કન્યાય, બ્રહ્મ સુત છે તું પોતે;
મુજને કંઈ દુખ થાય, નિવારે નિશ્ચે તું તે;
વળી માત પિતા બે તાહરાં, દુખી જરા થાશે નહીં;
તો રહેજો મુજ પાસે તમો, વચન માહરૂં છે સહી.

### ચોપાઇ.

કોટિક કાલાવાલા કર્યા, ખાંત કરી ખોળા પાથર્યા;
રૂદયા માંહે રિઝવ્યો રૂખી, અમ્રત વચને કીધો સુખી.
દ્રષ્ટે દ્રષ્ટી જ્યારે મળી, પય મધ્યે જ્યમ સાકર ભળી;
વેદ ચાર વચને રાખિયા, કર્યા ચંદ્ર સૂરજ સાખિયા.
વેદ મંત્રથી તારા લાખ, એ સર્વેની રાખી સાખ;
યજ્ઞ હુતાશન સાખી ધીપ, કિધો સાખિ દેવાંધી દીપ.
ગાંધર્વ વિવાહની જે રીત, પરણ્યાં બે જણ પૂરણ પ્રીત;
કરે મિંઢળ ચિંતની ચૂડલો, રૂદે રીઝી દીસે રૂડલો.
રીતભાત સંક્ષેપે સર્વ, કીધું મન મૂકીને ગર્વ;
સમજી ગઇ દસ પંદર દાસ, જે રેતીતી પ્રમદા પાસ.

## છપ્પા.

છાનું નવ રહે પુન્ય, છાનિ ન રહે કદિ ક્ષીતી;
છાનું નવ રહે ખૂન, છાનિ ન રહે કદિ પ્રીતી;
છાન ન રહે વિદ્યાય, ન રહે ધારી જે નીતિ;
છાનો નવ રહે સૂર, નવ રહે છાની રીતી;
દાતા જુંઝાર ગાનાર ગુણી, વ્યસન વાદ વિદ્યા વિધી;
વળી દાન માન સનમાન શુભ, છાની નવ રહે ધરનિધી.
સ્ત્રિના પેટમાં વાત, રહે ન ભલી કે ભુંડી;
સ્ત્રિયે જાણિ જે વાત, દેશમાં વાગે ડુંડી;
સ્ત્રીને છાની વાત, કહે તો કાળજ ખૂટયો;
સ્ત્રી સાથે એકાંત, કરે તો રામજ રૂઠયો;
પ્રમદાએ બહુ નર પરભવ્યા, મમતે કઈને મારિયા;
અનમી શૂરા અહંકારિ પણ, હોડ હઠિલા હારિયા.
એક દ્રૌપદી નાર, અતી દળ તો અટવાવ્યું;
એક દ્રૌપદી નાર, કિચક સો વંશ વટાવ્યું;
એક દ્રૌપદી નાર, કુરૂનું કુળ કંપાવ્યું;
કાહાડયો કૌરવ વંશ, વળતું શિર છત્ર અપાવ્યું;
અઢાર અક્ષૌણી ભક્ષ કરી, કસર નહીં રાખી કશી;
સામળભટ કહે ગુણિ પુરુષ, રખે હેત આણો હશી.

## ચોપાઇ.

ખટ કાને જે થઇ ગઇ વાત, તે જાણે પુર બધું પ્રભાત;
તેણે કામ તે આવું કર્યું, સદાવર્ત કરવા આચર્યું;
વિપ્ર સહૂકો લેવા જાય, તેને કુણ કહે હા કે નાય;
દુર્બળ દેહી વિપ્રજ થયો, જીવ પારકે હાથે ગયો.
તરુણીનું તો વાગ્યું તેજ, હઇડા માંહે અદકું હેજ;
અરસ પરસ વાતો વિસ્તરી, કાન સુરી કામનિયે કરી.
આખા દેશમાંહે એ ઊઠ, પુરના લોક કહે સઉ પૂંઠ;
કો કહે રૂખિ રાણીને વર્યો, કો કહે વનિતા વાહાલો કર્યો.
કો કહે એ જોવાની જાત્ર, કો કહે એ વિદ્યાનું પાત્ર;
કોઇક કહે અઘટતું આપ, મારિ નાંખશે એનો બાપ.

જાણશે તે દહાડે મારશે, હેત એ ઉપરથી હારશે;
બહૂ મુખી એમ વાતો થાય, કો ગુણ કે કો અવગુણ ગાય.

## દોહરા.

હોય મંદવાડ ગરિબનો, જોરાવરિનો જાર;
પ્રગટ ન થાએ પલકમાં, ભમે સભારે ભાર.
ચાર ઘડી તે ચતુર નર, રહે નિત મ્હોલો માંહ;
મહા બીક સાથે રહે, તનુ તનુ તડફે તાંહ.
અબૂજને તો દુઃખ નહિ, ગુણિજન ચિંતા હોય;
દિન દિન થાએ દૂબળો, કળી નવ શકે કોય.
એક દિવસ પિતુ વિપ્રનો, બેઠો રાણી પાસ;
પુરુષ કોઈ બીજો નહીં, ડાહિ કને હતિ દાસ.
આંખે બહુ આંસૂ પડયાં, રોઇ જવાયું રાંક;
એથી પૂછયું રાણિયે, અરે વિપ્ર શો વાંક.
બાઇ એક મુજ બેટડો, રૂડો જોબન જોગ;
ભોગ અમારા કર્મના, સહજે વાધ્યો રોગ.
તેણે અન પાણી તજયું, તજી ઊંઘ ધન સૂખ;
નાંખે બહૂ નિશાસડા, દેહે દારુણ દુઃખ.
વઈદ મેળવ્યા વિશ્વના, કારણ નવ લહે કોય;
વઇદું કંઇ ચાલે નહીં, બમણો દુર્બળ હોય.
મારો જીવજ વશ નથી, વિદ્યા નથી વિવેક;
ક્ષયરોગે ખખળાવિયો, અકલવંત સુત એક.
આવિશ નહિ હું આજથી, ભણાવવાને ભ્રાત;
પુત્ર તણી પીડા સુને, ઝૂરૂં છું દિન રાત.
પંડિત તો પાછો વળ્યો, કરી એટલું કામ;
આંસૂ લોહ્યાં અર્ભકી, રૂડું કરશે રામ.
બીજે દિવસે બાળકો, ગયો પ્રેમદા પાસ;
પાયે લાગી પદ્મની, હેતે કરિને હાસ.
જનક જાણશે માહરો, તે નહિ લે તુજ નામ;
પરણાવે તુને પ્રીતથી, દેખે બાધું ગામ.

ભુપત બ્રહ્મહત્યા કરે, કાને સુણ્યું ન કોય;
વિશ્વાસે સૂખે રહો, હરી કરે તે હોય.
વિલાસ કરરે વિપ્ર તું, કાળજડું થિર રાખ;
તારી સાથે હું મરૂં, તેનો સૂરજ શાખ.
ધારણ દીધી ધીરથી, રાખી હેડે હામ;
ઇશ્વર કેરી આણ તુજ, લેવા દઉં નહિ નામ.
થાળ ભરી ત્યાં મ્હોરની, મોતી માણક મોટ;
આપિ હાથ તે વિપ્રને, તેને શાની ખોટ.
નાથ પધારો મોજમાં, અલખત કરો અપાર;
મારે કાજે લાવજો, સોળ રુડા શણગાર.
સમસ્યા માંહે સમજજો, છો તો ચતુર સુજાણ;
બુધ હીણા તે શું લહે, અલ્પ મતિના અજાણ.

## સમસ્યા–છપ્પો.

નવ ગ્રહ માંહી નામ, કામ કાસદનું કરતો;
પૂરણ જશ પરતાપ, તાપની હરકત હરતો;
ભાગ્યશાળિને ભોગ્ય, રોગ દુખ દાઝે દેહે;
સારંગ નામ સરદાર, સારંગપર વાહન સ્નેહે;
તેને નામે જે નામ છે, તે આવ્યાથી દુખ જશે;
એ શીઘ્ર સ્વામીજી લાવજો; તો વળતી સોળે થશે.

## ઉત્તર–દોહરો.

ચંદ્ર નામ એ ચાંદલો, માનનિ માંગ્યો ભાલ;
પ્રથમ લેખ લેલાટમાં, કંથ લાવજો કાલ.

## સમસ્યા–છપ્પો.

કણ રૂડા કહેવાય, જમે નહિં જન પણ કોઈ;
મરદ વધારે માન, માનની રહે મન મોહી;
સાર ગણે સંસાર, ભૂપ પણ ગણે ભલાઈ;
અતિશો ઉજ્વળ અંગ, સંગ શોભીત સદાઇ;
ગોળાકારે ગુણવંત છે, પ્રસન્ન મન પૂરણ કરે;
જો સ્વામિ શીઘ્ર તે લાવશો, સામળ કહે સોળે સરે.

### ઉત્તર-દોહરો.

મોતિ મગાવ્યાં માનની, લક્ષ્મી બંધન લાજ;
હંસ ચરે હેતે કરી, તે કામનિને કાજ.

### સમશ્યા-છપ્પો.

એકજ જાત અનૂપ, રૂપ સરખાં એ બેમાં;
જય વીજય બે જોડ, ખોડ નહિ એકે તેમાં;
અમૃત ભરિયાં આંખ, પ્રતાપિક પોષણ પૂરા;
વદન શામ થિર ઠામ, સુરત સંગ્રામે શૂરા;
નર નારી જીવે તે નર થકી, તે નરનાં બંધન કરે;
તે નાર લઇ આવો મુજ પતી, સામળ કહે સોળે સરે.

### ઉત્તર-દોહરો.

કામનિ માગી કંચુકી, નર બંધન એ નાર;
પયોધર પ્રતાપીક એ, શું કહું વારંવાર.

### સમશ્યા-છપ્પો.

બ્રહ્માંડ તણો જે ભાર, સહજ ઉપાડે શીશે;
વાદળ મુખમાં દેહ, તેહથી ધરિયો ઇશે;
પળે પંથ વિણ પાય, જીભ જોડે બે રાખે;
અળખો આખી સૃષ્ટ, અપંગ અપંગો ભાખે;
તેને દેહ થકી જે ઉતરે, તે ઢંકણ જે નર ખરે;
તે નર ને નારી લાવશો, સામળ કહે સોળે સરે.

### ઉત્તર-દોહરો.

સર્પ થકી જે ઉતરે, કંચુકિ શોભિત સાર;
હાર મગાવ્યો હેતથી, એ ઉપરે અપાર.

### સમશ્યા-છપ્પો.

નાર મળી દશ વીશ, પુરુષ પરઠાણો જેનો;
સુરપતિ વાહન જાત, તાત જાણે સઉ તેનો;
નામ એક નર દોય, આવરદા એનો સરખો;
વસે વેગળે વાસ, પંડિતે પૂરો પરખ્યો;

તે તાસેવંત તરુણી તણે, હસ્તક રૂડા નર હશે;
પંમાજી પેહેલો લાવજો, ત્યાર પછી સોળે થશે.

ઉત્તર-દોહરો.

ચુડો મગાવ્યો ચિંતની, હસ્તિ દાંતનો હસ્ત;
એક નામ બે જૂજુવા, સમજો ગુણી સમસ્ત.

સમશ્યા-છપ્પો.

સપુત તણું જે નામ, સભામાં શોભે સેહેલો;
રજની કેરૂં રૂપ, પુજન શિવ કરતાં પેહેલો;
નેહ કરે નર નાર, દેહ શુભ આપે દાખે;
તસ્કરને મન તાપ, ભલા જન તો શુભ ભાખે;
તે નરના તનથી જે નીપજે, કરૂપ કહે છે કામની;
સામળ કહે સ્વામી લાવશે, તો ભજશે શુભ ભામની.

ઉત્તર-દોહરો.

કાજળ માંગ્યું કામની, દીવાથી દેખંત;
નમે સહૂ નર નારિયો, ભલો ભલો ભાખંત.

સમશ્યા-છપ્પો.

સાઠ નારિયે નાર, નાર આઠે નર જાણું;
આઠ નરે નર હોય, પુરુષ જો ત્રીશ પ્રમાણું;
બાર નરે નર નામ, ભાગ ત્રીજો લે તેનો;
અંત્ય મધ્ય ને આદ્ય, અમલ જોરાવર જેનો;
હર ઘડિ તેને હરનાર છે, દુખ ટાળે જે દેહનું;
વળિ જે માટે કૌરવ હણ્યા, તરત કામ છે તેહનું.

ઉત્તર-દોહરો.

ચતુરા ચીર મગાવિયું, ઘડી પ્રહર દિન માસ;
શીત હરે શોભા ધરે, એહ તણી છે આશ.

સમશ્યા-છપ્પો.

કાયા કૃષ્ણ સ્વરૂપ, સુઘડ પણ સારો સહુથી;
ભોગી નરને નામ, રિઝે તે મ્હેક બહુથી;

પાંખડિયે પરવેશ, કરે અંતરિક્ષથી આપે;
પંખી ગૂણ ગણાય, પાય ખટની છે છાપે;
એ નર જેને અડકે નહીં, ભાવ ધરીને નવ ભજે;
તે લાવ કંથ લેખા વિના, તો સુંદરિ સોળે સજે.

### ઉત્તર–દોહરો.

ચંપા પુષ્પ મગાવિયાં, ઘણા હાર ગુણ માન;
ભોગી નર તુજ ભમર છે, એ જુગતેથી જાણ.

### પ્રશ્ન–છપ્પો.

ત્રણ અક્ષર તરતીબ, તેર ગુણ શોભા સારી;
રાજદ્વાર સનમાન, માન દે નર ને નારી;
નપુંસક છે નિજ નામ, પુરુષ બે શોભે સંગે;
કામ વધારણ કાય, રંજિત તે સહુને રંગે.
ફળ ફૂલ વિના છે ફૂટડું, કંથ લાવ કહે કામની;
તો સામળ કહે સોળે સજે, જોખ કરંતાં જામની.

### ઉત્તર–દોહરો.

પાન મગાવ્યાં તારુણી, શોભા દેયણ સંગ;
કાથા ચૂના સહિત શુભ, રૂડો રાખે રંગ.

### પ્રશ્ન–છપ્પો.

સરસ સરોવર એક, ભર્યું છે નિર્મળ નીરે,
પિયે નહીં કોઇ પંથિ, હંસ નવ બેસે તીરે;
તે સર સમિપે જાય, બુડે જન જોતાં ઝાઝા;
દુઃખ ન પામે દેહ, રહે તરતીબે તાજા;
કવિ સામળ કહે છે કારસું, હોંશી જનને હિત હશે;
સ્વામી લાવો સોહામણું, તો સોળે પૂરા થશે.

### ઉત્તર–દોહરો.

દરપણ ડાહિ મગાવિયું, હોંશ પુરી તે હોય;
ચતુર પુરૂષ ચીતે ચડ્યું, કળી ન શકે કોય.

### પ્રશ્ન–છપ્પો.

ચંદ્ર બિંબ આકાર, નામ બે અક્ષર નારી;
સ્ત્રી શૃંગાર શોભીત, બહૂ ગુણની બલિહારી.
મુખ મંડન મહારૂપ, અનૂપમ દીસે દેહે;
તેથી શોભે નાર, સુણી કાને નર નેહે.
લક્ષ્મી ખરચી તે લાવજો, એ વણ અડવું દીસશે;
સામળ કહે શામા જો સજે, તેથી હઇડું હીસશે.

### ઉત્તર–દોહરો.

જુવતી ઝાલ મગાવિયાં, માનની પામે માન;
ઇચ્છા પ્હોંચે મન તણી, શોભે રૂડા કાન.

### પ્રશ્ન–છપ્પો.

પુરુષ પ્રતાપિક એક, કરે આહાર અલેખે;
તેનું સઘળે કામ, ઘેર ઘેર સહુકો દેખે.
તેને નામે નામ, તેહનો સુત જે પરખો;
કૃષ્ણ વરણ તો કાય, છેજ પરમેશ્વર સરખો.
તે માનુની મુસ્તક ધરે, ગાન તાન નર તેવો;
લાવ કંથ તે કનકનો, હેત ઘણો સુજને હવો.

### ઉત્તર–દોહરો.

મોર મગાવ્યો માનની, કનક હીરા જડીત્ર;
નાકે સોહાવે નારીયાં, પુરણ નામ પવીત્ર

### પ્રશ્ન–છપ્પો.

ચાર પુરુપ પરમાણ, નેહે પરણ્યા બે નારી,
તેને બે નપુંસક તન, વપૂએ જુઓ વિચારી;
એ આઠેનો ઠાઠ, પુરૂપ પરમાણો એકે;
નારે વિંટયો નર દેહ, સુખે નીહાળો નેકે;
તે લાવ કંથ કોડામણા, સ્થિર સ્થાવર નિત્ય થોભશે;
કવિ સામળ ભટ સાચુ કહે, સોળ સજ્યા તે શોભશે,

### ઉત્તર–દોહરો.

પ્રમદા પલંગ મગાવિયો, સુખ શય્યા સુખ કાજ;
ભોગ સકળ તે ભોગવો, રામા સંગે રાજ.

### પ્રશ્ન–છપ્પો.

નારીને શિર નાગ, દિઠો તે કાળો ભંમર;
બાંધ્યો બંધ ચોપાસ, દેખિલો તેના ડંમર.
જળાધારિ તે જાગ, લિંગ રામા શિર રોપ્યું;
નપુંસક તેનું નામ, ઠામ તેણે તે ઓપ્યું;
જુવતી જન જોબનપણે, જરૂરપણે જોઇએ જદા;
સામળ કહે શોભે સુંદરી, ટેક રહે તેનો તદા.

### ઉત્તર–દોહરો.

ત્રસેંથિયું મંગાવિયું, ભામનિ મન મોહિ મુખ;
શિર ઊપર શોભે સદા, સોળ થાયે ત્યાં સુખ.

### પ્રશ્ન–છપ્પો.

બાળા અક્ષર એજ, નાર નીચી ને નાની;
નહિં કર પદ નહિં નેન, સરવકોને મન માની;
નારી સાથે નેહ, રહે નારીને સંગે;
ઉદર એહને ગર્ભ, રાચે સૌ તેને રંગે;
તે નારી નારીને ગળે, તો દશ રૂડી દીપશે;
શૃંગાર સોળમાં શોભશે, તો જશ તારો જીતશે.

### ઉત્તર–દોહરો.

વિંટી મંગાવી નાર તેં, દશ આંગળિયે દાખ;
ઉદર ગર્ભ હીરો હસિત, શાસ્ત્રજ પૂરે શાખ.

### પ્રશ્ન–છપ્પો.

સરોવર સુંદર સાર, નોતમે નીર ભર્યું છે;
નહિં આરો નહિં પાળ, સ્થીર પણ ઠામ ઠર્યું છે;
વનસ્પતિ સ્થિર વેલ, વિના પગ મૃગ ચરે છે;
વિના ધનુષ ને બાણ, વિના કર ચોટ કરે છે;

તે મારનાર નથી દિસતો, મૃગ તેને મારી મરે;
તે લાવ કંથ કહે કામની, દેખી મન મારૂં ઠરે.

ઉત્તર-દોહરો.

દીપક માગ્યો દેવિયે, જળહળ કારણ જોત;
વાયુ થકી વહિ જાય છે, ઉદેકાર ઉદ્યોત.

પ્રશ્ન-છપ્પો.

કાળી નાર કુરૂપ, અનૂપમ ઓપે ઝાઝી;
મોંઘી મોંઘે મૂલ, ત્રહો પખ તેની તાજી;
નરથી ઉપજી નાર, અરણ્યમાં એ તો નરખી;
મહિપ સભામાં માન, પવિત્ર પંડિતે પરખી;
છાની રાખે જો છળ કરી, પ્રસિદ્ધ પોતે થાય છે;
સામળ કહે સ્વામી લાવજો, એ રાયાં શિર રાય છે.

ઉત્તર-દોહરો

કસ્તૂરી શુભ કામની, સુગંધ કારણ સિદ્ધ;
મૃગ દેહેથી ઊપજે, ભોગવ હોય નવનિધ.

ચોપાઇ

(એમ) કંથ કામની કરે કલોલ, મંગાવિયા શણગારજ સોળ
થાળ ભરીને આપ્યાં રત્ન, યજ્ઞ યાગ કરજો શુભ યત્ન.
તેણે શોક કર્યો મન તાજ, ભોગે સુખ સાગર રિધ રાજ;
છાનું નવ રહે દીધું દાન, છાનું નવ રહે મહીપતિ માન.
છાની નવ રહે દુર્બળ દેહ, છાનો નવ રહે વરસ્યો મેહ;
નવ રહે ગુપ્ત અમલ જે ખાય, ગુપ્ત ન રહે જે જારે જાય.
છાનો નવ રહે ઊભો ભોર, છાનો નવ રહે ચાડિયો ચોર;
છાની ન રહે છ કાનનિ વાત, છાની ન રહે જે હોય જાત.
છાનાં ન રહે ટાઢ કે તાપ, છાનું ન રહે કદિયે પાપ;
તેમજ નર નારીનો નેહ, છાનો ન રહ્યો કો દિન તેહ.

દોહરા.

એક દિવસ તે રાયજી, તે તરૂણીનો તાત;
પુત્રી પાસ પિતા ગયો. કેહેવા કાંઇક વાત.

સખિયો ગઇતી બાહરે, સૂનો હૂતો મેહેલ;
મોહોલે આવ્યો મહીપતિ, સેહેજ વાતમાં સેહેલ.
સદાવર્ત લેવા સહુ, બ્રાહ્મણ જન દસ વીસ.
આવ્યા તેમાં આવિયો, બુધસાગર ગુણ ધીશ.
શીશ નમાવ્યું સર્વને, વિદ્યા વડે વિવેક;
કર્મ જોગથી તે સમે, રહ્યા રૂખી જન એક.
સોળ સજ્યા છે સુંદરી, કસ્તૂરી તન લેપ;
એહેકે ચંદન બાવના, ચોહો પ્રકારે ચેપ.
રૂડો મોગરો માલતી, હેતે પેહેર્યો હાર;
પારીજાતકના પ્રમળ, અદ્ભુત અપરમપાર;
સુખ સેજ્યા સિંહાસને, એકાસન અનુમાન;
દઈવત જોતાં દેવનાં, ઝાંખાં પડે વિમાન.
હાવભાવ હીંચે હસે, પોઢી ઢાળી પાટ;
હાસ્ય કથા રસ હેત હિત, હિંચે હિંડોળા ખાટ.
રાયજિ રાજ મેહેલમાં, આવ્યા પોતે પ્રીત;
સેવક કો સાથે નહીં, રાજસ રૂડી રીત.
પધાર્યો તહાં પુરપતી, રામા દીઠો રાજ;
અરે માત શ્રી અંબિકા, રાખો મારી લાજ.
નવરાત્રી કરૂં નવનવાં, ત્રોહોવિધ કેરા તંત્ર;
સહસ્ર ચંડીથી પુજું હું, મૂલ જપાવું મંત્ર.
પાટ તળે પંડિત છુપ્યો, શ્યામા સામી જાય;
ઘણા હેતથી તેડિયા, નિજ મ્હોલે મહારાય.
લજ્જા કીધી લખ વસા, ઊભી રહિ થિર થોભ;
હીંચોળાપર રાયજી, બેઠા દઈને બોભ.
પુત્રી તું મુજને કહે, ઓચ્છવ આજ અપાર;
ચંદન કેસર કયમ ધર્યાં, ધર્યા પુષ્પના હાર.
હસી હાથ જોડી કહ્યું, આવ્યો તો દ્વિજ એક;
તે માટે ઓચ્છવ કર્યો, વિવાહ સમો વિવેક.
પછી કહ્યું મમ તાતની, વળી છે વરસગાંઠ;
એઠું વર્ષ બત્રીસમું, બુદ્ધિ વિચારી બાંટ.

મેં તેડી સખિયો સહી, જમાડિયો કંસાર;
મારે તન મન ધન તમો, શોધંતે સંસાર.
વિષ્ણુ શિવ પૂજન કર્યું, અર્ચ્યા વિપ્ર અપાર;
પામી પ્રસાદ તેહનો, હેતે રૂડા હાર.
તાત રહ્યો ત્યાં ત્રણ ઘડી, ઉઠયો માગીને શીખ;
રાજદ્વારે તે ગયો, પડી અંતરે લીખ.
ચતુર ચેતિયો ચિત્તમાં, પુત્રી જોબનવેશ;
કાંઇક કૌતક કારસું, કો નર તણો પ્રવેશ.
રૂપ પાલટ્યું એહનું, બોલી પલટી બાંટ;
જેમ લીહ લોઢાપરે, જયમ પટકૂળે ગાંઠ.
વેશ પાલટ્યો એહનો, પલટાણું સઉ પોત;
પલટી બુદ્ધિ બાળિકા, જોબન કેરી જ્યોત.
ઘરનું છિદ્ર કયહાં કહું, કયાં રહું ને કયાં જાઉં;
વિપરિત વાત કયહાં કહું, મનમાં કયમે સમાઉં.

### છપ્પા.

હસ્તી જોબન હોય, જ્યારે મદમાતો મહાલે;
અશ્વનું જોબન હોય, મશાલા ચરિ જ્યાં ચાલે;
ભેંસનું જોબન હોય, ભલો જ્યારે ભાદરવો;
નરનું જોબન હોય, પુત્ર દોલત તન નરવો;
રાયનું જોબન રાજ્ય છે, પરિપૂરણ સમરથપણું;
કામનિનું જોબન કંથ છે, સામળ કહે શું કહું ઘણું.
મળે કામની કંથ, પ્રથમ તો લજ્જા પામે;
મળે કામની કંથ, નેણ તે નીચાં નામે;
મળે કામની કંથ, સ્નેહનાં વાયક સૂઝે;
મળે કામની કંથ, જોર જોબનનું ઝૂઝે;
જ્યાં મળે કંથ ને કામની, ભાવહાવ મનમાં ભરે;
પકડે તે તરુણી તોલ ત્યાં, સામળ કહે શોભા ધરે.
વૃષારુતનું ક્ષેત્ર, નેત્ર આદે તે નિરખ્યાં;
વસંત રુતુનાં વૃક્ષ, પરાક્રમ પ્રમદા પરખ્યાં;

નવાણુ ભરિયું નીર, કમળ ખીલ્યાં અતિ ઓપ્યાં;
રૂડી વૃક્ષ ને વેલ, રાજ રંભા ફળ રોપ્યાં;
વળિ મયંક શરદ નિશાતણો, ઉત્તરાયન કેરો રવી;
કામનિને કંથ મળે જહીં, એવી લેખી કહે કવી.

**ચોપાઇ.**

ધોખો થયો તાતને તંન, મહિપત નીત વિચારે મંન
નિશચરચા એની જોઈશું, મન ભ્રાંતિ ખાંતે ખોઇશું.
એમ કહીને વાળ્યું મંન, તે રાતે તે તેણે દંન;
પાટ તળે પંડિતનો પુત્ર, સંતાડયો તો શામા સુત્ર.
કાહાડયો બાહારે પ્રણમી પાગ, આસન બેસણ જુગતે જાગ;
ખાન પાન મેવા ને પાક, રસોઈ સુંદર બત્રિસ શાક.
ભરી મુકી મુખ આગળ થાળ, કહે બાળક એ સરવે બાળ;
કાઢિ મેલરે મૂરખ મને, કેહે તો પાય નમું હું તુને.
શા માટે મારે વણુ વાંક, નિશ્ચે તૂંતે આડે આંક.

**છપ્પા.**

નિત્યે આવે ધાડ, કોઈ દિન સઘળું લૂટે;
નિત્ય રમે જૂગટું, ખજાનો જાયે ખૂટે;
નિત્યે સેવે સાપ, કોઇ દિન કોપે કરડે;
નિત નિત અદકો નેહ, કોઇ દિન મન તન મરડે;
નિત્યે જાયે પરદેશમાં, તે જઈ પરદેશે મરે;
તારો બૂડે તે તોરમાં, સામળ નિત્યે જે તરે.
નિત્ય કરે વેપાર, કોઇક દિન ટોટો આવે;
નિત્ય કરે વિખવાદ, કોઈક દિન આપે દાવે;
નિત્ય જાચવા જાય, કોઇક દિન માન મટાવે;
નિત્યે તસ્કર ટેવ, કોઈક દિન શીશ કટાવે;
જેથી રીઝે દલ આપણું, તેથી ખીજ રિજે રૂવે;
સામળ કહે સગપણ નારતું, નિશ્ચે જીવને જર ખુવે.

**ચોપાઇ.**

જુવતી તું તારે મન જાણ, શા માટે પરઠે મુજ પ્રાણ;
કપુત કપુત કહેશે સૌ મુને, તેમ હત્યારી કેહેશે તુને.

### દોહરા.

કર જોડયા પછિ કામની, પંડિત પ્રીછો પેર;
આઠે દિવસે એક દિન, પધારજો મુજ ઘેર.
નામ નહી નરપત લિયે, નહિં મારે કો ઠામ;
વેદ પાત્ર ને વિપ્ર છો, હું શ્યામા તું શ્યામ.
વિપ્ર કહે વનિતા સુણો, મારે નહિ કંઇ ભેદ;
ધૂતારો જ્યારે થયો, તો શું કરશે (વિપ્ર ને) વેદ.

### છપ્પા.

કરુણા ન કરે કાળ, ચોટ તેની નવ ચૂકે;
કોઇ વૃદ્ધ કો બાળ, પુરૂષ કે સ્ત્રી નવ મૂકે;
પેસે ઘરમાં ચોર, દયા દિલમાં નવ આણે;
જમવા આવે જંન, ભુખ્યો નવ ઊઠે ભાણે;
લેણદાર લખપતી હોય તો, રંક દેખિ નવ રીઝશે;
તેમ જારને જોખમ જીવનું, ખરો હશે તોય ખીજશે.
પિતા તણો હણનાર, એહ પણ વેર અનેરૂં;
હણે નારિ કે પુત્ર, તેહ પણ વેર ઘણેરૂં;
કરે નિત્ય અપમાન, કલંક ચડાવી કોપે;
હરે ભૂમિ ઘરસૂત્ર, લાજ લોકોમાં લોપે;
પણ હાડવેર એથી અધિક, સામળભટ સાચું ભણે;
જે જુલમવેર તો જારિનું, હત્યા કરતાં નવ ગણે.

### ચોપાઇ.

કામનિયે મૂકયો કાયદો, કર્યો આઠ દિનનો વાયદો;
તારે દુઃખે દુખણી થાઉં, તુંજ દીઠા વિણ અન્ન ન ખાઉં.
તુજ વીના ન ધરૂં શણગાર, ભવભવ મારો તું તું ભરથાર;
તારા પ્રાણ સુધી મુજ પ્રાણ, તુજ વિણ મારા દેહનિ હાણ.
તુજ આવરદા તે મુજ હોય, પાછી પલક કરે નહિં કોય;
તેમાં શ્રી સૂરજ સાખિઓ, સીતાપતિ વચમાં રાખિઓ.
મુજને મેલી નાશી જાયો, તે વાતે અધરા સમ ખાયો;
વનિતા બોલ મંનમાં વસ્યો, હેત ઘણેથી બ્રાહ્મણ હસ્યો.

શાલિગ્રામ તુળસિ રુદ્રાક્ષ, શિવ વિરહે શકતીની શાખ;
કપરી પ્રતિજ્ઞા બે જણ કરી, મંદિર આવ્યો વિપ્રજ ફરી.
પિતા આગળે મુકયાં રતંન, જોઇ રીઝયાં સહુનાં મન;
પુત્ર ગયાતા કુણ સાથમાં, અમુલ રત્ન કયાંથી હાથમાં.
વેદ વચનની શી વેચાણ, તું નવ કહે તો હરિની આણ.

## દોહરા.

પુત્ર કહે પિતું હું ગયો, ભણવા માટે ભોર;
જાતાં કાને સાંભળ્યો, અતી વિપ્રનો સોર.
હું પણ જોવા ત્યાં ગયો, ત્યાં રાજાની તંન;
દાન દક્ષિણા આપતી, વરસે છે જયમ ઘંન.
વરસગાંઠ નિજ તાતની, કર્યો મહોચ્છવ યત્ન;
કોને આપ્યું સ્વર્ણપુંજિ, મુજને આપ્યાં રત્ન.
હેતે સહુકો હરખિયાં, હરખ્યાં ભગની માત;
ખરો પિતાને ખરખરો, વિસ્મે વિપરિત વાત.
રત્ન અકેકું લાખનું, એવાં એક હજાર;
દન ન આપે દીકરી, બ્રાહ્મણને મન ભાર.

## ચોપાઇ.

વિસ્મે થઇ વિચારી વાત, સહજે દિવસ વિત્યા છે સાત;
દિન આઠમે ચતુર ચાલિયો, તે રાયે દૃષ્ટે ઘાલિયો.
રાત દિવસ ને સાંજ સવાર, કરતો ચોકી અપરમપાર;
તેણે એ જાતો જાણિયો, પરવશ થયો પિતા પ્રાણિયો.
નથી જાણતો એ છે બ્રહ્મ, ધારી નવ જોયું ત્યાં ધર્મ;
ન રહી અકલ ન રહ્યું ગુણજ્ઞાન, વાધ્યો ગર્વ અધિક અજ્ઞાન.
પકડી એક પલકમાં લેઉ, દિવસ ઉગમતે શૂળી દેઉં;
દ્વિજ હત્યાદિક પાતિક ક્રોડ, ધણિ ગૌહત્યા ઘાયલ ગોડ.
બાળક હત્યા બહુ બે લાખ, સ્ત્રી હત્યા શત આદિક સાખ;
જાર ગયો જુવતીને ઘેર, કરૂં પ્રભાતે એની પેર.
અનેક સમ ખાધા મન સાથ, ન મુકું જિવતો આવ્યો હાથ;
રાખ્યા ચોકીવાળા તાંહ, માનનિ કેરા મંદિર માંહ.

એ પેલો જાયે જે જંન, દિવસ એક ઘટિકા છે દંન;
પકડી લાવો પળની માંહ, બાંધો બળે કરી તે બાંહ.
જાત ભાત કે નાત નરેશ, નાનો મોટો જોબનવેશ;
ઊંચ નીચ રંકજ કે રાય, સાધુ સુકર્મી કે ચતુરાય.
બાંધીને લાવો બારણે, શૂળી દેવાને કારણે;
અરૂણ ઉદે થાતાં એ કામ, જેથી દેખે એ બધું ગામ.
ફરી અરજ કરશો જો તમો, તમને શૂળી દેશું અમો;
વારજ એક ઘડી જો થશે, તો તો મારો જીવજ જશે.
નવ જોશો રાજા કે રાંક, નવ જોશો વીમો કે વાંક;
એમ કહી રાજા તો ગયા, સેવક સોંપે કામે થયા.
વિપ્ર નિકટ પ્હોંચ્યા જેટલે, પળમાં તો પકડયો તેટલે;
બાંધી લાવ્યા એને બ્હાર, શૂળી દેવા કેરે ઠાર.
બધા નગરમાં જાણજ થયું, વિદ્યા રત્ન એહ તો ગયું;
હાહાકાર થયો હિત હોડ, જુવતીએ જાણ્યું ક્ષણ ખોડ.
માત તાત જાણ્યું જે જંન, રત્ન માટે રોળાયો તંન;
મ્હેલે ચઢિ પોઢયા મહિપતી, દયા ન આવી હૃદયે રતી.
સેવક ને શિક્ષા કહિ સ્હેલ, રખે ઉઘાડો મારો મ્હેલ;
રાણિ મંત્રિ બેટી કે બાપ, અથવા મુજ સુત કે હું આપ.
સહુને કહે ઉઘાડો તમો, દેહ રહિત થાશોજી તમો;
સવા પ્હોર ચડે જયાહરે, તમો મેહેલ ખોલો તાહરે.
એમ કહી પોઢયા તે રાય, દ્વિજ બાળકની શી ગતિ થાય.

## છપ્પો.

સુખે સાંભરે નાર, સુખે સણગારજ સૂઝે;
સુખે સાંભરે સેજ, સુખે બહુ પ્રાક્રમ બૂઝે;
સુખે સાંભરે સ્વાદ, સુખે વાહનપર બેસે;
સુખે સુવસ્ત્ર વિવેક, સુખે સમરાવો કહેશે;
સુખમાં અનેક શોભા ધરે, કરે કલ્પના કામની;
સામળ°સુખમાં નવ સાંભરે, રટના સીતા રામની.

દુખે સાંભરે માત, તાત વાતો વ્હાલાની;
દુખે સાંભરે દેવ, કથા કાનડ કાળાની;
દુખે સાંભરે ગ્રહો, જન્મપત્રી જોવરાવે;
દુખે સાંભરે દાન, દયા પણ દિલમાં આવે;
જન દુખ દાવાનળમાં પડે, ઠરે ન એકે ઠામજી;
તે સંકટથી સામળ કહે, એક ઉગારે રામજી.
દાવાનળમાં દેહ, પડે અગ્નીની આંચે;
પડ્યો પાણિને પૂર, ચડ્યો વેરીની ચાંચે;
પાય કોઇ વિખપાન, શસ્ત્ર મારે બહુ શીશે;
સેજે કરડે સાપ, રૂંધિ રાખે કોઇ રીસે;
જોરાવર જુલમી જુલમથી, ચિપિયે તોડે ચામજી;
કવિ સામળ કહે એવે સમે, રક્ષણ કરતા રામજી.
રુદે રામનું નામ, તેહ વશ વરતે વેરી;
રુદે રામનું નામ, જુલમ નવ ગુજરે ઝેરી;
રુદે રામનું નામ, આંચ અગ્ની તો નાવે;
રુદે રામનું નામ, રંક શિર તાજ મુકાવે;
વાળ રુદે રામ જેને રહે, જમડા ઝખ મારી રહે;
સામળ મુળ સુખ સાગરતણું, રામ નામ કોડે કહે.
રામ ભજે પ્રલ્હાદ, ઉગાર્યો નરસિંહ રૂપે;
રામ ભજે ગજ રાજ, તારિયો શ્રી હરિ ભૂપે;
રામ ભજે પ્રભુ શુદ્ધ, ચંદ્રહાસ તણી લીધી;
વિષ ફેડી વિષયાય, કૃષ્ણુયે કરુણા કીધી;
શ્રી રામ ભજનથી સહજમાં, ગુણકા થઇ શોભિત સતી;
વળિ અજામીલ ઉદ્ધારિયો, સામળ ભજે સિતાપતી.
રામ નામથી ચીર, પુર્યાં નવસેં નવ્વાણું;
રામે મોદિક ઝેર, કિધા અમૃત જશ જાણું;
રામ નામ નરસિંહ, મેહેતો વદિયા વાણી;
સ્મરણ કાજ મહારાજ, પલકમાં પરઠ્યું પાણી;
વળિ મેરૂ સમાન મહિમા કર્યો, કામ હુંડીના દામનું;
સામળ કહે તત્વ ત્રિલોકમાં, રૂડું નામ શ્રી રામનું.

## ચોપાઇ.

ઉગર્યાનો એકે નહિ ઠામ, ત્યાં રક્ષા કરનારો રામ;
બીજું કો નવ આવે અર્થ, વીનવવો બીજાને વ્યર્થ.
તે રૂખિયે સંભાર્યા રામ, મળી મેદની બાધું ગામ;
બહૂ મુખે બોલે છે સહૂ, શોકાતૂર સહોદર સહૂ.
કુટંબ માત પિતા પરિવાર, ચાલ્યાં રોતાં રાજદ્વાર;
રાણિ પુત્ર કે પૂર પ્રધાન, કોઈ અરજ સુણે નહિ કાન.
જેને જેવું હેતજ હોય, હૃદયા સાથે અદકું રોય;
લોક સહૂ ઠેકાણે ઠર્યા, જાણ્યું હંસ જે એના હર્યા.

## દોહરા.

નગર શેઠ તે નગરનો, ક્રોડપતી કુળ દીપ;
વણિક જાત વેહેવારિયો, જર દાતા જર જીપ.
છપ્પન ઊપર ભૂંગળો, વાજે તેના નાદ;
આઠે પોહોરે આરતી, શોભિત રૂડા સાદ.
લક્ષ્મીજી વાસો વસે, નરેંદ્રપાળજ નામ;
સતવાદી સોહામણો, જાણે ગુણ સહુ ગામ.
તેજપાળ તન તેહનો, સોલ વરસ શુભ રૂપ;
ભણ્યો ગણ્યો સૂલક્ષણો, અક્કલવંત અનૂપ.
ધર્મવંત ધીરજ વડી, ધર્મ ધુરંધર ધીર;
પણ રાખણ પરિયાતણો, નામ વધારણ નીર.
તેર વરસની સ્ત્રી ધરે, રૂપે રૂડી રંભ;
હુંશ કરી હાથે ઘડી, સ્વર્ગે વિધાતા સંભ.
પરકારજ પરકામથી, પરમ મનોહર પુત્ર;
એકાકી તે એકલો, જેથી છે ઘરસુત્ર.
બત્રિસ લક્ષણ બુધનિધી, બહુ પરાક્રમ રૂપ;
બહુ ચપળ બહુ ચાતુરી, ભૂપ તણો એ ભૂપ.
સહજ માર્ગ સોહામણો, સુણી વાત સંદેહ;
લોક મળ્યા લેખા વિના, ત્યાં પણ આવ્યો તેહ.

પારજ લિધો પટંતરે, ન્યાવટ જોયો નેક;
જોઉં સવારે શૂં થશે, કરિયો એમ વિવેક.
શતધા ત્યાં સેવક હતા, રાખ્યોતો રૂખિં રાજ;
સમીપ આવ્યો શેઠ ત્યાં, કરવા રૂડાં કાજ.
બાલક બાંહે ઝાલિયો, શીશ ફેરવ્યો હાથ;
હડબડમાં હિંમત કરી, સુખ દુઃખ કહે મુજ સાથ.
વિપ્ર કહે સુણ વાણિયા, કશી તરસ શીં ભૂખ;
અંત સમે કેહેવું કશું, દીન થઇને દુઃખ.
રામ નામ રૂદયે ધરૂં, કહું મુખે શ્રી રામ;
પ્રભાતે શુળી પામશું, કહું શું તુજને કામ.
કહે અર્થ કીયો સરે, મન કારજ નવ થાય;
મુજ માટે તુજને હણે, કોપ ચડયો છે રાય.

## છપ્પા.

કરવું જ્યાં મધુપાન, તહાં શું ચતુર ચરિત્ર;
કાગ ભખે વિષ્ટાય, તહાં શું અંગ પવિત્ર;
રમવું જ્યારે દ્યૂત, બોલવું ત્યાં શું સાચું;
હોય નપુંસક પુરુષ, કામની કહે શું નાચું;
નારની નહીં નિર્મળ મતિ, કદિ વિશ્વાસ ન આણવો;
કવિ સામળ ભટ સાચું કહે, મહિપત મિત્ર ન જાણવો.
દુઃખ કહે શું થાય, જેથકી દુઃખ ન ભાજે;
દુઃખ કહે શું થાય, જેહ સાંભળી ન દાઝે;
દુઃખ કહે શું થાય, હેત વીના જે હરખે,
દુઃખ કહે શું થાય, ન્યાય અન્યાય ન પરખે;
દુઃખ કીધે અર્થજ નવ સરે, પંડે જાણ્યું પ્રાણિયે;
દુઃખ કહિયે જો હરિ આગળે, તરત સૂખ બહુ માણિયે.

## ચોપાઇ.

તેજપાલ હરખ્યો તે તન, મનાવિયું વિપ્ર તણું ત્યાં મંન;
મહારાજ સમ દેઉં છું તુને, મનની વાત તું કહેરે મુને;
બ્રહ્મહત્યાદિક પાતિક દીધ, કોટિ પ્રતિજ્ઞા તેણે કીધ.

તારા મનનું જે કાંઈ કામ, તે કરનારો છે શ્રી રામ;
એટલી કરૂં છું તુજને અરજ, વાત સાંભળ્યાં કેરી ગરજ.

## દોહરા.

પંડિત કહે સુણ પવિત્ર નર, સંક્ષેપે કહું શાણ;
સુણી વાંતને સંચરો, પ્રહર પાપ પરમાણ.
પ્રમદા સાથે પ્રીતડી, હેતે આડે આંક;
રીસ કરી રાજા ધણી, એ છે મારો વાંક.
ન્યાય અન્યાય જુવે નહીં, તે તો શાનો રાય;
હું તસ્કર ને જાર જન, ફૂડી મારી કાય.
એને માથે દોષ નહિ, નહિ એને શિર પાપ;
નહીં અધર્મી એહ જન, એને શિર નહિં સાપ.
એની એકજ દીકરી, હૂં ભીખારી રાંક;
એ સાથે અન્યા કર્યો, એનો શેનો વાંક?
એહ દોષ તે કયમ ગણે, એહ ગણે કયમ પાપ;
તસ્કર હુંતો રાયનો, વેદ પુરાણે છાપ.
મારે એ નિશ્ચે મુને, અજર કરે નહિં રેખ;
હિમાત કરે તેને હણે, એમાં નહિં મિન મેખ.
મરવા કેરૂં દુઃખ નહિં, વ્હાલો નહિં મુજ પ્રાણ;
જુઠી વાત જીભે કહું, તો ઇશ્વરની આણ.
આઠ દિવસનો વાયદો, કીધો મેં કરજોડ;
વચન દિધું વનિતા કરે, માનનિ મળવા કોડ.
આજ હું ત્યાં જાતો હતો, એટલે ઝાલ્યો રાજ;
બાંધી રણમાં મોકલ્યો, શૂળી દેયણ કાજ.
રહ્યો મુને બહુ ખરખરો, વનિતા શું નવ વાત;
કયમ કે વચન પળ્યું નહિં, એ મોટો ઉત્પાત.

## ચોપાઇ.

શાહ પુત્ર કહે સાંભળ બ્રહ્મ, ધાર્યું મેં મારે મન ધર્મ;
જા તુજને મૂકાવી દેઉં, તારો વાંક હું માથે લેઉં.
વસુધાપતિ સાથે હું વઢું, તારે સાટે શુળિયે ચઢું;
ચોકીવાળાને કરિ અર્જ, આપિ લાંચ સારી નિજ ગર્જ.

હીરા જડિત કડાં કર માંહ, શાહ સુતે સોંપ્યાં તે તાંહ;
મૂકાવિયો વિપ્રનો તંન, મનાવિયું સામદત્તું મંન.
પ્રાતઃકાળે એ આવશે, લાંચ ભેટ તમને આપશે;
કદાચ એ નહીં આવે આંહ, હું બેઠો છું મંદિર માંહ.
લાવો લેખ કરી દઉં અમો, તરત શુળી દેજો જી તમો;
એમ કહી બોલ્યો વાણિયો, વચમાંહે ઇશ્વર આણીયો.
જગતે બધે કહ્યું જ્યાહરે, એ સાટે મરવું માહરે:
ચોકીવાળા તે બોલિયા, ખરૂં પટંતર તે ખોલિયા.
મરવાને નહિં આવે કોય, અરે વણિક શાને જિવ ખોય.

છપ્પો.

કોઇ કહે નહિં તાવ, મૂજને આવી ચડજો;
દુનિયાં ન કહે દુકાળ, પુર બધામાં પડજો;
કોઇ કહે નહિં મેશ, મૂખ મારાપર ખરડો;
કોઇ કહે નહિ નાગ, આવિ કાયા મુજ કરડો;
કોઇને મોત વાહાલું નહીં, કો જાણી ન કુવે પડે;
એવો બ્રાહ્મણ ભોળો નથી, જે કાલ આવિ શુળિયે ચઢે.

ચોપાઇ.

વણિક તને તે ધાર્યો ધર્મ, છોડાવી દીધો તે બ્રહ્મ;
ઝટપટ જઇને ઝાંખું જાળીયે, મળ્યો માનનીને માળીયે.
વચન ઉશિંગણ તુજને થાઉં, જય જય કૃષ્ણ કરીને જાઉં;
નારી કહે બેસો નર નાથ, શીશ ફેરવ્યો હેતે હાથ.
હાવ ભાવ અનરગળ અતી, અતિ પ્રકાર કરે તે સતી;
બ્રાહ્મણ કહે શું ભૂલી ભખો, હરિ સાથે રૂડું દલ રખો.

છપ્પા.

માતપિતાનું હેત, ખરા અંતરથી આલે;
પરનારીનું હેત, તેહતો આળ પંપાળે;
શ્વસુરપક્ષનું હેત, વિના ગુણ હોય તે ગોથાં;
અર્થી કેરૂં હેત, જેમ કુશકાનાં થોથાં;

ખરૂં હેત ભ્રાત ભગનીતણું, હેત નહીં રાયે રતી;
સામળ પ્રિત પરણી પ્રેમદા, હોય સુકુળ સુલ્હજ સતી;
ગુણીને સગાં સર્વે, સ્વાર્થનાં સગાં સહોદર;
સગાં માતને તાત, સગાં હિતકારી નારી નર;
સગાં વળી મોસાળ, સગાં ભગની ને ભ્રાતા;
વેવાહી ને વેહેવાણ, સગાં, ગુરૂ ગોત્રી ગ્નાતા;
વળિ સગાં સહૂ આવી મળે, ધન હોય પાસે અતી;
સામળ કહે આપતકાળમાં, સગો એક સીતાપતી.
વાત પિત્ત ને કફે, રૂંધાયે હૃદયા જ્યારે;
સંભારે શ્રી રામ, તેહ દુખ ટાળે ત્યારે;
જોરાવર જમદૂત, ભૂતના સરખો ભાસે;
તેનું ન ઓસડ અન્ય, રામ નામેથી નાસે;
જે નરક નિવારણ નરહરી, પ્રિયા તમો તેને યજો;
એ આળપંપાળ મૂકી કરી, ભાવે દશરથ સુત ભજો.
ધન્ય શાહ પુત્રને, જિણે ધરણી ધડ મૂકયું;
ધન્ય શાહ પુત્રને, ચિત્ત એનું નવ ચૂકયું;
એને શાની ખોટ, છપનપર ભૂંગળ વાગે;
અષ્ટ સિદ્ધિ નવ નીધ, આવીને પાગે લાગે;
તે સ્મૃદ્ધિ સહૂ એણે તજી, જીવાડ્યો મુજ પ્રાણિયો;
ધિક્કાર મુને જો રહું અહીં, દુખી થાય તે વાણિયો.
તેને છે ધિક્કાર, જેહનો ધર્મજ ડૂલે;
તેને છે ધિક્કાર, જેહ ઉપકારજ ભૂલે;
તેને છે ધિક્કાર, થાય વહાલાંમાં વેરી;
બોલ્યું કરે અબોલ, ધિક્ક પરદારા હેરી;
પરનિંદા જે પ્રીતે કરે, ધિક્ છે વિપરિત વાતને;
સામળ કહે ધિક્ છે તેહ નર, કરે વિશ્વાસઘાતને.

## ચોપાઇ.

અરસ પરસ પડદો ખોલિયો, એટલે તો કુકડો બોલિગો;
થયો ઉજેશ વહી ગઈ રાત, પ્રકાશ પૂરણ થયો પ્રભાત.

## દોહરા.

સેણક કહે શાહ પુત્રને, નાવ્યો વિપ્ર નરેશ;
એસ શુળીપર બાળકા, દેખે આધો દેશ.
જમાન કો થાયે નહીં, હરખે ન કરે હોડ;
તુજ મેળે તેં તન તજ્યું, કૂડું કીધું કોડ.
હરખ ધરી વણિક ઓચર્યો, જયમ વિવાહનો દંન;
ભલે ન આવ્યો બ્રાહ્મણો, મરવા મારૂં મંન,
મનુષા દેહ સફળ થયો, સફળ થઇ મુજ વાણ;
સફળ થયો અવતાર મુજ, પર કાજે મુજ પ્રાણ.
પરમાર્થે જેણે ન કર્યો, પરાર્થે ન સુણ્યો કાન;
તેહ જીવતો શ્વાન છે, તે છે રાંઝડ રાન.
પરમારથ નવ પ્રીછિયો, શાણા સમજ્યા શીખ;
વસ્ત્ર વિના તે વલવલે, ભટક્યો માગે ભીખ.
પરમારથ પ્રીછે નહીં, ભવ ભવ તેના ભોગ;
રક્તપિત્ત રોગે રહ્યા, સમણે નહીં સંજોગ.
પરમારથ પ્રીછ્યો નહીં, અફળ ગયો નિજ અંશ;
અફળજ મનખો એ તણો, અફળ અવતર્યો વંશ.
પરમારથ નવ પ્રીછિયો, ઘણા પાપમાં ગર્ક;
વગડે વલવલતા વટે, નેટ પડે જઇ નર્ક.
પરમારથ નવ પ્રીછિયો, એ દુખ અપરમપાર;
કીટ પડે કાયા વિષે, સુખ નહિં તે સંસાર.
પ્રીછે નહિં પરમાર્થથી, તે છે જાણ અજાણ;
તેને લેજો ઓળખી, પડ્યો પેટ તે પાણ.
પરમારથ પ્રીછ્યો નહીં, ભણિયો ભાષા ભેદ;
પરમારથ જાણે નહીં, અતિ મૂરખ એ વેદ.
પરમારથ પ્રીછ્યો નહીં, પડ્યો પોડો પાટ;
ધન મેળવ્યું ધૂળમાં, વપુ ઊઠાડી વાટ.
પરમારથ પ્રીછ્યો નહીં, રૂડા કુળમાં રાજ;
નિંચથી નિચ તે જાણજો, અલ્પ જનમને કાજ.

## ચોપાઇ.

હરખ બાલે મન નહીં શોક, સહુ સાંભળે નગરના લોક;
જોરાવરી ચડે જેટલે, (તેનાં) માત તાત આવ્યાં તેટલે.
કરિ કલ્પાંત શીશ કૂટતાં, કેશ તોડતાં ને પડિ જતાં;
ત્રાહ ત્રાહ કરતાં તે તર્ત, સુત પેહેલાં આણો અમ મર્ત;
દવાઇ રાય દવાઈ પંચ, દવાઈ રામ ને શિવની સંચ.
ત્રીલોક બધું જુવે છે તાંહ, બળ કરિ તનને ઝાલ્યો બાંહ.
અમો સર્વને શૂળી દિયો, રિદ્ધ સિદ્ધ તે લૂંટી લિયો;
તેહ પુત્રની આવી નાર, અતિ આક્રંદ કરે હાકાર.
સોલે મારા લો શણગાર, મૂકી દો મારો ભરથાર.

## દોહરા.

સેવક કહે સુણ શાહપત, નગરશેઠ નર નાથ;
જમાન છે તન તાહરો, લેખ લખ્યા છે હાથ.
કાડી મૂકયો દીકરો, બ્રાહ્મણ કેરો ભર્ત;
નિજ હાથે પોતાપણે, માંગી લીધું મર્ત.
વાયદો વિપ્ર કરિ ગયો, ગણિ અગિયારાં આણ;
તે માટે શૂળી ચડે, પંડ રહે નહિં પ્રાણ.
એને શુળી ન દીજિયે, (તો) અમને રાજા દેય;
તમને તે શું ળિકલે, કરો ગમે મન તેય.
એટલે વિપ્ર માત તાતને, જુગત થયું છે જાણ;
સુત તુજ સંકટમાં પડયો, થયો પારકો પ્રાણ.
માત તાત તન તાડતાં, આવ્યાં રનમાં વર્ત;
શૂળી ચડવા સોંહિને, માગી લીધું મર્ત.
વિચાર જાણ્યો વણિકનો, પ્રીછ્યાં ઉભાં પાસ;
જો જો ચારે ચતુર નર, વણિક તુને સાબાશ.
ધન છે તારી માતને, ધન છે ધરણી ધરસુત્ર;
ધન અકકલ તુજ હામને, ધન્ય પ્રતાપિક પુત્ર.

## ચોપાઈ.

સેવક પ્રત્યે બોલ્યો રૂખી, સતવાદી કીધો તે સુખી;
મારા સુતનો એહ જમાન, મરવા કારણ આવ્યો રાન.

એણે શું ખાધું ને પીધ, લાભ કશો બિચારે લીધ;
એને તો જાવા દો ઘેર, પછિથી કરો અમારી પેર.
અમે બે આવી મળિયે, અમને દિયો તમો શુળિયે;
રામ આણ રાજાની આણ, આણ રાયની પુર પરમાણ.
સ્ત્રીહત્યાદિક ખાધા સમ, વણિકને મારે છે કયમ;
અમને ગ્રહો મુકો એહને, દુખ શા માટે દો દેહને.
એક મને કહે બીજું મને, નહીં તો સ્ત્રીહત્યા છે તને;
સેવક ત્યાં તો વિસ્મે થાય, અપરાધી વિણ કેમ મરાય.
કોને પડી છે એવડી ગરજ, કોણ કરે રાજાને અરજ;
રાય સુતા છે ખાઇ સંમ, કિંકર તેહ જગાડે કંમ.

## દોહરા.

મેહેલ મધ્યે વિપ્ર રમે, ત્યાં થયો ઉત્પાત;
આજ્ઞા માંગી નિકલે, રાજકન્યાની પાસ.
વિપ્ર કહે વનિતા સુણો, છેલો કરૂં જુહાર;
મુજ માટે તે વણિકને, પડશે મોકમ માર.
નારી કહે સુણ ધરપતી, વચનજ મારૂં દેઉં;
જઇ જીવાડું તુજને, નહિતર દેહ હું દેઉં.
રિઝવું રાણી રાયને, વિનય કરી બહુ વાત;
એમ કહી વનિતા ગઇ, જ્યાં પોતાની માત.
અથ ઈતિ કીધી કથા, માંડી વાતનું મૂળ;
રૂડું કરતાં ભૂંડું થયું; સંકટ મોટું શૂળ.
મા કહે એનું શું ગજું, પરણે તુજને રાંક;
કહું કયમ તુજ તાતને, વિપરીત પડિયો વાંક.
કહી શકે નહિ કોઈ જન, તાત તણે જન ઠોર;
અધિપત એ તો ઊઠશે, દિવસ ચડંતે પોહોર.
એટલે વિપ્ર ઉતાવળો, ગયો ઉગમતે દીસ;
શુળી દો મુને સેવકો, સહજ નમાવું શીશ.
જાવા દોની શાહને, એહ તણો શો વાંક;
ગુનેગાર અપરાધિ તે, હું છું આડે આંક.

જો હું હત નાશી ગયો, બોળ્યું હત મુજ માન;
તો તો એનો વાંક છે, જોખમ થાત જમાન.
જમાનને જોખમ કરો, (તો) હત્યા તમને પાંચ;
સૂર્ય ચંદ્ર બે સાખિયા, શિવ શકતીની આંચ.
વણિક પુત્ર કહે વિપ્ર સુણ, જા તું તારે ઘેર;
મરવા દે મુજને ઇહાં, પરમારથની પેર.

છપ્પો.

દાતાને મન દાન, કિંકરને તે કાંકરથી;
રંક મને પકવાન, રાયને મન ભાખરથી;
નિર્મળને મન નાર, તુચ્છ જાણે તરણાથી;
શૂરાને મન સિંહ, હોડ હાકે હરણાથી;
પરાક્રમી પુન્ય પરમારથી, તન મન ધન તેને કશું;
સુખ સાગર સત્ય વાતમાં, વણીક મને એવું વસ્યું.

ચોપાઇ.

જાને વિપ્ર તું તારે ઘેર, મેં કીધું પરમાથ પેર;
વણિક માત પીતા ને નાર, એ ચારે કહે મુજને માર.
બ્રાહ્મણ બ્રાહ્મણિ ત્રીજો તંન, મરવા ઉપર અદકું મંન;
રક ઝક બહુ થઇ તે ઠોર, ચડયો દિવસ એમ કરતાં પ્હોર.
મહિપત મુકતા કીધા મ્હેલ, ત્યાં સહુ કરવા આવ્યા સેલ;
પ્રધાનને પૂછી છે વાત, તસ્કરની કીધી કે ઘાત?
કોણ જાતને કોણજ ગામ, એ ઠગ રેહેતો કોણજ ઠામ;
કોનો સગો ને કોણનો પુત્ર, કયાં એનું બળિયું ઘરસુત્ર.
તવ પ્રધાને જોડયા હાથ, બોલ્યો તે શુભ વાણી સાથ;
એતો ગુરુ કેરો છે તંન, માનનિનું મોહ્યુતું મંન.
બળાત્કાર કરિને તેડિયો, ખાંત કરી એને ખેડિયો;
પડિયો દ્રષ્ટ તમારી એહ, શૂળીપર મોકલિયો તેહ.
નગરશેઠ કેરો સંતાન, રાતે તેનો થયો જમાન;
તેને માબાપે જાણિયાં, વનમાં તે મરવા આવિયાં.
વિપ્ર તણી માના ને તાત, કહે કર પ્રથમ અમારી ઘાત;
તમારી પુત્રી ત્યાં કહે છે વાણ, પ્રથમ હણોરે મારા પ્રાણ.

આણુ રાયની દેઈ રહ્યાં, એક એકથી આગળ થયાં;
જેહ તમો કહો તે કીજિયે, પ્રથમ કોને શુળી દીજિયે.
જાણી જવ રાજાએ વાત, એતો વાત થઈ ઉતપાત;
કયમ મારૂં એ ભારે બ્રહ્મ, ખોળાએ મારો કુળ ધર્મ.
વણિક બિચારો કેમ મરાય, ઘાત સુતાની તે કયમ થાય;
કરૂં કોણ ઊપર હું કોપ, મુજ વચનનો ન કરૂં લોપ.
અધર્મ અન્યા તે કયમ કરૂં, પ્રાણ ત્યાગ કરી હું મરૂં;
ક્રોડવાર કહું શું કથી, કોઈ ઉપાય બિજો તો નથી.
પોતે મરવું ધાર્યું ત્યાંહ, આવ્યો નરપતિ તે વન માંહ;
અધિક પુન્ય કોડેથી કીધ, દોલત અતી લુટાવી દીધ.
મટવા તજવા જિવ કારણે, આવ્યો અધિપત તે બારણે;
કોલાહલ દીઠો અતિ ઘણો, મળ્યો સાથ બહુ લોકજતણો.
ત્રાહિ ત્રાહિ થાય છે જ્યાંહ, મહિપત પોતે આવ્યો તાંહ;
બોલ્યો સહુ જાઓ નિજ ઘેર, કો સાથે નહિ મુજને વેર.
કોઈની સાથે હું નહિ વહું, બોલ પાળવા શુળી ચહું;
રાણી કહે એ દુઃખ કયમ ધરૂં,તમ પ્હેલી તો હું પણ મરૂં.
પ્રધાન કહે કરૂં તન તાજ, સુંપો તમે ફાવે ત્યાં રાજ;
વિપ્ર કહે તપ આદરૂં અમો, શિદને સર્વ મરોછો તમો.
કુંવરી કહે છે મારો વાંક, શિદને મરો તમો સહુ રાંક;
એક એકથી આગળ ધાય છે,મનમાં મોત ચતુર ચ્હાય છે.
રાજાને નવ સૂઝે પેર, વચન ચુકી કયમ જાવું ઘેર;
એવો ઇશ્વરતણો બનાવ, સત્યવાદિ રાયનો સ્વભાવ.
વચન ન ચૂકે જીવજ ગયે, મહા દુઃખ છે હત્યા થયે.

છપ્પો.

રોગ તણો ઊપાય, ઘટે તે ઓસડ ખાયે;
જોગ તણો ઊપાય, ફળે જો હરિ ગુણ ગાયે;
ઉદ્યમનો ઊપાય, ચાકરી કીજે ઝાઝી;
વશિકરણનો ઊપાય, રાખિયે તેને રાજી;
એમ અનેક ઊપાયના ભેદ છે, જ્યાં થાયે જે ભાતનો;
શામળ કહે ઊપાય એકે નહીં, સ્વભાવ છે જે જાતનો.

### ચોપાઇ.

સ્વભાવ રાજાનો એ પડયો, થઈ હઠીલો વનમાં અડયો;
વચન મારૂં તો નહિ જાય,જાણિ બ્રહ્મહત્યા કયમ થાય.

### દોહરા.

અરે રાય તે કયમ મરે, થઇ ઉદાસિ બહુ પેર;
ધિક અવતારજ આપણો, જઇએ જિવતા ઘેર.
પ્રજા એમ બહુ કળકળે, લક્ષ કોટિધા લોક;
દુરિજન કેરાં દલ હસે, સજજનને મન શોક.
ઇશ્વરની ગત અવનવી, કળી શકે નહિ કોય;
આરંભ્યાં અમથાં રહે, હરી કરે તે હોય.
જેહ સત્ય ચૂકે નહીં, મમત ન મૂકે મર્મ;
સાચું હોય જો શિર કને, તો તો તારો ધર્મ.

### છપ્પો.

બુડે પાપ કરનાર, બુડે જુલમી જે જૂઠા;
બુડે અતી અભિમાનિ, બુડે જેપર હરિ રૂઠયા;
બુડે ચોર ને ચાડ, બુડે જારો જોરાળા;
બુડે નીચ નઠોર, બુડે દુષ્ટો ભમરાળા;
વળિ બુડે વાટ વગડે પડે, બુડે અતી દુખ દાયકા;
પણ તરે ધર્મને પુન્ય પ્રિય, સામળ સત્ય સહાયકા.

### ચોપાઇ.

એહ વાત અહિંયાંથી રહી, વચે વાત એક બીજી થઇ;
ઉજ્જેણી નગરીનો ભૂપ, બુદ્ધિ જેની અતી અનૂપ.
ધર્મવાદિ ધુરંધર ધીર, વડહથ વાસવ વિક્રમ વીર;
સતવાદી શુભ લક્ષણ સાર, દેવરૂપ મોટો દાતાર.
રાજ રીત રૂડી જે રખે, જ્યોતિષ માંહે શાખજ લખે;
તે મહિપત બાંધી માતરા, જગંનાથ કેરી જાતરા.
દંડ કમંડળ કાવડ હાથ, સેવક મિત્ર નથી કો સાથ;
એકાકી આવ્યો છે ત્યાંહ, વિપરીત થાય છે વનમાંહ.

લાખો જહાં મળ્યા છે લોક, સહુકોને મન અદકો શોક;
દિવસ પોહોર અઢિ એમજ થયો, વિક્રમ જઇ ત્યાં ઉભો રહ્યો.
પુછી લોકને લીધો પાર, સુણ્યું અધિપતિનું દુઃખ અપાર.

છપ્પો.

ધન્ય વિપ્રનો તંન, ધન્ય પદ્મનિ એ પુત્રી;
ધન્ય રાયનો દેહ, ધન્ય ધરુણી ધરસુત્રી;
ધન્ય વણિકનો બાળ, ધન્ય સતવાદી શૂરો;
પરદુખભંજન એહ, પુન્ય પરતાપિક પૂરો;
સતવાદી સાખ લખ્યા સમો, દીઠો નહિ કો દેશમાં;
બાલાપણ માંહે બુધનિધિ, લાયક જન લઘુ વેશમાં.

દોહરા.

એનું દુઃખ હણ્યા વિના, જો હું મારગ જાઉં;
જન્મ જન્મ નરકે પડું, કાયે કુષ્ટી થાઉં.
તેહ નગરનો નરપતી, બેઠો છે એકાંત;
કાંઈ સૂજ પડતી નથી, ભાગતી નથી ભ્રાંત.
બેઠો જ્યાં જઇ પુરપતી, મુકયો શીરપર હાથ;
બહુ હેતે બોલાવિયો, સ્નેહ કરયો તે સાથ.
અમો આજ કાને સુણી, તુજ પુત્રીની વાત;
તે માટે બ્રાહ્મણ તણી, તમો કરાવત ઘાત.
તેજપાળ ગુણ આગળો, પ્રીતે થયો જમાન;
ઇકોતર નિજ ઉધરયા, વેશે વેદ વિમાન.
એના જશમાં નહિ મણા, એનું જીવિત ધન્ય;
સતવાદી એ સમ ભલો, અવનીમાં નહિ અન્ય.
ધન્ય એહની માતને, ધનધન બુદ્ધિ બરાસ;
ધન એ પરદુઃખભંજણો, પ્રભુ છે એને પાસ.
સહુનું દુઃખ તેં સાંભળ્યું, ગુનો કર્યો તે માફ;
એક વચનને કારણે, પ્રાણ તજે છે આપ.
તે સરવે મેં સાંભળ્યું, રીઝયું છે મુજ મન;
સહુની શુળી મને દિયો, ઊગારૂં તુજ તન.

ખલક બધી ત્યાં સાંભળે, એ શા બોલે બોલ;
પુરૂષ કોઇ એ અવનવો, તરૂણા જેવું તોલ.
મરવા પર મોહોકમપણું, દેહે ધરે ન દુઃખ;
સુખ કરવાને સર્વને, ધન્ય માતની કૂખ.
તેહ ગામનો રાય કહે, સાંભળ મારા વીર;
હું જીવું ને તું મરે, ધિક ધિક મૂજ શરીર.
કોણ છો તમો કયાં રહો, કોણ તમારો દેશ;
નાત જાત કહો નિર્મળી, કયાં કરવો પરવેશ.
તમ સરખા કોઇ નહીં, અવની તલમાં એહ;
દેવાંશી કો દેવ છો, તપ તેજસ્વી દેહ.
લાખવરાં કારજ કરૂં, કહો તે માનું સત્ય;
ધન અક્કલ તુજ હામને, અતિ મોટી તુજ મત્ય.

## ચોપાઇ.

નરપતિ શાને પૂછો નામ, શાને પૂછોછો ગુણ ગામ;
મુજને તો મરવા દીજિયે, સુખે રાજ તારૂં કીજિયે.
ઉગારવા છે સરવે લોક, શાંત પમાડો સઘળો શોક;
ત્યારે તે રાજા બોલિઓ, તેતો ન્યાય તમે તોળિયો.
તમને ઘટે તે તમે કહ્યું, એ વાતે મુજ કામ ન થયું;
વચન માહરૂં તો નવ પળ્યું, તુને હણું તો જીવિત બળ્યું.
જાઓ તમો તમારે ઠામ, કરવા દો મુજને મુજ કામ.

## દોહરા.

વિક્રમ કહે સુણ વીર તું, વપૂ વિચારી જોય;
જીવ સહૂના ઊગરે, એવું કારજ હોય.
ત્યારે તે નર ઊચર્‌યો, માને મારૂં મંન;
ઇશ્વર સાખ પુરે ઇહાં, જે છે જુગજીવંન.
કહે કે તુને દોષ નહિ, ગુનો કર્‌યો તે માફ;
તો મન માને માહરૂં, પલક ન બેસે પાપ.
બાકી અવર ઉપાય નહિ, દેહ ન છાંડો કોય;
ઇંટ આણ જીવું નહીં, કરૂં ધર્મ મુજ હોય.

કટીમેખલા શુભ ધણી, પીતાંબર પટ પૂર;
તુળશી માળ તિલક ધર્યું, જાણે ઉગ્યો સૂર.
તેજપુંજ ત્રિલોકપતિ, લક્ષ્મીનાથ નરેશ;
માગ માગરે રાય તું, એમ કહ્યો ઉપદેશ.
કોટિ અરુણ તે ઊગમે, ઉગે કોટિધા ચંદ્ર;
શ્રીપતિ શોભા શી કહું, જાણે અર્બુદ ઇંદ્ર.
પ્રભુની પ્રદક્ષિણા કરી, પ્રણમી પૂજ્યા પાય;
દૃઢ મન કરિ ધીરજ ધરી, રીઝી બોલ્યો રાય.
અંતર્યામિ અકળ ગતી, અનાથ જનના નાથ;
સત્ય તણા સાખી તમો, સુખસાગર મારાજ.
અનાથ જાણી આવિયા, જાળવવા મુજ પ્રાણ;
મયા કરી રે માધવા, વિક્રમ બોલ્યો વાણ.

## ચોપાઇ.

ત્રિલોકપતિ જાણો છો તમો, અંતરજામી શું કહું અમો;
જગંનાથ જાત્રા કારણે, બહુ સુખથી નિકળ્યો બારણે.
જાતો હુતો માલવની માંહ, કોતક વાટે થયું છે ત્યાંહ;
રાજાની પુત્રી ને રૂખી, નિજ મન માને બંને સુખી.
રાજાએ તે જાણી વાત, જરૂર વિપ્રની કરવી ઘાત;
વણિક પુત્ર તે થયો જમાન, ધન ધન એની અકલ ઇમાન.
નિમેષ માત્ર ન રાખી તુન્ય, કીધું પરમારથનું પુન્ય;
માત તાત ને તેની નાર, તજે પ્રાણ પ્રાણી તે વાર.
તે બ્રાહ્મણ કેરાં પિતુમાત, તે પણ કરવા આવ્યાં ઘાત;
માત દીકરી સુતને રાય, તે પણ કોપે પાડે કાય.
મેં તેને વારી રાખિયાં, શિવ શક્તી કીધાં સાખિયાં;
દિન આઠનો કર્યો વાયદો, કહો એક બીજો કાયદો.
જો મળશે તમને જુગદીશ, પુછજો પ્રશ્ન તેને દસ વીસ;
બાબત બોલ કહ્યા છે બહુ, પુરે સાખ તો જીવે સહુ.
વાટે મળિયાં દુખિયાં પાંચ, સમ ખાધા તે કહું છું સાંચ;
તેનું પુન્ય તમારે શીશ, પિતા જગત કેરા જુગદીશ.

દેવરૂપે કહ્યું ત્યાં વચંન, પ્રભુ પરમેશ્વર થયા પ્રસંન;
જા રાજા તું જયાં વાયદો, કાંઇ રાખિશ મા કાયદો.
હું ત્યાં આવી પૂરિશ સાખ, મન સ્થીર તારૂં તું રાખ.

## દોહરા.

વણિક જેહ છે વાંઝિયો, બ્રહ્મહત્યા છે વીસ;
સરોવર નીર રહે નહિં, કોપ્યો શ્રી જુગદીશ.
ખોદે ભુમી તળાવની, જિવતો માંહિ સમાય;
બત્રિસ લક્ષણવંત નર તો, કામજ એતું થાય.
અખુટ જળ રહે નવાણમાં, પામે પોઢો પુત્ર;
સાબાશ સાબાશ કહે, ઘણું ચાલે ઘર સુત્ર.
મચ્છ મોહા પંડિત હતો, વિદ્યાવંત સુભોગ;
ન ભણાવી નવ શીખવી, રૈરવ વાધ્યો રોગ.
બોતર કોઠા નાડિ નવ, વિકાશે નિજ મૂખ;
વિદ્યા દિયે આદર કરી, તો એ પામે સૂખ.
તે આંબાના મૂળમાં, ધન અનરગળ ઢેર;
નવ દે કોને કાઢવા, ફળ કોહે તે પેર.
ધન આપે જો ધર્મમાં, પુન્ય કાર્ય વપરાય;
ફળ એહ સવાશેરતું, કીટ વગરતું થાય.
વનનો કુપ છે કારમો, એમાં છે એક સાપ;
રત્ન પાંચ છે તે કને, જીવે છે નિજ બાપ.
રત્ન ચોરી એમાં રહ્યો, રાખ્યો તેને શરણ;
જળ ખારૂં એ પાપથી, પંથી સુણજે કરણ.
તેને કાઢી મૂકશે, રત્ન પામશે તાત,
ગંગાજળ સમ જળ થશે, સાચું આપો આપ.

## છપ્પા.

પ્રભુ ખાયે છે નમન, ભક્તિ રસ પ્રિતે પિયે છે;
યજ્ઞ હોય ત્યાં જાય, અભયતું દાન દિયે છે;
સચરાચરમાં વાસ, ભક્ત હૃદયે સ્થિર રહે છે;
લે આશિશપદ અચળ, દે સુકર્મો કર કહે છે;

એસે સત્યકને પંચમાં, અન્યા લંચે ઉઠી જશે;
સુમતું લઇ આપે ધર્મિને, ભક્તનિ આગળ નાચશે.
દે દાતાને ધંન, સોમતું સાટું રહે છે;
નિંદાથી નાસંત, કૂડને કડવું કહે છે;
પુન્યવંતને પાસ, પ્રભૂ પરમાર્થી પૂજે;
દાતા કર દેખંત, જશે જીતલશું ઝૂજે;
સ્તુતિ કરે એહ સતવાદીની, નગણાની નિંદા કરે;
વિશ્વાસઘાતિથી વેગળો, બ્રહ્મભોજ હૃદયા ઠરે.
ભકત માટ વેચાય, સતી સુયરોએ સૂવે;
સંતોષિશું મંન, જારપર રતી ન જૂવે;
વાહાલો ઘણું વીમળ, અળખામણો ઘણું અદેખો;
પંડિત મિત્ર પવીત્ર, શત્રુ લાંચીક જન લેખો;
હોમે ધૃત અગ્નિ મુખ, ગુણ તેના એ ગાય છે;
સામળ કહે જુઠ જળ વીપ્રતું, તેહે કરી ત્યાં નાય છે.
એને મન તો ઊંચ, બ્રહ્મ વિદ્યાનો ભોગી;
નીચ બુદ્ધિ તે નીચ, રીધ સંચે તે રોગી;
ખરગક સાથે ખેલ, જુલમ કરે જ્યાં જુઠો;
પર સુખ દીઠે દુખ, રામ તે ઉપર રૂઠયો;
અંન દાન ઘેર ઉદર ભરે, ગુણ ગ્રાહકમાં ગુણ ગણે;
સદાવ્રત સાથે સંચરે, સામળભટ સાચું ભણે.
અડસઠ તીરથ જળ જ્યાંહ,શ્રીજી ત્યાંહાં સંધ્યા સાધે;
એને આરાધે જેહ, ઇશ તેને આરાધે;
સતી સાથ સગપણ, ગંગા દેખી દલ રાચે;
નરમદા સાથે નેહ, વિશ્વનાથનિ વાણિ વાંચે;
માહારાત્રીએ મણીકર્ણિકા, લક્ષ્મી સાથ લીલા કરે;
જ્યાં જેવો તેવો ત્યાં, ભરપુર વિશ્વ બાધે ભરે.
આપ અગનિ ને વરૂણ, ત્રણ રૂપ પરગટ તેનો;
અંનમાં પોતે આપ, ધૃત ઘીમાં છે જેનો;
રસમાં રહે છે રામ, વિપ્ર તણા જીહાં વેશે;
જદુપતી ઝાઝે જોગ, રહે અહરનીશ લેશે;

ભક્તિ ગાઇ ભક્તને ભજે, વૃત સઘળામાં વિવેક છે;
સામળ કહે જળ થઇ ચૈતને, આદ્ય નિરંજન એક છે.
અનાથ તણો છે નાથ, અશરણ કેરો છે શરણે;
નોધારાં આધાર, વિશ્વ વ્યાપીક વર વરણે;
અધમ ઉધારણ એહ, પાલણ પોષણ જલ જંત્યે;
તરણ તારણ ત્રોહો તત્વ, આદ અનાદી અંત્યે;
કરૂણારૂપ કરૂણાનીધી, કરૂણાસાગર કરૂણા કરે;
શ્રી રામ કૃષ્ણ ગોવિંદ કહો, તો ભવ સાગર સામળ તરે.

## દોહરા.

વાયદો કિધો વિષ્ણુએ, ભાખી એવી ભાખ;
જાઓ આવી પૂરશું, લક્ષ વસા એ સાખ.
નામ જપ્યાં શત સહજમાં,અતિ સુખ પામ્યો મંન;
ભકતવત્સલ એ ભૂધરો, ધર્મ રૂપ ધન ધન્ય.
પીતાંબરધર એ પ્રભૂ, પરબ્રહ્મ અપરમપાર;
નારાયણ નરસિંહજી, નોધારા આધાર.
વારંવાર વિનયે કરી, અતિ સુખ દેયણ માન;
સ્વપ્નાની પેરે થયા, હરિ તો અંતરધ્યાન.
વિક્રમસેન પાછો વળ્યો, હરખ ધરી મન હામ;
જગંનાથ જગદીશ્વરે, કીધું રૂડું કામ.
વિપ્ર એક વાટે મળ્યો, ભુંડી વેઠતો ભૂખ;
એકાંત બેઠા એકઠા, પૂછ્યું સુખ કે દુઃખ.
સુણી પંથી સતવાદિયા, કહું દુખ મોટું મૂજ;
વિચાર કરિ જો વપુ વિષે, દે શીખામણ તૂજ.
મારે છે વરતી ઘણી, જરવંતા જજમાન;
કામજ વિદ્યાતું ઘણું, દહાડી લેવું દાન.
હું છું મહા મૂરખ અને, અકર્મિ અપજશિ જાણ;
અક્ષર એક ભણ્યો નહીં, પોઢો મૂરખ પાણ,
અપમાન પામું અતિ ઘણું, એમાં નહિં અચરત;
મેહેણાં ખરાં ખમાય નહિ, માટે માગું મંરત.

જાઉં હીમાળા ભણી, હીમે ગાળું હાડ,
ઉકેલ કંઇ આપો મુને, તો પંથી તુજ પાડ.
વિપ્ર તેડિયો વિક્રમે, પેલા મચ્છની પાસ;
હકિકત કહી હજૂરની, સોંપ્યો તેને સાસ.
મગર મહા શીતળ થયો, ભાંગ્યો મનનો ભેદ;
વિપ્ર તેહ વિદ્યા ભણ્યો, વ્યાકરણ વાણી વેદ.
આશિશ દીધી અતિ ઘણી, ભાગી એની ભૂખ;
આવ્યો તે આંબાં તળે, જેને છે બહુ દુઃખ.
એવે એક વણીક તન, સોલ વરશ શુભ રૂપ;
ત્યાં આવી ઉભો રહ્યો, જ્યાં બેઠો છે ભૂપ.
વિતગ વાત એકએકની, કીધી અપરમપાર;
તેથી પેલા વણિકની, વેહે આંસૂ ધાર.
ચાંપ્યો લઇ રુદયા વિષે, દેહમાં શું છે દુઃખ;
કથા કહો કંઇ કર્મની, હરી ભાંગશે ભૂખ.
ત્યારે તે નર ઉચર્યો, ગણેશપરૂં મુજ ગામ;
પુત્રિ પિતાંબર શેઠની, નરોત્તમ મુજ નામ.
વિવાહ કરિયો માહરો, સામળ શેઠને ઘેર;
કન્યા તે કનકાવતી, પદમની પુરણ પેર.
સસરે માંડયું સોંપવા, કિંકર જેવું કામ;
અન્ન આપો કંગાળને, પ્રતિદિન લો દશ દામ.
એહ કામ નહિ માહરૂં, રૂદે ધરયો બહુ રોષ;
મેહેણું દીધું મૂજને, સાંભળ્યું પાડપડોસ.
તમો સદાવ્રત આપજો, બાંધજો ધર્મ ધાજ;
તો અમો વાણોતર થશું, કરશું કહો તે કાજ.
બોલ બાણ વાગ્યો મુને, તે ઘર કીધું તાજ;
માલ ગર્થ તો કયમ મળે, (પણ) જાશું મરવા કાજ.
બેસાર્યો બાંહેગ્રહી, ધારણ દીધી ધીર;
શિશ કર હેતે ફેરવ્યો, પાયું નિર્મળ નીર.
આંબાને વિક્રમ કહે, તું જર (આ) વણિકને આપ;
સદાવ્રત શોભાવશે, કષ્ટ તારૂં તું કાપ.

અમૃત ફળ એથી થશે, ખાશે લાખો લોક;
બોલાવ્યો તે વાણિયો, સહુનો સમિયો શોક.
કન્યા પરણ્યો કોડથી, જર પામિયો અતીશ;
સદાવર્ત શોભાવિયું, અતિ દીધી આશીશ.
ચાલ્યો ત્યાંથી ચતુર નર, તળાવ કેરે તીર;
લાખોશા તે લખપતી, બેઠો સમરે નીર.
વિક્રમ કહે સુણ વાણિયા, ખોદ મથોડું ખાડ;
સમાધ લે તું સામટી, હેતે ગાળો હાડ.
બત્રિસ લક્ષણ આગળું, છે તુજ શુદ્ધ શરીર;
ભોગ ભવાની પામશે, રેહેશે ભરિયાં નીર.
વાત સુણી તે વાણિયે, ચડી ઘણેરી રીસ;
શિર પોતાને કરવડે, પ્રહાર કર્યા દસ વીસ.
જીવ ગયે જળ આવશે, અતિ ખરચ્યો મેં ગર્થ;
મુવા પછી કો દેખશે, એતો વાણી વ્યર્થ.
અનગળ ધન છે માહરે, તે વધતું કુણ ખાય;
પાણી રેડું પીપળે, (જ્યારે) જોખમ જિવને થાય.
જા તું મારગ તાહરે, તે કીધું મુજ કામ;
તું આવ્યો છે મારવા, દેહવટ કરવા દામ.
રીસ કરી રોયો ઘણું, દેવા માંડી ગાળ;
ફંદ રચ્યો આવી ઇહાં, લાવ્યો આળપંપાળ.
તું જા મારગ તાહરે, હું જાઉં ઉજ્જેણ;
વખાણ કરિ વિક્રમતણાં, વદશું વારૂ વેણ.
તે દુખ ભંજન ભૂતળે, નિર્મળ જગમાં નામ;
તુજ સમ કપટી કિંકરે, થાય ન તેનું કામ.
રાજા અંતર રિઝિયો, સુણિયાં વાયક સત્ય;
કામ એનું કરિયે નહીં, તો જાયે શુભ પક્ષ.
ખોદી પૃથ્વિ ખરે દિલે, બેસાર્યો દુખી પાસ;
કરી આસનાવાસના, દીધો દૃઢ વિશ્વાસ.
સ્મરણ કર્યું જળ દેવનું, અર્પ્યું માંહે શરીર;
પામી ભોગ ભવાનિ ત્યાં, નવાણ ભરાયું નીર.

તરત માત હરસિદ્ધિયે, ખોળે લીધો ખાંત;
બહાર કાડ્યો બળ કરી, ભૂપતિને ભલિ ભાત.
ઉગારિયો તે ઇંદ્રસુત, પરદુખભંજન હાર;
એમ દવાનલથી ઉગરે, દલ જેતું દાતાર.
પાણી પિધું પુરે બધે, શુભ પુન્યે થકિ સૂત્ર;
વણિકે વિક્રમ ઓળખ્યો, (પછે) પામ્યો તે નર પુત્ર.
આશિશ દીધી અતિ ઘણી, લાડ કરે સહુ લોક;
વિક્રમ વળિયો વાટમાં, શાંત પમાડ્યો શોક.
આવ્યો પાછો નરપતી, જ્યાં છે પેલો કૂપ;
એવામાં વાટે મળ્યો, બ્રાહ્મણ એક અનૂપ.
દેહ દિસંતો દામણો, શોભા જોતે સંત;
આશિશ રાયને ઊચર્યો, દ્વિજ તે વિદ્યાવંત.
અરસ પરસ આદર કર્યો, સુખ દુખ વીતક વાત;
ક્યાંથી આવ્યા કોણ છો, જશવંતા છો જાત.
પંડિત કહે પંથી સુણો, હતો એક મુજ પુત્ર;
ભારત વેદ ભણાવિયો, સોંપ્યું'તું ઘર સુત્ર.
પાંચ પ્રતાપી રત્ન શુભ, શોભા રૂડી સાથ;
તે સોંપ્યાં મેં પુત્રને, હેતે ધરીને હાથ.
તેહજ પુત્ર મરી ગયો, મુર્છા આવી તંન;
કુણ જાણે ક્યાં મૂકિયાં, કોની પાસ રતંન.
સ્મૃદ્ધિ ગઇ ને સુત ગયો, રાખે જીવ શો રંગ;
દેહજ તજવા નિસરયો, જ્યાં ગુણવંતી ગંગ.
રાયે કરિ આશ્વાસના, બેસી પાયું નીર;
ભૂપ કૂપ ઊપર ગયો, સમરી શ્યામ શરીર.
સાંભળ કુપ સોહામણા, કાહડ અહિંથી સાપ;
મળવા આવ્યો મનુષ્ય કો, બુદ્ધિનિધીનો બાપ.
સમીપે તેડ્યો સર્પને, કહી વાત એકાંત;
એહ બાપ તું બેટડો, ભાગી મનની ભ્રાંત.
રત્ન દઇ રીઝ્યો રૂદે, નિરમળ જાતી નેટ;
એક વરસ ગણ આજથી, (હું) પાછો આવિશ પેટ.

ખાશું પીશું ખેલશું, ધારીશું બહુ ધર્મ;
મોજ કરો ઘેર આપણે, ભુપત પોષ્યો બ્રહ્મ.
અમૃત જેવું અપ થયું, પાપ તજ્યું તે કૂપ;
આશિશ દીધી અતિ ઘણી, પરખ્યો ભારે ભૂપ.
સર્પે દેહ સમર્પિયો, કર્યો વાયદો વાત;
માને પેટે જનમશું, સુણિ સંતોષ્યો તાત.
કલ્યાણ તે તારૂં થજો, કરજો દુઃખ હર કામ;
ક્રોડ વર્ષે પાળો પ્રજા, રૂદે વસે શ્રી રામ.
વિદાય બ્રાહ્મણને કર્યો, ઠીક બતાવ્યો ઠાઠ;
પ્રભાત કાળે પરવર્યો, દિવસ થયા તવ આઠ.
લક્ષ કોટિધા લોક સહુ, મળિયા તે અપરમપાર;
અરસપરસ વાતો કરે, જૂદે જુદા વિચાર.

## ચોપાઇ.

એક કહે એ જૂઠો જંન, મનાવિયું મહિપતિનું મંન;
નિરાશ કરીને નાશી ગયો, ફરિ પેદા એતો નવ થયો.
પરમેશ્વર શું વાટે પડયા, એને હાથ કયમ આવી ચડયા;
કોઇ કહે મરશે એ રાજ, કો કહે ઇશ્વર રાખે લાજ.
કો કહે બ્રાહ્મણને મારશે, કો કહે હોડે એ હારશે;
વહાલો કરશે નિજ પ્રાણિયો, કહે મરશે પેલો વાણિયો.
તરૂણીને દેશે એ તાપ, મરશે વણિકતણાં મા બાપ;
એમજ વાતો કરે વિવેક, નીચ ઊંચ કેરા જે નેક.
ત્રીજે પ્હોર થયો જાહરે, જરૂર આશ મૂકી તાહરે;
રાજા નાંખ્યો આડે આંક, કરી પ્રતિજ્ઞા શિર લઇ વાંક.
વિપરિત મારો વાંક વશેક, રાજ રીત નવ રાખી રેખ;
કુંવરી કહે આણું મુજ કાળ, સેં બળ કરિ તેડયો એ બાળ.
વણિક કહે શુણજો સહુ કાન, હું છું એનો ખરો જમાન;
માટે તમને શી ચિંતાય, સહુ સહુને ઠેકાણે થાય.
ન્યાય નથી ચુકતો કો તણો, કોલાહલ થયો છે ઘણો;
પશુ પણ કોઈ ચરે નહિ તરણ, કંપારવ શબ્દ અતિશે ઘરાગ

પંખી કો પિયે નહિ નીર, શામ રૂપ થયાં સરવ શરીર;
પંથી કો નવ ચાલે પંથ, પ્રમદાએ પરહરિયા કંથ.
કુલાચાર ન કરે કો કર્મ, એવાં અતિશે થાય અધર્મ;
વિપરીત થવા માંડી વાત, અતિ થાય એવો ઉતપાત.
વાયુ વેગ વરૂના વાઇયા, નરપતિ તીરથમાં નાહિયા.
પ્રલ્લેકાળે અગ્નિ જેમ, સૂર્ય તપવા માંડયો તેમ;
ઘાલી કંઠે તુલસી માળ, ગોપીચંદન કીધું ભાલ;
રાધે કૃષ્ણ કહ્યું સત વાર, મરવા માણસ છુટયા બાર.
ચાર વાણિયા ચારજ બ્રહ્મ, રક્ષણ કરવા નિજનો ધર્મ;
મહિપતિના ઘરનાં જણ ચાર, પ્રધાન સહિત બુદ્ધિવંત બાર.
સાધન સર્વે કર્યાં બહુ પુન્ય, નિમિષ માત્ર રાખી નહિ નુન્ય;
સહુએ સ્તુતી સૂર્યની કરી, કર માળા તુલસીની ધરી.
આત્મઘાત કરે જેટલે, પંથીને દીઠો તેટલે;
આવ્યો આવ્યો આવ્યો એહ, સહુને દૂધે વુઠયા મેહ.
ગામ બધાનું દુખડું ગયું, સહુકોનું મન શીતળ થયું;
ભાઇ સિંહ છે કે શીયાળ, ધન્યવાદ આપે તતકાળ.
સિંહ સિંહ ને સિંહજ હોય, કષ્ટ રખે જન પામો કોય;
દુંદુભિ કેરા રવ કીજિયે, યાચિકને દાનજ દીજીયે.
ત્યારે ત્યાં બોલ્યા મહારાજ, પંથી શું કરી આવ્યા કાજ;
માને કેમ અમારૂં મંન, તમને મળિયા જીગજીવંન.
બેસે ઊઠે ખાયે પિયે, પોતે આપે ને લે દિયે;
તે વ્રતાંત માંડીને કહ્યાં, લક્ષણવંતે લેખે લહ્યાં.
તમો કહ્યું તે માન્યું મંન, ધન્ય ધન્ય છે આજ સુદિન;
પુરે સાખ પ્રભુજી જ્યાહરે, તનથી મન માનું તાહરે.

## દોહરા

પંથી કહે સુણ પુરપતી, કયમ માને તુજ મંન;
તું કહે તેમ શ્રીપત કહે, જદુપત જગજીવંન.
થાપિ ઉથાપે આપવે, રચના વાયુ વૃષ્ટિ;
પરમેશ્વર પલકે રચે, ચૌદ લોકની સૃષ્ટિ.

વાર વિશ્વંભરને નથી, કહે જે કેહેવું હોય;
તું કહે તેમ ત્રિકમ કહે, જગતજ બાધું જોય.
સત્ય કહે શુળિ ચડો, તો થાવું નિષ્પાપ;
પ્રત્યક્ષે કહેશે પ્રગટિ તો, ઊગરિશ હું આપ.
ગુણવંતાને એ ગમ્યું, મૂકયો મનનો ગર્વ;
સતવાદી શૂળી ચડે, હરિ હરિ કહે છે સર્વ.
સિંહાસન સોનાતણું, ઝવેર રત્ન જડાવ;
શુળી ઉપર શોભાવિયું, બન્યોજ પુન્ય બનાવ.
ગાદી મખમલની કરી, ઇંદ્રાસન આકાર;
બેઠો બુદ્ધિનિધાન ત્યાં, અતિ સુખ અપરમપાર.
અજવાળું અંતરિક્ષ થયું, કોટિ મદનવત્ કામ;
સ્વભાવત સહુ નિરખિયું, ગુણસાગર ધનશ્યામ.
પીતાંબર પલવટ કરી, ઝળકે કુંડળ કાન;
વૈજયંતિ ઉર માળ છે, ભૃગુટી ભીને વાન.
ધમકે નેપુર ઝાંઝરી, ધમ ધમ ઘુઘરી પાય;
વિઠ્ઠલવર વરણાગિયો, વેણૂ મધુરી વાય.
રૂપ અટપટું અવનવું, છે અતિ શોભિત શ્રેષ્ટ;
ગેબી વાગે દુંદુભી, થાયે પુષ્પની વૃષ્ટ.
ચંદન ચરચ્યાં બાવનાં, કેશર કુમકુમ રોળ;
અત્તર બરાસ અરગજા, ઘણાં અમર ધન ઘોળ.
સુખ તેહ સમે સર્વને, લાભ પામતા લોક;
તરિયા ભક્તો તે સમે, સત્ય હીણને શોક.
રાય વધાવ્યા મોતિયે, મનસા પામ્યો માન;
સંદેહ સૌના ટાળિ પ્રભૂ, પામ્યા અંતરધ્યાન.
જેતું પુન્ય પ્રગટ થયું, જેતું સાચું કર્મ;
તેને દરશન આપિયું, ધાર્મિકને જે ધર્મ.
જે કો જપતા જપ નિતે, કો કરતા અતિ પુન્ય;
તેણે ઇશ્વર નિરખિયા, ન રહી એકે ન્યુન્ય.
જય જયકાર જુગે થયો, જે જે જશ હિત હોય;
કોનાં પુન્યજ પ્રગટિયાં, કળી શકે ન કોય.

કો કહે વિપ્રજ વેદિયો, કો કહે તપિયો તાત;
કો કહે રાજા રાજવી, કો કહે સતિ એ માત.
કો કહે શ્યામા એ સતી, કો કહે વણિક સુતંન;
કો પુન્યે પંથી મલ્યો, માને ન કોનું મંન.
વચન વિક્રમે સાંભળ્યાં, સાચું બોલ્યો સત્વ;
સર્વ પુન્ય મેં જાણિયું, તેજપાળનું તત્વ.
વાંક ઘણો વિપ્રજ તણો, કુંવરી કેરો કોપ;
બિનો બાપ હત્યા થકી, લજ્યા ન કરી લોપ.
તેજપાળને ધન્ય છે, પ્રગટ્યું મોટું પુન્ય;
પરમારથ કરવા ગયો, જરા ન રાખી ન્યુન્ય.
ધન્ય ધન્ય સહુકો કરે, મોતિ વધાવ્યો રાય;
દેવ દુંદુભી વાજતે; પુરમાં પુરપતિ જાય.
પંથી કહે હું પરવરૂં, વિચરૂં મારી વાટ;
વાસ અમારો વેગળો, ઘણા ઉતરવા ઘાટ.
પાગ નમ્યો તે પુરપતિ, કર્યા દંડવત કોડ;
તેડી લાવ્યો ગામમાં, કરગરિ કહે કરજોડ.
ઈશ તણા તો ઈશ છો, દેવ તણા છો દેવ;
સિદ્ધ તણા તો સિદ્ધ છો, કે કો સદ્ગુરૂ સેવ.
રાજવિયોના રાય છો, છો શૂરા કેરા સૂર;
નરપતિયોના નરપતિ, પરમાર્થતણા પૂર.
ધ્યાનિ છો ધર્મવંતના, ધીર તણા છો ધીર;
વીશવસા વિક્રમ તમો, છોજ વીરના વીર.
અમો કયમ કરી ઓળખું, કયમ થાયે અમ કામ;
શિવ આજ્ઞા સાચું કહો, નિજ નરપતનું નામ.
હરિજન હસિને બોલિયો, તેં ઓળખિયો આપ;
દુખભંજન દાખો તમો, પ્રભૂ તણે પ્રતાપ.
સેવક શ્રી હરસિદ્ધનો, શિવશકતીની સેવ;
ઉપાશીક ઇશ્વર તણો, દઇવત ઊપર દેવ.
કંગાલ સહુ વીરનો, રઈયત કેરો રાંક;
ઉજ્જેણીનો અધિપતિ, ઓળખ આડે આંક.

જગંનાથની જાતરા, કરવા કારણ કાજ;
ફરતો અહિં આવી ચડયા, આ મારગપર આજ.
દુખ દાવાનલ દાખિયું, જઇ ઉત્તરની વાટ;
મંન મનાવ્યું તાહરૂં, દિવસ થયા તે આઠ.
પગ પગલે પંથે પળ્યો, પોઢા દિવસે પંચ;
દુખી મળ્યા જે પાંચ જણ, સુણજો તેનો સંચ.
મહાદેવ મળશે નહીં, મંન વિચાર્યું મોંહ;
કર્યો અગ્નિ લઈ ઇંધણાં, દહવાને નિજ દેહ.
મેં માંગ્યું તે આપિયું, ક્ષણું નવ રાખી ખોટ;
એને ત્યાં શી તુન્ય છે, મોર તણી એ મોટ.
વાટે જે દુખિયા મળ્યા, ભાગી તેની ભૂખ;
તારા પુન્ય પ્રતાપથી, હરિએ કીધું સૂખ.
પ્રતિઉત્તર જે પૂછિયા, તે ભણિયા ભલિ ભાખ;
મધુસૂદને મનાવિયું, સાચી પૂરી સાખ.
શુળી સિંહાસન કરી, મહા સુખ કેરૂં મૂળ;
દર્શન દુખિને દાખવ્યું, વૃષ્ટિ થઈ ફળ ફૂલ.
જગત બધામાં જશ થયો, પ્રગટ્યું પુન્ય સુપેર;
રાજ કરો નિજ દેશમાં, મુને જવા દો ઘેર.

## ચોપાઈ.

રીઝયો તે નગરીનો રાજ, ચર્ણે નમિયો મૂકી લાજ;
કિંકરને કારજ દીજિયે, ફરમાવો તે તો કીજિયે.
ચાકર છિયે તમારા અમો, જીવતદાન આપિયું તમો;
વિક્રમ કહે કરો એક કામ, લક્ષ કોટિધા આપું દામ.
દ્વિજને આપો તમે કન્યાય, અધર્મ નથિ એમાં અન્યાય;
મહિપત સાંભળિ થયો મગંન, લીધું પુત્રીતણું લગંન.
ગામસારણી કીધી ઘણી, પુત્રી પરણાવી નિજ તણી;
યજ્ઞ આરંભ્યો તે કારણે, શુભ તોરણ બાંધ્યાં બારણે.
ભોજન કરાવિયું આખું ગામ, નવે ખંડમાં રાખ્યું નામ;
તેને વિક્રમે તિલકજ કીધ, શત ગામ તે વિપ્રને દીધ.

સત હાથી ને સત ઘોડલા, જેવા જય વિજય જોડલા;
માળવ પ્રગણામાં જે મુખી, તાંબાપત્રે આપ્યાં લખી.
અધિપત તેને તૂઠયો આપ, કરી ખંડણી તેને માફ;
આશિશ સહુકો કેરી લીધ, પછે કામ એક સારૂં કીધ.
તેજપાળને તેડયો તર્ત, શિર લીધું બ્રાહ્મણનું મર્ત;
તેડાવી દીધાં બહુ માન, જુગત કરી જોડાવી જાન.
મમ પ્રધાનને પુત્રી એક, પદ્મની છે વપુ વિવેક;
તેને હું પરણાવું માન, કોડે દેઉં હું કન્યાદાન.
હસ્તી ઊપર પધરાવિયો, પુષ્પ મોતિયેથિ વધાવિયો;
નવલખિ જાન થઇ નવરંગ, રાખી મંત્રિ સભા સહુ સંગ.
ઘોર નિશાન રૂડાં ગાજતે, પ્હોંચ્યા સો વાજાં વાજતે;
જુગતે થયું મંત્રિને જાણ, વર લાવ્યો વિક્રમ રાજાન.
સોનાના સૂરજ ઉગિયા, પુરે મનોરથ પ્રભુ પૂજિયા;
ખાન પાન મેવા પકવાન, સેવા કારણ મુકયા પ્રધાન.
વિવાહ કામે વાંધી વાત, રાખી જાન દિવસ શુભ સાત;
રીત ભાત ગ્રહસ્થાવટ ઘણી, પુત્રી પરણે જયમ નિજ તણી.
ઉજ્જેણ નગર સઘળું જમ્યું, રાય આદે સહુ વરને નમ્યું;
કીધું તિલક નૃપત જ્યાહરે, હેમ વૃષ્ટિ થઇ ત્યાં તાહરે.
શત રથ ને શત હસ્તી સજ્યા, જે ઊપર ફરકે છે ધ્વજા;
છન્નું કોડ ટકાનાં છત્ર, પાંસઠ લાખ પડોડા પત્ર.
બાણું લાખ ટકા બાંટમાં, ઘણો ગર્થ આપ્યો ગાંઠમાં;
પોતાના શોભિત શણગાર, અતિ મોટા મોતીના હાર.
ધંન અલેખે આપ્યો ધર્મ, કન્યાદાન સમે શુભ કર્મ;
ત્રાંબા પત્રે લેખે લખી, પાંસઠ પ્રગણાંનો કિધો મુખી.
જાન વળાવી દીધાં માન, તેજપાળને કર્યો પ્રધાન;
જે આવ્યાતા જાનનિ માંહ, આપિ અશ્વ પોંચાડયા તાંહ.
શાહ પુત્ર એ સોહામણો, કાળો પણ અતિ કોડામણો;
હુંથિ ન થાય તે એણે કર્યું, પરકારજ દેખી મન ઠર્યું.

## દોહરા.

ભોજ પ્રત્યે કહે ભામની, પુતળી પરમ પવિત્ર;
સાંભળ રાય સલક્ષણા, વિક્રમતણું ચરિત્ર.
સત્ય ગુણે સોહામણું, એ રૂડું આખ્યાન;
પવિત્ર કરે પુન્યવંતને, વિક્રમતણું વિખાણ.
ધર્મવંત કહે ધન્ય ધન, સત્ય વાત કહે સાર;
પંડિતને પ્રિય ઊપજે, દલ રીઝે દાતાર.
સાચાને સાચું સકળ, જૂઠાને મન જૂઠ;
શોભા શુભ ધર્મી સહે, અક્કલહિણને ઊઠ.
કળ ખાઇ કંરપી પડે, સુમને આવે શીત;
ચતુરજ ચેતે ચિત્તમાં, જશ વર્ણન શુભ રીત.
સાંભળતાં સુખ ઊપજે, મન થાયે પરસંન;
ફળ ચાંદ્રાયણ વર્તનું, રેવાનું દરશંન.
અડસઠ તીરથથી અધિક, કાશી કાંચિ કેદાર;
ગંગ ગયા ને ગોમતી, પામે પદારથ ચાર.
ધર્મ કામ ને મોક્ષ મન, ઘણી લક્ષ્મિ ઘર સુત્ર;
જશ જીત્યો સૌ જગતનો, પુન્ય પ્રતાપિક પુત્ર.
બ્રહ્મ તેજ બ્રાહ્મણ મળે, શૂરા પામે શૂર;
વણિક મળે વ્હેપાર શુભ, નર નારી અતિ નૂર.
શુદ્ધ મને એ સાંભળે, સરવે જાયે રોગ;
કૃપા કરે શ્રી કૃષ્ણજી, દે ભાવંતા ભોગ.
એ સાંભળીને આપશે, અંન વસ્ત્રનાં દાન;
આ લોકે જશ પામશે, શિવ શક્તી સન્માન.
રામ ચરિત્ર સમું રમણ, સાંભળતાં સુખ થાય;
જાણે વેદ એ પાંચમો, ગુણ દાતાનો ગાય.
ગીતા ગ્રંથથિ ગુણ ઘણો, પરમાર્થનું પુરાણ;
મૂરખનો તો મેળ શો, સમજે ચતુર સુજાણ.
પુન્ય વડું પૃથ્વી વિષે, તેથિ વડો પરમાર્થ;
તે જે કો સમજે નહીં, (તો) વપૂ ધરે તે વ્યર્થ.

પૂરણ જેહ પ્રગટ થયું, તે કહ્યું સંક્ષેપે સાર;
મૂરખ મુખ મરડી જશે, દલ રીઝે દાતાર.
દયા રૂડી છે દાનથી, પરમારથશું પ્રીત;
પુન્ય કાજ પ્રેમે કરે, એ સહુ જનની રીત.
તેના પુન્ય પ્રતાપથી, લખ્યો ગ્રંથ એ સાર;
શ્રોતાજન શ્રી હરિ કહો, ભાવ ધરી નર નાર.
વખાણ કરિને પૂતળી, આપે ગઇ આકાશ;
એહ કથા પૂરણ હવી, કહે કવિ સામળદાસ.
શ્રોતાવકતા સમજતા, કહે કવિ તો કરજોડ;
સામળભટ કહે બોલજો, જય જય શ્રી રણછોડ.

રૂપાવતીની વાર્તા સમાપ્ત.

# હરીરામ.

સુરતનો વતની. સંવત્ ૧૮૮૦માં હૈયાત હતો. એના રચેલા ગ્રંથોઃ-
સીતા સ્વયંવર, રૂક્મિણિ સ્વયંવર અને કૃષ્ણવિરહનાં પદ.

## સીતાસ્વયંવર.

### કડવું ૧ લું--રાગ ગોડી (ચોપાઇ.)

પ્રથમે પ્રણમું સૂત મહેશ, ઉત્તમ મતિ આપો ઉપદેશ;
અંબા સુતનું ધ્યાનજ ધરૂં, હરીગુણ ગાવા ઇચ્છા કરૂં. ૧
ગુણનીધી ગણપતિ ગુણ ભંડાર, સીંદુરે શોભે શણગાર;
દુંદાલો દુખભંજન દયાળ, કર કંકણ મુક્તાફળ માળ. ૨
શીશ ચડે સેવંત્રાં સાર, કરશોભે ફરસી હથીયાર;
એકદંત સુધબુધનો સ્વામ, મંગળ આદે લીજે નામ. ૩
બ્રહ્મ સૂતા માતા મહાસતી, વાગ્વાદની તું સરસ્વતી;
વિણા પુસ્તક શોભે પાણ, મા મુજને આપો શુભ વાણ. ૪
અક્ષર રૂપ તું અખિલ બ્રહ્મ, તારો કોઈ ન જાણે મર્મ;
શબ્દરૂપ સચરાચર રહે, અલેખ રૂપ તારૂં કો નવ લહે. ૫
હું અજ્ઞાની બાળક બુધ, કહીં ન જાણે અક્ષર શુદ્ધ;
તે માટે મુજ ઉપર મયા, આપો વાક્ વાણી કરો દયા. ૬
શ્રી ગુરૂચર્ણ કમલ મન ધરૂં, પ્રેમે કરીને પૂજા કરૂં;
જેને ગુરૂ સમ દ્દષ્ટે જોય, તે મન વાંછિત પામે સોય. ૭
તે માટે પૂજન કરૂં જથા, શ્રી ગુરૂ મુખથી કહું શુભ કથા;
ગુરૂ બ્રહ્મ ગંગા સરસ્વતી, ઉત્તમ આપજો નિર્મળ મતી. ૮

વળી વીનવું વૈષ્ણવજન, જેનાં પૂન્ય પવિત્ર વચન;
જેને હરી ગુણ હૃદય રહે, રામનામ મુખ વાણી કહે. ૯
એવા સાધુની સંગત કરી, હરી ગુણ ગાવા ઇચ્છા ખરી;
પ્રબંધ બંધન જાણું ભેદ, વૃદ્ધ ખોટ કલી અક્ષર છેદ. ૧૦
દુહા ગુહા ગાથા ને ગીત, પદ પ્રમોદ ન જાણું રીત;
નાદ છંદ પીંગળની જાત, સ્વર નટ નાટક તાંડવ ભાત. ૧૧
જેમ તેમ ગાઈશ ગુણ ગોવીંદ,પ્રાકૃત અર્થ કરીશ પદબંધ;
સીતારામતણો વિવાય, ભાવિક ભાવે જે જન ગાય. ૧૨
છૂટે ભવબંધનના પાસ, ગર્ભવેદના પામે નાશ;
તે માટે એ રામચરિત્ર, કહીશ કથા હું પૂણ્ય પવિત્ર. ૧૩
ભારદ્વાજ વાલ્મીક સંવાદ, સાંભળતાં ઉપજે આલ્હાદ.
વાલ્મીક રૂષી કહે ભરદ્વાજ સુણો, કહું સ્વયંવર સીતાજીતણો. ૧૪
મૈથુલ દેશ મૈથુલ પુરી નામ, ઉત્તમ લોક વસે તે ઠામ;
રાય જનક ત્યાંનો રાજન, હરીભક્ત સદા પાવન. ૧૫
હરખે હરીની સેવા કરે, અસત્ય વાણી નહીં ઊચરે;
પાળે નીમ બહુ તપ વ્રતતણા, આવે વીપ્ર મંદિર અતિ ઘણા. ૧૬
અનુદીન ભજન કરે ભગવાન, કરે યજ્ઞ આપે બહુ દાન;
પર્મ પવિત્ર વસે ત્યાં લોક, અણુ માત્ર નહીં જ્યાં શોક. ૧૭
ધર્મ શીળ ત્યાંનો રાજન, અપુત્રવંત ને નહી કંઈ તંન;
રાજા અનુદિન ચિંતા કરે, આરત સુતની મનમાં ધરે; ૧૮
એક સમે રૂષીને કહે રાય, સ્વામિ પુત્ર પ્રાપ્તી કેમ થાય;
સમસ્ત રૂષી કહે ઉપદેશ, તમો કરો શ્રી યજ્ઞ નરેશ. ૧૯
કહી વાત પધાર્યા બ્રહ્મ, પછી યજ્ઞનો માંડ્યો આરંભ;
હવે કથા અતિ ઉત્તમ થશે, રાય ગૌતમ સુતને તેડવા જશે. ૨૦
કરજોડી કહે વીપ્ર હરીરામ, ગાતાં સુણતાં વૈકુંઠ ઠામ;
શ્રોતાજન સાંભળો ચિત ધરી, એકવાર મુખે બોલો હરી. ૨૧

## કડવું ૨ જું–રાગ ધન્યાશ્રી (દુહો.)

રૂષી વાલ્મીક એમ ઉચરેરે, ભરદ્વાજ પ્રત્યે ત્યાંહે;
જનકે જજ્ઞ આરંભીયોરે, હરખ ધરી મનમાંહે. ૧

શતાનન ગુરૂ આપણોરે, ગૌતમ કેરો કુમાર;
તેને બેસાડી પૂછીયુંરે, સ્વામી જગ્નનો કહો ઉપહાર. ૨

ઢાળ.

વિચાર કરીને ઉપહાર કહો, સ્વામી માગું માન;
અહીં વરણ બ્રાહ્મણ કેટલા, તેમને આપવાં શાં દાન. ૩
કહો પૃથ્વી શુદ્ધ લક્ષણ વિધી, કોણ સ્થળ રચનાય;
ઉપહાર સામગ્રી કહો તે, આણીએ કહે રાય. ૪
રૂખી કહે રાજા હળ લઇ, ભૂમી શુદ્ધ કરીએ આજ;
ત્યાં કરો રચના કુંડ વેદી, શ્રી યજ્ઞ કેરે કાજ. ૫
શુભ લગ્ન તીથી મુહુર્ત જોઇ, જોતર્યું હળ રાયે હાથ;
પુર નિવાસી લોક સૌ, પ્રધાન સૌકો સાથ. ૬
તેણે સમે એક આશ્ચર્ય દીઠું, એક ધનુષ અવની મોઝાર;
મહા પ્રૌઢ પર્વત પ્રાય સરખું, કોઇ ન પામે પાર. ૭
તેને કાઢવા પ્રપંચ માંડયો, તવ પેટી દીઠી પાસ;
તે મધ્યે કુંવરી સુંદર શ્યામા, રવિ શશી કોટિ પ્રકાશ. ૮
મહા તેજપુંજ સ્વરૂપ જોઇને, રાય હરખ્યો મન;
મારે લક્ષ પુત્ર સમાન પુત્રી, એમ કહી ચાંપી તન. ૯
પછી જનક કહે આ ધનુષ કેરી, કશી કરવી પેર;
કોણ પ્રાક્રમ કરી કોડંડ આ, કેમ લઇ જવાશે ઘેર. ૧૦
દશ સહસ્ર હસ્તી અણાવ્યા, તેણે કર્યું બહુ પ્રાક્રમ;
વળી જોધ બીજા બહુ મળ્યા, ત્યારે ખસ્યું એ કદમ. ૧૧
સળસળ્યું ત્યારે શેષ સળકયો, ડોલ્યા દશ દીગપાળ;
બહુ ધીરાએ ધીરજ છાંડી, વિસ્મય હવો ભૂપાળ. ૧૨
મહા શ્રમ કરી ઘેર લઇ ગયા, નિજ રાજ મંદિર માંહે;
વાજીત્ર વાજે અતિ ઘણાં, માનુની મંગળ ગાયે. ૧૩
ઢોલ દદામા ગડગડે, તાન ફેરીના નાદ;
જયજયકાર વરતી રહ્યો, સૌકોને મન આલ્હાદ. ૧૪
જોશીને તેડી બેસાડીઓ, કુંવરીનું જોવરાવીએ નામ;
કોણ લગ્ન ગ્રહ નક્ષત્ર વેળા, એ આવી મારે ધામ. ૧૫

ઋષિ કહે રાજા સાંભળો, એ કન્યા આપી ઈશ;
રીધ સીધ પામીશ એ થકી, તુને મળશે શ્રી જુગદીશ. ૧૬
એક વૈદેહી બીજી મૈસ્થળી, ત્રીજી જાનકી ને સીત;
પછી યથારૂચી જે માત તાતની, બોલાવજો રાજા નિત્ય. ૧૭
એવું સુણી રાય હરખીઓ, બહુ દાન આપે એવ;
ગજ અશ્વ ધન રથ વસ્ત્ર આપ્યાં, વિપ્રને તતખેવ. ૧૮
તે ધનુ લઇને મેલીયું, ગ્રહ મધ્ય ઉત્તમ ઠામ;
તેને પ્રેમે પૂજે નરપતી, નિત્ય નિત્ય કરે પ્રણામ. ૧૯
એમ કરતાં બહુ વરસ ગયાં, જાનકી પ્રૌઢી થાય;
માત પિતાનો લક્ષ બહુ, ક્ષણ એક અળગી ન થાય. ૨૦
એક દિવસ માતા કહે રે પુત્રી, હવનશાળા માંહે;
ભૂમીને શુદ્ધ વેગે કરો, રાય પુજા કરવા જાયે. ૨૧
સુણી વચનને શીઘ્રે ચાલી, મંદિર મધ્યે કુમાર;
જઈ ધનુપ મેલ્યું વેગળું, ક્ષણું ન લાગી વાર. ૨૨
ઘણા કાળની અપવિત્ર ધરણી, સર્વ કીધી શુદ્ધ;
તેવે સમે ત્યાં રાજા આવ્યા, મન વિચારે છે બુદ્ધ. ૨૩

## વલણ.

બુદ્ધ વિચારી તેડી નારી, રાય જજ્ઞશાળે ઉભો રહ્યો;
કરજોડી વિપ્ર હરીરામ કહે, કૌતુક જોઈ વિસ્મય થયો. ૨૪

## કડવું ૩ જું.–રાગ મારૂ.

વાલ્મીક કહે ભરદ્વાજને, સાંભળો સુનિ મહંતરે;
જનક રાય વિમાસણ કરતાં, થયો અતિ આશ્રીતરે. ૧
સત્યાનંદ પ્રધાન પ્રત્યે, સભળાવે વાત વિચારીરે;
સિતારૂપ માનવનું દીસે, પણ કો કારણ અવતારીરે. ૨
પ્રૌઢ ધનુષ પર્વત સરખું, કો નરે નવ ગ્રહેવાયરે;
અળગું હળવે કરી મેલ્યું, જાનકી કોમલ કાયરે. ૩
તે માટે મારા મન સાથે, વિચાર કીધો જાણરે;
જેકો એ કોડંડ ભાંગે તે, કુંવરીનો ગ્રહે પાણરે. ૪

એવું પણ કરી ભૂપતિ આવ્યો, નીજ સભા મોઝારરે;
ઇષ્ટ સખા સૌ મળીને બેઠા, કર્યો મન વિચારરે. ૫
લખી લેખ આપ્યા સેવકને, મોકલ્યા ઠામો ઠામરે;
તેડાવ્યા મોટા મહિપતિ, તે સ્વયંવરને કામરે. ૬
સુરજ ને સોમવંશી રાજા, તેહ તણો નહીં પારરે;
વાંચી લેખ વેગે પધાર્યા, મૈથુલ દેશ મોઝારરે. ૭
હયદળ વાદળ બહુ મળીયું, હીંસારવ કહે કોણરે;
મદનભેર રણુકાર નફેરી, વાગે ઢોલ નીશાનરે. ૮
સહસ્ત્ર અઠયાસી મુનીવર આવ્યા, ઉમિયાપતી ત્યાં ઇશરે;
વીરંચી વેગે પધાર્યા, સુર આવ્યા ક્રોડ તેત્રીશરે. ૯
છાયું સ્વર્ગ ત્યાં દળે સઘળું, વિમાનનો નાવે પારરે;
મોતી ઝુલ માણેક જડીયાં, મહાતેજનો અંબારરે. ૧૦
પાતાળથી વરૂણ પધારયા, તક્ષક વાસુકી શેષરે;
અલંકાર વસ્ત્ર ધરીને આવ્યા, વાંચી રાજાનો લેખરે. ૧૧
વળી જોધ બીજા મહા બળીયા, ધૃતરાષ્ટ્ર ને પુંડરીકરે;
કાલી કુટુંબ સહીત પધાર્યા, સાથે છે અગ્નીષરે. ૧૨
પદ્મક ને મહાપદ્મક આવ્યા, મૈથુલ પુર મોઝારરે;
સેન્યા લઇ રાય સામા આવ્યા, લાવિયા સૌ પરિવારરે. ૧૩
અન્યો અન્ય આલીંગન દીધાં, પૂછયાં કુશળ ક્ષેમરે;
શેષનાગ તક્ષક વાસુકી, ભેટયા કરીને પ્રેમરે. ૧૪
તેમને ઉતારા આપ્યા ભલા, ત્યાં જે માંગે તે અપાયરે;
ભક્ષ ભોજન નાના વિધનાં, સુંગંધ છાંટણાં થાયરે. ૧૫
નૌતમ ગ્રહ મંડપની રચના, ગોખ જાલીયાં જૂપરે;
કણકોઠાર ભર્યા જલવારી, ત્યાં ઉતાર્યા ભૂપરે. ૧૬
પૃથ્વીપતી ટોળે મળ્યા, હરીશ્ચંદ્ર રાજા ભર્થ રે;
ચંપકસેનને બાહુક બલીયો, સેના સહિત સમર્થરે. ૧૭
ઉત્તરથી રાય કર્ણ આવ્યો, ધૃષ્ટકેતુ ને અંશુમાનરે;
લંકાપતિ રાવણ આવ્યો, ભ્રાત સહિત રાજાનરે. ૧૮
દીગપતી દીગપાળ આવ્યા, વળી મંદરાંચળ ને મેરરે;
ત્રીકુટાચળ વિંધાચળ હિમાચળ, અસ્તાચળ અજમીરરે. ૧૯

જે ભડ નિમંત્રણે આવીયા, જનક હૃદયા સાથે મળીયારે;
આલીંગને ઉલ્હાસ પામ્યા, તાપ દેહના ટળીયારે. ૨૦
નગ્રમાં ઉચ્છવ અદકો, બાંધીયાં તોરણ બારરે;
જય જયકાર કરે જન સૌકો, માનુની મંગળ ચારરે. ૨૧
મહા મનોહર મંડપની રચના, કનકથંભ રોપાયરે;
જળહળે મંદિર રત્ન હીરા, તેની શોભા કહી નવ જાયરે. ૨૨
વેદી કુંડ રચીયો યજ્ઞ અર્થે, કંચન ભોમ ત્યાં શોભેરે;
સિંહાસન મહામંડપ મધ્યે, તે દેખીને મન લોભેરે. ૨૩
ગુરૂ ગૌતમને તેડાવ્યા, કર્યો વિવાહ યજ્ઞનો આરંભરે;
દીક્ષા લઇને રાજા બેઠા, વરૂણ કથા ત્યાં બ્રહ્મરે. ૨૪
યથા યોગ્ય રૂષી પુજન કીધાં, કેસર ચંદન સારરે;
હુતદ્રવ્ય પાવક મધ્યે હોમે, વરત્યો જય જયકારરે. ૨૫

### વલણ.

જય જયકાર વરતી રહ્યા, એ કથા એટલેથી રહી;
કહે હરીરામ વિશ્વામિત્ર મુનીયે,યજ્ઞ એક માંડયો સહી. ૨૬

## કડવું ૪ થું–રાગ ગોડી. (ચોપાઇ)

વાલ્મીક રૂષીને પૂજી યથા, ભરદ્વાજને પૂછે કથા;
સ્વામિ મુજને કહો એ ચરિત્ર, ગાધી રાજાનો સુત વિશ્વામિત્ર. ૧
રાજા ટળીને રૂષી કેમ થયો, મેલી રાજ્યને વન કેમ ગયો;
શાને યંજ્ઞ કર્યો મહારાજ, માંડી કથા કહો સૌ આજ. ૨
વાલ્મીક રૂષી કહે એક સમે, ગાધી સૂત તે મૃગયા રમે;
અનંત દળ તેનો નહીં પાર, ચતુરંગણી સેના સાર. ૩
હય ગજ રથ નર વાહન જાય, જોધા તણી સંખ્યા નવ થાય;
ચોપાસે ફરકે નીશાન, હિંસારવ કરતા કહે કોણ. ૪
એમ કરતાં રાય આવ્યો તહાં, સમુદ્ર ગામિની સરિતા જહાં;
દીઠું વન ઘણું સોહામણું, ગંગાત્રટ જળ રળીયામણું. ૫
વસંત ઋતુ શુભ વાજે વાય, બોલે મોર કોકિલ સ્વર થાય;
વનસ્પતિ ફૂળ ફૂલે ભરી, દાડમ દ્રાક્ષ બીજોરી મળી. ૬

ફોરિંગ મૃગ ચાનુક બહુ ભમે, મધ્યાન કાળ થયો તેણે સમે;
અતિ શ્રમે વ્યાકુલ થયો રાય, બાંધી અશ્વ બેઠો દ્રુમ છાંય. ૭
વશિષ્ટ રૂષી તવ આવ્યા તહાં, વિશ્વામિત્ર રાય બેઠો જહાં;
પ્રાર્થના કીધી રાયે ઘણી, રૂષી જોત જાણે. દિનમણી. ૮
મધ્ય દિવસ થયો અતિકાલ, ભોજન કરી જાજો ભૂપાળ;
નકાર મા કરશો મુખે જેહ, પ્રાઘૂણ્ય મુજ મઠમાં રહો તેહ. ૯
કહી નિમંત્રણ રૂષીજી ધસ્યા, રાજા પ્રધાન અન્યોઅન્ય હસ્યા;
તાપસ વિપ્ર વિચાર ન કરે, વચન મુખ આવ્યું ઉચરે. ૧૦
કરી નિમંત્રણ ચાલ્યા ઘેર, ભોજનની શી થાશે પેર;
મુજ સાથે સેન્યા છે ઘણી, અકળતીત તે નવ જાયે કળી. ૧૧
મહારથી જોદ્ધા અસ્વાર, કરતાં શેષ ન ઝીલે ભાર;
એમ કહી રાયે સજ્યું સેન, વશિષ્ટે સ્મરિયાં કામધેન. ૧૨
સ્મરણ માત્રે માતા આવીયાં, નવનીધ અષ્ટમા સિધ લાવીયાં;
તત્કાળ થયાં કનકનાં ધામ, ગોખ જાળીયાં મનોરથ ઠામ. ૧૩
નવા સ્થંભ સુવર્ણના ઘડયા, હીરા માણેક ને મોતી જડયા;
હયશાળા ગજશાળા સૌ સીદ્ધ, ટાંકાં મીષ્ટ ગ્રહ મધ્યે રીદ્ધ. ૧૪
કનક ઢોલીયા ઢાળ્યા જહાં, રાજાને ઊતાર્યા તહાં;
જળ થળ ભેદ ન પામે પાર, ભૂલ્યો ભૂપતિ ભુવન મોઝાર. ૧૫
મંદિર જોતાં નાવે છેહ, થાકયો રાય શીતલ થયો દેહ;
સેવક સૌ આવ્યા નિર્વાણ, રાજા પ્રત્યે બોલ્યા વાણ. ૧૬
માર્જન કરવા માંડો જઈ, ઘરમાં ભોજન વેળા થઈ;
ઉષ્ણોદકે ત્યાં કીધાં સ્નાન, આસને જઈ બેઠા રાજાન. ૧૭
આગળ માંડી સુવર્ણની થાળ, પીરસ્યાં પકવાન રસાળ;
આરોગી ઊઠયા રાજાન, ઉપર આપ્યાં ફોફળ પાન. ૧૮
સૈન્ય સર્વેશું ભોજન કરી, ઉતારે રાય આવ્યો ફરી;
પ્રતિ જોધ રાજાના જહાં, બબે સેવક રૂષીના તહાં. ૧૯
એણી પેરે રાખ્યા દીન ત્રણ, રાજા વિસ્મય પામ્યો મન;
રૂખીને રહેવા નાની મઢી, આવી રીધ આ કોણે ઘડી. ૨૦
તવ મંત્રી કહે સાંભળ રાયે, એક ધેનુ રૂષીના મઠ માંહે;
તે થકી રીધ સીધ સૌથઈ, રાજા કહે અહીં લાવો જઈ. ૨૧

બહુ સેવક ધાયા તેણી વાર, છોડી ગાયને કાઢી બહાર;
ભૂંજે દેહ કરે દુષ્ટ પ્રહાર, તવ ત્યાં વરત્યો હાહાકાર. ૨૨
કામદુધાને ચઢીયો ક્રોધ, રોમ રોમથી પ્રગટયા જોધ;
એક રોમથી દશ દશ જેહ, આગળ રૂધીર બીંદુથી વાધે તેહ. ૧૩
મારી સૈન્ય કર્યું સંહાર, નાઠો રાજા વન મોઝાર;
તે દુઃખ રાય સંભારી મન, તજી રાજ્યને ચાલ્યો વંન. ૨૪
આ રાજ્ય કર્મથી અદકું તપ, તે માટે કરૂં હરીનો જપ;
જઈ આરાધ્યા શ્રી ભગવાન, બ્રહ્મરૂષિ કહાવ્યું રાજાન. ૨૫
એકત્રીશંગ રાજ્ય બ્રાહ્મણને શાપ,રાક્ષસ દેહ પામ્યો તે આપ;
તેને મળ્યા રૂષી વિશ્વામિત્ર, ભક્ષ કરાવ્યા વશિષ્ટના પુત્ર. ૨૬
પછી તે તણે પ્રતાપે કરી, ઈચ્છા યજ્ઞતણી થઇ ખરી;
કહે હરીરામ હું કંઇ ન લહું, વિશ્વામિત્ર યજ્ઞ મહિમા કહું. ૨૭

## વલણ.

હવે યજ્ઞનો મહિમા કહું, સુણો શ્રોતાજનરે;
જો વિશ્વ તરવા મન ધરો, તો હરી ભજો હરીજનરે. ૨૮

## કડવું ૫ મું–રાગ રામગ્રી.

મુની વાલ્મીકજી બોલ્યા વાણજી,વિશ્વામિત્રે માંડયો યજ્ઞ જાણજી;
મંડપ રચના કરી અવશ્યમેવજી, તતક્ષણ તેડયા સર્વે દેવજી. ૧

## ઢાલ.

દેવ ત્યાં સર્વે તેડયા, ક્રોડે જે તેત્રીસ;
વિમાને બેસી આવીયા, સુરપતિ બ્રહ્મા ઇશ. ૨
ગણપતિ રૂષેશ્વર આવીયા, ત્યાં ગર્ગ ગૌતમ જેહ;
અત્રી ચ્યવન ને બૃહસ્પતિ, ભૃગુ ભરદ્વાજ ત્યાં તેહ. ૩
વેદવ્યાસ ને વૈશંપાયન, સુત પુરાણીક જેહ;
જૈમિની જમદગ્ની આદે, ધૌમ્ય લોમેશ તેહ. ૪
અંતરિક્ષથી ઋષી નારદ આવ્યા, જે મહા મૌન્ય પવિત્ર;
તેની પુજા કીધી પ્રેમશું, ભેટીયા વિશ્વામિત્ર. ૫

બ્રહ્મસદનથી આવીયાં ત્યાં, કલ્પદ્રુપ કામધેન;
જે જોઈએ તે આપે ઋષીને, અશ્વ ગજ રથ હેમ. ૬
પછી યજ્ઞ આરંભીયો, બેઠા ત્યાં ઋષીરાય;
જય જયકાર થઈ રહ્યો, આનંદથી યજ્ઞ થાય. ૭
તેણે સમે બે અસુર આવ્યા, રચી માયા પાસ;
અંધકાર કીધો અતિ ઘણો, તેણે યજ્ઞ કીધો નાશ. ૮
સુબાહુ ને અતિબાહુ, એ રાક્ષસો કેરાં નામ;
સંગ્રામ કરવા આવીયા, બહુ જોધશું તેણે ઠામ. ૯
શિલા વૃષ્ટિ બહુ કરે, મળમૂત્રનો નહીં પાર;
અંધકાર કંઇ સૂજે નહીં, ત્યાં વરત્યો હાહાકાર. ૧૦
યજ્ઞનો ત્યાં ધ્વંસ કીધો, મુનિ સૌ નાઠા જાય;
શીર વસ્ત્ર પાખે, નગ્ન પાયે, દશો દીશ પલાય. ૧૧
વિશ્વામિત્ર ત્યાં વિસ્મય પામ્યા, દિશાનો ભંગ થાય;
રાસે લોચન રક્ત દીસે, કોપે ધ્રૂજે કાય. ૧૨
જોયું દૃષ્ટે દેખે નહીં, રૂષી વિચારી મન;
મુજ વૈર માટે આવીયા, બેઉ તાડીકાના તન. ૧૩
વળી વિશ્વામિત્રે પાછા વાળ્યા, તેડાવ્યા સૌ બ્રહ્મ;
નીમ માટે ફેરવીને, માંડયો યજ્ઞ પ્રારંભ. ૧૪
ફરી દુષ્ટ તે આવીયા ને, કરવા માંડી ઘાત;
મળ મૂત્ર અસ્થી ચર્મ નાંખે, શોણિતનો વરસાદ. ૧૫
એમ એકેક પછી એક ભાંગીઆ, રૂષી યજ્ઞ ત્યાં એકવીશ;
મહા દુઃખી થયો સુત ગાધીનો, મનમાં અતિશે રીશ. ૧૬
રૂષી પત્ની છે મહા સાધવી, કરજોડીને કહે સ્યામ;
યજ્ઞ તમ પૂરણ તો થશે, અહીં આવશે શ્રી રામ. ૧૭
પરિબ્રહ્મ પરમાનંદ પૂરણ, હરી સાતમો અવતાર;
ભક્તનાં બહુ કારજ કરવા, ઉતારવા ભૂમિ ભાર. ૧૮
શ્રી અયોધ્યામાં અવતર્યા, રાય દશરથ કેરે ઘેર;
તે મંદિર આવે આપણે, તો કરે તેની પેર. ૯૧
પછી જ્ઞાનદષ્ટે રૂષીએ જોયું, અવતર્યા શ્રી હરી ત્યાંહે;
તતક્ષણ વેગે આવીયા, દશરથનું પુર છે જ્યાંહે. ૨૦

અર્ઘ્ય સભાથી ઊઠીને, આસન આપ્યાં રાય;
મધૂપર્કની પુજા કરી, નરનારી લાગ્યાં પાય. ૨૧

## વલણ.

પાય લાગ્યાં રાય રાણી, આશીર્વાદ ઋષીએ કહ્યા;
કહે હરીરામ પછી બાંહે વળગી,રાય રૂષી ઘરમાં ગયા. ૨૨

## કડવું ૬ ઠું–રાગ વેરાડી.

વાલ્મીક રૂષી એમ ઊચરે, દશરથ રૂપીની પુજા કરે;
કૌશલ્યાજી રેડે વાર, રાય ચર્ણ પખાળે સાર. ૧
કેશર ચંદને અર્ચા કરી, રાજાએ મુખવાણી ઊચરી;
વેગળેથી કેમ આવ્યા સ્વામ, મુજ સેવક સરખું શું કામ. ૨
ઘણે દિવસે મળીયા તમો, જે કહેશો તે કરશું અમો;
સુણી વચન ત્યાં વિશ્વામિત્ર, બોલ્યા ઋષીજી પર્મ પવિત્ર. ૩
સાંભળો રાજા કહું તે પેર, જે કારણ આવ્યા તમ ઘેર;
મેં તો મન શું ઇચ્છા કરી, યજ્ઞ કરી સંતોષું હરી. ૪
મેં યજ્ઞનો માંડયો આરંભ, તેડયા સહસ્ર અઠયાસી બ્રહ્મ;
પ્રબલ યજ્ઞ પુરશ્ચરણે કરી, આહુતી લઈને મુખમાં ધરી. ૫
તેણે સમે દાનવ જંગ કરે, યજ્ઞ તણો આવી ભંગ કરે;
શિલા વૃષ્ટિ કરે ત્યાં તેહ, નાંખે મળમૂત્રાદિક એહ. ૬
દૃષ્ટે દૃષ્ટ ન દેખે કોય, કરે ભંગ અધ્વરનો સોય;
વળી યજ્ઞ આરંભ્યો જેહ, આવી અસુરે ભાંગ્યો તેહ. ૭
એમ મુને દુ:ખ દીધું ઘણું,હું રાજા તુજ આગળ ભણું;
પછી રૂષી સમસ્તે આજ્ઞા કરી,મુને અહીં મોકલ્યો ખપ કરી. ૮
કહ્યું દશરથને ઘર પધાર, અવતર્યા શ્રી જુગદાધાર;
કૌશલ્યા ઉદરે નીવાસ, પ્રગટયા પૂરણ બ્રહ્મ પ્રકાશ. ૯
તે થકી થાશે તુજ કામ, આપો જાચું લક્ષ્મણ રામ;
કૌશલ્યા એવું સાંભળી, પડી ધર્ણી ને મુર્છા વળી. ૧૦
રાજા ગદગદ કંઠે રૂએ, ચિંતાતુર ચોપાસે જૂએ;
મુહૂર્ત એક પછી સુદ્ધિ થઇ, કૌશલ્યા રાય પાસે ગઈ. ૧૧

રૂષી વચન મિથ્યા નવ થાય, બાળકને ત્યાં કેમ મોકલાય;
હીરા માણેક મોતી જેહ, રામ સમોવડ આપું તેહ. ૧૨
આપું હય ગજ રથ સેન્યા સાર, આપું કુંચિ સહિત ભંડાર;
વચન પાળવા ઋષીજીતણું, આપું રાજ્ય સર્વ આપણું. ૧૩
રાજા વળી મા કહેશો વાણ, માગોતો આપું સહી પ્રાણ;
રૂષિ વચન મિથ્યા નવ થાય, કહે તો તમારે જાવું રાય. ૧૪
એ બાળક બંને બાળી બુદ્ધ, શું જાણે દાનવનાં જુદ્ધ;
કઠોર રૂપ કોઇનું જોઇ રડે, કહો તે જુદ્ધ કેઇ પેરે કરે. ૧૫
હું વેગળે રમવા નહીં દેઉ, કેડે ચડાવી મંદિરમાં લેઉં;
કહોજી કેમ મોકલશો ત્યાંય, શું જાણીએ લઇ જાશે કયાંય. ૧૬
તે માટે તમો સાંભળો રાય, એ બંનો ભ્રાત ત્યાં કેમ અપાય;
જે કો એવી કેહેશે વાણ, આપીશ મારા નીશ્ચે પ્રાણ. ૧૭
સાંભળો રાજા સત્ય વચન, તમે કેમ પામો રામરતન;
મુનીવરે કૃપા કીધી ઘણી, તો પોહોતી આશા આપણી. ૧૮
જે સુતનું મુખ જોતાં સહી, તાતની ત્રણહત્યા ગઇ;
તે માટે કહું સાંભળો સ્વામ, હું નહીં આપું લક્ષ્મણ રામ. ૧૯
એવાં વચન અબળાનાં સુણી, દશરથને ચિંતા થઇ ઘણી;
કર સંપુટ કરી લાગ્યો પાય, રૂષીજી મુજને કરો પસાય. ૨૦
એ બાળક છે નાના સ્વામ, કરવો રાક્ષસ શું સંગ્રામ;
તે માટે મુજને કહો આજ, આવી જુદ્ધ કરૂં યજ્ઞકાજ. ૨૧
સુણી વચન કહે વિશ્વામિત્ર, સાંભળો રાજા પુણ્ય પવિત્ર;
જે કો તેજસ્વી નર જાણ, તેના વજનનું નહીં પ્રમાણ. ૨૨
સૂક્ષ્મ એક હુતાશન રહે, કોપ્યો સર્વ બ્રહ્માંડને દહે;
તે માટે એ ગરૂડારૂઢ, અક્ષયરૂપ કારણ છે પ્રૌઢ. ૨૩
તવ દશરથ કહે રૂષીજી સુણો, મિથ્યા બોલ નહીં હોય તમતણો;
કહો તો છત્ર સિંહાસન રાજ, કહો તો પૃથ્વી આપું આજ. ૨૪
આપું ગજ રથ ને ભંડાર, આપું તેજી ને તોખાર;
કરજોડી રાય કહે એમ વાણ, માગો તો સહી આપું પ્રાણ. ૨૫
એવાં વચન રાજાનાં સુંણી, રૂષીને મન-ચિંતા થઇ ઘણી;
કહે હરીરામ હવે શું થશે, ગુરૂ વસિષ્ટ તે ત્યાં આવશે. ૨૬

દશરથને પ્રીછવશે મુખી, રામને લઈ જાશે તવ રૂખી;
શ્રોતા જન બોલો મુખ રામ, તો પદ પામો વૈકુંઠધામ. ૨૭

## કડવું ૭ મું–રાગ કેદારો.

દશરથની સાંભળી વાણી,ચડયો ક્રોધ ને બહુ રીશ આણી;
મન જાણી વિશ્વામિત્ર એમ ઓચરેરે. ૧

### ઢાળ.

વિશ્વામિત્ર રૂપી એણીપેરે બોલ્યા, સાંભળ સાચું રાય;
રૂષી વચનને મિથ્યા કરતાં, અપાર કુડું થાય. ૨
રઘુકુળ તિલક તું રાજા દશરથ, ત્રૈલોકમાં જેનું નામ;
પ્રતાપ તે મહિમા જાણી, ને હું આવ્યો તમ ધામ. ૩
રાજા તણો તો ધર્મ એ છે જે, જાચકનાં સુંણી વાક્ય;
ઉફરાટો થઇ ઉત્તર આપે તે, પડે કુંભિપાક. ૪
તે માટે તુજને કહું રાજા, સત્ય વચન જે પ્રકાશ;
પ્રસન થઈને નહીં આપીશ તો, પ્રાણ લઇને જાશ. ૫
એવાં કઠણ વચન સાંભળીને, કાંપે નર ને નાર;
તેણે સમે વેગેથી આવ્યા, વસિષ્ટ ગુરૂ તેણે ઠાર. ૬
અર્ઘ્યપાદ્યથી પૂજા કીધી, ચર્ણોદક શીર ધરીયાં;
સ્વામીજી તમો ભલે પધાર્યા, અમને કૃતારથ કરીયાં. ૭
એકાંત સ્થાનક જઇને બેઠા, દશરથ કહે સુણો સ્વામ;
વિશ્વામિત્ર મંદિર મધ્યે બેઠા, જાચે લક્ષ્મણ રામ. ૮
એવાં વચન સુણી રાજાનાં, વસિષ્ટ ગુરૂ કહે રાય;
એતો મહા હઠીલો રૂપી છે, કોણે કંઇએ ન કહેવાય. ૯
એણે ત્રીશંકુને સ્વર્ગે મોકલવા, સુર સાથે સ્પર્ધા કીધી;
બ્રહ્મા તણી લજ્જા ન આણી, નવી સૃષ્ટિ જેણે કીધી. ૧૦
પછી ઈંદ્ર પોતે ત્યાં આવ્યા, રૂપી શું સ્નેહજ કીધો;
ત્રિશંકુને રાક્ષસ દેહ સાથે, પોતે સ્વર્ગમાં લીધો. ૧૧
વળી આગળ રાજા હરિશ્ચંદ્ર સરખો, તારા સરખી સત્ય ભાવી;
તેને દુર્બળ ઘેર પાણી ભરાવ્યું, તોય દયા નવ આવી. ૧૨

તે માટે એ શું નહીં ચાલે, સ્પર્ધા કરતાં રાય;
શ્રી રામ લક્ષ્મણને આગળ મૂકીને, લાગો ઋષીને પાય. ૧૩
એ બાળકની ચિંતા મ કરીશ, રૂષી આણે છે પ્રેમ;
યજ્ઞ કારજ કરાવી બેઉ, બાંધવ આવશે ક્ષેમ. ૧૪
સત્ય વચન જાણી નર નારી, ઉપન્યો મન વિશ્વાસ;
ગદ્દગદીત કંઠે બોલ્યા વિના, આવ્યા ઋષીને પાસ. ૧૫
કૌશલ્યા કહે સુણો રૂષીજી, આ બાળક બન્ને લીજે;
આજ થકી સોંપ્યા તમ કરમાં, મનને ગમે તે કીજે. ૧૬
એમ કહીને ચર્ણે લાગ્યાં, ઋષી થયા રળીયાત;
આશીર્વાદ દીધો ઋષીએ, અવધ કરી કહી વાત. ૧૭
તમો કશી ચિંતા મા કરશો, કૌશલ્યાજી માત;
યજ્ઞ કાર્ય કરી હું લાવીશ, કુશળ બન્ને ભ્રાત. ૧૮
એવું કહી સુત લઇ વળ્યા, સૌકો વળાવા જાય;
વળાવી પાછા વળ્યા દશરથ, આવ્યા મંદિર માંય. ૧૯
રાય દશરથ મહા દુઃખ પામ્યા, મન ન ચોંટે ગ્રહ મધ્ય;
અન્ન ઉદક ત્યાં ત્યાગીયું ને, ટળી મનની શુદ્ધ. ૨૦
કૌશલ્યા કલ્પાંત કરતાં, સુજે નહીં ગ્રહ કામ;
ઉભી રહી જાણે ચિત્રવત્ પોતે, પંથે જુએ શ્રીરામ. ૨૧
અતિ દુઃખીઓ દશરથને જાણી, વસિષ્ઠ ગુરૂ કહે વાણ;
રાજા તું ચિંતા મા આણીશ, તારા સુતને છે કલ્યાણ. ૨૨
થોડા દિવસમાં અહીં આવશે, એમ કહ્યું રૂષીરાય;
શ્રૂણતાં શાંત થયાં નર નારી, લાગ્યાં ગુરૂને પાય. ૨૩

**વલણ.**

પાયે નમ્યાં ગુરૂને નરનારી, એ કથા એટલેથી રહી;
પછી વિશ્વામિત્ર આનંદ સાથે, પૂર ભણી આવ્યા સહી. ૨૪

## કડવું ૮ મું–રાગ સામેરી. (દોહરો.)

વિશ્વામિત્ર ત્યાં ચાલીયા ને, સાથે લક્ષ્મણ રામ;
પુર અયોધ્યા પોળમાં, શુભ શુકન થયાં તેણે ઠામ. ૧

## (ચોપાઇ.)

શુભ શુકન થયાં તેણે ઠામ, રૂષી કહે થાશે શુભ કામ;
અંબા કુંભ ભરી શ્રીવાર, (મળી) નારી મંગળ ગાતી ચાર. ૧
મળે ધેન સવચ્છી ગાય, રૂષીના મનને આનંદ થાય;
મૃગ જમણાં થાય પ્રભાત, જોઇ શુકન થયા રળીયાત. ૨
સહી કારજ ત્યાં મારૂં થાય, એમ કહી પંથે પળાય;
ચાલ્યા આવ્યા તે વન મોઝાર, રૂષી રામશું કહે તેણીવાર. ૩
આએ દક્ષિણ દિશા જે વન, એ વાટે જાયો તન;
એક તાટિકા રાક્ષસી નામ, તે ત્યાં વાસ વસે તેણે ઠામ. ૪
મહા દુષ્ટ અહંકારી આપ, રાત દિવસ કરે બહુ પાપ;
પશુ પક્ષી મૃગાદિક જેહ, વળી દેવને ન માને તેહ. ૫
જેકો આવે વન અજાણ, તેના ક્ષણમાં લે એ પ્રાણ;
એવાં દુષ્ટતણાં છે ચેહેન, દુષ્ટ કર્મણી દુકીત બહેન. ૬
એવું સાંભળી ચાલ્યા તહાં, વન તાટીકાતું છે જહાં;
આવ્યા જાણીને રાજ્યકુમાર, પ્રૌઢ શબ્દ કર્યો તેણીવાર. ૭
હાહાકાર કરીને ઊઠી, જાણે અભ્ર પડયું અહીં તૂટી;
અવની સ્વર્ગ અને પાતાળ, તવ ત્યાં ડોલ્યા દશ દિગ્પાળ. ૮
કોપ કરી તે આવી નાર, સામા ઉભા ત્યાં વિશ્વાધાર;
ત્યારે વદન વિકાસ્યું સોય, ગુફા-ગીરીવર જાણે હોય. ૯
મહારૂપ ભયંકર ત્રાસ, ઊડે અવનીથી જોય આકાશ;
એમ પરાક્રમ માંડયું નાર, રામે બાણ ગ્રહ્યું તેણીવાર. ૧૦
મુકતાં તાટિકાનું તન ભેધું, ક્ષણું માત્રમાં મસ્તક છેધું;
એક જોજન વાધ્યું શરીર, બાણ લેવાને ચડયા રઘુવીર. ૧૧
પદપંકજની રજ પામી, મન પ્રીછયા અંતરયામી;
નારી કંઠે પ્રાણ રહ્યા છે રૂંધી, મન સાથે તેણે સ્તુતી કીધી. ૧૨
તું છે દીનાનાથ દયાળ, ભવભંજન શ્રી ગોપાલ;
રઘુવંશ વિષે રઘુરાય, નામે પતિત તે પાવન થાય. ૧૩
ત્યારે પ્રસન્ન થયા રઘુનાથ, વર આપીને કીધી સનાથ;
જ્યારે હોય શ્રી કૃષ્ણાવતાર, બાળલીલાએ તારો ઉદ્ધાર. ૧૪

ત્યાં તુ પૂતના થઇ અવતરશે, પયપાન કરાવી ઉદ્ધરશે;
પછી દુષ્ટ દાનવ વળી જેહ; રૂષી આશ્રમે રેહેતા તેહ. ૧૫
ત્યાં તો માર્યા દુષ્ટ અનેક, રામે રાખી પોતાની ટેક;
હતા દાનવી દુષ્ટ જે આવ્યા, હેલાં માત્રમાં રામે વિદાર્યા. ૧૬
એવું ચરિત્ર દેખીને પ્રૌઢ, ઋષી સર્વ થયા દીગમૂંઢ;
મનસા શુદ્ધ જાણ્યો મર્મ, એ તો પ્રગટ્યા શ્રી પરબ્રહ્મ. ૧૭
મહા જોગી ધ્યાને કરી ધાય, શ્રુતિ સ્મૃતિ નિત્ય કહેવાય;
એતો આદિ પુરૂષ અવતાર, વિશ્વપાલક વિશ્વાધાર. ૧૮
દેવ અંતરિક્ષ રહીને જોય, જય જયકાર કરે સૌ કોય;
પુષ્પ વૃષ્ટિ આકાશે હોય, રઘુવંશ તણે ધન્ય સોય. ૧૯
એવું કહી સુરસ્થાનક જાય, ત્યાંથી ચાલ્યા શ્રી રઘુરાય;
ત્યાંથી આવ્યા કુંજ વન પાસ, જ્યાં રૂષી વિશ્વામિત્રનો વાસ. ૨૦
બીજા અનેક રૂષી સત્ય સાધ, શ્રુતિ સ્મૃતિ વેદ સંવાદ;
સદા માસ તે ઋતુ વસંત, પુષ્પ ભાર અઢાર અનંત. ૨૨
બહુ ઓચ્છવ કીર્તન થાય, નિત્ય નૌતમ યજ્ઞજ થાય;
શોભા વઇકુંઠથી અદકેરી, રૂષી વૃંદની લીલા અનેરી. ૨૩
તહાં આવ્યા શ્રી રઘુનાથ, રૂષી પત્ની થયાં રળિયાંત;
લેઇ અક્ષત પુષ્પે વધાવે, સુખ જોતાં તૃપ્તિ ન આવે. ૨૪
બહુ રૂષિજન સામા આવ્યા, દઇ આશીશ હરી પધરાવ્યા;
બેઠા વિશ્વામિત્રને ઘેર, માંડી યજ્ઞતણી ત્યાં પેર. ૨૫
તેડ્યા સહસ્ત્ર અઠયાસી બ્રહ્મ, માંડ્યો યજ્ઞતણો આરંભ;
વળી ઇષ્ટ સખા રાજા જહાં, લખી લેખ તેડાવ્યા તહાં. ૨૬
વળી લોક બીજા ત્યાં જેહ, જોવા યજ્ઞને આવ્યા તેહ;
ભાઈઓ મોટું આશ્ચર્ય એહ, આ તો નહાનાં બાળક બેય. ૨૭
તે મહા મોટાં જુદ્ધ કેમ કરશે, જીતી દાનવને જશ કેમ લેશે;
હવે યજ્ઞ સજાઇ થાય, વેદી મંડપ કુંડ રચાય. ૨૮
શ્રોતા જન સાંભળજો એહ, રામ ચરિત્ર કરતા તેહ;
કરજોડી કહે હરીરામ, ગાતાં સુણતાં વૈકુંઠ ઠામ. ૨૯

## કડવું ૯ મું–રાગ દેવગંધાર.

વાલ્મીક ઋષી કહે રામ ચરિત્ર, બેઠા રાજઋષી વિશ્વામિત્ર;
તેડયા સહસ્ર અઠયાસી બ્રહ્મ, તવ યજ્ઞનો માંડયો પ્રારંભ. ૧
હુતદ્રવ્ય આણ્યાં બહુ વીધ, યજ્ઞશાળા મધ્યે નવ નીધ;
કદળી ફળ બીજોરાં ભાત, નાળિયેર શ્રીફળ બહુ જાત. ૨
વેદ ઋચા રૂષિ ભણે પવિત્ર, દિક્ષા લઇ બેઠા વિશ્વામિત્ર;
પ્રૌઢ જ્વાલ પ્રગટયા વિશ્વદેવ, જોઇ અસુર ધાયા તતખેવ. ૩
સુબાહુ અતિબાહુ નામ, યજ્ઞ ધ્વંસ માંડયો તેણે ઠામ;
નાંખે મળ મૂત્રાદિક એવ, શિલા વૃષ્ટિ કરે તતખેવ. ૪
બીજાં બ્રાહ્મણ કહે શ્રી રામ, સ્વામિ શીઘ્રે કરો એ કામ;
મહાપાપી તાટિકાના તન, એણે દુ:ખી કર્યાં બહુ દિન. ૫
વિપ્રનાં સાંભળીને વેણ, કોપ ચઢયો હરી રાતાં નેણ;
તત્ક્ષણ ઊઠયા લક્ષ્મણ વીર, બાણ ત્યાં સાંધ્યું શ્રી રઘુવીર. ૬
ઇષ્ટદેવનું ધરીયું ધ્યાન, પોતે પોતાનાં રાખે માન;
મંત્ર ઉપાસ્યા શ્રી રઘુવીર, કાછ કછી રાખ્યાં મન ધીર. ૭
સ્થાનકથી તલપ્યા રાજન, જાણે દામની છૂટી ઘન;
મુખે ગડગડે મેઘ સમાન, અંતરિક્ષ શોભે દ્વાદશ ભાણ. ૮
કરથકી જવ છૂટયાં બાણ, દશે દિશા વિટયા અસુરાણ;
એકધા દશધા કોટિ અસંખ્યાત, બાણના વરસે વરસાદ. ૯
બાણે યજ્ઞની રક્ષા કરે, રૂપી માત્ર મન ધીરજ ધરે;
યજ્ઞ કામ ચાલે નીરધાર, ત્યાં કોઇને નવ આવે આળ. ૧૦
દાનવનું જાણી મહા પ્રાણ, રામે મૂકયાં તે ઉપર બાણ;
અંતરિક્ષમાં અગોચર રહે, મહા રૂપ તેનાં કો નવ લહે. ૧૧
મારી દુષ્ટ તે નાખ્યા ઘણું, બાંધવ બેઉ પમાડયા મર્ણ;
તવ ત્યાં વરત્યો જય જયકાર, પ્રાક્રમ પ્રૌઢ કર્યું તેણે ઠાર. ૧૨
આશિર્વાદ ભણે રૂપી અનેક, અમૃતનો કરતા અભિષેક;
રૂપી પત્નિ સૌ થઇ રળિયાત, ધન્ય ધન્ય તું શ્રી રઘુનાથ. ૧૩
અક્ષત પાત્ર અખ્યાણાં લાવે, પંચ આરતી કરીને વધાવે;
અંતરિક્ષથી દેવતા સૌ જોય, પુષ્પવૃષ્ટિ આકાશે હોય. ૧૪

સૂર સર્વ થયા દિગમૂઢ, રામચંદ્ર ચરિત્ર મહા પ્રૌઢ;
યજ્ઞ પુર્ણ કર્યો રૂષીરાય, પુર્ણાહુતિ હુત દ્રવ્ય હોમાય. ૧૫
આપે દાન દક્ષિણા જેવાં વર્ણ, આપી વિશ્વામિત્ર તે લાગ્યા ચર્ણ;
આપી આજ્ઞા વિપ્ર જે બોલાવ્યા, આપ આપણા મઠ જ્યાં આવ્યા. ૧૬
પૂર્ણ યજ્ઞ હવો વિશ્વામિત્ર, શ્રી રઘુનાથતણાં એ ચરિત્ર;
નર નારી સુણે ને ગાય, પાંચે પાતક તેનાં જાય. ૧૭
જન્મ મર્ણ ને ગર્ભ વાસ, છૂટે ભવબંધનના પાસ;
વાલ્મીકજી બોલ્યા વાણ, એવે જનકે દુત મોકલ્યો જાણ. ૧૮
ગઢ મૈથુલથી આવ્યો ત્યાંહે, વિશ્વામીત્ર રામ બેઠા છે જ્યાંહે;
આપ્યો પત્ર કરીને પ્રણામ, હું જનકરાયે મોકલીયો સ્વામ. ૧૯
વાંચ્યું પત્રે લખ્યું જે રાયે, સ્વયંવર કુંવરી વિહિવાય;
કુટુંબ સહિત પધારવું સ્વામ, તમ આવે થાશે સિદ્ધ કામ. ૨૦
જોઇ પત્ર વદે રૂષીરાય, ગઢ મૈથૂલા જાવું થાય;
સમજાવી કહી સૌ વાત, તમે સાથે આવો શ્રી રઘુનાથ. ૨૧
રામ કહે વણ તેડે જઇએ, સ્વામિ પ્રતિષ્ઠા ત્યાં શી કહીએ;
પછી વાત સમજાવી કીધ, બન્ને ભ્રાતને સાથે લીધ. ૨૨
વળી વિપ્ર સંગાથે જેહ, આગળ ચાલતાં કીધો સ્નેહ;
ઋષીને શુકન થયાં છે દ્વાર, પંચ શબ્દ વાજે નીરધાર. ૨૩
વંદી શુકન રૂષેશ્વર જાય, જુગલ સાથે રઘુરાય;
કહે હરીરામ હવે ત્યાં જાય, અહલ્યા પદરજ થકી મૂકાય. ૨૪

## કડવું ૧૦ મું–રાગ રામગ્રી.

એણી પેરે બોલ્યા શ્રી રૂષીરાયજી;
કુંજ વન તજીને વિશ્વામિત્ર જાયજી. ૧

### ઢાળ.

વન તજી વિશ્વામિત્ર ચાલ્યા, બહુ રૂષી સાથે લીધ;
સુરભી ગંગા આવીયાં, વિરામ ક્ષણ એક કીધ. ૨
ત્યાં મેરશૃંગ પ્રવાહ વહે છે, જળ ગંગા તેણે ઠામ;
ત્યાં રૂષી સર્વે સ્નાન કીધાં, સ્નાન કર્યાં લક્ષ્મણ રામ. ૩

આગળ ચાલ્યા ત્યાંથકી, વન મધ્ય વિશ્વાધાર;
એક પર્ણકુટીની પાસ સંચર્યા, દૃષ્ટે પડી તે ઠાર. ૪
તે સમિપ આવ્યા રઘુપતિ, પદસ્પર્શ થયો ત્યાં ભૂપ;
શિલા ટળી નારી થઈ, મહા મનોહર રૂપ. ૫
દઇ પ્રદક્ષિણ ચર્ણે લાગી, તું દિનાનાથ દયાળ;
ભવ દુઃખ ભંજન ભૂધરા, સમર્થા કરે સંભાળ. ૬
તું અદાતા તું અછેદા, અભેદ ને ઉચ્છેદ;
નિરાકાર ને નિરંજન, નિત્યે સ્તવે છે વેદ. ૭
વિશ્વંભર ને વિશ્વપાલક, વિશ્વ વંદન શ્યામ;
વિશ્વજ્યોત ઉદ્યોત આત્મા, અનંત તું અભિરામ. ૮
પરિબ્રહ્મ પોતે અવતર્યા, હરી સાતમો અવતાર;
ભક્તનાં બહુ કારજ કરવા, ઉતારવા ભૂમિ ભાર. ૯
એમ સ્તુતિ કીધી અતિ ઘણી, સંતોષીયા રઘુરાય;
આજ્ઞા માગી સાંચરી, પુર ભણી પોતે જાય. ૧૦
તવ રામ કહે રૂષી સાંભળો, જે આ અસંભવ વાત;
શિલા નારી કેમ થઇ, સ્વામિ કહો મુજને ખ્યાત. ૧૧
વિશ્વામિત્ર કહે સ્વામિ સાંભળો, એ ગૌતમ કેરી નાર;
એ શાપ જોગે શિલા થઇને, પડી પૃથ્વી મોઝાર. ૧૨
બ્રહ્મા તણી એ પુત્રી કહાવે, અહલ્યા જેનું નામ;
ઇંદ્રશું એકાંત દીઠાં, તવ કોપીયા નીજ સ્વામ. ૧૩
ગૌતમ શાપથી શીલા થઇ, સહસ્ત્ર ભગ થયો ઇંદ્ર;
લજ્જા પામ્યો ભૂપતિ, દુઃખ ભોગવ્યું નરેંદ્ર. ૧૪
પછી ગુરૂ બૃહસ્પતીએ કૃપા કીધી, લઈ ગયા કાશી માંહે;
સહસ્ત્ર ભગનાં સહસ્ત્ર લોચન, કર્યાં સુરપતિ ત્યાંહે. ૧૫
પછી અહલ્યાનો અનુગ્રહ કર્યો, જ્યારે હશે રામાવતાર;
પદસ્પર્શથી સુખ પામશે, પામશે ત્યાં ઊદ્ધાર. ૧૬
તે આજ છૂટી શાપથી, એવું સાંભળ્યું રઘુવીર;
ત્યાંથકી આઘા ચાલીયા, આવીયા ગંગા તીર. ૧૭
ઢીમરને ત્યાં સાદ કીધો, શીઘ્રે લાવજે નાવ;
અંતરજામી સ્વામિ પોતે, પ્રીછીયા ભક્તી ભાવ. ૧૮

નિજામો કહે નવ લયાઉં, મારૂં નાવ નારી થાય;
ત્યારે વિશ્વામિત્રે પીછવ્યા, આ લક્ષ્મણ ને રઘુરાય. ૧૯
નિજામે પદ ક્ષાલન કીધા, લીધા ખાંધે બેઉ વીર;
પ્રેમ ધરી ઉતારીયા, ગંગાને પેલે તીર. ૨૦
નિત્ય સ્નાન કીધાં સૌ રૂષિએ, રહી ગંગા તીર;
નાહ્યા શ્રી રઘુવીર લક્ષ્મણ, સુર શીરોમણ વીર. ૨૧
પછી ઢીમરને ત્યાં કૃપા કીધી, થયા રામ તુષ્ટમાન;
અજ્ઞાની ભાવે ઉદ્ધાર્યો, ભવબંધનથી ભગવાન. ૨૨
ત્યાં નિજામો નવનીધ પામ્યો, હવું નિર્મળ જ્ઞાન;
સ્તુતી કરીને ચર્ણે લાગ્યો ને, આપીઆ બહુ વરદાન. ૨૩
પછી ગંગા મહાત્મ ત્યાં કહ્યું રામને, રૂપી થયા સંતુષ્ટ;
વળી અનેક વિદ્યા ત્યાં આપી, થાપી પાણે પૂષ્ટ. ૨૪
અસ્ત્ર વિદ્યા શસ્ત્ર વિદ્યા, ધનુર્વિદ્યા જેહ;
મારણ મોહન નાટક વિદ્યા, આકર્ષણ ત્યાં તેહ. ૨૫
એવી અનેક વિદ્યા ભણાવ્યા, સિદ્ધ કર્યા રાજકુમાર;
પછી રૂપી સંગાથે આવીયા, ચાલીયા વન મોઝાર. ૨૬

## વલણ.

ચાલીયા વન મોઝાર રાજા, શ્રોતા જન સાંભળો સહી;
કરજોડી હરીરામ વિપ્ર કહે, શ્રીહરી સમોવડ કો નહીં. ૨૭

## કડવું ૧૧ મું-રાગ ગોડી.

વાલ્મીક રૂષી એણિ પેરે બોલ્યા, સાંભળજો રૂપી રાય;
ઢીમરનો ઉદ્ધાર કરીને, શ્રી રઘુનંદન જાય. ૧
વાંટે જતાં કહે વિશ્વામિત્રને, સાંભળો રૂષીરાજ;
કોણ સીતા ને કોણ કોડંડ, પણ કર્યું શા કાજ: ૨
ત્યારે વિશ્વામિત્ર કહે રાઘવને, પૂર્વ કથા વિસ્તાર;
વેદશર્મા એક બ્રાહ્મણ હતો, તેને પુત્રી કુમાર. ૩
નારાયણ વરવાને કાજે, માંડયો ત્યાં બહુ ખપ;
તાત વચન લઈને વન ચાલી, ઉગ્ર આચર્યું તપ. ૪

તજી વિષયા ઇંદ્રિ વશ કીધી, અન્ન ઉદક કરી ત્યાગ;
કાયા કષ્ટ કરે ઘણું, જાણે હરી વરે મહારાજ. ૫
એમ કરતાં શત વર્ષ ગયાં, એક દિવસ શું થાય;
કૈલાસથી ત્યાં રાવણ આવ્યો, જ્યાં તપ કરે કન્યાય. ૬
દૃષ્ટે પડી કન્યા અતી સુંદર, તેજનો ભંડાર;
પાસે આવી કહે અબલાને, વર મુજને ભરથાર. ૭
એવું વચન જાણી સતિ મનમાં, ચડ્યો છે બહુ કોપ;
એ પાપી મુજને સ્પર્શ કરે તો, તપ તણો હોય લોપ. ૮
ધર્મ અર્થ ને કામ મોક્ષ એ, ચારે પદારથ જાશે;
નીમ વ્રતનો ભંગ કરતાં, મુજને અધોગતિ થાશે. ૯
એવું કહી દેહ અગ્ની પ્રજાળ્યો, પામી અશર્ણ શર્ણું;
દીધો શાપ એ કુંડથકી, તું પાપી પામજે મર્ણું. ૧૦
કૌતક જોઇને રાણો રાવણ, વિસ્મય પામ્યો ભૂપ;
જોતાં કુંડ મધ્યેથી પ્રગટ્યા, તાપસ પાંચ સ્વરૂપ. ૧૧
સદાકાળ તણા જાણે તાપસ, રાવણ સેવક આવ્યા;
કહે આપો કર કે ઉઠો અહીંથી, તમને રાયે બોલાવ્યા. ૧૨
એવું સુણીને ઋષીને કોપ ચડીયો, એક કુંભ કરમાં લીધો;
કનિષ્ઠીકાનું શોણીત મધ્યે મૂકી, મુખ બાંધીને સીદ્ધ કીધો. ૧૩
લઇ આપ્યો સેવકના કરમાં, લાવ્યા તે નગ્ર મોઝાર.
અંતઃપુરમાં રાજા હુતો, સોંપ્યો નિજ ભંડાર. ૧૪
એમ કરતાં બહુ દિવસ ગયા, એક સમે ભૂપાળ;
ભંડારી પાસે ઘટ મંગાવ્યો, તે લાવ્યો તતકાળ. ૧૫
છોડ્યું મુખ ઘટ મધ્યે કન્યા, દીઠું દીવ્ય સ્વરૂપ;
તેજ પુંજ મુખ સુંદર જોતાં, આનંદ પામ્યો ભૂપ. ૧૬
તતક્ષણ ત્યાં દ્વિજરાજ બોલાવ્યા, લગ્ન નક્ષત્ર કહેવા;
એ પુત્રી આવી અહીં, રાય પ્રાણ તમારો લેવા. ૧૭
સુણી વચન ચિત્ત સ્થિર નહીં, મણીમય પેટી મંગાવી;
કન્યા લઇ મેલી તે મધ્યે, ચિંતા ગઇ પણ ભાવી. ૧૮
પેટી સાગરમાં વેહેતી મેલી, કરી મન સંકેત;
મૈથુલા નગ્ર મધ્યે જઈ છીતી, તટ ઉપર વળી ગઈ રેત. ૧૯

તે હવડાં કાઢી રાય જનકે, સીતા તેનું નામ;
સ્વયંવર રાયે રચિયો તેનો, એવું સાંભળ્યું રામ. ૨૦

## વલણ.

એવું સાંભળ્યું રામજીએ, સીતાની ઉતપત કહી;
કરજોડી હરીરામ કહે, તમે શ્રોતા જન સાંભળો સહી. ૨૧

## કડવું ૧૨ મું–રાગ ગોડી. (ચોપાઇ.)

રૂષીજી થકી એવું સાંભળી, રામચંદ્ર ત્યાં બોલ્યા વળી;
સ્વામિ મુજને કહો એ વકી, જનક ઘેર ધનુષ કયાં થકી. ૧
પ્રૌઢ ધનુષ પંચાપન નાટ, તેનું પણ કર્યું શામાટ;
તેહ કથા મુજને કહો આજ, વિશ્વામિત્ર કહે સુણો મહારાજ. ૨
પૂર્વે એક સમે સૌ દેવ, સ્થાનક એક મળ્યા તતખેવ;
સુર સર્વને મન ઇચ્છા ઘણી, હરીહરનું જુદ્ધ જોવાતણી. ૩
શ્રી મહાદેવ નારાયણ વઢે, જોઇએ કોણ ચઢે કોણ પડે;
તે માટે જોવા મન જેહ, સુર સર્વ તેજ ટોલે કર્યું તેહ. ૪
પ્રગટ ધનુપ તેનાં બે થયાં, હરીહરને વેંહેંચી આપીયાં;
લેઇ ધનુપ ચાલ્યા ત્યાં ઇશ, સામા જુદ્ધે આવ્યા જુગદીશ. ૫
સૂર સર્વ મળી કૌતીક જોય, અનંત જુદ્ધ આકાશે હોય;
સામ સામા મૂકે બહુ બાણ, ઉમયાપતિ લક્ષ્મીપતિ જાણ. ૬
વજ્ર સાંગ ફરસીને હુલ, તેજાં કંટક ને ત્રીશૂલ;
ગદાગુર્જ ચોકટ ચોધાર, ભોગલ ભાલા ને તરવાર. ૭
અનેક જાત આયુધ નહીં પાર, કરતા અન્યો અન્ય પ્રહાર;
છાયું અંબર દોદિશ બાણ, પ્રગટ તેજ નહીં સૂઝે ભાણ. ૮
બાણ આયુધ ગદા જુદ્ધ કરે, શસ્ત્ર જુદ્ધ કોઇ નહીં ઓસરે;
એણી પેરે જુદ્ધ કર્યું ખટ માસ, સમ ભાગે શંભુ અવિનાશ. ૯
બ્રહ્માએ સ્તુતિ કીધી અતિ ઘણી, કોપ સમાવ્યો ત્રિભૂવન ધણી;
પછી સંતુષ્ટ થયા સઘળા દેવ, સ્તુતિ કરવા લાગ્યા અવસ્યમેવ. ૧૦
વિનય કરીને વાળ્યા ઈશ, જોય ઉમયાપતી જુગદીશ;
પૂર્ણ જુદ્ધ કર્યું ત્રિપુરાર, નાંખ્યું ધનુપ તે અવની મોજાર. ૧૧

પડયું સમુદ્ર તે સાગર સેત, ઉપર ભોમિ વળી ગઇ રેત;
તે હવડાં પેટીને સાથ, લીધું રાજા જનકે હાથ. ૧૨
તે કારણ રાય પણુજ કરે, ભાંગે ધનુષ તે કુંવરી વરે;
એવી વાત કરી જેટલે, મૈથુલપુર દીઠું તેટલે. ૧૩
ધ્વજા પતાકા ગોખ પ્રમાંણ, પંચ શબ્દ વાજે નીશાન;
તરીયાં તોરણ બાંધ્યાં બાર, ઘેર ઘેર મંગળ ઓચ્છવ સાર. ૧૪
કુંકુમ કેસરનાં છાંટણાં, મોતીડે ચોક પુરાવ્યા ઘણાં;
રાયે શણગારી સઘળી વાટ, ચાચર ચોક ને ચૌટાં હાટ. ૧૫
રાજભુવનની રચના ઘણી, અતિ શોભા સ્વયંવરતણી;
તેણે દિવસે ભૂપતિને ઘેર, સભાતણી માંડી છે પેર. ૧૬
અનેક દેશતણા રાજન, સભા મધ્યે બેઠા આસન;
પડયું ધનુષ તે સભા મોઝાર, પણ કરી રાય ઊઠે નીરધાર. ૧૭
ધનુષ હાથ ગ્રહ્યું નવ જાય, માન રહિત મહિપતિ ત્યાં થાય;
તે બેસે આસન મન ભંગ, વળી જાય ઉઠે અતી રંગ. ૧૮
તે દિવસ એમ કરતાં સહી, દીનકર શેષ ને સંઝયા થઈ;
ઊઠી સભા સ્વસ્થાનક જાય, મંદિર મધ્યે આવ્યો રાય. ૧૯
પાસે નારી તેડી સોય, જનક ગદગદ કંઠે હોય;
ફોકટ પણ કર્યું મેં એહ, ભાજે ધનુષ કુંવરી વરે તેહ. ૨૦
આજ સભા મધ્યે ઊઠયા જોદ્ધ, મહા બળીઆ મન આણી ક્રોધ;
તે પાછા બેઠા મહીપતિ, કોદંડ ખસ્યું નહીં એક રતિ. ૨૧
હવે નથી વીર જે ધનુષને ધરે, કરે કારજ કંવરીને વરે;
તવ નારી કહે સાંભળો રાય, કીધું પણ મિથ્યા કેમ થાય. ૨૨
જો વળી મુખ કહેશો વાણ, તો તમ કુળ નહીં ઉગે ભાણ;
તે માટે ચિંતા પરહરી, કરો કાર્ય મનસા દ્રઢ કરી. ૨૩
વિશ્વંભર જે કહાવે રાય, તે તમારી કરશે સહાય;
કરતાં વાત વિમાસણ ભમે, પ્રભાતકાળ થયો તેણે સમે. ૨૪
કરી નિત્ય સંધ્યા ને સ્નાન, આસને જઇ બેઠા રાજાન;
શતાનંદ તેડાવ્યા રાય, સભાતણી ત્યાં રચના થાય. ૨૫
હવે કથા અતિ ઉત્તમ થશે, ઋષી વિશ્વામિત્ર પુરમાં આવશે;
કહે હરીરામ હું કાંઈ ન લહું, સાધુ સંગથી મહિમા કહું. ૨૬

અનેક રાય બેઠા મહા બળીયા, રૂપી તે સહસ્ર અઠયાસીરે;
ઇંદ્રાદિક દેવતા સૌ બેઠા, ત્યાં બેઠા છે સન્યાસીરે. ૪
પાતાળથી વરૂણ દેવ પધાર્યા, તક્ષક વાસુકી શેષરે;
ધૃતરાષ્ટ્ર પુંડરિક બેઠા વાંચી, રાજા કેરા લેખરે. ૫
લંકાપતિ રાવણ રાય બેઠા, વિભીષણ કુંભકર્ણરે;
નીજ સેવક મંત્રી સર્વ સાથે, સજી આયુધ આભ્રણરે. ૬
સભા મધ્યે ભડ સર્વ ગાજે, જેમ સાગર પૂરરે;
વાજે ઢોલ નિશાન દદામા, કંસાલાં રણતૂરરે. ૭
વાજીત્ર નાના વિધ ગડગડે, ભેરી ભૂંગળ નાદરે;
બંસરી વીણા ને મહુયર વાજે, શરણાઇ ગરૂઓ સાદરે. ૮
મહા મંડપ મંદિરની રચના, કનક મણીમય સ્થંભોરે;
જાચક જન જશ બોલે છે ત્યાં, નૃત્ય કરે છે રંભારે. ૯
સભા મધ્યે ધનુષ પડીયું, જે કો ઊઠે ભૂપરે;
ખસે નહીં ધનુપ એક અંગુળ, તવ તે થાય વિરૂપરે. ૧૦
શ્યામવદન થઇ પાછા જઇ બેસે, એમ કરતાં શું થાયરે;
તવ ઊઠયો લંકાપતી રાવણ, મહા બળીયો એ રાયરે. ૧૧
વૈદેહી વરવાને કારણ, હરખવદન કહે વાણરે;
એવો કોણ જે કોડંડ ભાગે, જનક સુતાનો ગ્રહે પાણરે. ૧૨
એ છે ભાગ અમ કેશરી કેરો, કેમ લઇ જાય શીયાળરે;
એવું કહીને કોડંડ પાસે, આવ્યો વીર વિકરાળરે. ૧૩
મારી હાક હલાવ્યું કોડંડ, કરતાં હેઠલ આવ્યો રે;
ઊભો રહ્યો અવળો તે રાજા, ચૂકયો ચોટ નહીં ફાવ્યોરે. ૧૪
કરે બળ અંગે અતિ પ્રૌઢું, પેર પેરના પ્રપંચરે;
રીસે દાંત ડસે નહીં ખસે, વાત ન આવે સંચરે. ૧૫
એમ કરતાં કષ્ટે કર કાઢયો, મહિપત થયો મતિ ભંગરે;
પાછો જઇ બેઠો રામની પાસે, જાણે જાંબુક કેસરી સંગરે. ૧૬
હસ્યા લોક જે જોવા આવ્યા, ભાઇ અસંભવ વાતરે;
[illegible]ની સાથે બળ કરતાં, ભાગ્યા એના હાથરે. ૧૭
વચન બાણ વાગ્યાં રાજાને, અતિ હૃદયામાં સાલેરે;
ઘસે કર [illegible] કોઇશું કંઇએ ન ચાલેરે. ૧૮

રીસે થયાં લોચન રક્ત રાયનાં, કોપે ધ્રુજે કાયરે;
ઉઠી વીર વળી વેગે ચાલ્યો, ધનુષ પાસે જાયરે. ૧૯
કરી પ્રણામ ને પાછો બેઠો, ત્યારે વરત્યો હાહાકારરે;
નીચું જોઇ નૃપતી સૌ બેઠા, મનશું કરે વિચારરે. ૨૦
સીબી રાજા નિરગોખ બળીયો, ભર્તૃહરી વિરભદ્ર જેહરે;
હાથ ખંખેરી સર્વ બેઠા, બળહીણ થયા છે તેહરે. ૨૧
એક કહે પેહેલું મેં ન જાણ્યું, આવત શાને કાજરે;
એક કહે ઘેર શાને જાઉં, ધીક ધીક મારૂં રાજરે. ૨૨
એક કહે જન્મ્યો શું જનુની, એક કહે મોં શું દેખાડુંરે;
એક કહે સિતાને વર્યા વિના, મરી દેહ અહિંયાં પાડુંરે. ૨૩
એક અણબોલ્યો ઉઠીને ચાલ્યો, એક ભૂમિપર ભાલેરે;
એક એકની સોડમાં પેસે, એક સીતા સામું નીહાળેરે. ૨૪
એવા ભાવ કરે સૌ ભૂપતિ, હૃદયે નહીં કોને શુદ્ધરે;
રાય જનક ઊભો શીશ ઉપર, મન વિચારે બુદ્ધરે. ૨૫

## વલણ.

વિચાર કરતાં થયો વિસ્મય, રાય અંતઃપુરમાં આવ્યો સહી;
કહે હરીરામ એવું સાંભળી, પછી જાનકીને ચિંતા થઈ. ૨૬

## પદ ૧૫ મું–રાગ ગોડી.

વાલ્મિક ગુરૂ કહે સીતા સતિ, ઊંચે મોહોલ મંદિરમાં રતિ;
સભાતણી ગતિ જાણી સર્વ, હાર્યા ભૂપ જે કરતા ગર્વ. ૧
તે જોતાં અતિ થઇ આકળી, તવ રઘુનાથ દૃષ્ટેદૃષ્ટ મળી;
નીરખી રૂપ ત્રિભોવન ધણી, સ્તુતી કરવા લાગી અતિ ઘણી. ૨
તું અંતરજામી અવિનાશ, જન્મો જન્મ હું તારે પાસ;
મચ્છ કૂર્મ ને વરાહ નામ, નૃસિંહ, વામન ને ફરશુરામ. ૩
હવે સાતમો દશરથને દ્વાર, લીધો હરી રામા અવતાર;
તે માટે સ્વામિ પુરો કોડ, કરૂં વિનંતી બેઉ કરજોડ. ૪
કન્યાતણી મા જોશો વાટ, સ્વામિ વિલંબ કરો શા માટ;
ભાંજી ધનુષ વેહેલા સજ થઈ, કરજોડી હું ઉભી રહી. ૫

મારે તાતે પણજ કર્યું, મિથ્યા વચન એવું ઊચર્યું;
ભાંજી ધનુષને કટકા કરે, સ્વયંવરે કુંવરીને વરે. ૬
પણ મેં તો વરીયા શ્રી મહારાજ, અવર બીજાશું નહીં કાજ;
વળી સભા મધ્યે વીર કો ઉઠશે, કરી પ્રાક્રમ કોદંડ ભાંગશે. ૭
તોયે મેં વરીઆ શ્રી જુગજીવન, તેનો સાક્ષી કશ્યપનો તન;
જે કો કહેશે અવળી વાણ, તેને આપીશ મારા પ્રાણ. ૮
એવી પ્રતિજ્ઞા સીતાએ કરી, અંતરજામી પ્રીછયા શ્રી હરી;
તેણે સમે ત્યાં લક્ષ્મણ વીર, કરી પ્રણામ ને ઉઠયો ધીર. ૯
સ્વામિ આજ્ઞા આપો અશર્ણાશર્ણ, ભાંજી ધનુષ મેલું તવ ચર્ણ;
તવ રામ કહે શું કહીએ ઘણું, ન હોય કારજ બાંધવ તમતણું. ૧૦
સુંણી વચન ચાલ્યો લઘુ ભ્રાત, સંક્ષેપે સમજાવી વાત;
તવ રાવણનો મંત્રી જાણ, જનક પ્રત્યે બોલ્યો વાણ. ૧૧
તું કાં ઘેલો રાજા થયો, ભ્રષ્ટ વચન બોલીને રહ્યો;
વાચા ચેતના તે શું ગઇ, ન જાણી એ શી બુધજ થઇ. ૧૨
તું મનમાં જોની મૂઢ મતી, આજ રાજા રાણો ત્રિભુવનપતિ;
જેને માંથે ઉમયા ઈશ, કરી પુત્ર થાપ્યો જુગદીશ. ૧૩
આપ્યો વર શ્રી શંભુયે જેહ, થઇ વજ્રમય એની દેહ;
અતલીબલ પોતે દશસ્કંધ, ત્રિભુવન નાર જેને ઘેર બંધ. ૧૪
સુરપતિ સરખો સેવા કરે, બ્રહ્મા વેદ વાક્ય ઉચરે;
નવ ગ્રહ બાંધ્યા કેશ ફરે, વરૂણ ધરતું પાણી ભરે. ૧૫
એણીપેરે દેવ કર્યા હીણ ગાત્ર, પૃથ્વીના રાજા કુણ માત્ર;
નવ લક્ષ બેટા છે ગ્રહપુર, એક એકથી અદકા શૂર. ૧૬
ત્રીભુવનની લીલા પેખીયે, જોતાં રાવણ ઘેર દેખીયે;
શું પોતે ગત કહીએ આપણી, કોણ વાત એ કોદંડતણી. ૧૭
એક સમે પર્વત કૈલાશ, મૂળથકી ઉપાડયો તાશ;
તેને મન એ કોદંડ તેમ, કુંજરને મન કદલી જેમ. ૧૮
રાવણ સરખો વર કો નહીં, જોતાં ત્રિભોવનમાં કો સહી;
તે માટે સાંભળરે રાય, આપી કન્યા ને લાગો પાય. ૧૯
જો રળિઆતપણે નહીં થશે, બળે કરી કન્યા લઇ જશે;
એ કેશરી કેશે ભાગ જેહ, કેમ લઈ જાય જંબુક તેહ. ૨૦

રાજાનાં રાખવાને માન, કોડંડ નહીં ભાંજ્યું નિર્વાણ;
એને મન એ કોડંડ કશું, એ રાજાનું પણ નહીં હસું. ૨૧
તે માટે રાય કહું તુને કથી, એવો વર ત્રિભુવનમાં નથી;
એવાં વચન સાંભળી રાજન, અતિ ચિંતા પેઠી છે મન. ૨૨
તેણે સમે વિશ્વામિત્ર રૂક્ષ, રામચંદ્રશું બોલ્યા મુખ્ય;
કઠણ મન સ્વામિ તમતણું, સીતા મન દુઃખ પામે ઘણું. ૨૩
તે માટે સાંભળો મહારાજ, ભાંગો ધનુષ વેહેલા કરો કાજ;
સુણી વચન ઉઠયા શ્રી રામ, સીતા સ્તુતી કરે તેણે ઠામ. ૨૪
કહે હરીરામ હવે શું થશે, શ્રી રઘુનાથ ધનુષ્ય ભાંજશે;
એ કથા સાંભળે ને ગાય, જન્મો જન્મનાં પાતક જાય. ૨૫

## કડવું ૧૬ મું.–રાગ સામેરી. (દોહરો.)

રૂષી વચન શ્રવણે સુણીને, ઊઠયા સારિંગ પાણ;
જયજય વચન બંદીજન બોલે, તવ વાજ્યાં ઢોલ નિશાન. ૧

## (ચોપાઈ.)

વાગે ઢોલ નિશાને ઘાય, આવ્યા ધનુષશાળા રઘુરાય;
ત્યાં રૂષીજન સહસ્ત્ર અઠયાસી, મધ્યે ઊભા શ્રી અવિનાશી. ૨
રામ શોભે મધ્યે નરેંદ્ર, જેમ તારા મંડળમાં ચંદ્ર;
શિશ મુગુટનાં મણી ચળકે, બંને કાને કુંડળ લળકે. ૩
શોભા વદન તણી વિસ્તારૂં, છબી ઊપર રવિશશિ ઓવારૂં;
આંખ અંબુજ અમીરસ હોય, જોતાં તૃપ્તિ પામે સૌ કોય. ૪
મધ્ય ભાગ મધ્યે રક્ત રેખ, જાણે અસણ કળા વિશેખ;
જોતાં જનક સુતા મનમોહી, લખી લેખ ચિત્રવત હુઇ. ૫
તવ વિદેહી કહે એમ વાત, અવની છે તું મારી માત;
જ્યારે રામ ધનુષને ચાંપે, ત્યારે તું રખે અંતર આપે. ૬
પૃષ્ઠ પુંઠતણી દ્રઢ કરજે, રામ ધનુષ ટંકારવ કરજે;
વળી દીગપતી દશ દીગપાળ, તમે સ્થિર થાજો તેણી વાર. ૭
માતા આકાશ દેવી સોય, રામચંદ્રને મહાબળ હોય;
સીતા સ્તુતી કરે શિર નામી, સૌ પ્રીછે છે અંતર્યામી. ૮
જાણે અવની મહા દુઃખ થાશે, શોક સનમુખ નહીં રહેવાશે;
તે કારણથી આવી નારી, લઘુ ભ્રાત તેડયો તેણી વારી. ૯

તેના ઉછંગ ઉપર હાથ, બાણ રાખ્યું શ્રી રઘુનાથ;
ત્યારે હસ્યો રાવણનો પ્રધાન, ભાઇઓ સાંભળો સૌ રાજાન. ૧૦
આતો મોટી આશ્ચર્ય વાત, બળ પરાક્રમ કરે બેઉ ભ્રાત;
કદાપી કોડંડનો ભંગ કરશે, ત્યારે કન્યા તે કોને વરશે. ૧૧
એવુ સાભળી સારીંગપાણ, ત્યાં લક્ષ્મણને કહે વાણ;
તમે બેસો વસિષ્ટ ગુરૂ પાસ, એમ કહી બાણ ગ્રહ્યું અવિનાશ. ૧૨
લેઇ તાણ્યું આકર્ષણ પાર, ભાગ્યું ધનુષ્ય કરી ટંકાર;
દેવતા સૌ અંતરિક્ષથી જોય, પુષ્પવૃષ્ટિ ઘણેરી હોય. ૧૩
એવું ચરિત્ર જોઇ અવિનાશ, જય જય શબ્દ હવો આકાશ;
રૂષી સહસ્ર અઠયાસી અનેક, રામને કરતા અભિષેક. ૧૪
વાજે ઢોલ નીશાને ધાય, ત્યાંહાં માનુની મંગળ ગાય;
ત્યારે જનક સુતા મન હરખી, હરી કમલનયન મુખ નીરખી. ૧૫

## ઉથલો.

નીરખી મુખ મોહનતણું, વિરહ વ્યાકુલ થઇ નાર;
માર્જન કરી ભૂષણ ધરી, રૂષીએ તેડી તેણી વાર. ૧૬

## ઢાળ-(ચોપાઇ.)

સખિ સાથ સંજોગે આવ્યાં, સીતા માહિરા માંહે પધરાવ્યાં;
એક કનક કલશ અમી રોળ્યો, લેઇ રામને મસ્તકે ઢોળ્યો. ૧૭
પછી જગ્ન સંપૂરણ કીધો, પુર્ણાહુતી કરી જશ લીધો;
આપે વિપ્રને બહુ દાન, કરજોડી રહ્યો રાજાન. ૧૮
રૂષી ભણતા આશીરવાદ, ચારે વેદતણા મુખે નાદ;
એમ યજ્ઞ તે પૂરણ થાય, બીજા ભૂપતિ ઊઠીને જાય. ૧૯
વસ્ત્ર અંતરપટ ધર્યા આડે, બીજા કોને મુખ નહીં દેખાડે.
પછે વિશ્વામિત્ર રૂષી સાથ, ચાલ્યા રાજભુવન અવિનાશ. ૨૦
ગુરૂ વસિષ્ઠ સંગાથે આવ્યા, કનક મોહોલ મધ્યે પધરાવ્યા;
સૌ કોના પોહોતા મનકોડ, જોતાં રામ લક્ષ્મણની જોડ. ૨૧
બેઠા વિશ્વામિત્ર રાજન, એક વાત વિચારે મન;
લખ્યો લેખ અયોધ્યાપુરી ધામ, રાજા જનકતણો ત્યાં પ્રણામ. ૨૨

ઉપમા જોગ દશરથ સ્વામ, તમ પુત્ર જે શ્રી રામ;
અહીંઆં મોટું પ્રાક્રમ કીધું, વર્યા જાનકીને સુખ દીધું. ૨૩
જીત્યા ત્રિભુવનના રાંજન, ભાંગ્યું ધનુષ તે જુગજીવન;
તે માટે થઈને સાવધાન, વેહેલા લઈને આવજો જાન. ૨૪
વિહીવા કરવા શ્રી રઘુરાય, લાવજો બહુ સૈન્ય સજાય;
એમ પત્ર લખ્યો તે ઠામ, આપ્યો દૂતને કહી પ્રણામ. ૨૫
ત્યાં તે નગ્ર અયોધ્યા જાશે, એ કથા અતિ ઉત્તમ થાશે;
કહે કરજોડી વિપ્ર હરીરામ, મારે હૃદયે રહો રઘુરામ. ૨૬

## કડવું ૧૭ મું–રાગ ધન્યાશ્રી.

વાલ્મીક કહે ભરદ્વાજને, કથાતણો મહિમાયજી;
માગી શીખને સેવક ચાલ્યો, નગ્ર અયોધ્યા જાયજી. ૧
તતક્ષણ ત્યાં આવ્યો પુર મધ્યે, રાજભુવન છે જાહેજી;
દશરથ રાગ્ર અતિ દુઃખીઓ દીસે, અનુદીન રહે ઘરમાંહેજી. ૨
ઉદવસ સરખું નગ્ર અયોધ્યા, ચિંતાતુર સૈ લોકજી;
રાજકાજ એ તજીને એ પુત્રતણો કરે શોકજી. ૩
કૌશલ્યા કલ્પાંત કરે છે, રાત દિવસ જુએ વાટજી;
અવધ કરી રૂષીજી લઈ ચાલ્યા, રામ ન આવ્યા શા માટજી. ૪
એમ કરતાં સેવક ત્યાં આવ્યો, પત્ર આપ્યો કર માયજી;
વાંચી પત્ર સુખસાગર ઉલટયો, ઉમંગ અંગ ન સમાયજી. ૫
મૂખ વચન પૂછ્યું દૂત પ્રત્યે, કુશળ છે બેઉ ભ્રાતજી;
હા સ્વામી ત્યાં રઘુનંદને, ત્રિભુવનમાં કરી ખ્યાતજી. ૬
એવાં વચન સુણી રાજા હરખ્યો, તેડાવ્યા નીજ પ્રધાનજી;
કહી વાત સૈન્યા સજ કીધી, તેડાવ્યા બહુ રાજાનજી. ૭
લખી લેખ તેડાવ્યા સૌકો, ઈષ્ટ સખા સૈ વર્ગજી;
નગર અયોધ્યા વર્ણ અઢારે, નિમંત્રણ કર્યાં રહી સર્વજી. ૮
ચોદ સહસ્ત્ર તે રાણી રાંયની, તેમાં ત્રણ પટરાણીજી;
કૌશલ્યા કૈકૈ સુમિત્રા, રંભારૂપ વખાણીજી. ૯
ભર્ત શત્રુઘ્ન પુત્ર બેઉ સાથે, સુભટ વીર સુજાણજી;
હયદળ વાદળ બહુ મળીયું, હીંશારવ કહે કોણજી. ૧૦

વાગે ઢોલ નિશાન ગડગડે, નફેરી રણતૂરજી;
આવ્યું દળ દશે દિશાથી, જેમ સાગરનું પૂરજી. ૧૧
ધ્વજા, નેજા ને છત્ર અંબાડી, રથતણો નહીં પારજી;
એવી જુગતે જાન ત્યાં આવી, મૈથુલપુર મોઝારજી. ૧૨
રાય જનક ત્યાં સામા આવ્યા, સૈન્ય સહીત તે ઠામજી;
વસિષ્ટ ને વિશ્વામિત્ર ત્યાં બેઠા, મળીયા લક્ષ્મણ રામજી. ૧૩
દશરથ મળીયા વિશ્વામિત્રને, વળી વસિષ્ટ જે મહા મૂન્યજી;
રામ લક્ષ્મણને હૃદયા શું ચાંપ્યા, જીવતવ્ય તેનું ધન્યજી. ૧૪
જોઇ જાન જનક મન હરખ્યો, રાય હૃદયામાં હરખ્યાજી;
આલિંગન દઇ ઉલ્હાસ પામ્યા, મુખ અન્યોઅન્ય નીરખ્યાંજી. ૧૫
સ્નેહી પરસ્પર પ્રીતે મળીયા, હાવ ભાવ બહુ માનજી;
નાળિયેર લવિંગ સોપારી આપ્યાં મોગર તેલ ને પાનજી. ૧૬
ઉતારા આપ્યા શુભ મંદિર, તહાં રહી નીજ ભૂપજી;
કનકભોમ મેડી મણી માણક, ગોખ જાલીયાં જૂપજી. ૧૭
કણ કોઠાર ભર્યા જળ ટાંકાં, વેલાં સુખડી લાવ્યાજી;
સેવા કરવા સેવક ત્યાં મૂક્યા, રાજા મંદિર આવ્યાજી. ૧૮
રાણી રાય એકાંત બેસીને, મન શું વિચારી વાતજી;
શંખદ્રીપની કન્યા ત્રણ સુંદર, વરતે રામના ભ્રાતજી. ૧૯
વિશ્વમિત્ર વસિષ્ટ ને દશરથ, સૌકોને મન આવ્યુંજી;
લખી લેખ કાશી થકી શીઘ્રે, ભ્રાત્ર કુટુંબ બોલાવ્યુંજી. ૨૦
દશરથરાય ગ્રહશાંતિક કીધું, સંગ કૌશલ્યા નારજી;
હુત દ્રવ્ય પાવક મધ્યે હોમે, નાના વિધિ ઉપહારજી. ૨૧
સહસ્ર અઠયાસી રૂષી સૌ બેઠા, આપ્યાં કનક ગૌ દાનજી;
જાન સકળ ત્યાં સજ કરાવી, તેડાવ્યા પ્રધાનજી. ૨૨
હવે તોરણ વર કરવા વેહેલા, સખી સુહાસણ ત્યાં આવીજી;
ચૂઆ ચંદન ને કસ્તુરી, ત્યાં રાયને નવરાવીજી. ૨૩
પેહેર્યાં વસ્ત્ર કંકણ કટીમેખલા, કોટે કૌસ્તુભ મણી ઝળકેજી;
મસ્તકે ખુંપરો મણી માણક, કાંને કુંડલ લલકેજી. ૨૪
કનક કુંકાવટી કુંકુમ ભરી, કામનીને કર સોયજી;
ભરી શેષ રામ વરઘોડે ચઢીઆ, વજ્યા નીશાને ધાયજી. ૨૫

### વલણ.

વળ્યા નીશાને ધાય, ને વરઘોડે ચડીયા ત્રિભુવન ધણી;
કેહ હરીરામ પ્રિય કરજોડી, મુને આશ તમ ચર્ણ કમળતણી. ૨૬

## કડવું ૧૮ મું-રાગ બેલાવર.

રૂષીજી એમ બોલ્યા વાણ, વરઘોડે ચડયા સારિંગપાણ;
બાંધવ જબલા સાથે જોડ, જાણે રવી શશિ પ્રગટયા કોડ. ૧
મોહનમૂખ જોતાં આનંદ, વાજાં વાજે દેવનાં દુંદ;
રામજી હળવે હળવે ચાલે, અંતરિક્ષથી સુરીનર મુનીવર ભાળે. ૨
કરતા કુસુમતણી બહુ વ્રષ્ટ, હરીમુખ જોતાં ન ખાંચે દ્રષ્ટ;
આકાશ છાયું સર્વ વિમાન, જોવા લીલા શ્રી ભગવાન. ૩
અપ્સરા ઇદ્રતણી ત્યાં નાચે, રંભા રૂપે ત્રીભુવન રાચે;
વાજે વીણા બંસરી વિશાળ, ઢોલ શરણાઈ મૃદંગ ને તાલ. ૪
બંદીજન જય જય શબ્દને જીતે, સાજન ચાલ્યું રાયની રીતે;
મૈથુલ માણક ચોક પુરાવ્યા, ચૌટાં ચાચર હાટ સોહાવ્યા. ૫
મગીઆ બ્રાહ્મણ વેદ સંવાદ, જોઇને દે છે આશીરવાદ;
મુનીજન વિચારે મન, આપો તે પુરણ પરિબ્રહ્મ. ૬
એણીપેરે ચાલ્યા વિશ્વાધાર, ગોખ ચઢી જોતાં નર ને નાર;
હરી મુખ જોઇને હઇડે હરખી, મોહ પામી નઈણે નિરખી. ૭
પ્રેમે જોતાં રઘુપતિ રામ, જાણે લખ્યો લેખ ચિત્રામ;
પ્રેમે પૂજ્યા ઉમયા ઇશ, જાનકી પામી વર જુગદીશ. ૮
જોગી તપસી ને સન્યાસી, વાનપ્રસ્થ બ્રહ્મચારી ને અભ્યાસી;
રામ મુખ જોતાં વેદના વામ્યાં, કહે અહીં બેઠા વૈકુંઠ પામ્યાં. ૯
એમ વર મંડપ ઉભા આવી, સાસુ પોંખવા સજાઇ લાવી;
અર્ઘ્યને માહેરાં માંહે આણ્યા, ગુણે ધાટ ઘાલીને તાણ્યા. ૧૦
જોશી સાવધાન મુખ બોલે, સીતા રામ સન્મુખ સમતોલે;
વિધિયે કર્યો વસિષ્ટ ગુરૂએ મધુપર્ક, માંહેરા માંહે તે ઉદયો અર્ક. ૧૧
પેહેલું મંગળ વરત્યું પ્રીતે, હય ગજ રથ આપ્યાં રાયની રીતે;
બીજે મંગળે ભર્યા ભંડાર, ત્રીજે વસ્ત્રાભૂપણ અતિ સાર. ૧૨

ચોથે મંગળ કન્યાદાન, આપી ચર્ણે નમ્યો રાજાન;
એમ સીતા પરણ્યા રામ સમર્થ, મૂનુને પરણાવ્યાં ત્યાં ભર્થ. ૧૩
લક્ષ્મણ ઉર્મિલા વરી આવ્યા, સુકીર્તીને શત્રુઘ્ન પરણાવ્યા;
પરણીને મંદિર મધ્યે લાવ્યા, રાજાએ પેહેરામણી પેહેરાવ્યા. ૧૪
આપ્યા હય ગજ રથ ભંડાર, આપ્યા મુક્તાફળના હાર;
આપ્યાં વસ્ત્રાભૂષણ અતિસાર, ચર્ણે લાગ્યાં તે નર નાર. ૧૫
પ્રણિપત કરીને કહે ભૂપાળ, સ્વામિ તું દીનાનાથ દયાળ;
તારો કોય ન પામે પાર, લીલાએ માનવનો અવતાર. ૧૬
જાનકીનો કર્યો અનુગ્રહ આપ, તેથી છૂટયો હું ભવના તાપ;
એણીપેરે સ્તુતિ કરી લાગ્યો પાય, હૃદયા ભેટયા તે દશરથ રાય. ૧૭
એકવીશ દીવસ તે રાખી જાન, ભૂપતિ પૃથ્વીના રાજાન;
આજ્ઞા માગી તે દશરથ રાય, વાગ્યા ઢોલ નિશાને ધાય. ૧૮
જનક વળાવીને પાછો વળીયો, મંડપ આવીને આકળીયો;
દશરથ દળ આગળથી જાય, પુંઠે આવે ત્રિભોવન રાય. ૧૯
તેણે સમે મંદ્રાચળથી સ્વામ, માર્ગમાં સામા મળ્યા ફર્શુરામ;
સારંગ બાણને કરમાં લીધ, કોણે ધનુષ ટંકારવ કીધ. ૨૦
મેં તો નક્ષત્રી પૃથ્વી કીધી, એકવીશવાર વિપ્રને દીધી;
હજી ક્ષત્રી નામ છે કોય, આયુધ મૂકીને આવો સોય. ૨૧
નીકર જુદ્ધ કરોની આંહે, સુણી દશરથ કાંપ્યા મનમાંહે;
કહો ભાઇ હવે શી પેરજ કરશુ, ફર્શુરામ આડે તે કેમ ઉગરશું. ૨૨

વલણ.

કેમ ઉગરશું ફર્શુરામ આડે, રાજા મન ચિંતા વસે;
કહે હરીરામ બાણ લઇને, ફર્શુરામ, રામ યુદ્ધે જશે. ૨૩

## કડવું ૧૯ મું–રાગ રામગ્રી.

એણીપેરે બોલ્યા શ્રી રુષીરાયજી, યુદ્ધ કરવાને ફર્શુરામ જાયજી;
ક્ષત્રી જાણી મન ચડીયો ક્રોધજી, ધનુષ ધર્યું ત્યારે કાંપ્યા જોધજી. ૧

ઢાળ.

જોધ કાંપ્યા અતિઘણું, અસ્ત્ર શસ્ત્ર વિદ્યા જાણ;
તે બાણ પૃષ્ઠે મારીયાં, રણ પડયું દળ ભંગાણ. ૨

દશરથને કહે છે દીન થઇ,તું મૂક અહીંઆં હથીઆર;
બોલાવ તારા પુત્રને, જેણે કર્યો ધનુપ ટંકાર. ૩
સુંણી વચન ને શસ્ત્ર મૂકયાં, ને ઊભો ત્યાં રાજાન;
કરજોડીને સ્તુતિ કરે, સ્વામિ આપો જીવતદાન. ૪
રાજ રીધસીધ માહરી તે, સર્વ સોંપું આજ;
પણ પુત્રશું મુને જીવતો, સ્વામિ મૂકાયે મહારાજ. ૫
એમ વારંવાર વિનય કરી, સ્તુતિ કરે ત્યાં ભૂપાળ;
ફર્શુરામ કોપ્યા દળ હણે, જેમ તરૂવર પાવક જ્વાળ. ૬
ભાગ્યું દળ દશે દીશા નાઠું, ધીરજ છાંડી ધીર;
સેવક વેગે આવીયા, જ્યાં હુતા શ્રી રઘુવીર. ૭
સ્વામિ તમે નથી જાણતા, ફર્શુરામ જે કહેવાય;
તેણે અગ્ર દળ સઘળું હણ્યું, બાણવૃષ્ટિ નહીં સં વાય. ૮
એવી વાણી સુણી આવીયા, રઘુનાથ વેગે તહાં;
દશરથશું સૈન્યા સહુ, ફર્શુરામ ઊભા જહાં. ૯
મહા યોદ્ધ દીઠો આવતો, ત્યારે બોલીયા રૂપી વાણ;
તું કન્યા જીતી આવીઓ, મુને યુદ્ધ આપ સહી જાણ. ૧૦
તેં ધનુપ ટંકારવ કર્યો, તે તો સાંભળ્યું મેં કર્ણ;
તે માટે મારે નીમ છે જે, ક્ષત્રી ન રાખું ધર્ણ ૧૧
હવે આપ યુદ્ધ વેહેલો થઇ, કે મૂક અહીં હથીયાર;
એમ સુણી વાણી રામ કહે, ભાઇ સાંભળ સત્ય વિચાર. ૧૨
ક્ષત્રીથકો જે આયુધ મૂકે, વળી દીન બોલે વાક્ય;
રણથકી પાછો ઓસરે તે પડે કુંભીપાક. ૧૩
તે માટે સહી યુદ્ધ કરવું, આજ તો રણ માંહે;
તમ બાણ આયુધ ધનુપ ફરસી, શીઘ્ર લાવો આંહે. ૧૪
એવું સુંણી ફર્શુરામ કહે, તું મૂક પેહેલું બાણ;
તવ રામ કહે રે બ્રાહ્મણ ઉપર, નહીં મૂકું નીર્વાણ. ૧૫
ત્યારે શસ્ત્ર મૂકયાં અતિઘણાં, ફર્શુરામ રૂપીએ તેહ;
સૌ સેન્ય ઉપર એમ વરસે, જેમ ગીરી ઉપર મેહ. ૧૬
ત્યારે ધનુપ રામે સાંધીયું, કરી બાણ આકર્ષણ;
ક્રોધ જોઇ રૂપી કાંપીયા,આવી લાગ્યા શ્રી રામને ચર્ણ. ૧૭

પછી જ્ઞાનદૃષ્ટે વિચાર્યું, જે હવે રામ અવતાર;
ત્યારે ધનુષ આપ્યું રામ કરમાં,બળ હર્યું શ્રી મોરાર. ૧૮
પછી ફર્શુરામ કેવલ રહ્યા,જઇ તેજ મળ્યું શ્યામ;
ત્યારે સ્તુતિ કરી હરી વીનવ્યા, પ્રભુ પર્મ અપરં રામ. ૧૯
તવ રામ કહેરે બાણ મારૂં, મિથ્યા કેમે ન થાય;
હણે તમારો દેહ અથવા, સ્વર્ગ માર્ગ રૂંધાય. ૨૦
પછી બાણ મુકયું નાશિક વિષે, તેનું સ્વર્ગારોહણ નામ;
વૈકુંઠ જવાની વાટ રૂંધી, માટે ચિરંજીવી ફર્શુરામ. ૨૧
પછી રામ કહે સ્વામિ તપ કરો,જાઓ રહેજો વન મોઝાર;
હવે યુદ્ધ તણી મા વાત કહેશો, મા ગ્રહેશો હથિયાર. ૨૨
એવું સુણી વાણી દર્ભ તુલસી, ગ્રહીને ચાલીયા વન;
જીત્યા રામ નિશાન વાજ્યાં, પછી ચાલીયા રાજન. ૨૩
એ ચરિત્ર જે ફર્શુરામનું, નર નાર સાંભળે ગાય;
તેને આવાગમનનો ફેરો ટળે, ભવબંધનથી મૂકાય. ૨૪

વલણ.

ભવબંધનથી મુકાય પ્રાણી, રામ ચરિત્ર શ્રવણે ધરે;
સંસાર તારણ નાવ સુંદર, શ્રી હરીની ભકતી કરે. ૨૫

## કડવું ૨૦ મું–રાગ ધન્યાશ્રી.

વાલ્મીકજી રૂપી એણીપેરે બોલ્યા,રામ અયોધ્યામાં આવ્યારે;
કઠીણ ધનુષ ભાંગીને રાણી, જાનકી પરણી લાવ્યારે. વાલ્મી. ૧
જેજેકાર વરતી રહ્યો, ને વાંજે ઢોલ નિશાનરે;
નગ્ર લોક સૌ સામા આવ્યા, તેમને ભેટયા સારંગપાણરે. વાલ્મી. ૨
પરિબ્રહ્મ પુરમાં સાંચર્યા ને, સાથે બ્રાત ભલી જોડરે;
તે શોભા સુંદર શી કહું; જાણે દિનકર પ્રગટયા ક્રોડરે. વાલ્મી. ૩
દધી દુર્વા કેસર ને કુંકુમ, નારી મંગળ ગાતી આવેરે;
પંચ આરતી ધૂપ કરીને, રામને શેશ કરીને વધાવેરે. વાલ્મી. ૪.
ઘેર ઘેર ઓચ્છવ અતી ઘણોને, બાંધ્યાં તોરણ બારરે;
મોતીએ ચોક પુરાવીયા ને, ચમર વીંજણા સારરે. વાલ્મી. ૫

દશરથ દાન આપે ઘણાં ને, હય ગજ રથ ભંડારરે;
આશીર્વાદ રૂપી સર્વ ભણે ને, વર્ત્યો જયજયકારરે. વાલ્મી. ૬
એ સ્વયંવર સીતા રામ તણો, જે ભાવ કભાવે ગાયરે;
શ્રોતા જન જે સાંભળે, તેનાં પાતિક પાંચે જાયરે. વાલ્મી. ૭
બ્રાહ્મણ, સ્ત્રી, પશુ, બાળક, ઘાતી, એવા નર જે પાપીરે;
રામ નામ બે અક્ષર જપતાં, પાતિક નાંખે કાપીરે. વાલ્મી. ૮
શ્રી રઘુનાથ ભજન વિના, પ્રાણી લક્ષ ચોરાશી પૂરરે;
જન્મ મરણ સંખ્યા નહીં જેને, જેમ ઘટમાળા કૂપરે. વાલ્મી. ૯
પશુ પક્ષી મૃગ કીટ પતંગ, કર્યાં ચારે વર્ણરે;
પછી મનુષા દેહને પામીયો, હવે ચેત તું મૂઢ અવર્ણરે. વાલ્મી. ૧૦
ભજન કર ભગવાનતણું, હરી જમ કિંકરથી ઉગારેરે;
રામ નામની નાવડી તે તો, ભવ જલ સાગર તારેરે. વાલ્મી. ૧૧
તે માટે શ્રોતા જન સૌકો, એવો કરો વ્યાપારરે;
જેમ તેમ હરી નામ તણો, તમો અક્ષર ભરો ભંડારરે. વાલ્મી. ૧૨
સંવત્સર સત્તરસેંહે જાણો, ઉપર અધકા ત્રણરે;
કાર્ત્તક માહ વદ અષ્ટમીએ, આ ગ્રંથ કર્યો પરિપૂર્ણરે. વાલ્મી. ૧૩
પદ બારસેં ને પંદર પૂરાં, આઠ રાગની જાતરે;
વૃધ ખોટ હું કાંઈ ન જાણું, સંક્ષેપે કહી વાતરે. વાલ્મી. ૧૪
કવિ જન કો મુને ખોડ મા દેશો, હું બાળક બુદ્ધ અજાણરે;
જેમ તેમ હરી મહિમા મુખ બોલ્યો, પ્રાકૃત પદ પ્રમાણરે. વાલ્મી. ૧૫
શ્રી તાપી તટ પર્મ પવિત્રં, સૂર્યપૂર અભિધાનરે;
કવિતા વાસ વસે હરીપરામાં, ઔદીચ્ય જ્ઞાત નિધાનરે. વાલ્મી. ૧૬
શ્રી ગુરૂ બ્રાહ્મણવૈષ્ણવ જન, કવિતા પૂજન પ્રણમી પાયરે;
શ્રી વીરમ સુત હરીરામ કહે, મુજ હૃદે રહેજો રઘુરાયરે. વાલ્મી ૧૭

## કડવું ૨૧ મું–રાગ ગોડી.

ગોડીએ ગણપતિ સ્તવ્યા, આનંદ શું રે:
કરજોડીને લાગ્યો પાય. મન ગોવિંદ શું રે. ૧
ગ્રંથ તણો આરંભ કર્યો. આનંદ શું રે;
રામ સીતા તણો વિહીવાય, મન ગોવિંદ શું રે. ૨

ધન્યાશ્રીએ રાજાને પૂછીયું, આનંદ શું રે;
તેડાવ્યા સર્વે બ્રહ્મ, મન ગોવિંદ શું રે. ૩
ભુમી જોતાં જાનકી જડયાં, આનંદ શું રે;
માંડયો યજ્ઞતણો પ્રારંભ, મન ગોવિંદ શું રે. ૪
મારૂએ મહિપતિ તેડીયા, આનંદ શું રે;
સોમ સૂર્ય વંશી ભૂપાળ. મન ગોવિંદ શું રે. ૫
સુરીનર મુનીવર તેડીઆ, આનંદ શું રે;
તેડયાં સ્વર્ગ મૃત્યુ પાતાળ, મન ગોવિંદ શું રે. ૬
માલવ ગોડીએ રાજા ગાધિની, આનંદ શું રે;
કહી ઉત્પત્ત વિશ્વામિત્ર, મન ગોવિંદ શું રે. ૭
રૂપી આશ્રમ ભોજન કર્યું. આનંદ શું રે;
ત્યાં કીધું યુદ્ધ વિચિત્ર, મન ગોવિંદ શું રે. ૮
રામગ્રીએ યજ્ઞ માંડીઓ, આનંદ શું રે;
મળ્યા રાક્ષસ તેણે ઠામ, મન ગોવિંદ શું રે. ૯
જોઇ વિશ્વામિત્ર ત્યાં આવીયા, આનંદ શું રે;
અયોધ્યામાં લેવા રામ, મન ગોવિંદ શું રે. ૧૦
ગછી વેરાડીએ જઇ મળ્યા, આનંદ શું રે;
કૌશલ્યા ને દશરથ રાય, મન ગોવિંદ શું રે. ૧૧
વિનય કરી રૂપી વીનવ્યા, આનંદ શું રે;
કરજોડીને લાગ્યાં પાય, મન ગોવિંદ શું રે. ૧૨
કેદારે કઠીણ વચન કહ્યાં, આનંદ શું રે;
આવ્યા વસિષ્ટ ગુરૂ તેણીવાર, મન ગોવિંદ શું રે. ૧૩
કહી જ્ઞાનને પ્રીછવ્યાં, આનંદ શું રે;
રૂપીને આપ્યા વિશ્વાધાર, મન ગોવિંદ શું રે; ૧૪
સામેરી સુખ પામીઆ. આનંદ શું રે;
રામ રૂપીશું આવ્યા વન, મન ગોવિંદ શું રે. ૧૫
ત્યાં તાટીકા મારી ગોધારી, આનંદ શું રે;
કીધું ચરિત્ર તે જુગજીવન. મન ગોવિંદ શું રે. ૧૬
દેવગંધારે દેવ તેડીઆ, આનંદ શું રે;
યજ્ઞ માંડયા વિશ્વામિત્ર, મન ગોવિંદ શું રે; ૧૭

ત્યાં રામે રાક્ષસ બહુ હણ્યા. આનંદ શું રે;
ત્યારે પામ્યા સર્વ કો સુખ. મન ગોવિંદ શું રે. ૧૮
વળી રામશ્રીએ રામ ચાલીયા, આનંદ શું રે;
રાય જનકતણે ઘેર જાય, મન ગોવિંદ શું રે. ૧૯
વાટે તે અહલ્યા ઓધારી; આનંદ શું રે;
ઢીમરની કીધી સહાય, મન ગોવિંદ શું રે; ૨૦
ગોડીએ ચરચા થઈ, આનંદ શું રે.
પૂછી સીતાનું વૃત્તાંત, મન ગોવિંદ શું રે. ૨૧
વિશ્વામિત્ર રૂપી એમ કહી, આનંદ શું રે;
તેની ઉતપત અને અંત, મન ગોવિંદ શું રે. ૨૨
વળી ગોડીએ ગરૂડારૂઢને, આનંદ શું રે;
કહ્યું ધનુષતણું પ્રમાણ, મન ગોવિંદ શું રે. ૨૩
પછી મિથિલાપુરમાં આવીયા, આનંદ શું રે;
થયું જનકરાયને જાણ, મન ગોવિંદ શું રે. ૨૪
ભૂપાળે ભૂપતિ આવિયો, આનંદ શું રે;
સામો રૂપીને લેવા નીરધાર, મન ગોવિંદ શું રે. ૨૫
ત્યાં નીરખી રૂપ શ્રીરામનું, આનંદ શું રે;
રાય લઇ આવ્યા ઘરબાર, મન ગોવિંદ શું રે. ૨૬
મારૂએ મહીપતિ ઊઠીયા, આનંદ શું રે;
ધનુષ ભાંજવાને સભામાંહે, મન ગોવિંદ શું રે. ૨૭
ત્યાં રાવણાદિક રાજા સહુ, આનંદ શું રે;
માન ભંગ થયા સર્વે ત્યાંય, મન ગોવિંદ શું રે. ૨૮
પછી ગોડીએ ગોવિંદને, આનંદ શું રે;
મળ્યાં સીતા અન્યોઅન્ય દ્રષ્ટ, મન ગોવિંદ શું રે. ૨૯
ત્યાં સ્તુતી કરી હરી વીનવ્યા, આનંદ શું રે;
કહ્યું પોતાતણું સૌ કષ્ટ, મન ગોવિંદ શું રે. ૩૦
સામેરીએ સારીંગ ભાંજ્યું, આનંદ શું રે;
રામ વરિયા તે સીતા નાર, મન ગોવિંદ શું રે. ૩૧
રાજાનો યજ્ઞ પુરણ થયો, આનંદ શું રે;
ત્યાં વરત્યો જય જયકાર, મન ગોવિંદ શું રે. ૩૨

ધન્યાશ્રીએ સેવક ત્યાં ગયો, આનંદ શું રે;
કહી દશરથને સર્વ વાત, મન ગોવિંદ શું રે. ૩૩
પછી જાન લઇ સર્વે આવીયા, આનંદ શું રે;
સાથે સ્વજન કુટુંબ સૌ ભ્રાત, મન ગોવિંદ શું રે. ૩૪
બિલાવરે વર વર ઘોડે ચડયા, આનંદ શું રે;
આવ્યા માહેરામાં ભગવાન, મન ગોવિંદ શું રે. ૩૫
એમ સીતા પરણ્યા પ્રેમશું, આનંદ શું રે;
રાયે આપ્યું કન્યાદાન, મન ગોવિંદ શું રે. ૩૬
રામશ્રીએ રાજા ચાલીયા, આનંદ શું રે;
વાટે સામા આવ્યા ફર્શુંરામ, મન ગોવિંદ શું રે. ૩૭
ત્યાં ધનુપ જોતાં રામે બળ હર્યું, આનંદ શું રે;
ઋષી ચર્ણે નમ્યા તેણે ઠામ, મન ગોવિંદ શું રે. ૩૮
ધન્યાશ્રીએ ધન ધાન્ય ઓચરે, આનંદ શું રે;
રામ આવીયા અયોધ્યા માંય, મન ગોવિંદ શું રે. ૩૯
ત્યાં દશરથે દાન દીધાં બહુ, આનંદ શું રે;
લાગ્યા વસિષ્ટ ગુરૂને પાય, મન ગોવિંદ શું રે. ૪૦
હવે એ કથા પૂરણ થઇ, આનંદ શું રે;
સીતા રામ તણો વીહીવાય, મન ગોવિંદ શું રે. ૪૧
નર નાર જે કો સાંભળે, આનંદ શું રે;
તેનાં પાતિક પ્રલ્લે થાય, મન ગોવિંદ શું રે. ૪૨
હું કરૂં તે માટે વીનતી, આનંદ શું રે;
તમે સાંભળો સુંદર શ્યામ; મન આનંદ શું રે. ૪૩
મારે હ્રદે રહેજો રામજી, આનંદ શું રે;
કરજોડી કહે હરીરામ, મન ગોવિંદ શું રે.

---

.સીતાસ્વયંવર સમાપ્ત.

# ગોપાળદાસ.

સુરતનો વતની, સંવત ૧૭૦૬ માં હૈયાત હતો—એના રચેલા ગ્રં
ગોપાળ ગીતા, બુદ્ધિ વહુને શિખામણ વિષે, પદો, વિગેરે.
એ કવિ બ્રહ્મજ્ઞાની હતો, ને એના ઘણા શિષ્યો હતા.

## ગોપાળગીતા.

### કડવું ૧ લું.

જય એજ શ્રી આદ્ય નિરંજન, અવિચળ પદ નિર્વાણ;
સત્ય સ્વરૂપ સનાતન સાક્ષી, તેનું કરૂં વખાણ. ૧
કરૂં વિનંતિ બેઉ કરજોડી, સદ્‌ગુરૂ ચૈતન્ય દેવ;
કૃપા કરો મુજને સ્વામિ, જેમ બુદ્ધિ વધે તતખેવ. ૨
પતિત ઉદ્ધારણ તારણ ભવજળ, જ્ઞાનતણા ભંડાર;
અનુભવ સકળ રચ્યા જેણે, આદ્ય વેદ પુરાણ અઢાર. ૩
ધર્મ સકળ તણા તમો દાતા, સ્તુતિ કરે વિધાતા;
અર્થ ધર્મ ને કામ મોક્ષ, એ ચાર પદારથ દાતા. ૪
નહીં સમર્થ ત્રિભૂવન માંહે, તમથી કો નહિ બળિયો;
કોટિ કોટિ કલ્પના કરતાં, કોઇએ ન જાય કળિયો. ૫
દીન દયાળ કૃપાળ કૃપાનિધિ, તમો છો અંતરજામી;
આશ કરી આવ્યો તમ શરણે, હૂં શરણાગત સ્વામિ. ૬
સાધુ વિના ન મળે નારાયણ, એમ વદે વેદ પુરાણ;
સત્યતણો મહિમા શ્રવણે સુણી, મન માન્યું પ્રમાણ. ૭
ગુરૂ વિન જ્ઞાન પામે પ્રાણી, જ્ઞાન વિના છે મુક્તિ;
એમ વળી વદે જે સાધન, મિથ્યા પ્રપંચ જુક્તિ. ૮

પુણ્યતણે પ્રવાહે પામ્યો, મનુષ્યતણો અવતાર;
સંશય શોક ટળે નહીં મનનો, જ્ઞાન વિના નિરધાર. ૯
જપ તપ તીર્થ દાન કીધાં બહુ, મનને થોભ ન થાય;
સત્ય ઉપાય કરો હવે સ્વામિ, કાયા કિલમિષ જાય. ૧૦
દેવ અનેક ઉપાસ્યા આગે, પુજ્યા વેષ અનેક;
કર્મ ધર્મ કરી કરી થાક્યો, શાંત નહીં ક્ષણ એક. ૧૧
પિંડ તણી પ્રતીત ન આવે, દેહતણો બંધ ખોટો;
વણસંતાં એને વાર ન લાગે, જેમ જળનો પરપોટો. ૧૨
રત્ન અમૂલ્ય આયુષ્ય મારૂં, દિન પુંઠે દિન જાય;
પર્મ તત્વનો પાર ન જાણું, ચિંતા મનને થાય. ૧૩
પિંડ પડે જે મુક્તિ કહેવાય, ત્યાં મારૂં મન નવ માને;
સંદેશો કોનો નહીં આવ્યો, મેં જોયો વિચારી જ્ઞાને. ૧૪
જીવનમુક્તિ તણા તમો દાતા, આવ્યો દૃઢ વિશ્વાસ;
તમ વિણ અન્ય કોઇ નહીં, ભવબંધનના તોડે પાશ. ૧૫
તે ઉપાય કરો હવે સ્વામિ, નિસંદેહે હરિ પદ પામું;
આવાગમન તણો ટળે ફેરો, ગર્ભ વેદના વામું. ૧૬
આગે મહંત હવા ઘણા મોટા, કર્મ તણી કરી જાળ;
વચટે વિરોધ રચ્યા બહુ વિધના, પ્રૌઢા ભેદ વિશાળ. ૧૭
ચાર વેદ ને ચૌદ વિદ્યાના, અર્થ અનેકજ ભાસે;
શ્રવણે સુણી પડયો હું શોષે, કે શી ગતિ મુજ થાશે. ૧૮
આદ્ય નિરંજન પદ અવિનાશી, ઘટઘટ અંતરજામી;
ઉત્પત્તિ પ્રલય થાય જે અળગો, તે ઓળખાવે સ્વામિ. ૧૯
સૃષ્ટિતણું જે કારણ કૈવલ્ય, કાળતણો મહાકાળ;
પડચે પિંડ કરો પ્રભુ મુજને, સદ્‌ગુરૂ દીન દયાળ. ૨૦
જીવન્મુક્ત દશા મહા મોટી, આત્મ બોધ પ્રકાશ;
તે ઉપદેશ કરો હવે મુજને, જેમ જાણું સર્વાવાસ. ૨૧
સાધુ સંત શિરોમણી સૌને, કરૂં સાષ્ટાંગ પ્રણામ;
વેદ સકળ ધર્મ તમો મારે, વેદ વચન નિર્વાણ. ૨૨
તમ ઉપાસના નહિંકો બીજો, જે ઠાલો નહિં ક્ષણું ઠામ;
દાસ ગોપાળ કહે કરજોડી, જેને પ્રગટ છે રામ. ૨૩

## કડવું ૨જું.

વળતી બોલ્યા સદ્‌ગુરુ દેવજી, વાત અનુપમ છે અવશ્ય મેવજી, ૧
સાંભળ વીરા થઇ સાવધાનજી, અવિઘટ હરિનું દુરઘટ જ્ઞાનજી. ૨
પ્રથમ કીજે સદ્‌ગુરુ સંગજી, ભાવે ભજીએ ભક્તિશું શ્રીરંગજી, ૩
વચને વચને સંશય જાયજી, મન છે વિકારી તે નિર્મળ થાયજી. ૪
તન મન કેરી ઉર્મી ભાંગેજી, નામ રહિતશું મનડું લાગેજી. ૫

## ઉથલો-રાગ ધન્યાશ્રી.

લાગે મન અવિનાશશું, જે સદા એક અખંડ;
આદ્ય અંત્ય ન પામીએ, જેની કાયામાં પ્રચંડ. ૬
નિરામય નિજધામ હરીનું, અચળ અમર એક;
નિર્વિકાર અવિનાશ વ્યાપક, આદ્ય અંતે એક. ૭
સાંભળ થઇ સાવધાન સન્મુખ, વચન જે નિર્વાણ;
આપે આપ અનુભવીને, સિદ્ધાંત મન તું આણ. ૮
દશ બારથી વેગળો, જળે નવ લેપાય;
અગ્ની તેને નવ દહે, સમીરે સોષ્યો ન જાય. ૯
આકાશથી આઘેરડો, ને ત્રિગુણથી અતીત;
ઉપાધીથી અળગો સદા, એ નિરંજનની રીત. ૧૦
ઉભો નહીં આસન નહિં, નહિં તૃષા નિદ્રા અહાર;
સ્થૂળમાં લેપે નહીં, તે બ્રહ્મ અપરંપાર. ૧૧
અંતઃકરણ મન બુદ્ધિ નહીં, નહિં ચિત્ત અહંકાર;
કામ ક્રોધ ન સંભવે તે, બ્રહ્મ અપરંપાર. ૧૨
ધર્મ કર્મ ને કલ્પના તે, નહિં જ્ઞાન વિજ્ઞાન;
આચાર અધ્યયન વેદ વક્તા, ભોગ નહીં દયા દાન. ૧૩
નહીં પૂજા પ્રેમ નેમને, નહીં માયા માન.
ઉંચ નીચ ન સંભવે, તેને સર્વ ભૂત સમાન. ૧૪
શોક મોહ વ્યાપે નહીં, નવ સુવે, જાગે લગાર;
જન્મ મર્ણ જરા નહીં, તે જગતનો આધાર. ૧૫
જડ નહીં ચૈતન્ય નહીં, ને નહીં નિકટ કે દૂર;
અદ્વૈત વ્યાપક વસ્તુ નિરંતર, નિરંતર ભરપૂર. ૧૬

અકર્ત્તા કર્ત્તા નહીં, ને નહીં આદ્ય અનાદ્ય;
જ્યોત પોત ન પેખીએ, નહીં સ્વાદ વર્ણ ને નાદ. ૧૭
એકાદશ ઇંદ્રિય નહીં, ને નહીં તે વિષે પંચ;
નહીં રંગ ને લિંગ ત્રિવિધિ, નહીં તહાં પ્રપંચ. ૧૮
રાગ દ્વેષ ને દુઃખ નહીં, નહીં બાવન અક્ષર બાણ;
વાંછના નહીં આશ ઇચ્છા, ન તે જાણ અજાણ. ૧૯
સુતલ વિતલ ને તલાતલ, વૈકુંઠે ને કૈલાશ;
સ્વર્ગ આદી બિજું જે નહીં, નર્ક કેરો વાસ. ૨૦
કાર્ય કારણ શુદ્ધ કૈવલ્ય, મુકતમય ચૌદે લોક;
એકાકાર એ અખંડ મંડળ, વસ્તુતાયે નિર્દોષ. ૨૧
આપે પોતે સદાપૂર્ણ, ન ઘટે વધે ક્ષણ એક;
બીજો હોય તે બોલીયો, મહામૂન્ય વાંછે છેક. ૨૨
વાણી વર્ણવતાં રહી, કાંઇ વક્તવ્ય કહ્યો નવ જાય;
નેતિ નેતિ નિગમ ભાખે, જ્ઞાન સાધુ ગાય. ૨૩
કામ નથી કંઇ ભક્તનું, કાં પ્રીછયાનું છે કામ;
કરે સાધન પામવા તે, નગુરાનાં કામ; ૨૪
સદ્ગુરૂ સમર્થ હોય ભલો, તેવો શિષ્ય હોય સુજાણ;
ત્યારે તે સમજી શકે, ગત ગુંગો કરી સાન. ૨૫
ખટદર્શનને ઓળખતાં. વહી ગયા કોટિક કાળ;
વિયોગી તે વસ્તુતા માટે, લવે આળપંપાળ. ૨૬
જેમ કૃપણે ધન નિર્ગમ્યું, તેનું વ્યાકુળ થાયે મંન;
વિપરિત બુદ્ધિએ તે વપુ વિસગે, તે ગતિ ખટ દર્શન. ૨૭
એ અગમ ગતિ અવિનાશીની, જો સેહેજમાં લેવાય;
તો સત્શાસ્ત્રને સદ્ગુરૂ વિના, જ્ઞાની સૌકો થાય. ૨૮
જેણે બ્રહ્મ અનુભવ્યો, પ્રગટ કરે તેવો હોય;
અવર ભણ્યા ભૂલા પડયા, ન સૂઝે કંઇએક જોય. ૨૯
ભર્મ સાંકળ ભાંજવા, સમર્થ સંત લુહાર;
કર્મ કર્યાં ગૃહેથી નીસરે, ભાસે બ્રહ્મ સાક્ષાત્કાર. ૩૦
બ્રહ્મ નિરૂપણ વર્ણવ્યું, અગમ અનુપમ ધામ;
ગોપાલ કહે ગુરૂ ગમ વિના, ન લાધે સકળ ઠામ. ૩૧

## કડવું ૩ જું-રાગ વેરાડી.

શ્રવણે સુણી સદ્ગુરૂની વાણ, આનંદ પામ્યો શિષ્ય સુજાણ;
સ્વામિ કહ્યો તમે બ્રહ્મ વિચાર, મુજ મન માન્યું સુણી સહુ સાર. ૧
બ્રહ્મ નિરૂપણ કહ્યાં વચંન, તે પ્રતીત ઉપજ્યું મારૂં મંન;
અનુભવ દૃષ્ટે આવ્યો વિશ્વાસ. વ્યાપક વસ્તુ નિરંતર વાસ. ૨
સ્વામી મને લાધ્યું થડમૂળ, મહા સંદેહ શમ્યો મોટું શૂળ;
ધન્ય ધન્ય ગુરૂ કૃપાનાથ, તમ વિણ એવી કહે કોણ વાત. ૩
પ્રશ્ન ઉપજ્યું સ્વામિ એક સાર, તેહતણો કહોને વિચાર;
વિશ્વતણો કેમ હવો વિસ્તાર, તે સમજાવી કહો નિરધાર. ૪
એ ઉપદેશ કરો ગુરૂરાય, જેમ મન મારૂં નિશ્ચળ થાય;
પંચ ભૂત પ્રગટ્યા પ્રચંડ. પ્રથક્ પ્રથક્ કેવા કેમ ખંડ. ૫
લક્ષ ચૌર્યાશી નાંના જાત, રૂપ રંગ બહુ ગુણ વિખ્યાત;
તારામંડળ ને દિનકર ચંદ્ર, કહો સમજાવી ઉત્પત્તિ યોગીંદ્ર. ૬
સપ્ત સાહેર નવ કુળ નાગ, અષ્ટ કુળ પર્વત જુજવા ભાગ;
કર્તા કોણે રચ્યા જેણે વેદ, કહો સમજાવી તેનો ભેદ. ૭
વિધિ નિષેધ પુરાણના ધર્મ, કેમ હવાં નાનાવિધ કર્મ;
આધ અંતે હરિ એક કહેવાય, તો રૂપ અનંત કેઇ પેરે થાય. ૮
કારણ એક ને કાર્ય બહુ, દેખી ભૂલ્યા સુરીનર સહુ;
જ્યાં લગી સંશય સકળ ન ટળે, ત્યાં લગી દ્વૈત ભાવ નહીં ગળે. ૯
મોટો મેલ ન લાધે હાથ, ત્યાં લગી તાપ રહે મન સાથ;
કાચા ઘઉં નવ આવે કામ, ભોગ પડે જો નિપજે પકવાન. ૧૦
પ્રથક પ્રથક્ ભાસે બહુ ભાત, તેમ તેમ સંશય વ્યાપેરે નાથ;
રચના અનંત નાટા રંગ કોડ, તે દેખી દૃષ્ટ થાય દિગમૂઢ. ૧૧
ભર્મ તણી મનમાં જે દાઝ, તમ વિના કોણ ટાળે મહારાજ;
તમો આપ્યા ગોધુમ અંબાર, શીખવો કેળવ્યાનો પ્રકાર. ૧૨
જેમ એ ગોધુમ લાગેરે ભોગ, દૂર જઇ છોડે દ્વિતીયા રોગ;
દ્વિતીય મન જ્યાં લગી નડે, પૂર્ણ પદ ત્યાં લગી ન જડે. ૧૩
પૂર્ણ પદ પ્રાપ્તિ નવ થાય, ત્યાં લગી અહંભાવ ન જાય;
અહંભાવ વ્યાધિ અપાર, તેના તમો નિવારણ હાર. ૧૪

નેત્ર પડળ ઉતારે જેહ, વૈદ્ય શિરોમણી ભણીયે તેહ;
વ્યાપક વિશ્વ દેખાડે રામ, બ્રહ્મવેત્તા મહંતનાં કામ. ૧૫
મેઘ વિણ મહી ભીની ન થાય, જો કીજીએ કુપે કોટી ઉપાય;
જેનાં કામ તેથી નીપજે, કંચન પામતાં પીત્તળ ન સજે. ૧૬
નહિં ત્રિભુવન દિનકરની જોડ, શું કીજે તારા બહુ કોડ;
સિંહ એક ગાજે વનરાય, મદોન્મત્તનાં જુથ્થ પળાય. ૧૭
જીભ્હા એક ગુરૂના ગુણ બહુ, મંદમતિ હૂં કયાં લગી કહું;
સદ્‌ગુરૂ મહિમાનો નહિં પાર, સાક્ષિ વેદ પુરાણ અઢાર. ૧૮
હાર મળવાનું એકજ ધામ, સાધુ વિના બીજો નહીં ઠામ.
તમો સ્વામી કરો સંભાળ, કરજોડી કહે દાસ ગોપાળ. ૧૯

## કડવું ૪ થું–રાગ ધન્યાશ્રી.

વળતા તે સદ્‌ગુરૂ બોલીયારે, આનંદ પામ્યા મંન;
પ્રશ્ન ભલાં તેં પૂછીયાં, બુદ્ધિ તારી છે ધન્ય ધન્ય. ૧
ભારી વચન વીરા તાહારાં, એ મારૂં વાક્ય વિચાર;
એ અનુભવતાં છૂટીએ, જન્મ મર્ણ સંસાર. ૨
શુક સનકાદિક શારદા, એ અધ્યયનનું અધ્યયન;
જે જન ગુરૂ સેવા કરે તે, પામે કૈવલ્ય જ્ઞાન. ૩
વેદ વેદાંતે વર્ણવ્યું, અનુભવ અમૃત પાન;
તે મુજને કારણ કહ્યું, જે બોલ્યા મુનિ સુજાણ. ૪

## ઊથલો.

સાંભળ સાવધાન સન્મુખ, પ્રશ્નતણું સિદ્ધાંત;
સુણ સૃષ્ટિનું કારણ, પૂર્વે બોલીયા મુનિ જે મહંત ૫
નિરામય નિજ ધામ હરીનું, આદ્ય અવિચળ ઠામ;
અખંડિત અવિનાશી પૂરણ, નિરંજન તેનું નામ. ૬
ઉપાધી નહીં જેને ક્ષણભર, તે વસ્તુ સૂક્ષ્મ શેષ.
સેહેજે સમરસ સાક્ષીને, વળી આદ્ય અંત્યે એક. ૭
સેહેજે સૂક્ષ્મથકી હવો, આ સૃષ્ટિનો વિસ્તાર;
આકાશેથી ઉપજ્યો જેમ, શીત કાળે હાર. ૮

ઉદકથી સિંધવ હવો, દધિ દૂધ જામ્યું જેમ;
અરૂપીથી રૂપનો, સંસાર રૂપી તેમ. ૯
કારણ તે અવિનાશ નિર્ગુણ, કાર્ય સગુણ સંસાર;
આકાશ પ્રથમ નિશ્ચે સ્થાન, સિદ્ધાંત મનમાં ધાર. ૧૦
આકાશથી ઉત્પન્ન હવો, સ્વભાવ સહજ સમીર;
વસ્તુમાં વેરો નહીં, ઉપાધિ કાંઈક વીર. ૧૧
પવન જ્યારે પ્રગટ્યો ત્યારે, તેજ પામ્યું રૂપ;
તેજથી જળ ઊપજ્યું, એ વસ્તુ એક સ્વરૂપ. ૧૨
ઉદકથી અવની હવી, મેદની ક્રોડ પચાશ;
વસુંધરાથી વિશ્વતો હવું, નાના રૂપ પ્રકાશ. ૧૩
પંચભૂત એ પ્રગટયાં, તેની લક્ષચોરાશી જોત,
અધિક ઓછે ભૂત યોતે, પડે નાના ભાત. ૧૪
ચાર ભૂતની ચાર ખાણુ એ, સાંભળ તેનાં નામ;
જીવ જેથી ઉપજ્યા, તેના કહું નિશ્ચે ઠામ. ૧૫
પવનથી પ્રગટ હવી, પક્ષિની અંડજ ખાણુ;
ભૂત ત્રણુનો ભાગ થોડો, શૂન્ય રાક્ષી જાણુ. ૧૬
તેજ તત્વથી ઉપજે, ઉત્પત્તિ જરાયુજ ખાણુ;
મનુષ્યાદિક જીવ ઉપજ્યા, જળ યોગથી નિર્વાણ. ૧૭
વસુંધરાના જીવ સ્થાવર. વનસ્પતિ ભાર અઢાર;
ચાર ભૂતની ચાર ખાણો, મળમૂત્ર જે નિર્ધાર. ૧૮
ગુણ રૂપ દીસે જૂજવા, સાંભળ ને તેની વાત;
જ્યાં ભૂત થાયે અધિક ઓછું, ત્યાં પડે તેવી ભાત. ૧૯
આકાશ તે અળગું રહ્યું, જે શૂન્ય સાક્ષી ભૂપ;
સિંધુમાં જળચર રમે, તેમ વિશ્વમાં એ રૂપ. ૨૦
એક દૂધથી સેહેજે હવા, જુજવા પાંચે સ્વાદ;
જેમ યંત્રજ એકથી, ઉપન્યા બહુ વિધ નાદ. ૨૧
બહુ ભાત વનસ્પતિ ફળે, પણ એક જળ નિરધાર;
તે બ્રહ્મથી બહુ ભાત ભાસે, વિશ્વરૂપી વાર. ૨૨
હવે સાંભળ ઉત્પત્તિ પર્વતની, પૃથ્વી કઠણ જેમ હાડ;
જળ મેઘ ધારા ધારથી, એ ભાત પર્વત ખાડ. ૨૩

આકાશથી રચના હવી, પાંચમી હેતજ ખાણ;
નવલક્ષ તારા સહિત ઉગમણ, રહ્યા શશિ ને ભાણ. ૨૪
પંચ તત્વ પ્રગટ થવાથી, પ્રગટ્યાં તત્વ પચીશ;
સંગત તેની વર્ણવું, સાંભળ સાધૂ શિષ્ય. ૨૫
કામ ક્રોધ ને લોભ મોહ, તથા ભય તૂં જાણ;
પાંચ ભૂત એ પ્રગટીયાં, આકાશથી નિર્વાણ. ૨૬
ધાવન વલણને તથા ઉલ્લંઘન, પ્રસારણ રોધન;
સકળ ઘટ વ્યાપી રહ્યો, એ પાંચ ગુણ પવંન. ૨૭
ક્ષુધા તૃષા અને નિદ્રા, આળસ ને મૈથૂન;
તેજ તત્વથી ઉપજ્યા એ, પ્રથક્ પાંચે ગૂણ. ૨૮
લાળ મૂત્ર અને વળી, સ્વેદ શુક્ર ને શોણીત;
પાંચ ગુણ એ જળ તણા, માન તું એહ પ્રતીત. ૨૯
અસ્થિ ચર્મ ને રોમ નાડી, વળી પાંચમું માંસ;
વેદ વચને માનજો એ, પાંચ પૃથ્વી અંશ. ૩૦
એ પાંચ કેરાં પચીશ નીયમે, થયાં ભાઈ તત્વ;
વિષય કહું હવે તૂજ, સૂણજે વીરા સત્વ. ૩૧
શબ્દ ગુણ આકાશનો છે, સ્પર્શ પવન પ્રમાણ;
રૂપ ગુણ તે તેજનો, રસ ગુણ તે જળ જાણ. ૩૨
ગંધ ગુણ પૃથ્વી તણો, તન્માત્રા આકાશ;
સદ્ગુરૂ સંગે સેવતાં, આવે શબ્દનો વિશ્વાસ. ૩૩
એકાદશ ઇંદ્રિતણી, ઉપાધિ સાંભળ વીર;
જગત એણે ભીતિ ભરયું, વ્યથા વ્યાપે શરીર. ૩૪
નામ ગુણ છે જૂજવાં, વિષયના વ્યપાર;
સાવધાન થઇને સાંભળે, ઇંદ્રિતણો વ્યવહાર. ૩૫
શ્રોત્ર ચક્ષુ તથા જીવ્હા, ચોથી ઇંદ્રિ ઘ્રાણ;
સ્પર્શ ઇંદ્રિ પાંચમી, એ જ્ઞાન ઇંદ્રિ જાણ. ૩૬
પાણિ પાદ અને ત્વચા, વળી ગુદા શિશ્નજ એવ;
એ પાંચે કર્મેન્દ્રિ તણા, તુને અનુક્રમે કહું દેવ. ૩૭
એકાદશમું મન કહીએ, તેનો સ્વામિ સોમ;
દશ વાયુ શ્રવણનો, તેનો પાસ વ્યાપક વ્યોમ. ૩૮

દેવ દિનકર દૃષ્ટિનો, નાસિકા અશ્વિનિકુમાર;
વરુણ દેવ જિભ્હા તણો, તેનો વાસ વ્યાપક વાર. ૩૯
ત્વચા સ્પર્શેંદ્રિ તણો તે, સેહેજ દેવ શરીર;
એ પાંચ જ્ઞાનેંદ્રીતણા, દેવતા કહ્યા મેં વીર. ૪૦
સાંભળ કર્મેંદ્રિતણા, દેવતા નાવે પાર;
વાણી વદે છે સરસ્વતી, ત્યાંથી ઉપજ્યા વેદજ ચાર. ૪૧
પગના વામન દેવતા, ભુજા દેવતા ઇંદ્ર દેવ;
ગુદા ગણપતિ સ્થાપના, શિશ્ન દેવ બ્રહ્મા એવ. ૪૨
એ પાંચ કર્મેંદ્રિતણા, દેવતા કહ્યા નિરધાર,
એકાદશ ઇંદ્રિતણા, દેવતા કહ્યા વિસ્તાર. ૪૩
હવે જ્ઞાન ઇંદ્રિ પાંચના, કહું વિષયકેરાં દ્વાર;
આકાશ કેરો શબ્દ ગુણ તે, રમે શ્રવણ મુઝાર. ૪૪
સ્પર્શ વિષે છે સમિર પોતે, વિષય ત્વચા સ્થાન;
રૂપ વિષે છે તેજનો તે, દૃષ્ટિ કરીને માન. ૪૫
રસ વિષય સર્વ સ્વાદનો, તેનું જિભ્હા દ્વાર;
ગંધ ગુણ પૃથ્વિ તણો, તેનો નાસિકા ભંડાર. ૪૬
સાંભળ કહું ષટ ચક્રનો, દેવતા સ્થાનક ભેદ;
પંચીકરણમાં વર્ણવ્યાં તેના વદે સાક્ષી વેદ. ૪૭
આધાર ચક્ર ગુદા સ્થાને કહીએ, ત્યાં વસે દેવ ગણેશ;
સ્વાદી સ્થાન ચક્ર એ શિશ્નનો, ત્યાં વસે વિરંચિય શેષ્ય. ૪૮
નાભિ નારાયણ લક્ષ્મી તેનું, નામ ચક્ર મણીપૂર;
હૃદયે અનહદ ચક્ર કહીએ, દેવ હૃદયે ઉમયા યુક્ત. ૪૯
કંઠ વિશુદ્ધ ચક્ર સ્થાનક, ત્યાં વસે જીવ દેવ;
ત્યાં અવિદ્યા શક્તિ તેની, જાણ તુ અવસ્યમેવ. ૫૦
બ્રહ્મ રંધ્રે દ્વિદળ ચક્ર ત્યાં, સદાશિવનું સ્થાન;
ષટ્ ચક્ર એ પૂર્ણ થયાં, તે અનુભવમાં આણ. ૫૧
એ તન તણો વેરો કહ્યો, માંહે રમે સકળ સ્વભાવ;
રસ ભરતાં જેમ બીબાં પડે, મોરચંદ્રિકા જેમ ભાવ. ૫૨
જો બીજ માંહે વૃક્ષ છે, જેમ વિગત કદળી સ્થંભ;
અનુભવે અવિલોક દેહમાં, સ્વભાવ નાટારંગ. ૫૩

મૃગ સિંહ કેરો આમળો, આવે ભિતરથી બહાર;
જળ ભૂમીએ જેમ આથડે, ઉપજે બુદબુદાકાર. ૫૪
સ્વભાવ વ્યાપક જગતમાં, બ્રહ્મથકી પરજંત;
ઓળખ્યો અનુભવે કરી, મેં સિદ્ધ અવધુત સંત. ૫૫
એ તનતણી ગત સ્થિત કહી, હવે સાંભળ મનની વાત;
અંતઃકરણ ચતુષ્ટયતણી, તુજને કહું સાક્ષાત. ૫૬
અંતઃકરણથી ઊપજ્યા, મન બુદ્ધિ ચિત્ત અહંકાર;
અંતઃકરણ તે સાક્ષિ સુષુપ્તિ, ચાર માંહે વિકાર. ૫૭
મનથકી કરે કલ્પના તે, બુદ્ધિ રચે પ્રપંચ;
રાગ દ્વેષ ચિત્તમાં વસે, તું સમજ વીરા સત્ય. ૫૮
અહંકાર ને આ સર્વ મારૂં, મને પુણ્ય ને પાપ;
અહંકાર ને ગુણ અનંત છે, જીવ ભોગવશે તાપ. ૫૯
જેમ મન અવસ્થા ભોગવે, સાંભળ તેનો ભેદ;
સદ્ગુરૂ થકી મેં સાંભળ્યું, તેના વદે સાક્ષિ વેદ. ૬૦
જાગૃત અવસ્થાએ જાગીએ, કીજીએ કોટિક કામ;
સ્વપ્નમાં તે દેખીએ, તેનું સ્વપ્ન અવસ્થા નામ. ૬૧
અઘોર નિદ્રા સુષુપ્તિ, નહિ જાગૃત સ્વપ્ન ત્યાં કર્મ;
વિકાર સર્વે જ્યાં વિલય પામે, વસે કૈવલ્ય બ્રહ્મ. ૬૨
અવસ્થા તુરીયા કહું, ચોથી અવસ્થા જાણ;
હરિ ચર્ચા નિશદિન કરે, શાસ્ત્ર સંગિત જ્ઞાન. ૬૩
અવસ્થા ઉન્મુનીતણું, સાંભળ તું પરાક્રમ;
સંશય સર્વે જ્યાં સમે, તે જીવનમુક્તનો ધર્મ. ૬૪
પ્રગટ મળે પરમાત્મા; ટળે સર્વ અહંકાર;
તે અવસ્થા પાંચમી, તત્વ ઉન્મુની સાર. ૬૫
હવે સાંભળ ઉત્પત્તિ વેદની, એનો કર્ત્તા કો સાકાર;
વેદ જેણે નિર્મિયા તે, મનાદિક અહંકાર. ૬૬
મન બુદ્ધિ તથા વાણી મળી, રચ્યા ચારે વેદ;
નિત્ય નૈમિત્ય પ્રપંચ સઘળા, રચ્યા વકતે ભેદ. ૬૭
અગાધ્ય બુદ્ધિનો તે ધણી, બ્રહ્મ રૂપ સમાન;
તેને કમળ ભૂ લેખીએ, એ વેદ જેની વાણ. ૬૮

ઇંદ્રિ દ્વારે ઉપજે જે, મંત્રતણી ઉપાધ્ય;
બહુ બુધ શાકતે શાસ્ત્રના, બહુ રચ્યા રૂપિએ સંવાદ. ૬૯
બુદ્ધિ થકી એ કર્મ કર્ત્તવ્ય, બુદ્ધિ થકી એ ધર્મ;
બુદ્ધિ તણી ઉપાધ્ય ન વાધે, ભક્તિ કેરો ભર્મ. ૭૦
તે પ્રકૃત્યને તેમ પરહરો, જેણે રચી કર્મની જાળ;
તે બુદ્ધિને તમે પરહરો, જેથી ટળે આળપંપાળ. ૭૧
વિકાર મનના પરહરો, અવિલોકો અનુભવ જ્ઞાન;
મન વિના જે વસ્તુતા, તે બ્રહ્મરૂપ સમાન. ૭૨
મને કરીને દ્વૈત દીસે, ભાસે ભિન્ન સંસાર;
છતી વસ્તુને વીસરે, તે મનાદિક અહંકાર. ૭૩
મન બંધન ભોગવે, મને મિથ્યા વ્યવહાર;
એ મન જ્યારે ઉન્મુની થયું, દીસે અપરંપાર. ૭૪
મન તે હોય મનુષ્યને માટે, મનુષ્ય એવું નામ;
મનથકી પ્રપંચ ઉપજે, કરે કોટિક કામ. ૭૫
બાવનમાંહે બોલીએ, તે બુદ્ધિ તણા પ્રપંચ;
ષટ્ દર્શન ખટપટ કરે, અહંકાર મનમાં અંચ. ૭૬
ઉપાધ એટલી શરીરમાં, ત્યારે શું કરે નબળા જીવ;
વિકારે વિકુળ થયો, તેણે ભૂલ્યો થડમાં શીવ; ૭૭
એક મેર તાણે એકલો, એક મેર તાણે પચાસ;
ત્યારે મન થાય ભૂતડું, એને નિર્બળ હાડપાસ. ૭૮
વિષયેંદ્રિ બહુ પરભવે, ત્યારે વ્યાકુળ થાયે મંન;
બુદ્ધિ બિચારી શું કરે, સ્વભાવ સંભળો તંન. ૭૯
જ્યાં ઇંદ્રિ જેટલી, તેટલા ત્યાં વિકાર;
બહુ તાંતણનાં બળ બહુ, વિચાર એ નિરધાર. ૮૦
જેમ પ્રબળ દેવતા ફુદડી, ભાસે ભમતી ભોમ;
તેમ ઇંદ્રિ વિચારે નવ લહીએ, જીવ અવિચળ વ્યોમ. ૮૧
જળઘટ ઉપાધી દેખીએ, બહુ ચંદ્રમાં બિંબ જેમ;
છિદ્ર ઉપાધી પેખીએ, બહુ દીનમણી જેમ, ૮૨
તેજ સ્વભાવ શરીરનો, અને મન જપે બહુ શંક;
જ્યારે વ્યાધિ વપુને પ્રગટે, ત્યારે પીળો ભાસે શંખ. ૮૩

અક્ષરથી અળગો સદા, તે અક્ષર અપરમપાર;
તે અક્ષર જેણે ઓળખ્યો, તેના ટળ્યા અહંકાર. ૮૪

## ઊથલો.

ટળ્યા સર્વે અહંકાર વીરા, જીવન મુક્ત જે થયો.
પ્રશ્ન તેં જે પૂછીઆં, વિચાર તે વક્તે કહ્યો. ૮૫

## કડવું ૫ મું-રાગ ધન્યાશ્રી.

સદ્ગુરૂનાં વચન સાંભળી, શિષ્ય આનંદ પામ્યો;
હવે પ્રશ્ન પૂછવા તણો, સંશય સર્વે વામ્યો. ૧
કાર્ય કારણ સૃષ્ટિનું, તમે કીધું તે નિરધાર;
પ્રશ્ન વળી એક ઊપજ્યું, તેનો કહો વિચાર. ૨
જીવ જીવ સર્વ કો કહે, ન લહે તેનો મર્મ;
તે જીવ જુક્તે પ્રીછવો, જેને વળગ્યાં ત્રિવિધી કર્મ. ૩
રૂપ લક્ષણ તેતણાં, મુજને કહો ગુરૂ દેવ;
જેવા સંબંધ ભવતણા, જેમ છૂટીએ તતખેવ. ૪
બેઉ કરજોડી વીનવું, સ્વામિ વિનતિરે અવિધાર;
વળી આદ્ય માયા વિષ્ણુવી, તેનો મર્મ કહો અવિધાર. ૫
માયા માયા સર્વ કહે, ન કહે તેનો ભેદ;
વિવેક વચને પ્રીછવો, જેમ સંશય પામે છેદ. ૬
પ્રબળ માયા કાયો કહે, કાયો કહે મૃગ જળ ભાસ;
એ પ્રશ્નનો વિવેક કહો, જેમ થાય હૃદય પ્રકાશ. ૭
કો જીવને સબળો કહે, કો કહે નબળો જીવ;
એ પ્રશ્નવક્તે પ્રીછવો, જેમ નિશ્ચે થાયે શીવ. ૮
વિશ્વમાં વ્યાપી રહ્યો, હરિ અધિક ઓછો કેમ;
તે વિગત વેગે પ્રીછવો, મારો ભર્મ ભાંગે જેમ. ૯
એ સંશયે સર્વ કો પડયા, સુરીનર મુનિજન લોક;
દેહ મનનો તત્વમાં, તે જ્યાં ત્યાં દેખે દોષ. ૧૦
વચને કરી કલ્પનામાં, વહ્યો ગયો સંસાર;
ગુરૂ દેવની કૃપા વિના, ન પામે શુદ્ધ વિચાર. ૧૧

જીવ માયા ગુણ જૂજવા, ગુણ રૂપ લક્ષ ન જોય;
ત્યાં લગે તાપ ન ટળે, મન દૃષ્ટિ શુદ્ધ ન હોય. ૧૨
એ સંશય સર્વ મુજને નડે, તે કહો દીન દયાળ;
ભ્રાંતિ ભાંગે મનતણી, ટળે સર્વ જંજાળ. ૧૩

## ઉથળો.

ટળે સર્વ જંજાળ સ્વામી, સંશય ભાંગે મનતણો;
પર્મ પદ પેરે પ્રીછું, આનંદ હોયે અતિ ઘણો. ૧૪

## કડવું ૬ ઠું-રાગ વેરાડી.

સાંભળ વત્સ કહું એક સાર, જીત સિદ્ધાંતતણો નિરધાર;
પંચ ભૂત ગર્ભમાં મેળો મળે, સૂક્ષ્મ વસ્તૂ સ્થુળમાં ભળે. ૧
સ્થૂળ સૂક્ષ્મ જોગે ચૈતન્ય થાય, તે ચૈતન્ય તે જીવ કહેવાય;
નખ શિખ પર્યંત શરીર, ચૈતન્ય ચલણ વલણ એક વીર. ૨
મૃગ સિંહનો માહેથો આમળ્યો, તેમ જીવનો એ અનુભવ કળ્યો;
પવન જોગે પત્ર ખડખડે, તેમ જોગે દેહ તરફડે. ૩
જેમ દોરીએ આમળો ચડે, પિંડ પ્રમાણે પરાક્રમ કરે;
જેમ વાયે વાદળ ચઢે, તેમ સંજોગે દેહ આફળે. ૪
જેમ વાયે પડવાઇ ગગનમાં ભમે, તેમ દેહ સંજોગે આત્મા રમે;
જેમ કારંજે જળ ઊછળે, સ્થૂળ સૂક્ષ્મ જોગે છળાછળે. ૫
ચકમક સંગે ઉપજે આગ, તેથી નીપજે કેટલાં કાજ;
જેમ લોહ ચમક પરસે પાહાણ, દ્રવિભૂત ઉભય તૂં જાણ. ૬
યંત્ર યોગ ઉપજે જેમ નાદ, તેમ જીવ ભાસે ઇંદ્રિ ઉપાધ;
જેમ શકટ વહે બહુ ભાર, ધરી કળ તણો આધાર. ૭
ઇંદ્રિ દેહ સંજોગે જીવ, અંતરગત્ય અગોચર શીવ;
જેમ સૂત્રથી નાચે પુતળી, પ્રભૂએ દેહ એવી કળી. ૮
વ્યાપક પંચભૂતમાં રામ, જીવ ઉપજે જોગે તેણે ઠામ;
યોગે ચૈતન્ય સકળ શરીર, જીવ પ્રથમ કંઇ ન અળગો વીર. ૯
ઇંદ્રિ અગોચર વ્યાપક વ્યોમ, ઉત્પત્તિ જીવ સકળની ભોમ;
જોગ સંજોગે ઉપજે રમે, જયાંથી ઉપજે તે ત્યાંથી સમે. ૧૦

જેમ કંચન તણા બહુ ઘાટ, ધરણી એક તણાં બહુ પાત્ર;
નાના ઘાટ ઘડે સુથાર, કાષ્ટ એક તણા બહુ પ્રકાર. ૧૧
ગગન માંહે વંટોળીઓ ભમે, ભમી ભમી ગગનમાં સમે;
અર્ણવ મધ્યે લેહેરી તુરંગ, ઉપજે બુદબુદા અનંત રંગ. ૧૨
લેહેરી બુદબુદા ઉપજે સમાય, તોલ માપ જળતું નવ થાય;
જેમ ઘૃત તક્ર થકું ઠરે, સ્વાદજથી તે નવ ફરે. ૧૩
રૂપ તણું નામ એ જીવ, વસ્તુ ગતે તો એ છે શીવ;
શરીર પ્રમાણે આવર્ણું જેહ, ક્ષેત્રજ્ઞ જીવ ભણીએ તેહ. ૧૪
જેમ પટ તંતે એક કપાસ, તેમ સ્થૂળ સૂક્ષ્મ સર્વાવાસ;
જેમ વડ બીજ તણા વિખ્યાત, વંદો તણી તું જોની રે ચીદ જાત. ૧૫
ફૂળે વનસ્પતિ ભાર અઢાર, તે જળ એક તણો વિસ્તાર;
જે ઇક્ષુ દંડતણી ઉપાધ્ય, પેરીએ પેરીએ જુજવો સ્વાદ. ૧૬
તાણે વાણે તંતુ એક, સ્થૂળ સૂક્ષ્મ ઊભય તૂં પેખ;
ઇંદ્રિઉપાધિએ ભાસે બહુ રૂપ, પણ વસ્તુ સકળ મળી એક સ્વરૂપ. ૧૭
વળતો બોલ્યો શિષ્ય સુજાણ, જીવ સિદ્ધાંત કહ્યું તે પ્રમાણ;
સ્વામિ પ્રશ્ન ઉપજ્યું એક ચિત્ત, કૃપા કરી પ્રીછવો ભગવત્ત. ૧૮
જીવ શિવ ઊભય છે એક, તો જીવને શા દુઃખ અનેક;
કો સુખીઓ કો દુઃખીઓ ઘણો, એ અચંબો મોટો જીવતણો. ૧૯
સાંભળ વત્સ કહું એક મર્મ, ક્ષેત્રજ કાયા માંહે બ્રહ્મ;
સૂક્ષ્મ બ્રહ્મ ને સ્થૂળ શરીર, જોગ મળે જીવ ભાસે વીર. ૨૦
જેમ ગાડું તેમ દેહ પ્રમાણ, સમું સૂત્ર ત્યારે સર્વે જાણ;
કસૂત્ર થયું ત્યારે ખડખડે, મૂર્ખને તે દૃષ્ટે પડે. ૨૧
જેમ ઘંટ વાગે થાય નાદ, તેમ દુઃખ દીસે તે ઇંદ્રિ ઉપાધ;
રેંટીઓ ફરે ને કડકડ થાય, ત્યારે રેંટ શું દુઃખીઓ થાય. ૨૨
જેમ રેંટીઓ ગણગણ કરે, તે રૂદન કરે કે ગાતો ફરે;
સુખ દુઃખ દીસે જોગે કરી, જોગ દગે ઉપાધ થઇ પરી. ૧૩
સુખ દુઃખ ભાસે ત્યાં અજ્ઞાન, ભ્રમ ટળે જેમ દ્રવ્ય સમાન;
જેને સત્યસ્વરૂપનો અનુભવ હોય, તે જન સુખ દુઃખને નવ જોય. ૨૪
વસ્તુ ધરે નાધે અણું એક, તો સુખ દુઃખ કંઇ નથી વિશેષ;
શરીર સ્વભાવે ચેષ્ટા કરે, સુખ દુઃખ જ્ઞાની મન નવ ધરે. ૨૫

ચંદ્ર બિંબ જળ સંગે સ્થિર રહે, તે શશિને શી બાધક કરે;
પવને પડવાઇ ઘુમણી ખાય, તે કયે દુઃખશું વ્યાકુળ થાય. ૨૬
તાડપત્ર પવને ખડખડે, તે કયે દુઃખે પીટણી પડે;
નાળ તણો તું જોની રે ઘોષ, કયે દુઃખે તે મૂકે રે પોક. ૨૭
વાએ વંટોળીઓ ભમે જેમ, કયે દુઃખે લોટે રે એ ભોમ;
સેહેજ સ્વભાવે વર્ત્તે શરીર, મૂર્ખને દુઃખ ભાસે રે વીર. ૨૮
નેત્રે નીરખી રૂપને જુએ, સારો કહી મુર્ખ સામું જુએ;
શ્રવણે સુંણી મન ગુણને ગ્રહે, ગંધ નાસિકાના ગુણ લહે. ૨૯
રસના સ્વાદતણું સુખ સહે, તે તો મૂર્ખે કાંઇ નવ લહે;
ઊષ્ણ સીત તથા સ્ત્રી સંગ, સુખ દુઃખ પામે સંશગે અંગ. ૩૦
કર ચર્ણનાં દુઃખ અપાર, તે મનશું તું કરને વિચાર;
મળ મૂત્ર દ્વારે દુઃખ બહુ, જંતુ માત્ર ભોગવે છે સહુ. ૩૧
કટુક મધુર રસના ગુણ વદે, તેનાં સુખ દુઃખ જાગે હૃદે;
જો ઇંદ્રિ એટલી નવ જોય,તો સુખીઓ અને દુખીઓ ન હોય. ૩૨
જ્યાં જેટલી ઈંદ્રિનો યોગ, ત્યાં તેટલો સુખ દુઃખનો ભોગ;
જે જ્યાંથી ઇંદ્રિ ક્ષિણ થાય, તેનું સુખ દુઃખ ત્યાંથી જાય. ૩૩
એક ઇંદ્રિ જો વૃક્ષની જાત, તેને સુખ દુઃખ કિંચિત માત્ર;
અખંડ આત્મા અગોચર એક, પિંડ ઉપાધિએ ભાસે અનેક. ૩૪
વ્યાપક વસ્તુ હરી ભરપૂર, તો જીવ આવે જાય કયાં દૂર;
જેમ સાહેરમાં પરપોટા થાય, જ્યાંથી ઉપજ્યા ત્યાંહે સમાય. ૩૫
ભાંડ પાત્ર ઉપજે બહુ નામ, સાજાં ભાગ્યાંનો પૃથ્વી ઠામ;
જીવનું કારણ જાણ તું હરી, નિત્ય નિરંતર રહ્યો વિસ્તરી. ૩૬
શિવ જીવ વસ્તુતા એક, જેમ દિનકરથી દિપક અનેક;
દિપકની છે ઉત્પત્તિ નાશ, દિનકર જોત તે નિત્ય પ્રકાશ. ૩૭
ષટ્ વિકારે દેહ સંયોગ, તે જીવને ભાસે દુઃખ ભોગ;
ક્ષુધા તૃષા પ્રાણને નડે, શોક મોહ મનને તો અડે. ૩૮
જરા મૃત્યુ ભોગવે શરીર, એ ષટ્ ઊર્મી **ભવેત્** જીવ;
ષટ્ ઊર્મી તે જીવને નડે, જેમ અચળ વૃક્ષ પત્ર ખરી પડે. ૩૯
પદ્મ પત્ર તથા ફળ એક, તો તહાં સુખ શાં વિશેક;
સ્થૂળ સૂક્ષ્મ દિસે મૃગજળ ભાસ, સ્વપ્ન ગત્ય સંસાર પ્રકાશ. ૪૦

ચૌદભુવન સ્વપ્નનું પાત્ર, તો જીવતું દુઃખ તે શા માત્ર;
પૂર્ણ પદ પડચેશૂં જડે, ત્યારે સુખ દુઃખ સ્વપ્ને ન અડે. ૪૧
કહ્યાં વચન તે ચિત્તજ ધરે, સ્થિર કરી મન અનુભવ કરે;
ત્યારે યથાર્થ જાણીશ વીર, તત્ક્ષણ ગળશે લિંગ શરીર. ૪૨
ત્યારે ઉપજશે જ્ઞાન પ્રકાશ, જાતાં દેખીશ સર્વાવાસ;
ભિન્ન ભાવનો થાશે રે નાશ, મન બુદ્ધિ સ્વછંદ્રિ પ્રકાશ. ૪૩
વૈકુંઠની વાંચ્છના પણ સમે, તો બીજે સ્થળ મન કેમજ ભમે;
ઉન્મુનીએ આત્માશું રમે, દ્વૈતભાવ તેને કયાં દમે. ૪૪
તન મન સેહેજ સ્વભાવે રમે, તેને તે સ્વરૂપ કેમ દમે;
જેમ તરૂવર ફળ તણા બધાંય, તેમ નબળો સબળો જીવ જણાય. ૪૫
કારે ફળ બળીઉં બળવંત, જેથી ઊપજે અનંત જંત;
કારેક તરૂ સબળો વાસ, જ્યાં ફળ બહુ પામે પ્રકાશ. ૪૬
દેહતણું દુઃખ દૃષ્ટે પડે, તે દુઃખ આત્માને નહીં અડે;
આત્મા વિદેહી અપરમપાર, જયાં અણુ માત્ર ન ભાસે સંસાર. ૪૭
ઉત્તમ મધ્યમ સુખ દુઃખ જે, સબળ નિર્બળ સ્વપ્નવત્ તે;
ક્ષિતિ થકી ઘટ મંદિર પાત્ર, પૃથ્વી તોલ ન વાધે અણુ માત્ર. ૪૮
તોલ માપ પૂર્ણ પદ એક, તો મિથ્યા ભાષણ શો અવિશેષ;
અગમ ભેદ એ સૂક્ષ્મ વાત, એ વિધિ છે સદ્ગુરૂને હાથ. ૪૯
એહ વાત નહીં કહેવા જસી, તૂં પાત્ર જાણી કહુંછું ધસી;
સંસારી સમજે નહીં કોય, જે સમજે તે સિદ્ધજ હોય. ૫૦
કોઇ સમજ્યો અણ સમજ્યો રહે, તે અનર્થ કરતો નિત્ય વહે;
તે માટે ગુરૂ ગોવિંદ જાણ, જેનો મહિમા બોલે વેદ પુરાણ. ૫૧
પ્રથમ સકળ કર્મને તજે, સાધુ સંગત સદ્ગુરૂને ભજે;
બ્રહ્મવિદ્યા સદ્ગુરૂ ને સાથ, દાસ ગોપાળ કહે અગાધ. ૫૨

## કડવું ૭ મું–રાગ કેદારો.

વચન સુણી સદ્ગુરૂનાં સૂક્ષ્મ, શિષ્ય તે આશ્ચર્ય થાય;
પ્રૌઢા પ્રશ્ન કથા એ અનુભવ, આનંદ અંગ ન માય. ૧
બુદ્ધિ જોઇ અતિ આનંદ પામ્યો, હરખે હરી જન મંન;
શાં શાં વખાણ કરૂં વત્સ તાહરાં, તેં જગત કર્યુંરે પાવન. ૨

તારા પ્રશ્નતણીરે થયો, જેને હૃદયમાં જામે;
જીવનમુક્ત દશા તે પ્રાણી, હેલા માત્રમાં પામે. ૩
માયાતણું મહાત્મ્ય હવે સાંભળ, જેના ત્રણ પ્રકાર;
યોગ માયા મનમાયા કાયા, એ ત્રણ નામ નિર્ધાર. ૪
પંચભૂત આ દેહને, રચના સૃષ્ટિ સાકાર;
સેહેજ સ્વભાવે વસ્તુજ માણી, સ્થૂળ માયા નિર્ધાર. ૫
આદ્ય શક્તિ મા, મહા માયા કહીએ, સબળ કરીને માને;
દૃષ્ટિ પદાર્થે પરાક્રમ દીસે, પણ મિથ્યા માને જ્ઞાને. ૬
સૂક્ષ્મ બ્રહ્મનો મર્મ લહ્યા વિના, મૃગજળ તે સત્ય ભાસે;
કારણ રૂપતણું જે ભાસે, તો વ્યાપક વસ્તુ પ્રકાશે. ૭
જ્યાં લગી જ્ઞાન ચક્ષુ ન ઉઘડે, ત્યાંલગી સબળ એ માયા;
જ્ઞાને કરીને જ્ઞાનવંતને, ભાસે મૃગજળ છાયા. ૮
દેહ દર્શિ દેખે દેહને, પરાક્રમ પ્રૌઢ વખાણે;
દેહ અવની બળ ત્યારે નબળા પ્રીછે, જ્યારે આત્મ અનુભવ જાણે. ૯
સ્થૂળ થયું ત્યારે રૂપજ માન્યું, રૂપતણું પડ્યું નામ;
નામ રૂપ સરસા ગુણ પ્રગટયા, ત્યારે ઇંદ્રિમાં રહ્યાં કામ. ૧૦
નામ રૂપ દેખીને ઇંદ્રિ, રચનાએ મોહ પામે;
મૃગજળ ભાસ વિમાસી વદે, કલ્પિત માયા જામે. ૧૧
આદ્ય માયા કહી વર્ણવી, સુંણ જોગમાયાતણી વાત;
કાયા જોગ થકી મોહ પામે, તે સાંભળ ગુણ વિખ્યાત. ૧૨
એ કાયા મહા મોટી માયા, એણીએ એકાદશ જાયા;
ઇંદ્રિતણા વિષય એકાદશ, વિષય જોગ એ માયા. ૧૩
વિષયતણા વ્યવહાર એકાદશ, તે તો કેમે ન તૂટે;
ષટ ઊર્મી આદે દૈવ ભોગવે, શરીર છતાં નવ છૂટે. ૧૪
કર્મતણા વ્યવહાર વિષે જે, કયમે ન થાયે અળગા;
દેહ સંયોગ માયા એહના, બળીયા ભોગો વળગ્યા. ૧૫
કાયા માયા મિથ્યા જાણી, ભોગવે પછી જે ભોગ;
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર છળીઆ, એહેવો પ્રબળ છે ભોગ. ૧૬
હવે મન માયા ત્રીજાનું કૌતુક, સાંભળ વીરા વાત;
અંતઃકરણ ચતુષ્ટય આદે, જેની અનેક વિખ્યાત. ૧૭

આશા તૃષ્ણા મોહ શોકમદ, મત્સર બહુ પ્રપંચ;
સાત્વિક રાજસ તામસ ત્રીગુણ, એ મનમાયાનો સંચ. ૧૮
મન કલ્પે બુદ્ધિ રચે ચતુરાઇ, ચિત્તમાં અહંકાર તાણે;
તન મન ને અંકુર સકળમાં, મોહ વાયોં છે જેણે. ૧૯
વેદ પુરાણ તથા ષટ્દર્શન, નાના વિધના ધર્મ;
મનતણી માયાએ નિમ્યો, કલ્પિત ત્રિવિધિ કર્મ. ૨૦
આશ્રમ ચાર તથા ત્રણ આશ્રમ, મન આપ આપનાં વખાણે;
સંસાર વ્યવહાર તે દેશ દેશના, તે મન કલ્પના જાણે. ૨૧
નવધા ભક્તિને જોગ જુગ વળી, મહાદશા જ્ઞાન વિજ્ઞાન;
મન માયા કરી માને ત્યાં લગી, સદ્ગુરૂ સમજાવે સાને. ૨૨
વિવેક વિચાર કહ્યો મેં વિગતે, ત્રિવિધિ માયા મર્મ;
શબ્દતણો સમજે અનુભવ તે, ના ટળે વાસના કર્મ. ૩૩
કુટુંબ વ્યવહાર તથા સગપણ, દેવતીર્થ ઋષિ શુદ્ધ;
ચૌદ લોક મન માયા કલ્પિત, બુદ્ધિ રસના મળી કીધ. ૨૪
સહસ્ર નામ સંસારનાં, જેમ રૂપતણાં જે નામ;
એ સર્વ માયાનું મહાતમ્ય, વળગ્યું ઠામો ઠામ. ૨૫
ધર્મ શાસ્ત્ર જ્યોતિષને, વૈદક તથા સ્મૃતિ અઢાર;
ચૌદ વિદ્યા ચોસઠ કળા, એ મનમાયા વિસ્તાર. ૨૬
દેશ દેશતણી જે ભાષા, ત્યાં તણાં જે આચર્ણ;
કિસબ કળા બાજીગર ગારૂડી, મન માયાવર્ણાવર્ણ. ૨૭
મૃગ જાણે સાચું એ મૃગજળ, જ્યાં દેખે ત્યાં ધાય;
મર્મ યથાર્થ જાણે પંડિત, તે કેમ વાહ્યો જાય. ૨૮
વિશ્વેશ્વર દેખે તે વૈશ્નવ, મૂરખ માયા પેખે;
સર્પતણું વિષ વ્યાપે વિશ્વને, ગરૂડને શા લેખે. ૨૯
મન સબળ માયા મેં ભાખી, કહી વસ્તુ સમસ્ત વિસ્તાર;
માયા માયા જગત કહે તે, મય કલ્પના નિરધાર. ૩૦
માયા મૂળ પ્રથક કહી, અળગી નથી કંઇ ગ્રેહેવા;
આ ઉપાધિ કલ્પિને સ્થાપી, પંડિત પ્રપંચ કહેવા. ૩૧
નામ વિના સર્વ કાજ પાંગળું, નામે સર્વ વ્યાપાર;
નામ ફરે પણ વસ્તુ ફરે નહીં, માયાના પ્રકાર. ૩૨

ત્રિવિધિ માયા એ નામ વસ્તુમાં, વસ્તુ સમાન જે પેખે;
દાસ ગોપાળ કહે તે અવધુત, અનુમાયા ન દેખે. ૩૩

## કડવું ૯ મું-રાગ રામગ્રી.

વળતો બોલ્યો શિષ્ય સુજાણજી,એહુ કરજોડી કરતો પ્રણામજી. ૧
ધન્ય ધન્ય સ્વામિ સદગુરૂ દેવજી,સિદ્ધાંત શિરોમણી અવશ્ય મેવજી. ૨
ત્રિવિધ માયા વક્તે ભાખીજી, તેં મન મારૂં માન્યું સાક્ષીજી. ૩
જીવ નિરૂપણ પ્રશ્ન વખાણ્યાજી, અર્થ યથાર્થ મર્મ જાણ્યાજી. ૪

## ઊથલો.

અર્થ યથાર્થ મેં લહ્યો, તે કૃપા તમારી નાથ;
તમ વિના એ વિવેક શું, કોણ કથે અદ્ભુત વાત. ૫
વચન બાધા સર્વ કહે પણ, વકત ન લહે કોય;
વિવેક વિના વર્ણે તેણે, ભર્મ દુણો હોય. ૬
યથાર્થ કો નવ લહે, સર્વ વદે આળપંપાળ;
એક અજ્ઞાને વળગે એમ થયો, પછી પડ્યો ભ્રાંત જાળ. ૭
તમો બહુ પ્રકારે પ્રીછવ્યું, એ અમલ ઉત્તમ જ્ઞાન;
સ્વામિ તમને સેવતાં વળે, મૂર્ખને મન જ્ઞાન. ૮
અમૃત કેરા ઘુંટડા, તેવા તમારા બોલ;
અંતર ગલ ઓલોચતા નહીં, વચન કેરૂં મોલ. ૯
કોણ પુણ્યે પામીઓ હું, પ્રભુ તમારાં શર્ણું;
પાવન પદ બે તુંબડાં, સંસાર સાગર તર્ણું. ૧૦
એક વળી સંશય ઉપન્યો, મેં સુણ્યાં ત્રિવિધી કર્મ;
પ્રાલબ્ધ સંચિત ક્રિયમાણ, તેનો કહો વિગતે મર્મ. ૧૧
ગહનગતિ છે કર્મની, એમ વદે વેદ પુરાણ;
એ વિગત વેગે પ્રીછવો, જેમ ટળે સંશય તાણ. ૧૨
કરી સકળ શાસ્ત્રે સ્થાપના, વળી વિશેષે વેદ;
સાધન સકળ એ સૂચવ્યાં, તે કર્મનો કહો ભેદ. ૧૩
બીજું પ્રશ્ન એક ઉપન્યું, મેં સુણ્યા ત્રિવિધી તાપ;
તે તાપ ત્રિભોવનને નડે, જ્યાં લગી જીવની જાત. ૧૪

અધ્યાત્મક એક અધિભૂતક, જો અધિ દૈવ કહેવું નામ;
મોટા મહંતે વર્ણવ્યા, પંડિતે ઠામોઠામ. ૧૫
એ આગળ નવ કોઈ ઉગરે, એમ વદે વેદ પુરાણ;
તે વિગત વેગે પ્રીછવો, સંશય ભાગે પ્રત્યક્ષ પ્રમાણ. ૧૬
જ્યાં લગી મર્મ ન જાણીએ, ત્યાં લગી ભર્મ ન જાય;
શબ્દ તો સૌકો કહે, તેણે કાંઇ નવ થાય. ૧૭
હું સેવક દીન દામણો, સ્વામિ તમો છો દીન દયાળ;
ભ્રમપાશે બાંધીયો, તે છેદો સંશય જાળ. ૧૮

વલણ.

છેદો સંશય જાળ સ્વામિ, કહું નામી શીશ;
ગોપાળને કૃપા કરો, સદ્ગુરૂ શ્રી જુગદીશ. ૧૯

## કડવું ૯ મું-રામગ્રી.

વળતા બોલ્યા સદ્ગુરૂ દેવજી, સાંભળ વીરા વાત અવશ્યમેવજી. ૧
પુછયા પ્રશ્ન તણો વિચારજી, તે સુણ વિગતે સારોદ્ધારજી. ૨

ઉથલો.

સાવધાન થઇને સાંભળો, કહું કર્મ કેરી વાત;
પ્રપંચ પ્રૌઢા પ્રીછજો, મુનીજન કેરી ખ્યાત. ૩
પ્રારબ્ધ કર્મ તે બ્રહ્મસદને, જેથી હવો સ્થૂળ દેહ;
વસ્તુમાં વેશે નહીં, તું સમજ સાધુ એહ. ૪
એવા બે વક્ત વીરા, એક તનના તથા મંન;
બે મળી કર્ત્તવ્ય કરે, તે ક્રીયમાણ કર્મ. ૫
મન કરે બહુ કલ્પના, દેહ કરે બહુ ધર્મ;
વાસના સન્યાસનું મન તે, માન સંચિત કર્મ. ૬
આવર્ણીક કર્મ શરીરનો, તે વણટળે વણભોગ;
ક્રીયમાણ કર્મ તે વિષે, જેહનો સબળો જોગ. ૭
ઇચ્છા કરે અત્યારની, સુકૃત સંચે જાણ;
પ્રપંચને પ્રીછે નહીં, આચરે મૂરખ જંન. ૮
આદ્ય અંત્યે મધ્ય રચના, એ સકલ વ્યાપક બ્રહ્મ;
હરિ વિના બીજું નહીં તો, કોણ ભોગવતા કર્મ. ૯

અજ્ઞાનીની વાંચ્છના, આશા એ કલ્પિત કામ;
બુદ્ધિ તણું બલાબલ કરી, ઋષિએ રચ્યાં ત્રિવિશ્વનામ. ૧૦
હરિથી અળગા થઇ, અહંકાર શું કરે કામ;
મંદ મતિ જે વિચારે, જેમ શકટ તાણે શ્વાન. ૧૧
આદ્ય અંતે કર્ત્તા હરી, મધ્ય કર્ત્તા રામ;
તો કર્મ મૃગજળ ઝીંઝવાં, વાંચ્છના સૌ નિષ્કામ. ૧૨
સ્વામિ એક સંદેહ પડયો, જે સકલ વ્યાપક બ્રહ્મ;
તો સુખી દુખી સંસારમાં, બહુ દેખીએ કોણ કર્મ. ૧૩
એકને ગજ રથ બહુ રિદ્ધ, નીધ ધન ભંડાર;
એક અંનને કાજે આથડે, એક અંગ ચોળે છાર. ૧૪
પ્રત્યુત્તર સાંભળ પ્રશ્નનો, સમજ સૂક્ષ્મ વાત;
ચાર ખાણ એ જીવની, તેની લક્ષ ચોરાશી જાત. ૧૫
સ્વભાવે સર્વ કો સુખી નહીં, રાગદ્વેપ વિષવાદ;
મનુષ્યને સુખ દુઃખ ઘણું તે, મન વાણી ઉપાધ્ય. ૧૬
બુદ્ધિ બહુ પ્રપંચ રચે, વાણી કરે વિસ્તાર;
તે થકી એ ભોગવે, સુખ દુઃખ સર્વ સંસાર. ૧૭
વાણી બુદ્ધિ થકો લોભ વાધે, લોભ ત્યાં દુઃખ કોડ;
આશા તૃષ્ણા લોભ અતિશય, વ્યાધિ વળગી ખોડ. ૧૮
લક્ષ ચોર્યાશી જંતમાં, એ દેહ થકી વળીઓ છેહ;
બહુ કળા કૌતુક મનુષ્ય, મહાબુદ્ધવાણી અવિશેષ. ૧૯
ક્ષુધા તૃષાએ પ્રાણને, મોહ શોક વ્યાપે મંન;
જરા મૃત્યુ શરીરને, આત્મા તે છે અવિછિન્ન. ૨૦
અંતરજામી રહ્યો ન અળગો, હૃદય કમળમાં વાસ;
પર બ્રહ્મ વ્યાપક સર્વ છે, તે છેટે નહિ તે પાસ. ૨૧
પ્રીછે તો છે પાધરૂં, જીવ દુઃખી ન હોય લગાર;
જે વિના એ પિંડ પડે તે, અખુટ અન્નજલ અહાર. ૨૨
એક દ્રાક્ષકેરે લુમડે, માંહે ખાટી મીઠી દ્રાક્ષ;
બદ્રી ફ્ળ આકાશમાં, તે કીયે કર્મે પાક. ૨૩
જેમ વૃક્ષ મોટો ફુલીઓ, ફ્ળ પત્ર અનેક પ્રકાશ;
પવન પાખે વ્યાધથી, ફ્ળ સહજ પામ્યાં નાશ. ૨૪

એક જોય વૃક્ષની ડાળ ઊંચી, એક ડાળ નીચી ભોમ;
નીચીને સર્વ કો અડે, ન અડે ઊંચી વ્યોમ. ૨૫
એ ડાળમાં સુખી દુખી, તેનાં કર્મ કહ્યાં વીર;
ઇંદ્રિ ઉપાધિ એ દેખીએ, મીઠાં મૃગ જળ નીર. ૨૬
અષ્ટોત્તર શત વ્યાધિ વપુને, નહીં કર્મ મોટમનો બાધ;
જ્યાં હર વેહેવાર જેહને, તેવી તેને વ્યાધ. ૨૭
સ્વભાવે સુખ દુઃખ ઉપજે, સ્વભાવ ત્યાં શાં કર્મ;
કર્મ વાદી જ્ઞાન વેહોણો, લવે મિથ્યા શ્રમ. ૨૮
સેહેજ ભમે વંટોળીઓ, સહજ જળ ધારા નીર;
અનલ જીવ ઉપજે મરે, ને સ્વભાવ સકળ શરીર. ૨૯
નાશ પામે કંચુકી, સર્પ તે જ્યમ અવિનાશ;
ઘટ મઠ થાયે ટૂકડા, અવિચ્છિન્ન એક આકાશ. ૩૦
સુખ દુઃખ અવસ્થા જાગૃતે, સ્વપ્નમાં ભિન્ન જાણ;
સુષુપ્તિમાં સર્વ સમ્યું, પણ દેહ એક નિર્વાણ. ૩૧
જાગ્યા ત્યારે તેટલું, નિદ્રાએ થાએ ફોક;
અહો રાત્ર એવું ઉપજે, તેનો શો ભાઇ શોક. ૩૨
સુખ દુઃખ સરખું દેખીએ, તે જાણી મૃગ જળ ભાસ;
સ્વપ્નવત સંસાર ત્યારે, સુખ દુખનો શો કંકાસ. ૩૩
વાટિકા વન એ વિશ્વ હરીનું, વૃક્ષ રૂપ અનંત અપાર;
જેને જેસું મંન બાંધ્યું, તેને લાગે તે સાર. ૩૪
કોઇ સ્વાદથી જીવ સુખી દુખી, દેહ પાત્ર સુખી દુખી થાય;
જીવને કંઈ વળગે નહિ, મિથ્યા માની મન મુઝાય. ૩૫
કર્મ વસ્તુતાએ નથી, છે બ્રહ્મ અદબદ એક;
સુખ દુઃખ સ્વભાવ શરીર સો, સિદ્ધાંત અનુભવ છેક. ૩૬
ત્રાસી લક્ષ ને સહસ્ર નવાણું, નવસેં નવાણું જાત;
તે માંહે સર્વ કો સુખી, એ મનુષ્યની શી વાત. ૩૭
સુખ દુઃખ કારણ મન તણું, મનમાં અનેક વિચાર;
મન તજી ઉત્તમ થયો, ત્યારે જગત બ્રહ્માકાર. ૩૮
જગત બ્રહ્માકાર ભાસે, જો ઉપજે બ્રહ્મ જ્ઞાન;
ગોપાળ કરે ત્યારે મહાસુખી, મનને વળે સહુ સાન. ૩૯

## કડવું ૧૦ મું–રાગ કેદારો.

સદ્‌ગુરૂનું વચન સાંભળી, આનંદ પામ્યો શિષ્ય;
કર્મ ત્રિવિધિના ગુણ કહ્યા, ષડ્ દર્શન કહીએ અશેષ્ય. ૧
યથાર્થજ તમે કહ્યું, ભાગ્યો સર્વ ભેદ;
પ્રભૂ પૂર્ણ આપો જ્ઞાન, મુજને ન રહે કંઈ સંદેહ. ૨
ત્રિવિધ કર્મે ભોળવ્યો તેને, ભમે સર્વે લોક;
સત્ય સ્વરૂપ સુજે નહીં, દૃષ્ટે દેખે દોષ. ૩
વાત કહી તમો વેગળી, તે તો નિરધાર;
સદ્‌ગુરૂ વિના સુનો ફરે, સ્વામિ સર્વ સંસાર. ૪
દૃગે થયા સર્વ દોહેલા, દુઃખ પામ્યા આપ;
તે નિશ્ચે મેં જાણીયું, સદ્‌ગુરૂ બ્રહ્મ પ્રતાપ. ૫
કાચ મંદિરમાં શ્વાન જેમ, સામો દેખે શ્વાન;
સામો ધસે દુભે ભસે, નિરર્થક નિષ્કામ. ૬
મૃગ વનમાં જેમ રડવડે, દેખી મૃગ જળ જેહ;
અર્થ સરે નહીં આપણો, રહ્યો તૃષિત તેહ. ૭
પ્રપંચ સર્વ પ્રીછયા પડયા, પ્રભૂ પ્રાણ આધાર;
નિત્ય નામ તેને ઓળખી, પામીયો હું પાર. ૮
પ્રશ્ન વળી એક પ્રગટીયું, વીનતી અવિધાર;
શાસ્ત્ર પુરાણે વર્ણવ્યા, ચોવીશે અવતાર. ૯
વિશ્વમાં મેં ઓળખીયો, વ્યાપક વિશ્વનાથ;
ચોવીશ તે અળગા વળી, એ તો આશ્ચર્ય સરખી વાત. ૧૦
સ્થૂળ સૂક્ષ્મનો અનુભવ, હવો હરીનામ રૂપ;
સ્થૂળ સૂક્ષ્મ ટળતું કહ્યું, તે પ્રીછવોજી સ્વરૂપ. ૧૧
સગુણ નિર્ગુણ વેદે કહી, હરીને બેસે ધાત;
ત્રીજો કહ્યો કેમ સંભવે, એ અસંભવિત વાત. ૧૨
ગુણ સ્થાનકે શરીર, એ નિર્ગુણ નિરાકાર;
કાર્ય કારણ વસ્તુ ઓળખી, ત્રીજો કહ્યો નિર્ધાર. ૧૩
ચાર પ્રકારે વિસ્તર્યો, વિશ્વમાં દીનોનાથ;
વિસ્તારીને કહો મુજને, તે હરીની વાત. ૧૪
એ સકળ વિભુતિ જે, પૂર્ણ બ્રહ્મ નામ;
ચાર રૂપે હરિ ઉલટયો, તેના કહોજી ઠામ. ૧૫

ચાર મુક્તિ મેં સાંભળી, એ તો અષ્ટજ નાથ;
તે પ્રભૂ મુજને પ્રીછવો,. તેહની તે કહો વાત. ૧૬
ચાર મુક્તિને કેમ ઘટે, હરિ જયારે એક;
એ તો અસંભવ વારતા, સંભળાવો વિવેક. ૧૭
મુક્ત કરોછું દામણો, તમો દીનાનાથ દયાળ;
બાળક જાણી દયા કરી, ઓચરીએ કૃપાળ. ૧૮

## કડવું ૧૧ મું-રાગ ગોડી.

પ્રશ્ન સુણી સેવકનાં, સદ્ગુરૂ મનમાં આશ્ચર્ય થાય;
ઉગ્ર બુદ્ધિ અદભૂત પ્રશ્ન, પ્રૌઢાં રસનાએ કહ્યાં ન જાય. ૧
ધન્ય ધન્ય વીરા મતિ તારી, હવે સાંભળ થઇ સાવધાન;
હવે અવતાર કહું હરીના, અનુભવ અમૃત પાન. ૨
વ્યાપક બ્રહ્મ અખંડ ઇશ્વર, જેહ શાખાએ ચારે વેદ;
ત્યાં ચિત્ત રાખી સજ થઇ, સાંભળ ગોષ્ટ અધ્યાત્મ ભેદ. ૩
સૂક્ષ્મ સહજ વ શૂન્ય નિરામય, અવિગત અવિચળ મર્મ;
પૂર્ણ પદ પ્રતીત માનજે, તે અવિનાશી બ્રહ્મ. ૪
પ્રપંચ ભૂત પ્રગટયા એ જયાંથી, એ હંસા અવતાર;
પંચભૂત પ્રૌઢા એ પ્રથમે, હરી હંસ નિરધાર. ૫
બુધ કલાએ મનુષ્ય માંહે અતિષે,માટે મનુષ્ય કલા અવતાર;
વેદ તથા સ્મૃતિચાર વ્યાકરણ, મનુષ્ય થકો વિસ્તાર. ૬
કલા અવતાર મનુષ્ય સર્વે, જેમાં કળા અંશ સાક્ષાત;
કલા અવતાર મનુષ્ય નિશ્ચે, રખે વિસ્તારતો વાત. ૭
વિભૂતિ રૂપે હરિએ કહ્યું, સુણ વીરા થઇ સાવધાન;
વિવેક વિગતે કહું તે નિશ્ચે, સાંભળ ચિત્ત દઇ કાન. ૮
ચંદ્ર સૂર્ય તારા ધ્રુવ મંડળ, સ્વર્ગ લોક કૈલાશ;
ગુણ ગાંધર્વ યક્ષ કિન્નર, સુરમુની વિભુતતણો પ્રકાશ. ૯
રસાતળ તળાતળ ને, નાગ લોકજ જેહ;
સત્ય લોક ને જન લોક, વિભુત માનજે તેહ. ૧૦
ભુવર્લોક ચરના ચોખાણ, લક્ષ ચોરાશી જાત;
વિષ્ણુ લોક વૈકુંઠના વાસી, વિભૂત હરિની નિત્ય. ૧૧

બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર સુરપતિ, શેષ નાગ મહા મોટા;
એ સર્વ વિભૂતિ હરિ જાણે, જેમ જળમાં પરપોટા. ૧૨
વિભૂતિમાં એ મનુષ્યતણો દેહ, તે કળાઅવતારજ કહીએ;
બુધ કળા પરાક્રમ જેનો, જોતાં પાર ન લહીએ. ૧૩
સ્થાવર જંગમ જીવ ચરાચર, સ્થુળ સૂક્ષ્મ વિસ્તાર;
ચૌદ ભુવન હરિવ્યાપક, વિભૂત રૂપ સંસાર. ૧૪
ચાર પ્રકારે રમે હરિ લીલા, જ્યાં દ્વિતીયાનો નાશ;
એ અગમ વાત ધ્યાત્મ અળગી, કોજાણે નિજદાસ. ૧૫
કારણ બ્રહ્મ તે દેવ નિરંજન, અંશ તેમાં પંચભૂત;
કળાવતાર મનુષ્ય તું જાણે, અન્ય જીવને વિભૂત. ૧૬
વિભૂત મહા પ્રપંચ કથી, ઋષિએ અળગા ચોવીશ અવતાર;
તેના શાસ્ત્ર પુરાણ કરી થાપ્યાં, ભજવાને સંસાર. ૧૭
પૂર્ણ બ્રહ્મ નિરંજનને, શુભ જે દૃષ્ટિ આગળ સંસાર;
તે માટે ચોવીશ કીધા અળગા, કહી દેખાડયા સાર. ૧૮
સ્મર્ણ કીર્ત્તન કર્યાં ચાલતાં, નવધા ભક્તિ ભેદ,
તીર્થ ક્ષેત્ર ઉપાસના, થાપી સાચા સાખી વદ. ૧૯
હવે વિવેક વિગત સાંભળતું વીરા, નામ રૂપ વિસ્તાર;
મન કલ્પિત કર્યા ઋષીએ, સર્વ કળા અવતાર. ૨૦
કળા અવતાર ચોવીશ હરીના, વિભૂતમાં તેનાં સ્થાન;
ઋષિએ આજ્ઞા કરી દાખ્યા, તે સાંભળ થઇ સાવધાન. ૨૨
મચ્છ કચ્છ આદે લઇ જળચર, જીવ અનંત અપાર;
તે સકળ મળી તું જાણ હરી, મચ્છા અવતાર. ૨૨
વરાહ આદે લઇ પશુમાં, મધ્યમ જીવ અપાર;
વેદ વચન કરી તું માને, હરીનો ત્રીજો અવતાર. ૨૩
અંગ હીણા ને કાળા કુબડા, એવા દેહતણા વ્યવહાર;
જંતુ એવા જગતમાં, તું જાણે વામન અવતાર. ૨૪
સિંહ આદે મનુષ્ય જેટલાં, નખ તણો વિસ્તાર;
એ સકળ મળી તું માને, પંચમ નૃસિંહ અવતાર. ૨૫
પર્શુરામ આદે લઇ ક્ષત્રી, ધારાળા અપાર;
અંતર્ગત મનમાં તું જાણે, તે પર્શુરામ અવતાર. ૨૬

રઘુપતિ આદે લઇ સર્વ રાજા, દેશ તણા અધિકાર;
દયાનીમ જેને વાહાલા, તે રામા અવતાર. ૨૭
પશુચર આદે લઇ, જીવ જગત વિસ્તાર;
પરપંચી કામી સ્ત્રી સંગે, કૃષ્ણ હરી અવતાર. ૨૮
બુધ આદે દઇ સર્વજ્ઞાની, મહંત શિરોમણિ સાર;
એ સર્વ મળી તું જાણે, હરિ બુદ્ધા અવતાર. ૨૯
આદે કલંકી શ્રી નારદ, મન તણો અહંકાર;
જગતમાં જે જીવ એહેવા, તે કલંકી અવતાર. ૩૦
દશ અવતાર થયા પરિપૂરણ, ઉત્તમ અનુભવ સાર;
હવે ચૌદ અવતારતણું જે વર્ણન, તે સાંભળ નિર્ધાર. ૩૧
પ્રથમ હંસ આદે લઇ પક્ષિ, અંડજ ખાણ વિસ્તાર;
તે સર્વ જંતુ મળી હવે જાણે, હરિ અંશ અવતાર. ૩૨
યજ્ઞા આદે દઇ જે રચના, જોત તણો વિસ્તાર;
પરાક્રમ સકળ વન્હીનાં જાણો, તે યજ્ઞા અવતાર. ૩૩
ઉમયા આદે લઇ જે અબળા, સુંદર શી અપાર;
રૂપ રસ ગુણ લક્ષણવંતી, તે મોહિની અવતાર. ૩૪
સનકાદિક આદે લઇ તપસી, ઋષી શિરોમણ સાર;
તે સર્વ જોગી મળી તું જાણે, સનકાદિક અવતાર. ૩૫
કપિલ મુનિ આદે લઇ મુની જે, નિયમ ને વ્રતધારી;
બ્રહ્મા માંહે એવા જે ઉત્તમ, તે હરિના અવતારી. ૩૬
ઋષભ દેવ આદે લઇ રાજા, રાજ ત્યાગી અહંકાર;
એ વેષધારી પાખંડી જગતમાં, સોલમો હરિ અવતાર. ૩૭
દત્તાત્રેય આદે લઇ અવધુત, ઉન્મુની લક્ષણ અપાર;
તેવા જોગી જગતમાં જેટલા, દત્તાત્રેય અવતાર. ૩૮
નારાયણ આદે લઇ જે નર, જીવ અસંખ્ય અપાર;
તે સર્વ મનુષ્ય મળી તું જાણે, નરનારાયણ અવતાર. ૩૯
ચક્રવર્તિ આદે લઇ પ્રથુરાય, છત્રપતિ અપાર;
સર્વ જંતુ મળી તું જાણે, ઓગણીશમો અવતાર. ૪૦
દેવ ઋષિ આદે લઈ નારદ, વૈષ્ણવ અસંખ્ય અપાર;
તે સર્વ ભક્ત મળી તું જાણે, બાવીસમો અવતાર. ૪૧

ધ્રૂવ આદે લઇ જે અવિચળ, જડ ચૈતન્ય અપાર;
તે વસ્તુ સકળ મળી તું જાણે, હરીતણા અવતાર. ૪૨
વેદ વ્યાસ આદે જે કવિતા, વક્તા અનંત અપાર;
તે સર્વ શ્રેષ્ટ કવીશ્વર જાણે, હરિ ચોવીશમો અવતાર. ૪૩
એ અવતાર ચોવીશ અવિગતના, એ તે વિભૂતિ પ્રમાણ;
એમાં મનુષ્યતણા અવતાર તે, કળા માત્ર તું જાણ. ૪૪
પંચ ભૂત પંચ તન માત્રા, દશ હરિના અવતાર;
બીજા ચૌદ કળા વિભૂતમાં, એ મળી ચોવીશ અવતાર. ૪૫
ચાર પ્રકારે બીજા જે, નિર્ગુણ તથા ચાર ભૂત;
એ ચાર વ્યુહ કૃષ્ણાવતારે, એ સાક્ષાતે પૂત. ૪૬
રામ લક્ષ્મણ ભરત શત્રુઘ્ન, ચાર વ્યૂહ કરી થાપ્યા;
બળભદ્ર કૃષ્ણ અનિરૂદ્ધ પ્રદ્યુમ્ન, વ્યૂહ કલ્પીને થાપ્યા. ૪૭
નિત્ય અવતાર એણી પેર જાણ તું,સૃષ્ટિથી નહીં અળગા;
જ્ઞાન વોહોણા લોક બાપડા, પછી પ્રપંચને વળગ્યા. ૪૮
જો અવતાર ન કરતે અળગા, ન રૂચતે નિર્ગુણ વાત;
ત્યારે લોક ભજત તે કોને, માટે કીધા એ સાક્ષાત. ૪૯
પૂર્ણ બ્રહ્મ તે જાણ નિરંજન, આ સર્વ ભૂતનું માત્ર;
કળા અવતાર મનુષ્ય તું જાણજે, ચાર પ્રકારે હરી માત્ર. ૫૦
અગમ અગોચર ને કોર ધારણ, પછી કરી પ્રપંચ રીત;
તે માટે અવતાર ચોવીશ, કીધા છે કલ્પીત. ૫૧
વ્યાપક બ્રહ્મ અણુ આદે લઈને, બ્રહ્માથી તૃણ પર્યંત;
એ સકળ સમાન કરી તૂં જાણે, કીડી કુંજર જંત. ૫૨
શ્રુતિ સ્મૃતિ મળતું કાંઈ ન ટળતું, તે અધ્યાત્મક જ્ઞાન;
દાસ ગોપાળ કહે કરજોડી, અનુભવ કરતું અમૃત પાન. ૫૩

## કડવું ૧૨ મું–રાગ વેરાડી.

હવે સાંભળ ચાર મુક્તિ, સ્થિત કહું અળગાં નામ;
વ્યાપક ભૂત જે નિત્ય નિરંજન, પ્રીછ તેનો ઠામ. ૧
પ્રથમ સાલોકતા તથા સમીપતા, ત્રીજી સ્વરૂપતા જાણ;
ચોથી મુક્તિ સાયુજયતા કહીએ, એ ચાર નામ પ્રમાણ. ૨

રૂપ નામ ગુણ સ્થાવર જંગમ, ચૌદ ભુવન લગી જેહ;
પંચ મહા ભૂત સમેત સૃષ્ટિ, સાલોકતા મુક્તિ એહ. ૩
સૂક્ષ્મ બ્રહ્મ સર્વ અગોચર, અમર સર્વ સમીપ તે ધામ;
ગુરૂગમ અનુપમ અનુભવ, મુક્તિ સમીપતા નામ. ૪
ખલ્વિદં બ્રહ્મ વ્યાપ કહે તે જાણી, પોતે થયો તદ્રુપ;
એવા જીવ દશા જે પામ્યા, તે સાલોકતા મુક્તિ રૂપ. ૫
સ્થૂળ પડે પિંડ સૂક્ષ્મ થાયે, જીવતા જાગ્ય જાણી;
સાયુજ્યતા મુક્તિ યથાર્થ, જોતમાં જોત સમાણી. ૬
એ મુક્તિ નિરંતર જંન, જગતમાં કોઇ જાણે;
નિમિત માત્ર ને મંદમતી જે, સત્ય કરી કરી પ્રમાણે. ૭
જેવા ગુરૂ ત્યાં તેવા સેવક, તેવો તેનો બોધ;
કો મલીન આચાર કરતા, કો વર્ણ આચારે શુદ્ધ. ૮
અપ્રમેય વ્યાપક બ્રહ્મ દેવ ભાખે, ઠાલો નહીં અણુ ઠામ;
વેદ વચન અનુભવ ઓળખી, બોલે તે નિષ્કામ. ૯
સાહેરમાં શું કહીએ અળગા, જળચર સર્વ જાણ;
કહ્યા માત્ર કહીએ તે કલ્પિત, એ તે જળ પ્રમાણ. ૧૦
ચૌદ ભુવન હરિ સાગર માંહે, તથા લોક અલોક;
વસ્તુ એક દ્વિતીયા ન દીસે, કહાં અળગી ત્હારે મોક્ષ. ૧૧
જળ તુરંગ બુદબુદા સર્વ જળના, જળચર જાત અનેક;
મોતી સીપ તથા પરવાળાં, જળજામ્યું સર્વે એક. ૧૨
સ્વામિ એક સુણો વીનતી, તમે કહ્યું નિરધાર;
સંશય એક ઉપન્યો, તેનો કહો વિસ્તાર. ૧૩
વ્યાપક મુક્ત અવતાર એ વ્યાપક, તમો કહ્યું સર્વ સમાન;
તો અળગી મુક્તિ અવતાર ચોવીશને, કાં કથે કથા પુરાણ. ૧૪
મચ્છ પુરાણ વરાહ પુરાણ, અવતાર વિશેષે નામ;
તે સમજાવી કહો સ્વામી, કીધાતું શું કામ. ૧૫
સાંભળ પ્રશ્ન તણો પ્રતિઉત્તર, વત્સ થઇ સાવધાન;
નિત્ય વ્યાપકની વાત મોટી, ન પ્રીછે અજ્ઞાન. ૧૬
જો પ્રીછે તો ભ્રષ્ટ થઇ રહે, લોપે સઘળા ધર્મ;
શઠ થઇ વિચારે મહા મૂરખ, સમજ તું નિશ્ચે મર્મ. ૧૭

રાસ ભોગ વ્રેહે ભોગ હરીના, ફીકા થાય ધર્મ આચાર;
દાનત આલોપી થાય લોભી, વાહાલો થાય સંસાર. ૧૮
વાધે લોભ ન ગણે પાપને, ભોગ વિષે બુધ વ્યાપે;
દગ્ધ જ્ઞાન અનર્થનું પાત્ર, સ્વાદે સકળ ઉપાયે. ૧૯
પછી નિમિત્ત માત્ર કલ્પિત ઋષીએ, નિત્ય તે રાખ્યું અળગું;
કથા પુરાણ કરી ચતુરાઈ, તેણે રહેશે સર્વ વળગ્યું. ૨૦
જેમ પૃથ્વી પિંડ થકી સર્વ રચના, તેના ગુણે નવ રીઝે;
ભાંડ પાત્ર રંગીલાં સુંદર, તેને સર્વ કો પૂજે. ૨૧
આકાશ આરશી ન આવે કરમાં, દર્પણે સહુ જૂએ;
સમુદ્ર જળ જેમ વેહે વાદળાં, કોશ વહે જેમ કુએ. ૨૨
વ્રેહે રસ શૃંગાર રસ, જ્ઞાન રસ નીરમ્યા;
પ્રપંચ ધર્મ કર્મ ક્રિયા બહુ, ત્યાં ત્યાં લોક સર્વ ભમ્યા. ૨૩
નાના ભાત કરી ચતુરાઈ, કીધા વચન વિલાસ;
સાંભળતાં આનંદ ઊપજે, મૂર્ખ પામે મન ઉલ્હાસ. ૨૪
અવિચળ બ્રહ્મ વચનથી અળગો, તે તો કહ્યો નવ જાય;
પછી જીવ તણાં આરોપી લક્ષણ, શીવને સર્વ કો પાય. ૨૫
અગમ વાત પ્રીછે કોઇ, ન આવે મન માંહે;
દેહ દર્શીને અનુભવ દુર્લભ, પછી રૂપ તણા ગુણ ગાયે. ૨૬
બાળક બુદ્ધ લહે સુપ્રપંચ, જે દીઠું તે જાણે;
સકળ કળા અતિ કુસળી, સમાયુક્ત સર્વ જાણે. ૨૭
પૂર્ણ પદ પ્રીછે જે સમે, સર્વ સમાન તે પેખે;
બ્રહ્મજ્ઞાન વોહોણો જે જંન, અવતારને અળગો દેખે. ૨૮
ગાવાવાવાને વળી ધાવા, કીધાં શાસ્ત્ર પુરાણ;
એ પ્રપંચે રહ્યા સર્વ વળગી, તે બાળક બુદ્ધ અજાણ. ૨૯
સૃષ્ટિ નહીં નહીં ઉત્પત્તિ પ્રલય, તે ઘરને જે જાણે;
વેદ પુરાણ અવતાર ચોવીશને, ત્યારે તે નવ પ્રમાણે. ૩૦
વચન સુંણી અધ્યાત્મ વાણી, મૂરખ મનમાં હરખે;
સદ્ગુરૂ કેરો બાળક જ્ઞાની, તે સર્વે મનમાં હરખે. ૩૧
સદ્ગુરૂના બાળકને સુલભ, દુર્લભ નગુરા જેહ;
પ્રીછ્યા તેને પડ્યું પાધરૂં, અવરને અનેક સંદેહ. ૩૨

કોને જગત થયું હરીમય, મુક્તિમય ચૌદે લોક;
કોને હરી સ્વપ્ને ન આવે, જ્યાં ત્યાં દેખે દોષ. ૩૩
સુવર્ણ ઢીમણુ સોહે અંગે, પછી ઘાટ ઘડયા શણગાર;
તે આભૂષણ સજ્યાં જ્યારે અંગે, ત્યારે મોહ પામ્યાં નરનાર. ૩૪
નિર્ગુણ બ્રહ્મ અગોચર ઇંદ્રિ, તે સર્વને કેમ સુજે;
તે માટે અવતાર ચોવીશને, હરિ જાણીને પૂજે. ૩૫
અવિગત બ્રહ્મ તણી ગતિ દુર્લભ, હરિહર બ્રહ્મા ભૂલ્યા;
તે હરિ શું જાણે સંસારી, વીહીલા ફરે આક તુલા. ૩૬
અવની જીવ અસલીયાં જ્યાં ત્યાં, અહી મણીધર કો પાસ;
પક્ષી અનંત રડવડે અવની, અનલ રમે આકાશ. ૩૭
વડ પીપળ બાવળ વૃક્ષ બદ્રી, તે તણાં બહુ રાન;
બાવના ચંદન વૃક્ષ અનૂપમ, તે લાધે કો ઠામ. ૩૮
મુક્તિ ચાર અવતાર ચોવીસે, પ્રપંચ કથા પુરાણ;
નિત્યનૈમિત્ય કાંઇ કલ્પી દાખ્યું, તે અર્થ હૃદેમાં આણ. ૩૯
થઇ સાવધાન વિચાર વિવેકે, અનુભવ આપ સંભાળ;
દાસ ગોપાળ કહે હેલામાંહે, છૂટે સંશય જાળ. ૪૦

## કડવું ૧૩ મું—રાગ રામગ્રી.

વળતો બોલ્યો શિષ્ય સુજાણજી, સારા ઉત્તર દીધા નાથજી;
બ્રહ્મા વિષ્ણુ શિવ દેવ દયાળજી,તેની વિગત કહો કૃપાળજી. ૧

### ઊથલો.

બ્રહ્મા સરજે વિષ્ણુ પાળે, પ્રલય કરે મહાદેવ;
વાત મેં શ્રવણે સુંણી, કહે વેદાંત અવશ્યમેવ. ૨
સરજે પાળે ને સંહાર કરે, એ દેવ મોટા ત્રણ;
ત્યારે પરમેશ્વર તે શું કરે, મને કહો અશર્ણાશર્ણ. ૩
હરી કર્ત્તા સર્વકો કહે, વદે સાક્ષી વેદ;
તે અશકત બાજી જીવની, કર્યા ત્રણ દેવના ભેદ. ૪
આશ્ચર્ય સરખી વાત સ્વામી, કહો વિગતે મર્મ;
ત્રિગુણાત્મક સૃષ્ટિના ધણી, તે પ્રીછવો અનુક્રમ. ૫

બ્રહ્મા કેમ સરજે ઘડે, વિષ્ણુ પાળે કેમ;
સંહાર તે શિવ કેમ કરે, તે કહો જેમનું તેમ. ૬
તેનાં નામ ઠામ ને રૂપ કેવાં, તેના ગુણ કહો પરાક્રમ;
ત્રણ વેદ સમર્થ કાં થકા, પ્રભુ પ્રીછવો મહા મર્મ. ૭
વળી વૈકુંઠ સર્વે કહે તે, કોણ વૈકુંઠ ભોમ;
એ પ્રશ્ન વળી ઉપન્યું, કહો દૃષ્ટ રાખી સૌમ્ય. ૮
વેદ ચારે વર્ણવે જે, સકલ વ્યાપક રામ;
તો પુરાણે અળગો કાં કર્યો, વૈકુંઠ કેગે ઠામ. ૯
સ્વામિ વળી એક વીનતી, સ્વર્ગમાં વસે દેવ;
તે સ્વર્ગની સ્થિતિ વર્ણવો, યથાર્થ અવશ્યમેવ. ૧૦
નર્ક નર્ક સર્વકો કહે, કીયો નર્ક કર્યોરે ઠામ;
એ સંશયમાં સર્વ કો પડયા. એ શી ગતી છે ભગવાન. ૧૧
દશો દિશા અવિનાશિ અવિગત, જેમ સકલ વ્યાપક વ્યોમ;
તો સ્વર્ગ નર્ક વૈકુંઠ કૈલાસની, કયાં રહી અળગી ભોમ. ૧૨
એ ચાર સંશય મુજને નડે, તેણે વિંધ્યું મારૂં મન;
તે વીગત વેગે પ્રીછવો, કરો કૃપાનાથ પાવન. ૧૩

વલણ.

પ્રસન્ન થઇને પ્રીછવો, સ્વામી કહું નામી શીશરે;
ગોપાળને કૃપા કરો, સદ્‌ગુરૂ શ્રી જગદીશરે. ૧૪

## કડવું ૧૪ મું-રાગ રામગ્રી.

વળતા બોલ્યા સદગુરૂ ધર્મજી, સાંભળ વીરા પ્રશ્નનો મર્મજી;
ગુપ્ત વાત રૂપીએ રાખીજી, તે કહું પ્રગટ પ્રકાશીજી; ૧

ઉથલો.

પ્રગટ તે તુજને કહું, તેની ખ્યાત અનુભવ જ્ઞાન;
શબ્દ અક્ષરથી જે છે વેગળો, કો પ્રીછે ચતુરસુજાણ. ૨
અવિનાશ તે બ્રહ્મ જાણજે, તેના ગુણ અસંખ્ય અપાર;
રાજસ ગુણનો તે ધણી, તેથી હવો આ વિસ્તાર. ૩
વિષ્ણુ તે જળ રૂપ જાણો, જે જીવ સકલ આધાર;
સાત્વિક ગુણ જે તે તણો, જે સૃષ્ટિ પાલનહાર. ૪

તામસ ગુણ તે તેજનો, તેજ તે મહાદેવ;
તે સંહારે સૃષ્ટિનો, કરે ભસ્મ તે અવશ્યમેવ. ૫
એ ભૂતવર ને ગુપ્ત થા એક, પવન ને આકાશ;
અરૂપી અળગા રમે, ત્રણ ભૂત પ્રકટ પ્રકાશ. ૬
ત્રણ ભૂત ત્રણ દેવતા તેના, નામ ભવવિધિ વિષ્ણુ;
તે ત્રિગુણ ભુવન વિસ્તાર, એ નિરંજનના ઇષ્ણુ. ૭
એ ત્રિગુણથી ત્રિભુવન હવાં, તથા ચૌદ ભુવન;
રૂપ અનંત અપાર જગતે, સર્વ ત્રણ દેવતાના તંન. ૮
રાજસ ગુણ અહંકાર જેનો, સાત્વિક સુળો જાણ;
તામસ ગુણ તે તેજ કહીએ, જીવ જગતમાં પ્રાણ. ૯
રાજસ ગુણ તે મધુર મીઠો, સાત્વિક મળકટ જાણ;
તીવ્ર તીખો તે તેજ તામસ, આપ આપણા ગુણ સ્થાન. ૧૦
ખાટો ગુણ મારૂતનો, કટુક ગુણ આકાશ:
એ ગુપ્ત ગુપ્ત ગુણ બે ભૂતના પણ, પ્રગટ જગતમાં પ્રકાશ. ૧૧
ત્રણ ભૂતના ગુણ કયા કયા, એ પ્રગટ તે કેમ;
તે વિગત વેગે પ્રીછવો, હોય યથાર્થ જેમ. ૧૨
વિગત સાંભળ ગુણતણી, જળ શીતળને સાત્વીક જાણ;
ધરણીમાં બહુ ભાત ભાસે, તે રાજસ ગુણ પ્રમાણ. ૧૩
પૃથ્વી બહુ પાહાણે ભરી, પાહાણથી પ્રગટે આગ;
અગ્ની સર્વ પ્રલય કરે, તે તામસ ગુણનો ભાગ. ૧૪
એ ત્રણ ઉપજે સમે, બ્રહ્મા વિષ્ણુ મહેશ;
એ ગુપ્ત વાત પ્રકટ કરી, મેં કીધો તુજને ઉપદેશ. ૧૫
એ પંચભૌતિક આ વિશ્વ રચના, તેના ગુણ છે લગન;
અજ્ઞાની તે નવ લહે, કો મહાંત થાએ મગન. ૧૬
જેનાં રૂપ દૃષ્ટે દેખીએ, તે થાય ઉત્પન્ન નાશ;
તે માટે ત્રણ દેવતા, જળ ધરા તેજ પ્રકાશ. ૧૭
પવન સૂક્ષ્મ પ્રીછજે, અતિ સૂક્ષ્મ તે આકાશ;
એ વસ્તુમાં પેશે નહીં, અગોચર અવિનાશ. ૧૮
હવે સાંભળ વૈકુંઠ વારતા, છે સકળ વ્યાપક બ્રહ્મ;
તેનો વેદ પાર નવ લહે, અગમ અવિગત મર્મ. ૧૯

વ્યોમ વ્યાપક વૃક્ષ થઇ અને, શાખા બ્રહ્મા વિષ્ણુ મહેશ;
પત્ર ફળ સંસાર રચના, સમજ એ ઉપદેશ. ૨૦

## વલણ.

સમજ એ ઉપદેશ ઉત્તમ, મહાવાક્ય એ વિચાર;
ગોપાળ કહે નિર્ણય કરી, સિદ્ધાંત શિરોમણી સાર. ૨૧

## કડવું ૧૫ મું–રાગ ધન્યાશ્રી.

વળતા બોલ્યા સદ્‌ગુરૂ દેવજી, સાંભળ વીરા વાત અવશ્યમેવજી;
પ્રશ્ન તેં પૂછયાં વૈકુંઠ કેરાંજી,તે હવે સાંભળ અર્થ ધરેણાજી. ૧

## ઉથલો.

સાંભળ અર્થ વૈકુંઠનો, પ્રપંચ રચીનો બહુ દૂર;
આદ્ય અંત્યે મધ્ય વ્યાપક, નિરંજન ભરપૂર. ૨
આરપાર કો નવ લહે, સુરીનર મુની સંસાર;
વેદ વર્ણવતા રહ્યા, તે બ્રહ્મ અપરંપાર. ૩
ત્રીભુવન માંહે જે હરી, તે વ્યાપક ચૌદભુવંન;
કોઇ ભુવનમાં જે હરી, અદ્વૈત સૂક્ષ્મ તંન. ૪
સગુણ નિર્ગુણ વસ્તુ અદ્વૈત, વદે વેદ પુરાણ;
ત્યારે વૈકુંઠ અળગ્યું કયાં રહ્યું,સિદ્ધાંત મનમાં આણ. ૫
રૂપ અરૂપી અખંડ મંડળ, વસ્તુ એક અંબાર;
પ્રીછે તેને પાધરૂં, સર્વ મુક્તમય સંસાર. ૬
પ્રગટ એમ જો પ્રીછવે તો, ત્યારે થાય શઠ લોક;
પછી પ્રપંચ લઈ કર્યા, રચ્યા બહુ વિધ દોપ. ૭
વૃથા અવતાર મનુષ્યને, અનર્થે કર્યું પાત્ર;
અંકુશમાં એને રાખવા, પછી રચ્યા પ્રપંચ માત્ર. ૮
બહુ દોષ દૃષ્ટિએ પરવરે, કહીં પુણ્ય દેખે પાપ;
સ્વાદ સર્વનો રાખવા, કરી ધર્મ કરી થાપ. ૯
વસ્તુ જેમ જેમ વેગળી, તેમ તેમ તેશું સ્નેહ;
પ્રેમ પાસે યો ટળે, તું જો વિચારી એહ. ૧૦

જે દેવ ઘરને આંગણે, તે શું ન રાખે એ રંગ;
જે દેવ કામી દ્વારિકા, તાંહાં ચાલ દર્શન સંગ. ૧૧
એક ઘેર પોતાને પદ્મિની, ગુણ રૂપ સુંદર નાર;
તેને મેહેલે પરહરી, કરે શંખીણી શું વ્યભિચાર. ૧૨
જેમ અંન ફરતું રે રુચે, તેમ રુચે ફરતી વાત;
રૂપ રંગ દૃષ્ટિ ફરતી રુચે, સ્વભાવ જીવ ઘાત. ૧૩
મીઠું લાગે વેગળું, નીકટ ફીકું હોય;
નર નાર જો અળગાં એ રહે,તો વિરહ વ્યાકુળ હોય. ૧૪
સ્વભાવ જાણી જીવનો, મહા પુરૂષે ઓળખી ઘાત;
પછી પ્રપંચ રચ્યો, કીધી વૈકુંઠ કેરી ખ્યાત. ૧૫
વૃક્ષ સુવર્ણનાં વર્ણવ્યાં, ત્યાં પત્ર સજડિત રત્ન;
મુક્તાફળ તે જળહળે, ત્યાં સદા સુગંધિત વન. ૧૬
શોભા નાના ભાતની, સુંણી પ્રેહે ઉપજે મંન;
ને પછી તે સ્થાનક પામવા, કરે ધર્મ ક્રિયા જંન. ૧૭
સુખ ઘણાં ત્યાં સૂચવ્યાં, અને દુઃખ નહીં લવલેશ;
સુંદરીના પતિ શોભે, રૂડા શ્રી દેવેશ. ૧૮
સુંણી મોહ ઊપજે મનને, શું કરીએ જીવ અજ્ઞાન;
પછી વાસનાએ કરે સુકૃત્ય, કયારે પામીએ એ સ્થાન. ૧૯
પછી ભક્તિ નવધા રચી, વળી ષોડશ પૂજા સાર;
પ્રતિમા પ્રત્યક્ષ કરી, ત્યાં વળગ્યો સર્વ સંસાર. ૨૦
રમવાને તે તીર્થ કર્યાં, તથા જપ તપ દાન;
આચાર અંધને અતિ ઘણા, સૌચ સંધ્યા સ્નાન. ૨૧
ધર્મના અહંકાર ઉપજ્યા, પછી હવાં ખટ દર્શન;
હરી તો જેમના તેમ રહ્યા, પછી વાધ્યું મંન. ૨૨
એમ આધે વ્યાધે ધર્મ કર્મ, તથા મતનો વ્યવહાર;
કાળ નિર્વાણ એણી પેરે કરે, એમ મંળી સર્વ સંસાર. ૨૩
કથા કીર્ત્તન નિત્ય સુંણે, મહા પ્રલયમાં સર્વ નાશ;
ત્યારે કયાં રહે ત્રણ દેવતા, કયાં રહે વૈકુંઠ કૈલાસ. ૨૪
અસંખ્ય બ્રહ્મા ઉપજે, થાય કોટિ વિષ્ણુનો નાશ;
સહસ્ર ભગનો સમે ઈંદ્ર, એમ પડે પ્રલય પાશ. ૨૫

એ ત્રણ દેવ તે એક મૂરત, એમ વદે વેદ પુરાણ;
કથા નિત્ય જન સાંભળે, ન પ્રીછે લોક અજાણ. ૨૬
પોતે મરે તે શું કરે, આ સૃષ્ટિ ઉત્પન્ન ને નાશ;
પાધરૂં તે પ્રીછે નહીં, અવળો કરે અભ્યાસ. ૨૭
પ્રપંચ પંડિતના કર્યા, તે જાણે પંડિત સોય;
મૂર્ખ ગત કંઇ નવ લહે, ટગર ટગર સામું જોય. ૨૮
નથી વૈકુંઠ કંઇ વેગળું, નથી વિષ્ણુ લક્ષ્મી નાર;
સકળ વ્યાપક બ્રહ્મ છે, સર્વેશ્વર સંસાર. ૨૯
ચૌદ લોક કહેવા લગી, નથી જોગ માયા વૈરાટ;
રવિ શશી તારા મુનિ, મૃગજળ મિથ્યા ઠાઠ. ૩૦
બ્રહ્મ વ્યાપક જ્યાં લગી, ત્યાં લગી વૈકુંઠ સ્થાન;
અન્ય વૈકુંઠ થાપના, તે મિથ્યા કલ્પિત જાણ. ૩૧
સ્વામિ વૈકુંઠ વ્યાપક વર્ણવ્યું, તેમાં વ્યાપક ચૌદે લોક;
ત્યારે ભક્તિ કરી મુક્તે ગયા, તે સર્વ થાય છે ફોક. ૩૨
સાંભળ વીરા વારતા, જીવ વિષે કર્યો આશ;
તે માટે સૂઝે નહીં, હરિ વ્યાપક સર્વાવાસ. ૩૩
જે જનને સદ્‌ગુરૂ મળ્યા, તેણે પ્રીછ્યું બ્રહ્મજ્ઞાન;
સર્વેશ્વર તેણે ઓળખ્યા, તેને વળી હૃદેમાં સાન. ૩૪
તેને ટળી કર્મની વાસના, સમ્યો ધર્મનો ડંડ;
આચારની ઉર્મી સમી, મન થયું તે ચલબંચ. ૩૫
વૈરાટ વેધીત પ્રગટ્યો રગે, તેને ફીકો થયો સંસાર;
દ્રવ્ય જેના ઘરમાં રમે, તેના સુખ તણો નહીં પાર. ૩૬
શોક સર્વ સંશય સમ્યા, આનંદ અંગ ન માય;
તદ્રુપ તે પોતે થયો, તે જીવનમુક્ત કહેવાય. ૩૭
અગાધ બુદ્ધિનો જે ધણી, તે પ્રગટ પામ્યો રામ;
મુક્તની એ થાપના, વૈકુંઠનો વિશ્રામ. ૩૮
જ્ઞાનીને હરિ પ્રીછા પડે, જાણી સઘલી જુક્ત;
પૂરણપદ જ્યારે ઓળખ્યું, ત્યારે તેહજ મુક્ત. ૩૯
એ જીવતો ત્યાં જઇ વસ્યો, જે હોય મુક્ત વિશેષ;
વ્યાપકમાં કોણ જાય આવે, જીવશીવ વસ્તુ એક. ૪૦

બીજો હોય તો ઉદ્ધારે ત્યારે, થાએ અળગી મોક્ષ;
જેણે વસ્તુ વ્યાપક ઓળખી, લહી મુકત પ્રપંચ ફોક. ૪૧
જે જન બ્રહ્મ સૂક્ષ્મ પામ્યો, વામ્યો સ્વરૂપે શોક;
તે મુકતમય પોતે થયો, અજ્ઞાન બંધન લોક. ૪૨
તે માટે તે મુક્ત થાપી, કરી શાસ્ત્ર સર્વ સિદ્ધાંત;
જ્ઞાન તે જે પ્રીછવ્યું, એમ વદે વેદ પુરાણ. ૪૩
ભરપૂર કહે ત્યાં દૂરશું, જે જીવ મુકતે જાય;
લોકને અંકુશમાં રાખવા, રૂષીએ રચ્યો ઉપાય. ૪૪
અણછતો જીવ ઊભો કરી, પ્રપંચે થાપી મોક્ષ;
કર્મ ત્રણ કલ્પી ઊભાં કર્યાં, સાધને વળગ્યા લોક. ૪૫
સંસારી બાળક જેશો, જેમ તેમ વાહ્યો જાય;
રમત આંપી ભોળવ્યો, રળીઆત મનમાં થાય. ૪૬
કર્યો એ ઉપાય વીરા, ભજન કેરો સ્વાદ;
જ્ઞાન રાખ્યું વેગળું, આગળ કરી ઊપાધ. ૪૭

## કડવું ૧૬ મું–રાગ ધન્યાશ્રી.

સદ્‌ગુરૂ બોલ્યા દીનદયાળજી, સંત શિરોમણી પર્મ કૃપાળજી.
ગુણ ૨૫ દેવનાં સાંભળ ધાતજી, સાંભળ વીરા સ્વર્ગની વાતજી. ૧

## ઉથલો.

વાત સાંભળ સ્વર્ગની, ગુણ ૨૫ લક્ષણ ભોગ;
મનુષ્ય તે મહાદેવ કહીએ, જેને હોય ભલો સંજોગ. ૨
૨૫ સુંદર શોભતો, તથા સુખી શરીર;
ભોગસંજોગે આગળો, દેવ સ્વર્ગી વીર. ૩
ઘેરના જેવી અપ્સરા, ગુણ ૨૫ સુંદર સાર;
વ્યાધિ એક વપુને નહીં, તે દેવતા અવતાર. ૪
મધુર વાણી ઓચરે, સમાયુકતે જેહ;
નિર્લોભ દાતા શોક હરીના, દેવ લક્ષણ તેહ. ૫
મંદીર તે મનભાવતાં, ચિત્ત વિષે પરઉપકાર;
ચિંતા મનને અણુ નહીં, તે દેવતા અવતાર. ૬

નિશદિન લીલા કરે, જેમ ભુવન બેઠો ભૂપ;
મનના મનોરથ ભોગવે, નિશ્ચે તે દેવ સ્વરૂપ. ૭
જ્ઞાન મન ગોવિંદનું, જેને વસ્તુ સકળ સમાન;
દોષ દૃષ્ટે નવ પડે, તે દેવરૂપ પ્રમાણ. ૮
દયા નિત્ય મનમાં વસે, કરી જીવ સકળની સેવ;
હૃદય તો કોમળ સદા, સુજાણ લક્ષણ દેવ. ૯
એવા નર જે ભોગતા, તેનાં ભુવન જાણે સ્વર્ગ;
બહુ સુખી સ્વર્ગે જાય, જે દુઃખી તે વસે નર્ક. ૧૦
હવે સાંભળ નર્કની વારતા, તે મનુષ્યને અજ્ઞાન;
તે નર્ક કેવળ ભોગવે, જેને નહીં હૃદેમાં સાન. ૧૧
જે શોક સાગરમાં સદા, દુઃખતણો નહીં પાર;
બીજું નર્ક તે શું સૂચવે, દેહ નર્કનો ભંડાર. ૧૨
નર્કમાં નિશદિન પચ્યો, જેને વ્યાધિ ચિંતા અપાર;
અપયશ જેના જગતમાં, નિત્ય ઉઠાવે નર્ક ભાર. ૧૩
તેનું ભુવન એમ કરી જાણજે, તે નર્ક કેરો કુંડ;
કુટુંબ વહુ વર સૂત તે, જંતુ કરડે તુંડ. ૧૪
એવા નર જે દોહેલા, તે પચે નર્ક પ્રત્યક્ષ;
નર્ક બીજું જે કહે, તે માન મિથ્યા લક્ષ. ૧૫
ચાર પ્રશ્ન પૂરાં હવાં તે, કહ્યો નિર્ણય સાર;
ગુપ્ત તે પ્રગટ કરી, તુજને દાખ્યું નિરધાર. ૧૬
એ વચન જે જ્ઞાની તણાં, પ્રીછે જે પ્રમાણ;
સંસારીથી એકલો, જેણે સુણ્યાં કર્મ પુરાણ. ૧૭
જેમ દીઠો મારગ દોડતાં, અણદીઠે અકળાય;
તારો તે તરી વળે, અણતારો તે ગોથાં ખાય. ૧૮
એક દેવ ચક્ષે દેખતો, એક ચર્મ ચક્ષે અંધ;
મન થકા કો મુકત પામ્યા, કો પડયા મનથી બંધ. ૧૯
કો હરી વિના દેખે નહીં, મુકતમય ચૌદે લોક;
એક હરીને હીંડે ખોળતો, યત્રતત્ર દેખે દોષ. ૨૦
અકળ ગતિ અવિનાશની, રંક થાયે રાય;
બહુ ભણ્યા તે ભૂલા પડયા, સેહેજે હરીમાં સમાય. ૨૧

એ અધ્યાત્મક વિખ્યાત, પ્રત્યક્ષ કષ્ટ સમાન;
ગોપાળ કહે જન તે લહે, જે હોય ચતુરસુજાણ. ૨૨

## કડવું ૧૭ મું–રાગ દેશાખ.

કરજોડીને કર્યો પ્રણામ, શિષ્ય બોલ્યો થઇ સાવધાન;
એક પ્રશ્ન ઊપન્યું સ્વામી, કહો સદ્‌ગુરૂ અંતરજામી. ૧
જે આશ્રમ ચારે કહેવાય, તેહનો છેજી શો મહિમાય;
આશ્રમ ચારનું શૂં છે કાજ, કહો સદ્‌ગુરૂ શ્રી મહારાજ. ૨
છેલ્લો આશ્રમ જે સન્યાસ, ક્રિયા મંત્ર કરે છે નાશ;
જનોઇને બાળીને પીએ, તે કહોજી કારણ કીએ. ૩
વળતા બોલ્યા તે સદ્‌ગુરૂ રાય, સુંણ પ્રશ્ન તણો મહિમાય;
કર્યો જ્ઞાનીએ મંન વિચાર, દીઠો દેહનો બળીઓ વિચાર. ૪
સ્વભાવ શરીરનો જોઇ, પછી અનુભવશું ખલ પ્રોઇ;
દેહનું સુચતાં સાધન થાવા, પછી સિદ્ધાંત કરીને પાવા. ૫
જ્યાં લગી નં હોય પુરૂષ વિકાર, ત્યાંલગી તે હોય બ્રહ્મચાર;
થાય એ વર્ષ સોલ પ્રમાણ, ત્યાં લગી ભણે શાસ્ત્ર પુરાણ. ૬
જ્યારે પૂર્ધ તણો અંશ આવે, ત્યારે ગૃહસ્થ ધર્મ તેને ભાવે;
સ્ત્રી ભોગવે મન સ્થિર થાય, તેમ તેમ ઉમ્મર વધતી જાય. ૭
પછી થાય તે વાસના શાંત, રહે સ્ત્રીની સાથે એકાંત;
એ વાનપ્રસ્થ આશ્રમ, થાય મન અને સ્થિર ધર્મ. ૮
બ્રહ્મચર્ય પાળી ભણ્યો હોય, તે તો શાસ્ત્ર વિચારીને જોય;
ત્યારે થાયે જ્ઞાન પ્રકાશ, જ્યારે થાય તે વર્ષ પચ્ચાસ. ૯
જ્યારે થાય તે સ્ત્રીનો નાશ, ત્યારે વળનો તે લે સન્યાસ;
ત્યારે ઊપજે અદ્વૈત જ્ઞાન, તવ સમે અહંકાર અભિમાન. ૧૦
તેવે સોહું વ્યાપક પેખે, વસ્ત સમ રસ સમજે લેખે;
જોગ લઇ તે તીરથ જાય, ત્યારે તે અંતરયામી થાય. ૧૧
જ્યારે જેને અળગા રહી સૂઝે, ત્યારે તે પ્રતિમા શું પૂજે;
દીઠા એક નિરંતર રામ, ટળ્યું સર્વ ધેંધાટનું કામ. ૧૨
દેહ સર્વ હરીમય થયો જાણ, તે શા માટે દમે પછી પ્રાણ;
થયો વાસના કેરો નાશ. ત્યારે વૈકુંઠની શી આશ. ૧૩

જો તે વેદ પુરાણુજ સાધે, તો અનિર્વચની પદ ભાંગે;
જેને પ્રત્યક્ષ નિર્ગુણ દેવ, તેને શો શ્રમ ને શી સેવ. ૧૪
જેને વ્યાપક વસ્તુ સમાન, તેહ શું કરે તીર્થ ને ધ્યાન;
હવે યોગ સમાધી સાધે, જેને જેહ સમાધિ અનાદે. ૧૫
જે ન હરીમાં રહ્યો સમાઇ, તેનું શું કલ્પે મન ભાઇ;
પટ કર્મ અવસ્થા સીધી, ત્યાંરે ઉપવિત બાળીને પીધી. ૧૬
આધ અમન વસ્ત સંભાળ, મન ઉપાધિ એણે સર્વ ટાળ;
સાધન તે સઘળું નાખ્યું, એક જળ ને ભોજન રાખ્યું. ૧૭
એટલું કીધાનું છે કામ, મન નિશ્ચળ બેસે ઠામ;
શય્યામાં હોય માંકડ એક, નિદ્રા આવે નહીં ક્ષણ એક. ૧૮
અણુ માત્ર કંટકનું શૂળ, તેણે દેહ દુઃખે થડ મૂળ;
અણુ એક મક્ષિકા માંસ, નવ પચે પંચામૃત અંશ. ૧૯
સંશયની મોટી આડ, કરે બ્રહ્મજ્ઞાની તે વાડ;
માટે જે જે સંશય ભાંગે, ત્યારે મન પરમાનંદ જાગે. ૨૦
જેમ નિર્મળ લોચન માંહે, રજ એક અણુ ન સમાયે;
જેને અનુભવ પોહોતી આશ, તેહ સંત થયો ઉદાસ. ૨૧
તેહ પર્મહંસ સન્યાસી, તેને શું કરે ગંગા કાશી;
જેને સર્વેશ્વર સાક્ષાત, તે શું સૂણે પુરાણની વાત. ૨૨
સર્વ વસ્તુ સમાન છે જેને, પુજે તે કોને ને તજે કોને;
રસવાને તે સહજે જાય, સર્વ તીરથ પાવન થાય. ૨૩
રમે કૌતિક જોતો તેહ, તેહ હૃદે આનંદ રામ સ્નેહ;
ષટ્ દર્શન જે જે બોલે, તેનાં વચન તે બાળક તોલે. ૨૪
જેનું ઉન્મુનીએ વેધ્યું મંન, તેનાં સમી ગયાં સાધંન;
જેના દૃષ્ટિ તણા ટળ્યા દોષ, દેખે મુક્તિમય ચૌદે લોક. ૨૫
જેને સ્નેહજ સમાધ લક્ષ લાગી, તે ત્યાગી ને ભોગી વૈરાગી;
તેહ સિદ્ધ પરમ અવધૂત, એક જિવ્હાએ શું કરૂં સ્તૂત. ૨૬
જેહ હરિમાં કરે કલ્લોલ, તેને નિશદિન ઝાકમઝોળ;
જેના હૃદયમાં રામ રસ જામ્યો, તેને મોહ મુક્તિનો વામ્યો. ૨૭
તેહ જગત હરિમય દેખે, તે અવતાર ભોગ નવ પેખે;
હરિને જાણે સર્વાવાસ, ન દેખે તે ઉત્પત્તિ નાશ. ૨૮

રામ દેખે જેમ તેમ ગ્રેહે વાધ્યો, જેને એહ અનુભવ લાધ્યો;
હું ટળીને હરિમાં ભળીયો, જેમ સિંધવ જળમાં ગળીયો. ૨૯
જે અનિર્વચનીય પદ પામ્યો, તે તો મોહ દ્વિતીયા વામ્યો;
તેના જન ગોપાળ ગુણ ગાએ, ઉપમા કાંઇ કહી નવ જાએ. ૩૦

## કડવું ૧૮ મું—રાગ દેશાખ.

શ્રવણે સુંણી સદ્‌ગુરૂની વાણ, કરે પ્રદક્ષિણા શિષ્ય સુજાણ;
એહુ કરજોડી ઉભો રહ્યો, સ્વામી હું કૃતારથ થયો. ૧
કંઈ એક મન ઉપન્યો વીચાર, તે તણો કહોજી નિરધાર;
નિમિત્ત માત્ર તમો કહ્યું સહી, નિત્ય સ્વર્ગ કાંઇ છે કે નહીં. ૨
શ્રી હરિ નર્ક સ્વર્ગ કંઈ લેહેવાય, તો સંશય સર્વ મારો જાય;
બીજું પ્રશ્ન ઉપન્યું વળી સાર, ચૌદ લોકનો કહાં વિસ્તાર. ૩
સ્વર્ગ નર્કનો કહ્યો વિચાર, બેઉ લોક મેં લહ્યા નિરધાર;
વળી વિશેષે હોયે જેહ, સ્વામિ હવે સંભળાવો તેહ. ૪
તેના ગુણ સંભળાવો નામ, સંશય સર્વ ફીટે આ ઠામ;
સુંણતાં સદ્‌ગુરૂ હરખ્યા મંન, બોલ્યા બુદ્ધિ તારી બહુ ધંન્ય. ૫
સૂક્ષ્મ પ્રશ્ન તું પૂછે જેહ, તે કહેતાં ભાંગે સંદેહ;
ત્યારે પ્રશ્ન ત્હાં પાવન થયો, પર્મ શિરોમણ શીતળ લહ્યો. ૬
હવે તું સાંભળ થઇ સાવધાન, સૂક્ષ્મ વાત દઈ ચિત્ત કાન;
વચન કોયડો મુનિજન તણો, ન પ્રીછે તેને ધડજ ઘણો. ૭
જેમ તેમ યથારથ જેહ, સુણજે વીરા કહું છું તેહ;
નિત્ય દેવ તે ચંદ્ર દિનેશ, સુર સકળ તારા ઉપદેશ. ૮
ગગન મંડળ સ્વર્ગ તું જાણ, રવિ શશિ તારા દેવ પ્રમાણ;
તત્વ શ્વાસા જેને હોય, દેવતા લક્ષણ ભણીએ સોય. ૯
જેની પલક ન મળે નિમેષ, વૃથા શ્વાસ ન જાએ એક;
જેના પગ ન લાગે ભોમ, સદા અંતરિક્ષ વસે વ્યોમ. ૧૦
અમર લોકે તેના અંશ ઘણા, ગુણ જે લક્ષણે દેવતા તણા;
દેવ દેહ જેને નહિં હાર, તેના પિંડ તણો વેહેવાર. ૧૧
જેને છાયાનો નહિ ભાસ, જ્યોતિ રૂપ તે સદા પ્રકાશ;
એ પંચ લક્ષણ દેવતાનાં જાણ, નિત્ય દેવ એ અનુભવ પ્રમાણ. ૧૨

સાંભળ પૂર્વે લોકની વાત, પૂર્વા પૂર્વે તે સાક્ષાત;
સાંભળ નર્કતણું બંધાણ, મૂળ નર્ક તે ચારે ખાણ. ૧૩
લક્ષ ચોરાશી જીવ અવતાર, તન મન દુઃખ ભોગવે અપાર;
ગર્ભવાસ દુઃખ દારૂણ જેહ, સકળ જીવ ત્યાં ભોગવે તેહ. ૧૪
રાક્ષસ તે મનુષ્ય અવતાર, જીવ વિધિતણા કરે અહાર.
રાત દિવસ જેમ તેમ ખાય, તે મનુષ્ય જન્મે પ્રેત કહેવાય. ૧૫
દૈત્ય તે જેહેને બહુ અહાર, બળ બહુ જેતું મુખ વિકરાળ;
હ્રદે હંસ ન મેલે જેહ, નાગ લોક ત્યાં ભણીએ તેહ. ૧૬
જેવાં જેવાં લક્ષણ ઘાટ, મનુષ્ય જન્મમાં સઘળી જાત;
કુડ કપટ પાખંડ અપાર, છળ મત્સર તથા અહંકાર. ૧૭
માયા મોહ મદ સકળ અહંકાર, રાગ દ્વેષ મનુષ્ય અવતાર;
ગુણ થોડા ને અવગુણ ઘણા, લોભ રચ્યા રથ બહુ વિધતણા. ૧૮
આશા તૃષ્ણા તણો નહીં પાર,બહુ અવગુણ માણસ અવતાર;
થોડાક ગુણ છે તે કયા કયા, સમજાવો સ્વામિ મેં નવ લહ્યા. ૧૯
સાંભળ તે શું શિષ્ય સુજાણ, વચન તે માનજે નિરવાણ.
થોડામાંથી પ્રીછજે ઘણું, કારણ શબ્દ કહું તે તણું. ૨૦
મનુષ્ય દેહને વાચા સાર, તમો બુદ્ધિ તણો વિસ્તાર.
બુદ્ધિ વાણી મળી પ્રપંચ કરે, તે પ્રપંચથી પરદ્રવ્ય હરે. ૨૧
પોતે પોતાની કરે સંભાળ, માત પિતા જેમ પાળે બાળ;
પિંડ પોતાની શુશ્રુષા કરે, સુખે પોતાને પોતે ઠરે. ૨૨
પોતે સુખી થાવાને કાજ, બીજાને દુઃખ દઈ આણે વાજ;
મનુષ્ય ટળતાં જીવજ જેહ, મહા દુઃખી જાણજો તેહ. ૨૩
તેણે શરીરની રક્ષા નવ થાય, ક્ષુધા તૃષા વાધે અકળાય;
તેમાં માણસ તેણે વશ પડે, તે જીવને દુઃખ સબળું નડે. ૨૪
એ માણસ સર્વને વશ્ય કરે, વશ્ય કરીને પોતે ઠરે;
પરાક્રમ મોટું જે માણસ તણું, જેમ તેમ સુખ પામે તે ઘણું. ૨૫
મનુષ્ય જન્મમાં સુખ આપ, તે બુદ્ધિ વાણીના પ્રતાપ;
બુદ્ધિ વાણી જો એને નવ હોય, તો વાનર દેહજ જાણો સોય. ૨૬
મોટો ગુણ જે પોતે સુખી, સુખ કારણ પરને કરે દુઃખી;
સકળ વસ્તુનો જાણે સ્વાદ, સુખ કારણ કરે અનેક ઉપાધ. ૨૭

ચાર ખાણુના જીવ કહીએ, લક્ષ ચોરાશી જાત;
જેહ જીવ જીવને નડે, તે આધિભૌતિક તાપ. ૫
વળી તાપ ગતિ સાંભળ વીરા, અધિક દૈવિક વિસ્તાર;
અગ્ની જળ સ્થળ આથડે, તે ભોગવે સંસાર. ૬
ચઢે પડે કે કંઈ આથડે, વિષ ખાય તથા પાય;
વીજળી ઘાત કરી પડે, તે તાપ દૈવ કહેવાય. ૭
સુણો સ્વામિ વિનતિ, મેં સુણી પુરાણે વાત;
તે તાપ ત્રિભુવનને નડે, હરિજનને નહિં અણુ માત્ર. ૮
સુણો વીરા વારતા, તે તાપમાં બે ભાત;
વચન બાંધ્યાં વર્ણવ્યાં, નવ લહે યથારથ વાત. ૯
તાપ ત્રણ તે તન તણા, મન તણા અળગા તાપ;
એક કરી સર્વ વર્ણવે, પણ છે ગુણ અળગા ખ્યાત. ૧૦
મનના તાપ જ્ઞાને ટળે, ગુરૂ જ્ઞાનતણો સંજોગ;
લક્ષ ઉપાય જો કીજીએ, નવ ટળે તનના ભોગ. ૧૧
સ્વામિ મુજને પ્રીછવો, મન તાપનો વેહેવાર;
જેમાં સર્વ ભૂલા પડે, નવ સુઝે શુદ્ધ વિચાર. ૧૨
હવે સાંભળ તૂં સાવધાન થઇને, વાત ઉત્તમ સાર;
કામ ક્રોધ ને મોહ મમતા, મદમત્સર અહંકાર. ૧૩
અંતઃકરણ આદે લઇ, મનબુદ્ધિ ચિત્ત અહંકાર;
વિષે જે દુઃખ પામીએ, તે અધ્યાત્મક તાપ નિરધાર. ૧૪
કો જીવ કઠણ વેણુ કહે, અથવા કરે ભયાનક નાદ;
તે થકી દુઃખ ઉપજે, તે આધિ ભૌતિક તાપ. ૧૫
તાપ ત્રણે પરભવે, તે સાંભળ ચિત્ત દઈ કાન;
દેવ પૂર્વજ ભૂત ભૈરવ, તાપ દૈવક માન. ૧૬
ડાકણ શાકણ તથા જડપણ, ગ્રહ જોગણીવાર શૂળ;
શુકન હવા અપશુકન આખડી, કલ્પના નિર્મૂળ. ૧૭
વસ્તુ વસ્તવે એ નથી, કલ્પિત કરી ઉપાધ;
સુણી ઝબક મનને ઉપજે, પણ ભૂલ મિથ્યા વાદ. ૧૮
એ તાપ ત્રણ મનના કહ્યા, તે તો ટળે જ્ઞાને વીર;
પણ તાપ તનના નવ ટળે, ભોગવ્યા વીણ શરીર. ૧૯

ક્ષુધા તૃષા તથાં નિદ્રા, મૈથુન જરા ને મૃત્ર;
બ્રહ્મા વિષ્ણુ ભોગવે, ત્યારે અવતાર તે કોણ માત્રઃ ૨૦
દેહનાં દુઃખ ભોગવ્યાં, આગે દશે અવતાર;
દેહ દુઃખ સર્વે ભોગવે, જે અવતર્યો સંસાર. ૨૧
તાપ તનના ભોગવે, જ્યાં લગી જીવની જાત;
ન ભોગવે દુઃખ દેહનાં, ચિરંજીવી છે એવા સાત, ૨૨
ન ભોગવે તે કયા સ્વામી, કહો સમજાવી તેહ;
જંતુ થઇને ઊગરે, મોટું આશ્ચર્યજ એહ. ૨૩
સાંભળ તું સાવધાન થઇને, ગુહ્ય છે એ વાત;
પાંચ ભૂતે શશિ દિનકર, ચિરંજીવી એ સાત. ૨૪
સ્વામિ એ કેમ ન ભોગવે, દેહ ધારી છે પ્રત્યક્ષ;
તેહ સમ્યક્ પ્રીછવો, જેમ ભાંગે સંશય લક્ષ. ૨૫
એ સાતને ઇંદ્રિ નહીં, નહીં મન બુદ્ધિ ચિત્ત અહંકાર;
વ્યાધિ વપુને નવ નડે, એના પિંડ સંભાકાર. ૨૬
ઇંદ્રિ હોયે જીવને, સુખ દુઃખ ભોગવે તેહ;
ઇંદ્રિ નહિં ત્યાં દુઃખ નહીં, સિદ્ધાંત માને એહ. ૨૭
કોઇ કેમ કહે કોઇ કેમ કહે, બુદ્ધિ સારૂ સમજે લોક;
જેમ તેમ લહે ગુરૂ વિના, જેમ હૃદે ફાટી લોક. ૨૮
સદ્ગુરૂ વિના શાસ્ત્રના, નવ જડે શુદ્ધ વિચાર;
ભણે ને ગણે સર્વ ભ્રાંતમાં, નવ ટળે ઘોર અંધાર. ૨૯
કુંભે બાંધ્યું જળ રહે, જળ વિણ કુંભ ન હોય;
જ્ઞાને બાંધ્યું મન રહે, ગુરૂ વિણ જ્ઞાન ન હોય. ૩૦
ગુરૂ વિના જે જે કરે, આચરે આચરણ કર્મ;
ધૂળ ઉપર લીપણું, સકળ સાધન ધર્મ. ૩૧
સંસારમાં સુઘડ નર, ચૌદ વિદ્યા ગુણ નિધાન;
તેને ગુરૂ વિના સૂઝે નહીં, અદ્વૈત અનુભવ જ્ઞાન. ૩૨
પાહાણ કેરી ટાંકણી, ઘસી કરી કરે અપાર;
મુક્તાફળ નાનું મોહોટું ન વીંધાએ નીરધાર. ૩૩
મોતી કેરૂં વીંધણું, સદ્ગુરૂ કેરી સાન;
એ બે અળગી વારતા, રખે કો કરે અભિમાન. ૩૪

શાસ્ત્ર કેરાં ગુંછળાં, વાણી ઋષીની જાળ;
વાત મોટી ગોપવી, કોણ પ્રીછે તત્કાળ. ૩૫
ઘેંસમાંહી સાકર ભેળી; તે પિપિલિકા કરે અહાર;
હસ્તિને તે નવ જડે, બળ કરે કોટિક વાર. ૩૬
એ તાપ તન મનના કહ્યા, વિવેક શુદ્ધ વિચાર;
શ્રવણ મનને નિદિધ્યાસન, પછી થાય સાક્ષાત્કાર. ૩૭

### વલણ.

થાએ સાક્ષાત્કાર ભાઇ, જો સદ્ગુરૂ સંગે રહે;
અણ આશે અનંત પામે, કરજોડી ગોપાળ કહે. ૩૮

## કડવું ૨૦ મું.–રાગ ગોડી ખંભાતી.

વચન સુંણી સદ્ગુરૂ કેરાં, હરખ્યો હરીજન મનજી;
કરી પ્રદક્ષિણા ચર્ણે લાગ્યો, વિનય વિવેક વચનજી. ૧
સુખ સાગર ગુણ આગર અભિનવ, નિર્મળ અનુભવ જ્ઞાનજી;
વાણી વિલાસ સાંભળતાં શ્રવણે, મૂર્ખને વળે જ્ઞાનજી. ૨
મહા સિદ્ધિ દાતા સંત શિરોમણ, ગુણનિધિ દીનદયાળજી;
પરમારથ ગતિ મતિ પરિપૂરણ, પ્રૌઢ પ્રચંડ વિશાળજી. ૩
બ્રહ્માદિક સનકાદિક શંકર, તે અનુભવને જાણેજી;
આળપંપાળ આરોપી લક્ષણ, ગરબડ અદબદ વખાણેજી. ૪
સંશય અનંત સમ્યા હવે સ્વામિ, અનંત જ્ઞાન હું પામ્યોજી;
પર્મ અલૌકિક અજર અમર રસ, હૃદયકમળમાં જામ્યોજી. ૫
પિંડ બ્રહ્માંડ અખંડ, બાધ્યું અવિચળ ઠામજી;
શબ્દાતીત જે નિત્ય નિરંતર, ત્યાં પામ્યો વિશ્રામજી. ૬
સુકૃત કોણ કહેવા સમર્થ, પુણ્યતણો નહીં પારજી;
હું રંકને આ રિદ્ધ શી સ્વામી, રત્ન ભર્યા ભંડારજી. ૭
કીડી ભાર વહે કેમ ગજનો, કેમ ઘટ સિંધુ સમાયજી;
તીવ્ર તેજ તપે ત્યારે, તરણી ઉલુક વ્યાકુલ થાયજી. ૮
કિંચિત્ પ્રશ્ન કરી મેં વાત, તમે ભાખ્યાં વચન અમોલજી;
જેમ ભિક્ષુક ભોજન કિંચિત્ જાચ્યું, પીરસ્યા છપ્પન ભોગજી. ૯

જેને ઘેરે રાખે ન ઉભો, તે શિર છત્ર ધરાવેજી;
જે ઘર એક પાત્ર ન દીસે, તે સુવર્ણ પાત્ર કરાવેજી. ૧૦
જન્મ અંધને આંખો આપી, કાપી ભવની જાળજી;
સેવા હીણ દીન મુજ જાણી, કીધી મારી સંભાળજી. ૧૧
સ્વામિ એક સંદેહ મન ઉપજ્યો, તે વિવેક કરીને ભાખોજી;
ગુરૂ મહિમા કહ્યો ઘણો શાસ્ત્રે, તે ગુરૂ તે કયો દાખોજી. ૧૨
તે તણાં ગુણ લક્ષણ કયાં, દુર્લભ મુજને તેહજી;
જીવન્મુક્ત તણો જે દાતા, તે ભાંગો સંદેહજી. ૧૩
કો ગ્રંથે દશ લક્ષ લખીઆ, કહીં લખીઆ ચોવીશજી;
કો ગ્રંથે નવ સત લખીઆ, કહીં લખીઆ બોહતેરજી. ૧૪
કો ગ્રંથે સાંભળ્યું મેં સ્વામી, સંત ક્રિયાથી અળગોજી;
સાધતણાં લક્ષે સૂચવતાં, કર્મ કલેશ તેને વળગ્યોજી. ૧૫
શાસ્ત્ર પુરાણ વચન વદે એવાં, કો થાપે કો ઉથાપેજી;
મંદ મતિ સાંભળતાં શ્રવણે, સંશય ફરિ ફરિ વ્યાપેજી. ૧૬
ઠામો ઠામ ગુરૂ થઇ બેઠા, બહુ મત મારગ થાપેજી;
તે સદ્ગુરૂ કયો જે સ્વામી, હરિ નિશ્ચે કરી આપેજી. ૧૭
જીવન્મુક્તિ કરી જે આપે, તેવો સદ્ગુરૂ દાખોજી;
દાસ ગોપાળ કહે કૃપાનિધિ, વિવેક વિશેષે ભાખોજી. ૧૮

## કડવું ૨૧ મું–રાગ રામગ્રી.

વળતા બોલ્યા સદ્ગુરૂ દેવજી, ગુરૂનો મહિમા સુણ અવશ્યમેવજી. ૧
ગુરૂપદ પામે પ્રગટે કહેવાયજી, તેનાં ગુણ લક્ષણ જૂજવાં થાયજી. ૨

## ઉથલો.

ગુણ લક્ષણ તેનાં જૂજવાં, તે સાંભળ શિષ્ય સુજાણ;
પંચ ગુરૂ તે કયા કયા, અનુભવ મનમાં આણ. ૩
પ્રથમ પિતા ગુરૂ જાણજે, જેહથી થયો અવતાર;
પ્રતિપાલન કરી ઉછેરિયો, તેથી પામ્યો સંસાર. ૪
બીજો ગુરૂ વિદ્યા તણો, જેથી ઉદર પોષણ થાય;
ત્રીજો ગુરૂ કુળ ગ્રહતણો, જેથી શ્રાદ્ધ કર્મ કરાય. ૫

ચોથો ગુરૂ જે મંત્ર આપે, શ્રવણ સમરણ મંત્ર;
ચાર ગુરૂની કામના નિરર્થક, અજ્ઞાન કેરા તંત્ર. ૬
એ ચાર ગુરૂ માયાતણા, સંસાર ધર્મ વેહેવાર;
જ્ઞાન એથી નવ ઉપજે, નવ થાય જીવે ઉદ્ધાર. ૭
ગુરૂ શિરોમણ પાંચમો, જે કને હરિનું જ્ઞાન;
વિશ્વ વ્યાપક વસ્તુની; તે પ્રીછવે સહુ સાન. ૮
પ્રીછવે માર્ગ પિપિલ્લિકાનો, હવે વિહંગમનો ભેદ;
પારાંગત તત્ક્ષણ કરે, જ્યાં હાથ જોડે વેદ. ૯
એ વેદ પૂરૂં નવ લહે, તે કહે શ્રી ગુરૂ દેવ;
દિવ્ય લોચન ઊઘડે, તદ્રુપ થાય અવશ્યમેવ. ૧૦
જગત રૂપ જગદીશ પેખે, દેખે આપમાં આપ;
સંસાર સર્વ સમર્થ થાયે, ત્યારે દહે પુણ્યને પાપ. ૧૧
સ્વદેહે હરિને મેળવે, તથા કરે તેહ સમાન;
અહંકાર અંતર્ગત, ક્ષય પામ્યો પદ વિજ્ઞાન. ૧૨
જેને દોષ દૃષ્ટિ ન સંભવે, હરિ લહે સર્વાવાસ;
અલક્ષ ગત ઉન્મુની રહે સદા સહજ ઉદાસ. ૧૩
તે મહંત મોટા જાણજો, જેને સદા સઘળી સાન;
તેને ભાવ ભક્તિશું સેવીએ, તો કરે આપ સમાન. ૧૪
ચર્ણ પ્રક્ષાલન કરી કરી, લીજે ચર્ણામૃત પાન;
વેદ વચને માનજો, કર્યાં અડસઠ તીરથ સ્નાન. ૧૫
ગુરૂ પ્રગટ દેખે રામને, ભાઈ તે દેખાડે રામ;
સ્વદેહે હરિને મેળવે, જીવન વૈકુંઠ ઠામ. ૧૬
પામે વિષ્ણુ પારખું, સર્વનું જાણે મૂલ;
પ્રપંચ સર્વ પ્રીછ્યા વડે, ન ભૂલે માપ ને તૂલ. ૧૭
એવા સંતને શીર નામે, હરખે મંન પ્રસન્ન;
કરોડ તેત્રીશ દેવનું, ઘેર બેઠાં થયું દર્શન્ન. ૧૮
પ્રદક્ષિણા પૃથ્વીતણી, જેણે પૂજ્યા સદ્ગુરૂ દેવ;
અન્ય ક્ષેત્રે દેશ દેશના, પુણ્ય તે અવશ્યમેવ. ૧૯
વચન પ્રમાણે કીજીએ, તે કહેજો સઘળાં કાજ;
સાવધાન થઇને સન્મુખ હરિ,મન તજી લોક લાજ. ૨૦

સેવા ઉપજે સાધુની, એહ શુભ સત્ કર્મ;
નવધા ભક્તિએ સેવીએ, જેહ મોટો ધર્મ. ૨૧
નવધા ભક્તિ ગુરૂને ઘટે, તે નવ જાણે કોય;
ગુરૂ તજી હરિને ભજે, ત્યારે મુક્ત ક્યાંથી હોય. ૨૨
વિષયથી રહીએ વેગળા, દ્રષ્ટિમાં નહીં અહંમાન;
નવધા ભક્તિ ત્યારે કેમ ઘટે, ન લહે મૂર્ખ જંન. ૨૩
તેહ માટે ભક્તિ નવધા, નિશ્ચે ષોડસ પૂજા સાર;
કીજીએ ગુરૂ દેવની, એ વેદ વચને વેહેવાર. ૨૪
દાન જપ તપ ધ્યાન અધ્યયન, સકળ સાધન જેહ;
એકચિત્તે ઉપાસીએ, સદ્ગુરૂ સંગે તેહ. ૨૫
પામવા પરિબ્રહ્મને, એક માર્ગ મોટો જાણ;
સદ્ગુરૂ સ્વામી સેવતાં, હોય કોટિક કલ્યાણ. ૨૬

### વલણ.

હોય કોટિક કલ્યાણ ભાઇ, એક પગથીઉં ગુરૂ દેવ;
ગોપાળ કહે બીજે પગથીએ,હરિ પામીએ અવશ્યમેવ. ૨૭

## કડવું ૨૨ મું–રાગ રામગ્રી.

બેહુ કર જોડી વીનવે દાસજી,સ્વામિ મારા મનની પહોંચી આશજી. ૧

### ઉથલો.

આશ પહોંચી મન તણી, પ્રભુ ભલો ભાખ્યો ભેદ;
સાંભળીને મારૂં મન ઠર્યું, એ વચન વાણી વેદ. ૨
મહિમા કહ્યો મહાપૂર્વનો, ગુરૂ તત્વ દાખ્યું સાર;
હવે કહો લક્ષણ સાધુનાં, જે યથાર્થ નિરધાર. ૩
સાધુને કેમ જાણીએ, કીયાં લક્ષણ ને કયી ચાલ;
તે દયા કરીને પ્રીછવો, જેમ ભાંગે મર્મ તત્કાળ. ૪
સાધુ જ્યાં ત્યાં થઇ રહ્યા, તેણે ધર્યા બહુ વિધ વેષ;
દંભ જ્યાં ત્યાં વિસ્તર્યા, પાખંડ પ્રેરક અનેક. ૫
કો સંત જપ તપ આચરે, કો કરે દયા દાન;
કો તીર્થવાસી થઇ રહ્યા, કરે નિશદિન સ્નાન. ૬

કો વસ્ત્ર વેષે શોભતો, કો દિગંબર વેષ;
કો દુધાધારી નિરાહારી, કો ડંડ મૂળ વિશેષ. ૭
કો જટાધારી બ્રહ્મચારી, કો મુની મુંડિત કેશ;
કો લુંચિત કેશ મુન્ય વારતા, કો સોફી કો દરવેશ. ૮
સન્યાસી દશ નામ જાણો, બાર નામ જોગી પંથ;
ફીકેસ નામ ખટ આઠ નામ, પાંચ કાપડી સંત. ૯
ચાર સંપ્રદાય વૈશ્નવ તણા, નિંબાર્ક વિષ્ણુ શામ;
માધવાચાર્ય ત્રીજો, ચોથો રામાનંદી નામ. ૧૦
કો દિક્ષિત કો અગ્નિહોત્રી, કો વેદવક્તા જાણ;
કો વ્યાકરણ અધ્યયન આગળો, કો કથે શાસ્ત્ર પુરાણ. ૧૧
એવા સાધુ ષટ્ દર્શનના, જૂજવા અંધને વેષ;
મત તણા ભમતે બોલે, વાદ જુગતે અનેક. ૧૨
સંસારમાં એમ વિસ્તર્યા, કરે આપે કર્યું વખાણ;
એમાં સાધુ જ્ઞાની તે કયો, સ્વામિ કહો તેનું એંધાણ. ૧૩
એ તો કંઇ પ્રીછાતું નથી, કોણ સાધુ અસાધ;
એક એકથી દીસે આગળો, પાખંડ ડંડ અગાધ. ૧૪
ભલું પ્રશ્ન તેં પૂછીયું, સાંભળ વીરા વાત;
સાવધાન થઇને પ્રીછજે, તુને કહું તેની ખ્યાત. ૧૫
લક્ષણ નહીં કો સાધુને, નહીં મહા પુરૂષનું ચાલ;
કર્મ ધર્મ આચાર અધ્યયન, કર્યાં શિવ નિર્માલ્ય. ૧૬
પૂર્ણ બ્રહ્મ પ્રાપ્તી હવી, લહ્યા વ્યાપક સર્વાવાસ;
સાંધન તે સાધુ નવ કરે, હવો વાસનાનો નાશ. ૧૭
પામ્યો ફળ થડ કને બેઠાં, શાને ચડે તે ઝાડ;
કામ શું નૌકાતણું જે, પહોંચ્યો પેલે પાર. ૧૮
પારસમણી સહેજે જડયો, તેને ઉદ્યમનું શું કામ;
વાસના જેની વિશ્રમી, હરિ ઓળખ્યા સર્વ ઠામ. ૧૯
કૂપ ખણી તે શૂં કરે, જેને જળ મળ્યું ગંગા આઘ;
પૂર્ણ પદ પ્રાપ્તી હવી, તેને સમી સકળ ઉપાધ. ૨૦
સમજ્યાને સાધન કશું, નહીં ચેહેન લક્ષણ એક;
જ્ઞાન વિજ્ઞાન સર્વે સમ્યું, સમ્યા સકળ વિવેક. ૨૧

સ્વામિ શાસ્ત્રે વર્ણવ્યાં, સાધુનાં લક્ષણ ત્રીશ;
તમો તો નથી સ્થાપતા એ, આશ્ચર્ય મોટું ઈશ. ૨૨
સાંભળ વત્સ તે પામવા, કરે કરણી પંચાશ;
સાધુ થઇ લક્ષણ ગૃહે, ત્યારે રહેવાયે ગુરૂ પાસ. ૨૩
સદ્‌ગુરૂ તણે મન તો વસે,જો હોય શુદ્ધ આચર્ણ;
તે માટે લક્ષણ ત્રીશનો, વિસ્તાર પામ્યો ધર્મ. ૨૪
વ્યાસે બ્રહ્મ બ્રહ્મ સૂચવ્યો, તે સુંણે મૂરખ લોક;
સાચું તે સૂઝે નહીં, વળી કરે ડગમગ ફોક. ૨૫
શ્રોતા વક્તા શું કરે, જ્યારે પ્રીછવ્યામાં પડે ભૂલ;
પારખાંની ગમ વિના, કેમ થાય વસ્તુનું મૂલ. ૨૬
સદ્‌ગુરૂ સેવા કારણે, શિષ્યે કર્યા અનેક ઉપાય;
લક્ષણ ઉત્તમ આચરે, તે નમે પૂજે પાય. ૨૭
સત્ય શીલ સંતોષ શમ દમ, ક્ષમા દયા ઇંદ્રિજીત;
ત્રણ ઇક્ષણા પરહરે તો, ગુરૂ ઉપજાવ્યા પ્રતીત. ૨૮
સેવા કરતાં સાધુની, સેહેજે લક્ષણ હવાં વિસ્તાર;
બાંધ્યાં વચન લખ્યાં પુસ્તકે,તે કર્યાં વ્યાસે નિરધાર. ૨૯
ત્યાંલગી લક્ષણ આચર્યાં, જ્યાં લગી હોયે દૂર;
તે ક્રિયા પછી શું કરે, જેણે જાણ્યા હરિ ભરપૂર. ૩૦
શિષ્યનાં લક્ષણ ગુરૂને સૂચવ્યાં,ભાઇ કોણ સમજે મર્મ;
કથા કહે સર્વ સાંભળે, ચાલ્યો જાય ભર્મનો ભર્મ ૩૧
ધન કારણ ધંધો કરે, જથા ભૂખ્યો માગે ભીખ;
ઇચ્છે પરિગ્રહ પામવા, તે નામે ગુરૂને શીશ. ૩૨
આઠ પોહોર રખે અનાથીયો,ધનવંતને કશો શ્રમ;
પામ્યો તે પૂરણ હવો, અણપામ્યાને ત્યાં કર્મ. ૩૩
સ્વામિ અણપામ્યાને જો કર્મ કહ્યાં,સાધન થાય છે સત્ય;
તો નિર્માલ્ય એ તે કહ્યા, તેની શી છે ગત્ય. ૩૪
સાધન સાચું તે જાણજો, સદ્‌ગુરૂ સેવા વિવેક;
અન્ય સાધન પ્રીછજો, આશ્રમ ભાત વિશેષ. ૩૫
હરિને પામવા તે કરે, ગુરૂજીની ભક્ત;
સંત તે સાધન જાણજો, અવર સાધન મત. ૩૬

ગુરૂ ભક્તિથી હરિ જ્ઞાન ઉપજે, જ્ઞાનથી પામે મોક્ષ;
પ્રીછે તો છે પાધરૂં, નવ લહે મૂરખ લોક. ૩૭
રહે તથા કારણ કથી, સદા તે અળગો સાધ;
સેહેજનું ઘર અનુસરે, તેને ન નડે ઊર્મિ ઉપાધ. ૩૮
પાખંડ મેલ્યાં પરહરી, તેણે તજ્યા પ્રપંચ દંભ;
મન ગળી ઉન્મુની થયું, ચિત્ત ચોટયું તે નિરાલંબ. ૩૯
અલૌકિક અનુભવ થયો, કાંઇ કરે તે લોકાચાર;
ગજ કામના દંત વદનમાં, દેખાડવાના બહાર. ૪૦
જે બ્રહ્મ તન પોતે થયો, તે કરે કયાં કર્મ;
લક્ષણ જેને સૂચવ્યો, તેણે લહ્યો અનુભવ મર્મ. ૪૧
જેમ બાળક સાથે તોતળું, બોલે તે માત ને તાત;
સંસાર સંગાથે શો પ્રપંચ, રમે ઉલટી ધાત. ૪૨
ગયા શ્રાદ્ધ જેણે કર્યું, પછી તેને ન ઉપજે શ્રાદ્ધ;
પૂર્ણ કર્મ મારગ રાખવા, પ્રીછી કરે ઉપાધ. ૪૩
લક્ષણ સૌ લૌકિકમાં, અલૌકિકમાં છે અદ્વૈત;
જાણીને તે આચરે, લોકાચારની રીત. ૪૪
ગુરૂ વિના સાધન કરે, તે જાણ તું દંભ;
પામ્યા કેડે જે કરે, તે વિશેષે પાખંડ. ૪૫
છાનું પાખંડ પ્રીછી કરે, ઋષભદેવ પામી જ્ઞાન;
તેના મનની ગત પ્રીછયાવિના, ભૂલ્યા બહુ અજ્ઞાન. ૪૬
જનક જેમના તેમ રહ્યા, પ્રીછી તે તદરૂપ;
તેનાં દર્શન કાજે યદુપતિ, થયા રાજ તજી અદ્‌ભૂત. ૪૭
કો કેમ રહ્યો કો કેમ રહ્યો, પણ પામ્યાનું ઘર એક;
આદ અંતે ક્રિયા નથી, છે પ્રીછવું કાંઇ છેક. ૪૮
મોટા કહે તે માનીયે, જે કંઇ બોલે વીંગ;
અવર દેવ મસ્તક પૂજાવે, શિવ પૂજાવે લિંગ. ૪૯
સત્ ધર્મ કહે કરે, પણ અંતર ગત નહીં પ્રીત;
મોટા કાંઇ જે આચરે, તે સર્વને વસે પ્રતીત. ૫૦

### વલણ.

પ્રતીત સર્વને ઉપજે, મહંતના જોઇ પ્રપંચ;
ગોપાળ કહે તે કોણ સમજે, સમજે પૂરો સંત. ૫૧

### કડવું ૨૩ મું-રાગ વેરાડી પ્રભાતી.

શ્રવણે સુંણી સદ્‌ગુરૂની વાણ, આનંદ પામ્યો શિષ્ય સુજાણ;
અનુભવ હૈડે હરખ ન માય, કરી પ્રદક્ષિણા લાગ્યો પાય. ૧
અંતર્ગત થયું જ્ઞાન પ્રકાશ, સંશય સકળનો કીધો નાશ;
સચરાચર જગત બ્રહ્માકાર, પૂરણપદનો હવો નિરધાર. ૨
રચના દીઠી ઠામો ઠામ, પ્રતિ નિરંતર વ્યાપક ધામ;
તન મન ધન થયું તદ્‌રૂપ, ત્યાં ત્યાં ભાસે સત્ય સ્વરૂપ. ૩
ચૌદ ભુવન લગે વસ્ત સમાન, સહજે સમાધ લાગ્યું ધ્યાન;
સકળ કલ્પના કાસર ટળી, સુવર્ણ હેમ થયું ઘાટ ગળી. ૪
ગગન સમાન પિંડ પ્રચંડ, દીઠાં સુખનાં કોટિ બ્રહ્માંડ;
કર્ત્તા અકર્ત્તાને દેખે આપ, વેદ શાસ્ત્રના ટળ્યા સંતાપ. ૫
જનમન લાગ્યો અભિનવ રંગ, સમ દૃષ્ટિ શિતલ સર્વ અંગ;
જીવ શીવની ભાંગી ભ્રાંત, સાધન માત્ર પામ્યાં સર્વ શાંત. ૬
શૂન્ય નિરામય પૂર્યો વાસ, સહજ સમાધી સદા ઉદાસ;
વૈકુંઠ આવે વાસના ગળી, પૂરણ પદમાં રહ્યો છે ભળી. ૭
છતી દેહિ વિદેહિ થયો, સિદ્ધ અવસ્થાને છેહ ગયો;
ન ઉત્પન્ન ન દેખે નાશ, અવિનાશીનો આવ્યો વિશ્વાસ. ૮
ઉત્પત્તિ પ્રલય થાય અનેક, વસ્તુ વધે ન ઘટે અણુ એક;
ભાંગે ભર્મ જે નિકટ દૂર, પૂર્ણ પદ દીઠું ભરપૂર. ૯
વાણી ચારનો રહ્યો વિચાર, મુદ્રા ચારનો લાધ્યોરે ઠાર;
જ્યોતી તણી જ્યોતિ મહા લહી, ચાર જ્યોતિમાં વેહેતી ગઇ. ૧૦
પાંચ અવસ્થાને ચારે વેદ, પિપિલ્લિકાનો લાધ્યો ભેદ;
માર્ગ વિહંગમ ભેદી ગયો, થયો ન થયો એવો થઇ રહ્યો. ૧૧
દૃષ્ટતણા ટળ્યા સર્વ દોષ, મુક્ત દીઠા ચૌદે લોક;
બોલ્યા એ અણબોલ્યા જશું, દીઠું તે અણદીઠું તશું. ૧૨

થઇ તદ્રૂપ કરે વિવેક, ગુરૂ ગોવિંદ જાણીને એક;
કરે પ્રદક્ષિણા વારંવાર, દંડવત્ તણો નહિં પાર. ૧૩
ગદગદ કંઠે રોમાંચિત થાય, હરખે આનંદમાં નીર ન માય;
કરે આરતી તનમન તણી, સ્તુતિ કરવાને આરત ઘણી. ૧૪
રસના એક ને ગુણ બહુ, કહેવા શક્તિ નહીં શું કહું;
સ્વામિ ઓશિંકળનો નહીં ઠામ, સદ્ગુરૂ સ્વામિ આત્મારામ. ૧૫
ભલા દુઃખ ભંજન દીન દયાળ, ભલી કરી મારી સંભાળ;
ઉપમા કહું સમતા દીનમણી, તો તે માંહે અગ્ની છે ઘણી. ૧૬
જો શીત કરૂં શશી સમાન, તો તે જડપતિ લક્ષણ વાન;
કરૂં ગંભીરતા જો સાહેર સાર, શું કીજે જળ બહુ ખાર. ૧૭
જો હેમ મેરૂ કહું ખ્યાત, સુવર્ણ પર્વત જડ જાત;
જો બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર કહું, ત્રિગુણમય અહંકારી બહુ. ૧૮
જ્યાં શોભા ત્યાં લાંછન ઠામ, તે માટે તમે કૈવલ્ય રામ.
ચર્ણ રેણ ચઢાવીને શીશ, પીધા સદ્ગુરૂ શ્રી જગદીશ. ૧૯
કરે પ્રદક્ષિણા વારંવાર, દંડવત્ કરે તે નમસ્કાર.
કરી ચર્ણોદક અમૃત પાન, છાંટે અંગ વળે ગંગા સ્નાન. ૨૦
ગુરૂ ગોવિંદ જાણ્યા નિરધાર, ષોડશ પૂજા ભક્તિએ સાર;
ગ્રંથ શિરોમણી જ્ઞાન પ્રકાશ, ભવબંધનના છોડે પાશ. ૨૧
ભણે સુંણે જે અનુભવ કરે, તેને દ્વૈત ભાવના ગળે;
જીવન્મુક્ત પહોંચે આશ, સર્વ ગતિ ભાસે બ્રહ્મ પ્રકાશ. ૨૨
ચાર વેદ તણો એ સાર, ભણે અને સુંણે નિરધાર;
ભણી સુંણી જે અનુભવ કરે, તે બ્રહ્મ રૂપ પોતે થઇ ઠરે. ૨૩
સકળ સંશયના છૂટે પાશ, જીવન્મુક્ત દશા ઊદાસ;
અક્ષર એક હૃદેમાં ઠરે, પ્રાયશ્ચિત્ત કોઇ જન્મનાં હરે. ૨૪
ખટ દર્શનથી અળગી વાત, હરી દર્શનથી સાક્ષાત;
સદ્ગુરૂનો બાળક લહે તંત, મતિયા સઘળા ઝળકે જંત. ૨૫
ગ્રંથ વિચારે ને ગુણ ગાય, નિશ્ચે સિદ્ધ શિરોમણી થાય;
વળી વિષે કર્મ ધીર ગંભીર, સંત શિરોમણી બાવન વીર. ૨૬
ઘેર બેઠાં તેને હરિ મળે, સાધન સઘળાં કરવાં ટળે;
ગ્રંથ તણો ભોગી કોય, જગત્ રહ્યું ટગમગ જોય. ૨૭

ટળે સાંભળતો વેદ પુરાણ, ગ્રંથ એવો છે નિર્વાણ;
અર્થ જથાર્થ સમજે હીર, તે શંત શિરોમણી બાવન વીર. ૨૮
એ શિરોમણિ જ્ઞાન પ્રકાશ, નિત્ય પ્રત્યે કરે અભ્યાસ;
અનંત લોચન તેનાં ઊઘડે, ઘેર બેઠાં રામકૃષ્ણ જડે. ૨૯
પૂર્ણ બ્રહ્મ તણી એ કથા, ચતુર પુરૂષ પ્રીછે સર્વથા;
મંદ મતિ શું સમજે વાત, ઉલુક જેમ ઇચ્છે આથો પ્રભાત. ૩૦
એ ગ્રંથનું અધ્યયન કરે, બ્રહ્મ રૂપ પોતે થઇ તરે;
આદિ અંત્ય મધ્ય સમજે શુદ્ધ, તે સિદ્ધ સકળ માંહે અવધૂત. ૩૧
અણુ માત્ર નવ ભાસે દોષ, હસ્તામળ દેખે ચૌદ લોક;
કેટલી કહાં તક કહું વૈખરી, તન તદ્ રૂપજ થાપે હરી. ૩૨
ટળે વાસના કલ્પિત કર્મ, સાધન વિના લાધે પરિબ્રહ્મ;
જીવન્મુક્ત થઇ પોહોંચે આશ, સંશય સકળના છુટે પાશ. ૩૩
જો હૃદે કમળમાં અનુભવ ઠરે, ત્યારે સેવક સાથે સ્વામી તરે;
સદ્ગુરૂ સ્વામી શ્રી સોમરાજ, તે કૃપાથકી હવો ગ્રંથ પ્રકાશ. ૩૪
રાજ હંસ ગુરૂ કેરી દયા, શબ્દ સકળ ગ્રંથમાં લહ્યા;
ગુરૂ પ્રતાપે પહોંચી આશ, ગ્રંથ હવો ત્યારે જ્ઞાન પ્રકાશ. ૩૫
સંવત સત્તરસેં છ વાંચો સાર, વૈશાખ અષ્ટમી સોમવાર;
રાજ નગરી શ્રી અમદાવાદ, ફરમાન વાડીમાં ગ્રંથ સંવાદ. ૩૬
વડે સાહાજને ગરાડ જ્યાં મોહ, કવિતા કોયમાં દેશો ખોડ;
બુદ્ધિ પ્રમાણે ભાખી વાણ, સકળ વાત તણા હરી જાણ. ૩૭
જીવતણું પરાક્રમ કશું, હરિની વાત જાણે શું પશુ;
હરિ સાહેર છે અપરંપાર, મીન શું જાણે તેનો વિસ્તાર. ૩૮
પક્ષી ઊડી ગગન જઇ ચઢે, શક્તિ ઘટે પૃથ્વીપર પડે;
મારી બુદ્ધિ સારૂં મેં લહ્યું, જેવું ઊપન્યું તેવું કહ્યું. ૩૯
શબ્દ કોને ગમ્યા નવ ગમ્યા, બાળક જાણી કરજો ક્ષમા;
જેવું તેવું છે હરિનું નામ, જન્મ ભોમ વૃંદાવતી ગામ. ૪૦
પિતા ક્ષેમજી નારાયણદાસ, તેનો સુત તે ગોપાળદાસ;
સંત સકળ તણો તે બાળ, ગ્રંથકર્ત્તા જે છે ગોપાળ. ૪૧
સાધુ સંતને લાગી પાય, દાસ ગોપાળ કૃતાર્થ થાય;
રામદાસ જે જમનાદાસ નામ, તેનો સુત તે માફ નામ. ૪૨

સંત સકળ તણો તે બાળ, શ્રી હરિ લોની સંભાળ.
કહે ગોપાળ કરી કરજોડ, બોલો સર્વ બ્રહ્મનો જય. ૪૩

---

## બુદ્ધિ વહુને શિખામણ.

### રાગ ઘોળ

"આછો ઘુંઘટ વહુને વહાલેરો લાગે."–એ રાગ.

સાચી સમજણ બુદ્ધિને ખોટીરે લાગે.
સંત મનાવે તો મનાવું હો લોલણી;
સાચી સમજણ બુદ્ધિને ખોટી રે લાગે. ટેક.
શીલ સંતોષ કહોતો કલ્લાં ઘડાવું;
કરૂણાની કાંબિયો પેરાવું; હો લોલણી–સાચી સમજણ.
વિવેક વિચાર કહોતો વિછુવા ઘડાવું;
હર્ષના ઘૂઘરા બંધાવું; હો લોલણી–સાચી સમજણ. ૧
સાધન સંપતિ કહોતો ચુડલો પેરાવું,
ક્ષમાની ચીપો મઢાવું; હો લોલણી–સાચી સમજણ.
જ્ઞાન વૈરાગ્ય બાજુબંધ સોવરાવું,
શાંતીનું રતન જડાવું; હો લોલણી–સાચી સમજણ. ૨
પ્રેમનાં પુષ્પો ગળામાં નંખાવું,
લક્ષનો દોરડો પ્રોવરાવું; હો લોલણી–સાચી સમજણ.
ટેક રૂપી કહો તો તુશિયો ઘડાવું,
દયાની દામણી બંધાવું; હો લોલણી–સાચી સમજણ. ૩
સતસંગત રૂપી ઘુલર ઘડાવું,
લગ્નનું લોળિયું પેરાવું; હો લોલણી–સાચી સમજણ.
ભક્તિ રૂપી કહો તો વાળી ઘડાવું,
મુક્તિની ચૂનિયો મેલાવું; હો લોલણી–સાચી સમજણ. ૪
નેહનું નયણે કહો તો કાજળ સરાવું,
હેતની આડો કરાવું; હો લોલણી–સાચી સમજણ.
સીધી સમજણ કહો તો સેંથો પુરાવું,
જોગનો ચાંદલો ચોઢાવું; હો લોલણી–સાચી સમજણ. ૫

ધીરજ રૂપી કહો તો વેણો ગુંથાવું,
ગુરુગમ ગોફણો લટકાવું; હો લોલણી–સાચી સમજણ.
ચોખી ચાલની તમને ચોળી શિવડાવું,
ચૈતનની ચુંદડી પેહેરાવું; હો લોલણી–સાચી સમજણ. ૬
સાચી કરણીનો કહો તો કંચુવો શિવડાવું,
ભાવનું ભરત ભરાવું; હો લોલણી–સાચી સમજણ.
દાસ ગોપાળ કહે એ સમજણ સાચી,
દક્ષનો લક્ષ બતાવું; હો લોલણી–સાચી સમજણ. ૭

---

## પદ સંગ્રહ.

### પદ ૧ લું.

પુરણ પદ પરમાત્મા, જગદેવહરિ;
એનો અવિચળ સત સ્વરૂપ, વ્યાપીક વસ્તુ ખરી. ટેક.
કાર્ય કારણ એ કલ્પના, જગ૦ સરવે વસ્તુ એક નિરંતર; વ્યાપિક. ૧
પંચભૂત પ્રત્યક્ષ દીસે, જગ૦ ભવ જળ સિંધુ તારે; વ્યાપિક.
તોલ માપ પોતે પુરણ, જગ૦ ત્યાં ઘટે વધે નહિ તલ; વ્યાપિક. ૨
સ્તુતિ નીંદા કેની કરૂં, જગ૦ નહિ શિવશક્તિને જંત; વ્યાપિક.
રૂપ સકળ છે રાજના, જગ૦ પંડબ્રહ્માંડ ત્રણ સમાન્ય; વ્યાપિક. ૩
સચરાચર સમરથ પોતે, જગ૦ એનો અખંડ મંડળ અદ્વૈત; વ્યાપિક.
આ ચૌદભૂવનમાં ઝળહળે, જગ૦ જે છે અખિલ અદ્વૈત બ્રહ્મ; વ્યાપિક. ૪
દામકાસો નહિ હરિ વિના, જગ૦ ત્યમ કાળ ન લાગે ક્રમ; વ્યાપિક.
સચર વ્યાપક વસુંધરા જાણિયે, જગ૦ વૃંદ પણ ભાર અઢાર; વ્યાપિક. ૫
આ દેવી દેવ રાધે માધવ, જગ૦ ગોપી ગોવાળ નર ને નાર; વ્યાપિક.
દશો દિશા ગોકુળ થયું, જગ૦ સરવ ગિરિ તે ગોવરધંન; વ્યાપિક. ૬
અરણ્ય પુરાણ સર્વે શ્યામનાં, જગ૦ જમનાં સઉ સરિતા જાણુ; વ્યાપિક.
જ્યાં જોઉં ત્યાં નંદકુમાર, જગ૦ શ્રીસ્થળ કાશી ને કેદાર; વ્યાપિક. ૭
મહાપ્રસાદ કોનાં કરૂં, જગ૦ સરવ પુનિત પામ્યા પાર; વ્યાપિક.
ઘર આંગણે ગંગા વસે, જગ૦ ત્યાં પ્રીતે પ્રગટયો પ્રયાણ; વ્યાપિક. ૮
નિત્ય ત્રિવેણી ઘરમાં વસે, જગ૦ ત્યાં નિશદિન નાહુ નિગમ; વ્યાપિક.
શુભસ્નાન નીર સર્વે વાસના, જગ૦ ત્યારે મન પામ્યું ઉલ્લાસ; વ્યાપિક. ૯

કલ્પિત કોશ સકળ સમરે, જગ૦ મને લાગી તે સહેજ સમાધ; વ્યાપિક.
સાધન તે હવે શું કરૂં, જગ૦ મન ઉપન્યો દ્રઢ વિશ્વાસ; વ્યાપિક. ૧૦
મન જાણે મારૂં મન જાણે, જગ૦ હવે લોકથી કેટલો વ્યવહાર; વ્યાપિક.
જેણે મહાવાક્યની ગતિ લહી, જગ૦ તેને નવ ગમે સંસાર સંગ; વ્યાપિક. ૧૧
મહાદશા અબધૂત લાગી, જગ૦ અતિ રંગિતનો મારે રંગ; વ્યાપિક.
એ અનુભવ હોવે સત્ય થયો, જગ૦ તે તું મોહન પામે મંન; વ્યાપિક. ૧૨
આત્મા પરમાત્માને પ્રિછિયો, જગ પછી રહી નહિ કો સ્થળે વાસ; વ્યાપિક.
જન ગોપાળ ઘેલો કહે, જગ૦ મહાવાક્ય એ વેદ વિચાર; વ્યાપિક. ૧૩

## પદ ૨ જું–રાગ વેળાવળ.

હ્રદયે વસ્યા મારા નાથજી, જેનું અવિચળ નામ;
ચાર પદારથ પામિયે, આપે અવિચળ ધામ. હ્રદયે. ૧

ઘટઘટમાં વ્યાપિ રહ્યા, પરિપૂરણ બ્રહ્મ;
જનમ મરણ જરા નહીં, નહિ ત્રિવિધી કર્મ. હ્રદયે. ૨

કાળ તણો મહા કાળ જે, તે તો દેવનો દેવ;
ખટ-દરશન જેને ભજે, કરે સુરનર સેવ. હ્રદયે. ૩

તે હરિને કેમ વિસરૂં, જે છે જગદાધાર;
સનકાદિકને સાંસા પડયા, વેદ પામે ન પાર. હ્રદયે. ૪

લક્ષચોરાશીમાં રડવડયો, મળ્યો માનવ દેહ;
દેવ અનેક ઉપાસિયા, નવ આવ્યો છેહ. હ્રદયે. ૫

શાસ્ત્રતણો સાગર મથી, જોયાં વેદ પુરાણ;
હરિથી બીજો કોઇ નથી, અંતે નિરવાણ. હ્રદયે. ૬

મન માન્યું અવિનાશિ શું, થયું નિર્મળ મંન;
કહે ગોપાળ પાવન થયો, તેનું જીવતર ધન્ય. હ્રદયે. ૭

## પદ ૩ જું.

વણ પ્રીછે તમે કાં કરો, ભાઇ કલ્પિત ધર્મ;
ધર્મે ભર્મજ ઉપજે, ન મળે પરિબ્રહ્મ. વણ. ૧

સાધન એ સંસારમાં, કરે છે ગર્વ કોય;
કહે ભાઇ હરિ કોને મળ્યા; તું વિચારીને જોય. વણ. ૨

એજે તું ક્યાં નિર્ગમે, મનુષ્યાઅવતાર;
વિધિનિષેધે વાહિયો, સઘળો સંસાર. વણ. ૩
સત્યુગમાં મુનીજન વઢ્યા, આણીને અભિમાન;
દ્વેષે ખટ-દરશન હવાં, થૈ તાણા તાણ. વણ. ૪
શાસ્ત્ર કર્યાં સર્વે જૂજવાં,લખ્યાં વચન વિરોધ;
જેને ગુરૂ જેવા મળ્યા, તેને તેવોરે બોધ. વણ. ૫
આપ આપના મતે આચરે, અવળા આચાર;
આચારે ઉન્મત હવા, ઉપન્યો અહંકાર. વણ. ૬
કીરતી કેરે કારણે, ખરચે બહુ ધંન;
જેમ જેમ જશને સાંભળે, તેમ તેમ હરખે મંન. વણ. ૭
હું મારૂં મન નવ ટળ્યું,ન ગળ્યું અભિમાન;
દોષ રહ્યા સર્વ દૃષ્ટિમાં, કીધું ગજસ્નાન. વણ. ૮
અવિગત શ્રીઅવિનાશની, રહી અળગીરે વાત;
પર્મતત્વનું પારખું, કોઇ સંતને હાથ. વણ. ૯
એવા તે સાધુને સેવિયે, ઓળખાવે રામ;
જીવ મળે જગદીશને, પામે વિશ્રામ. વણ. ૧૦
મહંત મોટા મહારાજના, ભાઈ છે પરધાન;
માન મુકીને કીજિયે, સેવા સાવધાન. વણ. ૧૧
એ ઉપરૂં જે સાધન કરે, તે તો આળપંપાળ;
શીખામણ સારી સુણો, કહે દાસ ગોપાળ. વણ. ૧૨

---

ગોપાળગીતા સંપૂર્ણ.

---

# રત્નેશ્વર.



એના પિતાનું નામ મેઘજી. વડોદરા તાબે ડભોઇનો વતની જ્ઞાતે શ્રીમાળી બ્રાહ્મણ. સંવત ૧૭૩૪ થી ૧૭૫૦માં હૈયાત હતો. એના પ્રસિદ્ધ ગ્રંથઃ શ્રીમદ્ ભાગવત્ પુરૂં, અશ્વમેધ, રામાયણનો લંકાકાંડ, આત્મવિચાર ચંદ્રોદય, કામવિલાસ, મહિના, તથા પદો.



## આત્મ વિચાર ચંદ્રોદય.

### ૧–પ્રબોધ પંચાશિકા.

#### ભુજંગ પ્રયાત છંદ.

તમો કૃષ્ણ કૃષ્ણ શ્રિકૃષ્ણેતિ ભાખો; કુસંસારના ભારને દૂર નાખો;
સદ્ગુ દેવમાંહે સમો ભાવ રાખો; અસત્ય ત્યજીને સદા સત્ય ભાખો. ૧
થયો મોહમાં મગ્ન સંસાર આખો; વિનાશી રતીના રસો સીદ ચાખો;
તમો માનજો મન્ન સંસાર ખોટો; સદા શેં ન સેવો યદુનાથ મોટો. ૨
યથા તોયમાં સદ્ય ઉઠે તરંગ; થશે તેહનો દેખતાં માંહે ભંગ;
તથા જીવવું જીવને જો વિમાસી; પછે ટાળ સંસારની ફોક ફાંસી. ૩
યથા પદ્મના પત્ર ઉપેર પાણી; ઢળે મેલતાં માંય છે એમ પ્રાણી;
યથા પૂર્ણ પાણી ભર્યો કુંભ કાચો; તથા સદ્ય ભાંજે નથી પિંડ સાચો. ૪
યતી શુદ્ધ શ્રીપાત વૈરાગિ યોગી, કવિ શૂર દાતા વિચારી વિભોગી;
અરે સર્વનો નેટ છે નાશ જાણો, નથી મૃત્યુને મંન કો રાંક રાણો. ૫
અરે ચાલવું કાલ તું શીદ સૂતો; અલ્યા માંડ માયા વિચે કાંય ગૂતો;
સદા મસ્તકે મૃત્યુ નીશાન વાગે; અહો તોય નિંદ્રા થકી શેં ન જાગે. ૬

યથા દેડકો અર્ધ સાહ્યો ભુજંગે; પછે મક્ષિકાને ગ્રહે તેજ રંગે;
તથા કાળની દાઢમાં સર્વ લોક, રહી દુઃખ દે અન્યને વ્યર્થ શોક. ૭
તમો સાર પામ્યો મનુષ્યાવતાર, તરો દુષ્ટ સંસાર કાં લાવો વાર;
હવે જાનકી નાથને કાં ન સેવો, જડયું રત્ન તે કાં ખુવો હાથ એવો. ૮
કયમે કાગ ને કીર તે હોય તુલ્ય, કયમે કાચ ને રત્નનું એક મૂલ્ય;
તમો ગર્દભોને જવો કાં ચરાવો, કપૂરી વિષે કોદરા શીદ વાવો. ૯
તમો કાં કરો મ્લેચ્છને ભાલ અર્ચા, કરો વિપ્ર ને વેદની શીદ ચર્ચા;
ગજો ઉપરે કાં ભરો કાષ્ઠ ભાર, ખરો ઉપરે શીદ થાઓ સવાર. ૧૦
તમે ભોગવ્યું આજ તે કાલ કયાંથી, જુવો સર્વ નાશી જશે હાથમાંથી;
મળ્યો નાવને જે નદીનો તરંગ, ફરીને નહીં હોય તેનોજ સંગ. ૧૧
અરે સંપદા સર્વથા નાશ પામે, કહો દ્રવ્ય સાંચો તમે કોણ કામે;
દશગ્રીવને રાજ્ય હતું અનંતે, નહીં ભોગવ્યું તે થયા સર્વ અંતે. ૧૨
યથા મર્કટે કંઠમાં પુષ્પમાલા, વળી કયાં ગળે અંધને સોહ્ય બાલા;
યથા છે ત્રણે અગ્ર તુષાર બિંદુ, તથા દ્રવ્ય વાધે ઘટે જેમ ઈંદુ. ૧૩

## શાર્દૂલવિક્રિડીત છંદ.

મિથ્યા કામ ને મોહ મત્સર ધરો, નિંદા કરો લોકની,
જુવો ફોકટ કુટુંબ શોક સઘળો, મૂકી ભળો કૃષ્ણને;
નિત્યે ચિત્ત વિચાર માર મનને સંભાર શ્રી કૃષ્ણને;
તૃષ્ણા ટાળિ નિહાળ નેટ નરમાં શ્રી વિષ્ણુને સર્વદા. ૧૪

## ભુજંગ પ્રયાત છંદ.

કરી જ્ઞાન પંચાશિકા સાર ભાતે, જયહાં વૃત્ત બાંધ્યું ભુજંગ પ્રયાતે;
જને જેહ મધ્યે મળે વિષ્ણુ વેલો, કહ્યો તેહ રત્નેશ્વરે સર્ગ પ્હેલો. ૧૫

## ઇતિ શ્રી પ્રબોધ પંચાશિકાયાં પ્રથમ સર્ગ.

---

## દ્રુતવિલંબિત છંદ.

વિષય ભોગવતાં સુખ જેટલું, ફરી થશે તમને દુઃખ તેટલું;
પ્રથમ કંઠુ ઘશે સુખ ત્યાં હશે, પણ પછે પરિતાપ ઘણો થશે. ૧
હજિ લગી શઠ કાં સમજ્યો નહીં, સકલ કાલ ગયો તુજનો વહી;
અનુભવ્યું સુખ શું લ્યાં રહી, સુણ તદા દુઃખ માંહે પચ્યો સહી. ૨

પ્રથમ માસ તુને દશ જે ગયા, મુજ થકી કયમ જાએ તુને કહ્યા;
ઉદર દુઃખ તુંને યદિ સાંભરે, નવ તદા મન જન્મ થવા ધરે. ૩
ઉદર મધ્ય અધોવદને રહ્યો, નરક મુત્ર નિપાત મુખે થયો;
મૃદુલ અંગ કૃમી કરડે ઘણું, ઉદર સૂક્ષ્મ છે જનનીતણું. ૪
તવ સહ્યો જનની ચિત્ત વાસના, ઉદર ભાર ઘણો કટુ ગ્રાસના;
સબળ તાપ સહ્યો અગની તણો, ગરભ જાલવડે જકડયો ઘણો. ૫
નવ ખશી શકતો ક્ષણુ ઠામથી, ઘણું થયો દુખિયો દુઃખ ધામથી;
તવ કહ્યું હવે છોડવ શામજી, નહિ હું મેલું હવે તુજ નામજી. ૬
પ્રભુજી મેં અપરાધ કર્યા ઘણા, ચરણ ચિત્ત ધર્યા નહિં તું તણા;
પ્રથમ એમજ જો હરિ જાણતો, ધન સહુ તવ સેવને આણતો. ૭
સકળ ભોગ કરી જમતો સુખે, પણ ન હોમ કર્યાં પરને મુખે;
શયન ત્યાં કોઇ દુર્બળ આવતો, અનુગ પાસ હું મારિ કઢાવતો. ૮
જહિ તહિ રથ અશ્વ ચડી જતો, ધરણિમાં પદ પર્શન દાઝતો;
ક્ષણુ ક્ષણે મુખ દર્શન આરસી, મદ ભર્યો બકતો બહુ પારસી. ૯
ગૃહ વિષે પરિતાપ ઘણો થતો, હરિ તદા હું સરોવર ઝીલતો;
ઉદર તાપ ઘણા કયમ ચોગવું, હરિ ભજ્યા નહીં તે ફ્લ ભોગવું. ૧૦
હરિ અહો હવે કષ્ટથી કાઢરે, પતિતને પ્રભુ પાર પમાડરે.
હરિ ક્ષમા કરજો મુજ વાંકને, સહી શકાય નહીં દુઃખ પાકને; ૧૧
ટળવળ્યો બહુ ભાત્ય ત્યહાં યદા, જનન કાલ થયો તનુનો તદા;
જનન કાલનું દુઃખ કહું કથી, મુજને તે સહુ સાંભરતું નથી. ૧૨

## ભુજંગ પ્રયાત છંદ.

યથા તાર તાણે બક્ષે સ્વર્ણકાર;
તથા ગર્ભમાંથી તુને કાઢયો બાર;
પછે વિસરી વેદના ગર્ભમાની;
હરિ ભકિત ભુલો થયો દેહમાની. ૧૩

## દ્રુતવિલંબિત છંદ.

લઘુ વયેકરિ બાલક તું થયો, અવશ ઈન્દ્રિ મહા દુઃખમાં રહ્યો;
ચરણ પંગુ તથા મુખ મુકતાં, નરક મૂત્ર પચ્યો દિવસો જતાં. ૧૪

તદુપરાંત તું યૌવનમાં રમ્યો, યુવતિને જનની વચને દમ્યો;
અધમ કામ કર્યાં તનુ પોષવા, ગૃહ અધિન રહ્યો મન શોષવા. ૧૫
વિષયના સુખને ઘણું ઇચ્છતો, ધન નિમિત્ત વિદેશ ઘણું જતો;
પર અધિન થઇ ધન લાવતો, નિજ કુંટુંબને તે ખવરાવતો. ૧૬
મદ ભર્યો પરનારી નિહાળતો, નિજ શરીર સ્વરૂપ સમાળતો;
નવ ભજ્યા હરિ યૌવનને મદે, બલ પરાક્રમ ગર્વ ધર્યો હ્રદે. ૧૭
ત્રિશત ખંડિત હાડવડે ઘડયું, અમિત છિદ્રિત ચર્મ વડે મઢયું;
રૂધિર માંસ મલાદિ કફે ભર્યું, (એ) તનુ તણું અભિમાન ઘણું ધર્યું. ૧૮
વલી થકો શઠ વૃદ્ધ થયો યદા, વિકલ જર્જર દેહ થયું તદા;
ચરણ પાણી તણી ગતિ ત્યાં ગઇ, નમન કર્ણ વિષે જડતા થઇ. ૧૯
સુત સુતા વધૂ બંધુ કુટુંબમાં, નવ હવું તુજ કોઇ વિટંબમાં;
સહુ તણે મન તું અળખામણો, પડિ રહ્યો ત્યહાં બાર સુગામણો. ૨૦
તદપિ મોહ કુટુંબ વિષે ધર્યો, વૃજવિભુષણ શેં નવ ત્યાં સ્મર્યો;
સકલ એહ મળ્યું નિજ કામનું, નરક વારણ નામ શ્રિરામનું. ૨૧
દિવસ જેહ ગયો હરિ સેવતાં, સફલ તેહ મનુષ્ય શરીર તાં;
અવર ભક્ષ ને મૈથુન સેવવા, પશુતણા અવતાર તે જાણવા. ૨૨
જનમ કોટી ભમ્યો ભવસિંધુમાં, તદુપરાંત મનુષ્ય સબંધમાં;
અવતરી ન કરી ગતિ દેહમાં, કરથિ જાય સુધારસ તેહમાં. ૨૩
સકલ શાસ્ત્રતણી ગતિ જે લહે, નિગમ ચારનો નિર્ણય જે કહે;
હરિનિ ભક્તિ વિના નથી અર્થનું, કૃપણને છે શું કારજ ગર્થનું. ૨૪

## વસંતતિલકા છંદ.

લક્ષ્મીપતિ પદસરોજ ભજોરે લોક, મિથ્યા તજો સ્વવનિતા ધનસુતું શોક;
એ આપકાજ તન દાઝ કરે કુટુંબે, કોથી ટળે ન યમદૂતતણિ વિટંબે. ૨૫

## પુષ્પિતાગ્રા છંદ.

ભજ ભજ હરિને અરે અભિમાની, તજતજરે તરૂણી વિલાસ કામી;
હરિ રતિ થકી દુઃખ દૂર જાશે, નિજ મન મધ્ય અપાર મોદ થાશે. ૨૬

## વસંતતિલકા છંદ.

જો તું જનાર્દન તણે ચરણેજ લાગે, સંસાર દારૂણ દવાનલ દુઃખ ભાંગે;
જે દીન દીન જન શર્ણ ગયેજ રાખે, ત્રૈલોક્યનાથ કયમ તો તુજને ન સાંખે. ૨૭

## શાર્દૂલવિક્રિડિત છંદ.

જોની રે તુજ કાજ કોણ રચના, કીધી કૃપાસાગરે;
ધૂમ જ્યોતિ સમીર વારિ સઘળાં, ટોળે કર્યો શ્રીવરે.
સિંધુથી ગગને ચડાવી ઘનને વર્ષે ખુ મધ્યે ભરી;
તે પીતાંજ થયો કૃતઘ્ન કયમ તું તેને ગયો વિસરી. ૨૮

## દ્રુતવિલંબિત છંદ.

નર પ્રબોધન પંચશતી ધરી,
દ્રુતવિલંબિત વૃત્ત વડે કરી.
દ્વિતિય સર્ગ કહ્યો રતનેશ્વરે.
સબળ સાહ્ય કરી પરમેશ્વરે. ૨૯

## ઇતિ શ્રી પ્રબોધ પંચાશિયાંકા દ્વિતીયઃ સર્ગ. ૨

---

## માલિની છંદ.

નિશ દિન મન મધ્યે રાખજો રામ નામ,
અભય પદ વિધાતા છે સદા શામ ધામ;
યદુપતિ પદ સેવી કાપજો કામ દામ;
પ્રભુ પદ રતિ મૂકી શા કરો વ્યર્થ કામ. ૧
નિજ કરમ વિષે છે લેખ લેખેલ જેવો,
કનકગિરિ ગુહામાં પામશો લાભ તેવો;
મૃગ પશુ વન જીવે આપણે કોણ કેવો,
અશન વસનનો આયુષ્યથી લાભ લેવો. ૨
અજગર વનવાસી ઈશ વિશ્વાસ રાખે,
ઉદર ભરણ સાથે તેહ આયાસ રાખે;
ત્યમ મન વસ રાખો સર્વ સંકલ્પ નાખો,
અનુપમ રસ ચાખો કૃષ્ણ કૃષ્ણેતિ ભાખો. ૩
નિખિલ નિગમ બોલે કો નથી કૃષ્ણ તોલે,
સહકૃતિ ફૂલ ભોલે આંકનાં સીદ તોડે,
મદન મદથી માતો અંગના રંગ રાખો,
જનમ જનમ ધાતો કાં ફરે ધુળ ખાતો. ૪

જપ તપ વ્રત કીધે ને મહા દાન દીધે,
સુરનંદિ જલ પીધે જેટલું પુન્ય સીધે;
અધિક સુકૃત તેથી છે હરિનામ લીધે,
શ્રમવિન સુખ આપે કર્મના બંધ કાપે. ૫

હરિ ભજન કરોરે સર્વ કો એમ કે' છે,
હરિ ભજન કરંતાં મુક્તિ નિશ્ચે લહે છે;
શ્રવણ યુગલ ફૂટે કે પડયા છો વછૂટે,
પરહરિ પ્રભુ શાને વેદ કર્ણે ન માને. ૬

ઉપનિષદ પ્રમાણે નેતિ નેતિ વખાણે,
નવ વચન સુયોગી કોય જાણે ન યોગી;
સહજ સ્મરિત નામે સદ્ય ભાસે મુરારી,
કલિયુગ જનકેરૂં ભાગ્ય જોજો વિચારી. ૭

મમ તરજન મોટો સર્વ સંસાર ખોટો,
દિન દિન વપુ ખુટે કાલના દુત લુંટે;
સુણ શઠ કહું સાચું તાહરી પાસ યાચું,
ભવદવ ભય ભાગે રામસું રંગ લાગે. ૮

જનમ જનમ ભુંડાં ભોગવ્યાં દુઃખ મોટાં,
ધન તનય સનારી નીવડયાં સર્વ ખોટાં;
ક્ષણ પણ નવ તેથી ત્રાસ પામ્યો વિશેખી,
ભુજંગ ભરિત કુપે કાં પડે દૃષ્ટિ દેખી. ૯

મ પડ મ પડ પાપી શું થયો છું સુરાપી,
વિષય લગન વ્યાપી કોણે એ બુદ્ધિ આપી;
હરિ ભજન વિના એ સર્વ ભામા ભમાવ્યા,
હરિ પદ ભજ બાવા જન્મનું દુઃખ જાવા. ૧૦

મન સદન હરિનું શું જડે બાર જોતે,
પરગટ થઇ ધોતે મેં કર્યું હુંજ ખોતે;
ઘટ પટ મઠ જોતે એકનો એક પોતે,
નિજ મન મલ ધોતે બ્રહ્મનું રૂપ ધોતે. ૧૧

## ઉપજાતિ છંદ.

ઉપાધિના ભેદ સમસ્ત જાશે, તો જીવ એ બ્રહ્મ વિષે સમાશે;
ફૂટે ઘટે મારૂત મધ્ય જેવો, ઉપાધિમાં ઇશ્વર એક તેવો. ૧૨
પ્રબોધ પંચાશતિકા પ્રમાણી, રતનેશ્વરે સાર કરી વખાણી;
ત્રીજો કહ્યો સર્ગ સમગ્ર થાવા, અલ્પજ્ઞને અચ્યુત નામ ગાવા. ૧૩

**ઇતિ શ્રી પ્રબોધ પંચાશિકાયાં તૃતીય: સર્ગ. ૩**

---

## વૈરાગ્યલતા–માલિની છંદ.

મકર નર પરાઇ સુઠ ઇર્ષા અજાણે,
પરહર પરનિંદા આપ કેરૂં વખાણે;
સ્મરણ કર સદા તું સચ્ચિદાનંદ રૂપ,
તરતર હરિ સેવી દુષ્ટ સંસાર કૂપ. ૧

નરસમ વપુ તારે રત્ન હાથે ચડયું છે,
જનમ જનમ સાથે મૃત્યુ માથે મડયું છે;
હરિ ભજનજ કીજે પારકું શું પડયું છે,
સમજસમજ આવું અંત આવી અડયું છે. ૨

ધન તનય સજાયા માંહ માયા ભરાયો,
નર પરસુખ પેખી શીદ હિંડે હરાયો;
નિજ મન ધન માને માલ પામી પરાયો,
ધન તન સુખ સીમા ભોગવી કોણ ધ્રાયો. ૩

સુખદુ:ખ સમ મૂકી દેહ આધે ધડયો છે,
ભય ગહન અરણ્યે ભ્રષ્ટ ભુલો પડયો છે;
ઇમ કરી મતિબંધે જીવ માથે જડયો છે,
સબળ પ્રબળ માયા માદ તેને ચડયો છે. ૪

સમ વિષયમ ન સારા જાય દાંડા તમારા,
સકળ દિવસ તેવા કોયને હોય સારા;
જન કનક સમર્થો તે તુને મુકી જાશે,
વિષય સુખજ રેશે તાહરો નાશ થાશે. ૫

કઠણ દિવસ એવો આવશે એક વાર,
સકળ જગત મધ્યે દેખશો અંધકાર;
યમ અનુચર આવી ઘેરશે ગામ ભાઈ,
ઘણી મુદ્દગર મારી કાઢશે કંઠ સાહ્ય. ૬
અતિશય દુઃખ કેરો આવશે એક દા'ડો,
સુત યુવતિ કુટુંબી કોય થાશે ન આડો;
યમપુર જઇ દેશો તે સમે શો જબાપ,
ધરમ નૃપતિ જ્યારે પુછશે પુન્ય પાપ. ૭
અતિ સુખમય હૂતા સ્વર્ણની સેજ સુતા,
સ્મરણ સુકૃત, પાખે તેજ વાટે વગુતા;
સુખ દુઃખ સહિ રેશો મુળગો મર્મ લેશો,
હરિ હરિ મુખ કેશો સ્વર્ગમાં પાગ દેશો. ૮
સુસમૃધિ અધિકારી તે ભણી શીદ જોય;
પૃથવિ પવનકેરાં પુતલાં સર્વ કોય,
અવનિશું અટવાસે આવર્યા કાલ પાસે,
કૃષ્ણ કવણ તારૂં તેથકી કામ થાશે. ૯
તનુંશું જકડી બાંધ્યો જીવ આયુષ્ય દોરે,
મલિન મુષક મોટો કાલ તેનેજ કોરે,
ક્ષણ ક્ષણ ગતિ તુટે ત્યાં થકી જીવ છુટે,
મલમય ઘુટ ફુટે શ્વાન શિયાળ લુંટે. ૧૦
રતન જડિત પેર્યાં સુદ્ધ સુવર્ણ ઘાટ,
શયન સમય સેજે પાથર્યા ચીર પાટ;
તદપિ ઉપર અંગે મૃત્તિકાનો વિકાર,
કનક ભરિત કાયા કાલ કેરો શિકાર. ૧૧
મન મણિ નિત્ય મોટો ચોર ચોપાસ તાણે,
વિષય લગન નિંદ્રા મગ્ન તે તું ન જાણે;
તુંજ અવસર આ છે જાગરે જાગ ભાઇ,
રિપુ જય કર ધાઇ ખડગ વૈરાગ્ય સાહી. ૧૨
ભવકટક ફરે છે દ્રવ્ય સંતાન જાવા,
સુર અસુર અજાણ્યા સર્વ તેમાં સવાયા;

સકળ પ્રબળ સેના નાયકા એક માયા,
કવણ તરી શકે જ્યાં વેદવાદિ બ્હવાયા. ૧૩
વશકર મનમાં તું વાર સંસાર જાતું,
વિષય વિકલ થાતું છોકરૂં છારખાતું;
વિષય વળગી જાયે ચિત્તનો એ સ્વભાવ;
તદપિ વદન માંહે રાખવો એજ દાવ. ૧૪
યદપી સકળ લોકો, દુષ્ટ અન્યાય પાપી;
નૃપતિથકી સુલંઠો છુટશો દંડ આપી;
અધમ કરમ સાધો જેહ એકાંત બેશી;
અઘટિત અપરાધે તેહની ત્યાં વલે શી. ૧૫
ધમ ધમ યમદુતો આવશે અદ્ભૂત વેશે;
રદન વદન મોટાં ભીછરાં ભુરી કેશે;
નયન અગનિજવાલા ક્રૂર કાલા કરાલા;
તમ શિરપર તોલંતા ભયંકાર ભાલા. ૧૬
મરણ સમય જ્યારે તાણશે કેશ સાહી;
સહુ સગપણ કેરી છુટશે ત્યાં સગાઇ;
સહુ સુહૃદ કુટુંબી કોય દેખે ન તેને;
અનુભવિ જન જાણે ઉપજે કષ્ટ જેને. ૧૭
ગહન તિમિર પીડાકાર આકાર માંહે;
નિજજન દુઃખ કેવા કોય દિસે ન ત્યાંહે;
કમલ નયન સેવા જો કરી હોય અદ્ય;
શબ્દ સુણત આવી છોડવે કૃષ્ણ સદ્ય. ૧૮

શાર્દૂલ વિક્રીડિત છંદ.

વંધ્યા પુત્ર નભ પ્રસૂત સરખી સંસારની સત્યતા;
મિથ્યા દૃશ્ય પદાર્થ પૂરણ હરિ વ્યાપી રહ્યો નિત્યતા;
જૂઠે જોખમ ઉપજે નવ કશી ત્યાં નીપજે કામના;
માથે મર્ણ અડયું સદા ચરણ બે સેવો તમે શામના. ૧૯

ઇન્દ્રવજ્રા છંદ.

યત્નેજ વૈરાગ્યલતા વખાણી;
રત્નેશ્વરે અંતર્યામિ વાણી;

પ્હેલો થયો ગુચ્છ કવિત્ત વિશે;
તેમાં કહી ઓળખાવ્યાજ ઇશે. ૨૦.

## ઇતિ શ્રી વૈરાગ્યલતાયાં પ્રથમ: સ્તબક.

---

### ઉપજાતિ છંદ.

જીવે કરી હાર કમાણિ સાહી, ઠાલો ગયો મૂરખખર્ચ્ચે ખાઇ;
વરાટિ વેપાર વિષે ન લાધી, કાં મૂળગી મૂરખ ખોટ ખાધી. ૧
તુંને મળ્યો કામ સમો દલાલ, હલાલ હીણો અતિશે બલાલ;
તેણે કર્યું મૂરખ કુડ સાટું, ઘણું ખરૂં દ્રવ્ય ત્યહાંજ નાઠું. ૨

### ઇંદ્રવજ્રા છંદ.

લુચ્ચા સહુ જે છે દલાલ ડોસી, પાસે રહ્યા દ્રવ્ય હરે પડોસી;
તોયે ન જાયે મળિ મોહ નિંદ્રા, વ્યાપાર ખોટા વિષે નાખી મુદ્રા. ૩
વાણોતરે વાત ઘણી બગાડી, તુંને રહ્યા જોખમ તે લગાડી;
તે વાંક વાણોતર અક્ષિફૂટા, શા માટ મુકયા શઠ તેંજ છૂટા. ૪
વખારમાં ખાતર જો પડે છે, છાના સહુ ચોર તુંને નડે છે;
તારે શિરે શેઠ સમસ્ત રે' છે,તું તો અલ્યા ફોકટ ભાર વ્હે છે. ૫
હીરો હરિ એક અમુલ્ય કો જે, તે વ્હોરતાં વાદ વિવાદ સ્હેજે;
જો તેજ હીરો ગ્રહી લેજ સાથે, તો પાગ દે શેઠ સમસ્ત માથે. ૬
જ્યોતિ નભો નીર મહી સમીર, તેણે રચ્યું માણસનું શરીર;
તે મધ્ય તાં કોટિ વિકાર કીધા, માયાતણા ત્યાં પટ મધ્ય દીધા. ૭
તેમાં રહ્યો રામ રમે અસંગ, નાના વિધે ભોગવતોજ રંગ;
બેઠો નિચે આસન પદ્મ યોગા, મુકયા ઘણા માંડ વિજેય રોગા. ૮
નાસાપતિ પ્રીમલને પમાડે, ચક્ષુપતિ રૂપ ગ્રહી રમાડે;
જીવ્હેશ તેને રસના સમર્પે, ત્વચાપતિ સ્પર્શ ઘણાજ અર્પે. ૯
કર્ણેશ ત્યાં શબ્દ સુણે અનૂપ, એવો રમે આતમરૂપ ભૂપ;
તે મધ્ય તું કોણ અલ્યા પરેત, હૂં હૂં કરે તું બહુ જીવ હેત. ૧૦
હુંકાર ટાળી હરિ થા હરામી, જો કોણ છે સેવક કોણ સ્વામી;
વ્યાપી રહ્યો અંતર્યામિ એક, જો ચક્ષુને ચિત્ત વડે વિવેક. ૧૧

ચોવિસ તત્વે કરિ કોટ કીધો, પચ્ચીશમો પુરાણ ત્યાં પ્રસીધો;
છવિશમાને સઘળાજ ભોગ, તેણે કર્યા વસ્તુ સમસ્ત યોગ. ૧૨
આકાશથી શબ્દ તણો પ્રકાશ, પૃથ્વી થકી ગંધ ગ્રહેજ નાશ;
સમીરથી સ્પર્શ રસૈક તોય, સ્વરૂપને તેજ થકીજ જોય. ૧૩
ચતુર્વિધાંતઃકરણ પ્રવૃત્તિ, દશેંદ્રિયોને દશ વાયુ વૃત્તિ;
ત્રિનાડી ત્રણે ગુણ સપ્ત ધાતુ, તેથી થયું એહ શરીર માતું. ૧૪
તેમાં રહે દેવ વળી અનેક, વિચારતાં વ્યાપક કર્મ એક;
વ્યાપી રહ્યો અંતર રામ રૂપ, બ્રહ્માંડ કોટિ વિચ એક રૂપ. ૧૫
તું કોણ ઉભો અહીં માર ખાવા, જો શર્ણ આવે યમદૂત સાવા;
આપાપણે સ્થાનક સર્વ જાશે, તુંથી ધણીનો જન છૂટ થાશે. ૧૬
પાસે રહ્યા રામને શોધ બીજા, પોતાપણું ભેદિ કરી મલીજા;
જાણ્યા પછી જીવ દશાર્જ ખોતે, તું છે ચિદાનંદ સ્વરૂપ પોતે. ૧૭
કેડે પડયો કાલ અહેડિ તારે, તુંને સદા નીરણ કામ મારે;
તેણે ઘણાં સ્થૂલ શરીર ખાધાં, પાછાં ફરી કર્મ નિષિધ્ય બાધાં. ૧૮
ભાગું નહીં સુક્ષ્મ રૂપ ત્હારૂં, માયાતણે પાશ પડ્યું બચારૂં;
તે શું કરે કારણને અધીન, તેનો મહાકારણ દેખિ દીન. ૧૯
જંજાલ જોતાં અતિશે અપાર, ના પૂરવે તે કરતા વિચાર;
એ વાત છે ઇશ તણેજ હાથ, તેપાખ દેવી ગગનેજ બાથ. ૨૦

## શાર્દૂલવિક્રીડિત છંદ.

દીસે જે ગુણરૂપ ચાતુર તણું તે ચિન્હ માયાતણું;
બ્રહ્માંડબોધી ભર્યો તરંગ ત્યહાંથી માયાતણો વિસ્તર્યો;
તેનું પૂર પ્રવાહ શુર સબલું ત્રૈલોક્ય તાણી ગયો;
ઉભો કોન રહ્યો મુરારિ ચરણે તે આસરી ઉગર્યો. ૨૧.

## વસંતતિલકા છંદ.

રત્નેશ્વરે સરસ અંતર્યામિવાણી;
વૈરાગ્ય વલ્લરિ હરિ ભજવા વખાણી;
બીજો થયો સ્તબક ત્યાં હરિનો સંબંધ;
બાવીશ સુંદર કવિત્ત તણો પ્રબંધ. ૨૨

**ઇતિ શ્રી વૈરાગ્ય લતાયાં દ્વિતીયઃ સ્તબક.**

## વસંતતિલકા છંદ.

ક્રોપે ભર્યો ભુજંગ કાલ કરાલ આવે;
ધાયો નિશા દિવસ બે રસના હલાવે;
ફુત્કારથી પ્રબલ પર્વત કોટિ ફાટે;
વીંટી વળ્યો નિરખ પાછળ અંગ ચાટે. ૧
માનુષ્યનો મલિન જર્જર દેહ જુઠો;
તોએ ફરે કૃપણ કેશવ સાથ રૂઠો;
સંસાર સિંધુ નવ છિદ્રિત નાવ બેઠો;
શાને ફરે ધરમ ધીવર હાથ હેઠો. ૨
કાચો કુરંગનયના સબળો સનેહ;
રાચ્યો નિહાળી નયને દુરગંધ દેહ;
મિથ્યા મનોરથ કરે મન માહે લાવે;
લાગો ફરે નિપટ લંપટ નામ કહાવે. ૩
સાચો વિચાર કર શીદ થયો સકામી;
નારી થઇ નરકનો અધિકાર પામી;
અંગે અશુદ્ધ અબલા અતિ ભક્ષવંતી;
નિત્યે રજો રગતપિત્ત કફે વહતી. ૪
મોટો વિકાર હૃદિ કામ તણોજ ઘેલા;
તેણે કર્યા ચતુર પંડિત ભૂપ ચેલા;
તો ત્યાં વિલંબ નરને શિ વિકુંઠ જાવા;
જો વશ્ય હોય મન એ અણુ માત્ર ખાવા. ૫
ઊંચા અવાસ અડકયાં જઇ દેખ વ્યોમ;
નીચે વિલોચન જહાં તહીં છેજ ભોમ;
તું ટાળ અંતર થકી વિષયાભિલાખ;
કાલાગ્નીયે સકલ વસ્તુ થશેજ રાખ. ૬
નાઠો ફરે વિટલ વૈષ્ણવ વેશધારી;
સાચે મને નવ સ્મર્યા નિમિષે મુરારી;
યાચ્યા જઇ ટળવળી નર તુજ દાતા;
પામ્યો નહીં અટળ એક ભવિ વિધાતા. ૭

આશા સુગંધી નિકળે વિષ યાર વિંદે;
રે તું સદા ભ્રમર શીદ ફરે સુમંદે;
જોતો રહીશ શઠ તું જગત પ્રમાથી;
તાણી જશે તરત દુમદ્દ કાલ હાથી. ૮
શાને ફરે ભ્રમર પંકજ વાસ લેવા;
પેશીશ મા કમલ મધ્ય પરાગ એવા;
સંકોચશે સહજમાં તવ શું કરીશ;
એને વિષે અધમ આકુલ થૈ મરીશ. ૯
મોટા મનુષ્ય મનની ગતિ કો ન જાણે;
વીંટી વળ્યો ચઉદ લોક સમસ્ત તાણે;
જેણે કર્યો વશ મહા મન હસ્તિ તેહ;
બીજા વળી સરવ શૂકર તૂલ્ય દેહ. ૧૦
સંસાર માંસ મન મીન મતાક ખાવા;
ઉભા રહ્યા અધમ ઉપર વ્યાધિ સાવા;
સ્હારો યદા વદન આંકડીયે ભરાશે;
તારો પછી તડફડી રહિ જીવ જાશે. ૧૧
સસાર પારધિતણી ગૃહ ગંધ વાગે;
રે રે કુરંગ મન મોહિત શીદ લાગે;
કાલે તુને કપટ ફંદ રચ્યો ન જાણે;
સંભાળ રે તુજને તે યમ બાણ તાણે. ૧૨
શાને પડે મદ ભર્યા મનમત્ત હાથી;
જો રે રચ્યો વિષય ગર્તજ કાલ ભાથી;
એમાં પડયો ખડભડીશ મરીશ બાવા;
ઉભા રહ્યા અધમ ઉપર બાંધિ સાવા. ૧૩
શોભાયમાન નિજ નારી તણેજ રંગ;
રાચ્યો સ્વરૂપ વિસરેથી પડીશ સંગ;
સ્નેહે કરી યુગલ પક્ષ થશેજ બંધ;
મોટી મમત્વ ઝળઝાળ બળીશ અંધ. ૧૪
તારે શિરે રીપુ ઘણા યમદૂત જેવા;
નાના નિમિત્ત કરિ છે પટુ જીવ લેવા;

સુતો નિચિંત થઇ સીદ સંભાર કાજ;
જા રાખશે શરણ વત્સલ રામરાજ. ૧૫
જાતાં જણાય નહીં સાંજ સવાર વાળી;
તેનાજ તે દિવસ રાત્રિ રહ્યો નિહાળી;
ધંધે ગયો દિવસ રાત્રિ વિષેંજ સુતો;
પાછો ફરી કરમ કર્દમાંહ્ય ખુતો. ૧૬
નાનાભિલાસ કરિ નિર્ગમિયોજ કાલ;
સંભારિયો ન સ્વપને પણ નંદલાલ;
કષ્ટે કરિ કપટિ કુત્સિત કાં છલાયો;
માનુષ્ય જન્મ મણિ હાથ થકી ગમાયો. ૧૭

## શાર્દૂલવિક્રીડિત છંદ.

રે રે પક્ષિ શરીર પંજર પડ્યો ઉચ્છિષ્ટ ખાતો ફરે;
કર્માધીન કઠોર કૃષ્ણ જપજે શો સ્હોર બીજો કરે;
એ દિસે યમદૂત દુર્ભર મહા માર્જાર મારી જશે;
અજ્ઞાને કરી ઓળખ્યા નવ હરિ શી પેર તારી થશે. ૧૮

## ઉપજાતિ છંદ.

વિવેક વૈરાગ્ય રસે ભરી છે, યત્નેથિ વૈરાગ્ય લતા કરી છે;
રત્નેશ્વરે ઇશ્વરનેજ ગાવા, ત્રીજો કહ્યો ગુચ્છ સમગ્ર થાવા. ૧૯

## ઇતિ શ્રી વૈરાગ્યલતાયાં તૃતિયઃ સ્તબક.

---

# અથ વૈરાગ્યદીપકઃ પ્રારભ્યતે.

## માલિની છંદ.

નરતરૂ હરિ કીધી વિશ્વવાડી વિશાલી;
ફલ સુકુસુમ ચુંટે ચાલવે કાલ માલી;
તરૂવર હરિ કેરાં કો ફલે કોય ફુલે;
નિરમિત વશ કો ત્યાં ઓગલે કોય હૂલે. ૧

વિષય તિમિર મોટું સર્વેકોને ભમાવે;
ભરમિત નર ભુલા તત્વ દૃષ્ટે ન આવે;
મલિન મનુષ મૂકી ચીરને ચર્મ ચુંથે;
મનુષ જનમ પામી કાં પડયા કર્મ કુથે. ૨
અધરમ કરિ કોને લેખવે કાં ન લેખે;
ગુપત ગણિ કરે છે દેખનારોજ દેખે;
તરૂણિ ભણિ જે વાહ્યા નેટ તેમાંસ પોટો;
ભવ તરિ નથિ જાવું દીસતો સંચ ખોટો. ૩
મનમથ શઠ મોટો સર્વદા ચોર જુટે;
ધરમ પથ પળાતાં લોકની વાટ લુંટે;
ભવકૃત ભય જાવા એક મોટો ઉપાય;
સકલ કૃત સમર્પિ સેવ વૈકુંઠરાય. ૪
સ્મર નર પલટાશે આજ કે કાલે કાયા;
જલ બુદબુદ જાયા માંડ માયા ભરાયા;
જનમ મરણ મોટી તાહરે પાગ બેડી;
યતન સહિત ઝાલે કાલ રૂપો અહેડી. ૫
મનુષ જનમ પામી કે કશું કામ સીધું;
અભર ઉદર પૂરી અન્ન ઉચ્છિષ્ટ કીધું;
સકલ સુકૃત હારે બુડતો કર્મ ભારે;
સમજ હરિ ભજી લે નાથજી નામ તારે. ૬
પ્રથમ જનક તારા પારણે બાળ ઝુલ્યાં;
તનુ ધન મન ભુલા યૌવને કોક ફુલ્યા.
અનુક્રમ અટવાયા તે જરા મર્ણ પામી;
ભજ ત્યમ તું પડયો છે હાર મારે હરામી. ૭
કરમ ભુવન ઓથે ઓ રહ્યો કાળ પાપી;
નિરખ નિકટ આવે નાખશે કંઠ કાપી;
વિષમ વિષય ભક્ષી ઉડશે જીવ પક્ષી;
ભજન તરૂ ફળ્યો છે સત્ય વાડી વળ્યો છે. ૮
મુકર મુખ નિહાળે શું સમારે સ્વરૂપ;
ગરવ મ કર યંત્રી યંત્ર દેખી અનૂપ;

શઠ તું શિથિલ થાશે રોગમાં ગોડવાશે;
શુભ સ્વર પલટાશે તાહરૂં માન જાશે. ૯
તનુ ધન મદ માતા અંગના રંગ રાતા;
વિષય પથ પલાતા પામરા પાન ખાતાં;
વિપત વશ પડાશે કોય આવે ન પાસે;
ક્ષયવત્ તનુ જાશે જો પડ્યા પુંઠ ખાશે. ૧૦
ગરવિત ચઢિ ઘોડે કાં રહ્યો મુછ મોડે;
કપટિ દિવસ થોડે આ પડ્યો કાલ ઓડે;
કઠિનટ ગતિ ભંગ રૂંધશે રોગ અંગ;
પલિત ગલિત રંગ ભાગિ જાશે ભુજંગ. ૧૧
ભવસર અતિ મોટું તોય કો દિન ખૂટે;
જલ બુદબુદ ઝાઝા ઉપજે સદ્ય ફૂટે;
ઝળકિત મલકંતા માંહે માંહે મલંતા;
જનમ મરણ મોટા વાયુ વાટે ટલંતા. ૧૨
નિશ દિન ભવ મધ્યે શ્યામ ને શ્વેત ચોર;
અનુચર અતિ તેના સાતશે વીશ ઘોર;
સપત ગઢ વિદારી રત્ન આયુષ્ય ચોરે;
અધિપતિ અતિ માયા મૂઢ આધિન ઘોરે. ૧૩

### વસંતતિલકા છંદ.

કામાદિ શક્તિ નિતરાં મન નાશકારી;
જેમાં ચતુર્દશ કવિત્ત કર્યાં વિચારી;
વૈરાગદીપક વિષે મનનો વિલાસ;
રતનેશ્વરે રચિત એ પ્રથમ પ્રકાશ. ૧૪

ઈતિશ્રી વૈરાગ્ય દીપકે પ્રથમ: પ્રકાશ.

---

### રથોદ્ધતા છંદ.

કર્મ મુલ નરનો (અ) વતારતાં, કલ્પ વૃક્ષ પ્રગટ્યો વિચારતાં;
મધ્ય જોડ સત શાખ શોભતી, બાર બાર લઘુ શાખ લોભતી. ૧

પત્ર ઉદ્યમ અનુપ જેહને, ભક્તિ મુક્તિ ફલ એહુ તેહને;
એક પત્ર સિત સૌમ્ય વક્ત છે, મધ્ય નીલ સપવિત્ર રક્ત છે. ૨
નીલ પત્ર એક કાલ ભાંજતો, કો સમે કલપવૃક્ષ ગાંજતો;
પુષ્પ સર્વથી પરાગ ચાખ રે, જીવ પક્ષિ ફલ ભક્ષ રાખ રે. ૩
કો નથી શઠ કુટુંબ અર્થનું, સર્વ કો સુખ સગું છે ગર્થનું;
પૂર્વ જન્મ કૃત ભોગ દોષતા, પ્રીતિ વૈર શકું કોઇ પોષતા. ૪
ઊંચ નીચ નર ઇશ્વરે કર્યા, સર્વ આપ અભિમાનસું ભર્યા;
જો ન હોત અભિમાન એઠતા, કોણ નીચ અવતાર વેઠતા. ૫
દુષ્ટ ગોષ્ટી ગમતી વિષે રહ્યો, સ્ત્રી સમાગમ સુખે કરી ગ્રહ્યો;
સુંદરી વચન વારિમાં વહ્યો, માટે નાથજિ ન તેં કદા લહ્યો. ૬
મૂંઢગૂઢ વિષયો વિષે ગયો, શાસ્ત્રથી અધમ અર્થ શોધવો;
એક આતમપણું વિચારજે, વાધતી તું મદવૃત્તિ વારજે. ૭
કાલબાજ શિર ઉપરે ફરે, જાણતો થઇ અધર્મ કાં કરે;
હાથ દીપ ધરી કુપ કાં પડે, રત્ન વિક્રય વરાટિકા વડે. ૮
મૂકી મોટમ મનુષ્ય ચાતુરી, આણ અંત હરિ ભક્તિ જા ત્વરી;
શું થયું સકળ લોક માણતા, થાય સુકૃત સમુહ જાણતા. ૯
કાચ કંકણ સમાન એહતું, કાં કરે તું અભિમાન તેહતું;
આજ કાલ અધુનાજ ભાગશે, જીવ જોત નિજ ઠામ લાગશે. ૧૦
તેડશે ધરમરાજ તેહને, કોણ રક્ષણ કરેછ દેહને;
એક મધ્ય પદ એક ઉંબરે, એમ જો જગત ઝાંખતાં મરે. ૧૧
દેહ વાજી ગજરાજ ગાજતા, સંપદા સકલરૂપ રાજતા;
જે જહાં વિષય તે તહાં રહ્યા, તેહ દેહ તજી દેખતાં ગયા. ૧૨
જેહનું યતન કૃષ્ણજી કરે, તેહને કવણ હેરતાં હરે;
તું થકી અધમ અર્થ શો સરે, ધૂમ બાચકાં વિચારી કાં ભરે. ૧૩
જેટલું નિમિત તાહરૂં હશે, તે કદાપિ નવ કોયનું થશે;
અન્યનું અલપ તાહરૂં નથી, ખેદ ટાળી ખલ વેદજો કથી. ૧૪

## શાર્દૂલવિક્રીડિત છંદ.

શાને તું અદ્ભુત ભીતિ મનમાં આણે રીપુરાયની;
ચિંતા શી શઠ કાળની અધમ જો આશા નથી આજની;

તું કેતે મરશે કે બુદ્ધિ ૫રશે સંયોગ ભાંગી જશે;
ચિંતા પર્ણકુટિ તે પાધરિ પડી વંટોલ ઉડી જશે. ૧૫

### વસંતતિલકા છંદ.

દુર્ભાગ્ય ભાજન સનાતન સ્નેહ સાધ્યો;
વૈરાગ્ય દિપક સુસંગતિ વૃત્ત બાંધ્યો;
સંસાર મંદિર વિમોહ થશે વિનાશ;
રત્નેશ્વરે રચિત એ દ્વિતીયઃ પ્રકાશ. ૧૬

## ઇતિ શ્રી વૈરાગ્ય દીપકે દ્વિતીયઃ પ્રકાશ.

---

### પ્રમિતાક્ષરા છંદ.

યુગ કોટિ જીવ તુજનેજ થયા, મદ મોહ મત્સર ભર્યા તે ગયા;
સ્પરશી વલ્યો સકલ લોક વિષે, નવ તૃપ્ત ચિત્ત થયું તો નિમિષે. ૧
અવતાર લીધ બહુ સ્થાવરમાં, પશુ પક્ષિ કીટ નરકી નરમાં;
બહુવાર સ્વર્ગ સુખમાં વિલસ્યો, તદપી ન અર્થ ઉદયો તે કશો. ૨
કઇ કાલ રંક નર છત્રપતિ, ગજરાજ વાજિ સુખ નારિ રતી;
સુખ ભોગવ્યાં સુકૃત શીશ સટે, દુઃખ ભોગવ્યાં દુકૃત દેશ વટે. ૩
જઠરાગ્નિયે જઠર જોર દમ્યો, બહુ મેરૂ તુલ્ય અતિ ભક્ષ જમ્યો;
જલ સપ્ત સાગર સમાન ચમ્યો,નહી તોયે પેટ જઠરાગ્નિ જમ્યો ૪
અભિમાન મુક ધન મંદિરનું, ત્યજિ માન ધ્યાન ધર તું હરિનું;
વિલપે જશે સુખ સમુદ્ર સહી, નૃપસંપદા નવ કદાપિ રહી. ૫
કઇ કાલ તું સુત થયો ને પિતા, ફરિ તેહનું જનક એમ થતા;
કઇ કાલ સેજ સુખ સંગમતા, કઇ કાલ દેહ દુઃખ રૂપ ચિતા. ૬
કઇ કાલ અમૃત અહાર ગળ્યા, કઇ કાલ રૂક્ષ રસહીન મલ્યા;
સુકુમાર યત્ર નવ હાર સહ્યો, કઇ કાલ તેહ શિર ભાર વહ્યો. ૭
કઇ કાલ અંબર અનૂપ ધર્યાં, કઇ કાલ જીર્ણ બહુ ખંડ ભર્યાં;
કઇ કાલ તીક્ષણ તુરંગ પળ્યો, કઇ કાલ પાદતલથી તું ચળ્યો. ૮
બહુવાર દુઃખ સુખ ત્યાં પ્રગટી, અવતાર કૂપ ન રહંત ઘટી;
અધ ઉર્ધ લોક ભવમાં ભટકયો, કહીં કાલ માલ બલથી ન ટકયો. ૯

શઠ શું કરે તું તરૂણી તરૂણી, ધરૂણી વિકાર મલની ઝરણી;
મનુજા અવતાર કરવી કરણી, હરિભક્તિ મુક્તિ પદવી શરણી. ૧૦
કઇ કાલ ભુષણ સુવસ્ત્ર ધરી, સુતનો વિવાહ મન હર્ષ ભરી;
કઇ કાળ નેત્ર જલ ધાર વહી, તુજને રડે તનય તાત કહી. ૧૧
સુખ ભોગવે રહસિ રત્ન વસી, કઇ કાલ નારિ નરસું વિલસી;
કઇ કાલ ભગ્ન રથ ભુમિ પડી, કહે દૈવ દૈવ દુઃખ સંધ રડી. ૧૨
કઇ કાલ શાંતિક પ્રિયા પરણી, કઇ કાલ સુતક ક્રિયા કરણી;
ઇમ હર્ષ શોક નરને નિરમ્યા, પણ કોણ દુસ્તર ભવે વિરમ્યા. ૧૩

**વસંતતિલકાછંદ.**

અજ્ઞાન આચરિત વસ્તુ વિલાસકારી;
જેમાં ત્રયોદશ કવિત્ત કર્યાં વિચારી.
વૈરાગ્ય દિપક વિષે મનનો વિલાસ;
રત્નેશ્વરે રચિત એ તૃતિયઃ પ્રકાશ. ૧૪

**ઇતિ શ્રી વૈરાગ્ય દીપકે તૃતીયઃ પ્રકાશ.**

---

## અથ વૈરાગ્ય સાગર પ્રારંભઃ

**વસંતતિલકા છંદ.**

સંસાર માંહ્ય હરિયે કરિ મૃત્યુ ધાણી;
પીલાય તે વિચ પડયા લઘુ દીર્ઘ પ્રાણી;
જેરૂજ નિમિત્ત ધરિ અંતક આપ હાકે;
તે તાણતે વૃષભ કાલ કયમે ન થાકે. ૧
સંહારકારિ હરિ વિશ્વ સમસ્ત નાખે;
જે વાતમાં અધમ ઉત્તમને ન સાંખે;
પીલાય કોઇ કોઇને સ્થિત હાથ ઝાલી;
ઉભા અજાણ જન કોપર દષ્ટી ઘાલી. ૨
સંસાર રૂપ તરૂ જીવ ફલે ભર્યાં છે;
કૃષ્ણેજ કાલ રખવાળ કરી ધર્યાં છે;
કોયેક મોર ફલ ફુલ રસે જડંતાં;
કો ત્યાં અપકવ વળી પકવ થઈ પડંતાં. ૩

તું કતે મરશે કે બુદ્ધિ ફરશે સંયોગ ભાંગી જશે;
ચિંતા પર્ણકુટિ તે પાધરિ પડી વંટોલ ઉડી જશે. ૧૫

### વસંતતિલકા છંદ.

દુર્ભાગ્ય ભાજન સનાતન સ્નેહ સાધ્યો;
વૈરાગ્ય દિપક સુસંગતિ વૃત્ત બાંધ્યો;
સંસાર મંદિર વિમોહ થશે વિનાશ;
રત્નેશ્વરે રચિત એ દ્વિતીયઃ પ્રકાશ. ૧૬

### ઇતિ શ્રી વૈરાગ્ય દીપકે દ્વિતીયઃ પ્રકાશ.

---

### પ્રમિતાક્ષરા છંદ.

યુગ કોટિ જીવ તુજનેજ થયા, મદ મોહ મત્સર ભર્યા તે ગયા;
સ્પરશી વળ્યો સકલ લોક વિષે, નવ તૃપ્ત ચિત્ત થયું તો નિમિષે. ૧
અવતાર લીધ બહુ સ્થાવરમાં, પશુ પક્ષિ કીટ નરકી નરમાં;
બહુવાર સ્વર્ગ સુખમાં વિલસ્યો, તદપી ન અર્થ ઉદયો તે કશો. ૨
કઇ કાલ રંક નર છત્રપતિ, ગજરાજ વાજિ સુખ નારિ રતી;
સુખ ભોગવ્યાં સુકૃત શીશ સટે, દુઃખ ભોગવ્યાં દુકૃત દેશ વટે. ૩
જઠરાગ્નિયે જઠર જોર દમ્યો, બહુ મેરૂ તુલ્ય અતિ ભક્ષ જમ્યો;
જલ સપ્ત સાગર સમાન ચમ્યો,નહી તોયે પેટ જઠરાગ્નિ જમ્યો ૪
અભિમાન મુક ધન મંદિરનું, ત્યજિ માન ધ્યાન ધર તું હરિનું;
વિલપે જશે સુખ સમુદ્ર સહી, નૃપસંપદા નવ કદાપિ રહી. ૫
કઇ કાલ તું સુત થયો ને પિતા, ફરિ તેહનું જનક એમ થતા;
કઇ કાલ સેજ સુખ સંગમતા, કઇ કાલ દેહ દુઃખ રૂપ ચિતા. ૬
કઈ કાલ અમૃત અહાર ગળ્યા, કઇ કાલ રૂક્ષ રસહીન મળ્યા;
સુકુમાર યત્ન નવ હાર સહ્યો, કઇ કાલ તેહ શિર ભાર વહ્યો. ૭
કઈ કાલ અંબર અનૂપ ધર્યાં, કઇ કાલ જીર્ણ બહુ ખંડ ભર્યાં;
કઈ કાલ તીક્ષણ તુરંગ પળ્યો, કઇ કાલ પાદતલથી તું ચળ્યો. ૮
બહુવાર દુઃખ સુખ ત્યાં પ્રગટી, અવતાર કૂપ ન રહંત ઘટી;
અધ ઉર્ધ્વ લોક ભવમાં ભટક્યો, કહીં કાલ માલ બલથી ન ટક્યો. ૯

અંબાડીયે અખિલ ઇશ્વર આપ બેઠો;
ક્રીડા કરે નર વપુ ઘટ મધ્ય પેઠો. ૧૧
માયા તે જાલ મન ફાલ કુરંગ કાયા;
જાયાદિ દાવ મદ લોભ શવાન લાયા;
સંસાર રૂપ મહાપારધિ પૂંઠ ધાયો;
ફાલે ફલાંગ કર જાઇશ કે સમાયો. ૧૨

## સાર્દૂલવિક્રીડિત છંદ.

નાના બાલક અન્ન અન્ન કરતા ખાતા ન ધ્રાતા કયમે;
ભુખ્યા ભોગતણા રમત્ત રસમાં કાલે ગ્રસાતા ગયા.
કાલે ભક્ષ કર્યા મહામદ ભર્યા હું હું કરંતા હર્યા;
જેવા મુષક યુદ્ધ મધ્ય રમતા માર્જાર મારે યથા. ૧૩

## વસંતતિલકા છંદ.

સંસાર પર્વત પરાભવ ભુરિભંગ,કીધાં કવિત્ત દશચાર સુભક્તિ રંગ;*
રતનેશ્વરેઅખિલઅંતર્યામિ અંગ, વૈરાગ્ય સાગર વિષે પ્રથમ સ્તરંગ. ૧૪

## ઇતિશ્રી વૈરાગ્ય સાગરે પ્રથમ સ્તરંગ.

---

## આત્મ વિચાર ચંદ્રોદય સંપૂર્ણ.

---

* આ વૈરાગ્ય સાગરના બીજા ત્રણ તરંગમાં અતિ ઉગ્ર વૈરાગ્ય હોવાથી સંસારમાં ખલેલ પડે એવો ભય થવાથી કવિએ બાકીના ત્રણ તરંગ પાણીમાં બોળી દઈને નાશ કીધેલો કહેવાય છે.

જે બાલને અવર આળ કરે વગોતાં;
માતા પિતા પ્રબળ વિૂહલ ચિત્ત હોતાં;
તે બાલને મલિન કાલ હરે સ્વજોતાં;
દેખી વિટંબ રહે સર્વ કુટુંબ રોતાં. ૪
મોટી કુટુંબમય શૃંખલ કંઠ બાંધી;
મર્યાદરૂપ બહુ સ્થંભ સમીજ સાંધી;
જો આ રહ્યો જગતને દુઃખ દેવ દે છે;
પાસે પડયા જન ઘણા ઘણુ ભાર સ્હે છે. ૫
સુપ્રેમિ વિશ્વજન પુત્ર કલત્ર કહાવે;
જેને વિયોગ જનને નહીં અન્ન ભાવે;
તેનો યદા મરણ કાલ વિયોગ હોય;
તે ટાળવા જગતમાં ન સમર્થ કોય. ૬
જે સાથ હાથ કરિ લોચન લોલ જોડે;
દેહાભિમાન વશ આળસ અંગ મોડે;
એ સર્વ તો દિવસ ચારતણુંજ જોણું;
દેખી શકાય દિન રાતતણું વગોણું. ૭
આશ્ચર્ય ચક્ર અહીં કાલ તણું ફરે છે;
સંસારિ સર્વ જન નાશ સદા કરે છે;
તેણે અપાર સુખ દુઃખ સમારિ ધાર;
વીરા ફરિ ફરિ કરે નહીં તું વિચાર. ૮
કાયા કુટુંબ ધન અંબર સાર જાયા;
પુત્રો તુરંગ ગજ મંદિર સર્વ માયા;
એ સર્વ ત્યરાલગિ જ્યારલગિ તું જીવે;
જો અંધને કવણ કાજ પ્રકાશ દીવે. ૯
સિંધુ નદી નગર મંદિર મેરૂ ધાન;
એ સર્વ તાહરૂં નથી અણુ માત્ર માન;
પોતાપણું જહિ લગી વચનેજ આંકે;
જો નેત્રની પલક પર્વત પ્રૌઢ ઢાંકે. ૧૦
કાયા સ્વરૂપ મહા કુંજર સત્ય ભાખે;
તે હસ્તિને કરમ માવત હાથ રાખે;

## પદ ૨ જું.

બોલ્યા હરિ માગો તે વર આપું રે;
બીજાં સર્વે જે દુઃખ હોય તે કાપું રે. ૧
વેદવતિ કહે તમે મારા પતિ રે;
તે તો હરિ વરિને પામી સુખ સતિ રે. ૨
તુળસી તો ગણપતિ શ્રાપે પતિ પામી રે;
થયો એક અસુર્યેનો સ્વામી રે. ૩
સાગર સુત જાલંધર તેનું નામ રે;
બલીયો બહુ માયા વિદુઃખ ધામ રે. ૪
પતિવ્રતા તુળસિ તેની નારી રે;
રૂપશિલેં સુંદરિ અતિ સુખકારી રે. ૫
તપ સત્ય ધર્મતણું એ ધામ રે;
પ્રેમાનંદ કહે દ્રઢ સતિ નિષ્કામ રે. ૬

## પદ ૩ જું.

તેને સત્યે પતિ તેનો તે અવધ રે;
જીત્યા તેણે ઇંદ્રાદિક દેવ સધ રે. ૧
એક સમે શિવ સાથે જુદ્ધ કરવા રે;
ગયો મંદમતિ શિવ પ્રાક્રમ હરવા રે. ૨
થયો જુદ્ધ શિવ સેન્યા સાથે ભારી રે;
જીત્યો શિવ ગણને તે અતિ અહંકારી રે. ૩
આવ્યા શિવ કોપ કરી અભિરામ રે;
થયો તારે દારૂણ અતિ સંગ્રામ રે. ૪
થયો જુદ્ધ શિવ જાલંધરને કેવો રે;
વાણિયે તે વર્ણવ્યો નવ જાય એવો રે. ૫
તારે દૈત્યે ગાંધ્રવી માયા વિસ્તારી રે;
પ્રેમાનંદ કેહ મોહ પામ્યા ત્રિપુરારી રે. ૬

## પદ ૪ થું.

પછે દૈત્યે શિવતણું રૂપ ધારી રે;
ગયો સતિ છલવા તે દુષ્ટ ભારી રે. ૧

સતિ જોઇ થયો તે કામાતૂર રે;
જાણ્યું સતિયે લેશે લાજ જરૂર રે. ૨
પામ્યાં સતિ તે થકી તે ઘણી ત્રાસ રે;
થયાં તરત અંતરધ્યાન અવિનાસ રે. ૩
સતિયે તે હરિતણું ધ્યાન કીધું રે;
પ્રભુજીએ આવીને દરશન દીધું રે. ૪
ગીરજાએ વિનતી કીધી બહુ પેર રે;
શાંતિ આપી સધાવ્યા પ્રભુ ઘેર રે. ૫
હરિયે તે લીધું તપસ્વિતું રૂપ રે;
બેઠા વન ધ્યાન ધરિને અનૂપ રે. ૬
પ્રેમાનંદનો સ્વામી શ્રી મારાજ રે;
થયા જોગી વૃંદા છલવા કાજ રે. ૭

## પદ ૫ મું—રાગ ધોળ.

"કુંદનપુર વિવા રચ્યો." એ ઢાળ.

વૃંદાનું વૃત્તાંત કહું તે સાંભળજો કરિ પ્રિત;
સ્વપ્નમાં નિજ સ્વામિને દીઠો તે અતિ વિપરીત. ૧
તેલે નાયો નગ્ન બેઠો પાડા ઉપર ધિર;
આભુષણ કાળા ફુલનાં કીધાં તે ધારણ શરીર. ૨
માંસ ખાનારા જીવેં વિંટાણો દક્ષણ દિશામાં જાયે;
નિજ પુર બોળ્યું સાગરે એમ દીઠું સ્વપ્નમાંયે. ૩
સો છિદ્રસોતા ઉગતાં દીઠાં તે આદિત્ય દેવ;
તેજ રહિત મહા ભયંકર જોઇ પામી દુઃખ તતખેવ. ૪
વૃંદા વિચારે ચિતમાં આવ્યું તે કષ્ટ અપાર;
પ્રેમાનંદ કહે વ્યાકુલ કરે રૂદન વારંવાર. ૫

## પદ ૬ ઠું

શાંતિ ન પામે કયાંયે સુંદરી, ભમે વિકળ અનાથ;
ગૃહ તજિ ગઇ બાગમાં, બે સખિ લઇને સાથ. ૧
બાગમાંથી વનમાં ગઇ, ગહન વનમાં નારી;
ભ્રમણ કરે બહુ ભયે કરિ રોવે, ઊંચે સ્વર પોકારી. ૨

ત્યાં દીઠા બે વ્યાઘ્ર વદના, રાક્ષસ તે વિકરાલ;
તેને જોઇ અતિ ત્રાસ પામી, ખાશે આ તતકાળ. ૩
ભાગી જાયે ત્યાં દીઠા મુનિ એક, શાંત પરમ દયાલ;
ચરણે પડી થર થર કંપે, રક્ષા કરો હે કૃપાલ. ૪
શર્ણાંગત અતિ વિકળ હોઇ, કીધો મુનિવરે હુંકાર;
પ્રેમાનંદ કહે અદૃશ થઇ ગયા, રાક્ષસ બેઊ તે વાર. ૫

## પદ ૭ મું-રાગ ધોળ.

("મારી સાર લેજો અવિનાસિ રે." એ ઢાળ.)

કરિ પ્રણુતિ જોડી બે પાણીરે, વૃંદા બોલી તે મધુરી વાણીરે;
મારી રક્ષા કીધી તમે ભારી રે, માહા ભય થકી નાથ ઉગારીરે. ૧
મારી વિનતી છે એક દેવરે, મને કેહજો જથારથ ભેવરે;
મારો ભરતા જાલંધર નામરે, ગયો શિવ સાથે કરવા સંગ્રામરે. ૨
તે જીવે છે કે મુવો નાથરે, મુને કેજયો જથારથ વાતરે;
એમ કેતાં કપિ બે આવ્યારે, તેનું માથુ ને ધડ બે લાવ્યારે. ૩
મુવો દીઠો પોતાનો સ્વામીરે, તુળસી તરત તે મુર્છા પામીરે;
મુનિયે કમંડલનું છાંટી પાણીરે, પ્રેમાનંદ કહે ઉઠાડી દયા આણીરે. ૪

## પદ ૮ મું.

ઉઠી વિલાપ કરિ બહુ વારરે, કીધો મુનીવરને નમસ્કારરે;
કહે મુનિવરને દીનબંધુરે, આપો પતિદાન તે ક્રિપા સિંધુરે. ૧
પતિ વિના અનાથ હું નારરે, સ્વામિ વિના તે ધિક અવતારરે;
તમે સાંભલો મુનિ સુજાણરે, પતિવિના ન રાખું હું પ્રાણરે. ૨
તમે ધર્મજ્ઞ પરમ પુનિતરે, જાણો પતિવૃતા નારિની રીતરે;
પતિવૃતાને વ્હાલું ન કોઇરે, પ્રેમાનંદ કહે જીવે પતિ જોઈરે. ૩

## પદ ૯ મું-રાગ ધોળ.

("લૈને કાગળ વિપ્ર સિધાવ્યો." એ ઢાળ.)

તમે સર્વજ્ઞ ધર્મજ્ઞ ધીર, જાણો અંતરની પરમ પ્રવિલ;
એને જીવાડો મુનિવર જ્ઞાની, મારે ઈચ્છા છે પતિને મલ્યાની. ૧
મારી ઈચ્છા પુરો મહારાજ, આપો પ્રાણદાન મને આજ;
મને પ્રાણથી પતિ ઘણો વ્હાલો, મુનિ જીવતદાન તમે આલો. ૨

તારે હસિને બોલ્યા મુનિરાયે, શીવે માર્યો તે જીવતો ન થાયે;
વૃંદા તુજપર દયા મારે અતિ, માટે જીવતો કરૂં તારો પતિ. ૩
મુનિયે કૃપા કરી જોયું જયારે, થયો બેઠો જાલંધર તેવારે;
પ્રેમાનંદ કહે પ્રવેશ થયા હરી, વૃંદા હસીને મલિ ભુજ ભરી. ૪

## પદ ૧૦ મું.

હરિ સાગર સુત રૂપ થઇને, રમ્યા વૃંદા સંગે વન રહીને;
પતિ રૂપ હરિ વર સંગે, એમ થઇ વૃંદા પતિવ્રત ભંગે. ૧
એમ વૃંદા છલી હરિયે જયારે, શીવે માર્યો જાલંધર ત્યારે;
બહુ કાલ કીધો વિહાર, વૃંદા સંગે હરિયે સુખ સાર. ૨
એક સમે હરિનું સ્વરૂપ, દીઠું વૃંદાએ પરમ અનૂપ;
શંખ ચક્ર ગદા પદ્મ હાથ, અતિ સુંદર ત્રિભૂવન નાથ. ૩
વૃંદા બોલી તિરસ્કાર કરી, કિધું નિંદીત કર્મ તેં હરી
દીઠું શિલ પરદારા ગામી, માયાવિ છું પ્રેમાનંદના સ્વામી. ૪

## પદ ૧૧ મું.

("હવે ભવજલ પાર ઉતરીયાંરે આનંદ ભર." એ ઢાળ.)

તમે ધર્મધુરંધર કાવોરે, સામલિયા;
સહુને ધર્મમાં રાખો રખાવોરે, સામલિયા. ૧
તમને ધર્મ મુર્તિ સૌ જાણેરે, સામલિયા;
તમને નિગમ પુરાણ વખાણેરે, સામલિયા. ૨
તમે જુગોજુગ ધરિ અવતારરે, સામલિયા;
કરો ધર્મ રક્ષણ વારંવારરે, સામલિયા. ૩
એવા ધર્મશીલ તમે થઇનેરે, સામલિયા;
મુને છલી કપટરૂપ લઇનેરે, સામલિયા. ૪
તમે પરસ્વારથને કાજરે, સામલિયા;
કરી કપટ લીધી મારી લાજરે, સામલિયા. ૫
બિજો હોય તો કરૂં બાલી છારરે, સામલિયા;
તમને કાંઈ નવ થાયે કિરતારરે, સામલિયા. ૬
તોયે એટલો દેઊં તમને શ્રાપરે, સામલિયા;
થઇ પથર પુજાઓ આપરે, સામલિયા. ૭

પ્રેમાનંદનો નાથ કહે પ્યારીરે, સામલિયા;
તું થા વૃક્ષ વૃંદા સકુમારીરે, સામલિયા. ૮

## પદ ૧૨ મું.

રહો સદાયે જોગ તારે મારો રે, સુણ પ્યારી;
તુજ વિના ન રહુ ક્ષણ ન્યારો રે, સુણ પ્યારી. ૧
વૃંદા તું મુજને ઘણી વ્હાલી રે, સુણ પ્યારી;
તારે વશ્ય થયો હું તો આલી રે, સુણ પ્યારી. ૨
યજ્ઞ ભોગ પુજા ઉપચાર રે, સુણ પ્યારી.
તુજ વિના ન કરૂં અંગીકાર રે, સુણ પ્યારી. ૩
સુર અસુર મનુષ્ય નર નારી રે, સુણ પ્યારી;
તુજ વિના ન કરે પુજા મારી રે, સુણ પ્યારી. ૪
હરિયે રાજી થઇ વર દીધો રે, સુણ પ્યારી;
વૃંદાયે શ્રાપ અંગિકાર કીધો રે, સુણ પ્યારી. ૫
એમ હરિ થયા શાલગરામ રે, સુણ પ્યારી;
તુલસિ વૃક્ષ થયાં ગુણ ધામ રે, સુણ પ્યારી. ૬
એમ વૃંદા હરિને વરિયાં રે, સુણ પ્યારી;
મન વાંચ્છિત કારજ સરીયાં રે, સુણ પ્યારી. ૭
એમ તુળસી શાલીગ્રામ જોડ રે, સુણ પ્યારી;
પૂરો પ્રેમાનંદના કોડ રે, સુણ પ્યારી. ૮

## પદ ૧૩ મું–રાગ ધોળ.

("મારે સદ્દગુરૂએ આંજ્યાં રે કે ઉઘડયાં લોચનિયાં." એ ઢાળ.)

હવે તુળસીનો વિવાહ રે કે ગાવું કરી ખાંત;
રૂડી રીતે વર્ણવું રે કે સાંભલો એ વૃત્તાંત. ૧
થયું સુરજ ગ્રહણરે કે એક સમે ભારી;
પૃથવીપતિ સર્વેરે કે જાણે નર નારી. ૨
કુરૂક્ષેત્ર નામે તિરથરે કે વિખ્યાત જગમાંઈ;
આવ્યા જાત્રાએ ન્હાવારે લોક અસંખ્ય ત્યાંઇ. ૩
પૃથવીપતિ રાજારે કે ત્યાં અગણીત આવ્યા;
વસુદેવ આદિ જાદવરેકે આવ્યા સૌને મન ભાવ્યા. ૪

પટરાણી સહિતરે કે કૃષ્ણ બલભદ્ર ગયા;
રૂકમણિ તાત ભિમક રે કે સઉ ત્યાં ભેલા થયા. ૫
તિરથમાં નાહીને રે કે સઊએ દાન દીધા;
પ્રેમાનંદ કે વસુદેવે રે કે જગ્ન ત્યાં બહુ કીધા. ૬

## પદ ૧૪ સું.

જમાડયા સાધુ રે કે બ્રાહ્મણ પ્રિત કરી;
દક્ષણા બહુ દીધિ રે કે સઉને ફરિ રે ફરી. ૧
મલ્યાં સગાં સંબંધીરે કે રાજા સઉ સઉના;
મલ્યાં માતા ને પીતા રે કે દીકરી ને વઉનાં. ૨
ભીમક ને વસુદેવ રે કે મલીયા બહુ ભાવે;
મિઠું મિઠું બોલી રે કે પ્રીતિ ઉપજાવે. ૩
વસુદેવ વેવાઈનો રે કે પ્રીતે ગ્રહિ પાણી;
લઇઆવ્યા ઉતારેરે કે હરખ અતિ ઉર આણી. ૪
બળદેવ શ્રી કૃષ્ણ રે કે મલ્યા ઉઠિ અતિ હરષે;
રાણી રૂકમણિ મલ્યાં રે કે પીતાને ઘણે વરષે. ૫
પધરાવ્યા પ્રિતે રે કે બહુ કરી સનમાને;
પ્રેમાનંદ કે જમાડયા રે કે મેવા ને મિષ્ટાન્ને. ૬

## પદ ૧૫ સું–રાગ ધોળ.

("આદિત્ય સદ્ગુરૂ ઉદયા રે અંધારૂં રે ઉલ્યું રે."–એ ઢાળ.)

ભીમક ને વસુદેવ રે, બેઉ કરે વિનોદ;
બોલે હસતા વચંન રે, આણી ઉરમાં મોદ. ૧
ભીમક કહે વસુદેવ રે, સાંભળો એક વાત;
સઉ કરતાં તે ઈશ્વર રે, ઓળીઆ સાક્ષાત. ૨
પ્હેલી મેં તો મારા મનમાંરે, દઢ આંટી વાળી;
સત્ય કીધું તે દૈવે રે, ગમતું મારૂં ટાળી ૩
બીજા મનોરથ સરવે રે, રહિ ગયા મનમાંઈ;
સગપણનું જે સુખડું રે, લેવાયું ન કાંઈ. ૪
હવે એક છે મનસુબો રે, કો તો લ્હાવો લીજે,
અતિ ઉત્તમ છે કામ રે, ધારો તો કીજે.

દાન પુન્ય બહુ જગ્ન રે, તમે કીધા ઉદાર;
પ્રેમાનંદ કહે ભીમક રે, એ કરો તો સારૂં. ૬

## પદ ૧૬ મું.

વસુદેવ કહે સ્નેહીરે, જે કહો તે કરીએ;
અમે વચન તમારૂં રે, પાછું નવ ફેરીએ. ૧
ભીમક કહે કુરૂક્ષેત્ર રે, પુન્ય તીરથ ભારી;
કોતો તુળસી વિવારે, આપણ કરિયે વિચારી. ૨
રૂકમણી રૂપે તુળસિરે, કન્યા તે મારી;
શાલીગરામ તમારારે, પુત્ર સુખકારી. ૩
મારે મનોરથ એ છે રે, રૂચે જો તમને;
આપો અલોકિક સુખડું રે, સનેહી અમને. ૪
વસુદેવ કહે ભીમકરે, તમે રૂડું વિચાર્યું;
લીજે લ્હાવો ફરીનેરે, તમે રૂડું ધાર્યું. ૫
આ કામમાં તમે ભીમક રે, હવે વાર ન કરજો;
પ્રેમાનંદ કહે વસુદેવરે, શંકા નવ ધરજો. ૬

## પદ ૧૭ મું-રાગ ધોળ.

("ધન્ય ધન્ય આજ રે આતમા રામનું રાજરે."—એ ઢાળ.)

કહે વસુદેવરે જાઓ તતખેવરે, ભિમકરાય તમે મહામતિરે;
વિપ્રને બોલાવોરે જોશ જોવરાવારે, વિલંબ ન કરશો હવે રતિરે. ૧
જોઇ મુહૂર્ત સારરે લખી તીથિવારરે, લગન વેલાં મોકલાવજોરે;
લખશો તમે જેમરે કરશું અમે તેમરે, તેં સારૂં લખિને વ્હેલું કાવજોરે ૨
તુળસિ વિષ્ણુ વિવારે જાણે સઉ દેવારે, ત્રીભોવનમાં વિદિત છેરે;
વિવાહની વધાઇરે જાણે જગમાંઇરે, કંકોતરિ મોકલ્યાની રીત છેરે. ૩
લખજો સંસારીરે દેવ નરનારીરે, સુરપુર કંકોતરી મોકલોરે;
શિવ બ્રહ્મા આદિરે નારદ સનકાદિરે, તેડાવો અવસર આવ્યો ભલોરે. ૪
લખજો કરિ પ્રિતરે પત્નિયો સહીતરે, બ્રહ્મરૂષી સરવેને તેડાવજો રે;
ઇંદ્રશિવ બ્રહ્મારે સચિ સાવિત્રી રમારે, એ સર્વને પ્રેમે પધરાવજોરે. ૫
અવની નગ સિંધુરે આદિત્ય ને ઇંદુરે, વરૂણ કુબેર વિશ્વકર્મા આવે રે;
શારદા ને શેષરે તેડાવો ગણેશરે, પ્રેમાનંદ કે રીતભાત બતલાવે રે. ૬

## પદ ૧૮ મું.

વસુદેવની વાણીરે ભીમકે વખાણીરે, સાંભળીને મનમે મગન થયા રે;
ભીમક ભુપાલરે બુદ્ધિના વિશાળરે, હસતા હસતા આનંદી આશ્રમ ગયારે. ૧
જોઇને તેવારરે સર્વે સમાચારરે, વિવાહના વૃત્તાંત સંભલાવિયાં રે;
સાંભલીને જનરે પ્રફુલિત મનરે, હરખે સૌ ઉઠી આવિયાં રે. ૨
કહે ભીમકરાયરે વિલંબ ન થાયરે, ઝટપટ સામગ્રિ કરાવિયે રે;
સર્વે વસ્તુ સારરે મંગાવો તૈયારરે, કોઠાર ભંડાર ભરાવિયે રે. ૩
આજ્ઞા અનુસારરે અપરમ પારરે, શેવક બ્રહ્માંડમાં પરવર્યા રે;
દિવ્યને અમુલ્યરે વિવાહ અનુકુલરે, સર્વે વસ્તુ લાવિને ભંડાર ભર્યારે. ૪
અતિ વિસ્તારરે મણિમય સારરે, કચેરીના મંડપ રચાવિયા રે;
રૂડા ભીમકરાયરે બેઠા મંડપ માંયરે, પ્રવિણ જોશીને તેડાવીયા રે. ૫
જોશ જોવરાવ્યારે સુહૂર્ત રૂડાં આવ્યાંરે, ગુરૂવાર પુન્યના પ્રમાણ કર્યાં રે;
લખિ તે પ્રમાણેરે જન સહુ જાણેરે, દેશે દેશે કંકોતરિયા ફર્યા રે. ૬
ચતુરાઈ કરિરે લખિ કંકોતરીરે, વાયુ લઇ સ્વર્ગે સધાવિયા રે;
વાંચી દ્વીજ દેવરે ઉઠયા તતખેવરે, પ્રેમાનંદ કેહે આવવાને તૈયાર થિયા રે, ૭

## પદ ૧૯ મું-રાગ ધોલ.

("ત્રાબા કુંડિ તે નગર સોહામણિ"-એ ઢાલ.)

વિશ્વકર્મા તે વેલેરા આવિયા, કોડે કરવારે રચના અનૂપ—સાહેલી.
રચ્યા બાગ બગીચાને બેઠકું, ઉતારારે અતિ સુખ રૂપ—સાહેલી.
રચ્યો મંડપ અતિ રલિયામણો, હિરા માણકરે રતન જડાવ- સાહેલી.
રચ્યા અગણિત થંભ અતિ ઓપતા, નાના રંગનારે ચિત્ર બનાવ—સાહેલી.
મેલ્યા ગોખ ઝરોખા ને બારિયું, માંહે કિધલાંરે મિનાકારીકામ—સાહેલી.
છાયો મંડપ કલ્પવૃક્ષે કરી, શોભે કંચનરે કલશ અભિરામ—સાહેલી.
રંગ્યાં કેલનાં વૃક્ષો સોહામણાં, ફુલી રહ્યાંરે કલ્પતરૂ વૃંદ—સાહેલી.
ફુલ્યાં ચંપા ચપેલી ને કેતકી, ફુલ્યાં પંકજરે ઉડે મકરંદ—સાહેલી.
શોભે કનકલતા દ્રુમ વેલિયું, શોભે સુંદર અશોક ને અંબ—સાહેલી.
ફુલ્યાં પોહોપ પારીજાતના દ્રુમ, શોભે કુંજરે કદલી કદંબ—સાહેલી.
બાંધ્યા ચંદ્રવા સોનેરી ચિત્રના, મોટા મોતીનારે તોરણ દ્વાર—સાહેલી.
કોટી રતનાના દિપક દિપતા, પ્રેમાનંદ કેરે જાણે શુક્ર નિહાર—સાહેલી.

## પદ ૨૦મું–રાગ ધોળ.

("મારા નાનાશા લખમણ વિર, ગંગાતિરે ઘર કરો"–એ ઢાળ.)

રચ્યું રતન સિંહાસન સાર, તેની તે શોભા શી કહું;
જાણે ઉગ્યા તરણી અપાર, જોઈને તે જન મોહ્યાં સહુ. ૧
નાના રંગના રતન પ્રવાલ, જડિયું હિરામણિ મોતીયે;
પન્ના પીરોજા ચુનિયું લાલ, શોભે છે ઝગમગ જ્યોતીયે. ૨
રચી ચોરી ચતુરાઇ આણી, કુંદન મણિમય શોભતી;
રચી વેદીયું પરમ અનૂપ, સુર નરના મન લોભતી. ૩
જડયા કંચન કુંભ અનૂપ, કંચન ઝારિયું સુંદર;
જડયા પલંગ સરસ સુખરૂપ, પંચરંગ પાટી મનોહર. ૪
જડયાં બાજોટિયાં બહુ ભાત, નવરંગ રત્ન મણિયે કરી;
રચ્યો હવન કુંડ કરિ ખાંત, ઉપમા તે નવ જાયે ઉચરી. ૫
રચી ઓટલીયું અભિરામ, કંચન મણિમય શોભતી;
છાંટયાં સુગંધી જલ સુખધામ, નિરખીતે લાજે રતિપતી. ૬
કીધા અગરૂના ઉત્તમ ધૂપ, છાંટયાં કસ્તુરી ને કેસરી;
શોભા જોઈ મોહ્યા સૂર ભૂપ, આનંદ જાય તે ઉભરી. ૭
ગાયે ભામનિ મંગલ ગીત, વાજાં વાજે રળીયામણાં;
પ્રેમાનંદ પ્રફુલિત ચિત, ગાયે તે ગુણ ગોવિંદતણા. ૮

## પદ ૨૧ મું–રાગ ધોળ.

("મારે માંડવે સોના કેરા થંભ રૂપા કેરી વલિ ધરી"–એ ઢાલ.)

આણે માંડવે જે જે દેવ આવ્યા નામ લૈને ઓળખાવું;
આવ્યા બ્રહ્મા મુર્તિમાન વેદરે હેતે કરિ વધાવું. ૧
આવ્યા વસુ આદિક બહુદેવરે ધન્વંતરિ વૈદરાજ;
આવ્યા ઈંદ્ર આદિક દેવ વૃંદરે સર્યા સઘલાં કાજ. ૨
આવ્યા ચંદ્ર સૂરજ ધરિ રૂપરે અગ્નિ વાયુ વરૂણાદિ;
આવ્યા સિદ્ધ ચારણ ને ગંધર્વરે બાલ વૃદ્ધ નરૂણાદિ. ૩
આવ્યા લોકપાલ દિગપાલરે, પરવત વન આરામ;
આવ્યા કામધેનુ કલ્પવૃક્ષરે, નિધિ સિદ્ધિ [illegible] ૪

આવ્યા ગંગાદિક નદિ વૃંદરે, પરવત પત્નિ આવિયાં;
આવ્યા સચિ સહિત દેવ ત્રીયરે, સહુને મન ભાવિયાં. ૫
આવ્યા ચંદ્ર સુરજ અગ્નિ નારીરે, વાયુ વરૂણ ભામની;
આવ્યા ઉર્વસિ રંભા આદિરે, અપસરા ગણ કામની. ૬
આવ્યા નારિયે સહિત અગણિતરે, મોટા મોટા મહિપતી;
આવ્યાં મેના આદિક નગનારીરે, પતિએ સહિત રતિ. ૭
ગણ્યા સુર મુનિ દ્વિજ નરનારરે, માંડવિયાનાં નામ;
પ્રેમાનંદ કહે ભીમકરાય, નિરખી થયારે પુરણ કામ. ૮

### પદ ૨૨ મું-રાગ ધોળ.

("રઘુવર શેરિયે આવિયા શેરિયે કાચ ઢલાય જનકરાયનેરે માંડવે"-એ ઢાલ.)

ગંગા જમનારે સરસ્વતિ, આવ્યા સુરતિરે માન,-તુળસિંજીનેરે માંડવે.
સરજુ કાવેરી કૌશકી, રેવા તાપી રૂપવાન.-તુળસિ. ૧
ચંદ્રભાગા ગોદાવરી, સિંધુ સહિત અપાર;-તુળસિ.
ઉરવશી રંભા ને ધૃતાચિ, મેનકા તીલોતમા નાર.-તુળસિ. ૨
સિધિ અણીમાદિ આવિયો, શંખ પદ્માદિનીધ;-તુળસિ.
સુરતી ધરિ સહુ આવિયાં, પુરવા નાના વિધ રિધ.-તુળસિ. ૩
કામધેનું ચિંતામણી, કલ્પવૃક્ષના રે વૃંદ;-તુળસિ.
સુરતીમાન સહુ આવિયા, કરવા જનને આનંદ.-તુળસિ. ૪
વન ને પરવત ધરિ સુરતિ,હરખે આવ્યા ધરિ રૂપ;-તુળસિ.
શુક સનકાદિક આવિયા, પ્રેમાનંદ કહે મુનિ ભૂપ.-તુળસિ. ૫

### પદ ૨૩ મું-રાગ ધોળ.

("સુરજ ઉગ્યો કેવડીયાની પણસરે કે વાણેલાં ભલે વાયાં રે."-એ ઢાલ.)

સુખે થયાં રે સંત જનને સવાર કે—શ્રી હરિ સુરજ ઉગીયોરે.
પામ્યા નાશ રે માયાના અંધકાર કે—શ્રી હરિ. ૧
હરખે ઉઘડયાં રે હરિજનરૂપી કમલકે—શ્રી હરિ.
સેજે બિડાયાં રે કુમતિ કમોદ નિખલકે—શ્રી હરિ. ૨
અતિ છાયો રે ત્રીભોવનમે પ્રકાશકે—શ્રી હરિ.
મતવાદિ ઘુડ રે પામ્યા પળકે ત્રાસકે—શ્રી હરિ. ૩

ઘટિ ગયું રે ખલખદ્યોતનું જોરકે—શ્રી હરિ.
ઝલાણા રે કામ ક્રોધાદિક ચોરકે—શ્રી હરિ. ૪
છાનાં રહ્યાં રે નિંદા કરતાં તમરકે—શ્રી હરિ;
ગાજી રહ્યા રે સંત રૂપિ ભમરકે—શ્રી હરિ. ૫
બંધન છુટયાં રે મુમુક્ષુ રૂપિ ગાયકે—શ્રી હરિ.
પ્રેજ પામ્યા રે નીસીચર ગુરૂ રાયકે—શ્રી હરિ. ૬
કરે સોર રે કુબુદ્ધિ કુકડા ને કાગકે—શ્રી હરિ.
જે જે બોલે રે સંત હંસ બડભાગકે—શ્રી હરિ. ૭
આનંદ પામ્યાંરે ભાવિક જનનાં વૃંદકે—શ્રી હરિ.
બલિહારિ જાયેરે નિત પ્રેમાનંદકે—શ્રી હરિ. ૮

## પદ ૨૪ મું-રાગ ધોળ.

("રાયરે વસુદેવ પગરણ માંડયાં."—એ ઢાલ..)

જોશી તેડાવ્યા ને મુહૂર્ત જોવરાવ્યાં;
બહુ રૂડાં મુહૂર્ત આવ્યાંરે.—ચાલો ગણેશ વધાવા. ૧
કલશ સ્થાપન કરિ આવાહન કીધાં;
ગણેશને નોતરાં દીધારે.—ચાલો ગણેશ વધાવા. ૨
વેદ વચને કરિ ગણપતિ આવિયા;
સહુ જનને મન ભાવિયારે.—ચાલો ગણેશ વધાવા. ૩
ગણેશ બેઠા ને વર્ત્યો જયજયકાર;
રાજી થયાં સહુ નર નારરે.—ચાલો ગણેશ વધાવા. ૪
લાવો સર્વે વસ્તુ મંગલકારી;
પૂજીયે પાટે બેસારીરે.—ચાલો ગણેશ વધાવા. ૫
લંબોદર ગજવદન વિશાલ;
લાડુ જમાડો ભરિ થાળરે.—ચાલો ગણેશ વધાવા. ૬
રાજી થાય કૃપાસિંધુ દયાલ;
નાશે વિઘ્ન તતકાલરે.—ચાલો ગણેશ વધાવા. ૭
પ્રેમાનંદ કેહે પુજી ચરણે લાગો;
મનવાંચ્છિત વર માગોરે.—ચાલો ગણેશ વધાવા. ૮

## પદ ૨૫ મું.

દુંદાલોને દુઃખ ભંજન નામ;
શંભુ કુંવર સુખ ધામ રે—રૂડો ગણેશ દુંદાલો. ૧
ગૌર વરણ ગજવદનો અવિનાસી;
સરવે સુખનો રાસી રે—રૂડો ગણેશ દુંદાલો. ૨
એકદંત ત્રીલોચન પ્યારો;
મોદકનો જમનારો રે—રૂડો ગણેશ દુંદાલો. ૩
સરવ આભુષણ શોભેરે અંગે;
નારિ સિદ્ધિ બુદ્ધિ સંગે રે—રૂડો ગણેશ દુંદાલો. ૪
ગણ નાયક વર ઊંદર ગામી;
વિઘન વિનાશન બહુનામી રે—રૂડો ગણેશ દુંદાલો. ૫
વિદ્યાસાગર બુદ્ધિ વિશાલ;
ચંદ્ર વિરાજે ભાલ રે—રૂડો ગણેશ દુંદાલો. ૬
ચૌદ વિદ્યા ગુણ જાણ સુજાણ;
સુર મુનિ કરે વખાણ રે—રૂડો ગણેશ દુંદાલો. ૭
પ્રેમાનંદ કહે આનંદકારી;
પુજો ગણપતિ ભયહારી રે—રૂડો ગણેશ દુંદાલો. ૮

## પદ ૨૬ મું–રાગ ધોળ.

("ભમરા પેલો વધાવો મારે આવિયો."–એ ઢાલ.)

સખિરે ગણપતિ પુજન કીધલાં, હવે માત્રીકા થાપન થાય રે;
વધાઈ વાજે આજ તુળસીજીને માંડવે.
સખીરે વેદ ધુનીરે વિપ્ર ઉચરે, હરખે માનની મંગલ ગાય રે–વ૦ ૧
સખીરે પીળાં પિતાંબર ઉપરે, પધરાવ્યાં માત્રિકા લઇ નામરે–વ૦
સખીરે પદ્માગૌરી ને સચિ સાવિત્રી, મેધા વિજયા જયા સુખધામરે–વ૦ ૨
સખીરે દેવ સેનાને શ્રદ્ધા દેવિયો, સ્વાહામાતર લોકમાતર માતરે–વ૦
સખીરે ધ્રુતિ પુષ્ટી ને તુષ્ટી માનની, ગોત્ર દેવિયે સોહે સાક્ષાતરે–વ૦ ૩
સખીરે સાતવસુધારા ધ્રૃતનિ સહિત, પુજ્યા દેવિયો કરી પ્રિતરે–વ૦
સખીરે નાંદી શ્રાદ્ધ સંપુરણ કીધું, વેદ વિધિયે સહિતરે–વ૦ ૪
સખીરે ગોત્ર દેવિને ગોત્રી સહુ મલી, આપે આશિર્વચન વારંવારરે–વ૦
સખીરે પ્રેમાનંદ કહે રહો અવિચલ, જોડી તુળસી ને કૃષ્ણ કિરતારરે–વ૦ ૫

## પદ ૨૭ મું–રાગ ધોળ.

("તું તો બોલનેરે મારિ અતલસ કોયલ તારો તે શબ્દ શોયામણો."–એ રાહ.)

ભૂપ ભીમકેરે જોન જાત્રાએ આવ્યા, નોતરીયાં તે કરિ પ્રીતશું;
જમાડયારે કરિ બહુ પકવાન, નર નારીને રસ રીતશું. ૧
પેહેલા ભુદેવરે કરી બહુ સનમાન, ઇચ્છા ભોજન તે જમાડીયાં;
હરખે દીધાંરે હીરા મોતીનાં દાન, વિપ્રને આનંદ પમાડીયા. ૨
આવ્યા નવ નવા રાજા દેશ દેશના, અતિ આદરે કરી નોતર્યા;
જમાડયારે રૂડી રાજાની રીતશું, પકવાન વિધના કર્યા. ૩
જમાડયારે સાધુ ભિક્ષુક અભ્યાગત, અન ધનવસ્ત્ર બહુ આપિયાં;
જે જે આવ્યારે જન માગણ જાત, તેનાં તે દાલિદર કાપિયાં. ૪
ભૂપ ભીમકરે મનના અતિ ઉદાર, નકાર જેના મુખમાં નઈ;
પાસે આવે રે જન જે કોઇ જાચવા, રાજી કરે જે માગે તે દઇ. ૫
પગરણ માંડયાંરે તુળસિ વિવાનાં હેતસું, રાજી તે કરવા ઘનશ્યામને;
પ્રેમાનંદકેરે લેવા લાખેણો લાભ, કન્યા આપી સુખધામને. ૬

## પદ ૨૮ મું–રાગ ધોળ.

("કંકુ છાંટી કંકોતરી મોકલી,કોડે કાવે સુભદ્રા બેન વિરા વેલા આવજો."એ ઢાળ.)

નૃપ ભિમકે લખી કંકોતરી, લખ્યાં લગ્ન મુહૂર્ત તીથિવાર–જાદવં વેલા આવજો;
દેશ દેશના નૃપતિ તેડાવજો, ચતુરંગણી સેના લઇ સાર–જાદવ. ૧
સરવે જાદવ સહિત પધારજો, ઉગ્રસેન ભુપતિ સહીત–જાદવ.
સજી જાન સુભટ સરવે આવજો, રામ કૃષ્ણ સહિત રણજીત–જાદવ. ૨
ગર્ગાચાર્ય ગુરૂ તેડી લાવજો, બીજા વિપ્ર નિગમ શ્રુતિ જાણ–જાદવ.
ડાહ્યા પંડિત ભટ લઇ આવજો, જાણે અર્થ શાસ્ત્ર ને પુરાણ–જાદવ. ૩
સ્વર્ગવાસિ અમરને તેડાવજો, શિવ બ્રહ્મા આવે સુરરાજ–જાદવ.
પત્નિ સહિત બ્રહ્મ રૂષિ તેડજો, સચી સહીત અમર ત્રિયા સાજ–જાદવ. ૪
લઇ લગ્ન તરત વિપ્ર પહોંચીયો, વસુદેવતણે દરબાર–જાદવ.
પ્રેમાનંદ કેહે વસુદેવે આદરે, પુજયો વિપ્ર કરી બહુ પ્યાર–જાદવ. ૫

## પદ ૨૯ મું.

વાંચી લગ્ન વસુદેવ હરખિયા,વધાવ્યા મોતીડે ભરી થાલ;–લગન શાલગરામના.
વસુદેવે કંકોતરી મોકલી, તેડયા સ્વર્ગ મૃત્યુ ને પાતાલ–લગન. ૧

વસુદેવે ગણેશ તેડાવીયા, વેદવચને કરી મુર્તીમાન—લગન.
આવ્યા ગણેશ મોરથી ઉતાવળા, હરવા વિઘ્ન સર્વે બુદ્ધિવાન—લગન. ૨
કીધાં ગણપતિ થાપન પ્રિતસું, પુજ્યા વિધિવત્ ગણપતિરાય—લગન.
કીધાં માત્રીકા થાપન પુજન, નાંદિશ્રાદ્ધ સહિત જે કેહેવાય—લગન. ૩
પેલા વિશ્વકર્મા દેવ આવિયા, કરવા રચના તે ચતુરસુજાણ—લગન.
રચ્યાં મંડપ મંદિર ચોવટા, ઉતારા અધિક નિરમાણ—લગન. ૪
મણિ રતન માણક બહુ ભાંતના, હિરા મોતી પિરોજા પ્રવાલ—લગન.
પ્રેમાનંદ કેહે મોહે જોઈ દેવતા, એવાં રચ્યાંરે ઠેકાણાં વિશાલ—લગન. ૫

## પદ ૩૦ મું—રાગ ધોળ.

("મારે સોના સમોરે સુરજ ઉગીયો."—એ ઢાળ)

આવ્યા સુરપુર વાસિ નર નાર;—વાજે દેવ નગારાં વેમાનમાં.
આવ્યા બ્રહ્મા પ્રજાપતિ શંકર, મનુ મહર્ષિ આદિત બાર—વાજે. ૧
આવ્યા વસુ રૂદ્ર વાયુદિક પતિ, સાધ્ય વિશ્વદેવાદિ અપાર—વાજે.
આવ્યા સિદ્ધ ચારણ કિન્નર ગંધર્વ, વરૂણ કુબેર અશ્વીનિકુમાર—વાજે. ૨
આવ્યા ધર્મ અગ્નિ ઇંદ્ર ચંદ્રમા, આવ્યા શેષાદિ વૈષ્ણવ નાગ—વાજે.
આવ્યા પારષદ વૈકુંઠ ગોલોકના, ગરૂડ શ્રીદામ આદી બડભાગ—વાજે. ૩
આવ્યા દેવ દ્વિજ ત્રિયા ગાવતાં, સચી સાવીત્રી પારવતિ આદિ—વાજે.
પૃથ્વી સરસ્વતિ ગૌરી ને રોહિણી, સ્વહા સંજ્ઞા રૂધિને શિવાદી.—વાજે. ૪
મૂર્તિ આદિ ધર્મ પત્નિ આવિયા, દેવ માતા અદિતિ નામ.—વાજે.
અનુસુયા અરૂંધતિ આદિ જે, પ્રેમાનંદ કહે સત્ય રૂષિ ભામ.—વાજે. ૫

## પદ ૩૧ મું—રાગ ધોળ.

("ચોક વચે ચાંપલો રોપાવોરે જેઠાણી, હું તો ચઢું રે ઊંચેરડીરે."—એ ઢાળ.)

વસુદેવે ગ્રહશાંતક કિધલાંરે, વિધિ સહિત કરી પ્રીતરે—સાહેલી.
ગર્ગાદિગોર તેડાવિયારે, કરવા ગ્રહ યજ્ઞ પુનિત—સાહેલી. ૧
વસુદેવને માંડવે જે આવિયારે, તેમનાં સંભળાવું નામરે—સાહેલી.
નંદેશ્વરને સેનાંપતિરે આવ્યા, તે શિવ સુખ ધામરે—સાહેલી. ૨
પાતાળથી શેષ આવિયારે, વાસુકિ આદી નાગ રે—સાહેલી.
પાર્ષદ આવ્યા વૈકુંઠથિરે, નંદસુનંદ બડ ભાગ રે—સાહેલી. ૩
ગોલોકમાંથી આવિયારે, શ્રી દામઆદિ અપાર રે—સાહેલી.
સુરપુર વાસિ આવિયારે, દેવ સરવે નરનાર રે—સાહેલી. ૪

મહરૂષી દ્વિજવર આવિયારે, સપ્તરૂપી મુનિ વૃંદ રે—સાહેલી.
સુક નારદાદિક આવિયારે, સનકાદિક સુખ કંદ રે—સાહેલી. ૫
ઇંદ્રાણિ સહિત દેવાંગનારે, પારવતી આદિ અનૂપ રે—સાહેલી.
સપ્ત રૂષિની ત્રિયા આવિયાંરે,અનસુયા આદિ સૂખ રૂપરે—સાહેલી. ૬
પૃથ્વી પતિ બહુ આવિયારે, ગણતાં ન આવે પાર રે—સાહેલી.
છપ્પન કુલ તે જાદવતણાંરે, પાંડવ આદિ ઉદાર રે—સાહેલી. ૭
માંડવડે વસુદેવને રે, માંડવીયા ન સમાય રે—સાહેલી.
વાજે વાજાં ગાયે માનનીરે, આનંદ ઉભરાણો જાય રે—સાહેલી. ૮
લાવ્યો પેરામણી ભુપતિરે, સુરપુર વાસિ અમર રે—સાહેલી.
પ્રેમાનંદ કહે મણિ ભુષણુરે, રત્નના છત્ર ચમર રે—સાહેલી. ૯

## પદ ૩૨ મું-રાગ ધોળ.

("કુંવરે પાગડે પગ દઈ ચડયારે."—એ ઢાળ.)

વરઘોડે ચડ્યા હરિ રાયે, જન જોઇ જોઈ રાજી થાયે;
વર ઘોડાની શોભા તે જોઇ, રહ્યા સુરનર મુનિવર મોઈ. ૧
શણગાર્યા છે ઘોડા ને હાથી, રૂડા શોભે છે હરિના સાથી.
ચડયા જાદવરાય વર ઘોડે, શોભે જાદવ તોડે મકોડે. ૨
દેવ હરખ ભર્યા સરવે આવ્યા, નિજ નારિયો સંગે લાવ્યા;
વાજે દેવનાં વાજાં અપાર, શબ્દ છાહિ રહ્યો દિશિ ચાર. ૩
નાચે અપ્સરા ગાંધર્વ ગાય, ઉપર પુષ્પની વૃષ્ટી થાય;
હરિ મોર મુગટ શિર ધરિયો, કોટી મદનતણો મદ હરિયો. ૪
કીધો શૃંગાર રસ અંગિકાર, મોરછા પામ્યા દેવ નર નાર;
હરિ વર હાથિયે બેશી નીસરિયા, જોઇ મુનીવર લોચન ઠરિયા. ૫
હરિને ચમર છત્ર શિર છાજે, આગે અગણિત વાજાં વાજે;
આગે ઉડે છે આતસબાજી, થાયે નર ત્રિયા જોઇને રાજી. ૬
આગે બોલે બહુ છડીદાર, દેવ વરસે સુમન વારંવાર;
અસવારી ને આગે ગણેશ, ઇંદ્ર બ્રહ્મા શિવજીને શેષ. ૭
શોભા જોઇ દેવ થયા રાજી, દેખી દુરીજન બળિયા દાઝી;
જન જૂવે પ્રભુજીને પ્રીતે, જાણે ચિત્ર આળેખ્યાં ભીતે. ૮
થયા પ્રફુલિત જોઈ મુનિ વૃંદ, બલીહારી જાયે પ્રેમાનંદ;

## પદ ૩૩ મું–રાગ ધોળ.

("રૂકમણી લખી કાગલ મોકલેરે, દ્વારકાનાથરે જાદવરાય; કુંદનપુરમાં પધારજોરે.")

જાન સજિને જદુપતિરે, ઉધલીને ઉભજ્ઞા બારરે–
કેશરીયો પરણવા જાયે પ્રભુ તુળસીરે.
જાનૈયા બહુ શોભતારે, ગજરથ અશ્વે અશવારરે.–કેશરીયો૰ ૧
કસુમલ કેશરિયા બણ્યારે, જાનૈયા રંગ ચોળરે;–કેશરીયો૰
રતન મણિ મોતીડે કરીરે, શોભે છે ઝાકમઝોળરે.–કેશરીયો૰ ૨
જાન બની જગદિશનીરે, સરવે છબીનું ધામરે;–કેશરીયો૰
રતિ વરવા જાણે ચાલીયોરે, જાન સજીને કામરે.–કેશરીયો૰ ૩
પાલખીયે બહુ પોઠીયારે, મુનિવર ને દ્વીજરાયરે;–કેશરીયો૰
અમર શોભે છે વૈમાનમાંરે, માનુની મંગળ ગાયરે.–કેશરીયો૰ ૪
છત્ર ચમર શિર શામનેરે, ઝલકે છે કનક નિસાનરે;–કેશરીયો૰
છડીદાર બોલે બહૂ આગલેરે, ચતુરંગણી ચાલી જાનરે.–કેશરીયો૰ ૫
વાજાં વાજે બહુ ભાતનારે, ગોમુખ પંણવ શરણાઈરે;–કેશરીયો૰
દેવના દુંદુભી ગડગડેરે, પ્રેમાનંદ કહે સુખદાઇરે.–કેશરીયો૰ ૬

## પદ ૩૪ મું–રાગ ધોળ.

("શકન જોઈ સાંચરજોરે."–એ ઢાળ.)

શકન થાય છે બહુ સારાં રે, અહોનિશ આનંદનાં કરનારાં રે;
સામી કન્યા મળી છે કુંવારી રે, માથે કુંભ ભર્યાં છે વારી રે. ૧
સામો મળિયો છે વનમાલી રે, આનંદ પામ્યો પ્રભુજીને ભાળી રે;
કોટે આરોપ્યા લઇ હાર રે, ગજરા બાંધ્યા તે કરિ પ્યાર રે. ૨
તોરા ખોસ્યા છે પાઘ માંય રે, જોઇ જોઈ જન તે રાજી થાય રે;
શકને મળિ નાયકા સામી રે, પ્રભુજીને જોઇને આનંદ પામી રે. ૩
કુમાત ખર બોલે વામ ભાગે રે, હરિજન હરખ્યા અનુરાગે રે;
શકને બોલે તિતર મોર રે, નોલીયો પંખી ચાસા ચકોર રે. ૪
સારાં શકન થાયે વારંવાર રે, પ્રભુજી ચાલ્યા ચોંપે થઇ તૈયાર રે;
જદુપતિ જાન સજિને નિસરિયારે, પ્રેમાનંદ નિરખી લોચન ઠરિયાંરે. ૫

## પદ ૩૫ મું-રાગ ઘોળ.

("જીરે ભાડલિતે છાના કાગળ મોકલે, કેશરીયાવર વેલો આવ સુંખડાં જોઈ રઢ લાગશે"-એ ઢાળ.)

જીરે કુંવરીયે કૃષ્ણજીને કાવીયું, અલબેલા ઉતાવલો આવ;—
મુખડું તારૂં ચિતડામાં ખુટયું.
જીરે આવડી તે વાર તમને કયાં થઇ, સુંદરવર નટવર નાથ;—મુખડું૰
જીરે વદન જોયા વિના જાદવા, મારે પળ જુગ જેવડી જાય.—મુખડું૰ ૧
જીરે રૂપ તારૂં રંગ છેલડા, મારે ખુતું છે ચિતડા માય;—મુખડું૰
જીરે માલા રટું છું તારા નામની, પળે પળે લાગું તારે પાય.—મુખડું૰ ૨
જીરે દીન જાણીને દયા આણજો, હું તો દાસિ ચરણનિ નાથ;—મુખડું૰
જીરે અલબેલા આવી ઉતાવળા, હરિ ગૃહણ કરો મારો હાથ.—મુખડું૰ ૩
જીરે સાંભળતાં સમાચાર આવિયા, આવિ કેશરિયા કુંવરની જાન;—મુખડું૰
જીરે પ્રેમાનંદ પ્રભુજી પધારિયા, ઉતર્યાં ગગનથિ અમર વેમાન.—મુખડું૰ ૪

## પદ ૩૬ મું-રાગ ઘોળ.

("પધાર્યા પ્રભુ નાગર નંદજીનો લાલરે."—એ ઢાળ.)

પધાર્યા વાલો સામલિયો સુખ કંદરે;—પધાર્યા.
જગત પતિ જગવંદ રે.—પધાર્યા. ૧
અખિલ ભુવનનો આધાર રે;—પધાર્યા.
વરત્યા તે જય જયકાર રે.—પધાર્યા. ૨
સામૈયું લઇ થાઓ તૈયાર રે;—પધાર્યા.
માનની સજો શણગાર રે.—પધાર્યા. ૩
માનની મંગલ ગાઇએ રે;—પધાર્યા.
વાલો વધાવાને જાઇએ રે.—પધાર્યા. ૪
થાલ ભરો ગજ મોતીયે રે;—પધાર્યા.
ચાલો વેલા જઈ પોતિયે રે;—પધાર્યા. ૫
શ્રીફળ સોપારી અક્ષત લીજીયે રે;—પધાર્યા.
કેશર કંકુનાં તિલક કીજીયે રે.—પધાર્યા. ૬
લોને સુગંધી ફુલ હાર રે;—પધાર્યા.
ગજરા બાજુ ને તોરા સાર રે—પધાર્યા. ૭

સામૈયું લઇને સામાં નિસર્યાં રે;—પધાર્યા.
મુખ જોઇને દુ:ખ વિસર્યાં રે—પધાર્યા. ૮
અગણિત વાજાં વાજીયાં રે—પધાર્યા.
દુરિજન દેખી બહુ દાજીયા રે—પધાર્યા. ૯
પ્રીતે પ્રભુને પધરાવિયા રે;—પધાર્યા.
પ્રેમાનંદે ગુણ ગાવિયા રે,—પધાર્યા. ૧૦

## પદ ૩૭ મું-રાગ ધોળ.

("પડેરે નગારાંની ઘોષ ભમર તારી જાનમાંરે."—એ ઢાળ.)

ભુપ ભીમક સામા આવિયારે, સુરનર મુનિ લઇ સાથ;—નિરખી નાથનેરે.
વિનયે તે વંદન કીધલારે, મળ્યાં હરખે ભરી બાથ.—નિરખી.
પ્રિતે પુજ્યા રામ કૃષ્ણનેરે, ભીમક ભુપ સુજાણ;—નિરખી.
વસુદેવ ભીમકને મળ્યારે, પુછી કુશળ ને ક્ષેમ;—નિરખી.
સાકરના જળ પાવિયાંરે, પુરણ કરીને પ્રેમ.—નિરખી.
વાજતે ગાજતે ચાલિયારે, ઉતારે લઇ જાન;—નિરખી.
ઉતારા જોઇ જુગતનારે, જાનૈયા ગુલતાન.—નિરખી.
રત્ન મણિમય ઝલહલેરે, સ્વર્ગને કરે તિરસ્કાર—નિરખી.
બાગ કલ્પવૃક્ષના બણ્યારે, સર વ્યાવ કુવા અપાર—નિરખી.
હવેલીયું સાત માલનીરે, પલંગ હીંડોળા ખાટ.—નિરખી.
જે જે જોયે તે તૈયાર છેરે, નિધિ સિધિયે રચ્યા ઠાઠ.—નિરખી.
હાથિ ઘોડા રથ પાલખીરે, ઉતર્યાં અમર વેમાન;—નિરખી.
તરત જાનૈયા જમાડિયારે, વિધવિધનાં પકવાન;—નિરખી.
ઇચ્છા ભોજન જમાડયારે, કરિ કરિ બહુ મન વાર.—નિરખી.
અમરતે અચરજ પામિયારે, પ્રેમાનંદ બલિહાર—નિરખી.

## પદ ૩૮ મું-રાગ ધોળ.

("જમરે જમાઈ ડાકલ વેલો."—એ ઢાળ.)

જમો કલવો હરિવર હેતશું, સાસુ જમાડે તમારિ પ્રીતશું;
સાસુ થાલ ભરિને લાવિરે, તમને પ્રીતે જમાડવા આવીરે. ૧
ધાલ્યું કલવામાંઇ ઘી ઘણુંરે, એ લક્ષણ હરિ હેતતણુંરે;
સુંદર વર કમલા નાથરે, આજ જમો સાસુજિને હાથરે. ૨

જે જે જોયે તે અમને દાખોરે, હરિ જમતાં તે લાજ ન રાખોરે;
ઉભી થાળિ લઇને બાલિરે, ચલુ કરાવે તમારી સાલીરે. ૩
ખોસે તમારી પાગમાં કેવડોરે, આ સાલો તમારો તમ જેવડોરે;
એમ બોલે હરિને નારીરે, જાયે પ્રેમાનંદ બલિહારીરે. ૪

### પદ ૩૯ મું-રાગ ધોળ.

("વર તો માલિનિ સેરીયે સાંચર્યારે, વરને ગજરા વરાવતાં લાગી વારરે, નગારાં વાજેરે ધીમાં રે ધીમાં."-એ ઢાળ.)

હરિતો સુરનરં મુનિચિત ચોરવારે, શાહે અલબેલોજી શોભા ધામરે;
કેશરીયો વર જોવા જેવારે.
શાલગરામ તે શ્રી કૃષ્ણ રૂપ થયારે, શોભા જોઇ લાજે કોટી કામરે.-કેશ૰ ૧
હરિયે મોર મુગટ શિર ધારીયોરે, કાને કુંડળ મકરાકારરે;-કેશ૰
કડાં વેઢ વિંટિ ને બાજુ બેરખારે, શોભે રતન જડાઉ કોટે હારરે.-કેશ૰ ૨
હરિને રત્ન જડિત કટિ મેખલારે, ચરણે તોડા તે રતન જડાવરે;-કેશ૰
હરિને રતન જડિત ચરણે મોજડીરે, શોભે સુંદર નટવર નાવરે.-કેશ૰ ૩
હરિને કેશરીયા વાઘા અંગે શોભતારે, પટકા કેશરિયા જોયા લાગરે;-કેશ૰
હરિને કેશર તિલક કિધાં ભાલમાંરે, ચોખા ચોડયા છે અણિઅનુરાગરે.-કેશ૰ ૪
સરવે સુર નર મુનિ થયા ઘેલડારે, નિરખિ શોભા નીધિ સુખ કંદરે;-કેશ૰
એવા સુંદરવર હરિ ઉપરે, જાયે બલિહારી પ્રેમાનંદરે.-કેશ૰ ૫

### પદ ૪૦ મું.

વરઘોડો વાલાજીનો નિસર્યોરે, શોભા મુખે કહી નવ જાયરે-ત્રાંબાળુ ઉંટે ગડગડેરે.
શોભે સુંદર વર સુરજ સરખારે, ઘોડલાંની ઘુમર માયરે;-ત્રાંબા૰ ૧
શણગાર્યાં હાથી ને ઘોડા પાલખી, રથ માફા તે રતન જડાવરે;-ત્રાંબા૰
શોભે જાનૈયા રૂડા જગદિશનારે, હિરા માણક મોતિડે ગરકાવરે.-ત્રાંબા૰ ૨
શોભે મુનિવર દ્વિજ બેઠા હાથિયેરે, છાયાં ગગને તે અમર વેમાનરે;-ત્રાંબા૰
કરે કુસુમ વૃષ્ટી સરવે દેવતારે, નાચે અપ્સરા ગાંધર્વ કરે ગાનરે.-ત્રાંબા૰ ૩
ઉડે આતશબાજી બહુ આગલેરે, બોલે જે જે બહુ છડિદારરે;-ત્રાંબા૰
છત્ર રતન જડિત શિર શોભતારે, રૂડા ચમર ઢલે લખ ચારરે.-ત્રાંબા૰ ૪
વાજે વાજાં આગળ બહુ ભાતનાંરે, ગાયે માનનિ ઓચ્છવ થાયરે;-ત્રાંબા૰
શોભા જોઇ સુંદર ઘનશ્યામનિરે, પ્રેમાનંદ બલહારી જાયરે.-ત્રાંબા૰ ૫

### પદ ૪૧ મું-રાગ ધોળ.

("લિલડી સિ ઘોડી ને લિલડાં પલાણ."-એ ઢાળ.)

માણકી છે ઘોડિ ને મોતીડે જડાવ, અલબેલોજી અસવાર રે-નિરખી નેણાં લોભાણાં.
મણીનો છે મોરડો જરીના પલાણ, રતન જડિત કોટે હાર રે.-નિર૦ ૧
રતન જડિત કલંગી શિર શોભે, મોતીડે ગુંથી કેશવાળી રે;-નિર૦
રતને જડિત સુંદર શોભે લગામ, હરિવરના હાથમાં મેં ભાળી રે.-નિર૦ ૨
પચરંગ પાટિનો જેરબંધ કશિયો, પાગડે રતન જડયાં સાર રે;-નિર૦
રતન જડિત ડુમચીનીરે શોભા, રતન ઝાંઝર ઝણકાર રે.-નિર૦ ૩
ચંચળ છે ઘોડી ચતુર અસવાર, જોઇને થકિત નરનાર રે;-નિર૦
જાનૈયા જુથમાં શોભે સુંદરવર, સામળિયો સિરદાર રે.-નિર૦ ૪
ઉડગણમે જેમ શોભે ઉડપતિ, એમ શોભે અલબેલો રે;-નિર૦
પ્રેમાનંદ કહે પ્રભુ આવ્યા બજારે, સુંદર વર રંગ છેલો રે.-નિર૦ ૫

### પદ ૪૨ મું-રાગ ધોળ.

("ઘોડી તારે મુખડે રતન જડયા રે બાઇ."-એ ઢાળ.)

વરઘોડે બેસિ વાલો આવે રે વિહારીલાલ, સામો મળ્યો માલિડો લઇ હાર-
તોરો સરસ બન્યો રે લાલ.
જાઇ જુઇ ચમેલી ને માલતી મોગરો, સેહરામે સુગંધ છે અપાર-તોરો૦ ૧
ગુલાબના ગજરા સાહેબોલ છરિનાબાજુ, ગુલ છબાનિ છડિ લીધી હાથ-તોરો૦
કેતકીની કલંગી ને કેવડાની ટોપી, સેવતીનાં છોગાં સોહે માથ-તોરો૦ ૨
ગુલદાવદિ ગુલાલ ગેંદા ગુલમેદી ગુલાબાસ, ચંપાની સુગંધી ચારે પાસ;-તોરો૦
ફુલડાંમાં ફુલિ રહ્યો કેશરિયોવર કાનજી, શોભા જોઇ આનંદ હરિના દાસ.-તોરો૦ ૩
પોહોપ ફુલને પારિજાત વરસેરે વ્રદારકા, સુગંધીમે સામલિયો ગરકાવ;-તોરો૦
પ્રેમાનંદ નિરખી જાય વારવાર વારણે, રૂપાળો રંગ ભિનો બાંકો રાવ.-તોરો૦ ૪

### પદ ૪૩ મું-રાગ ધોળ.

("જીરે વેવાઈ તારી સેરીયું સાંકડી."-એ ઢાળ.)

રાયરે ભીમક તારૂં સ્હેર સાંકડું, મારા હરિવરના હાથિડા ન માયરે;-
વિઠ્ઠલ વર આવે વાંકડો.
રાયરે ભીમક તારો બજાર બહુ સાંકડો, રથ પાલખીને સાંકડ બહુ થાયરે.-વિ૦ ૧

રાયરે ભીમક તારા ચૌટા બહુ સાંકડા, ચૌટે આતસબાજી નવ ઉડવાયરે-વિ૦
રાયરે ભિમક તારી શેરી બહુ સાંકડી, મારા હરિવરના જાનૈયા કચરાયરે-વિ૦ ૨
રાયરે ભીમક તારી મેડી બહુ સાંકડી, મેડિયે અમર વેમાન અટકાયરે-વિ૦
રાયરે ભીમક તારાં બારણાં બહુ સાંકડાં, બારણે અસવારીઉભીઅકળાયરે-વિ૦ ૩
રાયરે ભીમક તારા આંગણીયે ઉભા રયા, ત્રિભોવન પતિપર બ્રહ્મરાયરે-વિ૦
રાયરે નિરખીને નેણાંરે શીતલ થયાં, તન મન પ્રેમાનંદ વારી જાયરે.-વિ૦ ૪

## પદ ૪૪ મું-રાગ ધોળ.

("ઉઠોરે સકલની નાર, કેશરિયો વર ઉભો બાર."-એ ઢાળ.)

ઉઠોરે ભીમકની નાર, તોરણ આવ્યા જગ આધાર;
કયારેના વર ઉભા બાર, આવડલી સિ લાગી વાર. ૧
કયારેના શું સજો સણગાર, પોંખવા સારૂં થાઓ ત્યાર;
ઉભાં થઇ છે ધડી બે ચાર, તમને તો નહિ લાજ લગાર. ૨
દ્વારે ઉભા ખોટી થાએ, જાનૈયા ઉભા અકળાયે;
કયારની આવિ ઉભી જાન, આકાશે ઉભાં વેમાન. ૩
રોકયાં સરવે શેરિ બજાર; જાનૈયાનો વારના પાર;
આજ તમારાં ઉઘડયાં ભાગ, પ્રેમાનંદ કે વર પોંખવા લાગ. ૪

## પદ ૪૫ મું-રાગ ધોળ.

("સાસુ ધોંસરૂં લઈ પોંખેરે."-એ ઢાળ.)

સાસુ આવ્યાં ઉઠી હરખેરે, વરને ઘુઘટડામાં નરખેરે;
સાસુ પોંખે લઈ ધુસરૂંરે, કેછે નેણાથિ ન્યારા ન કરૂં રે. ૧
સાસુ પોંખે મુસલ લઇ રે, વરને નિરખી રાજી થઇ રે;
સાસુ પોંખે લઇ રવાયોરે, જેને વેદ પુરાણે ગાયો રે. ૨
સાસુ પોંખે સંપટ લઇસરીયોરે, હરિવર નિરખી અંતર ધરિયો રે;
સાસુ પોંખે છે લઇ ત્રાક રે, હરિવર હસિયા જોઇને જરાક રે. ૩
સાસુ ઇંઢી પીંડી ઉતારેરે, હરિવર નિરખીને ઉર ધારે રે;
એમ વર કેશરીયો પોંખાયરે, પ્રેમાનંદ નિરખિ રાજી થાય રે. ૪

## પદ ૪૬ મું-રાગ ધોળ.

("પીઠિ ચોળો પીઠિ ચોળો પિતરાણીરે."-એ ઢાળ.)

તુળસિજિયે રૂપ અનુપમ કીધુંરે, સુરનર મુનિને દરશન દીધું રે;
શોભા તે ત્રિભોવન નૂતન ધારીરે, વરવા શ્રીકૃષ્ણજી કુંજવિહારીરે.
કુંવરીને રતન બાજોટે બેસાર્યાંરે, મલિયાગર અંગ મદ ઘસિને ઉતાર્યાં રે;
પીઠી ચોળી દેવ દ્વિજ ત્રિયા આવિરે, ગંગા આદિ નદિયો તે નિર ભરી લાવીરે.
દીગ્ગજતે ચાર સાગરનાં વારિરે, કનકકુંભ આઠે સુંડમાં ધારિરે;
લાગ્યા હરખે તુળસિજીને નવરાવારે,પ્રેમાનંદ કહે દેવ ત્રિયા લાગાં ગાવારે.

## પદ ૪૭ મું.

રૂષિ પત્નિ નવરાવે કરિ પ્યારરે, મંત્ર ભણે મુર્તિમાન વેદ ચારરે;
મિઠે સ્વરે ગંધર્વ કરે છે ગાનરે, અપ્સરા નાચે છે તોડિ તાનરે.
દેવગણ વાજાં વજાડે બહુ પેરરે, સહુ જનને થઇ છે લીલા લેરરે;
વાજે દેવ દુંદભી તુળસિજી નાહેરે, તાલ મૃદંગ વાજે ઓછવ થાયેરે.
કરે સુર પુષ્પ વૃષ્ટી વારવારરે, કરે જન જે જે શબ્દ ઉચ્ચારરે;
પ્રેમાનંદ કે રૂડિ રીતે નવરાવ્યારે, પિતાંબર પેરીને મંડપમાં લાવ્યારે.

## પદ ૪૮ મું-રાગ ધોળ.

("સાંતક વેળા ગોરિ રિસાઈ બેઠાં, સસરો મનાવે તો માનો હો લાડણી,
આછા ઘુંઘટડા વળીને વાલેરા લાગે."-એ ઢાળ.)

ભીમક ભુપ ઉર હરખ ન માયરે, ગ્રહશાંતિ પુજન થાય;
હો માનની, ગાવો રૂડાં વાજીત્ર વાજે.
બ્રહ્માજી આવ્યા, રૂડા વિપ્રને લાવ્યા, વિપ્રને વરૂણિ વરાય-હો માનની. ૧
પૃથવી પુજન કરી અગની પધરાવ્યા, ગણપતિ થાપન કીધાં;-હો માનની.
પુજા સામગ્રી જેજે જોઇએ તે લાવ્યા, ગ્રહનાં આવાહન કિધાં.-હો માનની. ૨
આવ્યા નવે ગ્રહ મુર્તિ ધરિને, ગુરૂ શુક્ર ને રવિ સોમ;-હો માનની.
આવ્યા રાહુ ને કેતુ શશિસુત બુદ્ધ, શનિશ્ચર અવનીસુત ભોમ.-હો માનની. ૩
વિધિયે સહિત ગ્રહનાં થાપન કીધાં, પુજ્યા પાંચે ઉપચારે;-હો માનની.
ચંદન પુષ્પ અક્ષત દધિ દુર્વાતિલ, ધુપદિપક કીધાં પ્યારે-હો માનની. ૪
હોમ થાયે ને વેદ મંત્ર ભણાયે, જજ્ઞ આહુતિ દેવાયે;-હો માનની.
સભા ભરાઇ સર્વે દેવ બિરાજ્યા, અપ્સરા નાચે ગંધર્વ ગાયે.-હો માનની. ૫

પ્રિતિ સહિત ભુપ ભિમક આવ્યા, કન્યાને લીધાં છે ખોળે;-હો માનની.
પુષ્પ વરસે દેવ દુંદભી વાજે, જોવા મળ્યા છે જન ટોળે.-હો માનની. ૬
અર્ધ્વ શ્રીફલ દિધાં દંપતિ હાથે, ગ્રહસાંતિ વિપ્ર કરાવે;-હો માનની.
વર કન્યાની જોડિ અવિચળ રેવા, દેવતે ચરણે લગાવે.-હો માનની. ૭
ભુપતિ આવ્યા સર્વે લાવ્યા પેરામણિ, ભીમકરાયનાં સગાંવાલાં;-હો માનની.
પ્રેમાનંદ કહે એણા પાન સોનેરી, ઉત્તમ શાલ દુસાલા.-હો માનની. ૮

## પદ ૪૯ સું-રાગ ધોળ.

"(જીવનજીએ મોકલ્યું રે મોસાળું."-એ ઢાળ.)

તુળસીજીને આવિયાંરે મોશાળાં, હીરા મોતી રતન પરવાળાં;—તુળસી.
ભાંત ભાંત રતન અપાર, લાવ્યા દેવ કરિ બહૂ પ્યાર.—તુળસી. ૧
લાવ્યા અમર આભુપણ ભારી, અંગે પેરી ઓપ્યાં સકુમારી;—તુળસી.
લાવ્યા દેશ દેશના ભૂપ, અંબર ભુપણ અતિશે અનૂપ.—તુળસી. ૨
લાવ્યા સોનેરી રૂપેરી થાન, નર નારી જોઇ ગૂલતાન;—તુળસી.
મોસાળું લાવ્યા સુર રાજ, અતિ હરખે તુલસીજીને કાજ.—તુળસી. ૩
અંગો અંગના અંબર અલંકાર, લાવ્યા સુરપતિ અતિ ઉદાર;—તુળસી.
આવ્યા અમર ત્રીયા બડ ભાગ, લાવ્યા અંગો અંગના સોહાગ.—તુળસી. ૪
સજ્યા સરવે અંગે શણગાર, પ્રેમાનંદ જાયે બલિહાર.—તુળસી.

## પદ ૫૦ સું-રાગ ધોળ.

("રંગ ચાલે રંગ ચાલે માઇ ભરિરે મજીઠ,ચણોઠીના ચીર મારે લાવજોરે"-એ ઢાળ.)

ઉર વાધ્યો ઉર વાધ્યો આનંદ અપાર, ત્રિભોવનવાસિ નર નારનેરે;
પુજા લાવ્યાં પુજા લાવ્યાં તુળસીજીને કાજ, સજવા તે સોલ શણગારનેરે. ૧
બહુ મુલાં બહુ મુલાં રતન જડાવ, આભૂપણ સાગર લાવિયારે;
પધરાવ્યાં પધરાવ્યાં ઇંદ્ર આસનમાંય, વિશ્વકર્માંયે કાંકણ પેરાવિયાંરે. ૨
વેઢ વિંટી વેઢ વિંટી તે રતન જડાવ, આંગળિયે સુંદર શોભતીરે;
કર પોંચી કર પોંચી ચુડિયું જડાવળી, શોભે કરમાંહી મન લોભતીરે. ૩
નાકે વાળી નાકે વાળી તે મોતીડે જડાવ, આપી ચંદ્રમાંયે અતિ પ્રિતશુંરે;
રૂડાં મોતી રૂડાં મોતીયે સમારી છે માંગ, ચંદ્ર નારિ રોહિણીયે રીતશુંરે. ૪
અજે આપ્યું અજે આપ્યું કમલ કરમાય, સરસ્વતિયે મોતિ હાર ધારિયારે.
શેષ લાવ્યા, શેષ લાવ્યા તે કુંડળ જડાળી, પ્રેમાનંદ કેહે મેરા કાજ સારિયારે; ૫

## પદ ૫૧ મું.

પારવતિયે પારવતિયે આપ્યો સોહાગ, આંખે અંજન કંકુ ભાલમાંરે;
અતિ સારો અતિ સારો ચાંઢલીયો જડાવ, સાવિત્રીયે આપ્યો વ્હાલમાંરે. ૧
સચી લાવી સચી લાવી બિડા પાનપાત્ર, પિકદાની તે રતન જડાવનીરે;
વૈજયંતિ વૈજયંતિ માલા પચરંગી, લાવ્યા વરૂણ સરસ મન ભાવનીરે. ૨
ફુલ હાર ફુલ હાર સુગંધી સાર, રિતુરાજ લાવ્યા રચના રચીરે;
કંઠ સુત્ર કંઠ સુત્ર તે લાવ્યા શિવ, લાવ્યા કુબેર દર્પણ રતને ખચીરે. ૩
અગ્નિ લાવ્યા અગ્નિ લાવ્યા કંચુકી બહુ મુલી, જમદેવ તે લાવ્યા વિજણોરે;
સર્વે ભુપ સર્વે ભુપ લાવ્યા તે અપાર, બહુ મુલાં અંબર ભુષણ ઘણોરે. ૪
શણગાર્યાં શણગાર્યાં લાડલિ બહુ ભાત, જોઇ મોહે સુંદર વર શ્રી હરિરે;
પ્રકાશું પ્રકાશું પ્યારીએ રૂપ, પ્રેમાનંદ કહે શોભે ઘણી સુંદરીરે. ૫

## પદ પર મું–રાગ ધોળ.

("દ્વારકામે વાજીતર વાજીયાંરે, ગોમતિમાં ગડગડીયાં નિસાન; જાદવરાય પરણે રૂકમણીરે."–એ ઢાળ.)

પંચ શબ્દે વાજીતર વાજીયાંરે, માનનીયો ગાય મંગળ ગીત;
ત્રીકમરાય પરણે તુળસી રે.
માયરે તે મોહનવર પધારિયારે, કનકાસને પધરાવ્યા કરિ પ્રીતઃ–ત્રીકમ. ૧
વરૂણિમાં વિપ્રને વરાવિયારે, તેડાવ્યા તે ભીમક પત્નિ સહીત;–ત્રીકમ.
રે ચોરી મધ્યે આવિ બેઠાં બેઊં જણારે, બ્રહ્મા મંત્ર ભણે રૂડી રીત.–ત્રીકમ. ૨
રે ભીમકરાયે ગણેશ પુજન કીધલાંરે, અર્ઘ્યાં બંધન આંપુ વરને હાથ;–ત્રીકમ.
રે અર્ધ આપી મધુપર્ક આવિયારે, ચરણ પખાલા નીરખી નાથ.–ત્રીકમ. ૩
રે ભીમકરાયે ધોયા પગ કન્યાતણારે, રત્ન જડિત આપ્યા અલંકાર;–ત્રીકમ.
રે પિતાંબરે અંતરપટ કિધલાં, વરકન્યા વચે અતિ સાર.–ત્રીકમ. ૪
રે કન્યાયે તે વરમાલા પ્રિતસુંરે, નાખી હરિને કોટે કરી પ્યાર;–ત્રીકમ.
રે વરકન્યાના છેડા ગાંઠ બાંધીયાંરે, કરાવ્યા છે ગોત્રના ઉચાર.–ત્રીકમ. ૫
રે વરકન્યાનો હથેવાલો મેળવ્યોરે, ભીમક રાયે આપ્યાં કન્યાદાન;–ત્રીકમ.
રે લાખ ગાયું સોનું રત્ન ભુષણરે, આપ્યાં હરખે સહિત દઇ માન.–ત્રીકમ. ૬
રે સ્વસ્તિ વાચન ભણિ હોમ કીધલોરે, મંગળ ફેરા ફરે હરિરાય;–ત્રીકમ.
રે મુર્તિમાન વેદ મંત્ર ઉચરેરે, અપ્સરા નાચે ગંધર્વ ગાય.–ત્રીકમ. ૭

રે દેવતાએ દુંદભી વજાડીયારે, રૂડે સ્વરે ગાય ત્રિયા વૃંદ;–ત્રીકમ.
રે સૂરપતિ પુષ્પની વૃષ્ટી કરેરે, નિરખી બલિહારી પ્રેમાનંદ.–ત્રીકમ. ૮

## પદ ૫૩ મું-રાગ ધોળ.

("પીઠી ચોળો પીઠી ચોળો પિતરાણી."–એ ઢાળ.)

મંગલ ફેરા ફરે ત્રીભોવનરાયરે, ત્યાં તો આઠ મહાદાન દેવાયરે;
પ્હેલું મંગલ ફર્યાં વરકન્યા જોડરે, ભીમકરાયે દીધી સોનામોર કોડરે. ૧
બીજું મંગળ ફર્યા વર કન્યા જ્યારેરે, દીધા અશ્વ દશ સહસ્ત્ર તેવારેરે;
ત્રિજું મંગલ ફર્યા હરિ તુળસી દેવીરે, દીધી ગાયુ દશલાખ જોયા જેવીરે. ૨
ચોથું મંગલ ફર્યાં તુળસી ભગવાનરે, દિધાં દશ સહસ્ત્ર હાથિ કેરાં દાનરે;
ભીમકરાય બહુ મનના ઉદારરે, દીધી દાસી સહસ્ત્ર સજી શણગારરે. ૩
ભીમકરાયે લીધો લાખેણો લાવરે, દીધા રથ અયૂત રતને જડાવરે;
ભીમકરાયે કીધો મનમે વિચારરે, આવો અવસર નહિં આવે વારંવારરે. ૪
એમ જાણી આપિ ભોમિ કરિ પ્યારરે, સુધી સારિ સત જોજન વિસ્તારરે;
ભીમકરાયે એમ કન્યાદાન દીધાંરે, પ્રેમાનંદ કહે જન્મ સુફલ કરિ લીધાંરે. ૫

## પદ ૫૪ મું-રાગ ધોળ.

("લાડો લાડી જમેરે કંસાર."—એ ઢાળ.)

એમ વરત્યાં તે મંગળ ચાર, હરિ પરણ્યા તુળસી કરિ પ્યાર;
વર કન્યા જમે કંસાર, ધન્ય નિરખ્યા તેના અવતાર.
કન્યા કોળિયો કરમાં લઇને, આપે હરિ મુખમાં ધિરિ રહિને;
આપે કન્યાના મુખમાં હરિ, નિરખે સુરનર મુનિ નેણાં ભરી.
લાડડીયે તે કૌતક કીધું, હરિની હાંસી કરીને સુખ લીધું;
વાળી કોળીયો મુખમાં દીધો, મુખમાં દેતાં પાછો તાણી લીધો.
જન હસ્યા ને હરિ શરમાણા, શોભા જોઇને નેણાં લોભાણાં;
વળતી વાળ્યો હરિયે દાવ, જોવા જનને ઘણો ઉછાવ.
કરમાં કોળિયો લઇ હરિ રાઇ, મોમાં દેતાં દીધો આંખ માંઈ;
હસ્યાં વર પક્ષનાં નર નારી, લજ્યા પામ્યાં ભીમક સકુમારી.
સાસુ આવ્યાં ધોવરાવાને હાથ, ચલુ કરે ત્રીભોવન નાથ;
સાસુ હાથ ધોવરાવીને ચાલ્યાં, હરિયે હસિને ચીર તાણી ઝાલ્યાં.
આપ્યો સાસુએ મોતીનો હાર, જાયે પ્રેમાનંદ બલિહાર.

## પદ ૫૫ મું-રાગ ધોળ.

("છોરા ધી પી ધી પી ધી પી રે તારે ઘેર નથી ઘીની ચોપી રે."-એ ઢાળ.)

જમો જમો હરિ કંસાર રે, લાજ રાખશો મા લગાર રે;
જમો કંસાર જગદાધાર રે, અમે ગાઇયે ગુણ કરી પ્યાર રે. ૧
અમને સાચું કેજો હરિ આપ રે, લોક કે છે તમારે બે બાપ રે;
તમારાં માબાપ રૂડાં રૂપાળાં રે, તમે તાવડી જેવા કેમ કાળા રે. ૨
સહુથી ઊંચું કુલ તમારૂં રે, તમે રીછ ઘેર પરણ્યા શા સારૂં રે;
તમે જાદવ કુળના ભૂપ રે, શું મોહ્યાં રીછડીને રૂપ રે. ૩
તમને પોંખ્યા હશે કેમ કરી રે, કરડયા હશે રીંછડીયે હરી રે;
તમને કન્યા કુણે નવ દીધી રે, કુબજા પટરાણી કીધી રે. ૪
તમને લાજ તો ન મલે શ્યામ રે, પરણ્યા ગોત્રમાંઇ સત્યભામ રે;
તમારા ગુણનો ન પામીયે પાર રે, પ્રેમાનંદ જાયે બલિહાર રે. ૫

## પદ ૫૬ મું-રાગ ધોળ.

("કાને અંકોટા કાચના બોલે નારંગ, હો બાઈ સારંગ.")-એ ઢાળ.

આ જાદવ કુળના અધિપતિ—બોલે માધવ હો બાઇ જાદવ.
એને સેવે મોટા મુનિ મહામતિ.—બોલે. ૧
એમાં અકલ તો કાંઈ ઝાઝી નથી;—બોલે.
શું સમઝી વરિ કમલા સતિ.—બોલે. ૨
આ જગમાં એવું કોઈ ના કરે;—બોલે.
આવું નીંદિત દેહ તે ના ધરે.—બોલે. ૩
આ તો માછલા કાચબા થઇ રમ્યા;—બોલે.
આ તો ભુંડ તનુ ધરિ વન ભમ્યા.—બોલે. ૪
એણે સાવજનો દેહ ધારીયો;—બોલે.
એણે હરણ્યાં કંસને મારીયો.—બોલે. ૫
એ તો કપટ રૂપ ધરિ વામન;—બોલે;
કીધું બલી રાજાનું પાવન.—બોલે. ૬
એણે ફરસી લઇ પ્રથવી ફરી;—બોલે.
કીધી એકવીશવાર નક્ષત્રી.—બોલે. ૬

થઇ રામ જગત જસ થાપિયા;—બોલે.
સુર્પનખાના નાક કાન કાપિયા.—બોલે. ૮
હવે જાદવ કુલે જનમિયા;—બોલે.
મેલી મા બાપને ગોકુલ ગીઆ.—બોલે. ૯
એતો ત્યાં જઈને અઢલક ઢલ્યા;—બોલે.
પ્હેલા માસિ પૂતનાને મલ્યા.—બોલે. ૧૧
વળતી કેતાં થાકાં મન વાણી;—બોલે.
એમની કીર્તિ વ્યાસે વખાણી.—બોલે. ૧૦
એ તો સર્વે ગુણના ભરિયા;—બોલે.
પ્રેમાનંદે અંતરમાં ધરિયા.—બોલે. ૧૨

## પદ ૫૭ સું–રાગ ધોળ.

("તું તો બોલરે મારિ અતરસ કોયલ, તારો તે શબ્દ શોહામણો."–એ ઢાળ.)

પરણી ઉભાંરે વર કન્યાની જોડ, માંડવડે બહુ શોભતા;
સર્વે પુર્યારે ભૂપ ભીમકના કોડ, સુરનર મુની મન લોભતા. ૧
ઉલંઘ્યારે પ્રભુ પરવત સાત, વેદ વિધિયે કરી પ્રીતશું;
વંદન કીધાંરે સૂરજ સાક્ષાત, વર કન્યાયે રસ રીતશું. ૨
કરાવ્યાંરે ધ્રુ તણું દરશન, અવિચલ રહેવા જોડિ શામની;
આપે વિપ્રરે રૂડાં આશિરવચન, વધાવે અક્ષત લઇ ભામની. ૩
આવ્યા સરવેરે વરના સંબંધી, ચાંદલો કરવાને કારણે;
આપ્યાં અંબરરે રત્ન ભુષણ વંદી, જાય વાલાજીને વારણે. ૪
હરિયે દીધાંરે દ્વિજવરને દાન, કંચનમણિ રતન આપિયાં;
પ્રેમાનંદ કહેરે કીધાં બહુ સનમાન, વાંછિત આપી દુ:ખ કાપીયાં. ૫

## પદ ૫૮ સું–રાગ ધોળ.

("વેવાઈ વાના મેલાવ, વાના નવ સરિયાંરે."–એ ઢાળ.)

ભૂપ ભિમકરે ઉદાર લાવ્યા પેરામણીરે; વરને રતન જડાઊ હાર.–લાવ્યા. ૧
કાને કુંડળ મકરાકાર;–લાવ્યા કડાં વેઢ વીંટી અતિ સાર.–લાવ્યા. ૨
જામા જરકસિયા કરી પ્યાર;–લાવ્યાં. સેલાં સરસ સોનેરી તાર.–લાવ્યા. ૩

બીજા વિધ વિધના શણગાર.–લાવ્યા. મણિ રતનતણા અલંકાર.–લાવ્યા. ૪
કીધા રાજી જુગદાધાર;–લાવ્યા. લાગી ચરણે વારંવાર;–લાવ્યા. ૫
એના ભાગ્ય તણો નહીં પાર;–લાવ્યા. જાયે પ્રેમાનંદ બલિહાર.–લાવ્યા. ૬

## પદ ૫૯ મું.

નૃપ ભિમક વેવાઇકાજ–લાવ્યા. હરખ ભર્યારે; પેરામણી કેરો સાજ.–લાવ્યા. ૧
ચમર છત્ર રતન જડાવ;–લાવ્યા. અંગે સોનેરી શીરપાવ.–લાવ્યા. ૨
માથે મોતિડે ભરિયા થાળ;–લાવ્યા. હિરા રતન મણિ ને પ્રવાળ.–લાવ્યા. ૩
ઘણાં સોનેરી રૂપેરી થાન;–લાવ્યા. આપ્યાં કરિ કરી સનમાન.–લાવ્યા. ૪
મોતી રતનતણા અલંકાર;–લાવ્યા. આવ્યાં કરિકરી મનવાર.–લાવ્યા. ૫
માની ભાગ્ય ભીમક બહુ પેર;–લાવ્યા. એવા વરને વેવાઇ કેને ઘેર.–લાવ્યા. ૬
ભૂપ ભિમકને હરખ ભારી;–લાવ્યા. નાખે વર પર વિશ્વ તે વારી.–લાવ્યા. ૭
આપી પેરામણી બહુ ભાત;–લાવ્યા.પ્રેમાનંદ કહે કરિ કરિ ખાંત.–લાવ્યા. ૮

## પદ ૬૦ મું–રાગ ધોળ.

("આજ મારે અવસર આવ્યો, પુરવ જનમની પ્રીતરે."–ઢાળ.)

અવસર આવ્યો આજ સપરમો,આનંદ અંગ ન માયરે;
જાનૈયાને પેરામણી, લાવ્યા ભીમકરાયરે. ૧

ભાત ભાતનાં રતન અમુલિક, માણક મોતિ હીરારે;
શાલ દુશાલા પાટ પિતાંબર જરકસિયા ચીરા રે. ૨

કસુમલ કેશરીયા ને અંબર બહુ રંગેરે;
જેને જેવાં જોયે તેવાંને આપ્યાં તે ઉમંગેરે. ૩

શિરપેચ સોતિ પાઘ કસુંબી, કલંગીને તોરારે;
કાને મોતી કુંડલ જડાઊ, કોટે ઉતરી દોરારે. ૪

બાજુબંધ ને કડાં સાંકળાં, પોંચિ વીંટી વેઢ રે;
તોડા પગમાં રતન જડાઊ, કંદોરા સોહે કેડરે. ૫

બ્રહ્મક્ષત્રી દેવ મુનિને, જેવા જોઇએ તેવારે;
ભુષણ અંબર ઢગલા કીધા, જાનૈયાને દેવારે. ૬

ભીમક રાયે આજ્ઞા આપી, જોઇયે તેવાં પેરો રે;
હરિ વરને માથે મેલ્યો, મોતીડાનો સેરો રે. ૭
અંબર અમોલિક ભુષણ માંઇ, જાનૈયા ગરકાવરે;
પ્રેમાનંદ કહે શોભે જાણે, રાજાના ઉમરાવરે. ૮

## પદ ૬૧ મું.

દેવ મુનિને પેરામણી, કરે ભીમક ભૂપરે;
જોયે તેવાં વસ્ત્રાભુષણ, આપ્યાં તે અનૂપરે. ૧
દિવ્ય વસ્ત્ર ભુષણ ગંધર્વ, અપ્સરાને આપ્યાંરે;
સિદ્ધ ચારંણ ને કિન્નર કેરાં, દાલીદર કાપ્યાંરે. ૨
દેવ ત્રિયા ને રૂષિ પત્નિને, વસ્ત્રાભુષણ ભારીરે;
અંગો અંગ સોહે તેવાં આપે, ભીમકતણી નારીરે. ૩
રિદ્ધિ સિદ્ધિ કરજોડીને, આગે ઉભી ત્યારરે;
જે જોઇયે તે તરત આપે, વસ્ત્ર અલંકારરે. ૪
લેતાં લેતાં થાકી રહ્યાં, સુરનર રૂષી રાયરે;
ત્રીભોવનવાસિ નર નારીને, અતિ અચરજ થાયરે. ૫
જે જે આવ્યા જાચક લોક, ત્રીભોવન વાસીરે;
જે જે માંગ્યાં તે તે આપ્યાં, ભીમકે તપાસીરે. ૬
સોનાં રૂપાં મોતી માણક, વસ્ત્ર અલંકારરે;
હાથી ઘોડા ભીમક ઘેર, થઈ રહી લીલા લેરરે. ૭

## પદ ૬૨ મું-રાગ ધોળ.

("જદુપતિ પરણ્યારે રૂકમણી."—એ ઢાળ.)

પ્રભુજી પરણ્યારે તુળસિ, જનને હરખ અપાર;—પ્રભુજી.
જદુપતિ સજીરે જાનને, ચાલવા થયા તૈયાર.—પ્રભુ. ૧
ગગને દુંદભી ગડગડે, વરસે સુમ ન વરસાત;—પ્રભુ.
વિવા જોઇને જદુરાયનો, અમર થયા રળિયાત.—પ્રભુ. ૨
શીવ બ્રહ્મા ને સુરપતિ, આવ્યા શ્રી હરિ પાસ;—પ્રભુ.
આજ્ઞા માગી મારાજની, વેમાન ઉડયાં આકાશ.—પ્રભુ. ૩

વસુદેવ મળ્યા વેવાઇને, હરખે ભેટયા ભરિ બાથ;—પ્રભુ.
ભીમક નેણુરે નીર વહે, ઉભા જોડીને હાથ.—પ્રભુ. ૪
ભીમક ભકત હરિરાયના, થયા અતિશે દલગીર;—પ્રભુ.
પ્રભુજી વિછડયાની વેદના, નૈણે વહેરે નીર.—પ્રભુ. ૫
ભીમકે કન્યા વળાવિયાં, દીધી સેના બહુ સાથ;—પ્રભુ.
રથે બેશી પ્રભુજી ચાલીયા, પ્રેમાનંદનોરે નાથ.—પ્રભુ. ૬

## પદ ૬૩ મું-રાગ ધોળ.

("રામ રામ રામરે મારી રૂડી વેવાણ તને રામ રામ.")-એ ઢાળ.

રે હરિ કે જો અમારા જઇ રામરામ,
રામ રામ રામ રામરે હરિ સઉનાં તે લઇ લઇ નામ નામ. ૧
નામ નામ નામ નામરે હરિ કે જો તે વિગતે સહુને;
સઉને સઉનેરે તમારી વાલી તે રીંછડી વઉને. ૨
વઉને વઉનેરે હરિ બીજી તમારી પટરાણીયો;
રાણીયો રાણીયો તમે જ્યાં ત્યાંથી ઝુંટીને આણીયો. ૩
આણીયો આણીયો રે તમે જાત ભાત કોઈની નગણી;
નગણી નગણીરે લાવ્યા રીંછડી રૂપાળી રૂપની મણી. ૪
નિમણી નિમણીરે હરિ ભાભી તમારી ઓળખી ખરી;
ખિખરી ખિખરીરે એને હળમાં તાણીને ટુંકી કરી. ૫
કિકરી કિકરીરે હરિ બેહેન તમારી બહુ ગુણ ભરી;
ગુણ ભરી ગુણ ભરીરે એતો જોગી સાથે ચાલી નીસરી. ૬
નિસરી નિસરીરે તમારી ફૂઇને તો જાય બલિહારિયે;
હારિયે હારિયેરે એક પુત્ર તો જાયો કુંવારીયે. ૭
વારિયે વારિયેરે બિજાં નામ લેતાં સહુ ચાઈએ;
ચાઇયે ચાઈયેરે સમજી મનમાંને મન હરખાઇયે. ૮
ખાઇયે ખાઈયેરે હરિ કુલ તમારૂં અતિ પાવન;
પાવન પાવનરે સર્વે પાપના પુજન સાવન. ૯
સાવન સાવનરે એવા ગુણ તમારા ગાયે સાંભળે;
સાંભળે સાંભળેરે, પ્રેમાનંદ કહે પાપ તેનાં બળે. ૧૦

## પદ ૬૪ મું-રાગ ધોળ.

("આજ આનંદ મારે અતિ ઘણો સુખ તે ક્યાં ન જાયરે"—એ ઢાળ.)

તુળસી પરણીને પ્રભુ ચાલીયા, બેશી રથમાંયે શ્યામરે;
કુંવરીને માયે બેસારીયાં, વામ લાગે તે સુખ ધામરે. ૧
વાજાં વાજે બહુ ભાતનાં, ગાયે માનની ગીતરે;
ભિમક વળાવાને નિસર્યા, પ્રભુજી સાથે બહુ પ્રીતરે. ૨
ગદ ગદ થઇ વાણિ ઉચરે, રૂડા ભીમક ભૂપરે;
નાથ વિસરજોમાં સુજને, સુખ નિધિ સુખ રૂપરે. ૩
દાસ જાણીને સંભાળજો, અવગુણ કરજો માફરે;
અખંડ રેજોરે મારા ઉરમાં, ટાળો ત્રીવિધીના તાપરે. ૪
જાન વળાવી પાછા વળ્યા, ભીમકરાય નરદેવરે;
જનમ સુફલ કરિ લીધલો, ભલી કીધી છે સેવરે. ૫
પ્રભુજી વેગે પધારીયા, આવ્યા નિજ તે ધામરે;
ગાજતે વાજતે મંદિરમાં પ્રભુ, આવ્યા પુરણ કામરે. ૬
આવિને તોરણ ઉભા રહ્યા, પોંખ્યા માતાએ પ્રીતેરે;
એકિ બેકિ રમ્યા વરલાડલિ, જાદવરાય જીતેરે. ૭
ગણુપતિ પુજી પાય લાગીયા, વર કન્યાની જોડરે;
લાડો લાડી છોડે દોરડા, પુરે પ્રેમાનંદના કોડરે. ૮

## પદ ૬૫ મું-રાગ ધોળ.

("તારે દોરડીયે દશ ગાંઠું હો લાડી દોરડીયો નવ છુટે"—એ ઢાળ.)

દોરડો નવ છુટે હો હરિવર દોરડો નવ છુટે;
એ તો ધનુપ નહિ જે તુટે હો.—હરિ.
તમે સીદને આકલા થાઓ હો;—હરિ.
પિતા વસુદેવને બોલાવો હો.—હરિ.
એ તો કન્યાના કરતું કારણ હો;—હરિ.
નથી ખાવું મહિ ને માંખણ હો.—હરિ.
એ તો કન્યાના કરનો સોહાગ હો;—હરિ.
નથી નાથવો કાલી નાગ હો.—હરિ.

बृहत्

# કાવ્યદોહન.

## ગ્રંથ ત્રીજો.

[વિભાગ બીજો.]

## ભાલણ.

એના રચેલા ગ્રંથોઃ—દસ્મસ્કંધ, નળાખ્યાન, સપ્તસતિ, રામાયણ, શિવ ભીલડી સંવાદ, કાદમ્બરી, ધ્રુવાખ્યાન, અને પુષ્કળ પદો.

## કૃષ્ણલીલા.

પદ ૧ લું–રાગ પરજિયો.

સજની ત્યાંહાં મુને લઈ ચાલ, જયાં જગજીવન નંદજીનો લાલ;
વહાલો વેણુ વાય રસાળ, ત્યાં હું જઇ રહું રે.
હરી વિણુ આતૂર મારૂં અંગ, કહીએ દેખીશ રૂપ ત્રિભંગ;
મુને સામળીઆનો સંગ, રહી શકું નહિરે.

હરી વિના આતૂર—ચંદ્ર ચકોર, જેમ ચકવીને હરનિશ ભોર;
તેમ મૂને વહાલા નંદ કીશોર, હરિ વિણ હું મુઈરે.
જો હું દેખું દેવ મોરારી, તો હરિને રાખું હૈડાપર વારી;
વારૂં તન મનથી ઓવારી, અળગિ રહું નહિરે.
પ્રભુ મને શાને સાહી હાથ, હવે કાં વિસારો નાથ;
પ્રેમે તેડો મૂને સાથ, ક્ષણું જુગ થઇ રહીરે.
સખી મેં હવે મેલ્યું માન, કો દેખાડે મૂને કહાન;
એટલું દીજે જીવતદાન, તો તું સાચી સહીરે.
દૂતી કેહે સુંદીરશ્યામ, પ્રમદાને અંગ ઉપન્યો કામ;
પ્રભુ વંદ્રાવન છે આમ, ત્યાંહાં રાધા ગઈરે.
હરી ત્યાંહાં રંગે રમીયા રાસ, પ્રેમદાના મનની પહોંતી આશ;
ગુણ ગાય ભાલણદાસ, પણ ન શકે કહીરે.

## પદ ૨ જું—રાગ મલ્હાર.

શ્રાવણ આવ્યો જોરે સજની, શું કીજે નવ જાએ રજની;
શ્યામ સુંદીર તો ન આવ્યારે બાઈ, લંપટ સાથે શીરે સગાઈ.
તેહેને ત્યાંતો ધણીએ મળશે, હૈડું અમારૂં વિરહે બળશે;
બપૈયો પીયુ પીયુ પોકારે, મનમથ પાંચે બાણે મારે.
વીજલડી તણો ચમકારો, મહારા મનડાને અંગારો;
કોઇ નહિ જે એને વારે, કાય મારી અમૃત ઠારે.
મોર બોલે છે બહુ એ પાપી, સગળે મળીને હુંને સંતાપી;
વેલ કેવડા જાઇ જુઇ, પુલતણી ગંધે હું મુઇ.
સઘળાં વહાલાં તો લાગે, રમણિય રમતાં ત્યાં આગે;
વંદ્રાવન માંહિ હરી સાથે, પુલ વીણીએ વળગી હાથે.
હરજી હાર ગુંથી પહેરાવે, તો મુજ મોર નાચતો ભાવે;
ફોરાં લાગે કાયા કાંપે, સુંદીર વર હ્રદયાશું ચાંપે.
વીરહિણીને બાળે તે વળતું, ઊલ્હાતું નવ-દીસે બળતું;
વરસાવો વહાલો ત્યાં તેને, વશ હોવે મન માને જેને.
કહોછો જે નંદ સુતને લાવો, મહારા હ્રદેનો તાપ સમાવો;
અથવા મારા ચિતને વાળો, પિતાંમ્બર શું પ્રીતજ ટાળો.

તેણે કરી હું ઘણું વિગુતી, એ કો દિન સુખે નવ સુતી.
એ વિરહે મરવું તો વારૂં, આશા જુઠી આવ્યા સારૂં;
ત્યાં તો ચાલી નવ જવાયે, એવાં નિર્લજ કયેમ થવાયે.
ભાલણ પ્રભુ રાખે કે ન રાખે, જેને ચાલતું સર્વે પાખે;
તેને ત્યાં તો બીજી નોહોતી, તેને છે ઘણી નાર પનોતી.

## ગોપીકા પ્રેમવર્ણન.

### પદ ૩ જું-રાગ ધન્યાશ્રી.

**ગોપી વચન:**

વાંસલડી વાઇને એણે ભોળવ્યાંરે, તેડી મુને વંદ્રાવન મોઝાર હો;
નયનના ચાળા કીધા મુને અતિ ઘણારે,મનડું મારૂં ન રહ્યું તેણ ઠાર હો. વાંસ
વાંસલડી ચતુરાઇ દેખીને હું તો ઘેલી થઇરે,વશ થતાં ક્ષણુ ન લાગી વારહો;
તન મન સજની એને સોંપિયું રે, પટંતરો કાંઈ રહ્યો નહિ લગાર હો. વાંસ
સતીપણું રહે જાણું એના રૂપમાંરે, ન જાણીયે તે કાંઇ થયો વિકાર હો;
લજ્જા તે કુલતણી કહીં ગઇરે, પાપ પૂન્યનો વિસારો વિચાર હો. વાંસ
જાણું જે મેં આજ યુગ જીતીયુંરે, મીત્ર થયો મારે નંદકુમાર હો;
એહવારે બીજા કોએ નહિરે, ન જાણીએ કો મનમથનો અવતાર હો. વાંસ
હરખ હો હૈડામાંહે માતો નથીરે, ઉલટીને કાંઇ આવે છે બહાર હો;
છાંની તે વાત ત્યાં મનતણીરે, તે તું આગળ કહી મેં વિસ્તાર હો. વાંસ
હરજી મારે વશ હશે સર્વદારે, માનુપ દેહનું ફળ પામી સંસાર હો;
મનનો વહાલો એ મળ્યો છેરે, ભાલણ પ્રભુ જે વૈદેહી ભરથાર હો. વાંસ

### પદ ૪ થું-રાગ ગોડી.

**સખી વચન:**

ઘેલી થઇ તું કામિની, તુ શા માટે રીસાવીજી;
ઘર સજ્જનની લજ્જા લોપી,જેને કાજે આવી—હઠ નવ કીજેજી. ટેક.
ચતુરપણું ભલું તાહારૂં,જેણે નંદકુવર વશ કીધોજી;
લહાવો મનુષ્યા દેહતણો, તે સઘળો તેં લીધો. હઠ.
ઘણી વશ છે એહને, પણ એને વશ નહિ કોયજી;
તે તારે ચરણે લાગે છે, અંતર આણી નેહ. હઠ.

એ શું રૂસણડાં કરી, પછિ ગોઠડિ કોણ શું કીજેજી;
હૈડું વિરહે દાઝે છે, ઝૂરી ઝૂરીને મરશે. હઠ.
એવો બીજો કો નથી, જે તાપ તનનો હરશેજી;
તુંને રીસાવી જાણીને, પેલાં દુરીજનનાં મન ઠરશે. હઠ.
માને તો થોડું ભલું, ને ઘણું કીધે સુખ જાયજી;
એ વિના આનંદ ઉપજે, એહવો નથી ઉપાય. હઠ.
સાચું કહું છું સુંદરી, અતિ તાણે તો ત્રૂટેજી;
હાર તણી જે ગાંઠડી, તે છેદી નવ છૂટે. હઠ.
સામું જોઇ કો શું કરશો, નયનતણા તો ચાળાજી;
તે શું મન માન્યું નહિ, જેની કોટે માળા. હઠ.
વહાલા શું વઢીએ નહિ, સાચી એ ચતુરાઇજી;
જેને તન મન સોંપ્યું, તે શું શી ઠગાઈ. હઠ.
ચાર દહાડા યૌવનના, તે કાલ વહીને જાશેજી;
હસવું રમવું નહિ ગમે, જરા જ્યારે થાશે. હઠ.
તે કાયા શું કીજીએ, હરજીથી રહે અળગીજી;
નિમિષ માત્ર નહિ મેલીએ, જે પ્રીતિ ધરથી વળગી. હઠ.
જેને વશ સંસાર સઘળો, તે તુંજ આગળ જાચેજી;
વેદ વાણીએ જે રીઝે નહિ, તે તારી ગાળે રાચે. હઠ.
સ્વપ્ન માહીં પામે નહિ, શુકજી સરખો જોગીજી;
તે તારી પ્રીતે થાય છે, આણે જન્મે ભોગી. હઠ.
પૂર્વજન્મ પ્રતાપથી, પુન્ય કરીને પામીજી;
ભાલણ પ્રભુ રઘુનાથ એવો, કેમ થયો છે કામી. હઠ.

## પદ ૫ મું–રાગ મલ્હાર.

**સખી વચન:**

સામું જોરે સુંદરી વીજળી ઝબુકે, મેઘ અંધારી આવીઉ હલુએ ખુકે;
રીસાવ્યાં રહિએ નહિ વહાલા શું ઘહિલી, શાને કીધી એવડી પ્રીતજ પહેલી.
રીસાવીએ નહિ પપૈઓ ગાજી પોકારે, માન કરે જે મિત્ર શું તે સ્ત્રીને વારે.
ઘણા દિવસનાં રૂપણાં શ્રાવણમાં ભાજે, હૈડું ફાટે વિરહણી જ્યારે ઘન ગાજે;

મનમથ વીંધી માનુની કેવડાને કાંટે, આણે દાડે કેમ ચાલશે વહાલા શું આંટે;
મોર કરે ટહૂકડા મેઘ કહે છે ગાજી, પરાણે જંપ પીયુને મળે માનુની મદમાતી.
કદાચ પરાણે વિસરે મન વારી રાખે, એક ઘડી ચાલે નહિ મન માતા પાખે;
કહ્યું માનરે કામિની જાય છે રજનિ,ગયો અવસર આવે નહિ સુખનોતોસજનિ.
સેજ રચીછે ફુલની ત્યાં સુંદર શ્યામે, તારે કાજે ઓ કામિની ભાલણ પ્રભુ રામે.

## પદ ૬ ઠું-રાગ ધન્યાશ્રી.

**રાધાપ્રત્યે સખી વચન:**

આવ સખી ઊતાવળી, માનુની વિલંબ ન કીજે રે;
નંદકુંવર તારે વિરહે બળે છે,હરીને દુઃખ નવ દીજેરે. આ૦ ટેક.
જે ઘડી જાય તે આવે નહિ, સુંદીર નવ યૌવનનીરે;
જીવ્યાનું તો એહ ફળ જે, આશા પહોંચે મનનીરે. આ૦
તે કાયા શું કીજીએ, જે પ્રભુને ભોગ ન આવેરે;
ધન ધન દહાડો આજનો, જે સુંદીર વર બોલાવેરે. આ૦
કોટિક કોટિક છે કામિની, એ તનનો તાપ સમાવેરે;
શું કીજે જો મોહનને, તું વિના અવર ન ભાવેરે. આ૦
જે દહાડાની તું મળી, કાંઇએક કામણ કીધું રે;
નયણાને ચાલે કરીને, એનું મન હરી લીધુંરે. આ૦
ચૌદભુવન નીહાળતાં, એવો નર કયાં મળશેરે;
મુરખ સાથે ગોઠડી કરતાં, ક્ષણું ક્ષણું હૈડું બળશેરે. આ૦
વનમાં ચંપો ફૂલીઓ, ભમરો ત્યાં નવ જાએરે;
અરથ કોને આવે નહિ, આફણીએ કરમાએરે. આ૦
ધન ધન તાહરી દેહડી, જે અડશે હરીનો હાથરે;
પૂન્ય વિના તો કેમ મળે બાઇ,ભાલણ પ્રભુ રઘુનાથરે. આ૦

## પદ ૭ મું.

**રાધા વચન:**

ના બાઈ હું નહિ આવું, મેં વાત એહની જાણીરે;
ભોળવવાને પહેલે બોલાવી, મીઠી મધુરી વાણીરે. ના૦ ટેક.

આજ કહું છું તુજને, હું પણ પહેલી થઈ ભોળીરે;
મેં જાણ્યું જે હું એકલી, પણ એહને અંગે ટોળીરે. ના०
દોષ કોહોને દીજીએ, જો ચતુર થકી થઈ કાચીરે;
એવો લંપટ જાણ્યો નહિ, મેં પ્રીત કરી ત્યાં સાચીરે. ના०
ગુણ અવગુણ જાણે નહિં, નવલા દેખી રાચેરે;
રાસ મંડળ માંહે મેં દીઠું, બહુ નારી સંગે નાચેરે. ના०
વાંક નહિ કાંઈ અમારો, હું વાંસલડીએ વાહીરે;
વશ થાતાં કાંઇ વાર ન લાગી, ઘણું એ હુતી ડાહીરે. ના०
શઠ નાયક શું પ્રીત કશી, શીખામણ એ લાગીરે;
પહેલે તૃષ્ણા હુતી મુહને, તે ખલ ચિંતા ભાગીરે. ના०
તે ચતુરને શું કીજીએ, ક્ષણ ક્ષણ જુએ રંગીરે;
જેવો તેવો તે ભલો જે, સદાએ કુરંગીરે. ના०
હું જાણું છું બાઇ હવે,જેણે માર્યો રાવણ રાણોરે;
મનડું મારૂં જાણે છે જે, ભાલણ પ્રભુ પલટાણોરે. ના०

## પદ ૮ મું-રાગ કલ્યાણ.

**રાધાપ્રત્યે સખી વચન:**

હઠીલી હઠ ના કીજે, તું એ ચતુર છે નારી;
તહારે વિરહે દુઃખ પામે છે, નંદકુંવર ભારી. હઠીલી.
સુંદીર વર તારી વાટ જુવેછે,ફુલની સેજસમારી;
ત્યાં આવે સંગે સુખ પામો,મનશું જુઓ વિચારી. હઠીલી.
એને પહેલું તનમન સોંપ્યું,દેખ કુંજ બીહારી;
તો પ્રીત રાખીએ રાધે, એશું પહેલું હારી. હઠીલી.
તૂં વિના તે ટળવળે છે, વનમાં દેવ મોરારી;
તું જો રીસાવી બેઠીછાં,કોણ પ્રકૃતિ એ તારી. હઠીલી.
આજ આવો પ્રભુને પાસે, વાચા માનો મારી;
ભાલણ પ્રભુ રઘુનાથ વશ કીધો,આદિ પુરૂષ અવતારી. હઠીલી.

## પદ ૯ મું-રાગ કલ્યાણ.

**કૃષ્ણપ્રત્યે સખી વચન:**

હો વહાલા હું કયમ કરૂં રે, એ વહાલી વશ નવ થાય;
પોતે આવીને જો મનાવો તો, માનની મન મનાય. હો.

કોટી ઉપાય કરી હું થાકી, એહની રીત ન જાય;
ન જાણીએ શાથી દુભણ છે, કે કોણે ન કળાય. હો.
વિનય કરી ને જો હું માગું તો, કઠીણ સમ ખાય;
આવે નહિ ને આંસુડાં ઢાળે, તે દુઃખ કેમ ખમાય. હો.
એહુની રીસ માંહે એહુ જાણે, ત્રીજે નવ લેહેવાય;
જુક્તે કહી કહીને પ્રિછવું, બીજો ન લાધે ઉપાય. હો.
વ્યંગ નેન એવાં બોલે, એ દૈવડા ન પ્રિછાય;
શઠ નાયક કહે નામ તમારૂં, ઉત્તર નવ દેવાય. હો.
જાણીએ છીએ રંગ પ્રીત, વાંક વિના નવ જાય;
પોતાની ઇચ્છાએ કીધી, તે તો કયમે મુકાય. હો.
રાધા કહેછે અવગુણનીરે, સંખ્યા નવ કહેવાય;
દેહ તો દુઃખે રાખી રહીછું, મર્યાદા નવ લોપાય. હો.
રીસાવી રહી મન ન દીજે, કોમળ તન કરમાય;
બીજાં વૃક્ષ રહે સીંગા વિણ, જાય જુઇ કરમાય. હો.
ધીક જીવ્યું તેહનુ ત્યાં, જે મને મને સીઝાય;
તેને પગે લાગી મનાવો, જેસું મન મળવાને ધાય. હો.
શું કીજે જો તેના મનતું, દુઃખ ત્યાં ન જણાય;
એહુ દુઃખીઆં દેખીને, અતિ મારૂં મન તણાય. હો.
પાસે જઇને તમો પ્રિછવો, જમ તમ મન સંતોખાય;
પુરણ શણગાર ઉપજાવો, ભાલણ જન ગુણ ગાય. હો.

## પદ ૧૭ મું–રાગ ધન્યાશ્રી.

**સખીપ્રત્યે કૃષ્ણ વચન:**

વાંક શો છે બાઇ મારો, કહો દુસહ વાણી;
રાસ રચ્યો તુહને રીઝવવા, નારી વહુઆણી.
તું સાથે નૃત કરતાં તે આકૃણીએ, પાખલ વિટાંણી;
મેં કોઇની સામું નવ જોયું, એ ત્યાંએ એંધાણી.
સઘળીએ નાચી તુંઅજ આગલ્ય, તે તુંએ વખાણી;
હુંએ મગન થઇ તે માહે, અંતર પલટતાણી.

મેંતો ઘરથી તુંજને સોંપ્યો, મ્હારો પ્રાણ;
બીજી સાથે મન ન માને, તૂંજ પટરાણી.
તારી રૂચી પાખે ન પાઉં, ટાંકે હું પાણી;
તુંતો મ્હારો છે હો સરાસ, માન્યરે વાણી.
ક્રીડા કરવા કારણ મેં લીધી, તુહને તાણી;
વિરહે કરી સઘળી શ્યામા, અંતર દુઃખાણી.
તહારે પ્રેમે થઇ રહ્યો છુ, વૃંદાવન દાણી;
ભાલણ જન ગુણ ગાન કરે તો, સીતાપત્ય જાણી.

### પદ ૧૧ મું–રાગ કાન્હરો.

**સખીપ્રત્યે રાધા વચન:**

મરકલડા કેરી માનુની ભાંખે;
એની પ્રીત તે હું જાણુંછું, ભવ સઘળોય સારે મૂજ પાખેરે. મરક૦
તેને પ્રીત કોએશું આવે, દિન પ્રત્યે નવા ફૂલ ચાખે;
ચંચ. અડાડી જેમ સુડો જઇ બેસે બીજી સાખેરે. મરક૦
કેટલી કીધી કેટલી કરશે, ન જાણીએ જન્મ આખો;
ભાલણ પ્રભુ રઘુનાથ વિનારે, એવા નરશું કોએ પ્રીત રાખેરે. મરક૦

### પદ ૧૨ મું–રાગ પરજિયો.

**કૃષ્ણપ્રત્યે રાધા વચન:**

મારા સમજો માધવ જો જો,મુજને હાથ અરાડોરે;
જેવા છો તેવા ઓળખ્યા, ફોકટ ભોમે પાડોરે
વહાલા વેગળા રહો આળ ન કીજે આજ; વહાલા૦ ટેક.
પહેલે હું ભોળી થઇ, વચને હું વહવાણીરે;
જે જે મીઠા બોલ કહ્યા તે, સાચી માની વાણીરે. વહાલા૦
અળગા રહી કરો વાતડી, અળગાં રહી સાંભળીએરે;
પટંતરાની પ્રીત છે હવે, નયણે નયણાં મળીએરે. વહાલા૦
સમ દઇને અતિ ઘણા, સખી મૂજને લાવીરે;
સુંદીર વર એમ જાણજો, મુખડું જોવા આવીરે. વહાલા૦

કાંઈ વાંક અમારો છે નહિ, બોલ અમારો દાખોરે;
હું માગું છું મુજ સાથે, મીટ સગાઈ રાખોરે. વહાલા૦
અનુકુલ હતા તે શઠ થયા, મેં વાત તમારી જાણીરે;
ભાલણ પ્રભુ રઘુનાથજી, એશું દેહડી પલટાણીરે. વહાલા૦

## પદ ૧૩ મું-રાગ કાફી.

**સખી સખીપ્રત્યે વચન:**

સુંદરીને લુણ ઉતારોરે સજની, પીયુ સાથે રંગ રમી આવીરે સજની; સું.
મુખ પરસ્વેદ શોહે કણ જુકતા, જાણે શશી ઉપર ઠરીયાં મુકતા; સું.
નાસા વેસર આભુષણ અવળાં, સાવધાન શામળિયાશું રહેછે સઘળાં; સું.
મુગ્ધા માનની માન છંડાવી, સકલ સહીયર માંહે ઘણુંરે લજાવી; સું.
રતી સંગ્રામે પીયુડો ગયો વાધી, કોક કળા સખી શે નવ સાધી; સું.
વિદ્યા પાસે તુહને ભણાવું, જીત્યા જગદીશ્વરે મોતીડે વધાવું; સું.
શ્યાંમ સુંદીર તારે વશ થાશે, ભાલણ ગુણ ભવો ભવ ગાશે; સું

## પદ ૧૪ મું-રાગ ધન્યાશ્રી.

**ગોપીકાનાં કૃષ્ણપ્રત્યે વચન:**

જશોદાના જીવન મારે ઘેર આવો, જે માગો તે આપું;
ઇચ્છા જે જે હોયે તમને, હરી આગળ થાપું. જશોદા.
જે દીઠે મોહ વણસાડે, તેહેને ઘેર ન જઇયે;
લોક દેખતાં રાવ કરે, તેણી વાતે હળુવાં થઇયે. જશોદા.
પ્રીતતણું પાણીએ મીઠું, સ્નેહ વિના શું દુધ;
નયણા માંહી નેહ જણાવે, વચન કહુંછુ શુદ્ધ. જશોદા.
મન ઓળખે નહિ જે મુરખ, માન વિના શું મળવું;
મોંહે મીઠું ને મનમાં મેલા, તેથી અળગાં ટળવું. જશોદા.
મેં તો તમને સર્વે સોંપ્યું, તજી લોકની લાજ;
ભાલણ પ્રભુ રઘુનાથ કહુંછુ, સત્યારથ જે આજ. જશોદા.

# રાધાવિલાસ.

## પદ ૧૫ મું-રાગ ગોડી.

કહેરે મૂને કામિની, તું કયાંહાં સાસ ભરાણીજી;
પરશેવો એમ કયાંહ વળ્યો, તારી ભમર બેહુ ભીંજાણી, સાચું બોલોજી.

રાધા કહે ભૂલી પડી, વાટ મેં નવ જાણીજી;
વનમાં બ્હેની એકલી, અતિસે ત્યાં ઊંઝાણી, સાંભળસજનીજી.
આજ વેણી ગુંથી હુતી તે, છુટી કેમ વિખરાણીજી;
ઉતાવળ એવડી કહે શી, જુડી નવ બંધાણી. સાચું.
ભમરો આવીને બેઠો, ઉરાડતાં શીર છુટયુંજી;
જત્ન કરીને બાંધતાં, વચેથી નાડું ત્રુટયુંજી. સાંભળ.
અતલસની ચોળી નવી સીવડાવી,સહીઅરે વખાણીજી;
તે ચોળીની કસ કયાં તૂતી, આવડું કયાં ચોળાણી. સાચું.
મહારૂં હૈયું આવ્યું દુઃખવા, વાય કરીને કાંપ્યુંજી;
પીડ ટાળવાને મેં ચોળ્યું, કરે કરીને ચાંપ્યું. સાંભળ.
પુલ આવડાં કહાંથકાં, મારગ કોણે આપ્યાંજી;
એવો રસીઓ કોણ મળ્યો,જેણે પ્રીત સહીત કરી થાપ્યાં. સાચું.
વાડીથી ઘેર આવતાં, મુહુને મળીઓ ત્યાં વનમાલીજી;
સમ દેઇ તેણે આપ્યાં, વાચા તેની પાળી. સાંભળ.
મુખ તંબોલ દીસે ઘણો, લાગ્યો છે લોચનજી;
સુખ સરખું અતિ ભાસે છે, દીધું છે ચુંબન. સાચું.
નીસરતાં માતાએ મુજને, બીડી લઈ ખવરાવીજી;
તંબોલ લઇને આંખ ચાંપ્યો, ખરખર વાને આવી. સાંભળ.
હાર હૈયે ઉઠયો છે, કોમળ તારૂં તનજી;
જાણીએ છીએ જે વહાલો મળીઓ, દીધું છે આલિંગન. સાચું.
સ્ફટીક મણિની માળા હુતી, દીઠી તે મેં લીધીજી;
શીતળ જાણી હૃદયા ચાંપી, તતક્ષણ નાખી દીધી. સાંભળ.
અધર ડંક આ કયાં બેઠા છે, શરીરે નખ લાગ્યાજી;
તરૂણી તારા તનમાં, કામ બાણ શાં વાગ્યાં. સાચું.
પોપટ અતિસે મીઠું બોલતો, દીઠો ને મેં ઝાલ્યોજી;
અધર ડંક નખ દેઈ વ્યછુટયો, તતક્ષણ નાશી ચાલ્યો. સાંભળ.
કસ્તુરી એ કયાંહાં અડી, પરિમળ અતિ ગંધાયેજી;
મેં કહીંએ દીઠો નથી, એવો આવે વાય. સાચું.
શલાએ મૃગ બેઠો હશે, હું તાંહાં જઇને બેઠીજી;
પ્રસ્વેદ થકી તે વાસના, મારા તનમાં પેઠી. સાંભળ.

ચરણો અવળો કિમ પહેર્યોછે,જીમ તીમ વીંટી ઘાલીજી;
સ્વસ્થ થઇને સુંદરી, વસ્ત્ર પહેરે વાલી. સાચું.
સાદ સહીઅરે કર્યો, ઉતાવળી અલ્પ કરીજી;
જીમ તીમ વીંટી નીસરી, હવે પહેરશું ફેરી. સાંભળ.
પાછળ શામાટે પડીતે, ગઈ તું હુતી વહેલીજી;
સાથ અમારો મહેલીને, ગઇ હુતી ત્યાં પહેલી. સાચું.
વનમાંહે ભુલી પડી, બેઠી એકે ઠારજી;
જાણું પકડી પાડશું તમને, તેણે લાગી વાર. સાંભળ.
શ્યામ સુંદીર તમને મળ્યો, એવી દીસે સજાઇજી;
ઉત્તર જે તું આપાંછાં, જાણો તુજ ચતુરાઇ. સાચું.
જેણી વાટે હરી હોયે, તેણી વાટે નહિ જાવુંજી;
આજ જો હરી દીઠા હોય તો, કહો તેવા સમ ખાઊં. સાંભળ.
સમ તો તેને સુખડી, જે ચાલે બ્યભીચારજી;
સાચું તે કયાંહાંથી બોલે, જેને મળીઓ યાર. સાચું.
જે જેવું હોય તે તેવું જાણે, મારે નહિ કાંઇ છાનુંજી;
પોતાનું જુઠું કરો તે, પરંતુ સાચું માનું. સાંભળ.
એ કામ ત્યાંહાં એહવું છે જે, કોઇએ ન બોલે સાચુંજી;
હૈડા માંહે જાણુંછું, પણ તહારે બોલે રાચું. સાચું.
તેમ મહારે એવો છે જે, પર પુરૂષ બાઇ બાપજી;
ભાલણ પ્રભુ રઘુનાથજીને, નામે જાયે પાપ. સાંભળ.

## પદ ૧૬-મું.-રાગ ગોડી.

કહોરે મુને કામિની, તું કયાંહાં શીખી ચતુરાઇજી;
આહીરડાં માંહે ઉછરી, તું ગોપતણી છે જાઇ; સાચું બોલોજી.
કવિ ગોકુળમાં કો નથી, તો કોણે તુને ભણાવીજી;
કામશાસ્ત્રની કળા એવડી, તુજમાં કાંહાંથી આવી. સાચું.
રાજહંસ દીઠા નથી, તો ચાલ્ય કહેની લીધીજી;
વ્યંગ બોલવું આવડું, એ મત્ય કોણે દીધી. સાચું.
હાવભાવ કયાંથી પ્રીછ્યા, છે આંખડલીના ચાળાજી;
કામી નરને બાંધવા, હીરતણા જાણે ગાળા. સાચું.

ઉત્કંઠા મનમાં ધરીને, ધરવું અતિ અભીમાનજી;
સંકેતે ચાલીને જાવું, અને પ્રીછવી સાન. સાચું.
વહાલા વેરી જાળવવાને, મરમે ઉત્તર દેવોજી;
સમો જોઇને સરખો, વેષ પાલટી રહેવો. સાચું.
સહુશું મીઠું બોલવું, ને રાખવું સૌનું મંનજી;
જુઠાં તે સાચાથી રૂડાં, કાંહાં શિખ્યાં વચંન. સાચું.
સુરત ભેદની ભાવના, તે કોણ કનેથી આણીજી;
થોડી વયમાં કયાંથી શિખી, વાંકી મીઠી વાણી. સાચું.
લોક વેદના પરીવારની, મર્યાદા કેમ લોપાણીજી;
બુદ્ધિ ભલી બાઇ તહારી, જે કહેછે મુખનું પાણી. સાચું.
જેણે વહાલો વશ કીધો, ચિત્તડું તેણે હરિયુંજી;
જે વિધ મૂજને શીખવો, જે તેં કામણ કરિયું. સાચું.
સઘળી એ શ્યામા રહી ને, નંદકુંવર તાહરોજી;
વચન કહીને ટાળીએ, સંદેહ મનનો મહારો. સાચું.
હાસ્ય કરીને કહે મૃગનયની, સત્યવચન હું ભાખુંજી;
તું મન માની માહરે તો, ગોપ્ય કાંઈ નવ રાખું; સાંભળ સુંદરીજી.
તેં પ્રેમ કરીને પ્રીછિયું તો, વાત કરૂં તમ સારૂંજી;
અંતર બેઠો શીખવે છે, મનમથ જે અધ્યારૂં. સાંભળ.
યૌવન ને પગની ચંચળતા, લઇ મહેલી લોચનજી;
કટી કીધી અતિ પાતળી, ઉર કર્યાં અતિ ધન. સાંભળ.
એ બેહુએ જણે મળીને, શીખામણ દીધી મુજનેજી;
લજ્જા એણે લોપાવી, સત્ય કહુંછું તુજને. સાંભળ.
વય પલટાણી જેટલે, મેં દીઠા સુંદીર શ્યામજી;
ત્યારે મેં મનમાં જાણ્યું, જેવારે પ્રગટ્યો કામ. સાંભળ.
મર્યાદા તેહની કીધી, તે તેણે લોપાવીજી;
લોક વેદ સહુએ હવા સરયા, એ વાંત મન ભાવી. સાંભળ.
સરવસ્વ જેહને સોંપીએ, તે વશ મન થાએજી;
આત્મા સ્મરપણ ઉપરો, બીજો નથી ઉપાયે. સાંભળ.
હું એહની થઈ રહીછું, જાણીએ કો વેંચાણીજી;
ફરી આડો થાએ નહિ, જેહમાં પડીયું પાણી. સાંભળ.

આણે ભવે એ મ્હારે, બીજો નથી કો સ્વામીજી;
મન ગમે તેહવા થાઓ, ભાલણ પ્રભુ શિરનામી. સાંભળ.

## પદ ૧૭ મું–રાગ ગોડી.

ઘર થકી વહાલી કરૂં, વાત પેલા દિનનીજી;
જેણે પ્રકારે હું થઇ, દાસી જુગજીવનની;
સુખ પામી ઘણું નંદકુવરને સાથ. ટેક.
ભુલી વંદ્રાવનમાં ગઇ, જ્યાંહાં એકલા કુંજવિહારીજી;
સુંદીર વરે સમ ખાઈને, મટકી મુજ ઉતારી. સુખ
નંદજીના સમ જો તમ સાથે, કાંઇ કરૂં આલિજી;
દુધ દહીં તહારૂં નહીં પીઊં, એ સંધે મનથી ટાળી. સુખ
વિનય કરીને ખેસારી, માહારા હૈડા માંહે પેઠાજી;
ઊંધા પગ ઘાલીને આગળ, પ્રીત કરીને બેઠા. સુખ
કર ઝાલીને વળતી મુજને, માયામાંહે પાડીજી;
આ અતિ કોમળ આંગળી, કહી ટાચકા વજાડી. સુખ
શું વખાણું સુંદરી, પહોંચો ગોરો તહારોજી;
ત્રાજુડાં ન પડાવશો, ભાવ મનનો મ્હારો. સુખ
એક ચુંબકી એક ગાલે છે, એણે બેહુ સરસેજી;
જે કો નયણે નિરખશે, તે પાસા માંહે પડશે. સુખ
મેલી પગની આંગળી, પછે ચરણે ઘાલ્યો હાથજી;
મેં તવ પાણ સાહીઆ, તમો અમારે નાથ. સુખ
પગ રંગુ હું પદમનીજો, ખોડ ખાલા ગારજી;
પછે તહમો પધારજો, ક્ષણું નહિ લાગે વાર. સુખ
એહવું કહીને ચરણ તલાંશે, મુખ સામુ નીહાળેજી;
જાણીએ કોએ દેવતા, તે નયન નીમેષ ન વાલે. સુખ
હાર જુએ ને ઉર ઉઘાડે, ગલગલીઆં કરે પ્રીતેજી;
ગાલે ત્યાં ચુંબન કરે, રમતિ તણી રસઇતે. સુખ
વેસરનુ મોતી જોવાને, હાથ ફેરવે ગાલેજી;
વાટ જોઇ મેં અતિ ઘણી, કામિની તારી કાલે. સુખ

સાસુ જોઅંતાં માહરી, ચોળી તણી કસ તૂટીજી;
કાયા ત્યાં વિહ્વલ થઇ, કટિથી ફાલી છૂટી. સુખ
રોમાંચિત ત્યાં હું થઇને, ધ્રુજે મ્હારો દેહજી;
વળી વળી કહે શા માટે, મુજ શું આણો નેહ. સુખ
સાચું કહું છું સુંદરી, આણો મન વિશ્વાસજી;
મોટીમતા મેં પરહરી, હું છું તહારો દાસ. સુખ
મેં કર્યું તે તમો કરીને, વેર શું હવે વાળોજી;
એ અપરાધ ક્ષમા કરો, જે મેં કીધો ચાળો. સુખ
ખિસતાં ખિસતાં ફુલતણી, સેજા ઉપર બેસારીજી;
મુખ માંહે બીડી મેહેલી, લવંગ એલચી સારી. સુખ
મ્હારા સમછે શ્યામા આપો, અર્ધ ચાવ્યાં તંબોલજી;
મુખે મુખ અડાડતાં, રંગ ઉપન્યો રોલ. સુખ
ચાવંતાં અધર ડસી, કાયા મ્હારી કંપેજી;
ના ના મા મા રહો રહો અળગા, કહેતા હૃદયા સાથે ચંપે. સુખ
પછે વાત હું શી કહું, મેં લાજે નવ કહેવાયજી;
ભાલણ પ્રભુ રઘુનાથજીને, તતક્ષણ સોંપી કાય. સુખ

## પદ ૧૮ મું–રાગ રામગ્રી.

મારૂં મુખડું જોવા માટેરે શું થયુંરે, દુર રહો તમે નવલા કાનરે;
તારા બોલીડામાં ખૂબ માળછેરે; ટેક.
લાજ રાખું છું નંદનીરે, નહિ તો શ્રવણે સુંણશો ગાળરે. તારા.
નીશ દિન આવો મારે આંગણેરે, અવિલોકો મારૂં અંગરે;
ઘેલી સરખી આંખડીરે, મનમાં નવસેં વ્યંગરે. તારા.
અધર બેછે પ્રવાલડાંરે, સુખ આગળ શું નામરે;
દાડિમની કળી કાંતણુંરે, કાહાનજી કહે શું કામરે. તારા.
કનકલતા ઉપરીકગેરે, વેલધુ પર્વત શૃંગરે;
એમ અલપડું ઉચરે, કહે વચે વચે વહેતી ગંગરે. તારા.
ખંજન માન મધુકર ક્યાંરે, તે તો ચંદ્ર બિંબ મોઝારરે;
અવનીથી ઊંચો ઘણોરે, તે તો કોણ માને સંસારરે. તારા.

આંખી ઉપર અલકાવલીરે, નીશ દિન કેમ રખાયરે;
પહેરી કહે પીતામ્બરોરે, કહે તાહરૂં વ્યાંહાશું જાયરે. તારા.
કરજોડીને વિનવેરે, એક લક્ષણે લક્ષ વારરે;
મંહારા સમ કવિકે લેરે, ગ્રહે ગુણ નાહાંનાં ભાવરે. તારા.
એક દીવસમાં આકરારે, અસંખ્ય સમ તો ખાયરે;
એ કારણ પાખે કહાનજીરે, કેહી પેર મેલ્યો જાયરે. તારા.
આ જડાવ કો જુકિતનોરે, શી ઝળકે છે ગાલરે;
અરથ સરે શો શ્યામજીરે, અડે આંગુળી ગાલરે. તારા.
અંજન કાં કીધું નથીરે, આ નેત્રતણું આભર્ણુરે;
તાપસને તપ ચુકવેરે, અદ્ભુત એ આચર્ણરે. તારા.
કીધું કે કીધું નથીરે, તું શાને દે છે ચિત્તરે;
મહારી તુજને શી પડીરે, લહું આ લક્ષણવંતરે. તારા.
હૈએ ચાંપીને ચુંબન કરેરે, વસને બહુ વારરે;
મુજ સામું જોઇને હસેરે, કહે તું પ્રાણ આધારરે. તારા.
હું શું કાંઇ લહેતી નથીરે, એ કામિના પરપંચરે;
વાહો જાય વીઠલોરે, ત્યાંહાં કેવો સામળીઓ સંચરે. તારા.
બાજુબંધ તણે મીશરે, મારી બાંહેલડી ગ્રહે છે હાથરે;
ઘણુંએ હું નાઠી ફરૂંરે, પણ જ્યાંહાં ત્યાંહા દેખું સાથરે. તારા.
ક્યારે કાર્જે નીસરૂંરે, ઉભો નીરખે ચાલ્યરે;
તુંને ભોં કોહનો નથી, હુંને સૈકી નંણદનું સાલ્યરે. તારા.
જમરે વારૂ વીઠલોરે, જાવિરૂ આ બોલું વિસરે;
હૈએ હસુ માણુ નહિરે, રામાને ચઢે રીસરે. તારા.
નંદજીથી મોટા હરોરે, મારે માથે તાતરે;
જદપી જુઠ જાણશેરે, તો વાંકી પડશે વાતરે. તારા.
પશૂ થકો અણ પુચ્છનોરે, છે મારે માથે નાથરે;
વેરીથી વસમો ઘણુંરે, તે સાથરડાનો સાથરે. તારા.
કો શાણો હોય તો સમજાવીએરે, ઘેલો ન માને ગાલરે;
ઉદધીની પેરે ઉલટેરે, પુરણ થોભે ન પાલરે. તારા.
તારાં એ લક્ષણ જાણશેરે, તો આણશે મનમાં ભેદરે;
લોક વિષે લંપટ થાઉંરે, તારો વિવાહ ન મળે વેદરે. તારા.

મારા અંગ વિષે એ આંગુળીરે, કીમ અડાડે કોયરે;
જેને લાજ પોતાની રાખવીરે, નાલિકેલ જીમ તોયરે. તારા.
એમ સાન કરી સામું જોઈએરે, તે જાણ તતકાળરે;
તારી આળે ત્રીકમારે, હું બડબડતી કહું બાલરે. તારા.
તારાથી મને સો ગણીરે, હશે હઇઆમાં પીડરે;
પાડોશી ને પંચનીરે, ભુંડા ન લહે ભીડરે. તારા.
જેને ઘર હોય અળખામણુંરે, તે મારે હૈડે સાલે હામરે;
બાપજીના સમ શ્યામજીરે, તારી ઘણી રાખું છું મામરે. તારા.
હું પોતાની છાયા થકીરે, બીતી રહું નીશદિનરે;
નીર્લજ વેડો ન આવડયોરે, જદા પાકુડી છું મનરે. તારા.
મુને એમ હસું આવે નહિંરે, ફોકટ વેડે ફોકરે;
મુને મોહીની એણે કરીરે, તે લક્ષણ ઉલખે લોકરે. મારૂં.
મારા માટે ચિત્ત રાખવુંરે, સમો ઉલખે શ્યામરે;
કહ્યા વિના રખે કરેરે, ભાલણ પ્રભુનું કામરે. મારૂં.

## પદ ૧૯ સું–રાગ રામગ્રી.

નંદજીના સમછે સુંદરીરે, જો હું બોલું વચનરે;
વામા જે વાંકું કહોરે, તે સમું માને મુઝ મંનરે. નંદજી.
એક નિમેષ અળગો નથીરે, તમથી મ્હારો પ્રાણરે;
કહેતાં દીસે કારમુંરે, આચરણ કમળની આણરે. નંદજી.
હુંકારો તરૂણીતણોરે, મારા ચિત્તને કરેછે પ્રસંનરે;
જે તમો કહો માનું ભલુંરે, તે એ વિધી માંહે અસંનરે. નંદજી.
એક દિન આટલો એ વળ્યોરે, કીધી રકત નેત્ર શું રીસરે;
પછે હસ્યાં કેમ સુંદરીરે, સાડીએ ઢાંકી શીશરે. નંદજી.
તીક્ષણ નેત્રનો તાજણોરે, લાગે હૃદયા મુઝારરે;
મન જોડે મર્યાદા ગશેરે, તે કેમ થોભે સંસારરે. નંદજી.
મુખ જોયે સુખ ઉપજેરે, વસે હૃદેમાં રંગરે;
વેરી કો વરજે નહિરે, રસિયાને વસે રંગરે. નંદજી.
નેત્રતણો રસ સુંદરી, ઉદધીથી છે અગાધરે;
તો થોભે મર્યાદમાંરે, તે કોહાને નહિ સાથરે. નંદજી.

પૂરણ પ્રેમે મનમાં વસેરે, નાચે એહનાં નયનરે;
કામી કો માને નહિરે, વર્યો ગાતાના વયણરે. નંદજી.
આળ કરૂં અમો સાંભળીરે, જાતાં હુતાં વાટરે;
નાના કહે મુખ માનશું રે, ઘર જાતાં ઘડિ શતરે. નંદજી.
સાદ કરી સામું જુએરે, આરે નીરખે ગોરી ગાયરે;
મીટ માંહેથી મહાદેવજીરે, રખે અધક્ષણ અળગી થાયરે. નંદજી.
હું સાદ કરૂં સુરભી મીશેરે, તમો ખોંખારો દેજો કહાંનરે;
કારજ મેલીને કહાંનજીરે, તમો આવો તેણે સ્થાનરે. નંદજી.
અરધાને આપ્યાં સ્વઃભણીરે, પ્રેમ વરીને પાનરે;
સમ દઇ ગાઢે સુંણેરે, તે કિયા દિવસનું કામનરે. નંદજી.
મોરલી તે મારે હાથથીરે, ઝુંટી લીધી લક્ષવારરે;
કાંને કહેશો શ્યામજીરે, મારા પ્રાણ તણો આધારરે. નંદજી.
પીતામ્બર પલવટ થકીરે, છોડી નાંખો ધણ્યરે;
હવે શું ઓઢશો શ્યામજીરે, એમ કહી ચાંપ્યો ચર્ણરે. નંદજી.
પંખોડાવીને પ્રેમશું રે, વીંટિ મારે શિશરે;
એક મુહૂર્ત માનુનીરે, એહવી આળ કરો દશ વીસરે. નંદજી.
હું જનુનીને હાથે જમ્યોરે, મુખ માંહે મુખવાસરે;
મન રાખવા માનુનીરે, મને ગુળી ભરાવે ગ્રાસરે. નંદજી.
કહોજી એકલડા શું આવતું રે, સારીને શૃંગારરે;
કહાનજી કંઇ નથી દીસતોરે, મારા હૈડા કેરો હારરે. નંદજી.
આજ અન્ન ભાવે નહિરે, ચિંતાતુર છે મંનરે;
વિણ સુખડી એ શ્યામજીરે, ભૂખ્યો થયો છું વંનરે. નંદજી.
કહોજી શ્યામા ચાલી તમો સેહેજમાંરે, જુઠો બાંધ્યો છોડીરે;
સુખ દેખીને માનુનીરે, હીંડો મોડા મોડીરે. નંદજી.
તમો વિકળ મન વેગે કરોરે, ત્યારે કામીનો શો વાંકરે;
મોહ્યા મોટા મુનીજનરે, ત્યાંહાં તમ સરખાં રાંકરે. નંદજી.
ટાલા ચુકવવા તણોરે, અંગ આદર અનેકરે;
મુખ પ્રતે કહો માનુનીરે, જેમાં રાખ્યો રહે વિવેકરે. નંદજી.
તમને નિરખિયે રાતડીરે, વર્ણન વદને ન માયરે;
કર્ણે કેશ ખજુઆલતાંરે, કહો કામીએ કેમઃખમાયરે. નંદજી.

ઉકાંટા અતીશે ઘણારે, ઉર અખેલા કે અપારરે;
આળશો મરડો અંગુલીરે, કાંઇ થોડો થાપરે. નંદ૭.
છુટી વેંણી છેલ છબીલીરે, નવ દ્રષ્ટે વદનરે;
ભાલણ જનજાણે નહિરે, ત્યમ આપો આલિંગનરે. નંદ૭.

## રાસલીલા

### પદ ૨૦ મું–રાગ ગોડી.

શરદની રાત સોહામણીરે, રાસ રચ્યો ભગવાન;
મોહન બંસી વજાડતોરે, રાગ રાગણીતાન. શરદ.
શબ્દ તે મનોહર સાંભળીરે, ગોકુલની સર્વ નાર;
નહાંની મોટી ત્યાં નિસરીરે, છાંડી ગૃહ વ્યાપાર. શરદ.
ધાવતાં બાળક મેલિયાંરે, દોતી મેલી ગાય;
ભોજન ભાજન પરહર્યાંરે, આકૂળ થઈ જાય. શરદ.
પતિની સેવા પરહરીરે, છાંડી ભય ને લાજ;
અવળાં આભ્રણ સારીયાંરે, મન ગમ્યું મહારાજ. શરદ.
કૃષ્ણ કહે સુંણો કામિનીરે, શું આવ્યાં છો વંન;
કંથ તમારો શોધશેરે, કહેશે કઠિણ વચંન. શરદ.
લોક વહેવાર તે રાખવોરે, દોહીલા છે દૂરીજંન;
મંદીર જાઓ સર્વ માતુનીરે, કીધું મૂજ દરશંન. શરદ.
રૂડો ભુંડો સર્વ વારૂં, ભામનીને ભરથાર;
સાચું સુખ ન પામીએરે, જાણજો કીધો જાર. શરદ.
વચન સુંણી શ્રી કૃષ્ણનાંરે, નયણે ચાલિયાં નીર;
વળતી શ્યામા ઉચરેરે, સાંભળો શ્યામશરીર. શરદ.
તમને તન મન સોંપિયુંરે, તમો અમારે નાથ;
સરવસ છાંડી આવિયાંરે, ગ્રહો અમારો હાથ. શરદ.
એક એક ગોપી પ્રત્યે કૃષ્ણે કર્યાં સરખાં રૂપ;
સહુને કરે કર ધર્યાંરે, મંડપ રચ્યો અનૂપ. શરદ.
સઘળી નાચે સુંદરીરે, સાથે નંદકુમાર;
અન્યોઅન્ય મનમાં લહુંરે, મુજ શું પ્રેમ અપાર. શરદ.

આલિંગન દે છે શામજીરે, ચુંબી કરી કરી રંગ;
કંઠે વળગે છે ગોવાલણીરે, વાધ્યો અંગ અનંગ. શરદ.
વાજે નેપૂર કીંકણીરે, કંકણ કેરા નાદ;
મધુરે સ્વરે ગાય માતુનીરે, કોયલ સરખા સાદ. શરદ.
હરજી વજાડે છે વાંસળીરે, નારી નાચે ગાય;
પ્રેમ તે વાધ્યો અતિ ઘણોરે, આનંદ અંગ ન માય. શરદ.
પૂરણ ચંદ્ર સ્થંભી રહ્યોરે, આવ્યા અમર વૈમાન;
વિસ્મે પામી સુર રહ્યારે, સાંભળવા શુભ ગાન. શરદ.
પુષ્પની વૃષ્ટિ દેવે કરીરે, વાય તાલ મૃદંગ;
નૃત્ય કરે બહુ તાનશુંરે, ઉપમા અમૃત સુગંધ. શરદ.
જે રસ રાસમાં ઉપન્યોરે, વૃજ વનિતા ગોપાલ;
તે રસ દેવ સ્વપને નહિરે, પૃથ્વી ને પાતાલ. શરદ.
અબળા આનંદ અતિ ઘણુંરે, રંગ રમંતાં રાસ;
ભાલણ પ્રભુ રઘુનાથજીરે, પુરી મનની આશ. શરદ.

## દેવકી ગોવાળણી સંવાદ.

### પદ ૨૧ મું-રાગ ગોડી.

મથુરામાં એક આહીરડી, મહી વેંચવા આવીજી.
દેવકીએ તે નયણે દીઠી, પ્રેમ કરી બોલાવી.
આવો ગોવાળણી, દુધ દહી આજ આલો ગોવાલણી. ટેક.
મટકી ઉતારી માથથી, આપ્યું ત્યાં આસનજી;
કુશળ પુછવા કુંવરનું, તેમને કહે વચન. આવો.
નંદરાયજી શું કરે છે, તેહને શું સંતાનજી;
કહેવાં છે તેનાં કામિની, સુખતણું નીધાન. આવો.
સંતતિ વિણ જીવવું કશું, મનુષ્યનો અવતારજી;
અમ સરખું કોને ન હશે, વેરીડાને સંસાર. આવો.
વૃજમાં રીદ્ધિ કેવી છે, કેવા સુખીઆ લોકજી;
જણે ને જીવે નહિ તેનો, ક્ષણું ક્ષણું શો શોક. આવો.

વલતી સનમુખ થઇને શ્યામા, અમૃત વાણી બોલીજી;
નંદજીને એક કુંવરછે, એનો ચૌદ ભુવન નહિ તોલી. સાંભળો માતા દેવકી.
ગોરાને શું કીજીએ, વર એ છે શામળીઓજી;
બ્રહ્મા હર ઇંદ્રાદિક આવે, તોયે ન જાએ કળીઓ. સાંભ.
બહુ સોહે અમૃત ભરી આંખડલી અણીઆળીજી,
કીકી અતિ જોતાં હસે અધરજશ પરવારી. સાંભ.
નહાનો પણ પ્રાક્રમે મોટો, જેણે દમીઓ કાલીજી;
ગોવરધન ગિરી અંગુલિ ધરે, ઇંદ્રતણો ભય ટાલી. સાંભ.
જશોદાજી હુલામણે, તેનું નામ કહે છે કહાનજી;
કૃષ્ણ દામોદર કો કહે કેશવ ગિરધર કો ભગવાન. સાંભ.
વૃંદ્રાવન માંહે રહે તે, લે છે મહીનું દાણજી;
હા ના તેને કોણ કહે જે, સોંપ્યા તન મન પ્રાણ. સાંભ.
કંસ ભોએ બીહે નહિ, જદપી છે તે બાળજી;
મોટમ જોતાં મનતણી, જાણીએ કાળનો કાળ. સાંભ.
વનમાંહે વાંસલડી વાએ, અમૃતપે અતિ મીઠીજી;
એહને વશ આવે નહિ, તેવી સતી કો ન દીઠી સાંભ.
નર એવો કો હવો નથી, નથી ત્રીલોકની માયેજી;
જેણે એને દીઠો નહિ, તેનાં નયણાં એળે જાયે. સાંભ.
ધીક એ મધુપુરના વાસી, જેનું મુખ નવ નિહાળેજી;
કરૂણાનિધ કટાક્ષ કરીને, ભવનાં પાતિક ટાળે. સાંભ.
ગુણનો પાર આવે નહિ તો, કેટલુંએક વખાણુંજી;
ક્ષણું એક અળગાં થઇએ નહિ, હું એવુ મનમાં જાણું. સાંભ.
વાત સાંભળી સુતતણી, નયણે તે ચાલ્યાં નીરજી;
આહીરડી તે એમ કહી, થઇ રોમાંચીત શરીર. આવો ગોવાળણી,
ધન તે માત જશોમતી, જેણીએ ધવરાવ્યોજી;
પૂન્ય પોતે વ્રજવાસીનું, જ્યાંહાં એ રમવા આવ્યો. આવો.
વાત રહેવા દો એ તણી, કંસરાય સાંભળશેજી;
વેર એ શું આણે છે, તે હૈડાં માંહે બળશે. આવો.
શું આપું બાઇ તુને, કહી મનોહર વાતજી;
જેહને એવો દીકરો, તે ધંન માત ને તાત. આવો.

જા બાઈતું મંદીર તારે, ધન્ય જીવ્યું જે જોશીજી,
કોટી જન્મનાં કીધાં કલ્મષ, દરશન કરતાં ધોશો. આવો.
મારે એવું પુન્ય કહાંથી, જે હું તેને દેખુંજી;
મન મનોરથ અતિ ઘણાં, કરતાં નાવે લેખું. આવો.
સંતોષી શ્યામા વળી, ચાલી નીજ વ્યાપારજી;
જાતાં વળતાં આવજો, પુનરપી આણે ઠાર. આવો.
માતા આનંદ પામીઆં, સાંભળતાં ગુણગાનજી;
ભાલણ જન એ જાનકીને, કથા કહી હનુમાન. આવો.

## મથુરાનીસ્ત્રીની શ્રી કૃષ્ણપ્રત્યે પ્રીતિ.

### પદ ૨૨ મું–રાગ ગોડી.

આવરે આવ સખી ઉતાવળી, જોવા નંદકુમાર;
અક્રુરને તેડી આવીઆરે, સખી અદ્ભુત રૂપ અપાર.
એક ગોરો એક શામળોરે, સખી નીલ ને પીત દુકૂલ;
ગોકુલ વેણુ વજાડતોરે, સખી લેતો તરૂણીયુંનું ત્યાં ફૂલ.
ધન તે માત જસોમતીરે, સખી જેણીએ લીધો ઉચ્છંગ;
સાથે ચુંબન કરી ધવરાવતીરે, સખી માધવ મોહન અંગ.
માતાને દેખાડિયુંરે, સખી મુખ માંહે બ્રહ્માંડ;
એવો બીજો કો નથીરે, જો શોધીએ નવ ખંડ.
કહે છે જે જતુનીએ બાંધીઓરે, સખી ઉખલ શું આરૂઢ;
વૃક્ષ બે મોડી નાખીઆરે, જમલા અરજુનના અતિ પ્રૌઢ.
એણે તો શોષી પુતનારે, સખી કંસની મોકલી નાર;
તરણાવત બક મારીઓરે, સખી વછ ને કેશી અપાર.
ગોવરધન ગીરી તોળિયોરે, સખી ઉતાર્યું ઇંદ્રનું માન;
કાળીનાગ ઉછાળીઓરે, સખી નિર્વિષ કીધું નીજસ્થાન.
આજ જઇએ વાંસલીરે, સખી સાંભળવા મુજ કોડ;
ધન તે લોક ગોકુળતણાંરે, સખી નીરખતા વીરની જોડ.
ચાલ જુઓ ચતુર તણીરે, સખી લટકતો કટીતણો લંક;
સર્જ્યાં નહિં ગોવાળીઆંરે, સખી એટલો દૈવનો વાંક.

મોતીડાં લઇને વધાવીએરે, સખી પુજીએ પુષ્પની માળ;
ધન તે આંગણું આપણુંરે, સખી આવે છે મદનગોપાળ.
વસ્ત્ર પહેર્યાં છે રાયનાંરે, સખી રજકનો કરીને નાશ;
ધનુષ ભગવાને ભાંજીયુંરે, સખી જાય છે પિતા અવાશ.
મટકલું જો એના મુખતુંરે, સખી જાણીએ મોહિણી મંત્ર;
અણીયાળી એવી આંખડીરે, સખી જાણીએ કામણ યંત્ર.
મૂરખ કંથ તે આપણારે, જે નથી લાગતા પાય;
શું કીજે સ્ત્રી સરજીઆંરે, સખી જીવથી ના રહેવાય.
ધન ગોવાળિયા સંગનારે, સખી જાણે અવતર્યા દેવ;
આપણ સરજ્યા અભાગીયાંરે, સખી નીપજે કાંઈ સેવ.
જુવે છે મંદીર નગરનાંરે, સખી ગોપનો ઝુંપડે વાસ;
ચતુરપણું ત્યાં શીખીયુંરે, સખી આવડે વિવિધ વિલાસ.
રૂપ જુઓ એતુંરે, સખી ત્રપ્ત ન પામે લોચન;
અળગું થાવા હીંડે નહિંરે, સખી એના ચરણથી મન.
મીટ મનોહર વેલડીરે, સખી ખીજ્ઞા એ મારે દેહ;
એક વાર અવિલોકતાંરે, સખી એવડો શો થયો નેહ.
મુરખ નારી તે વૃજતણીરે, સખી કરતી તે ઘરતણાં કામ;
વદન દીઠા પછી એ તણુંરે, સખી ચિતડું તે કેમ રહે ઠામ.
આવતાં સંગ આવે નહિંરે, સખી તોહે શી તેહની પ્રીત;
આહીરડાં શું ઓળખેરે, સખી ચતુરના ચિત્તની રીત.
સરવસ એહને સોંપીએરે, સખી થઇ રહીએ એનાં દાસ;
મીઠડાં વચન તે ઉચરેરે, સખી સાંભળે પહોંચે આશ.
એહથી અળગાં જે રહેરે, સખી દૈવે દંડયા જન;
ભાલણ જન રઘુનાથનેરે, સખી સોંપીએ તન મન ધન.

## માતાપિતાબંધ મુકતપ્રસંગ.

### પદ ૨૩ મું-રાગ ગોડી.

કંસને મારી મોરારી ધસીઆ તાત ભણી, આગળ તું જાય વેગે વધામણી;
પુત્ર તમારા એ આવે છે રામ હરી, રણજીતી રણધીર પૂરણ કામ કરી.

એક ગૌર એક શ્યામ સુંદર જોડ મળી, આયુધ ગજની દંત શોભા અતિશે ભલી;
બેડી ભાગી જેહ માત ને તાત તણી, ઉઠી સાહ્યા જાય વાધી પ્રીત ઘણી.
દેઈ આલિંગન પ્રેમ ચુંબન શીશ કરે, હર્ષાશ્રુત અપાર નયણે નીર સરે;
માતને કહે મહારાજ તમો અતિદુઃખ સહ્યું,મુજ કારણ મારા તાત કારાગૃહગ્રહ્યું.
દુર્બલ મલીન શરીર દામણ દીસો તમો,બહુદિને છુટયા આજ દેખિને દાઝુ અમો;
ન ધાવ્યો તમારૂં દૂધ કહુંછું સત્ય સહી, ઉછર્યો ગોકુલ માંહે નંદ ભૂવન રહી.
શું કહું તેહની પ્રીત્ય રીત્ય ન જાય કથી, ગોપ ગોલણી મત્ય બીજું કોણ નથી;
એણી પેર કરતાં વાત સ્વજન સર્વે મળ્યું,અંત્રીક્ષ ઇંદ્ર વૈમાન તે ન જાય કળ્યું.
મળિયા ચારણ ભાટ જાચક જન સહુ, અપ્સરા નાચે ને ગાય જેજેકાર બહુ;
જન્મ દિવસની પેર કરે મંગળ સુંદરી,કેસર ચંદન અંગ અબીલ ગુલાલ ભરી.
પૂજયા બ્રાહ્મણ વેદ વાદો વાદ ભણે, પુન્ય વચન જે મંત્ર સર્વત્ર વિઘ્નહરે;
ગો આપે વસુદેવ જન્મ સમેજ કહી, દેતા આશીરવાદ દ્વીજવર જાય ગ્રહી.
એણી પેર ઉંચા થાય ઇંદ્રાદી નીરખે, પહેરાવ્યાં અંબર ગોપ નંદાદી હરખે;
યાદવ કુળ આનંદ પરમાનંદ કર્યો, મારી દુષ્ટને એમ સાધુનો શોક હર્યો.
ઉગ્રસેનને રાજ આપ્યું કંસને હણી, ભાલણ પ્રભુ રઘુનાથ સેવક ભાવગણી.

## પદ ૨૪ મું-રાગ ધન્યાશ્રી.

**વસુદેવ વચન:**

કહે વસુદેવ સુંણો સુંદીર વર, ચીરંજીવી મારા ગીરધર કુંવર;
નંદજીને વહાલો પુત્ર પિતાનો સંદેહ ટાળો. ટેક.
આજ લગણ જેણે ભેદ ન જાણ્યો,પુત્ર ભાવ કરી પ્રેમ તે આણ્યો. નંદજી.
લાજ લોપ્યા વિણ કેઈ પેર સરસે, એમ અમે મેલીને કામ નીસરસે; નંદજી.
આશા મેલીને ઘેર જાય, મન વાલીને ચારે ગાય. નંદજી.
શું કરશે એ જસોદા રૂઠી, સગપણ સાચું પ્રીત તે જુઠી; નંદજી.
સાચું કહી ચલાવો સાથ, વેગે ભાલણ પ્રભુ રઘુનાથ. નંદજી.

## પદ ૨૫ મું-રાગ ગોડી.

મારા વહાલા, એમ ન કીજે આજ હો;
મારા પ્રાણનાથ જીવન,ભલે લીધું કંસનું રાજહો. મારા.
સુરભી દેખી વ્રજની, સુત કયાં મુકો નિશ્વાસ;
કહોતો અહીં અણાવીએ, ગોકુળનો સર્વ સાથ હો. મારા.

જસોદા કરતી તે કરૂં, જો કહો મુજને વીર;
સંભારી નંદ નારીને, કયાં નયને ઢાળો નીર હો. મારા.

ઇચ્છા આવે તે કહો, કરાવું ભોજંન;
માયા મનની પરહરો, તમને વહાલા વ્રજના જંન હો. મારા.

દુધ કઢું સાકર ભેળીને, પીજે પ્રાણ આધાર;
દહીં ભાવે તો આરોગીએ, પાસે સર્વ પરીવાર હો. મારા.

કનકતણી કરૂં વાંસળીરે, એક વાર લો હાથ;
મધુરેશ્વરે વજાડીએ, બલભદ્ર બંધવ સાથ હો. મારા.

કુંવર જે જાદવતણા, તે થાશે રખવાળ;
રમત કરતા તેમ કરો, સુંદીર શ્યામ તમાલ હો. મારા.

કહો તો બંસીબટ કરૂં, વાવું વૃંદાવન;
કાલીંદ્રીતો છે ઇહાં પાસે, જેમ સુખ પામો તંન હો. મારા.

લેઉં તમારાં ભાંમણાં અતિ, આનંદ મારે મંન;
ભાલણ પ્રભુ રાઘવ મળ્યા, ધન્ય આજનો દિન હો. મારા.

## પદ ૨૬ મું-રાગ ગોડી.

કુંવર કોડામણા કાં રૂઓ, બલીહારી હો;
મુને કહોજી મનની વાત, બલા લઉં તારી હો;
જશોદાને અહીં તેડાવીએ, બલીહારી હો;
માનો મારી વાત, બલા લઉં તારી હો.

નંદજી શું છે વેગળા, બલીહારી હો;
સાદ કરાવું આજ, બલા લઉં તારી હો;
મારા સમ સુખથી કહો, બલીહારી હો;
મેલી મનની લાજ, બલા લઉં તારી હો.

વહાલા જે ગોવાળિયા, બલીહારી હો;
તેનાં મંડાવો નામ, બલા લઉં તારી હો;
કહો તો મથુરામાં કરૂં મુકામ, બલીહારી હો;
નૌતમ ગોકુળ ગામ, બલા લઉં તારી હો.

પાસે રહ્યા તેહજ ગમે, બલીહારી હો;
માયા તેની હોય, બલા લઉં તારી હો;
જો માખણ પરઘરનું ગમે, બલીહારી હો;
આહિં છે સર્વ કોય, બલા લઉં તારી હો.

ગોવર્ધન પર્વત સોનાતણો, બલીહારી હો;
હીરે જડીત લ્યો હાથ, બલા લઉં તારી હો;
માંકલડાં શું મળતાં નથી, બલીહારી હો;
ગોપ ગોવાલણી સાથ, બલા લઉં તારી હો.

જો દાણ લેવું મનમાં ગમે, બલીહારી હો;
તોય મળ્યો જમુનાં ઘાટ, બલા લઉં તારી હો;
માનુષ માત્ર આવી ચઢે, બલીહારી હો;
વૃંદાવનની વાટ, બલા લઉં તારી હો.

શું મહીઆરાં મધુરાં નથી, બલીહારી હો;
જો ભાવે તેની છાશ, બલા લઉં તારી હો;
ભાલણ પ્રભુ તમને કહું, બલીહારી હો;
નિશદિવસ રહો મુજ પાસ, બલા લઉં તારી હો.

પદ ૨૭ મું–રાગ પરજ્યો.

કચરે ખરડયો ખોળે બેઠો, વણસાડી શુભ સાડીરે;
એમ અસંખ્ય અન્યાય કરીને, સંતાપી મેં માડીરે.
આલિંગન એણી પેર દેતી, આંસુ ભીંજાતો વાંસોરે;
ટળવળતી ત્યાંહાં મુકી છે, શોક ધરવો સાસોરે.
કોનું મુખ જોઈને જમશે, કોને દીઠે ઠરસેરે;
ભાલણ પ્રભુ રઘુનાથ કહેછે, મારે વિરહે મરશેરે.

## કૃષ્ણ ને નંદ સંવાદ.

### પદ ૨૮ મું–રાગ ગોડી.

**કૃષ્ણ વચન:**

ગોકુળિયે પધારોરે મારા નંદજીરે, જસોદાજી જોશે વાટરે;
ટળવળશે મારી માવડીરે, દુઃખ ધરશે મુજ માટરે. ગોકુળિ.
કોમળ તે હૈડું તેહનુંરે, જાણીએ તે નવનીતરે;
ક્ષણ વાર હે સહે નહિરે, ધરથી વાધી પ્રીતરે. ગોકુ.
મુગટ તે મયુર પુચ્છનો રે, આપ્યો છે આઇજીને હાથરે;
રૂડી પેરે રાખજોરે, જેમ નીરધનને આથરે. ગોકુ.
કષ્ટે મેં પરોવિયોરે, ગુંજા કેરો હાર રે;
યત્ને તે જાળવજો ઘણું રે, વાંસલડી તે પ્રાણાધારરે. ગોકુ.
લાખી રંગની ઓઢણીરે, બોલડી તે લલીત શું અંગરે;
તેને મોંખીક રખે લાગતારે, કોમળ લાગે અંગરે. ગોકુ.
કમળ વરણું મોળિયુંરે, તે હું બાંધતો શિશરે;
સાથે તે લાવ્યો નથીરે, જાણ્યું જે કરશો રીસરે. ગોકુ.
શીકૂ સ્વહસ્તે મેં ગુંથીયુંરે, પાટતણું પચરંગરે;
તેહ રખે વળી વિણસતુંરે, લીધું નહિ મેં સંગરે. ગોકુ.
વાંસુલી જેવારે જડીરે, સુંદીર મારૂં શૃંગરે;
રખે હરે તે ગોવાળીયારે, વાળીછે તાન તુરંગરે. ગોકુ.
ગાય ચારીને મેં સાચવીરે, રખે તે દુબળી થાયરે;
દુધ જેનું સુને ભાવતુંરે, પ્રેમે તે પાતી મારી માયરે. ગોકુ.
આઇજીને કહેજો એટલુંરે, તમ કને મારા પ્રાણરે;
એવું કો વહાલું નથી રે, સાચી કહુંછું વાણરે. ગોકુ.

મ્હારે અહીં રહેવું નથીરે, વહાલું વૃંદાવનરે;
ચાર દહાડા રહી આવશુંરે, સહુનું મનાવી મંનરે. ગોકુ.
વેગે હવે તમો સંચરોરે, લ્યોને સઘળો સાથરે;
તમથી હું અળગો નથીરે, કહે ભાલણ પ્રભૂ રઘુનાથરે. ગોકુ.

## પદ ૨૯ મું–રાગ ગોડી.

નંદ વચન.

શા માટે નથી આવતારે, કાંઇ કાઢો અમારો વાંકજી;
રહેશો તો અમારૂં શું ચાલશે, તમ પ્રત્યે અમો રાંક.
મારા જીવન લાડકા. ટેક.
મેં તમને કયારે કહ્યું, ચારવા જાઓ ગાયજી;
રમવાની ખાંતે જાતા, ઘણુંએ વારતી માય. મારા જી.
શીદું સ્વે ઉપાડવા, ઘણુંએ કરતો રીસજી;
પોતાની ઇચ્છાએ ઉપાડયું, ચઢયું અમારે શિશ. મારા જી.
ઓલંભા બહુ લાવતા, હું કહીએ ન કરતો રીસજી;
તો ઘોખો શાને વસો, એ સઘળો મનથી ટાળીશ. મારા જી.
પ્રાણજીવન છું માહરો, શું કહું વારોવારજી;
આંધળાને જેમ લાકડી, તેમ તુજ મુજ આધાર. મારા જી.
વાંક એટલો તેહતણો, જેણીએ બાંધ્યા તંનજી;
તેને ઓસીકલ કીજીએ, જનુની જાણી મંન. મારા જી.
માત પિતાને કારણે, વેચાણો રોહીદાસજી;
ધરમાંગદે મસ્તક સોપ્યું, રામ ગયા વનવાસ. મારા જી.
ભીષ્મ વ્રત ગાંગેવ પાળ્યું, તાત તણે ત્યાં કાજજી;
પુરૂએ જરા ગ્રહી, પોતાનું યૌવન કીધું ત્યાજ. મારા જી.
જો તમો આવો નહીં તો, અમો જાશું કાશીજી;
ગૌ ગ્રહે સર્વે પરહરી, ને થઇ રહિશું સન્યાશી. મારા જી.
પુન્ય ત્યાંહાં જઇ એવું કરશું, પુનરપી આહિં અવતારજી,
માત પિતા અમો તું અજ કુંવર, વિરહ નહીં લગાર. મારા જી.
કરવું મોહે કામ કહું એ, મર્ણું દૈવને હાથજી;
દશરથની પેરે પ્રાણ ન જાએ, ભાલણ પ્રભૂ રઘુનાથ. મારા જી.

## પદ ૩૦ મું-રાગ ગુર્જરી.

**ગોપીવચન.**

હાં હરી સે ન કરો સવાઇ;
આવવાને શું નથી હીંડતા, ગોકુળીએ કેમ ભાઇ. ટેક.
વાટ જોતાં હશે વનવાસી, તેંપે જસોદા માડી;
દરશન તમારૂં જગજીવન, સર્વ જનને સુખ દા'ડી. હાં હરી.
વાંસલડી વજાડી વંનમાં, રાગ રંગ રસ ગાઇ;
મન હરી લીધાં મન મોહન, કામાક્ષર બજાઇ. હાં હરી.
અમો જાંણું છઉં ઘણું, જોડી બેહુ કર નાથ;
કુડ કપટ તમારૂં કો નવ પ્રીછે, કીજે પ્રભુ ભલાઇ. હાં હરી.
ભલે કંસ માર્યો થયા મોટા, અપરિ વિભૂત તે પાઇ;
તોએ નંદકુંવર એમ ન ઘટે, વહાલા શું વેડાઈ. હાં હરી.
ગૌ ગોવાળ ગોળણી, સાથે શાં કરી સગાઇ;
ભાલણ પ્રભુ રઘુનાથ, ન કીજે મળતાં શું ઠગાઈ. હાં હરી.

## પદ ૩૧ મું-રાગ ધન્યાશ્રી.

**નંદ વચન.**

હાંરે મારા ગોવિંદા, તું ગોપીનો પ્રાણ;
તુજ વિના કિમ જીવશે, તેહને મન પડયું ભંગાણ. હાંરે.
કાળી ધોળી કાબરીરે, દોહીને પીજીએ દુધ;
માતા ખીજી શું કરેરે, ઘેર ન કહીએ સુધ. હાંરે.
કંસ ભલે તમો મારીઓરે, વર્તો જય જયકાર;
જરાસંધ અહીં આવશે, થાશે યુદ્ધ અપાર. હાંરે.
આવો આપણ ચાલીએ, રમીએ વૃંદાવન;
વાંસલડી વજાડીએરે, મોહ્યાં સહુનાં મન. હાંરે.
કંસરાય તમો મારીઓરે, ટાળ્યું સર્વનું દુઃખ;
વસુદેવજી છોડાવીઆરે, દેવકીને દીધું સુખ. હાંરે.
કમળ કેરે પાંદડેરે, જમીએ દહીં ને ભાત;
અહીં કેમ શું બેશી રહ્યારે, વાટડી જુએ માત. હાંરે.
તું તો જીવન મ્હારોરે, દેહડીનો આધાર;
એક ઘડી નવ જીવીએરે, તું વિના લગાર. હાંરે.

વાટ જુએ જસોમતીરે, ગોકુલની સર્વ નાર;
જળ વિના જેમ માછલીરે, ટળવળે વારંવાર. હાંરે.
અહીં આપણું શું છેરે, એ પીયારૂં ગામ;
વૃંદાવન માંહી રમીએરે, ભાલણ પ્રભુ શ્રીરામ. હાંરે.

## પદ ૩૨ મું.

જસોદા વચન.

યદ્યપી મેં ધવરાવિયો, દેવકી તમારી માતરે;
નંદજી તે નિશ્ચે નહીં, વસુદેવ તમારો તાતરે.
વહાલા આવોરે; કુંવર કોડામણારે, વેગે વેહેલા આવો રે. ટેક.
મારા કુંવર આવો, જોને ગોકુલ ગામરે;
જહાં તમો ક્રીડા કરી, તે સુનાં દીસે ઠામરે. વહાલા.
મેં તો એમ જાણ્યું નહીંરે, લીલા ધરશો લોકરે;
સાંણે સુખ દીધું ઘણુંરે, જાગી તો થયું ફોકરે. વહાલા.
તારા શા ગુણ સંભારીએરે, ગણતાં નાવે પારરે;
અવગુણ શાશા અમો કર્યારે, તે કહીએ પ્રાણાધારરે. વહાલા.
જાણું છું મેં બાંધીઓ, તેનો રાખ્યો રોષરે;
જો કીધું હાથે આપણે, તો કશો દૈવનો દોષરે. વહાલા.
ગુણ અવગુણ ન વિચારીએ, જેમની ધરી પ્રીતરે;
ભાલણ પ્રભુ શું કરૂં, તમો જાણોછો સર્વ રીતરે. વહાલા.

## પદ ૩૩ મું–રાગ વેરાડી.

એકવાર આવો આણે આંગણેરે, રમવાને જાદવરાયરે;
મુખડું જોવા મહાવરે, નહીં થાઉં તારી માયરે. એક.
ધાવ કહીને બોલાવજોરે, મીઠાં કહીએ વચનરે;
તારા સમ છે ત્રીકમારે, નહીં દુભાવું મનરે. એક.
નંદકુંવર કો નહીં કહેરે, કહે તેને દેજો ગાળીરે;
પીતામ્બર પગલાં કરોરે, લાડ તે મારૂં પાળીરે. એક.
મન ગમે તે આરોગજોરે, દામોદર દહી ભાતરે;
એક ઘડી બેસી કરોરે, ત્યાંના સુખની વાતરે. એક.

ટળવળે છે ત્યાં ગોળણીરે, આવી દો દરશનરે;
સરવસ જેણીએં સોંપિયુંરે, જાણી મારો તનરે. એક.
વાંક તમારો છે નહીંરે, નવનીધ પામ્યા રાજરે;
દુરબલ સાથે ગોઠડીરે, કયમ ગમે ત્યાં આજરે. એક.
પિયારો જાણ્યો નહીરે, ટાંણે નાવ્યો હાથિરે;
માયા બંધાણી ઘણીરે, ધવરાવે તુજ સાથિરે. એક.
મૃગયા મિષે પધારજોરે, સહજે આણે ઠામરે;
અળખામણુ એમ કાં થયુંરે, વહાલું ગોકૂલ ગામરે. એક.
વૃંદાવન વિસારિયું કે, સાંભરે ન સુંદીર શ્યામરે;
એવી પેરે છેહ ન દીજે, ભાલણ પ્રભુ શ્રીરામરે. એક.

---

# પ્રીતમદાસ.

એના રચેલા ગ્રંથોઃ—જ્ઞાનપ્રકાશ, ભાગવદ્ગીતા, અધ્યાત્મ રામાયણ, જ્ઞાનમાસ, ગુરૂ મહિમા, જ્ઞાનગીતા, કક્કો, સરસગીતા, પ્રસ્તાવિક વેદાંતના ૭૦૦ દોહરા, શૃંગારનાં તથા બ્રહ્મજ્ઞાનનાં પદો, મહિના વિ૰

## જ્ઞાનપ્રકાશ.

### દોહરા.

હરિ ગુરૂ સંત કૃપા કરે, હરે સકલ સંદેહ;
પુરૂષ આદિ પરમાતમા, તાસું પ્રગટે નેહ. ૧
નેહ વિના હરિ નહિ મળે, જો કીજે કોટિ ઉપાય;
બીજાં બહુ સાધન કરે, હૃદય શુદ્ધ ન થાય ૨
છુટવાનો ઉદ્યમ કરે, ત્યમ ત્યમ જીવ બંધાય;
આપ બળે છૂટે નહીં, છોડે ત્રિભુવન રાય. ૩

કલૈ હરિ કીર્તન કથા, પુણ્ય ભજન હરિનામ;
ઇશ્વરની ઊપાસના, એ ઠરવાનો ઠામ. ૪

## મોતિદામ છંદ.

ભજો ગુરુ બ્રહ્મ નિરંતર નામ, વિરાજે વિશ્વ ચરાચર રામ;
વિરંચિ આદિ દેહ કીટ પર્યંત, બોલે બહુ રૂપ ધરી ભગવંત. ૧
નિરંજન અંજનમાં રહ્યો આપ, જપે છે પોતે પોતાનો જાપ;
પોતે થયા સ્વામિ પોતે થયા શિષ્ય, પોતે થયા રંક પોતે થયા ઈશ. ૨
પોતે થયા મેઘ પોતે થયા મોર, પોતે સાહુકાર પોતે થયા ચોર;
પોતે થયા કાયર ને પોતે શૂર, પોતે થયા ચંચળ પોતે ચતૂર. ૩
પોતે થયા દાતા, પોતે થયા દીન, પોતે ગુણવાન પોતે ગુણહીન;
પ્રકાશક પોતે પોતાનુંજ રૂપ, ભાળ્યું સચરાચર બ્રહ્મ સ્વરૂપ. ૪
માયા જક્ત નાંખ્યો મોહની જાળ, રમે તેની ઓથે શ્રી કૃષ્ણમોરાર;
બાજીગર ખેલ બનાવે જેમ, પ્રભૂ ત્રણ લોક રચે છે તેમ. ૫
જેની માયાએ રચ્યું બ્રહ્માંડ, સપ્ત દ્વીપના બન્યા નવ ખંડ;
ખંડોખંડ દશો દિસાએ ગામ, ગામોગામ માંહી બન્યાં બહુ ધામ. ૬
ધામો ધામમાંહી રહે નરનાર, નારી નર નામ અનેક અપાર;
જેવો વડબીજ તણો વિસ્તાર, તેણે કરી ઢાંકયો સહુ સંસાર. ૭
મૃત્તિકા ખાંડ કહીએ એક, તેમાં ઘટ ગાગર ઘાટ અનેક;
સરજે પાળે સમરથ સોઇ, તેની ઇચ્છાએ કરી સહુ હોઇ. ૮
રજો ગુણે સૃષ્ટિ રચે બહુવાર, સત્વ ગુણે પાળે સહુ સંસાર;
તમોગુણે શીવ કરે સંહાર, રહે નીજરૂપતણે આધાર. ૯
જેની મર્યાદા બાંધી નવ છૂટે, જેનું ધન કોઇ કાળે નવ ખૂટે;
જેથી જળ ભોમિ અનલ આકાશ, જેના તેજમાંહે રહ્યો પ્રકાશ. ૧૦
જેનો માળી મેઘ સીંચે જળધાર, ફુલી ફુલવાડી તે ભાર અઢાર;
જેની રવિ ચંદ્ર વિષે રહી જોત, તેને પાપ પુન્ય ન લેપે છોત. ૧૧
વિરંચી વજીર સખા શિવરાય, જેનો કોટવાળ તે ધર્મ કહેવાય;
દ્વારામતિ વૈકુંઠ નિજ દરબાર, વૃંદાવન લીલા અખંડ અપાર. ૧૨
વદે વેદ શ્રુતિ ને સ્મૃતિ સાર, ચક્રવર્તિ એક હરી નિરધાર;
પ્રભૂજીનો કોઇ ન પામે પાર, ખટ નવ ચૌદે ચાર અઢાર. ૧૩
મોટા મુનીદેહ દમે દિનરાત, હરિનું હારદ ન આવે હાથ;
કોઇ પીએ દૂધ ખાએ ફળ ફૂલ, કોઇ ખાય કાઢીને તે કંદ મૂળ. ૧૪

કોઇ કરે તીરથ વ્રત અમૂલ્ય, નાવે નિજ નામ જાણ્યાને તૂલ્ય;
કોઇ કરે જોગ જગન ને જાગ, કોઇ ધરે વેષ વિશેષ વૈરાગ. ૧૫
કોઇ તજી લૂણ અલૂણું ખાય, કોઈ તજી ધામ ઊઠી વન જાય;
કોઇ તજે ભોગતણા વિલાસ, કોઇ કુટે શીર મુકે નિશ્વાસ. ૧૬
કોઇ કહે ધિક્ ધિક્ આ સંસાર, કોઇ ત્રીયાહી મન દે નિરધાર;
આવા કાંઇ પાર વિનાના પ્રપંચ, તેણે કરી રામ ન રીઝે રંચ. ૧૭
રાંકને રોટલે મળે નહીં રાજ, કથીરને નાણે સરે નહીં કાજ;
તીમરને વરસે ન પાકે ધાન્ય, જ્યાં લગી આવ્યું ન આતમજ્ઞાન. ૧૮
એ પ્રેમ શુદ્ધ હરી ગુરૂ સાથ, તેણે મળે તુરત ત્રિભોવનનાથ;
જે નહિ ભક્તિ વિના ભગવાન, સાચું મન તેને સદા મેહેરબાન. ૧૯
તજે જેમ શંકર કાગ ભુશંડ, ભજે સનકાદિક સૌ મારકંડ;
ભજે શુક નારદ શારદ શેષ, ભજે બ્રહ્માદિક સિદ્ધ સુરેશ. ૨૦
ભજે મુનિ માનવ દાનવ દેવ, જાણ્યા વિના જીવ કરે અહમેવ;
ન જાણે સાવ વિવેક વિચાર, ન જાણે સાર અસાર લગાર. ૨૧
ન જાણે કંઇ જૂઠ ને સાચ, ન જાણે કંચન કંકર કાચ;
માટે જડ જીવ ન જાણે કંઇ, બોલે પરબ્રહ્મ સહુ ઘટમાંહી. ૨૨
ચૈતન્ય બિંદુ તણો પિંડ કીધો,મેલી મોહ ચિંતા ન જીવપર સીધો;
પ્રકાશક પોતે સર્વ શરીર, મણીગણ માંહી પરોવ્યું હીર. ૨૩
હૃદયે રહી અંતઃકરણ ઉચ્ચારે, બોલે બહુ વાણી વિચિત્ર પ્રકારે;
સહજ સહુ સોહં સોહં હોય, ગુરૂ ગમ વિના ન જાણે કોય. ૨૪
પ્રાણાયામ ધૂન કરે છે પોતે, જેની કળ કુંચી ન જડે જોતે;
ગુરૂગમ મીન પક્ષીની ખોજ, ખોજે તેને સહજમાં એવી મોજ. ૨૫
ચતુર્દશ ઊપર પટ્ આકાર, દશ દલ ઉપર ષોડશ સાર;
દોદલ પંકજ પત્ર હજાર, તેમાં હરી અખંડ જોત અપાર. ૨૬
પંચમુખી ગંગા વહે ભરપૂર, ચંદ્રમા આણી મેળાવે સૂર;
સુષુમ્ણા મધ્યે કરે રસપાન, સ્થિર થઇ ધરે ત્રિકુટી ધ્યાન. ૨૭
એક શ્વાસ માંહી મુકે પંચ શ્વાસ,તેણે હોય વાંચ્છના મૂળ વિનાશ;
એકાવન આંગુળ ઊઠે શ્વાસ, કરે નખ શીખ સુધી પ્રકાશ. ૨૮
જેવો મણી દીપ અખંડ ઉજાસ, એમ રોમ રોમ કરે પરકાશ;
જુવે જેમ જળમાં ઉઘાડીને નયન, એવું જાણો આનંદ બ્રહ્મનું ચેન. ૨૯

ચૈતન્ય બ્રહ્મ ભર્યો સૌ પાસ, વસ્તુમાં જાણો વિશ્વ વિલાસ;
અંતર ટાળે સ્વતંત્ર હોય, હરી સુખ સાગર ઝુલે કોય. ૩૦
તેણે તન મન વાણી પલટાય, જન્મ અનેકતણાં અઘ જાય;
ટળે દ્વૈત ભાવ સ્વતંત્ર થાય, બિંદુમાં આવીને સિંધુ સમાય. ૩૧
સ્વરૂપ વિચારે સંશયનો નાશ, પછી બ્રહ્મ માંહે કરે જઈ વાસ;
ચૈતન્ય એક થયો બહુ અંશ, વિચારીને જોતાં પોતાનો વંશ. ૩૨
નથી કોઇ બીજો બોલણહાર, પિંડ બ્રહ્માંડતણો ઘડનાર;
વ્યાપી રહ્યો સઘળે સુંદરશ્યામ, નથી કોઇ નિંદવા કેરો ઠામ. ૩૩
શિલા સહુ જાણોને શાલિગ્રામ, રાધાકૃષ્ણ રૂપ નારી નરનામ;
તુલસીવન જાણો સહુ વનરાય, લીલાંતૃણ તોડે તો સૌએ દુઃખાય ૩૪
જેવું કોઇ આપણું અંગ મરોડે, તેવું દુઃખ થાય તૃણાને તોડે;
સરિતા સહુ ગંગા રૂપે જાણ, ખાલી નથી નાથવિના નિરવાણ. ૩૫
એહ વિધિએ વેદ નગારાં વગાડે, જો ચિત્ત ચૈતન્ય માંહે લગાડે;
કુંદન એક ને ઘાટ અનેક, વિચારોને મનમાં કરી વિવેક. ૩૬
જેવું પટતંતુ વિચારીને પેખો, જેવું જળ લ્હેરી દર્શને દેખો;
સૂક્ષ્મ સ્થૂળ પદારથ જેહ, હરિવિના તૃણ ન હાલે તેહ. ૩૭
હરિહરિ કહેતાં હરિ રૂપ હોય,એમાં રખે આળસ રાખતા કોય;
ભજો મન ગોવિંદ આનંદરૂપ, ભજો મન સુંદર શ્યામ સ્વરૂપ. ૩૮
ભજો મન રાધા વલ્લભલાલ, ભજો મન ભક્તતણા પ્રતિપાલ;
ભજો મન જાનકી જીવન પ્રાણ; ભજો મન પાવન પ્રેમ સુજાણ. ૩૯
ભજો મન કૃષ્ણ નિરંતર નામ, જેવું પ્રિય લાગે લોભી મન દામ;
જેમ વ્હાલું ભૂખ્યાને ભોજન હોય, તૃષાવંતને વહાલું જેમ તોય. ૪૦
સાચો સ્નેહ રાખો હરિ ગુરૂ સાથ, પ્રેમે કહે પ્રીતમ જોડીને હાથ;
નમો સ્વામિ સેવકના પ્રતિપાલ, નમો ગુણ સાગર શ્રીગોપાલ. ૪૧
નમો ગોપીનાથ તે રૂપ રસાળ, નમો ગુરૂ દેવ દયાળ કૃપાળ;
નમો નમો અખંડાનંદ સ્વરૂપ, ભજો મન પ્રીતમ બ્રહ્મ અનૂપ. ૪૨
જાચ્યું પ્રેમ ભક્તિ પ્રભૂનું ધ્યાન, ગાવા ગોવિંદ લીલારસ જ્ઞાન;
સંત સમાગમ આઠે જામ, આપો મને એહ સદા શ્રી રામ. ૪૩
સંવત અઢાર છેતાળી જેહ, પુરૂષોત્તમ માસ પવિત્ર તેહ;
ઉજાળે પક્ષ નવમી સોમવાર, સ્વામીજન રાખ સમીપે સાર. ૪૪

ઉપનો આનંદ અંગ ઉલ્હાસ, કર્યો પરિપૂરણ જ્ઞાન પ્રકાશ;
સુખે ગાય સાંભળે જે કોઇ જન, તેને કૃતાર્થજ કહીએ ધન્ય. ૪૫
બોલો નંદ નંદનનો જય આજ,સહુ એક શબ્દથી ભક્તસમાજ;
સર્વ સ્થળ વાસુદેવ વસી રહે છે,જોડીજુગ હાથ પ્રિતમદાસ કહે છે. ૪૬

## પ્રસ્તાવીક દોહરા.

પ્રથમ નમું ગુરૂદેવને, જેણે આપ્યું નિજ જ્ઞાન;
જ્ઞાને ગોવિંદ ઓળખ્યા, (ત્યારે) ટળ્યું દેહ અભિમાન. ૧
નામવિના કોઇ નવ તરે, ભવસાગરની માંય;
નિરંતર વંદુ નામને, જયાં જ્યાં દેશું ત્યાંય. ૨
તત્વસાર ત્રિલોકમાં, ગુરૂગોવિંદ એક રૂપ;
આદિ અંત્ય મધ્ય એક છે, હરીગુરૂ સંત સ્વરૂપ. ૩
છૂટવાનો ઉપાય કરે, તેમ તેમ જીવ બંધાય;
આપ બળે છુટે નહીં, છોડે ત્રિભુવન રાય. ૪
સંત ગુરુનું વંદન કરૂં, માગું પ્રેમ પ્રસાદ;
દયા કરીને દીજીએ, હરીરસ અમૃતસાર. ૫
વાણી શકે નહીં વર્ણવી, સદ્ગુરૂ કેરૂં સ્વરૂપ;
બુદ્ધિ બળ પહોંચે નહીં, ઉપમા રહીત અનૂપ. ૬
ગુરૂ મહિમા કોન કહી શકે, શેષ પામે ન પાર;
કહે પ્રીતમ કૈસે કહું, વાણી રહિત વિચાર. ૭
જાત ન જોઇ એ સંતની, સંત નિરંજન દેવ;
કહે પ્રીતમ શુદ્ધ ભાવથી, કીજે તાકી સેવ. ૮
સુમરણ જોગ સંતછે, તર ગયે પતિત અનેક;
વધે ઘટે નહીં સંતદા, નામ એકકો એક. ૯
આકાશે ધ્રુવજી જપે, જપે પાતાળે શેષ;
મૃત લોકમાં સંતદાસ, સુરીનર મુનીજન મહેશ. ૧૦
સજ આ મન કે સાધકે, બોધ નામક જૂટ;
ચોરાશી ઝગડા મટે, કામ રહે શીર ફૂટ. ૧૧

કાયા કાળકો પાસ હે, સાર નામ હૈ દૂર;
બીલા હંસકો પાલહી, હોય જ્ઞાન ભરપૂર. ૧૨
એહી ત્રિગુણ ભક્તીમાં, મત ભૂલો ધર્મદાસ;
ઉનકો પણ નીરગુણ હે, જ્યાં જોગીકા વાસ. ૧૩
નામ નીરંતર લીજીએ, મૂકીએ મન ગુમાન;
કહે પ્રીતમ દુગ્ધા મટે, પ્રગટે નિર્મળ જ્ઞાન. ૧૪
અધર્મી અજામીલ પાતકી, અતિ મતિ મંદ ગુમાન;
કહે પ્રીતમ હરી નામસેં, સહેજે પામ્યા જ્ઞાન. ૧૫
ગુણીકા બહુ ગુણ હીનથી, અવગુણકો ભંડાર;
કહે પ્રીતમ હરી નામ તેં, ઉતરી ગઇ ભવપાર. ૧૬
નામ બરાબર કછુ નહીં, તપ તીરથ વ્રત દાન;
કહે પ્રીતમ સાધન સબહી, નહિ હરી નામ સમાન. ૧૭
રામ નામ જોગી જપે, તપે નહીં ભવ તાપ;
કહે પ્રીતમ મન જીતકે, જપે અજપા જાપ. ૧૮
રામ નામ છે મહાધિક, મહિમા અધિક અપાર;
કહે પ્રીતમ વીરલા લહે, જાકું તત્ત્વ વિચાર. ૧૯
નામ ઉચ્ચારે જગપતિ, સંકટ ભાગ્યાં (બહુ) વાર;
કહે પ્રીતમ એક પલકમાં, કાપ્યા સકલ વિકાર. ૨૦
રામ નામ ચિંતામણી, કલ્પતરૂ કામધેન;
કહે પ્રીતમ રટે પ્રેમસું, લાગ્યો રહે દિન રેન. ૨૧
નામ નગારો ગડગડે, અનહદ આઠે પોર;
કહે પ્રીતમ દીલ ના ડગે, રહે ઠોરકો ઠોર. ૨૨
નામ ઉપર એક સાહેબ, સદ્‌ગુરૂ દેવ સાક્ષ;
કહે કબીર ધર્મદાસને, જતન કરીને રાખ. ૨૩
સંતબાસી વૈકુંઠ કે, ઉતરે અવનિ મોઝાર;
કહે પ્રીતમ પાવન કીયો, પાપ રૂપ સંસાર. ૨૪
ગાય શીખે ને સાંભળે, ધરે નીરંતર ધ્યાન;
કહે પ્રીતમ નરનારમાં, નહીં કોઈ એહ સમાન. ૨૫
રામ નામ શંકર જપે, સુમરણ અખંડ સમાધ;
કહે પ્રીતમ મંગળ મહી, ન મળે એક ઉપાધ. ૨૬

રામ નામ રટણા કરે, સનકાદિક શુક શેષ;
કહે પ્રીતમ સદ્ગુરૂતણો, રામ નામ ઉપદેશ. ૨૭
રામ નામ રટણા રટે, જો કોઇ પ્રેમ સુજાણ;
કહે પ્રીતમ નામે તર્યા, પાણીમાં પાષાણ. ૨૮
રામ સુધારસ પીજીએ, જન્મ મર્ણ ભય જાય;
કહે પ્રીતમ પ્રેમે રટે, હોય અહંપદ પાય. ૨૯
પર્વતમાં મેરૂ બડો, તીર્થ બડો કેદાર;
કહે પ્રીતમ સબ નામ તે, રામનામ શુભ સાર. ૩૦
રામ નામ પારસમણી, મન લોહ હોય હેમ;
કહે પ્રીતમ એક નામસેં, કરહુ નિરંતર પ્રેમ. ૩૧
હરી હરી હરદે ધરે, મીટે મોહ અંધકાર;
પ્રીતમ રવી પરમાત્મા, પ્રગટે હૃદય મોઝાર. ૩૨
રામ નામ મહીમા ઘણો, કોટ કોટી વિકાર;
કહે પ્રીતમ નીજ નામકી, ઝગમગ જોત અપાર. ૩૩
નામતણી રચના સકળ, સપ્તદ્વીપ નવખંડ;
પ્રીતમ સારા નામકા, ગાજ રહ્યા બ્રહ્માંડ. ૩૪
નામ લીયે નામા મીલે, એસો નામ બળવંત;
કહે પ્રીતમ સ્મરણ નામકો, ભ્યાસી રોજજ સંત. ૩૫
નીર્મળ નામ ઉચ્ચારતાં, ઉઘડે નેન અનંત;
પ્રીતમ સર્વ પદપ્રસતાં, હોય પર્મ સુખ સંત. ૩૬
એક નામે અધર તરે, નામ વિના નહીં કોય;
પ્રીતમ નામ ઉચ્ચારતાં, જીવ ટળી બ્રહ્મ હોય. ૩૭
નામ બરાબર કછુ નહીં, જોગ જ્ઞાન વૃતદાન;
કહે પ્રીતમ ભજે ભાવસું, તજી દેહ અભિમાન. ૩૮
નામ સકળ સંસારમાં વ્યાપક અંડ બ્રહ્માંડ;
કહે પ્રીતમ સત નામહે, ઓર સકળ પાખંડ. ૩૯
નામ સુધારસ પીજીએ, જનમ મરણ ભય જાય;
કહે પ્રીતમ સુખ સેહજમાં, અભય અમરપદ પાય. ૪૦
રામ રતન અમૂલ્ય હે, દિલ દરીઆકે માંહિ;
પ્રીતમ મરજીવા લહે, દુજા પાવે નાહિ. ૪૧

નામ દીપ ઉદ્યોત હે, મન મદિરકે મધ્ય;
કહે પ્રીતમ રટે નામકું, પાવે જ્ઞાન પ્રસિદ્ધ. ૪૨

---

# ભક્તિ પદ સંગ્રહ.

## પદ ૧ લું.

ચરણ કમળનોરે મોટોરે મહીમા, જેનું ધ્યાન ધરે સુર બ્રહ્મા;
નિગમ નીરંતર ગાય છે રે—ચરણ. ટેક.
જેના ચરણ સેવે મહા મુક્તિ, વાહાલપણા વદેરે વૃજ જુવતી;
સિંધુ સુતા નિત્ય ગાય છેરે—ચરણ.
ગંગા તુળસી ચરણ નિવાસી, રિદ્ધિ સિદ્ધિ કહીએ જેની દાસી;
સૌ કોઇ સેવે શ્યામનેરે—ચરણ.
ચરણ શરોજ સુગંધ સંજોગી, ભકત અનેક ભ્રમર રસ જોગી;
નિમેષ તજે નહીં નામનેરે—ચરણ.
પદપર શિતળ જળ પાવનકારી, સેવક સેવે સદા ત્રીપુરારી;
અમર લોક આશા કરેરે—ચરણ.
મનમાં જાણો ગૌતમ નારી, તન મન ધન કરે બલીહારી;
પ્રેમ પ્રીત હૃદયે ધરીરે—ચરણ.
પદ પરસી તે રજ વ્રજ વ્રંદાવન, પ્રેમે પામે કોઇ પ્રેમી જંન;
જેની શ્રીકૃષ્ણ કૃપા કરેરે—ચરણ.
પ્રીતમનો સ્વામી શ્યામળીયો, અલબેલોજી અઢળક ઢળીઓ;
નીરખીને નૈણા ઠરેરે—ચરણ.

## પદ ૨ જું—રાગ ધોળ.

પ્રથમે ગુરૂને ગોવિંદ કરી જાણો, ભીન ભાવ કશો મનમાં ન આણો.
પાખંડ પૂજીને શું પરમાણો, બોલે તે બીજો નહીંરે. ૧
બોલતા પુરૂષની ગુજવી વાણી, સમસ્યામાં સંત બતલાવે એંધાણી;
પલક એકમાં ભેટાડે પુરૂષ પુરાણી, તો તન મન ધન તેને અર્પીએરે. ૨
જીવતણું ગુરૂ જોખમ ટાળે, ખટ ચકર વેધી ચડાવે માળે;
ત્રિવિધી તાપ ગુરૂ તરતજ ટાળે, ભેટાડે સાતમી ભોમિકારે. ૩

રવિ શશી વિના મારે ચાંદી છે વાહાણું, નીરભે નાણાંનું ઉઘાડું છે સાનું;
ધનવંતા ધનીનું સુરૂપ વખાણું, જ્યારે જોવું ત્યાં વહાલા વડેરે. ૪
ઠામ નથી દીસતો એક ઠાલો, સ્થાવર જંગમ સુક્ષ્મ વહાલો.
પાંચ પચીશ પ્રકૃતીને ટાળો, તો વહાલો નથી કંઇ વેગળારે. ૫
ઘર જડયું ને ઘર મેડી જડી, સંતોને શબ્દે ગુરૂ ગમ પડી;
લાલ ચમેલી વાલા સાથે લડી, ત્રીવેણીના તીરમાંરે. ૬
ગગન ગફાની વાલો ગોખમાં બેઠા, સોહં સોહં શબ્દ લાગે છે મીઠા;
દશમે દ્વારે દામોદર દીઠા, જાત જડી જીવ શીવનીરે. ૭
અનભેય ઊગ્યો મારે ટળ્યુંરે અંધારૂં, અગમ અગોચર ઘર લાધ્યું છે મારૂં;
દાસ પ્રીતમ કહે સાંભળો સંભારૂ, તો અનછતો લાધ્યો આતમારે. ૮

## પદ ૩ જું.

તમો હરી બોલો, મીથ્યા ભાષણ મનથી મુકી દીજે;
તમે ચીતવોને, હરી રૂપ બીજું, ચિતવન શાને કીજે.
બીજી લવરીમાં લાભ ન જડે, બહુ બોલ્યાથી અપરાધ પડે;
હરી વસ કરો મન વાણી વડે; તમો હરી બોલો.
વાણીથી વેર ઘણું વાધે, વાણીથી સ્નેહ ઘણો સાધે;
વાણી છોડે વાણી બાંધે, તમો હરી બોલો;
એવી વાણી અવરથા નવ ખોઇએ, હરી હીરો દલ દોરે પ્રોઇએ;
સઉ રોતાં દેખી નવ રોઇએ, તમો હરી બોલો.
એવી વાણી વિચારી જે બોલે, નર નહીં કોઇ એને તોલે;
જેનાં બોલ્યાથી બંધન ખોલે, તમે હરી બોલો.
હરી નામ વિના વંઝા વાણી, બીજી કથની કાગની જાણી;
કોઇ રેહેતા હશે ઉરમાં આણી, તમે હરી બોલો.
કહે પ્રીતમ એવા પુરૂષ કહીએ, જેને સદા વિચાર વસે હૈયે;
એને ચરણે ચિત આરોપી રહીએ, તમે હરી બોલો.

## પદ ૪ થું–થાળ.

આનંદે આવોરે, જીવન જમવાને, બહુ પાક બનાવુંરે, ગીરધર ગમવાને;
ઉષ્ણોદક આલુંરે, નટવર નાહવાને, પીતાંબર લાવુંરે, પ્રેમે પેહેરવાને.

ચાંખડીએ ચડીનેરે, આવ્યા અંતરજામી, ચંદનની ચોકીરે, બેઠા બહુનામી;
કંચનનો બાજટરે, સોવર્ણની થાળી, ભોજન કરવાનેરે, બેઠા વનમાળી.
ખાજાં ને લાડુરે, ઘેબર ઘીના છે, પકવાન્ન ભલાં છે રે, સૌ મીસરીનાં છે;
એવા ભોગ છપન્ન છેરે, વિંજન બહુ ભાતી, સાકર મેવાદિકરે, રહ્યા છે સહુ જાતી.
જેની રૂચી આવેરે, તે લેજો માંગી, જમતાં મુખ નીરેખેરે, જે માહ બડભાગી;
જમુનાં જળ શીતળરે, એલચી એવાસી, પાનનાં બીડાંરે ખવડાવું ખાસી.
કંકુ ને કેસરરે, કુમકુમ થાળ ભરી, **પ્રીતમ**નો સ્વામીરે, પુજું પ્રેમ ધરી.

# રઘુનાથદાસ.

એના રચેલા ગ્રંથો :–શ્રીમદ્ ભાગવત, રામાયણ, ધ્રુવાખ્યાન, આચ્છવકિર્ત્તનનાં પદો, છપ્પા, સવૈયા, પરચુરણ પદો, ને ગરબીઓ.

## રાધાકૃષ્ણ સંવાદ.

### પદ ૧ લું.

પાલવડો મેલોરે મોહનજી, મારગડે મને જાવા દે;
વળતાં રે આપીશ દાણ તમારાં, મહી મારાં વેંચાવા દે.
વેંચતાં તને કોણ વારે છે, સાંભળને રાધે પ્યારી;
દાણ દધીનાં આપને અબળા, વેહેલી થા તું વ્રજનારી.
વ્રજનારી કહી નવ બોલાવીશ, છાનો રહે તું છોગાળા;
કઠણ રાજ્ય છે કંસરાયનું, ગૌ ચારંતા ગોવાળા.
હું ગોવાળીઓ તું ગોવાળણી, ફરી ગમે તો આવજે;
કંસ સરીખા સોલસેં માટી, સાથે તેડી લાવજે.

તેડી લાવું ઘો મને જાવા, રોકી રહ્યા છો પરનારી;
રઘુનાથના સ્વામિ સામળીયા, ઘેલા થયા કંઈ ગિરધારી.

### પદ ૨ જું.

ઘેલો છું પણ દાણ ન મુકું, દોકરડો એકે ઓછો;
ગિરધારીએ ગોકુળ વસાવ્યું, ઇંદ્ર કરતાં કૃષ્ણ મોટો.
મોટો હતો ત્યારે મથુરાં મેલી, અડધી રાતે સીદ આવ્યો;
પર ઘેર રહીને પેટજ ભરતો, તું દાણી કેમ કેહેવાયો.
વાંકા બોલી વ્રજની છોડી, કહે તો હૈયાનો હાર તોડું;
અમે દાણી છીએ ગોકુળગામના, કહે તો મહીનાં માટ ફોડું.
હાર ન તુટે માટ ન ફુટે, ન્યાય નગરમાં પૂછાશે;
રઘુનાથના સ્વામિ સામળીયાને, એમ કેમ ગોકુળ રહેવાશે.

### પદ ૩ જું.

ગોકુળ ન રહે તો જા આ ટાણે, દાણ દધીનાં નહીં મેહેલું;
વસ્ત્ર હર્યાં તે ગયાં વીસરી, કાનાનું કાય નહીં ભોળું.
એકે નહોતી તો નવ લખ ધેનુ, નહોતું તે ધન પ્રાવ્યું છે;
માતા તારી મહી વેચંતી, હવડે રાજજ આવ્યું છે.
હવડે હવડે કરતી રહેજે, મેહેણાં દેતી મહીઆરી;
ધૂર્તપણું તું'માં ધૂતારી, ઠગપણામાં ઠગારી.
બોલ્યા વગર તું છાનો રહે, તારી માને મેહેણાં દેવરાવે;
રઘુનાથના સ્વામિ સામળીયા, ઝાઝું શીદ કેહેવરાવે.

---

## વસંતનાં પદો.

### પદ ૪ થું—રાગ વસંત.

વસંત વધાવો મારી સૈયર સમાણી, વસંત આવ્યો જાણી;
મોતીડાની થાળ ભરીને, ઉઠો રાધા રાણી. વસંત વધાવો.
આંબા ડાળે કોયલ કાળી, બોલે અમૃત વાણી;
વસંત રતને આવતાં દેખી, મન ઘણું મકલાણી. વસંત.
ફૂલડે ફગવા ભરાવે ભામની, ફૂલડીયાં બહુ આણી;
રઘુનાથના સ્વામીને વધાવો, પ્રીત રહી પરમાણી. વસંત.

## પદ ૫ મુ-રાગ વસંત.

આજ અનોપમ આંબો મોરિયો, કેસુ ફુલ્યાં કેવાં;
સાત દ્વિપ ને ચૌદ લોકમાં, નહિ કોઈ કૃષ્ણ જેવા. આજ.
અબિલ ગુલાલ કુમકુમ કેસર, કરો શ્યામની સેવા;
તાલ પખાજ બાજે બાંસુરી, ફુલ વરસાવે દેવા. આજ.
હેતે હરી રમાડે રસીઓ, આપે મુક્તા મેવા;
રઘુનાથ કહે કોઇ આવો છોરે, અખંડ સુખડાં લેવા. આજ.

## પદ ૬ ઠું-રાગ વસંત.

કેસરીયાનો વાઘો પેહેરી, પાઘ ધર્યા છે ટેડી;
રૂપાનો દડુલો કરમાં, સોનાની મારે ગેડી. કેસરીયાનો.
રાતા માતા મંદીર આવો, ઘેરઇઆને તેડી;
મોતીડે વધાવું તમને, આવ્યાની મારે હેડી. કેસરીયાનો.
આવો ભાવ વ્હાલ વધારો, દુઃખડાં નાંખો ફેડી;
રઘુનાથ પ્રભુ મારા ભવની, ભાગોને બેડી. કેસરીયાનો.

## પદ ૭ મું-રાગ બીલાવર.

આવને અલ્યા કહાન ગોવાળા, આપણ રમીએ હોળીરે;
હુંરે ગોરી ને તુંરે સામળીઓ, સરખા સરખી જોડીરે. આવને.
ચુવા ચંદન અત્તર અર્ગજા, કુમકુમ કેસર ઘોળીરે;
હું છાંટુ ને ગીરધર છાંટે, ભરી ગુલાલની ઝોળીરે. આવને.
તમારૂં પીતાંબર પલાળ્યું, મારી નવરંગ ચોળીરે;
રઘુનાથ સૌ સખીઓ જોતાં, રાધે રંગમાં રોળીરે. આવને.

## પદ ૮ મું-ગરબી.

ચાલ ચાલ ચતુર એ નાર, હોળી રમવાને;
શ્રી વૃંદાવન મોઝાર, હોળી રમવાને.
ત્યાં ઉભા તે નંદકુમાર, હોળી રમવાને;
સૌ સજ્યા સોલ શણગાર, હોળી રમવાને.
ફીજીએ નહીં કંઇ વાર, હોળી રમવાને;
લીજે રંગ અપાર, હોળી રમવાને.

ટોળાનો નહીં પાર, હોળી રમવાને;
અબલાને અખંડ સોહાગ, હોળી રમવાને.
સૌ કોને મન છે શૂર, હોળી રમવાને;
જેમ ચાલ્યું સાગર પૂર, હોળી રમવાને.
શ્યામળીયાની સાથ, હોળી રમવાને;
ત્યાં આવ્યા સખી રઘુનાથ, હોળી રમવાને

**પદ ૯ મું–વસંતની ગરબી.**

હોળી રમવા આવને, અલબેલડા રે;
તું તો મારે મનડે ભાવ, ગીરધર ઘેલડા રે.
સાથે સાથડાં તેડી લાવને, અલબેલડા રે;
મને વહાલપણે બોલાવ, ગીરધર ઘેલડા રે.
પીળી તમારી પાઘડી, અલબેલડા રે;
વહાલા વાંકી તમારી ચાલ, ગીરધર ઘેલડા રે
વહાલા કરગરીને કહું છું, અલબેલડા રે;
વહાલા વસંતનું સુખ આપ, ગીરધર ઘેલડા રે.
કોણ રમાડે તૂજને, અલબેલડા રે;
તું તો આવેલો કહેવાય, ગીરધર ઘેલડા રે.
વહાલા બાપ તારો મથુરાં ગયો, અલબેલડા રે;
તારૂં કુણ છે ગોકુળ ગામ, ગીરધર ઘેલડા રે.
વહાલા જોઇ તમારી આબરૂ, અલબેલડા રે;
વહાલા જોયું તમારૂં જોર, ગીરધર ઘેલડા રે.
રઘુનાથ પ્રભુ પાતળા, અલબેલડા રે;
વાલા મારા મહીમાંખણના ચોર, ગીરધર ઘેલડા રે.

**પદ ૧૦ મું–વસંતની ગરબી.**

આજ વસંત રતમાંરે શ્રીજનારી, સહુ કામનીરે કામાતૂર.
સાહેલીરે વસંત આવિયો૦
આજ જુવતીનાં જુથ મળ્યાં જોવાને, આજ ઊલટરે અંગ ન માય, સા૦
આજ વાજે મધુરી વાંસળી, આજ વાજે છે રે મૃદંગ તાલ; સા૦
આજ અબીલ બરાબરભામની, સા નિરખતીરે નંદકનોલાલ; સા૦
આજ હરખ ઘણો વ્રજ સાથને, અતિ ઊપન્યુંરેઅતિઘણુંવ્હાલ; સા૦

સખી અરસપરસ મળી સુંદરી, સખી ગાવતીરે ભાવતીગાલ; સા૦
આજ હરખ ઘણો વૃજનારીને, ભલે આવ્યોરે વસંત પાસ; સા૦
આજ વસંત વરને જોઈને, ઘણું રીઝયોરે રઘુનાથદાસ. સા૦

### પદ ૧૧ મું–વસંતની ગરબી.

આજ મારે મંદીર આંબો મોહોરીઓ, તેની સુંદર સરખી સાખો;
જે રસ પીશે તેને રે ભાવશે, જે કોઇ ચતુર હોય તે ચાખો. આજ૦
મૂરખ શું જાણે સ્વાદમાં, પીવે પોસલડે ભરી ઝેર;
અમરીત લાગેરે અતિ અળખામણું, એને કર્મે કીધું વેહેર. આજ૦
પ્રેમી જનની પ્રેમક લાગણી, તેમાં શું જાણે સંસારી;
દુઃખના ભોગી તે સુખને શું કરે, જેને વ્હાલી નિશદિન નારી. આજ૦
હિરાને પરખે કોઇ ઝવેરીડો, હુંતો મારે દેવી દેહી;
બેઉ કરજોડી કહે છે રઘુનાથ ઓ, આજ મારે શ્યામળિયો સ્નેહી. આજ૦

### પદ ૧૨ મું–વસંતની ગરબી.

ઋતુ વસંત સુખ ખેલીએ, સાહેલડીરે;
સખી આવ્યો ફાગણ માસ, મોહન સંગ ખેલડીરે.
ભોવન ભોવનથી ભામની, સાહેલડીરે;
સજીઆ સોલે શણગાર, મોહન સંગ ખેલડીરે.
પાયે તે નેપૂર વાજતાં, સાહેલડીરે;
કંઠે એકાવળ હાર, મોહન સંગ ખેલડીરે.
કર કંચન પીચકારીઓરે, સાહેલડીરે;
ભરી ભરી કેસર રંગ, મોહન સંગ ખેલડીરે.
બાધું ગોકુળ ઘેરીયુંરે, સાહેલડીરે;
બેહેકી રહ્યાં બાળ, મોહન સંગ ખેલડીરે.
વિધ વિધ વાજાં વાજતાંરે, સાહેલડીરે;
ઉપંગ મૃદંગ તાલ, મોહન સંગ ખેલડીરે.
ગીરધારી ને ગોપીઓરે, સાહેલડીરે;
હરી ચાચર ખેલે ફાગ, મોહન સંગ ખેલડીરે.
ગૌ દોવંતાં ઘેરીયાંરે, સાહેલડીરે;
ઓ આવ્યો ઓચિંતો ગોપાળ, મોહન સંગ ખેલડીરે.

મંદીરથી હરી લાવીયાંરે, સાહેલડીરે;
ચો દેશે ખેલે ફાગ, મોહન સંગ ખેલડીરે.
જુવે સ્વર્ગના દેવતારે, સાહેલડીરે;
વિનતાનાં બડાં ભાગ્ય, મોહન સંગ ખેલડીરે.
એકે તે લીધી મોરલી, સાહેલડીરે;
એકે આંજ્યાં નેણ, મોહન સંગ ખેલડીરે.
કહાન તમારે કારણે રે, સાહેલડીરે;
અમે મેલી કૂળ મરજાદ, મોહન સંગ ખેલડીરે.
માનનીઓ કહે માવનેરે, સાહેલડીરે;
તમે ફગુવા આપો જેમ, મોહન સંગ ખેલડીરે.
લેઇ ફગુવા મન ભાવતારે, સાહેલડીરે;
તમે મોરલી અમારી આલો, મોહન સંગ ખેલડીરે.
રંગ લીધો સોહામણોરે, સાહેલડીરે;
હરી માતો ખેલે ફાગ, મોહન સંગ ખેલડીરે.
રઘુનાથના સ્વામી સામળારે, સાહેલડીરે;
વાળી રસની રેલ, મોહન સંગ ખેલડીરે.

## પદ ૧૩ મું—વસંતની ગરબી.

ચાલો ગોપીઓ મળીને ગોકુળ જઇએરે,
સુંદર સામળીઆની સાથે ફગુવા લઈએરે.

## રાગ ફેર—ધોળ.

મળી માનનીઓ અપારરે;
મહીં રાધીકા રંગીલી સરદારરે.
આવી હરખ ભરી વ્રજનારીરે;
ત્યાં તો શ્યામળીઆ સખા ગીરધારી રે.
મન ગમતાં તે ગીત ગવાય રે;
રંગ છાંટણીઆં છંટાયરે.
તમે આશું કીધું નંદજીના લાલ રે;
મારી આંખલડીમાં ભર્યો છે ગુલાલરે.

આવો હોળી રમીએ આપણુ બન્યો રે;
ઉભા જુએ સરખા સરખી અન્યો રે.
પ્યારી પીચકારી ભરીને છાંટે રે;
અબીલ ગુલાલ લઇને ચીર ભરે રે.
રાધા અલબેલાની આંખડી આંજે રે;
મોહન રાધાનું મુખડું માંજે રે.
વાહાલાજીએ વાંસળી લીધી રે;
છેલ છબીલીને રસબસ કીધી રે.
એમાં કોણુ જીત્યું ને કોણુ હાર્યું રે;
દેખી દેવતા કરે છે જે જે કાર્યું રે.
જન રઘુનાથ રાખી રહ્યો આશરે;
તેનો ગોમતી તે પુરમાં વાસરે.

## પદ ૧૪ મું-રાગ કાફી ધુમાર.

વાજે છે ડફ વાંસળી હો;
હો મેરી લલનારે, ઉડે છે અબીલ ગુલાલ વાજે છે ડફ.
નાચે છે રે નટુવા નહાના, ગાય છે ગોપાળ લલના;
રમે છે ગોકુળનેરે ચોરે, મોહ્યો છે નંદાજીકો લાલ. વાજે છે.
ઘેરઇયામાં ગમે તે બોલે, ગોપી જોઈ ઘેલી થાય લલના;
વહુવારૂથી વાટે ઘાટે, સેહેજે તે નવ નીસરાય. વાજે છે.
અલબેલાને દેખીને આવે, રેળે રંગ અપાર લલના;
રઘુનાથના સ્વામી સંગે રમતાં, હોળીનાં ઉઘાડાં દરબાર. વાજે છે.

## પદ ૧૫ મું.

રમે છે હોળી રંગમાં હો,
અને હોલેરે લલનારે, સંગમાં સકળ આહિર. રમે છે.
ભાત ભાતના ભેખ બતાવે, હેતે હળધર વીર લલના;
અબીલ ગુલાલ ને હળદર કુમકુમ, કેસર કેસુડાંનું નીર; રમે છે.
ભેર વાજે ને બહુવારે નાચે.નઈણાં મચમચાવે ગોપ લલના;
કેડ હલાવે ને બગલ બજાવે, આળ કરી થાય અલોપ. રમે છે.

શીવ સનકાદીક નારદ મુની, જોઇ જોઇ મન મકલાય લલના;
રઘુનાથના સ્વામી સંગે રમતાં, એમના પુન્યતણો નહીં પાર. રમે છે.

## પદ ૧૬ મું–રાગ કાફી–ધુમાર.

ઊભો છે વાલમ વાટમાં હો,
હો મેરી લલનારે; સાથે છે ગમતા ગોવાળ, ઊભો છે;
ભરી છે કેસર પીચકારી, ધરી છે તે કેમ લલના;
આવે છે તેને છાંટે છે, ધાય છે તેની કેડ. ઊભો છે
અબીલની હેલી કીધી, ગુલાબ રંગરોળ લલના;
એક એકના માથા ઉપર, કરે છે ઢોળાઢોળ. ઊભો છે.
એક એકની વહુવારૂને, બોલાવે છે ઘેર લલના;
રઘુનાથના સ્વામી સંગે સમતાં, વાજેછે ભૂંગળો ને ભેર. ઉભો છે૦

## પદ ૧૭ મું–રાગ મારૂ.

રમવાને હોળી, ચાલો સખી રમવાને હોળી. ટેક.
ચુવા ચંદન ઓર અરગજા, કેસૂડાં ઘોળી. ચાલો૦
હાથમાં થાળ ગુલાલ ફેંટમાં, અબીલ ભરાભર ઝોળી. ચાલો૦
તાલ પખાજ ઝાંઝ ડફ વાજે, મોરલીકી ધુન થોડી. ચાલો૦
રઘુનાથના સ્વામી સંગે રમતાં, પ્રેમ રસમાં રોળી. ચાલો૦

## પદ ૧૮ મું–રાગ સોરઠ.

સખી શ્રી ગોવરધન રાય, રમે રંગ હોળીરે;
વહાલો જુગત તણો પ્રતિપાળ, કેસૂડાં ઘોળીરે. રમે. ટેક.
ગોકુળ ગામ સોહામણુંરે, સુંદીર યમુનાં તીર;
સુંદર વૃજની ગોપીઓરે, સુંદર વૃજ આહીર. રમે.
રતન જડીત પીચકારીઓરે, હરી હળધરને હાથ;
સોના ગગરીયાં શીરધરીરે, માંહી સુગંધ ભરી બહુ જાત. રમે.
રાધા મોહન રંગ ભરીરે, રંગ ભિનો ગોપી ગોવાલ;
વાજંતર વાજે ઘણાંરે, ગોપી ગીત મધુરાં ગાય. રમે.
રમતાં રસ વાધ્યો ઘણો રે, સુખ પામ્યો સહુ સાથ;
એમ કરજોડીને વિનવેરે, ગુણ ગાયે જન રઘુનાથ. રમે.

## પદ ૧૯ મું-રાગ સોરઠ.

સખી શ્રી નંદજીનો લાલ, રમે રંગ હોળી રે;
અતિ ઉડે અબીલ ગુલાલ, કેસુડાં ઘોળી રે. રમે.-ટેક.
ગોકુળ ગામની ગોપીઓ રે, લીનો રંગ અપાર;
ચુવા ચંદન અગર કુમકુમ, કર લીધી કનક પીચકાર. રમે રંગ.
સખા રૂપે સુંદરીરે, ગોરે રૂપ રસાળ;
સોના ગગરીઆં શીર ધરીરે, આવી ઘેર્યા નંદકુમાર. રમે રંગ.
વાજિંત્ર વાજે ઘણાંરે, વાજે વેણુ રસ તાળ;
મધુરી શી વાજે મોરલીરે, થેઇ થેઇ નાચે નંદકુમાર. રમે રંગ.
કનક કટોરામાં કેસર ઘોળ્યું, સબ મળી વૃજબાળ;
એક ભરે ને એક ભરભર છાંટે, રંગ ભીને ગોપી ગોવાળ. રમે રંગ.
દયા કરી દીનાનાથજીરે, ફગુવા દોને મગાય;
બેઉ કરજોડીને વર્ણવેરે, જન રઘુનાથ જુગજુગ ગાય. રમે રંગ.

## પદ ૨૦ મું-રાગ ધૂમાર.

અનીહારેહો, ફાગ રમે રાધા રાણી, રમે રંગીલો રંગ ભીને હો. ફાગ૦
અનીહારેહો, સરખી સૈયર ટોળે મળી, મુખે બોલે હો હોળી હો. ફાગ૦
અનીહારેહો, સૌને શણગાર શોભતા, શોભે ચીર ચરણાં ને ચોળી હો. ફાગ૦
અનીહારીહો, જેમ ઓઢયાં ઓઢણાં, ચાલી પતી સુતને મેલી હો. ફાગ૦
અની૦ કુમકુમ કેસર ઘોળીઆં, ભરી અબીલ ગુલાલની ઝોળી હો. ફાગ૦
અની૦ મધૂરી શી વાજે મોરલી, રમે રાધા મોહન હોળી હો. ફાગ૦
અની૦ પાર નહિ પીચકારન કો, મોહન પકડી મુખ રોળી હો. ફાગ૦
અની૦ પકડે મોહનકું લાડણી, લલિતા સંગ લપટાણી હો. ફાગ૦
અની૦ સહુ સખીઓને હેતે પ્રીતે, તમે દર્શન દેજો દહાડી હો. ફાગ૦
અની૦ ચિત્ત વરી ચતુરાં માનો, તમે ફગુવા દોને મગાવી હો. ફાગ૦
અની૦ બેઉ કર જોડીને વિનવે, દાસ રઘુનાથ જુગજુગ ગાવે હો. ફાગ૦

## પદ ૨૧ મું-રાગ રાઅસો.

અબહો સુજની હોરી ખેલત નીકસે, નવલ નાગર આહીર સુજની;
અબહો સુજની બલીહારી બાનકકી, સુંદર શ્યામ શરીર સુજની.

અબહો સુજની બોલત ડોલત ફાગ, નંદજીકો લાલ સુજની;
અબહો સુજની વાજાંને ધસરકે, તાકે શબ્દ રસાળ સુજની.
અબહો સુજની ચૌવા ચંદન કુમકુમે, કેસર રંગ રસાળ સુજની;
અબહો સુજની પીચકારી જલ જંમકી, ઉડાવત અબીલ ગુલાલ સુજની.
અબહો સુજની મેઘ રવી શશી દામની, ઉડે ધન અદ્ર ચોપાસ સુજની;
અબહો સુજની એક કાલે સબ આંખકે, દેખ ટળે સબ તાપ સુજની.
અબહો સુજની મેરે ગઇ સુંદર શામરો, એદુ બેદુ અપાર સુજની;
અબહો સુજની પીતાંબરથી રહ્રી જલે, મળ્યાં સુંદર હથીઆર સુજની.
અબહો સુજની દેખી દેવ સખી મુની, તારાં વીખે ફુલ સુજની;
અબહો સુજની રઘુનાથ એ ઉર ધરી, ગઇ ભવ મારગ ભૂલ સુજની.

## પદ ૨૨ મું-રાગ સામેરીની સાખી.

સામેરી વસંત સુહામણો, આણંદ ભયો અપાર;
ઘેર ઘેરથી ગોવાલણી, પ્યારી ખેલન નીકસી બહાર.

## રાગ સામેરી.

ઘેરઇયાને ઘેરેરે અબળા સહુ મળીરે, હેરતીતો હેડેરે વૃજની નાર;
કેસુડાંને ઘોળ્યાંરે વિધવિધ ભાતનાંરે, ફેંટમાંતે લીધોરે અબીલ ગુલાલ. ઘેર.
એહેકહુંને બોલેરે ઉન્મત્ત ફાગમાંરે, ગોવિંદજીકું ગાલી દેત અપાર;
તાલ પખાજરે વાગે બન બાંસુરીરે, એક સખી કર બજાવે કિરતાલ. ઘેર.
જમનાની કાંઠેરે, હળધર ઊભલારે, મોહનજીકું કર કંચન પીચકાર;
કેસરીઆંનો વાધોરે પ્રભૂજીનેરે, કેસરી તો તીલક બીરાજે ભાલ. ઘેર.
એક સખી આવીરે ગિરધર ઘેરીયોરે, એક સખી પકડયો હે નંદલાલ;
એક સખી આંજીરે એકેમુખ માંજીયુંરે, એક સખી ગુલછાદીનો ગાલ. ઘેર.
એક સખી માગેરે ફગુવા ભાવતારે, એક સખી ગાવત ગીત રસાળ;
રઘુનાથના સ્વામીરે સુંદરશ્યામળારે, મોહનજીએઆપ્યોઆણંદઅપાર. ઘેર.

## પદ ૨૩ મું-સાખી.

રત આઇ વસંતકી, સઘલે લીલા લહેર;
રઘુનાથ પ્રભુ રાધીકા, હોળી રમે રંગ ભેર.

## રાગ સામેરી.

રંગભેર રમેરે, રાધા નાગરીરે; રંગ ભેર રમેરે, નંદકીશોર;
રંગ ભેર રમેરે, ગોવાળીઆરે; રંગ ભેર દીસેરે, સુંદર જોડ. રંગ ભેર૦
રંગ ભેર વાજેરે, મધુરી શી મોરલીરે; રંગ ભેર વાજેરે, મૃદંગ તાળ;
રંગ ભેર રાજેરે, કર પીચકારીઓરે; રંગ ભેર ઉડેરે, અબીલ ગુલાલ. રંગ ભેર૦
રંગ રસાંળાંરે, સૈનાં બોલણાંરે; રંગ ભેર દીસેરે, વૃજનો સાથ;
રંગ ભેર જુવેરે, સ્વર્ગના દેવતારે; રંગભેર ગાએ, જન રઘુનાથ. રંગ ભેર૦

## પદ ૨૪મું–રાગ થાળ.

સખી સુવર્ણકેરી છે થાળીરે, મારા વાલાજીને કાજે;
ભરી જળ જુમનાની ઝારીરે, ભાવે ભોજનીયાં નીપજાવે. સખી૦
ગવરી ગાયનાં ઘી તવરાવીઆં, સુંદર સુખલડી સમારી;
માંહે પેંડાં પતાસાં ને પૂરીઓ, સાકર શેવોમાં ચુરી. સખી૦
ગળ્યાં ગુંદવડાં ઘી મસમસ્યાં, લાવી સૈયર સમાણીથી છાની;
બરફી દળ ઘેબર ભરીયાં, વાહાલે વેહેલેરાં પરવારી. સખી૦
સારાં સાદાં ને સેતુરીયાં, માહીં સાકર રવાની સેચુરી;
કાચાં કરમલડાં ને કેરણાં, ખાટાં મીઠાં ને રસ વઘણાંની લેરી. સખી૦
જાયફળ જાવંત્રી ને ચારોળીરે, આછી એલચી લવીંગ સોપારી;
મારી સાસુ છાનાં હું લાવી, રઘુનાથ સખી કહે પોકારી. સખી૦

## પદ ૨૫ મું–રાગ થાળ.

મારે મંદિર પધારો, હરી મુખ હસતા;
હરી મુખ હસતારે, હરી મુખ હસતા. મારે૦ હરી૦ ટેક.
ધોખો કોઇનો ધરશો નહીં, આવો મોહન એમ હસતા. મારે.
જરકસીનો જામો પેહેર્યો, કસબી કણા કમર કસતા; મારે.
મોળીડામાં છોગાં મેલી, આવો મોહન મસ મસતા. મારે.
બોલ્યું કોઇનું કાને ના ધરશો, દુરીજન કુતર છો ભસતા; મારે.
રઘુનાથ પ્રભુ પ્રીતે તમને, લાડુવા આપું લસ લસતા. મારે.

## પદ ૨૬ મું–રાગ થાળ.

તમે ભાવ તણા છો ભોગી, રાણી રાધાના સંજોગી;
રીધ સીધ તમારી દેવા, હરી માનો અમારી સેવા.

મેવા મીઠા ને મીઠાઈ, અહીંઆં જમરૂખની નવાઇ;
સારી શેરડીની કાતરીઓ, રાયણ ગોટાનો રંગ મળીઓ.
આછી પોળી આંબાનો રસ, ઘી ભાવતું મેલ્યું ભસ;
થોડાં થોડાં લો દાળભાત, મહી ફજેતાનો સવાદ.
જળ પીઓ પછે પાન ચાવો, મારે આજ ઘણેરો લહાવો;
લાવી સહુ નીધ સાસુથી છાની, મારી મનુહાર લેજો માની.
રઘુનાથ પ્રભુ રસ પીધો, મારો મનખો સફળ કીધો;
તમો ભાવ તણા છો ભોગી, રાણી રાધાના સંજોગી.

## પદ ૨૭ મું–રાગ થાળ.

ભોજન કરવા આવો મારા વાલા, સુખ સાગર ગીરધર ગોપાળા;
દ્રુપદીની રસોઇ વીદુરજીની ભાજી, તેણે તમે રસીઆ છો રાજી.
સુદામાના તાંદુલ સવરીનાં બોર, કુરમાનો ખીચડો ને વહાલો છે કૂર;
ગોપીઓનાં ગોરસ પ્રેમે પીધાં, મન માન્યાં તેનાં માગીને લીધાં.
આરોગો જળ ફળ જદુનાથ, કરજોડીને કહે દાસ રઘુનાથ;

## પદ ૨૮ મું–રાગ થાળ.

તમે વાળું કરવા આવો, મારા વહાલારે;
સાથે સંગાથી બોલાવો, મારા વહાલારે.
બેલે બલભદ્રને લાવે, મારા વહાલારે;
જોડે જુગતાઇઓ જેમ ભાવે, મારા વહાલારે.
લજ્યા રાખો મા આ ટાણે, મારા વહાલારે;
નાહાની નણદી વાત ન જાણે, મારા વહાલારે.
નવા મેવા ને મીઠાઇઉ, મારા વહાલારે;
મારી સાસુ છાનાં લાવું, મારા વહાલારે.
તળ્યાં ચુરમાં મીસરી દાણા, મારા વહાલારે;
વડાં વેહેડમી વટાણા, મારા વહાલારે.
ભીંડા વંટાકપર નાંખ્યા ધાણા, મારા વહાલારે;
ઊપર લૂણ મરીનાં લાણાં, મારા વહાલારે;
કહડ્યાં દૂધ ખાંડ ને ભાત, મારા વહાલારે.
હેતે પીરસે સખી રઘુનાથ, મારા વહાલારે.

## પદ ૨૯ મું-રાગ સામેરી.

અનીહારે હો, ગીરધારી ગુણવંતોરે,મારે ઘેર પરૂણલોરે;
ઍની મારે હૈડે તે હરખ ન માય;
અનીહારે હો, સુખલડી સમારી રે, મેવા મંગાવીઍરે;
જમવા બેઠા જાદવરાય. ગીરધારી૦
અનીહારે હો, દુધપાક ખાંડરે, વડાં ને વેડમીરે;
સુંદર સેવો ને કંસાર;
અનીહારે હો, હેત કરીનેરે, હરીને હું પીરસુંરે.
માંહી ઘીની રેડું ધાર; ગીરધારી૦
અનીહારે હો, લવિંગ સોપારી રે, બીડી પાનનીરે.
વાહાલાને હું આપું હાથો હાથ;
અનીહારે હો, સખી રઘુનાથનો રે સ્વામી શ્યામળોરે;
સઘળો સંગે તે વ્રજનો સાથ. ગીરધારી૦

## પદ ૩૦ મું-રાગ થાળ.

જદુનાથને જુગતે જમાડું,
ઓરા આવોરે રંગ ભેર રમાડું,
નેહ ધરીનેરે હો, નંદના કુંવર, જુગતે જમાડું. ટેક.
સાત પકવાન મીઠાઇ ને મેવા,શાક સમારીરે હો,તળીઆં સાર; જુગતે૦
દાળ ભાત ને કઢી વડીરે, સુરતી સોપારીરે હો, પાન આપુંરે. જુગતે૦
રઘુનાથના પ્રભુ રસીક શીરોમણ,મુજ અબળાનારે હો,પ્રાણઆધાર; જુ૦

## પદ ૩૧ મું-(હિંદુસ્થાની) રાગ બીહાગરી.

નવલલાલ બલ મોહનાં હો, ખેલત જુગલ કીશોરી હો. નવલ૦
કુળ દિપક બ્રખુભાનહી હો, શ્રીમુખ સન્મુખ ધામા હો. નવલ૦
રત્ન જડીત પીચકારીઓ, સંગે સુબલ સુધામા હો. નવલ૦
બાજાં દોદસ બાજહી, મોરલી મૃદંગ તાલરી હો. નવલ૦
સંગે લેંધો શોભિતો, ડફ઼ ઓર ઝાંઝ ઝાલરી હો. નવલ૦
અપને અપને જુથમેં, દોદેશ ગોરી ગાએ હો. નવલ૦
કેસર માંજે રંગ કે, લાવન વારી લાવે હો. નવલ૦
અબીલ ગુલાલની ધુનસે, છાયો અરૂણ આકાશે હો. નવલ૦

શ્રી મુખ રાધે નાગરી, શ્રી મુખ સનમુખ ધાઇ હો. નવલ૦
જલ જંત્ર કે જોરસેં, ઘેર કુંવર કનાઈ હો. નવલ૦
તબ સલિતા ભરી રંગકી, અદ્‌ભુત મચીયો કીચ હો. નવલ૦
ખેલ મચ્યો બ્રજ આંગણે, શોભા કહી નવ જાએ હો. નવલ૦
શોભા દેખી બૃજ બાસીની, ભમર રહ્યા ઊદાશી હો. નવલ૦
તોએ સખીઓ સુખ ચાહીએ, રઘુનાથ ગુણ ગાએ હો. નવલ૦

# મુક્તાનંદ.

એના રચેલા પ્રસિદ્ધ ગ્રંથઃ—ઉદ્ધવગીતા, સતી ગીતા, ધર્માખ્યાન, રૂક્ષ્મણી વિવાહ, કૃષ્ણ પ્રસાદ, વિવેક ચિંતામણી, શિક્ષાપત્રી, ધર્મામૃત, સંત સમાગમ, નવ હજારને આશરે પદો.

## શૃંગારનાં પદ.

### પદ ૧ લું-રાગ ગરબી.

વાલા રમતાં જમતાં કાન, મારે ઘેર આવોરે;
મારે કરવા પૂગ કોડ, હસીને બોલોરે. ૧
મારે તમ સંગ લાગી પ્રીત, શ્યામ શુહાગીરે;
મેં તો તમ સંગ રમવા કાજ, લજ્જા ત્યાગિરે. ૨
વાલા અબળા ઊપર મેર, કરજો મુરારીરે;
હું તો જનમો જનમની નાથ, દાસી તમારીરે. ૩
મારા પ્રાણતણા આધાર, પ્રીતમ પ્યારારે;
પલ રહો મા નટવર નાથ, મુજથી ન્યારારે. ૪

આવો છોગાં મેલી શ્યામ, ધડક મ ધારોરે;
મેં તો ફુલડે સમારી શેજ, શ્યામ સુવારોરે. ५
વાલા નેણતણું ફલ નાથ, મુજને આપોરે;
મુક્તાનંદ કહે માહારાજ, દુખડાં કાપોરે. ६

## પદ ૨ જું.

હું તો છું ધણા નગરની નાર, તો એ તમારીરે;
તમે ગુણ સાગર ગોપાલ, દેવ મુરારીરે. १
મને કરી કૃતારથ કાન, શ્યામ સુહાગીરે;
મારે ભવની ભાવટ આજ, સર્વે ભાગીરે. २
મારે અમૃત પુઠયા મેઘ, થૈ અનુરાગીરે;
મારે તમ સંગ ત્રીભુવંન રાય, લગની લાગીરે. ३
મારા પુન્યતણો નહીં પાર, તમ સંગ મળતાંરે;
મુક્તાનંદ કહે માહારાજ, અંતર ટળતાંરે. ४

## પદ ૩ જું.

મારૂં મન ગમતું કરી માન, સુખડું દીધુંરે;
મારૂં મંદિરિયું માહારાજ, વૈકુંઠ કીધુંરે. १
હવે રહો રસિયા દિન રાત, કરી મન હેઠુંરે;
મને મળ્યા ચિંતામણિ શ્યામ, દુઃખ નહિ વેઠુંરે. २
મને સર્વ સૈયરમાં નાથ, કીધિ સમોતીરે;
મારા હૈડા કેરિ હામ, સર્વે પોતીરે. ३
વાલા મુજ નગણીપર નાથ, અઢલક ઢળિયારે;
તમે એકાંતે અલબેલા, આવી મળિયારે. ४
મુને મુખથિ દિધો તો બોલ, હસીને બોલાવીરે;
મારા મંનની ઇછા આજ, સઘળી ફ્ાવીરે. ५
તમે રસિક થઇ રસ રીતે, બહુ સુખ આપ્યુંરે;
મુક્તાનંદ કહે મારાજ, દુખડું કાપ્યુંરે. ६

## પદ ૪ થું.

મારા મંદિરિયામાં માનજો જુમાણોરે;
મને શું કરશે સંસાર, ધડક મ આણોરે.

હું તો તરણાતુલ્ય સંસાર, સઘળો જાણુંરે;
વાલા એક તમારી બીક, ઊરમાં આણુંરે.
તમો ભૂપોના છો ભૂપ, માહાસુખકારીરે;
વાલા તનમનધન પરીવાર, તમપર વારીરે.
તારા અધર અમૃતથી નાથ, હું નવ ધરપુંરે;
વાલા નિત્ય નૌતંમ શણગાર, સજી સુખ આપુંરે.
તમે રસીઆ રંગની રેલ, વાલમ વાલીરે;
હુંતો મગન થઇ મરતાન, સુખ દુઃખ માલીરે.
મને આપ્યો અખંડ સુહાગ, કુંજ બિહારીરે;
મુક્તાનંદ કહે માહારાજ, જાઊં બલીહારીરે.

## પદ ૫ મું.

વાલા સુંદરશ્યામ સુજાણ, મારે ઘેર આવોરે;
મારા પ્રાણતણા આધાર. મન ઘણું ભાવોરે. ૧
તારી વાંસલડી વ્રજરાજ, ચિતડું ચોરેરે;
તારા નયણાં નંદકુમાર, કાળજડું કોરેરે. ૨
તારી ઘુઘરડાનો ઘોર, ઘમ ઘમ બોલેરે;
તે સુંણતા સુંદર શ્યામ, મન મારૂં ડોલેરે. ૩
તારા ઝાંઝરનો ઝમકાર, અતી સુખકારીરે;
તારી છબીપર સુંદર શ્યામ, જાઊં બલીહારીરે. ૪
વાલા ઊરે મુક્તાફૂળ હાર, સુંદર છાજેરે,
તેને નીરખી કોટિક કામ, શોભા લાજેરે. ૫
વાલા એ છબી ઊરમાં નાથ, નિશદીન રેજોરે;
મુક્તાનંદ કહે માહારાજ, દરશણ દેજોરે. ૬

## પદ ૬ ઠું.

તારિ મીટમાં મોહન વેલ. કાનડ કાળારે;
તેણે મોહ્યું છે મારૂં મન, છેલ છોગાળારે.
તારા કરના લટકા કાન, ચિતડું ચોરેરે;
હું તો મોહી રહી માહારાજ, ફુલડાને તોરેરે.

તારી વનમાળા વ્રજરાજ, અતી સુખકારીરે;
તારા કુંડળીઆપર કાન, જાઉં બલહારીરે.
તારા ભાળ તીલકની શ્યામ, શોભા ન્યારીરે;
તારા મુખડા પર ઓ માવ, જાઉં હું વારીરે.
તારે ફુલના બાજુબંધ, ગજરા શોભેરે.
તને નિરખતાં નંદકુમાર, મન મારૂં લોભેરે;
એવી શોભા ધરતા શ્યામ, મારે ઘેર આવોરે.
મુક્તાનંદ કહે માહારાજ, હશીને બોલાવોરે.

## પદ ૭ મું.

તમે મેર કરી માહારાજ, સામું જોયુંરે;
તે દિનથી સુંદરશ્યામ, મન મારૂં મોયું રે.
મારી પશુ પંખીનિ પેર, તે તમે ટાળીરે;
મને કરૂણાનિ દૃષ્ટે કહાન, રહો છો ભાળિરે.
મારા અવગુણીઆ આ વાર, મન નવ ધરતારે;
રહો છો અધિક અધિક અલબેલ, કરૂણા કરતારે.
તારા ગુણ જોઇ ગીરધરલાલ, મનમાં હું હરખીરે;
હું તો જીવું છું જગદાધાર, તમને નીરખીરે.
મારે તમ થકી જગમાં કોઇ, નથી બીજું પ્યારૂંરે;
વાલા તન મન ધન ને પ્રાણ, તમપર વારૂંરે.
મારે મંદીર આવી માવ, માહા સુખ દેતારે;
મુક્તાનંદ કહે માહારાજ, મન હરી લેતારે.

## પદ ૮ મું.

મારે મંદીર આવો માવ, રંગભર રમીએરે;
વાલા ભોજનીઆં બણી ભાત, જમાડું તે જમીએરે.
મેં તો ફુલ સમારી સેજ, માનો તમે વાલારે;
મારા મંદીરિયામાં માવ, આવો નંદલાલારે.
વાલા અબળા ઊપર મેર, કરજો મોરારીરે;
મુક્તાનંદ કહે માહારાજ, દાસી તમારી.

## પદ ૯ મું.

મારા અંતરના આધાર, પ્રીતમ પ્યારારે;
તમે મોટા થઇ માહારાજ, કેમ રહો ન્યારારે.
તમે થોથે બાણે નાથ, મુજને મારોરે;
મારા મંદીર આવિ લાલ, કારજ સારોરે.
મારે એક તમારી આશ, દેવ મુરારીરે;
મારૂં કરજો ગમતું કાજ, કુંજ બિહારીરે.
તમે જગજીવંન રસ રીતમાં, ઘણું જાણોરે;
મારી શેજલડીપર શ્યામ, મોજડી માણોરે.
તમે રસમાં છોડયાં નાથ, શું કહી દાખુંરે;
હું તો અંતર તમશું નાથ, રચનાં રાખુંરે.
મારૂં નૌતમ જોબન નાથ, તમને દેખાડુંરે;
મારા શિરપર એ અલબેલા, રંગ રમાડુંરે.
મારા મનમાં છે પ્રેમની ઝાળ, શ્યામ સમાવોરે;
મુક્તાનંદ કહે માહારાજ, મંદીર આવોરે.

## પદ ૧૦ મું—રાગ રામગ્રી.

મનરે માન્યું નંદલાલસું, જોઇ પાઘ પેચાળી;
રીઝી રહી એના રૂપમાં, ભુધરજીને ભાળી. મનરે.
ભાળ તિલક કોઇ ભાતનું, કેશરનું વિરાજે;
નેણુંની શોભા જોઇને, કોટી રતિ પતિ લાજે. મનરે.
ફુલડાના તોરા ઝુંકીયા, ઝળકે કુંડળ કાને;
મુખડાંની શોભા જોઇને, મોહી ભીનેલ વાને, મનરે.
હીંડલતા શુભ હારને, જોતાં રહીછું લોભાઈ;
મુક્તાનંદના નાથ શું, કીધી અચળ સગાઇ. મનરે.

## પદ ૧૧ મું.

જનમ સુફળ કર્યો માહેરો, નટવર નંદલાલે;
સુખડૂં અલૌકીક શ્યામળે, આપ્યું અતિ ઘણું વાલે. જનમ—ટેક.
મનના મનોરથ પુરિયા, ગુણવંત ગિરધારી;
બાત ઉપર મેં માહેરૂં, નાખ્યું તન ધન વારી; જનમ.

પરવશ થઇ હું પ્રેમમાં, શ્યામળિઆની સંગે;
રસિક સલુણા વ્રજરાજને, રાચી હું તો રંગે; જનમ.
જીતનો ડંકો વાગીઓ, રીઝયા કુંજવિહારી;
મુક્તાનંદના નાથને, વરી થઇ જગ ન્યારી; જનમ.

### પદ ૧૨ મું.

સગપણ કીધું રે શ્યામશું, મનમાં સમજી વિચારી;
આશ તજી સંસારની, ધાર્યો ઉરમાં મોરારી; સગપણ—ટેક.
નિમિષ ન મેલું નાથને, નેણુંથી ન્યારા;
પરમ સ્નેહી શ્યામળો, મુને પ્રાણુથી પ્યારા; સગપણ.
ભવ બ્રહ્માદિક મહામુની, તેને દુર્લભ વાલો,
તે રસિયો મુજને મળ્યા, નટવર નંદલાલો; સગપણ.
થઇછું અધિક અલબેલડી, લજ્યા લોકની મેલી;
મુક્તાનંદના નાથસું, બાંધી દૃઢ કરી બેલી; સગપણ.

### પદ ૧૩ મું.

આજ મારૂં ભાગ્ય ઉદે થયું, નિરખ્યા વ્રજપતિ વાલો;
છેલછબીલો શ્યામળો, લેરી નંદજીનો લાલો;—આજ. ટેક.
જરકસી પાઘનાં પેચમાં, તોરા અધિક વિરાજે;
મુખ શોભા જોઇ માવની, પુરણ શશિ લાજે;—આજ.
ભાળ વિશાળ વિરાજતું, નેણાં અણીઆણાં;
અતિ ચંચળ રસનાં ભર્યાં, કંકોળેલ કાળાં;—આજ.
અંગો અંગ મુર્ત્તિ માધુરી, રસિઓ ગિરધારી;
મુકતાનંદના નાથની છબિપર બલહારી,—આજ.

### પદ ૧૪ મું—રાગ ગોડી.

ફૂલના પેરીરે, જામા ફૂલના પેરી,
ફૂલ્યો રસિક સુજાણ, જામા ફૂલના પેરી; ફૂલના—ટેક.
ફૂલનો મુગટ, કુંડળ ફૂલનાં છે કાન,
ઓઢી ઊપરણિ ફૂલોની શોભે, વાલો ભીને વાન; ફૂલના.
સુગંધી ફૂલોના શોભે, હેડે સુંદર હાર,
માથે ફૂલડાના તોરા, અંગે તેજનો અંબાર; ફૂલના.

ફૂલડાના ગજરા, બાજુ ફૂલની છડી,
કરે ઈન્દ્ર ઉપરથી, પ્રેમે ફૂલની ઝડી; ફૂલના.
ફૂલડાનાં ઝાંઝર ચરણે, પેરી સુંદર શ્યામ,
મુક્તાનંદને વાલે કીધું, ઘેલું ગોકુળ ગામ; ફૂલના.

## પદ ૧૫ મું.

ફૂલડાં ધારીરે, અંગે ફૂલડાં ધારી,
શોભે શ્યામળીઓ સુજાણ, અંગે ફૂલડાં ધારી; ટેક.
જરકસી પાઘડલીમાં, ફૂલના તોરા,
માથે ભ્રમર ગુંજાર કરી, આવે છે ઓરા; ફૂલડાં.
હૈડાં ઉપર હાર, સુંદર ફૂલના પેરી,
ચોરે માનનિયુનાં મનને, પ્યારો લટકાળો લેરી; ફૂલડાં.
ફુલોના સણગાર, પેરી પ્રીતમજી પ્યારો,
અતિ આનંદ વધારે, નિત્ય નંદનો લાલો; ફૂલડાં.
મુક્તાનંદનો વાલો, ફુલ્યા ગોપીને રંગે,
ગોપી અંગોઅંગ ફુલી, રહી શ્યામળા સંગે; ફૂલડાં.

## પદ ૧૬ મું.

નેણને બાણેરે મારી, નેણને બાણે;
મુને મોહનજી મરમાળે, મારી નેણને બાણે; ટેક.
નેણુંને નેજારે પ્રિતમ, પ્રાણ હર્યા મારા,
એક ઘડી અલબેલો વાલો, નહીં મેલું ન્યારા; નેણને.
નંદકુવરનાં નેણું કેરાં, જાદુડાં ભારી,
એની આંખડીયુંને જોતાં, સર્વે મોહી રહી નારી; નેણને.
જોયા વિના જંપ ન થાય, શું કરિયે એની,
હું તો વાલાને વશ થઈ છું, લાગી મોહની એની; નેણને.
મુક્તાનંદને વાલે, મારૂં ચિત લિધું ચોરી,
એનું મુખ જોઇ જીવું, જેમ ચંદ ચકોરી; નેણને.

## પદ ૧૭ મું.

પ્રીતડી બાંધીરે, મારી પ્રીતડી બાંધી,
સખી શ્યામળીઆ સંગાથે, મારી પ્રીતડી બાંધી; ટેક.

નંદકુવર નવરંગી સંગે, લાગી રંગ ઝડી,
મારે ગોવર્ધન ધારીસું ગાંઠ પ્રેમની પડી; પ્રીત.
હૈડા કેરો હાર મોહન, નહીં મેલું ન્યારો,
મારા જીવલડા સંગાતે જડયો નંદ દુલારો; પ્રીત.
સુંદર વરને સંગે મારૂં, અંગ રહ્યું ફુલી,
એને સુખે હું સંસાર કેરો મારગડો ભુલી; પ્રીત.
મુક્તાનંદને પ્યારે પ્રેમે બાંહેગ્રહી મારી,
પ્રીતમને પ્રતાપે સેજે થઇ રહી જગ ન્યારી; પ્રીત.

## પદ ૧૮ મું.

લગની લાગીરે, મારે લગની લાગી,
સખી શ્યામળિયા સંગાથે, મારે લગની લાગી. ટેક.
મીઠે સ્વરે મોહનજીની, મોરલી વાગી,
સાંભળતામાં ચટકી લાગી, ઝબકી જાગી; લગ.
વૃંદાવનની વાટે ચાલી, કુળલજ્જા ત્યાગી,
વાંસલડી વજાડતાં જોયા, શ્યામ સોહાગી; લગ.
રસિયા સંગે રમતાં સર્વે, બ્રહ્મણા ભાંગી,
મેં તો અખંડ સોહાગ લીધો, મૂખડે માગી; લગ.
મુક્તાનંદકે પલ એક ન્યારો, નહીં મેલું વાલો,
શિરને સાટે ક્યાંથી મળે, નંદનો લાલો; લગ.

## પદ ૧૯ મું.

ગીરધારીરે, સખી ગીરધારી,
મારે નિરભે અખૂટ નાણું, ગીરધારીરે. ટેક.
ખરચ્યું ન ખુટે એને ચોર ન લુંટે,
દામની પેઠે એ ગાંઠે બાંધ્યું ન છુટે; ગીરધારીરે.
અણગણ નાણું સંચે અંતે, નિરધનીઆ જાય,
તેની પેઠે નિરભે નાણું, દૂર ન થાય; ગીરધારીરે.
સંપત વિપત સર્વે, સ્વપ્નું જાણું,
હરિનાં ચરણની સેવા પુરણ ભાગ્ય પરમાણું; ગીરધારીરે.

મુક્તાનંદકે મોહનવરને, ઉરમાં ધારી,
હવે દુ:ખને દારિદ્ર થકી, થઈ હું ન્યારી; ગીરધારીરે.

### પદ ૨૦ મું.

સુખ પામીરે, સખી સુખ પામી,
હું તો શ્યામળિયાને શરણે જાતાં સુખ. ટેક.
શર્ણાગતને પાળે સદા, બહુ નામી,
મારે હરિનો ઉપર હાથ કશી ન રહી ખામી; સુખ.
તપ ને તીરથ મેં તો કાંઇ ન કીધું,
મારે ઘેર બેઠાં શ્યામ થકી, કારજ સીધું; સુખ.
સંસારીનું સુખડું જુઠું, આવે ને જાયે,
હરીનો અખંડસોહાગ કેદિ કાળ ન ખાય; સુખ.
મુકતાનંદ કહે હરિજન કેરિ, ગતી છે ન્યારી,
તેને દેહ દરસિ દેખે, પોતા જેવા સંસારી. સુખ.

### પદ ૨૧ મું.

છેલ છોગાળોરે, મીઠી મોરલીવાળો,
મારે મંદિરીએ પધારે, નિત્ય છેલ છોગાળો; ટેક.
હસતાં હસતાં મુજને દેખી, આનંદ પામે,
એની કરૂણાની દૃષ્ટી, સર્વે દુખડાં વામે; છેલ.
મોતીડાંની માળા પેરી, મલપંતો આવે,
ગાવું ત્યાં સંગાતે મારે, પ્રેમશું ગાવે; છેલ.
મેં વાલો વશ કિધા મુજને વાલે વશ કીધી,
સામાં સામી પાંન બીડી, દીધી ને લીધી; છેલ.
મુકતાનંદ કહે મોહન સંગે, લાભ ઘણો લીધો,
મુખડેથી તંબોલ મુજને મેર કરી દીધો. લછે.

### પદ ૨૨ મું.

આજની ઘડીરે, ધન આજની ઘડી,
મારે પ્રભુજી પધાર્યા, ધન આજની ઘડી; ટેક.
જેની નિત્યે વાટ જોતાં, જરૂખે ચડી,
તે તો અમપર આવ્યા કરતા અમૃત ઝડી, આજ.

પિયુજી પધાર્યા એવી ખબર જડી;
ઉમંગેસું ઉઠી હું તો તજી આખડી; આજ.
મારા મનમાં લોકડીયાની નાવે લાજડી,
હરિને જોઇ જોઇ જીવું એવી ટેવ પડી; આજ.
મુક્તાનંદ કહે મોહન સાથે, લાગી પ્રીતડી,
તેને સ્વપ્ના જેવો સંસાર ન શકે નડી; આજ.

## પદ ૨૩ મું.

હરિને જોઇરે, સખી હરીને જોઇ,
મારો જન્મ સુફળ થયો, હરીને જોઇ; હરી–ટેક.
મોહનજીનું મુખડું જોતાં, રહી છું મોહી,
હું તો ત્રીકમજીને તોલે, બિજું ન દેખું કોઇ; હરી.
લોકડિયાની લાજ મેં તો ખાંતે શું ખોઇ,
જાણ્યું કોય મુને કાનુડાની કેછે વગોઇ; હરી.
દરદિડાંની વાતુ જાણે, દરદિડાં શોઇ,
હરીને નિમખ ન દેખું, ત્યાં તો મરૂં છું રોઇ; હરી.
મુક્તાનંદ કહે મોહનજીમાં, મનડું પ્રોઇ,
મેં તો જાણપણું જગતનું, નાખ્યું છે ધોઇ; હરી.

## પદ ૨૪ મું–રાગ ધોળ.

ગોપિનાથ આવો મારે ઓરડે, તમ સાથેરે વાધ્યો પૂરણ પ્યાર;
મેં તો શેરિ વળાવીને સજ કરી, શેરડિયેરે વેર્યાં ફૂલ અપાર. નાથ–ટેક.
મેં તો મોતિડે ચોક પુરાવિયા, પ્રેમે બાંધ્યાંરે તરિયાં તોરણ દ્વાર;
મેં તો જુગતેથિ તમને જમાડવા, ભાવેં ભોજનરે કિધાં વિવિધ પ્રકાર. નાથ.
મેં તો પલંગ બિછાવ્યો પ્રીતશું, વેગે સજીયારે સોલે શણગાર;
હું તો ચાતક સરખી થઇ રહી, તમ કારણરે પ્યારા પ્રાણ આધાર. નાથ.
મારે તમ સંગ પૂરણ પ્રીતડી, તેણે વિષ સમરે થયો સર્વે સંસાર;
મુક્તાનંદના શ્યામ સુજાણ છો, હવે શું કહુંરે ઘણું વારંવાર. નાથ.

## પદ ૨૫ મું.

ગોપિનાથ રહો મારા મોલમાં, સુખદાયકરે પ્યારા શ્રી ઘનશ્યામ;
મેં તો તન મન ધન તમ અર્પે કર્યું, મારી પૂરોરે હૈડા કેરી હામ. નાથ.

મેતો શંકા તજીરે સંસારની, તમ સાથેરે કીધી પૂરણ પ્રીત;
હુંતો હાથ જોડી હાજર રહું, તમને સેવુંરે રસિયા રસ રીત. નાથ.
એક નિમખ ન મેલું વેગળા, કરિ રાખુંરે મારા હૈડાનો હાર;
મારે તમથી વ્હાલું કોયે નથી, પુરૂષોત્તમરે પ્યારા પ્રાણાધાર. નાથ.
ક્યારે મરજી લેશ લોપું નહીં, જેજે જોઈયેરે તેતો રાખીશ ત્યાર;
મુક્તાનંદના શ્યામ છબીલડા, તમ સાથેરે વાધ્યો પ્રેમ અપાર. નાથ.

## પદ ૨૬ મું.

પ્યારા મુજને લાગી તારી મોહની, રસિયા વરરે તારૂં જોઇને રૂપ;
તારાં નેણાં ચપળ ચિત્તને હરે, મિઠિ મુખનીરે સુણી વાણી અનૂપ. મુજને.
વાંકિ પાઘમાં તોરા મુકી રહ્યા, જોતાં હૈડેરે ફુલડાં કેરા હાર;
અંગોઅંગમાં આભ્રણ ફૂલનાં, તેને નિરખીરે વાધ્યો વિરહ અપાર. મુજને.
તારા મુખ પંકજને માવજી, જોતાં નેણાંરે મારાં તૃપ્ત ન થાય;
તમને અણદિઠે થાઊં આંધળી, જોતાં રસિયારે હૈડે હરખ ન માય. મુજને.
હું તો પ્રેમે દિવાની થઈ રહી, તેણે ભૂલીરે જુઠો જગ વ્યવહાર;
મુક્તાનંદના શ્યામ છબીલડા, કરિ રાખિશ મારા હૈડાનો હાર. મુજને.

## પદ ૨૭ મું.

મારાં નેણાં ઠરે છે જોઇને, મન મોહનરે તારૂં રૂપ રસાળ;
માથે મોર મુગટ સોહામણો, કાને કુંડળરે ગળે મોતીની માળ. નેણાં.
રૂડું મંદ હાસ મનને હરે, વાંકિ ભ્રૃકુટિરે શોભા ભાળ વિશાળ;
તારાં લોચનની છબી લાલજી, જોતાં રસિયારે વશ થઇ તતકાળ. નેણાં.
કાઢિ પતિતથી પાર ઉતારવા, ઈન્દ્રી અગોચરરે રસિયા તારૂં રૂપ;
મુને પ્રગટ મળ્યા તમે માવજી, સુખદાયકરે કોટિ ભુવન ભુપ. નેણાં.
મારૂં મન તમ સાથે માનિયું, મુને લાગ્યોરે રસિયા તારો રંગ;
મુક્તાનંદના નવલ સનેહિડા, મારા ઉરમાંરે ન સમાય ઉમંગ. નેણાં.

---

# ભક્તિનાં પદો.

## પદ ૧ લું–રાગ સોરઠ.

હરી ગુણ ગાતાં, દુરીજનીયાનો ધડક ન મનમાં ધારિયે;
શીરને સાટે, સાસ ઉસાસે, સુંદર વર સંભારિયે; ટેક.

જે સાચું સ્મરણ આદરે, તેનો મૂરખ માણસ દ્રોહ કરે;
તે ઉલટો નિજ શીર ભાર ભરે, હરીગુણ ગાતાં..
જે સુરજ સામી રજ નાંખે, તે ઉલટી આવી પડે આંખે;
રવી રોષ રાગ મન નવ રાખે, હરીગુણ ગાતાં.
એમ સમજી મન દ્રઢ રાખિયે, મુખ કાયેરતા નવ ભાખિયે;
તન પ્રભુપર વારી નાંખીએ, હરીગુણ ગાતાં.
તન મન ધન હરી ચરણે ધરે, તેને સુંદર શ્યામ સહાય કરે;
કહે મુકતાનંદ તારે ને તરે, હરીગુણ ગાતાં.

## પદ ૨ જું.

સર્વે માન તજી, શ્યામળિયા સંગાથે મન દ્રઢ બાંધિયે;
તજી લોક લજ્યા, સાધુજન સંગાથે પ્રીતિ સાંધિયે; ટેક.
જે સાધુજનનો સંગ કરે, તેના કામાદિક સંતાપ હરે;
તેનું મન લઈ મોહન ચરણે ધરે, સર્વે માન તજી
એમ હરી ભજતાં મોટમ પામે, તેનાં જન્મ મરણનાં દુઃખ વામે;
ફરિ મન નં ચઢે બીજે ભામે, સર્વે માન તજી.
ધ્રુઆદી અચળ થયા હરી સેવી, તેની શિખામણ મન ધારી લેવી;
ભક્તિ પણ કરવી તે જેવી, સર્વે માન તજી.
દુરિજનના સંગથી દૂર રહિયે, હરિજનનો અવગુણ નવ લઈયે;
મુક્તાનંદ દાસના દાસ થઇયે, સર્વે માન તજી.

## પદ ૩ જું.

તન ધન જાતાં, હરિજન હોય તે હરિ ભક્તિથી નવ ચળે;
જેમ નાર સતિ, સર્વે મમતા છોડી પતિ સંગે બળે; ટેક.
જુવો પ્રલ્હાદે પણ નવ છોડયું, નિજ તાતતણું સગપણ તોડયું;
દ્રઢ કરી મોહનસંગ મન જોડયું, તન ધન જાતાં.
જુવો હરીશ્ચંદ્રે હરી નવ તજીયા, પરઘેર વેચાઇ પ્રભુને ભજીયા;
ત્યારે મોહનના મનમાં રજીયા, તન ધન જાતાં.
જુવો બળિનું મન નવ હારિયું, ગુરૂ વચન હ્રદે નવ ધારિયું;
તન મન ધન પ્રભુપર વારિયું, તન ધન જાતાં.
એવિ દ્રઢતા ધારે તે સુખિયા, તે કોય કાળે નવ હોય દુખિયા;
કહે મુક્તાનંદ તે મહા સુખિયા. તન ધન જાતાં.

### પદ ૪ થું.

હરિજન થઇને, હાણ વરધ સુખ દુઃખ મનમાં નવ ધારિયે;
ટાળ્યા ન ટળે, ઘટ સાથે ઘડિયા હિંમત નવ હારિયે. ટેક.
જુઓ ધ્રુવજી માહા દુઃખિયા કાવ્યા, તે સુખદુઃખ મનમાં નવ લાવ્યા;
ત્યારે મોહનના મનમાં ભાવ્યા, હરિજન થઇને.
જુવો વસુદેવ દેવિક બંધ રહ્યાં, બહુ કાળે બંધન દૂર થયાં;
હરિ પુત્ર તોય મહા દુઃખ સહ્યાં, હરિજન થઇને.
જુવો પાંડવ હરિને અતિ પ્યારા, જેથિ પલ એક નાથ ન રે ન્યારા;
તે વન ભટકયા લઇ સંગ દારા, હરિજન થઇને.
એમ સમજી હરખ શોક તજીયે, થઇ એકમના પ્રભુને ભજીયે;
કહે મુક્તાનંદ હરિને ભજીયે, હરિજન થઇને.

## બ્રહ્માનંદ.

એના રચેલા ગ્રંથઃ—બ્રહ્મ વિલાસ, સરદવર્ણનનો રેણકી છંદ, દાણલીલા, છંદ પ્રબંધ, તથા પુષ્કળ ગુજરાતી તથા હિંદુસ્તાની પદો.

## દાણલીલા.

### પદ ૧ લું.

ગોરસ લઇને ગોપીકા, ચાલી વેચવા કાજે;
આડો ઊભો આવીને, વચમાં વ્રજરાજે. ૧
મટુકી લીધી માથડે, ચાલી મહીવાળી;
ઓચિંતાના આવીયા, વનમાં વનમાળી. ૨

મારગ રોકયો માવજી, આડા ઊભા છે આવી;
આવ ઓરી મહીઆરડી, એમ કહીને બોલાવી. ૩
મહીડું તારૂં અમે લૂંટશું, ઊભી રહેને મહીઆરી;
સાચું જાણો સુંદરી, લેશું રીત અમારી. ૪
જાવા દે ને જાદવા, વાટે રોકોમાં વેહેતા;
અમે મલાજો રાખીએ, તમ સામુંરે કહેતાં. ૫
સમજ્યા વિના નવ ઝાલીએ, પરનારીનો છેડો,
બ્રહ્માનંદ કહે રહો વેગળા, મેલી દ્યોનેરે કેડો. ૬

## પદ ૨ જું.

કેડો અમે કેમ મેલીએ, રીત લાગે તે લેશું;
દાણ લીધા વિના સુંદરી, જાવા કેમ કરી દેશું. ૧
દહાડી ચોરી મારૂં દાણ તું, જાતીતીરે છાની;
જોબન ધનના જોરથી, થઇ છે મસ્તાની. ૨
આજ મળીછે એકલી, મહીડું નહીં મેહેલું;
દાણ અમારૂં ચોરતાં, શું ધાર્યું તું પેહેલું. ૩
કોરે રહોને કાહાનજી, જોયા જેવું રે થાશે;
રહીએ રાજાના રાજ્યમાં, લૂંટી નહીં લેવાશે. ૪
મુખડું સંભાળીને બોલીએ, મા કરો જોરાજોરી;
દીઠા વિના નવ નાંખીએ, કોઇ ઉપર ચોરી. ૫
દુરીજન લોક દેખશે, થાશે નામરે હોલું;
બ્રહ્માનંદ કહે વાલમજી, મહી ટાંક ન આલું. ૬

## પદ ૩ જું.

ટાંક લેવું નથી માહરે, મટુકી લેવી બાધી;
ઉભી રહે અલબેલડી, આજ ખોળંતાં લાધી. ૧
તું તો કેને નથી લેખતી, મચ્છરાળી મનમાં;
ઉપર પ્રકટ દેખાયછે, હલકાઇ તારા તનમાં. ૨
બીક દેખાડછ કંસની, તું ભરાણી છો બળમાં;
કુડાંરે બોલી કામની, બોલે છે રે છળમાં. ૩

મારગ રોકયો માવજી, આડા ઊભા છે આવી;
આવ ઓરી મહીઆરડી, એમ કહીને બોલાવી. ૩
મહીડું તારૂં અમે લૂંટશું, ઊભી રહેને મહીઆરી;
સાચું જાણો સુંદરી, લેશું રીત અમારી. ૪
જાવા દે ને જાદવા, વાટે રોકોમાં વેહેતા;
અમે મલાજો રાખીએ, તમ સાસુંરે કહેતાં. ૫
સમજ્યા વિના નવ ઝાલીએ, પરનારીનો છેડો,
બ્રહ્માનંદ કહે રહો વેગળા, મેલી દ્યોનેરે કેડો. ૬

## પદ ૨ જું.

કેડો અમે કેમ મેલીએ, રીત લાગે તે લેશું;
દાણ લીધા વિના સુંદરી, જાવા કેમ કરી દેશું. ૧
દહાડી ચોરી મારૂં દાણ તું, જાતીતીરે છાની;
જોબન ધનના જોરથી, થઇ છે મસ્તાની. ૨
આજ મળીછે એકલી, મહીડું નહીં મેહેલું;
દાણ અમારૂં ચોરતાં, શું ધાર્યું તું પેહેલું. ૩
કોરે રહોને કાહાનજી, જોયા જેવું રે થાશે;
રહીએ રાજાના રાજ્યમાં, લૂંટી નહીં લેવાશે. ૪
મુખડું સંભાળીને બોલીએ, મા કરો જોરાજોરી;
દીઠા વિના નવ નાંખીએ, કોઇ ઉપર ચોરી. ૫
દુરીજન લોક દેખશે, થાશે નામરે હોલું;
બ્રહ્માનંદ કહે વાલમજી, મહી ટાંક ન આલું. ૬

## પદ ૩ જું.

ટાંક લેવું નથી માહરે, મટુકી લેવી આખી;
ઉભી રહે અલબેલડી, આજ ખોળંતાં લાધી. ૧
તું તો કેને નથી લેખતી, મચ્છરાળી મનમાં;
ઉપર પ્રકટ દેખાયછે, હલકાઇ તારા તનમાં. ૨
બીક દેખાડછ કંસની, તું ભરાણી છો બળમાં;
કુડાંરે બોલી કામની, બોલે છે રે છળમાં. ૩

શે' શે' હું તમને ઓળખું, હમણાં થયા છો દાણી;
એવું બોલોછો આકરૂં, કાના શું તમે જાણી. ૪
અમને તો હલકાં દીઠડાં, તમે લક્ષણુતા ભારી;
રસિયાજી નવ રોકીએ, વનમાં પરનારી. ૫
કુડાં બોલીરે હું કામની, તમે સાચતું ગાહું;
બ્રહ્માનંદ કહે વઢવા જેવું, શીદ બોલોછો આડું. ૬

## પદ ૪ થું.

આડુ તો કંઇ નથી બોલતા, દાણ દેને તું મારૂં;
નહીં તો વિખાશે વાટમાં, મહી માટલું તારૂં. ૧
ગરવ ભરી તું ગુજરી, જોબનની તું માતી;
દહાડી દહાડી સૌ દેખતાં, દાણ ચોરી તે જાતી. ૨
કહેજે જઇ તું કંસને, દાણ લાગે તે દઇને;
મોવડ આવે માતુની, વેહેલું દલ લઇને. ૩
કરીએ નહીં ઝાઝી કાનજી, પરનારીની હાંસી;
બળ તો તમારૂં જાણીએ, આવ્યા છો નાસી. ૪
દહાડી અમે નહીં ચાલીએ, દાણ કેદી ન દીધું;
ખોશોમાં ઠાલી આબરૂ, કહીએ છીએ સીધું. ૫
લાડકવાયા લાલજી, એલફેલ ન બોલો;
બ્રહ્માનંદ કહે જોરાવરી, સીદ બાઝંતા ડોલો. ૬

## પદ ૫ મું.

મુજને અચંબો થાય છે, તું દીઠામાં છોટી;
સાચું બોલ કોણે શીખવી, આવી તુંરે મોટી. ૧
મહીની મટુકી ઉતારીને, અહીંઆં આવને ગોરી;
નાહાની વયમાં નાર તું, શીખી દાણની ચોરી. ૨
આવુંરે રૂડું આજથી, તુંમાં લક્ષણ ભારી;
માન ઉતારીશ માનની, ધીરી રહેને સુતારી. ૩
નાર રૂપાળી જોઇને, ઘેલા થાવમાં ગિરધારી;
મોંઘા છોરે માવજી, મહીડાની ગોળી. ૪

## પદ ૯ મું–રાગ ગરબી.

નિત્ય ભજિયે રે,નિત્ય ભજિયે, સુખદાયક રામ,અંતર કામ વિસારિયે; નિ. ૧
અંતે એ છેરે, અંતે એ છે, ઠરવાનું ઠામ, શ્વાસ ઉશ્વાસે સંભારિયે. નિ. ૨
મેલી જાવુંરે, મેલી જાવું, ધરતી ધન ધામ, જન્મ વૃથા નવ હારિયે; નિ. ૩
નવ ફૂલેરે, નવ ફૂલે, તન ગોરે ચામ, લેઇ જાશે જમ દ્વારિયે. નિ. ૪
બ્રહ્માનંદનોરે, બ્રહ્માનંદનો,વાલો સુંદર શ્યામ, એ છબિ અંતર ધારિયે; નિ. ૫

## પદ ૧૦ મું.

સર્વે જૂઠુંરે, સર્વે જૂઠું, સગું કુટુંબ શરીર, જગપતિ સાચા જાણજે; સ. ૧
અંતે ન કરેરે, અંતે ન કરે, તારી કોઇ ભીર, ભાર વૃથા નવ તાણજે. સ. ૨
જમ જડશેરે, જમ જડશે, પગે લોહજંજીર, માર જોઇ સુખ માણજે; સ. ૩
તારે આગેરે, તારે આગે, ઊઠિ ગયારે અમીર, રહ્યા ન રાજા રાણજે. સ. ૪
બ્રહ્માનંદ કહેરે,બ્રહ્માનંદ કહે, ધારિ અંતર ધીર,ભજને ભરંસો આણજે; સ. ૫

## પદ ૧૧ મું.

મરી જાવુંરે, મરી જાવું, મેલી ધન માલ, કોઇ સગું નહીં કોઇને; મ. ૧
શાને કાજેરે, શાને કાજે, તું થાય છે બેહાલ, ચિત્ત માયામાં પ્રોઇને. મ. ૨
નથી છેટેરે, નથી છેટે, જાવું આજ કે કાલ, પગલાં તું ભરજે જોઇને; મ. ૩
કામ નાવેરે, કામ નાવે, હીરા મોતી ને લાલ, મૂઢ રહ્યો શું મોહીને. મ. ૪
બ્રહ્માનંદ કહેરે, બ્રહ્માનંદ કહે,જમ પાડશે ખ્યાલ,રહેશે સગાં સર્વ રોઇને; મ. ૫

## પદ ૧૨ મું.

સ્વારથિયાંરે, સ્વારથિયાં, સગાં, માત ને તાત, ભજજે તું ભગવંતને; સ્વા. ૧
મેલી દેજેરે, મેલી દેજે, અંતરથી ઘાત, દુખવિશમાં કોઇ જંતને. સ્વા. ૨
કેદિ મકરેરે, કેદિ મકરે, અનરથ ઉતપાત, જો ઇચ્છે દુખ અંતને; સ્વા. ૩
રૂડિ રીતેરે, રૂડિ રીતે, નિત્ય દિવસને રાત, સમરે તું કમળા કંથને. સ્વા. ૪
બ્રહ્માનંદ કહેરે,બ્રહ્માનંદ કહે, તારા હિતની વાત,સેવ્ય તું સાચા સંતને; સ્વા. ૫

## પદ ૧૩ મું–રાગ ધોળ.

દાટયો રહેને ચોર દૈવના, શું મુખ લઇને બોલે છે
સ્વારથ કારણ શ્વાનનીપેરે, ઘર ઘર ફરતો ડોલે છે. ૧

આતમ સાધન કાંઇ ન કીધું, માયામાં ભરમાણો જી;
લોક કુટંબની લાજે લાગ્યો, સઘળેથી લુંટાણો જી. ૨
પિંડને અરથે પાપ કરંતાં, પાછું ફરી ન જોયું જી;
કોડી બદલે ગાફલ કુબુદ્ધિ, રામ રતન ધન ખોયું જી. ૩
વિષય વિકાર હૈયામાં ધાર્યા, વિસાર્યા મોરારી જી;
મૂરખ તેં આમે દશ મહિના, જનની ભારે મારી જી. ૪
સંત પુરુષની સોબત ન ગમે, ભાંડ ભવાઇમાં રાજી જી;
બ્રહ્માનંદ કહે નર તન પામી, હાર્યો જીતી બાજી જી. ૫

## પદ ૧૪ મું.

પ્રભુ ભજ્યા વિના ગાફલ પ્રાણી, આમે ઊંમર ખોઈ જી;
મેડી મંદિર માલ ખજાના, કામ ન આવે કોઇ જી. ૧
માયા માયા કરતો મૂરખ, તૃષ્ણામાંહિ તણાણો જી;
લોકતણી લજ્યાનો લેઇને, કોટે બાંધ્યો પાણો જી. ૨
ઊંચે કુળ અવતાર લેઇને, કહે શું સારૂં કીધું જી;
લખ ચોરાશી કેરૂં લગડું, તાણી માથે લીધું જી. ૩
જીવતણું કાંઇ જતન ન કીધું, મન માયામાં મોહ્યું જી;
રાત દિવસ તત્પર થઈ રળિયો, ઠાલું નીર વલોયું જી. ૪
લોક કુટંબમાં મોટો થાવા, કામ બગાડયું તારૂં જી;
બ્રહ્માનંદ કહેરે પ્રાણી, હજી સમજ તો સારૂં જી. ૫

## પદ ૧૫ મું.

આ તન રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગે જી;
અસંખ્ય ગયા ધન સંપતિ મેલી, તારી નજરો આગે જી. ૧
અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગાં ઘાલે જી;
જોબન ધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલે જી. ૨
જેમ ઊંદરડે દારૂ પીધો, મસ્તાનો થઇ ડોલે જી;
મગરૂરીમાં અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલે જી. ૩
મનમાં જાણે મૂજ સરીખો, રસિયો કોઇ નહિ રાગી જી;
બહારે તાકી રહી બિલાડી, લેતાં વાર ન લાગી જી. ૪

આજ કાલમાં હું તું કરતાં, જમડા પકડી જાશે જી;
બ્રહ્માનંદ કહે ચેત અજ્ઞાની, અંત ફજેતી થાશે જી. ૫

### પદ ૧૬ મું.

મનુષ્ય દેહ ધરીને મૂરખ, કહે શી કરી કમાણી જી;
શ્વાનતણી પેર ફરતો ડોલ્યો, બોલ્યો મિથ્યા વાણી જી. ૧
પેટ ભર્યાનો ઉદ્યમ કીધો, રાત દિવસ ધન રળિયો જી;
નરતનનું મહાતમ નવ જાણ્યું પશુ જાતિમાં ભળિયો જી. ૨
માત પિતા સુત બંધવ મેરી, અંતે નહિ કોઇ તારાં જી;
આવરદા હરવાને કાજે, સર્વે મળ્યાં ધૂતારાં જી. ૩
સગાં કુટુંબી સર્વે મળીને, લુશી ચૂશી લીધો જી;
છેલી વારે સ્વારથ સાધી, જમને આગે દીધો જી. ૪
કાગળ ઘડી ઘડીનો કાઢી, લેખાં જમડા લેશે જી;
બ્રહ્માનંદ કહે સૌ વાંસેથી, કાંઇ ન આણ્યો કહેશે જી. ૫

### પદ ૧૭ મું.

દશ મહિના માના ઉદરમાં, ઊંધે માથે ઝૂલ્યો જી;
જઠરાગ્નીની ઝાળે દાઝયો, તે દહાડા કેમ ભૂલ્યો જી. ૧
આળા ચમરતણા પેટમાંહી, આઠ પહોર અકળાતો જી;
રાત દિવસ મળ ભિતર રહેવું, મળનો રસ તું ખાતો જી. ૨
ખાટું ખારૂં માતા ખાતી, તેની થાતી પીડા જી;
કોમળ જાણી બહુ કરડતાં, કૃમિયાં ને વળી કીડા જી. ૩
ગર્ભતણા દુખમાં ઘેરાણો, ત્રાહિ ત્રાહિ તું કરતો જી;
કોલ દેઇને બહાર આવ્યો, ત્રાસ હૈયે નથી ધરતો જી. ૪
છેલ થઇ મરડાતો ચાલે, જેમ કીધું તેમ ફાવ્યું જી;
બ્રહ્માનંદ કહે હરી ભજ્યા વિના, એ દુખ આડું આવ્યું જી. ૫

### પદ ૧૮ મું.

જે તન દેખી છાકયો ડોલે, તે તું દેખ વિચારી જી;
નખ શિખ સૂધી નિંઘા જેવું, શી માહિ વસ્તુ સારી જી. ૧
માંસ રૂધિર તે માંહિ ભરીને, ઉપર મઢિયું આળું જી;
મોહતણે વશ થઇને મૂરખ, દેખે છે રૂપાળું જી. ૨

હાડતણા પગ હાથ બનાવ્યા, કટકા કટકા સાંધી જી;
તેમાંઈ દઢ મમતા તુજને, એ શી આવી આંધી જી. ૩
ઉદર માંહી આંતરડાં ભરિયાં, આવે ગંધ નઠારી જી;
રગ રગમાં રોગે વીટાણું, મળ મૂતરની કયારી જી. ૪
ટળતાં એને વાર ન લાગે, આધ અંતનું ખોટું જી;
બ્રહ્માનંદ કહે એ સારૂ તેં, કામ બગાડયું મોટું જી. ૫

## પદ ૧૯ મું.

બાળાપણ તેં જીવ અજ્ઞાની, ખબર વિનાનું ખોયું જી;
સારૂં ભુંડું કાંઇ ન સુજ્યું, રમતમાંહિ મન મોહ્યું જી. ૧
જુવાનપણું જુવતીમાં ખોયું, ધનને અરથે ધાયો જી;
મનમાં સમજે મૂજ સરીખો, નથી જગંતમાં ડાહ્યો જી. ૨
વૃદ્ધપણામાં ચિંતા વાધી, હાથ પાય નવ ચાલે જી;
ઘરનાં માણુસ કહ્યું ન માને, તે દુખ અંતર સાલે જી. ૩
ભાળે નહિ રોગે ભેળાણો, પડિયો લાંબો થઈને જી;
જમના કીંકર ગરદન ઝાલી, ચાલ્યા જોરે લઇને જી. ૪
ઠલો આવ્યો ભૂલો વુંઢયો, કાંઈ ન લઇ ગયો સાથે જી;
બ્રહ્માનંદ કહે જમપુરિ કેરૂં, મહા દુખ લીધું માથે જી. ૫

## પદ ૨૦ મું.

પશૂતણી પંક્તિ મેલાવી, દેહ મનુષ્યની દીધી જી;
અનંત કાળ રખડતો જોઇને, કરુણા અતિશે કીધી જી. ૧
જળ્યો નહીં જઠરાગ્નીમાં, રાખ્યો તાપ નિવારી જી;
તે હરિને તું ભૂલ્યો પામર, ધિક ધિક સમજણ તારી જી. ૨
જીવાડયો તેનો તું જીવે, અન્નજળ તેણે દીધું જી;
જયાં ત્યાં તારી રક્ષા કીધી, તેનું ભજન ન કીધું જી. ૩
કૂડ કપટ અતિ તૃષ્ણા કરિ કરિ, માયા કષ્ટે મેળી જી;
પામર હૈયે વિચારી જોને, કોડી નાવે ભેળી જી. ૪
સમજુને અર્થે શીખામણ, કહિ છે હેત કરીને જી;
બ્રહ્માનંદ કહે નિશદિન સમરો, શ્વાસોશ્વાસ હરિને જી. ૫

## પદ ૨૧ મું–રાગ ગરબી.

હરિજન સાચા રે, જે ઉરમાં હીમત રાખે;
વિપતે વરચી રે, કદિ દીન વચન નવ ભાખે. ૧
જગતું સુખ દુખ રે, માઇક મિથ્યા કરિ જાણે;
તન ધન જાતાં રે, અંતરમાં શોક ન આણે. ૨
પર ઉપકારી રે, જન પ્રેમ નિયમમાં પૂરા;
દૈહિક દુખમાં રે, દાઝે નહિ સાધૂ શૂરા. ૩
હરિને સમરે રે, નિત્ય અહોનિશ ઉમંગ ભરિયા;
સર્વ તજીને રે, નટ નાગર વાલા કરિયા. ૪
બ્રહ્માનંદ કહે રે, એવા હરિજનની બલિહારી;
મસ્તક જાતાં રે, નવ મેલે ટેક વિચારી. ૫

## પદ ૨૨ મું.

ટેક ન મેલે રે, તે મરદ ખરા જગમાંહી;
ત્રિવિધિ તાપેરે, કદિ અંતરે ડોલે નાંહીં. ૧
નિધડક વદતે રે, દૃઢ ધીરજ મનમાં ધારી;
કાળ કરમની રે, શંકા દેવે વિસારી. ૨
મોડું વેહેલું રે, નિશ્ચે કરિ એક દિન મરવું;
જગસુખ સારૂં રે,કદિ કાયર મન નવ કરવું. ૩
અંતર પાડી રે, સમજીને સવળી આંટી;
માથું જાતાં રે, મેલે નહિ તે નર માંટી. ૪
કોઇની શંકા રે, મનમાં નવ ધારે;
બ્રહ્માનંદના રે, વાલાને પળ ન વિસારે. ૫

## પદ ૨૩ મું.

જો હોય હીમત રે, નરને ઉરમાંહે ભારી;
દૃઢતા જોઇને રે, તેનિ મદદ કરે મોરારી. ૧
બીક તજીને રે, નિત્ય હીમત સોતો બોલે;
મસ્તક માયા રે. સર્વ તરણ જેવું તોલે. ૨
કેસરી સિંહને રે, જેમ શંક મળે નહિ મનમાં;
એકાએકી રે, નિર્ભે થઇ વિચરે વનમાં. ૩

પંડે છોટા રે, મોટા મેગળને મારે;
હિમત વિનાનો રે, હાથી તે જોઇને હારે. ૪
બ્રહ્માનંદ કહે રે, એમ સમજે તે જન શૂરા;
તન કરિ નાંખે રે, ગુરુ વચને ચૂરાચૂરા. ૫

## પદ ૨૪ મું.

પેટ કટારી રે, પેહેરીને સનમુખ ચાલ્યા;
પાછા ન વળે રે, કોઇના તે ન રહે ઝાલ્યા. ૧
સામા સામા રે, ઊડે ભાલા અણિયાળા;
તે અવસરમાં રે, રહે રાજી તે મતવાલા. ૨
સાચા શૂરા રે, જેના વેરી ઘાવ વખાણે;
જીવત જૂઠું રે, મરવું તે મંગળ જાણે. ૩
તેની પેરે રે, હરિજન પણ જોઇએ તીખા;
અંતર શત્રુને રે, લાગે અતિવજ્ર સરીખા. ૪
માથું જાતાં રે, મુખનું પાણી નવ જાવે;
બ્રહ્માનંદ કહે રે, તે સંત હરિને મન ભાવે. ૫



# મનોહર સ્વામિ.

ભાવનગરનો વડનગરો નાગર ગૃહસ્થ. સંવત્ ૧૮૪૪ માં જન્મ, સંવત્ ૧૯૦૧માં મરણ પામ્યો છે. એ સન્યાસી થયો હતો ને સચ્ચિદાનંદ સ્વામી નામ ધારણ કીધું હતું. એના પ્રસિદ્ધ ગ્રંથઃ—મનોહર કાવ્યભગવદ્ગીતાપર પદ બોધ ગ્રંથની ટીકા, રામગીતાપર ટીકા, વલ્લભમત ખંડન, પુરાતન કથા, નિત્ય. કર્મ, ગુજરાતી વ્યાકરણ, સન્તસુજાતિય આખ્યાન, બંદાનું આખ્યાન.

## મનહર કાવ્ય.

### પદ ૧ લું.

એક અખંડિત નરહરિરાય, તે જાણ્યાવણ દ્વૈત જણાય; ટેક.
ચક્ષુ એક રૂપ જોવાને, શ્રવણે શબ્દ શુંણાય.
રસનાયે સહુકો રસ જાણે, ઘ્રાણે ગંધ જણાય. એક ૧
વાચા એકવડે સહુ બોલે, સ્પર્શ ત્વચાયે થાય;
કરથી કામ કરે સહુ કોઇ, પગથી પંથ પલાય. એક ૨
ઉપસ્થથી આનંદ કરાયે, ત્યાગ ગુદે મલ થાય;
મનથી સહુ સંકલ્પ કરે, બુદ્ધિયે સકળ જણાય. એક ૩
જ્ઞાતા જ્ઞાન જ્ઞેય વૃત્તિથી, જ્ઞાન વિષયનું થાય;
કર્ત્તા ક્રિયા કર્મવૃત્તિયે, લૌકિક કાર્ય કરાય. એક ૪
જાગૃત સ્વપ્ન સુષુપ્તિ અવસ્થા, સહુને સમ કહેવાય;
ચૈતન એક સકલ ઘટવ્યાપક, પ્રગટ શ્રુતિ એમ ગાય. એક ૫

ચારે આહાર સકળને સરખા, પાંચ કોશ કહેવાય;
અણજાણે પોતામાં જાણી, અહંકારે બંધાય. એક ૬
જ્યમ રવિ એક માત્ર જળનાં બહુ, તેમાં બહુ દેખાય;
જ્યમ જલ લહેર ચપલતામાંહે, ચંદ્ર ચપલ દરસાય. એક ૭
ત્યમ બહુ લિંગભેદમાં પોતે, પણ બહુ રૂપ જણાય;
વ્યાપક રૂપ અનંત અગોચર, કોઇ થકી ન કળાય. એક ૮
પુત્ર વિત્ત લોકાદિકકેરી, આશાયે અથડાય;
કર્મ કરે બહુ તે પામ્યા ને, ત્યમ ત્યમ પાપ જમાય. એક ૯
ધ્યાતા ધ્યાન ધેયવૃત્તિયે, કોટિ દેવને ધ્યાય;
સાધે લોક ભ્રાંતિ બહુ વાધે, ભુવન ભુવન ભટકાય. એક ૧૦
તપ તીરથ વ્રત સ્નાન દાન જપ,વિધવિધ કરે ઉપાય;
હૃદયગ્રંથીનો ભેદ ન જાણે, અવળાં ઓસડ ખાય. એક ૧૧
દેહાદિકમાં હું મારાથી, ત્રિધા ભેદ દૃઢ થાય;
આપ સજાતિ વિજાતિ સ્વગત,રૂપે બહુ રૂપ જણાય. એક ૧૨
કામી ક્રોધી લોભી કોઈ, દાતા દીન જણાય;
કઈ રાગી કઇ ત્યાગી કોઇ, સુખી દુખી દેખાય. એક ૧૩
કઇ પંડિત કઇ જાણ્યાજોષી, છળીયા બલીયા થાય;
કઈ ઘરબારી કઈ ભીખારી, કઈ નાચે કઇ ગાય એક ૧૪
કઇ પાખંડે પંથ ચલાવે, પ્રભુ થઈને પૂજાય;
શિષ્ય તણો સંશય નવ ટાળે, ધૂતીને ધન ખાય. એક ૧૫
દેહાકૃતીને બ્રહ્મ ઠરાવે, ચૈતન નવ લહેવાય;
અંધ અંધની પાછળ ચાલે, ઉભય કુવામાં જાય. એક ૧૬
દૃઢ વિશ્વાસ ધરીને જે કોઇ, સદ્ગુરૂ શરણે જાય;
તેનાં સંશય તર્ક વિપર્યય, હૃદયગ્રંથી ભેદાય. એક ૧૭
સચ્ચિદ આનંદરૂપ લહીને, નિજપદમાં લય થાય;
મનોહર જન્મમરણભય ભાગે, સંશય દૂર પલાય. એક ૧૮

પદ ૨ જું.

અદ્વયરૂપ પ્રગટ શ્રુતિ ગાય, નવ જાણે તેને ભય થાય; ટેક.
વ્યાપક બ્રહ્મ અનંત અગોચર, અમિત શકિત કહેવાય.
નિજ માયા ત્રિગુણાત્મક વડીયે, ત્રિધારૂપ દરસાય; અદ્વય.

નિજ ઇચ્છાથી ત્રિગુણાત્મકના, ત્રણ ભેદ કલ્પાય;
તમથી ભૂત રજોથી ઇંદ્રિ, દેવ સત્વથી થાય. અ૦ ૨
તેથી ચૌદ લોકની રચના, માયા માત્ર જણાય;
અજ્ઞાને સાચી કરી જાણે, તેથી સત્ય ન થાય. અ૦ ૩
પૃથિવી એક સકલ ઘટ માંહે, જલ પણ એક ગણાય;
તેજ પવન આકાશ એક છે, ભિન્ન જાતિ ન જણાય. અ૦ ૪
નેત્ર સકલના એક દેવતા, જગત વિદિત રવિરાય;
શ્રવણતણા દિગપાળ, ત્વચા નો વાયુ દેવ કહેવાય. અ૦ ૫
રસના વરૂણ ઘ્રાણના, અશ્વનીતનય પુરાણે ગાય;
વાચાતણા અગ્નિ, કર કેરા અધિપતિ ઇંદ્ર ગણાય. અ૦ ૬
વિષ્ણુ દેવ ચરણકેરા, ગુદકેરા યમ કહેવાય;
ઉપસ્થકેરા દેવ ગણાયે, પ્રજાતણા જે રાય. અ૦ ૭
દેહ ભેદ અગણિત દેખાતાં, ભૂત ભેદ ન ગણાય;
ઈંદ્રિ ભેદ અનંત થયાથી, દેવ ભેદ ન થપાય. અ૦ ૮
ત્યમ જડ ભેદ અનંત જણાતાં, ચૈતન ભિન્ન ન થાય;
માયા ઠાઠ સકળ જડ વસ્તુ, જોતાં જોતાં જાય. અ૦ ૯
દેશ કાલ વસ્તુ ભેદેથી, જડ વિકારી ભેદાય;
અવિકારી ચૈતન ઘનવ્યાપક, સાક્ષીરૂપ સદાય. અ૦ ૧૦
માયા અસત કાલ ત્રયમાંહે, અનિર્વાચ્ય કહેવાય;
તે વડીયે આ જગત જણાયે, તે સત ક્યાંથી થાય. અ૦ ૧૧
માયાકૃત દેહાદિક માંહે, હું માની ભરમાય;
લોભ તણી લેહેરોમાં પડીયો, ગાફલ ગળકાં ખાય. અ૦ ૧૨
મારાં માત તાત દારા સુત, મારૂં કુટુંબ કહેવાય;
હું કરમી હું સહુને પાળું, હુંવણ એ ક્યાંહાં જાય. અ૦ ૧૩
મારૂં ઘર દોલત પશુ મારાં, ઘોડાં ભેંશો ગાય;
એણી પર દેહાકૃતી સંબંધે, અન્યો અન્ય બંધાય. અ૦ ૧૪
હું શૂરો હું પંડિત પૂરો, મારૂં વેણ મનાય;
હું વેપારી દાતા ભારી, હું સમ કોઇ ન થાય. અ૦ ૧૫
હું રાજા સહુ રાજા જીતું, મારૂં રાજ જમાય;
મોટા દેવ મંત્ર હું સાધું, સહુ મારે વશ થાય. અ૦ ૧૬

મૂંઠ ચોટ સમશાને સાધું, મારા શત્રુ મરાય;
ગુટિકા સાધું આકાશે ઊડૂં, પાતાળે પેસાય. અ૦ ૧૭
ઓસડ સર્વે સિદ્ધ કરિ રાખું, મહા રોગ ઝટ જાય;
જ્યોતિષ વિદ્યા સિદ્ધ કરૂં તો, કાલ ભાગ્ય પંકાય. અ૦ ૧૮
ભૂઓ થઇને ભૂત ભગાડું, અધિક આબરૂ થાય;
નટવો થઇને નાચું ગાઊં, સુખથી પેટ ભરાય. અ૦ ૧૯
આચારજ થઇ પંથ ચલાવું, શિષ્ય ઘણેરા થાય;
વિશ્વમાંહે ઇશ્વરતા વાધે, સર્વે કામ સધાય. અ૦ ૨૦
સ્વર્ગાદિકનાં સાધન સાધું, સુર લોકે ગતિ થાય;
અગણિત કાલ અમિત સુખ મોટાં, ઇચ્છા માત્ર પમાય. અ૦ ૨૧
એણીપેર કોટી મનોરથ કરતાં, કાલ પાશ બંધાય;
લખ ચોરાસી યોનીમાંહે, ભવોભવે ભટકાય. અ૦ ૨૨
પથ્થર તેટલા દેવ કરે, તીરથમાં ડબકાં ખાય;
વ્રતઉપવાસે દેહ દમે પણ, મનનો મેલ ન જાય. અ૦ ૨૩
કામ ક્રોધ મદ મોહ મચ્છરતું, મનમાં જોર ન માય;
વિષય પામવા વલખાં વીણે, રાંક રલાઉ રાય. અ૦ ૨૪
માયા કાળતણા બંધનમાં, લાલચથી બંધાય;
મરીચિકાજલ મોહોમાં નાવે, આશા અદકી થાય. અ૦ ૨૫
ત્રિવિધ તાપની ભાડ વિષે, ધાણીની પર ભૂંજાય;
તોપણ લાલચ લેશ ન છૂટે, અધિક ઉપાયે ધાય. અ૦ ૨૬
અવિચળ ભાવ ધરે હરિ ભજતાં, મમતા દૂર પલાય;
પ્રભુકૃપાયે અંતરમાં, વૈરાગાદિક થિર થાય. અ૦ ૨૭
ગુરૂ વેદાંત વચનથી તેણે, નિજ સ્વરૂપ સમજાય;
વૃત્તિ અખંડ જ્ઞાનમય રાખે, જન્મ મરણ ભય જાય. અ૦ ૨૮
બ્રહ્માનંદ મગનમાં વિલસે, ત્રિવિધતાપ ટળી જાય;
દેહ છતે દેહભાવ તજે, દૃઢ સંશય શોક પળાય. અ૦ ૨૯
હસે રમે સ્વયમાં સ્વય ખેલે, સ્વયમાં બોલે ગાય;
સ્વગતાદિક માયિક ઉરમાંથી, ભેદ અશેષ વિલાય. અ૦ ૩૦
એ સુખ જે માણે તે જાણે, વાણે નવ કહેવાય;
મનોહર હરિ ગુરુ પૂર્ણ કૃપાથી, આત્માનંદ પમાય. અ૦ ૩૧

## પદ ૩ જું.

જે જન આવે શંકર પાસ, તે જન પામે ચિદ્આકાશ. ટેક.
વૈરાગાદિક સાધન સઘળાં, કરે હૃદયમાં વાસ;
પ્રત્યક્ બ્રહ્મસ્વરૂપ પમાડે, ટાળે ભવના પાશ. જે જન ૧
બ્રહ્માનંદ મગન થઇ ખેલે, ન કરે બીજી આશ;
અધિદૈવાદિક તાપ ત્રિવિધના, નિશ્ચય થાયે નાશ. જે જન ૨
દેહાદિક મિથ્યા કરિ માને, એક સત્ય અવિનાશ;
શુષ્ક પર્ણસમ જગમાં વર્ત્તે, ખલથી રહે ઉદાશ. જે જન ૩
ઉન્મનિ ગંગા જલમાં ઝીલે, સદા તૃપ્ત સુખ રાશ;
ભેદ રહિત વ્યાપકમાં વિલસે, સ્વય સ્વામી સ્વય દાસ. જે જન ૪
જે સુખ પામી પાર ઊતર્યા, શુક સનકાદિક વ્યાસ;
મનોહર સેજે તે સુખ પામે, મટે કાળનો ત્રાસ. જે જન ૫

## પદ ૪ થું.

જે કોઇ સદ્ગુરુ શરણે જાય, તેના સંશય દૂર પલાય. ટેક.
કામ ક્રોધ મદ મોહ મચ્છર, આશા તૃષ્ણા લય થાય;
અતિશયિતાદિક દોષ વિષયના, ઉરમાંહે દેખાય. જે કોઇ ૧
તેથી દૃઢ વૈરાગ્ય ઊપજે, સત્યાનૃત્ય જણાય;
શમ દમ ઉપરતિ સહનશક્તિથી, દૃઢ વિશ્વાસ બંધાય. જે કોઇ ૨
સમાધાન સ્વરૂપમાં જાણી, ઇચ્છા અતિશય થાય;
વાક્ય વિચાર નિરંતર કરતાં, બ્રહ્મરૂપ દરશાય. જે કોઈ ૩
અજ્ઞપણું તત્કાળ આળસે, નિત્યાનંદ જમાય;
માયિક ભેદ બુદ્ધિ નેલીને, નિજ પદમાંહે સમાય. જે કોઇ ૪
સમરસવ્યાપક સચ્ચિદ આનંદ, રૂપ થઇને વિલસાય;
મનોહર મરણતણો ભય ભાગે, જીવન્મુક્ત કહેવાય. જે કોઇ ૫

## પદ ૫ મું.

જેને કૃષ્ણ વચન વિશ્વાસ, તેને ન રહે યમનો ત્રાસ. ટેક.
વિશ્વેશ્વરનાં વચન વિચારે, વર્તે બારે માસ;
વાક્ય વિરૂદ્ધ ન બોલે મુખથી, કરે સંતમાં વાસ. જેને ૧

કામ ક્રોધ તૃષ્ણાદિક કેરો, કરે હૃદયથી નાશ;
શીલ દયા સંતોષાદિકની, ખરી જમાવે રાશ. જેને ૨
નિરાધાર આધાર સર્વનો, તે હરીનો વિશ્વાસ;
તેને ભજે યજે ધ્યાયે નિત્ય, અન્ય ન રાખે આશ. જેને ૩
સાધનવંત થકો નિત્ય સાધે, એક રૂપ અવિનાશ;
ભેદ રહિત નિજરૂપ જણાયે, ચિદાકાશ સુખરાશ, જેને ૪
કૃષ્ણ કૃપાથી નિશિદિન તેને, બ્રહ્માનંદ વિલાસ;
મનોહર મુકત જગતમાં વિચરે, છૂટે માયાપાસ. જેને ૫

## પદ ૬ ઠું.

મન તું મેહેલ જૂઠ જંજાળ, માથે ભમે અચાનક કાળ. ટેક.
માત પિતા દારા સુત બંધુ, મિત્ર શિષ્ય રખવાળ;
પ્રાણ સતે સહુ સગું જણાયે, વૃદ્ધ યુવા ને બાલ. મન તું ૧
પ્રાણ ગયા પર પલ ન રખાયે, ફોગટ કરે કતાલ;
બાળી જાળી ખાખ કરીને, વાંસે નાંખે વાળ. મન તું ૨
કાલતણા મુખથી નવ છૂટે, જો પેસે પાતાળ;
જ્યમ આવે ત્યમ ચાવે જાયે, શું બુઢો શું બાળ. મન તું ૩
ભવસાગરમાં ચાર ખાણના, જંતુ લઘુ વિશાલ;
અગણિત પ્રગટે અગણિત મારે, કાલ પાથરી જાળ. મન તું ૪
કાળતણો જે કાળ નરહરિ, તે સાચો રખવાળ;
વેગે શરણ ગ્રહે તે હરિનું, લેશે શીઘ્ર સંભાળ. મન તું ૫
ચેત ચેતરે ચેત શીઘ્રથી, મૂકી આળપંપાળ;
મનોહર મૃત્યુથકી મૂકાવે, ચિદ્ઘન દીનદયાળ. મન તું ૬

## પદ ૭ સું-રાગ જંગલો.

કપટી પાપ આપતો હીંડે ઠારોઠાર. ટેક.
ચપટી ચોખા લઇ ફરે, સર્વ દેવનાં દ્વાર;
કરજોડીને વીનવે, મારાં પાપ નિવાર. કપટી ૧
એકાંતે પૂજા કરે, ગંધ પુષ્પ બહુ પેર;
દાસો થઇને કરગરે, જાણે આણે મેહેર. કપટી ૨

નીચો થઈ પાયે નમે, બહુ નાચે બહુ ગાય;
આંખો વીંચે પ્રેમથી, મન માગે ન ધરાય. કપટી ૩
કામ ક્રોધ ઉરમા અમિત, ધન માટે બહુ ધાય;
ચોરી ચાડી કપટ છલ, જયમ ત્યમ કરીને કમાય. કપટી ૪
મન જાણે કહેવાથકી, પાપ થાય છે નાશ;
પાપ મૂલ પસરી પડયાં, રૂંધ્યું હૃદયાકાશ. કપટી ૫
પાપતણાં તો મૂલ છે, કામાદિક મન મેલ;
ત્યાંસુધી નહીં સાંભળે, દેવ ગણે છે ફેલ. કપટી ૬
પાપ ટાળવા ચાહે તો, કામાદિકને ટાળ;
સત્ય દયા સંતોષની, આડી કરની પાળ. કપટી ૭
નિર્મળ થઈ હરિ ભજન કર, રાખી દૃઢ વિશ્વાસ;
મનોહર સઘ મૂકાવશે, કાપી પાતક પાશ. કપટી ૮

## પદ ૮ મું.

મૂરખ પાપ ટાળવા, વીણે વગધાં કોડ. ટેક.
કાશીમાં પટ્ માસ જઇ, રેહેવા રાખે કોડ;
નિત્ય જઇ નાહે ગોમતી, સેવે શ્રીરણછોડ. મૂરખ ૧
ભવ બાધો ભટક્યા કરે, અડસઠ તીરથ નાહાય;
પગલે પગલે પાપનો, અધિક ઉમેરો થાય. મૂરખ ૨
ગોમય માટી લેપશૂં, માથવટા બહુ નાહાય;
ચડચડ બોલે ચાંબડી, કડકડ જાડાં થાય. મૂરખ ૩
પંચાગ્નિ સાધન કરે, ઉલટી ત્વચા દઝાય;
ધૂમ્રપાન તપ આદરે, મુખમાં ધૂમ ભરાય. મૂરખ ૪
કૃચ્છ્રાદિક બહુ વ્રત કરે, તેથી તન સૂકાય;
લાલચ ધારા ચાલતી, તે પલ નવ મૂકાય. મૂરખ ૫
દેવ વિવિધ વિધિ વીનવે, પૂજા કરે અખંડ;
દશે આંગળાં દાંત દઈ, પાય પડે જયમ દંડ. મૂરખ ૬
એણિપર ધાયે અતિ ઘણો, ન લહે પાતક મૂળ;
ખીલો ડાંભે કયમ મટે, અશ્વ ઉદરનું શૂલ. મૂરખ ૭

શત સંવત્સર તૂંબડી, જલમાં ડબકાં ખાય;
અંતર ધોયાવણ કદી, કટુતાઇ નવ જાય. મૂરખ ૮
ત્યમ અંતરથી પાપનું, મૂળ કર્યાવણ દૂર;
કાય ક્લેશ વૃથા કરે, મમતાતણા મજૂર. મૂરખ ૯
કામાદિક મનથી તજે, સત્યાદિકને સાહે;
અંતરયામી ઇશનું, ધ્યાન ધરે મનમાંહે. મૂરખ ૧૦
ભેદ રહિત હરિને ભજે, સઘળે હરિ દરશાય;
તો સાધન સરવે ફળે, પાતક દૂર પલાય. મૂરખ ૧૧
દેહોહંમતિ વીસરે, શુદ્ધ સ્વરૂપ પમાય;
મનોહર માયા ઝાંઝવાં, દેખત મિથ્યા થાય. મૂરખ ૧૨

## પદ ૯ મું–રાગ કલ્યાણ.

જય જય જય જગન્નાથ,જગનિવાસ સ્વામી;
સકળ જગાધાર પ્રભુ, જગદાંતરયામી. જય ૧
ત્રિગુણાત્મકરૂપ ધરી, કાહાવો બહુ નામી;
આપે નિર્લેપ શુદ્ધ, વ્યાપક નિઃકામી. જય ૨
માયામય ઘાટ કરી, ઠાઠ રચ્યો ભારી;
બ્રહ્માદિક પાર ન લહે, કોણ મતિ મારી. જય ૩
ઇંદ્રિયોના કરણ કર્યાં, તેથી મન ભારી;
તેથી પર બુદ્ધિ કરી, મુખ્ય કારભારી. જય ૪
પોતે વ્યતિરેક થકા, પૂતળાં નચાવો;
સહુને ચિદ્ શક્તિ વડે, જીવતાં જણાવો. જય ૫
અજ્ઞાને આપ ભૂલી, જડમાં ભરમાયે;
પોતાને બંધ માની, નીરવણ તણાયે. જય ૬
જે જન જડ વસ્તુ વિષે, અહંતા ન આણે;
ચૈતન અખંડ એક, અમિત શક્તિ જાણે. જય ૭
મનમાં દૃઢ ભાવ ધરી, નાથ શરણ આવે;
તેના ભવ તાપ હરો, પુનરભવ ગમાવે. જય ૮
આપોપું તજીને અન્ય, નાથ વણ ન જાણે;
મનોહર આનંદ રૂપમાંહે મોજ માણે. જય ૯

### પદ ૧૦ મું.

ચૈતન અભેદ લહે, તે જાણે સાચું; ટેક.
જ્યાંસુધી ભેદ બુદ્ધિ, ત્યાંસુધી કાચું. ચૈતન ૧
અરૂપી અછેદ્ય વસ્તુ, તેને કોણ કાપે;
કરમાં ગ્રહેવાય નહીં, કોણ કેને આપે. ચૈતન ૨
સ્વાભાવિક ભેદ ચાર, ભૂતમાં ગણાયે;
પાંચમું આકાશ ભૂત, ક્યાંહી ન ભેદાયે. ચૈતન ૩
તેથી પર ચૈતન ઘન, વ્યાપક સહુ માંહે;
ઔપાધિક ભેદ જોઇ, મૂરખ મુંઝાયે. ચૈતન ૪
જ્ઞાનગમ્ય ચૈતનને, આંખે જોવા જાયે;
ત્રણ્ય દેહોપાધિ તજ્યા વિના ભરમાયે. ચૈતન ૫
પ્રત્યક્ સ્વરૂપ જાણે, તો ખરૂં સમજાયે;
મનોહર પોતેજ પછી, ભેદ મિથ્યા ગાયે. ચૈતન ૬

### પદ ૧૧ મું.

કાંઇ નહીં મારૂં નાથ, હું તે શું સમરપૂં; ટેક.
આગના સ્વરૂપ માંહે, આપોપું અરપૂં. કાંઇ નહીં ૧
ત્રિગુણાત્મક મૂલ શક્તિ, પ્રકૃતિ તમારી;
તેથી ગુણ ભેદ રૂપ, સૃષ્ટી વિસ્તારી. કાંઇ નહીં ૨
પૃથિવ્યાદિ ભૂતતણી, વિકૃતિ અનંતા;
દ્રવ્યાદિક સકલ વ્યર્થ, મારૂં હુંમંતા. કાંઇ નહીં ૩
ઉભય દેહ ભૌતિક છે, મારૂં નહીં એકે;
તે વડે સંબંધી ગણું, સત્ય નહીં વિવેકે. કાંઇ નહીં ૪
વિશ્વ વિષે વ્યાપક, ચિદ્રૂપ છે તમારૂં;
સ્થાવર જંગમમાં કોઇ, તેથી નહિ બાહારૂં. કાંઇ નહીં ૫
મારૂં તો અજ્ઞાન એક, તેથી હું મારૂં;
દેહાદિકમાંહે હું તું, નાહક નઠારૂં. કાંઇ નહીં ૬
નાથ કૃપા સિંધુ વિષે, તે સકલ ગમાવ્યું;
ભેદ રહિત ચૈતન ઘન, હૃદયમાં જમાવ્યું. કાંઇ નહીં ૭
અનંત અભેદ એક, તમને નિત્ય ગાઉં;
મનોહર ભૂલેથી ભેદ, ઢુંકડો ન જાઉં. કાંઇ નહીં ૮

### પદ ૧૨ સુ.

સ્વસ્વરૂપ જાણ્યાવણુ, શીદ સ્વામી ખોલે;
છીપે નહિ તરશ, કદિ પગે નીર ડોલે. સ્વસ્વરૂપ ૧
ત્રણ્ય-અવસ્થાથી પર, પ્રકાશ કલા સોલે;
ચૈતન કહે વેદ તેને, જડમાં કાં ઝોલે. સ્વસ્વરૂપ ૨
અરૂપી તું રૂપી નાથ, નિત્ય ઉઠી ખોલે;
અસુત પર સુતાનાં, જયમ માગાં બહુ ઝોલે. સ્વસ્વરૂપ ૩
પરમાણું રૂપ કદી, જીવને તું માને;
તેને તો દેહ જેવું, નથી શુંણ્યું કાને. સ્વસ્વરૂપ ૪
દેહસમ ચૈતન કહીએ તો નાહાનું મોહોટું;
દેહ થયે વધે ઘટે, અંતે થાય ખોટું. સ્વસ્વરૂપ ૫
તેમાટે ચૈતન છે, વ્યાપક પ્રમાણુ;
ઉપાધીને દૂર કરી, એમ જોએ જાણુ. સ્વસ્વરૂપ ૬
બુદ્ધિથી પર સ્વસ્વરૂપ, કૃષ્ણજી બતાવે;
ઉલટું જડમાંહે જોઈ, વીશ કાં પકાવે. સ્વસ્વરૂપ ૭
શુદ્ધ સ્વામી વ્યાપક છે, સેવક સોપાધી;
તે તજયાવિના ન મટે, અંતરાય વ્યાધિ. સ્વસ્વરૂપ ૮
સ્વસ્વરૂપ શોધ્યા વણ, કોટિ કલ્પ સૂધી;
સ્વામી ન સચ્ચિદાનંદ બ્રહ્મ પામે બુદ્ધિ. સ્વસ્વરૂપ ૯

### પદ ૧૩ સુ.

પ્રેમથી ભજીલે આજ, ચિદ્દ્ઘન સુખકારી; ટેક.
કાલ કળી કોણ શકે, ઘડી પલ પીયારી. પ્રેમથી ૧
સ્વર્ગાદિક ભોગતણી, કામના વિસારી;
જડ વૃત્તિ દૂર કીજે, મનમાંથી મારી. પ્રેમથી ૨
વિશ્વ વિષે વ્યાપક છે, સાક્ષિપણું ધારી;
જેની ચિદ્દશક્તિયે છે, જાણુ મતિ તારી. પ્રેમથી ૩
તે હરિ નિર્લેપ સદા, શુદ્ધ નિર્વિકારી;
બુદ્ધિ પર વિરાજમાન, નિશ્ચે લે ધારી. પ્રેમથી ૪
ચૈતનમય વૃત્તિ એક, અખંડ સમારી;
પામ્ય તું સચ્ચિદાનંદ, બ્રહ્મ ભય નિવારી. પ્રેમથી ૫

## પદ ૧૪ મું.

એક તું અભેદ સમજ, ચિદ્‌ઘન શુભકારી;
વ્યાપક નિર્લેપ જગ પ્રકાશક અઘહારી. એક તું ૧
જાગૃતમાં જે ગણે છે, સ્થૂલ વસ્તુ પ્યારી;
સ્વપ્ન વિષે તેજ જાણે, સૂક્ષ્મ વસ્તુ સારી. એક તું ૨
સુષુપ્તિમાં તેજ સર્વ, વસ્તુને વિસારી;
અજ્ઞ થકો ભોગવે, આનંદ ભોગ ભારી. એક તું ૩
ત્રીતનથી ભિન્ન સતે, ભાસે સંસારી;
જહાં જેવો ત્હાં તેવો, દીસે અહંકારી. એક તું ૪
જાગૃતાદિ જાય આવે, જડ ભાસે ન્યારી;
ચૈતન અવિચલ પ્રકાશ, જોને નિરધારી. એક તું ૫
જ્ઞાતા નહિ અન્ય માટે, ભેદ મતિ વારી;
શેષ તું સચ્ચિદાનંદ, બ્રહ્મ રહે ધારી. એક તું ૬

## પદ ૧૫ મું–રાગ ધોળ.

પરથમ વરણાશ્રમ ધર્મ પાળતાં, કીધાં જપ વ્રત દાન અનેક.
જીવ્યું ધન તેહનું.
તેથી હરિ ભક્તિ ઉપર ઊપની, જાણ્યો સાચો સ્વામી એક. જી૦ ૧
તેણે તીવ્ર વૈરાગ પ્રગટ થયો, ગઈ ભોગ વાસનાદૂર; જી૦
જડ ચૈતન શુદ્ધ વિવેકથી, જાણ્યા જૂજવા જ્યમ તમ સૂર. જી૦ ૨
દશ ઇંદ્રિયો જેણે વશ કરી, ઝીલ્યાં મન બુદ્ધિ ચિત અહંકાર; જી૦
ઉપરતી પામ્યું મન સર્વદા, ન કરે કાંઇ વિષય વિચાર. જી૦ ૩
સુખથી ઉછરંગ ન મન ધરે, ભય દુઃખથી ન પામે લગાર; જી૦
વિશ્વાસ ગુરુ વેદાંતનો, દૃઢ કરી ચિત રાખે ઠાર. જી૦ ૪
નિજ રૂપ જાણવા ચિત રહે, એકાગ્રપણે દિન રાત; જી૦
એક મોક્ષની ઇચ્છા મન વિષે, બીજી કાંઇ ગમે નહીં વાત. જી૦ ૫
શેવે શ્રી ગુરુ દેવને હેતેશું, કરે નિકટ એકાંતે વાસ; જી૦
કરે શ્રવણ મનન વેદાંતનું, નિશીવાસર એજ અભ્યાસ. જી૦ ૬
મહાવાક્ય વિચારતાં મૂડીયે, રહ્યું ચૈતન સર્વાવાસ; જી૦
જીવ ઈશ ઉપાધિને પરહરી, નિજ રૂપલહ્યું ટળ્યો દાસ. જી૦ ૭

પાંચકોશના પડદા ટાળીયા, પામ્યો જલહલ જ્યોત પ્રકાશ; જી૦
પાંચ ભૂતનાં પૂતળાં પરહરાં, જાણ્યો સૂત્રાત્મા સુખ રાશ. જી૦ ૮
ધ્યાતા ધ્યાન ધ્યેય વૃત્તિ પરહરી, રહ્યો ધ્યેય નિરંતર આપ; જી૦
ગુણ ત્રણના દેવની એકતા, જાણ્યો બ્રહ્મ પ્રણવનો જાપ. જી૦ ૯
પુણ્ય પાપનાં ત્રાંજવાં ત્રોડીયાં, મેહેલ્યો વધઘટનો વેપાર; જી૦
કર્મકાંડનાં કાટલાં પરહર્યાં, પામ્યો જ્ઞાન અખૂટ ભંડાર. જી૦ ૧૦
ખટ શાસ્ત્રના ખોટા રાજવી, કાહાડયા કરતા કૂડા વાદ; જી૦
થાણું બેઠું વેદાંત ભૂપાલનું, ઉઠયો અનહદ નોબત નાદ. જી૦ ૧૧
હાંડે જ્ઞાન ગગનમાં મલપતો, છૂટયો મોહ માયાનો પાશ; જી૦
તુરીયા પદમાં વરતે સદા, અજ્ઞાન થઇ ગયું નાશ. જી૦ ૧૨
સંસારસમુદ્રને શોષીયો, સુખ સાગર લહેર અપાર; જી૦
વસે અડસઠ તીરથ અંગમાં, દેવ ઓચરે જય જયકાર. જી૦ ૧૩
પરાપાર તે વરતે પ્રેમમાં, મુખે બોલે બોલ અમૂલ; જી૦
અણસમજુનાં આળ ગણે નહીં, જેમ કરીવર ઊપર ફૂલ. જી૦ ૧૪
જેનો કાલ તે કીંકર થઇ રહ્યો, મૃગ તૃષ્ણા જલ ત્રૈલોક; જી૦
તેને ચરણે તે શીશ નમાવતાં, ટળે વિવિધ તાપ ઉર શોક. જી૦ ૧૫
દાસી આશા પિશાચી થઇ રહી, કામ ક્રોધ તે કેદી લોક; જી૦
ભાસે બ્રહ્મ કલોલ તે સર્વદા, ચાર ખાણ ને ચૌદે લોક. જી૦ ૧૬
દુઃખરૂપ તે સુખ સાગર થયું, થયો દ્વૈત વૃત્તિનો નાશ; જી૦
રવિમાં જ્યમ તમ ભાસે નહીં, ભાસે સઘળે તે પૂર્ણ પ્રકાશ. જી૦ ૧૭
દીસે દેહવંત જડબુદ્ધિને, પોતે ત્રણ્ય દેહને પાર; જી૦
દીસે ખાતા પીતા બોલતા, નિત્યે છે નિરંજન નિરાકાર. જી૦ ૧૮
જાણે સંત સલોણા તેહને, જેને હોયે છેલો અવતાર; જી૦
જગ પાવનકર તે અવતર્યા, અન્ય માત ઉદરનો ભાર. જી૦ ૧૯
તેને ચૌદ લોકમાં વિચરતાં, અંતરાય કોઇયે નવ થાય; જી૦
રિદ્ધિ સિદ્ધિ તે દાસિયો થઇ રહી, બ્રહ્માનંદ હૃદે ન સમાય. જી૦ ૨૦
જાણે એક અખંડિત બ્રહ્મને, નવ દેખે તે માયા ગોલ; જી૦
સચ્ચિદાનંદ બ્રહ્મ રૂપે સદા, કરે આનંદમોજ કલ્લોલ. જી૦ ૨૧

## પદ ૧૬ મું.

શ્રીકૃષ્ણ કૃપા કરી ઓચરે, તમે સુણજોરે, સહુ ચતુર સુજાણ.
અવસર રૂડો આજનો; ટેક.
નરદેહ તે તરવાનું નાવ છે, રખે ફરતારે, વળી ચારે ખાણ. અ૦ ૧
ગુરુ વચને તે સાધન સિધ કરો, અરપો શરણેરે, તેને તન મન પ્રાણ; અ૦
જાણો આતમા શુદ્ધ વિચારથી, જાગૃતમાંરે, જે છે સરવનો જાણ. અ૦ ૨
સ્વપનામાં પણ તે જાગતો, સુષોપતીનોરે, જે છે સાક્ષી પ્રમાણ; અ૦
નહીં ત્રણ્ય અવસ્થા તેને વિષે, તુરીયાપદરે, પોતે પુરૂષ પુરાણ. અ૦ ૩
ચૌદ લોકમાં ખેલે એકલો, નહીં જગમાંરે, બીજો ઇવણ જાણ; અ૦
નહીં લોક તે જેના સ્વરૂપમાં, જે છે ચિદ્‌ઘનરે, જગતું અધિષ્ઠાન. અ૦ ૪
સચ્ચિદાનંદ જ્યોતિ સ્વરૂપ છે, જેનાં બોલેરે, ચારે વેદ વખાણ; અ૦
એવા આતમરામને ઓળખો, એક અનુભવરે, જેતું સત્ય પ્રમાણ. અ૦ ૫
જીવનમુક્ત થઇ જગમાં રમો, મેલો જુઠોરે, તમે તાણમતાણ; અ૦
એક મુક્તિનો મારગ એજ છે, એવું બોલેરે, શ્રુતિ શાસ્ત્ર પુરાણ. અ૦ ૬
ઉત્તમ દેહ ધરી ભૂલે આતમા, એવા નર છેરે, મહા પાપની ખાણ; અ૦
સચ્ચિદાનંદ બ્રહ્મને ભેટીયા, તેણે કીધીરે, બહુ અખૂટ કમાણ. અ૦ ૭

## પદ ૧૭ મું-રાગ ગરબાનો.

ગરબો ગાઈયે તે નિરગુણ નામનોરે લોલ;
જે કોઇ શામ છે અકામ ને સકામનોરે લોલ. ૧
આપે ચૈતન ઘન વ્યાપક અપાર છેરે લોલ;
ચૌદ લોકનો આધાર નિરાધાર છેરે લોલ. ૨
જેની શક્તિયો અનંત ને અનૂપ છેરે લોલ;
એક ઇચ્છા શાક્ત તે ત્રિગુણરૂપ છેરે લોલ. ૩
તેથી શીવ વિષ્ણુ વિરંચી પેદા થયારે લોલ;
રચી વિશ્વ સકળ માંહે તે વ્યાપી રહ્યા છેરે લોલ. ૪
ગુણ કામ ભેદથકી નામ ત્રણ્ય છેરે લોલ;
એક ચૌદ લોક વ્યાપક ચૈતન્ય છેરે લોલ. ૫
તેણે ઇચ્છાએ અનંત સૃષ્ટિ આદરીરે લોલ;
બહુ નાટક રમવાને રચના કરીરે લોલ. ૬

દેવ દનુજ મનુજ પશૂ આદિ પૂતલાંરે લોલ;
પુણ્ય પાપતણા સૂત્ર વિષે સૂતલ્યાંરે લોલ. ૭
પામી દેહ અભિમાન વડે ફૂલીયારે લોલ;
સૂત્રધાર નાથ હૃદયથકી ભૂલીયારે લોલ. ૮
કામ ક્રોધ લોભ મોહ જાલમાં પડયારે લોલ;
સહુ નાટક રમવાને ચાલે ચડયારે લોલ. ૯
કઇક અષ્ટ પોહોર ધરતણા કામમાંરે લોલ;
કઇક રાત દિવસ એશ ને આરામમાંરે લોલ. ૧૦
કઇક ધરે બહુ વેશ મન ભાવતારે લોલ;
હીંડે મૂરખોને બહુ બીહીવરાવતારે લોલ. ૧૧
ધરે ધ્યાન થઇ સિદ્ધ રચે ફંદનેરે લોલ;
જુઠા ઇશ બને જોઇ મતિમંદનેરે લોલ. ૧૨
કરે નિત્ય નવા વેષ પંથ જૂજવારે લોલ;
બહુ મંદિરો બનાવે જડ પૂજવારે લોલ. ૧૩
વરણ ભેદ તજી ભ્રષ્ટ કરે સૃષ્ટીનેરે લોલ;
દેવ ભૂલવી વધારે વિષય દૃષ્ટીનેરે લોલ. ૧૪
પીતલપાનાં ચોડીને રચના કરેરે લોલ;
ધામધૂમ કરી પંથીને રાજી કરેરે લોલ. ૧૫
કઇક રચના જોવાને ફરતા ફરેરે લોલ;
તેને ઇશ માની શીશ નામી કરગરેરે લોલ. ૧૬
કઇક ચોર જાર સૂર શાહુકાર છેરે લોલ;
વેશ નાટકના અનંત અપાર છેરે લોલ. ૧૭
ભૂલી નાથ ને પાપણ હીંડે પૂજતારે લોલ;
શ્રુતિ સ્મૃતિતણી વાત વણ બૂઝતારે લોલ. ૧૮
બાંધી પાપતણા પોટ ગતી નીચમાંરે લોલ;
થાય કીટ ને પતંગ વિષ્ટા કીચમાંરે લોલ. ૧૯
કઇક કરી શુભ કર્મ દેવલોકમાંરે લોલ;
જઇ ભોગવે અનંત સુખ અશોકમાંરે લોલ. ૨૦
કઇક જાણે છે શાસ્ત્ર મરજાદનેરે લોલ;
સાચા નાથને ભજે છે મૂકી વાદનેરે લોલ. ૨૧

એક વ્યાપક ચૈતન્ય સાર વેદનું રે લોલ;
જાણી ધ્યાન ધરે ચૈતન્ય અભેદનું રે લોલ. ૨૨
નીજ રૂપ લહી ઈશ સૃષ્ટીમાં ફરેરે લોલ;
જીવનમુક્ત મનોહર નવ ભય ધરેરે લોલ. ૨૩

## પદ ૧૮ મું-રાગ ગરબીનો.

સુણો કૃષ્ણતણી વાણ છે પ્રમાણરે, તાણ પડી મેહેલીરે;
ભજો ચૈતન અખંડ તજો સર્વ વિષય કામના ઘેલીરે. ૧
શોક દુઃખ થયે સુખેથી આનંદરે, મનમાં ન આણોરે;
રાગ દ્વેષ બીક વહેમ કામ ક્રોધરે, શત્રુ કરી જાણોરે. ૨
શ્રેષ્ટ દુષ્ટ શુભાશુભ કેરે વેણરે, કોઇને ન કહેજોરે;
સર્વ લોકશૂં ન પ્રીતિ નહીં વેરરે, સાક્ષી જેવા રહેજોરે. ૩
સર્વ ઇંદ્રિયોને કૂર્મ તણી પેરરે, નિજ વશ કીજેરે;
સર્વ વિષયને વિષરૂપ ગણી કોઇને, ન કયાંહી જાવા દીજેરે. ૪
ભૂખ દુઃખ થકી ઇંદ્રિ મંદ થાયરે, પણ રહે પ્રીતિરે;
બ્રહ્મ લહે ન રહે વિષય તણી પ્રીતરે, તેણે ઈંદ્રિ જીતીરે. ૫
સાધન ટાળે પણ ઇંદ્રિયો બલવંતરે, મન જાયે તાણીરે;
તેને ઝીતિ લહે આતમા તે શૂરરે, અન્ય ભરે પાણીરે. ૬
વિષય સાંભરતાં થાય તેનો સંગરે, તેથી કામ જાગેરે;
તેથી ક્રોધ તેથી મોહ તેથી બુદ્ધિ તણી સમજણ ભાગેરે. ૭
માટે કરે વિષય તજી રાગ દ્વેષરે, નિજ મન જીતેરે;
નિત્યે ધરે બ્રહ્મધ્યાન તજી માનરે, પ્રીતિ તણી રીતેરે. ૮
સચ્ચિદાનંદ બ્રહ્મ સાક્ષાતરે, જે જન જાણેરે;
તેના જાય દુઃખ દોષ થાય મુક્તરે, આનંદ મોજ માણેરે. ૯

## પદ ૧૯ મું.

ચૌદ લોક તણા વિષય ગણે તુચ્છરે, તે જન વેરાગીરે;
અતિશયતા અનિત્યતા ને નાશ જોઈ જેની મતિ જાગીરે. ૧
કામ કિંકર નર તજી વરણ ભેદ એકવરણ થઇ બેસેરે;
ધરે તિલક છાપ માલ ફૂટે તાલરે, જ્યાં ત્યાં પેસેરે. ૨

સાધુ તે જે અહિંસા ધર્મરે, સત્ય નિત્ય પાલેરે;
ચૌદ લોક વિષે ચૈતન ધન રૂપરે, એકલું નિહાળેરે. ૩
બીજા પંદીયોની વૃત્તિ પરોવાયરે, માણસોની વાંસેરે;
જેમ તેમ સમજાવી બાંધે તર્તરે, પંથતણે પાશેરે. ૪
દશ ઇંદ્રિયો જીતે તે યતી જાણ્યરે, શાસ્ત્ર પરમાણેરે;
ધરે ધ્યાન નિજ રૂપનું અખંડરે, અન્ય નવ જાણેરે. ૫
વિકલ ઇંદ્રિયો કરીતે તાલમેલરે, વખાણ લઇ બેસેરે;
જેમ જેમ રીઝે લોક ફાવે દાવરે, ત્યમ ત્યમ આઘા પેસેરે. ૬
સત્ય બ્રહ્મશું અભેદ જેને સંગરે, તે જન સત સંગારે;
અસત જડ દુઃખરૂપ જગત વિષય તણા, સહાયે અસગારે. ૭
બીજા અજ્ઞને રીઝાવવાના દાવરે, નિત્ય નવા ધારેરે,
સતસંગી જૂઠૂં નામ, અસત પૂતલાંની સંગત વધારેરે. ૮
વિષ્ણુ વ્યાપક જાણે તે જનરે, વૈષ્ણવ સાચારે;
કામ કિંકર રસ ગાન તાન મગ્ન રહે, ભોગ સંગ રાચ્યારે. ૯
સચ્ચિદાનંદ બ્રહ્મ વિષે મગ્નરે, સંત રહે શૂરારે;
અન્ય પડ્યા કાલપાશ વિષય મૂંઢરે, તરફડે જયમ પૂરારે. ૧૦

## પદ ૨૦ મું.

સેવો કૃષ્ણજીને વ્યાપક રૂપરે, સંત તણી રીતેરે;
જાણો ચૈતનઘન આનંદ બ્રહ્મરે, પૂરણ પ્રીતેરે. ૧
સેવક સેવ્ય સેવારૂપીયું નિરમાલ્યરે, તેને દૂર કીજેરે;
કામ ક્રોધ રજ લેશ દેવ મંદિરમાં, રહેવા ન દીજેરે. ૨
પૂજા કીજીયે અખંડ ધ્યાન રૂપ જ્ઞાન દીપ અજવાળીરે;
કીજે નાથમાં સમર્પણ જગ સર્વરે, આપોપાને ટાળીરે. ૩
એક ધ્યેય શેષ ચૈતન ધન અન્ય શેષ રેશ નવ જાણોરે;
કરો અવિચલ વૃત્તિ દિન રેણ, નિજાનંદ મોજ માણોરે. ૪
ગંદી દેહ રૂપ જન અન્ય દેવ જડ વસ્તુને ઠરાવેરે;
કાચ કીડીયાં વગેરે જુઠા ઠાઠરે, પોકલ બનાવેરે. ૫
એવા મૂરખોની વાત મનમાંહિરે, પેસવા ન દેજોરે;
સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ કૃષ્ણ જાણી, જગતમાં રહેજોરે. ૬

## પદ ૨૧ મું.

અર્જુન સાથે બોલ્યા હરિ એમરે, મિત્ર સુણો વાણીરે;
હું છઉં વ્યાપક અનંત ને અપાર, મૂઢ શકે નહીં જાણીરે. ૧
આદિ મધ્ય અંત સૃષ્ટીથી નિર્લેપરે, શુદ્ધ હું વિરાજુંરે;
બ્રહ્માદિક સર્વ દેવ થકી પૂર્વરે, એક રૂપે છાજુંરે. ૨
સર્વ તણા આદિ મધ્ય અંત્ય રૂપરે, એકલો હું જાણુંરે;
કોઈ નથી હુંથી ભિન્ન જગમાંહિરે, અણું ને પરમાણુંરે. ૩
હું તો સદાયે અસંગ જડ ભૂત થકી, શુદ્ધપણે વર્તુંરે;
છઊં અકર્ત્તા સ્વરૂપ નિજ શક્તિ વડે, જડને કરૂં પ્રેરતુંરે. ૪
સંત જનને સ્વરૂપ ઉપદેશરે, દુષ્ટ નાશ કરવારે;
ઇચ્છા શક્તિયે ધરૂં તે નર વેશરે, નરમાં વિચરવારે. ૫
તેથી ચોર પામી દાવ મુજ નામ થકી, પૂતલાં બનાવેરે;
જુઠા ગ્રંથ કરી પંથ રચી ફંડ, ભોળા લોકને ભુલાવેરે. ૬
અમે માંડયું નથી કોઇયે ગામરે, મંદિર અમારૂંરે;
અમો કેહેતા નથી જે વંશ વારસને, માને તેને તારુંરે. ૭
સર્વ લોક છે સમાન, મારે કોઇ નથી પારકું પોતાનુંરે;
સર્વ તણો ઇશ વ્યાપક છઉં એકરે, નથી કેહેતો છાનુંરે. ૮
હુંને વ્યાપક સ્વરૂપ જે અનન્યપણે, ભજે તે તો મારારે;
સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ જાણુરે, લોકથી તે ન્યારારે. ૯

## પદ ૨૨ મું–રાગ કાફી.

સદ્‌ગુરુ શાસ્ત્રની વાણીરે, સમજે સાચા પ્રાણી; સદ્‌ગુરુ. ટેક.
ઘણા ભણ્યા બમણા ભરમાયે, મન બાંધે મત તાણી;
અણસમજુને અવળુંરે ચિંધે, જૂઠૂં બોલે જાણી જાણીરે. સદ્‌ગુરુ ૧
મૂરખ લીધી વાત ન મૂકે, મરકટ મૂઠી બંધાણી;
વણ બાંધે બંધાઇ પડયા પછે, મથે મિથ્યા મત પાણીરે. સદ્‌ગુરુ ૨
અસલથકીરે ગુરુ એજ આપણા, તે કયમ મૂકીયે જાણી;
એવું કહી અણઘડને રે પૂજે, ન જુવે પાસર પ્રાણીરે. સદ્‌ગુરુ ૩
દામ ચામ રસમાંરે બન્નેની, બુદ્ધિ બહુ ભરમાણી;
કૃષ્ણવચનને કાને ધરે નહીં, વાહાલી તે વિષય કહાણીરે. સદ્‌ગુરુ ૪

આચારી થઇ અળગારે બેસે, વૃત્તિ સદાયે અભડાણી;
સચ્ચિદાનંદ બ્રહ્મ લહ્યા વણ, શુદ્ધ કરે નહીં પાણીરે. સદ્‌ગુરુ ૫

## પદ ૨૩ મું–રાગ ખમાચી.

સંતો બાલપણામાં ચેતોજી.
ચેતોજી ચેતોજી તમે ચેતોજી, સંતો બાલપણામાં ચેતો જી. ટેક.
ગુરુ સેવા કરી શ્રુતિ સમજાશે, તનમાં ત્રેવડ છે તો જી. સંતો. ૧
શાંતપણે હરીને સમ જાણી, કામ હણોને દુઃખ દેતો જી. સંતો. ૨
બ્રહ્મ લહ્યા વણ અન્ય ન તારે, આ ભવજલમાં વેહેતો જી. સંતો. ૩
કાળ ફરે ચોદશ દુનીયામાં, શીશ દલામાં દેતો જી. સંતો. ૪
નરતન પામીને તરી ન શકે તે તો, હીંડે ડબકાં દેતો જી. સંતો. ૫
જે પલ જાય તે નાવે પાછી, કોટી ઉપાય કરે તો જી. સંતો. ૬
સચ્ચિદાનંદ બ્રહ્મ ભજો ઝટપટ, જો સારૂં વાંચે તો જી. સંતો. ૭

## પદ ૨૪ મું–રાગ ગરબી.

એક છે એક છે એક છેરે, પ્રભુ આદ્ય મધ્ય અંતે આપ એક છે. ટેક.
આદ્ય અંત પૃથ્વીના મધ્યે ઘાટ દીસે, નામ રૂપ માત્ર તે અનેક છેરે; પ્રભુ. ૧
તેમ એક ચૈતન ઘટ ઘટ વ્યાપક, ભેદ વિના અટલો વિવેક છેરે; પ્રભુ. ૨
ભૂમી વિકારી માટે ભિન્ન ભિન્ન થાયે, ચૈતન અવિકારી છેક છેરે; પ્રભુ. ૩
અવની રૂપી ને, ચૈતન અરૂપી, જેમ વસ્તુ નભમાં હરેક છેરે; પ્રભુ. ૪
દેહોહંમતીથી અનેક જીવો, જાણે છે એજ અવિવેક છેરે; પ્રભુ. ૫
તેથી શુભાશુભ સુખ દુઃખ માને, કામ ક્રોધ મોહાદી વિશેક છેરે; પ્રભુ. ૬
તે માટે ગુરુ શરણે રહીને, સાધન સાધ્યાની જેને ટેક છેરે; પ્રભુ. ૭
તે સચ્ચિદાનંદ બ્રહ્મ લહી જાણે, ભેદ જેવાં તોલાં ઠામે ભેક છેરે; પ્રભુ. ૮

## પદ ૨૫ મું.

કામની કામની કામની રે, કાયા નરની તો છે મોટા કામની. ટેક.
જો જડ વૃત્તિ નહીં તજે તો ત્યાં, કીમત છે ફૂટી બદામનીરે; કાયા.
તે માટે સદ્‌ગુરુ શરણે રહી, સાધન યુક્તીને પામનીરે; કાયા.
વૈરાગાદીક સિદ્ધ કરીને, રાખ્ય વૃત્તિ ચીદ્‌ઘન ધામનીરે; કાયા.
જે સમ વ્યાપક અનંત અગોચર, દૂર કરણ જડ કામનીરે; કાયા.
સચ્ચિદાનંદ બ્રહ્મમય થઈને, જનમ મરણ ભય વામનીરે; કાયા.

## પદ ૨૬ મું.

આવીયો આવીયો આવીયોરે, નર દેહ તારે તરવાનો આવીયો. ટેક.
જાગ્યો ત્યાં લગે જહનોરે ગડબડ, બાકીનો સૂઈને ગમાવીયોરે; નર.
ખૂટશે આયુષ ક્ષણ ક્ષણ જાતાં, ક્રોડ ગણું હઈશ કદી લાવીયોરે; નર.
લખ ચોરાશીમાં રઝળીશ જો કદી, કાળે અચાનક ચાવીયોરે; નર.
તે માટે તું શરણ જા તેને, જે ગુરુ વેદ ફરમાવીયોરે; નર.
સચ્ચિદાનંદ બ્રહ્મ અખંડ ભજીને, છૂટીશ માયાથી તો તું ફાવીયોરે; નર.

## પદ ૨૭ મું.

નાથને નાથને નાથને રે, અમે ભજીયે નિરંજન નાથને. ટેક.
જે બંધાણલ તે કયમ છોડે, બીજાના બાંધલ હાથનેરે; અમે.
મમતા મોહમાં જે ભૂલા ભટકે, શોધે તે કામનાના સાથનેરે; અમે.
રોગ અવિદ્યાનો અમને ન આવે, પીધો છે જ્ઞાનના ક્વાથનેરે; અમે.
ચૈતન્ય કલ્પતરુ તણી કયમ ભરીયે, જૂઠ જડ બાવળ બાથનેરે; અમે.
સચ્ચિદાનંદ બ્રહ્મ વણ બીજી, અન્ય ન ગાઈએ ગાથનેરે; અમે.

## પદ ૨૮ મું.

પ્રભુ તુંને પ્રસન્ન તે કયમ થાશે, તારી ઉલટી ચાલ ન જાય. પ્રભુ ટેક.
કૃષ્ણ સ્વરૂપ કહે પ્રભુ કેરું, તે સુંણતો નથી કાને;
જગ ધૂતાનાં વેણ સુંણીને, ભટકછ રાને રાને. પ્રભુ. ૧
માલ રોગ સંતાનાદિકની, માનતમાં ધન નાખે;
શીકોતર હનુમાનાદિકને, ઇશ કહી મુખ ભાખે. પ્રભુ. ૨
કામ વિવશ પામર વિષયીને, દેવ ગુરુ કહી માને;
સો મણ સાબૂએ ખર ધોયે, અશ્વ ન થાય નિદાને. પ્રભુ. ૩
વૈરાગાદિક સાધન જે ગુરુ, પ્રભુ પામ્યાનાં બોલે:
તે ગુરુ તો તારા મનમાંહે, નહીં પામરને તોલે. પ્રભુ. ૪
જેવર અશ્વાદિક જોઈને, પ્રભુ કહી પાયે લાગે;
ત્યાગી સંત મલે સામો તો, અવળું મુખ કરી ભાગે. પ્રભુ. ૫
કોઈ સુંણે વેદાંત કથા તો, મન માંહીથી ખીજે;
શોભા અન્ન વિષય ચરચા ને, ગાન તાનથી રીઝે. પ્રભુ. ૬

જગ કરતા પાલક સંહરતા, સાક્ષી સઘળે પોતે;
બાહર ભીતર ઘટ ઘટ વ્યાપક, તેને તું નહીં ગોતે. પ્રભુ. ૭
આકાશાદિક ચૌદ લોકમાં, અગણિત તન ઉપજાવે;
કલ્પ લગે તે હોયે કેવો, ઈ કાંઇ ન મનમાં લાવે. પ્રભુ. ૮
કલ્પ લગે બ્રહ્માંડતણાં તન, અગણિત પાળી જાણે;
એક પલકમાં સૃષ્ટિ ટાળે, તું તેને ન વખાણે. પ્રભુ. ૯
સર્વે મન બુદ્ધિનો પ્રેરક, અળગ રહ્યો ન જણાયે;
વણ મેહેનત એ સઘળાં, કામ કરે નવ આવે જાયે. પ્રભુ. ૧૦
નિદ્રામાં આનંદ ભોગ, આપી સહુને સંતોકે;
કહેવાથી એ કામ બને, તે વાત ન મનમાં તોકે. પ્રભુ. ૧૧
સર્વે કાલ જે સરખો જાગે, ઠામ ન એ વણ ઠાલો;
તે ઉપર તુંને નહીં પ્રીતિ, નિત્ય મૃતક છે વાહાલો. પ્રભુ. ૧૨
કરતાદિક જે કારણ સઘળાં, ઇશતણાં કેહેવાયે;
અલ્પ એકદેશી શું કરશે, ભૂલે કાં ન ભરમાયે. પ્રભુ ૧૩
માયાના ચકડોળ વિષે જે, બહુ બ્રહ્માંડ રમાડે;
તે મેહેલી તું અલ્પ સિદ્ધ પાસે જઇ પાઘ પછાડે. પ્રભુ. ૧૪
બ્રહ્મા વિષ્ણુ શિવાદિક સરવે, જેથી થર થર ધ્રુજે;
તે પ્રભુ મૂકી ધાસપૂસને, ઇશ કહી તું પૂજે. પ્રભુ. ૧૫
એથી ભિન્ન નહીં તું તો પણ, દેહોહં કરી નાશે;
કર્ત્તા ભોકતા થઇ ફૂલ્યો, તેથી પડીયો યમને પાશે. પ્રભુ. ૧૬
જે દિન રેણ જુએ છે સહુને, તેને તું નથી જોતો;
ક્ષુદ્ર દેવ મંત્રોની માળા, તાણચ્છ રોતો રોતો. પ્રભુ. ૧૭
પેદા કર્ત્તા જો કદી કાયા, પશુની કરતો તારી;
તો દેવાદિક આડા આવત શું, તું જોને વિચારી. પ્રભુ. ૧૮
તન જોબન પામી ફૂલ્યો, મન ગમતો મારગ ધાર્યો;
આયુપ ખૂટે પાછો પશુમાં, રઝળીશ માર્યો માર્યો. પ્રભુ. ૧૯
જો પ્રભુ પૂર્ણ પ્રકાશક સઘળે, ગુરુ શરણે જઇ ટાણે;
નર તન ચટપટ ચાલ્યું જાયે, પાછું નાવે નાણે. પ્રભુ. ૨૦
જે કર તે કર અરપણ તેને, જે સચરાચર સ્વામી;
રાત દિવસ રહે મમતા મૂકી, તું તેને શિર નામી. પ્રભુ. ૨૧

વૈરાગાદિક સાધનથી સચ્ચિદાનંદ બ્રહ્મ તપાશી;
જો પામીશતો છુટીશ તેવણ, રહેશે કામ ખવાશી. પ્રભુ. ૨૨

પદ ૨૯ મું.

જોજોજોજોરે, આ ઉંધમતિ જન અપાર; જોજોજોજોરે. ટેક.
સાચ જુઠ તણો કશો, મંન ન વિચાર;
અંધ ધંધ જાયે ચાલ્યા, આંધળાની લાર. જોજો૦ ૧
કૃષ્ણની પ્રમાણ વાણી સુણે નહીં લગાર;
ભાંડ ભાટ વેપધારીતણો એતબાર. જોજો૦ ૨
અમકાથી છે આબરૂ ને લાજ મારી સાર;
પ્રભુથી વિમુખ એમ માને ગમાર. જોજો૦ ૩
વેર તણાં નામ માથે ધરે નિરધાર;
તંત્ર ને પુરાણ માને સાખી બેસુમાર. જોજો૦ ૪
શૂદ્ર તણા ગુરૂ ભાઈ જનોઈનો ભાર;
નાહક ઉપાડે તેની લાજ નહીં લગાર. જોજો૦ ૫
આચારજ રહિત આપા પંથીગો અપાર;
કાખમાં વેદાંત ઘાલી ફરે બારેબાર. જોજો૦ ૬
કોળી નાળી લાવી માંડે પૂતળાંની હાર;
ઇશ માની શીશ નામે મૂંઢના સરદાર. જોજો૦ ૭
ચોરે ઠગ છીનાલ જાર તણે બહુ દ્વાર;
દેવઘર માની બેસે મુંડિયાંની હાર. જોજો૦ ૮
શોભા વિના દેખે ત્યાંથી તત્ત ભાગે બહાર;
ઘણી શોભા સાંભળે ત્યાં દોડે લારોલાર. જોજો૦ ૯
આંખ્યો લાલ કરી બેસે બાહાર ચોળી છાર;
જાત જાણ્યા વિના જઈ સેવે જણ હજાર. જોજો૦ ૧૦
મનમાંથી નામ દેવ તીર્થનાં અપાર;
પેટ માટે પાડી બેસે ઝંડા ઠારોઠાર. જોજો૦ ૧૧
જાૂઠમાં ઠગાયે ભૂલી ઇશં આપનાર;
પથ્થર પૂજારીને માને કામના કરનાર. જોજો૦ ૧૨

ગંગા આવ્યાં ખાડમાં કહે વાટનો જાનાર;
તેને માને પણ ન માને વેદનો પોકાર. જોજો૦ ૧૩
એવાતણનાં વ્રત કરે ને કૂટે બહુ પ્રકાર;
રાંડ્યાં મોહોટાં જોતાં થાકે તોયે નાવે પાર. જોજો૦ ૧૪
લીંબડામાં મોહો જેવો છે દેવનો આકાર;
એવું સુણી જોવાને બહુ રઝળે નરનાર. જોજો૦ ૧૫
કૃષ્ણ કહે કર્મ છે સકામ તો અસાર;
તોયે શોભા માનતામાં ખોએ ઘરબાર. જોજો૦ ૧૬
લોકમાં પૂજાવા ખમે ભુખ દુઃખ માર;
ગુરૂ ખોળી ઇશ જાણ્યા તણો નહીં પ્યાર. જોજો૦ ૧૭
પત્થર માંડે ઉકરડાને કાહાડવાને બાહાર;
લોક હનુમાન માને જાણતાં ધરાર. જોજો૦ ૧૮
ત્યાગી આવે ગામમાં તો ઉતરવા નહીં ઠાર;
ઢોંગીને સામૈયે જાવા હોકારા હોકાર. જોજો૦ ૧૯
મંત્રે પૂજે ત્યાં ન લાગે પગે ઘરની નાર;
પાળીયો શણગારે ત્યાં ખાયે ધક્કા માર. જોજો૦ ૨૦
કોરા બાણ પાસે આવે નહીં કોઇ જોનાર;
કાચ મોહોરાં બાંધે આવે લોકના અંબાર. જોજો૦ ૨૧
જીભે કહે હું સાધુ બ્રાહ્મણ તપસી યતિ સાર;
તેજ માને પણ ન જાણે ચોર શાહુકાર. જોજો૦ ૨૨
છતે હુંતે હાથ ઓડે ભીખારાં અપાર;
દાનપાત્ર જાણી તેને આપે ફાંફામાર. જોજો૦ ૨૩
પીતલને જે પૂજે તેને પૂજે બહુ પ્રકાર;
સાચો પ્રભુ ચિંધે તેથી કરે મારામાર. જોજો૦ ૨૪
વિદ્યાવંત તીર્થતણો શક્રાંનો નહીં ભાર;
પાણી પાહાડા ખોળ્યા કરે અભણ ને ભણનાર. જોજો૦ ૨૫
ખાડે પેસે બેસે કોઇ પાથરી તરવાર;
ગંજેરૂ ભંગેરૂ તેને માને સિદ્ધ મદાર. જોજો૦ ૨૬
અમકી પાસે લાલજી આવ્યા છાપો દીધી ચાર;
અમકી દોલત દીકરા આપે ધૂણે ખોડાયાર. જોજો૦ ૨૭

અમકો હુંતો પુનમ ઉપર જાતરાનો જાનાર;
ડાકોરનાથે કરજ આપ્યું રૂપૈયા છો બાર. જોજો૦ ૨૮
એવી વાતો સાંભળી તેને માને રેઢીયાર;
સંભારે નહીં વિશ્વતણો પતિ પાલનાર. જોજો૦ ૨૯
પંથને પાખંડ એમ મૂઢનાં અપાર;
પ્રભુથી વિમુખ નીચ ગતિ આપનાર. જોજો૦ ૩૦
તેથી પાછો ફરી ખોળે ગુરુ તારનાર;
દેહાદિક વિષયતણો તજે અહંકાર. જોજો૦ ૩૧
ગુરુ વેદ થકી જાણે સાક્ષી નાથ સાર;
ત્રણ્ય દેહ તજી પોતે પહોંચે પરાપાર. જોજો૦ ૩૨
જાણ્યા સૂધી ત્યાગ ભક્તિયુત કરે વિચાર;
પામે તે સચ્ચિદાનંદ બ્રહ્મ ભય નિવાર. જોજો૦ ૩૩

## પદ ૩૦ મું.

જોજોજોજોરે, આ અજબ જગ બનાવનાર; ટેક.

ઈચ્છા માત્ર માયામાંથી પ્રગટે અહંકાર.
તેથી શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ સાર; જોજો૦ ૧
તેનું પંચીકરણ બને ભૂતો થાય તૈયાર;
આકાશાદિક પૃથ્વી સુધી, પાંચે નિરધાર. જોજો૦ ૨
ભૂમીથી બહુ ઔષધી ને તેથી તન અપાર;
લખચોરાશી જાતતણા બોલે સૂત્રકાર. જોજો૦ ૩
પાયા વિના ચૌદ લોક અધરધરણહાર;
દેવો પ્રગટ કીધા તેતો ફરે નિરાધાર. જોજો૦ ૪
ભૂમી જોતાં કાંઇ ન દીસે, ગુણ છે બહુ પ્રકાર;
રસ ગંધાદિક નીપજે તેને, જાણતાં નાવે પાર. જોજો૦ ૫
મીઠા મોળા ખાટા તીખા તૂરા કડુ ખાર;
એકક્કાના ભેદને જાણતાં, બુદ્ધિ પામે હાર. જોજો૦ ૬
રક્તશ્વેતાદિક રંગ એકક્કા જગમાં બેસુમાર;
તેમજ પાણિને તેજાદિકના,ગુણ ન કો લેહેનાર. જોજો૦ ૭

પાંચ ભૂતોના દેહો દીસે, મોહોટો ચમતકાર;
આમે મઢેલા જુજવા ઘાટના કોણ કળી શકનાર. જોજો. ૮
પવન તણા થંભથી, ચલાવે કારભાર;
પ્રાણાપાન વ્યાનોદાન સમાન મદાર. જોજો૦ ૯
આકાશાદિક ભૂત તણો સત્વ ભાગ સાર;
તેથી મન બુદ્ધિ કરે ચિત ને અહંકાર. જોજો૦ ૧૦
શ્રોત્ર ત્વચા ચક્ષુ ને રસના ને ઘ્રાણ બાહાર;
આકાશાદિક તણી જ્ઞાન ઇંદ્રિ જાણનાર. જોજો૦ ૧૧
વાગાદિક પાંચ ઈંદ્રિ કામ કરનાર;
નભાદિકથી પ્રગટ કરે રજોનો વિચાર. જોજો૦ ૧૨
સ્થૂલ સૂક્ષ્મ કારણ છે દેહ ત્રી પ્રકાર;
તેના ચૈતન આડા નાંખ્યા પડદા ભુલવનાર. જોજો૦ ૧૩
પોતે માંહે ને બાહાર બિરાજે ભિન્ન ન થાયે લગાર;
કોઇ કરી ન શકે એવાં સર્વે કામ કરે દિલદાર. જોજો૦ ૧૪
વંધ્યાપુત્ર જેવો અસંભવતો પરીવાર;
શબ્દાદિકથી કરે એવો, બીજા કેનો ભાર. જોજો૦ ૧૫
કરતે સતે નિત્ય અકર્ત્તા, લેપ ન પામે લગાર;
ચૈતન આનંદ રૂપ છે વ્યાપક, જેનો પાર ન વાર. જોજો૦ ૧૬
પડદામાં હું મારૂં માની, જે કરે વ્યવહાર;
કર્મ તણે આધીન ગણી તેને ફેરવે આપ મુઝાર. જોજો૦ ૧૭
ગુરુ શરણે રહી ત્રણ્યે પડદા દૂર કરી જોનાર;
પુરૂષને નિજરૂપ જણાવી, ટાળે અંધકાર. જોજો૦ ૧૮
જે સચ્ચિદાનંદ બ્રહ્મને જાણ્યા તણો રાખે પ્યાર;
તેને થઇ ગુરુ રૂપ જણાવી, સાક્ષી કરે ઉદ્ધાર. જોજો૦ ૧૯

### પદ ૩૧ મું.

જોજો જોજોરે, આ સત્ય સમજનો પ્રકાર. જોજો૦ ટેક.
અહં અભીમાની કરી મતીને મદાર;
જ્ઞાનેંદ્રીને સંગે સકલ વિષય જાણનાર. જોજો૦ ૧
તે મન સાથે મળી કરે, સર્વ કર્મ સાર;
કર્મેંદ્રી દ્વારાયે તેથી, ચાલે વ્યવહાર. જોજો૦ ૨

માટે યજ્ઞ તીર્થ દાન સેવાદિ ઉપચાર;
કર્મ વિદ્યા સકલ જેની ઈંદ્રિયો સરદાર. જોજો૦ ૩
તે સત્વ રજ તમ ભેદેથી ભિન્ન પ્રકાર;
તેમાં સાત્વિકને કરે છે, કૃષ્ણ અંગીકાર. જોજો૦ ૪
વિદ્યા વધે એવા યજ્ઞદાનાદિક, સેવાદિ આચાર;
ઇશ્વરાર્પણ બુદ્ધિયે કરે, સાત્વિકો કરનાર. જોજો૦ ૫
એહિક આમુષ્મિક ફળ શોભા,પોરસ પ્રત્યુપકાર;
માટે કરે તે રજોગુણી કર્તા,દુઃખ ભાગી નિરધાર. જોજો૦ ૬
તામસી કામ અંધારા આળસ,ને મગરૂરી મુઝાર;
જે વિપરિત કરે તે તમો ગુણી,અજ્ઞતા પામે અપાર. જોજો૦ ૭
વરણાશ્રમનાં કામ જરૂરી, સાત્વિક જાણે ભાર;
સદ્ગુરૂ ને સદ્શાસ્ત્રની સંગત, તણો ઘણો પ્યાર. જોજો૦ ૮
રજોગુણી દુઃખરૂપ ધંધામાં, માને સુખ અપાર;
તમોગુણીનાં સઘળાં કારજ, અંધારે અંધાર. જોજો૦ ૯
બીજી છે ઉપાસન વિદ્યા, લિંગ તેનું કરનાર;
ધ્યાન જાણ્યાથી તે સિદ્ધ થાયે,માટે સાધવો પ્રત્યાહાર.જોજો૦ ૧૦
તે ન થયે પ્રાણાયામાદિક, યોગ કરે નિરધાર;
એ વિદ્યા તો આવડે જો ગુરુ,સિદ્ધ છે શીખવનાર. જોજો૦ ૧૧
સાત્વિક સાધે વ્યાપક કાં તો,સાત્વિક મુર્ત્તિ સાર;
રજોગુણી તો રજોગુણી દેવનું,ધ્યાન હૃદે ધરનાર. જોજો૦ ૧૨
તમોગુણી છે ભૈરવ ભૂત, પિશાચનો ચિતવનાર;
ત્રણ્યેના ધ્યાનાદિક માંહે છે મોટો ફેરફાર. જોજો૦ ૧૩
રજોગુણી ને તમોગુણી બંને, તે તે લોક મુઝાર;
સાધનનું ફલ ભોગવે તોપણ,પાછો ઠારનો ઠાર. જોજો૦ ૧૪
સત્વ ગુણી શુદ્ધ સત્વને જીતી,પોંહોંચે પરાપાર;
બ્રહ્મ લોકે કાં આ જગ માંહે,સદ્ય પામે ઉદ્ધાર. જોજો૦ ૧૫
એ વિદ્યા તો સદ્ગુરૂ જાણે,અન્ય ન જાણણહાર;
તે વણ પેટભરાનાં પાંપળાં, જગમાં બેશુમાર. જોજો૦ ૧૬
ત્રીજી વિદ્યા મોક્ષનું કારણ,બંનેમાં નહીં સાર;
પણ તે સાત્વિક લોકજ પામે,અન્યને નહીં અધિકાર. જોજો૦ ૧૭

માટે નર તન પામીને,સાત્વિક વૃત્તિને ન વીસાર;
સચ્ચિદાનંદ બ્રહ્મને માથે, નિશ્ચે ધણી તું ધાર. જોજો૦ ૧૮

## પદ ૩૨ મું–રાગ ગરબી.

જે જન જાગ્યા, ઘોર અવિદ્યા ઘેન તજી જગમાંહે;
નિજ રૂપ લહ્યું, ભેદ ભાવના મનમાં નાવે ક્યાંહે-ટેક. ૧
તેને સઘળે આતમારામ સદા,મનમાં ભય પ્રગટ ન થાય કદા;
હરખે નિરખે નિજ રૂપ મુદા, જે જન. ૨
દુખરૂપ જગત સુખરૂપ થયું, જડ વૃત્તિ વિલાસ સમાઇ ગયું;
ચૈતનઘન પૂરણ શેષ રહ્યું, જે જન. ૩
જાગૃતમાં અળગ રહે કરતે, સ્વપનામાં નવ ભૂલે ફરતે;
સુષુપ્તિમાં સાક્ષીપણે વરતે, જે જન. ૪
ત્રય જીવતણા ત્રય ઇશતણા, ષટ ભેદ નિરંતર દૂર ગણ્યા;
એવો ચૈતન રૂપી વેદ ભણ્યા, જે જન. ૫
જડ બુદ્ધિ તે તેને નવ જાણે, જે મોહ્યા તન યૌવન નાણે;
કોઇ વરતે વિરલા એંધાણે, જે જન. ૬
તે નર તન ધારી બ્રહ્મ ખરે,જેના શરણાગત ભવસિંધુ તરે;
સચ્ચિદાનંદ બ્રહ્મ સ્વરૂપ કરે, જે જન. ૭

## પદ ૩૩ મું.

મોહોટમ મેલો, હું મારૂં એ અજ્ઞપણું દુઃખદાઇ;
મહાવિષ્ણુ તણે, ચરણે અરપો સઘળી કર્મ કમાઇ-ટેક. ૧
મોહોટપથી ભાર વહે જગમાં,મોહોટપથી પેહેલ મરે ઢગમાં;
પાડે સૂરાને દલના પગમાં, મોહોટમ. ૨
અહંકારે રાવણ રાજ ગયું, કૌરવમાં કહેવા કોઇ ન રહ્યું;
નારદનું મરકટ વદન થયું, મોહોટમ. ૩
જેને દેહોહં મનમાંહે વસે, ચૈતનતા તેથી દૂર ખસે;
શબવત્ જીવત જોઇ શાસ્ત્ર હસે, મોહોટમ. ૪
ધન તન પશુ આદિક હરિમાયા, તેને મારૂં મારૂં કરી ધાયા;
ફરે ચકળવકળ મન ભરમાયા, મોહોટમ. ૫

હીંડે ચાર ખાણુમાં નિત્ય ફરતા, સુખ પામ્યાની ત્રેવડ કરતા;
કરી પાપ અસંખ્ય પેટ ભરતા, મોહોટમ. ૬
તેથી વધતો જોયે પંથ ઘણો, માટે પાલવ સાહો સંત તણો;
એક નાથ નિરંજન નામ ભણો, મોહોટમ. ૭
મેલો મમતા હંતા દૂર પરી, ભજો એક નિરંતર નાથ હરી;
જેથી આવાગમન ન થાય ફરી, મોહોટમ. ૮
સચ્ચિદાનંદ બ્રહ્મ અખંડ ભજો, બીજી કૂડ કલ્પના સર્વ તજો;
તેથી મુકત તણો સણુગાર સજો, મોહોટમ. ૯

## પદ ૩૪ મું.

ગુરુ શરણ રહી, -જાણો સ્વાત્માને સર્વાંતર્યામી;
કઇ મુક્ત થયા, ભવબંધનથી જે સ્વરૂપને પામી-ટેક. ૧
જે પૃથ્વીમાંહી વસેછે સદા, જેને પૃથ્વી પાણી શકે ન કદા;
જેને વશ વર્ત્તિ રહિ ભૂમિ મુદા, ગુરુ શરણ. ૨
જલ અનલ અનિલ નભ એ રીતે,વશ વર્ત્તિ રહ્યાં પૂરણ પ્રીતે;
ન લહે તેને જે જગ જીતે, ગુરુ શરણ. ૩
રવિ શશિ ગ્રહ ગણ છે વશ તેને, બ્રહ્માદિક લહી ન શકે જેને;
બ્રહ્માંડ વિષે નહિ ગમ કેને, ગુરુ શરણ. ૪
તે વેદયજનમાં નિત્ય રહે, તેને સ્વય જાણે પણ તે ન લહે;
તેથી ફલ આપે ઉપદેશ કહે, ગુરુ શરણ. ૫
મન બુદ્ધિ ઇંદ્રિયો તન સર્વે, નહિ સમરથ એ વણ કો કરવે;
તેને જાણી શકે નહિ નિજ ગર્વે, ગુરુ શરણ. ૬
વ્યાપક છે સહુમાં એજ સદા, બીજું ચૈતન અન્ય ન એથી કદા;
રમે બહુ રૂપે નિર્લેપ મુદા, ગુરુ શરણ. ૭
સહુને દેખે બોલે ધારે, કરે સહુનાં કામ રહી ન્યારે;
કોઇ એને ન દેખી શકે કયારે, ગુરુ શરણ. ૮
એ તો ધીથી પર વ્યાપક બાધે, પોતાથી સામો નવ લાધે;
કરી લાંઘણ કોટી કલ્પ સાધે, ગુરુ શરણ. ૯
દેહાદિકમાંહિ હું માની, જૂએ ભિન્ન દેવને અજ્ઞાની;
તેથી વ્યાપકની રહે ખેભાની, ગુરુ શરણ. ૧૦

દ્રષ્ટા શ્રોતાદિક એ પોતે,બીજો જગમાં એવણ નહીં જોતે;
જાણી શકશો આપોપું ખોતે, ગુરુ શરણ. ૧૧
તનથી પર જ્ઞાનેંદ્રી ગાજે, તેથી મન તેથી પર ધી છાજે;
તેથી અંતર્યામી પર રાજે, ગુરુ શરણ. ૧૨
નિયંતાદિક કહીને જગસારૂ, શ્રુતિયે સ્વરૂપ શુદ્ધ નિરધારૂં;
માટે ચિદ્‌ઘન નિર્દ્ધર્મક ચારૂ, ગુરુ શરણ. ૧૩
સચ્ચિદાનંદ બ્રહ્મ સ્વરૂપ લહી,તુરીયાપદમાંહે થાઓ સહી;
પછે કાલકર્મની બીક નહી, ગુરુ શરણ. ૧૪

## પદ ૩૫ મું.

નહીં તન સરખો, તું તો તું હરિ તન સરખો કાં ખોળે;
તેથી લાભ કશો, વણ દીઠે મન કલ્પિત ડાહાપણ ડોહોળે—ટેક. ૧
આ તન જડ પ્રગટ પડ્યું રહે છે, શ્રુતિલિંગ શરીરને જડ કહેછે;
જે સ્થૂલ દેહ સઘળા વહે છે, નહિ. ૨
લખ ચોરાશી તનમાંહે ફરે, જ્યાં જેવું તેવું ત્યાં વિચરે;
તે તો સ્વર્ગ મહી પાતાલ ફરે, નહિ. ૩
તું તો સ્વસ્વરૂપનો અજ્ઞાની, તેથી લીંગ દેહમાં હું માની;
બંધાણો બુદ્ધિ કરી નાહાની, નહિ. ૪
તેથી કર્ત્તા ભોક્તા થઇને ફરે, ગુણ દોષ પરાયા શીશ ધરે;
હું કોણ વિચાર ન એવો કરે, નહિ. ૫
વિશ્વાનર હિરણ્યગર્ભ નામી, ત્રીજા ઈશ્વર પ્રલય પાર ગામી;
તારી ત્રણ્ય અવસ્થાના સ્વામી, નહિ. ૬
વિશ્વાદિકને તેમાં લીન કરી, ત્રણ ભેદ તજી જો એક હરી;
તેમાં મગ્ન થઇ રહે ધ્યાન ધરી, નહિ. ૭
એમ કરી ન શકે તો એક ગણી, જગ કર્ત્તા પાલકહાર ધણી;
જગ વ્યાપકનો રહે દાસ બની, નહિ. ૮
કર સર્વ કર્મ અર્પણ તને, જો એમ ભજી શકે નહિ એને;
એમ કહે છે શ્રુતિ છે ખપ જેને, નહિ. ૯
કર્ત્તાને ભૂલી તનધારી,ભજતાં ગતિ નીચ થશે તારી;
નરતન અમૂલ જાઇશ હારી, નહિ. ૧૦

ચૈતન થઇ રાખછ જડ સાંહાંમી, એવી વૃત્તિ મૂઢતા કાં પામી;
ભજ સચ્ચિદાનંદ બ્રહ્મ સ્વામી, નહિ. ૧૧

## પદ ૩૬ મું-રાગ જંગલો.

કર્મે કરીને તરી ક્યમ શકનાર, અંધા હો-ટેક.
રાત દિવસ બહુ પાપ કરીને, આપી શકીશ મૂઠી જાર. અં. હો. ક.
સ્નાનાદિક આચાર સકલમાં, બહુ અભિમાનનો છે ભાર; અં. હો. ક. ૧
વેદ પ્રમાણ કાંઇ કરી નથી શકતો, ઉલટો બને છે ગુનેગાર. અં. હો. ક.
નાશવત ફળ ઝટ જાયે ખૂટી, પાછો તે ઠારનો ઠાર. અં. હો. ક. ૨
તજ અભિમાન શરીરાદિકતું, પ્રભુ ચરણે ચિત્ત ધાર; અં. હો. ક.
તેનો થઇ રહે જે છે કરતા, જગતણો પાલણહાર. અં. હો. ક. ૩
ચાકરને નહિ જોખમ ધણીનું, ધણી થયે ગેરુનો ભાર; અં. હો. ક.
સચ્ચિદાનંદ બ્રહ્મ એક વૃત્તિયે, રાત દિવસ તું સંભાર. અં. હો. ક. ૪

## પદ ૩૭ મું-રાગ પ્રભાતી.

પાછો વળ પાછો વળ કેહેતાં, મૂઢ તણાણો જાયરે;
જમ જમ જગ જલ ઉંડું આવે, તમ તમ અધિક તણાયરે. પાછો૦ ૧
માયા પર ચિદ્‌ઘન જગ વ્યાપક, નજરે નવ્ય દેખાયરે,
માયિક ઘાટ રૂપ તેને લહી, ઘેર ઘેર ધક્કા ખાયરે. પાછો૦ ૨
જડ ઊપર દૃઢ મરકટ મૂઠી, ગૃહી મતવાદી થાયરે;
ધણો સંઘ ભેલો લહી, ભવ સાગરમાં બહુ ડોહોળાયરે. પાછો૦ ૩
સદ્‌ગુરુ ને સદ્‌શાસ્ત્રને જાણી, નૌકા રૂપ પમાયરે;
તો થઇ સાધનવાન અખંડિત, ચિદ્‌ઘન તીર પમાયરે. પાછો૦ ૪
પણ વિષયાંધપણે તે સામું, નજરે નવ જોવાયરે;
સચ્ચિદાનંદ બ્રહ્મ સુખ મેલી, સ્ત્રી ધનમાં લપટાયરે. પાછો૦ ૫

## પદ ૩૮ મું-રાગ પ્રભાતી.

કૃષ્ણ દાસ તે જન જે સ્વપને, કૃષ્ણ વચન નવ લોપેરે;
અન્ય વચનને ગૃહણ કરે, તે ઊપર શ્રીવર કોપેરે. કૃષ્ણ-ટેક. ૧
કૃષ્ણ કહે જે દૈવી સંપત્તિના, જે જન તે મારારે;
આસુરી સંપતિના જે જન, તે તો નહિ મુજને પ્યારારે. કૃષ્ણ. ૨

પર પીડા ન કરે મુખ વાણી, સત્ય પ્રિયે હિત બોલેરે;
અક્રોધી સંન્યાસી શાંતિવાન, ન ચાડી ખોળેરે. કૃષ્ણ. ૩
પ્રાણી ઉપર દયા લોલતા, વર્જિત કોમળ પોતેરે;
લજ્જાવાન ન લંપટ પ્રબલ, પ્રતાપી દીસે જોતેરે. કૃષ્ણ. ૪
ક્ષમાવાન ને ધીર શુચી, અદ્રોહી નહીં અતિમાનરે;
દૈવી સંપતિનાં એ લક્ષણ, સુંણીએ તજી અભિમાનરે. કૃષ્ણ. ૫
સતવાદી જડ અસત પૂતલાંને ઇશ્વર નવ બોલેરે;
તમો ગુણી મૂર્ત્તિને ઇશ્વર, માની ઘેર ઘેર ડોલેરે. કૃષ્ણ. ૬
શાંતપણે હરિને ભજનારા, કેયમ ટંટાલ વધારેરે;
જૂઠ ઠાઠ રચી ઝાંઝ ઢોલકાં, પાખંડી નર ધારેરે. કૃષ્ણ. ૭
કૃષ્ણ કહે સચરાચર વ્યાપક, એક રૂપ હું પોતેરે;
તે નવ માને શીશ ન નામે, ઘર ઘર મૂર્ત્તિ ગોતેરે. કૃષ્ણ. ૮
કૃષ્ણ કહે મન બુદ્ધિ થકી પર, આત્મ સ્વરૂપ નિહાળોરે;
ઉલટા કહે જે અમે માનીયે, રાધા કાનડ કાળોરે. કૃષ્ણ. ૯
એણી પર એકે વેણ ન માને, જગમાં વૈષ્ણવ થાયરે;
સચ્ચિદાનંદ બ્રહ્મ લહ્યા વણ, ભવો ભવે ભટકાયરે. કૃષ્ણ. ૧૦

## પદ ૩૯ મું.

સજ્જન ચૈતનનાથ તજીને, પ્રતિમા શાને ધારીરે;
એ શું કરશે કામ તમારાં, મનમાં જુવોની વિચારીરે. સ૦-ટેક. ૧
તે નર કહે પ્રતિમાયે પૂર્વે, કાજ ઘણાંનાં સાર્યાંરે;
તે વણ કેયમ આચાર્યે ગણીને, સેવક થાય અમારાંરે. સ૦ ૨
એક મૂર્ત્તિયે દૂધજ પીધું, એકે આપ્યો હારરે;
એક મૂર્ત્તિના વાધા ફાટા, ફરતાં માલણ લારરે. સ૦ ૩
એક મૂર્ત્તિયે રીસ ચડાવી, ઠેલ્યો ભોજન થાલરે;
એક મૂર્ત્તિ મોટી તોળાણી, સોને સવા વ્રાલરે. સ૦ ૪
ચમતકાર અગણિત પ્રતિમાના, જગત સુંણે છે કાનેરે;
લાખો દેવી જીવ અમારી, આપેલ મૂર્ત્તિ માનેરે. સ૦ ૫
સિદ્ધાંતી કહે આજ અચેતન, મૂર્ત્તિ પ્રગટ જણાયરે;
આગળ પીતલ ખાતું પીતું, તે કયમ સત્ય મનાયરે. સ૦ ૬

ખરૂં હોય તો આજ બતાવો, ખાલી ન ગાલ ફૂલાવોરે;
દેખી પેખી કાં ભૂલો છો, પરને કાં ભરમાવોરે. સ૦ ૭
તે કહે આજ કોઇને એવો, નહીં ભાવ વિશવાસરે;
નહીં કાં આજ મૂર્ત્તિ પણ બોલે, જમે અન્નના ગ્રાસરે. સ૦ ૮
સિદ્ધાંતી કહે ભાવ વિના કાં, જૂઠા પંથ ચલાવોરે.
ભોળા જીવોને ભરમાવી, કાં ચાળા ચૂંથાવોરે; સ૦ ૯
ધન્ય ધન્ય આચારજ ધન્ય દૈવી જીવ તમારા કહીયેરે.
જેને ભાવ ભક્તિ વિશવાસજ, ખરેખરો નથી હૈયેરે; સ૦ ૧૦
આચારજને ભાવ નહીં ત્યારે શેવકને હોય શાનેરે;
વણ સામાને ગામ નોતરે, શું પામે શોભાનેરે. સ૦ ૧૧
સમજવાના ભાવે ફલ આપે, કાષ્ટ પૂતળી નારીરે;
ભાવે કીધે પુત્ર જણીને, વંશ ન શકે વધારીરે. સ૦ ૧૨
લાખો માણસ મૂર્ત્તિ પૂજે, એકેની નવ બોલેરે;
લાખે એક ન બોલે એવો, મારગ મૂરખ ખોળેરે. સ૦ ૧૩
અમકે મૃતક ગાય દોહી હતી, એવી સાંભળી વાતરે;
કોઇ ન મુરદાં કરી એકઠાં, પૂજે દિન ને રાતરે. સ૦ ૧૪
કોક સિદ્ધિયે ભીંત ચલાવી, કો પ્રતિમા કો પાહાડરે;
કોક સિદ્ધિ પ્રતિમામાં મૂકે, કોક નચાવે ઝાડરે. સ૦ ૧૫
તેથી પ્રતિમાદિક જડ વસ્તુ, ચૈતન કદી ન થાયરે;
દુર્ગ દ્વાર દાંતે નવ તૂટે, મૂવા પછે ગજરાયરે. સ૦ ૧૬
ધ્યાન ધારણા પ્રાણાયામ ન, આસનનો ઉપદેશરે;
ફકત ઢીંગલાં શણગાર્યાથી, વિદ્યા નાવે લેશરે. સ૦ ૧૭
સમજ સિદ્ધની તેની પાસે, તેની સાથે જાયરે;
સાપ ગયે દરડાને વળગે, કદિ ન સાપ ઝલાયરે. સ૦ ૧૮
ત્યમ પ્રતિમાને વળગી પડયાથી, સિદ્ધ કલા ન પમાયરે;
એવી અલ્પ સિદ્ધિથી જગદીશ્વર પણ કેમ થવાયરે. સ૦ ૧૯
પેદા કરનારની સિદ્ધિ, પ્રગટ જગત દેખાયરે;
દેવ દનુજ નર તિર્યક જલચર, અગણિત મૂર્ત્તિ થાયરે. સ૦ ૨૦
સૂર્ય પ્રકાશ કરે સૃષ્ટીને, ચંદ્ર સકલને પોષેરે;
મેઘ જગતમાં વરસે અગ્નિ બાલે વાયુ શોષેરે. સ૦ ૨૧

એક કાળમાં અગણિત કામ કરે દેવાદિક સર્વરે;
તે આગળ નર પ્રતિમાની તૃણ સિદ્ધિનો શો ગર્વરે. સ૦ ૨૨
સૂર્યાદિકના કાલ વિષે બહુ, નર પ્રતિમા પલટાયરે;
સૂર્યાદિકનો સ્વામી ઇશ્વર, પ્રતિમા કયમ કહેવાયરે. સ૦ ૨૩
ચમતકાર અગણિત દેવાદિક, જેવડીયે દેખાડેરે;
તે વ્યાપક ચિદ્રૂપ તજીને, પ્રતિમા શીદ રમાડેરે. સ૦ ૨૪
અમિત શક્તિ ઇશ્વર ઘટ ઘટમાં, તેને તો નથી જોતોરે;
પત્થરને ચૈતન કરવાનો, ધંધો કયાંથી ગોતોરે. સ૦ ૨૫
પામી સક તો પામ હરીને, ઘટમાં પ્રગટ બિરાજેરે;
ગીતામાંહે ચાલ કહી છે, તેજ જાણવા કાજેરે. સ૦ ૨૬
કૃષ્ણ વચન ઉપર મેહેનત, કરી શકતો નથી લગારેરે;
પીતલમાંથી પ્રભુ બતાવું, એવાં ડીંગ કાં મારેરે. સ૦ ૨૭
નિજ મમત્વ તજી ગુરુ શરણે રહી, ચૈતન સરવાવાસરે;
તે સચ્ચિદાનંદ બ્રહ્મ લહીને, કાપો ભવના પાશરે. સ૦ ૨૮

## પદ ૪૦ મું.

ચોરઠગોર ન ચાલી શકે ભાઇ, શાહ રાહમાં એક ઘડી,
ઉઢાંઢલ મારગ તે ઝાલે, પર ધન ઊપર મરે પડી. ચોરઠગોર. ૧
સૂરા જન ચિદ્ઘન પ્રભુ પામે, પ્રગટ જગતમાં ઢાલ ખડી;
કાયર કામાદિકની ઠેશે, દોડતાં જાય દડી દડી. ચોરઠગોર. ૨
માયા ઘેન ભર્યા શું કરશે, ખાશી ચોકી ખડી ખડી;
પિપિલિકાનો પગ ન ટકે ત્યાં, શું જાશે પગહીણ ચડી. ચોરઠગોર. ૩
કાચ કીડીયાં જોવા સારૂ, ધક્કા ખાયે ચાર ઘડી;
બ્રહ્માદિક સુખ કરી વેગળું, અંતરમાં કયમ શકે ગડી. ચોરઠગોર. ૪
લોક રીઝવા માંડ માંડતાં, નવરા થાય ન એક ઘડી;
મન બુદ્ધિ પર સ્વામી પાસે, તે શું પોટી શકે પડી. ચોરઠગોર. ૫
ભક્ત સચ્ચિદાનંદ બ્રહ્મના, બેસે માયા પાર ચડી;
બીજા વિષય ભૂખ ભડભડતા, નાનાયોની પડી પડી. ચોરઠગોર. ૬

## પદ ૪૧ મું-રાગ પ્રભાતી.

તે છે નાથ અમારો, જેપર નાથ ન બીજો કોએરે;
જેની સત્તાયે જડ ઝૂઝે, મૂઢ વિચારી જોએરે. તે છે. ૧
જે કરતા પાલક સંહરતા, આપ અકર્તા સોએરે;
સર્વ તણો જે જ્ઞાતા, જેનો જ્ઞાતા અન્ય ન હોએરે. તે છે. ૨
નહીં સમાન ન સાહક જેને, આપે એક ન દોએરે;
જે અપાર જગમાં પણ વ્યાપક, વારે ન વાયુ ન તોએરે. તે છે. ૩
ત્રણ્ય ઈષણા ત્યાગ કરીને, પામે દ્વિજવર કોએરે;
રાજા રાજ તજે જે માટે, તું કાં વેષ વગોએરે. તે છે. ૪
તન ગોળીમાં પ્રણવ નેતરે, પ્રણવ રવાઈ પરોએરે;
તો સચ્ચિદાનંદ બ્રહ્મ લહે જો, ચંચલ ચિત્ત વલોએરે. તે છે. ૫

## પદ ૪૨ મું.

નિત્ય પ્રકાશક નાથ નૃસિંહ, માયા નિશા નિવારોરે. ટેક.
અહંકારરૂપી ઘન ઘાટો, ચોદશથી અંધાર્યોરે;
મહા મમતા જલ મોટી ધારે, વરસે છે ચોધારોરે. નિત્ય. ૧
સ્વસ્વરૂપનો પંથ ન સૂઝે, ફોગટ ફરી ફરી હાર્યોરે;
નિજાનંદ નિજ જનને દેવા, અંતર આપ પધારોરે. નિત્ય. ૨
કામ ક્રોધ મદ મચ્છર લૂટે, આશા દે લલકારોરે;
જયમ જયમ સુખ સાચવણી કરીયે,ત્યમ ત્યમ ક્લેશ વધારોરે. નિત્ય. ૩
જલધર હરે વૈરાગ સ્વરૂપી, વાયુ વેગ વધારોરે;
જ્ઞાન દિવાકરને પ્રગટાવી, તમ ભય સહિત વિડારોરે. નિત્ય. ૪
સત્ય દયાદિક સાહકનું બલ, આપી કારજ સારોરે;
મનોહર મનમથ દૂર કરી ભવ, પલમાં પાર ઉતારોરે. નિત્ય. ૫

## પદ ૪૩ મું-રાગ કલ્યાણ.

જે પૃથિવીમાં વ્યાપી રહી, ઔષધિ આદિક રૂપે થઇ;
અગણિત ઘાટ બનાવે ખરો, તે પ્રભુ મુજને પાવન કરો. ૧
જે જલમાં વ્યાપી મહી ધરે, ભૂ ભેળો થઇ સૃષ્ટી કરે;
જલ રૂપે સઘળે પરવર્યો, તે પ્રભુ. ૨

તેજ વિષે વ્યાપ્યો નિરધાર, ભૂતલનું જે કારણ સાર;
એ રૂપે સહુમાં વિસતર્યો, તે પ્રભુ. ૩
વાયુ વિષે જે વ્યાપક સાર, જેનો નભમાં છે વિસ્તાર;
પ્રાણ થઈ જગમાં સાંચર્યો, તે પ્રભુ. ૪
જે રવિમાં રહી કરે પ્રકાશ, ચંદ્ર વિષે વર્તે સુખ રાશ;
જે ગ્રહગણમાં સમ રસ ભર્યો, તે પ્રભુ. ૫
મેઘ વિષે રહી વૃષ્ટી કરે, વિદ્યુત રૂપ ચમકે ખરે;
દિગપતિમાં દિક્માં પાંશરો, તે પ્રભુ. ૬
દેવ યજ્ઞ વેદોમાં રહી, કર્મ તણાં ફલ આપે સહી;
તેથી યજ્ઞ પુરૂષ જે ઠર્યો, તે પ્રભુ. ૭
ચક્ષુ વિષે રહી દેખે રૂપ, શ્રવણ વિષે લહે શબ્દ અનૂપ;
વાચામાં બોલે ફરફરો, તે પ્રભુ. ૮
સ્પર્શ ત્વચામાં જાણે જેહ, રસનામાં રહી રસ લે તેહ;
મનમાં મન રૂપે આકરો, તે પ્રભુ. ૯
બુદ્ધિ વિષે રહી જાણે સર્વ, અહંકારમાં પોષે ગર્વ;
સર્વ વિષે ને સહુથી નરો, તે પ્રભુ. ૧૦
ચૌદ લોકમાં વ્યાપક સદા, કોઇ જગો લેપાય ન કદા;
જ્યમ આકાશ ન લેપે ધરો, તે પ્રભુ. ૧૧
સચ્ચિદાનંદ બ્રહ્મ અવિનાશ, જે સર્વત્ર અલુપ્ત પ્રકાશ;
તરશ અવિદ્યા નાશક ધરો, તે પ્રભુ. ૧૨

## પદ ૪૪ મું–રાગ સામેરી.

પ્રભુને ભજીલેરે, પૂરણ પ્રેમશું, જે ચૈતન ધન રૂપ અપાર;
સરવે કાલેરે, સધળે જાગતોરે, સાક્ષી શુભાશુભ ફળ દાતાર; પ્રભુને. ૧
જોને તું વિચારીરે, જગ કરનારનેરે, જ્યાં ત્યાં અંધ કાં માથાં માર;
બોલી ને ચાલીરે, જે શકતો નથીરે, તે ક્યમ વહે બ્રહ્માંડનો ભાર. પ્રભુને. ૨
પ્રભુની પૂજા તો રે, તે નરથી બને રે, જે જીવત મૃત થઈ રહેનાર;
કોકને સાટેરે, પૂજછ કોકનેરે, તું તો અંધેર નગર સરદાર.. પ્રભુને. ૩
છે પ્રભુ તુંથીરે, તુજને ઢુંકડોરે, તું છો અવળે મુખ જોનાર;
મુખ નવ દીસેરે, આડે મુકે આરશીરે, ફોગટ કાં સાંમો પોકાર્ય. પ્રભુને. ૪

સદ્‌ગુરૂ શરણે રે,જઇ જાણે તું ખરૂં રે,તો મન સંશય રહે ન લગાર;
સમજે સાચો રે, કરતાં આવડે રે, જે સચ્ચિદાનંદ બ્રહ્મ વિચાર. પ્રભુને. ૫

## પદ ૪૫ મું-રાગ સામેરી.

આ તન કેનું રે, સંગે ચાલિયું રે, મનમાં તું જોને વિચારીને વીર;
ભૂપતિ કોટી રે, ભોં ભેળા થયા રે, અવતારી ન ટક્યા ધરી ધીર. આ તન.
ક્ષણભંગુરની રે, પ્રતિમા પૂજતાં રે, કયમ પતિ પામીશ તું અશરીર;
અકરણ ખોદે રે, કોણીયે કૂપને રે, તે નવ ભાળે નજરે નીર. આ તન.
જગતપતિને રે, જોવા ખોળતાં રે, તું ધૂતારાને કાં ધીર;
શાખ ન પામે રે, સેવે આકને રે, કલ્પ લગે ભેળા થઇ કીર. આ તન.
સદ્‌ગુરૂ કેરી રે, સત્ય વાણી શુણી રે, ત્યમ કામાદિક કૂડા મીર;
ધરે ઘર ગોથાં રે,ખાતો આલશી રે,ભજને તું ચિદ્‌ઘન નાથ ગંભીર. આ તન.
જેને ત્રાસે રે, સમ વર્ત્તે સદા રે, રવિ શશિ અનલ યમાદિ સમીર;
તે પતિ સાચો રે, સઘળા લોકનો રે, છે સચ્ચિદાનંદ બ્રહ્મ અતીર. આ તન.

## પદ ૪૬ મું-રાગ કલ્યાણ.

તે પ્રભુને તું ભજ નિરધાર. ટેક.
જે સચ્ચિદાનંદ વ્યાપક રૂપ, નિર્ગુણ નિર્મળ અકલ અનૂપ;
માયાયે કરે જગ વિસ્તાર, તે પ્રભુ. ૧
ઇચ્છાથી ઇશ્વિર કહેવાય, હિરણ્યગર્ભ સંકલ્પે ગાય;
વિશ્વરૂપ વિરાટ ધરનાર, તે પ્રભુ. ૨
જાગૃતનો છે સાક્ષી વિરાટ, હિરણ્યગર્ભ લહે સ્વપ્નનો ઘાટ;
સાક્ષી સુષુપ્તિનો ઈશ્વર સાર, તે પ્રભુ. ૩
ત્રણ નામ પણ ચૈતન એક, કામભેદથી ભિન્ન વિવેક;
જગકરતા પાલક હરનાર, તે પ્રભુ. ૪
સર્વ દેવમાં આપ પ્રકાશ, સૂર્યાદિક જેથી પામે ત્રાસ;
લેપ ન પામે ક્યાંહી લગાર, તે પ્રભુ. ૫
કંઇક દેવ નર નારી ભજે, પણ કોઈથી કાંઇ નવ નીપજે;
સહુને એ ફલનો દેનાર, તે પ્રભુ. ૬
સર્વ જીવનાં જાણે કર્મ, રક્ષક સંભાળે સ્થળ મર્મ;
જન્મ મરણ દાતા સરદાર, તે પ્રભુ. ૭

મન બુદ્ધિનો પ્રેરક આપ, વળગે નહીં જેને પુણ્ય પાપ;
જે વણ અન્ય નહીં જાણણહાર, તે પ્રભુ. ૮
ઋષી આદિક સ્વરૂપ જે ધરે, સાંગ વેદને પ્રગટજ કરે;
જે મચ્છાદિક લે અવતાર, તે પ્રભુ. ૯
જ્ઞાની જનમાં પ્રગટ જણાયે, નિજ સ્વરૂપને પોતે ગાયે;
અકળ કળા નહીં કો કળનાર, તે પ્રભુ. ૧૦
માયામય બહુ રૂપ જણાયે, આપ અરૂપ ન આવે જાયે;
જાણે તે પોહોચે ભવ પાર, તે પ્રભુ. ૧૧
પ્રગટ અસત જડ થાયે નાશ, મૃગજલસમનો શો વિશ્વાસ;
ચૈતન સત્ય પરાને પાર, તે પ્રભુ. ૧૨
ગુરુ શરણે સાધન સિદ્ધ કરી, વચન વેદાંતનાં શ્રવણે ધરી;
રાત દિવસ કર બ્રહ્મ વિચાર, તે પ્રભુ. ૧૩
વિશ્વાદિકતું ત્યજ અભિમાન, કર વિરાટ આદિનું ધ્યાન;
એક કરી જો અનંત અપાર, તે પ્રભુ. ૧૪
સચ્ચિદાનંદ બ્રહ્મ ન જણાયે, ભેદથી માટે અભેદ ઉપાયે;
કરી થઇ રહે ચિદ્દ્‌ઘન ભંડાર, તે પ્રભુ. ૧૫

## પદ ૪૭ મું.

તુંને વારૂં વિરા હે, તું તો અવળે મુખ મ ચાલ. તુંને. ટેક.
કૃષ્ણજી એ કહે મારગોરે, વેદ તણો એ માલ;
એક કર્મ ને બીજો જ્ઞાન છેરે, તેમાં મન માને તે ઝાલ. તુંને. ૧
કર્મનો મારગ જો ગ્રહેરે, તો કામનાથી મન વાળ;
દેવ ગુરુની રૂબરૂરે, તું રજ તમને ટાળ. તુંને. ૨
જો સકામતી લાગશેરે, ઊરમાં તારા ઝાળ;
લખ ચોરાશીની જુતીયોરે, ખાતાં જાશે વાળ. તુંને. ૩
જ્ઞાન વિધાતું જો કામ છેરે, તો વૈરાગ્યાદિ સંભાળ;
સદ્‌ગુરુને શરણે રહીરે, ભેદ મતીને બાળ. તુંને. ૪
કેવળ ઐહિક કામનાની તું, મનમાં બાંધીશ માળ;
તો તારૂં મન રેંટીયાની જયમ, ફરતું ભરશે ફાળ. તુંને. ૫
સચ્ચિદાનંદ બ્રહ્મનેરે તું, રાખ માથે રખવાળ;
પાછો વળીને વિચારતેરે, તારે વાંસે ફરે છે કાળ. તુંને. ૬

## પદ ૪૮ મું.

અમે બોલીયે વેદ પ્રમાણ, નિશ્ચે જાણજે વીરા હે. ટેક.
મેઘની વૃષ્ટિ સમાન છેરે, પણ જ્યાં જે બીતું વવાણ;
તેવા તેવા રોપો નીપજેરે, હોયે ગંદકી ત્યાં કચકાણ. નિશ્ચે. ૧
ખારમાં ખાર વધે ઘણોરે, ભીંજે નહીં પાષાણ;
ત્યમ સુમતિને આનંદની વૃદ્ધિ, દે ઉપદેશની વાણ. નિશ્ચે. ૨
કામી ક્રોધી ગંધાઈને ઉઠે, સુણતાં સત્ય વખાણ;
પંથી પાખંડીને દ્વેષ વધે, વાગે આકરાં મર્મનાં બાણ. નિશ્ચે. ૩
મૂઢ ન જાણે મર્મમાંરે, જે લાભ કીયો શી હાણ;
એમ બહુ બુદ્ધિ ભેદથીરે, દ્વેષી થાય છે લોક અજાણ. નિશ્ચે. ૪
મેઘને દોષ ન મૂલગોરે, ત્યમ બોધ પ્રકાશક ભાણ;
વિશ્વમાં પ્રગટ જણાવીયેરે, જે માને તે પામે નિરવાણ. નિશ્ચે. ૫
જે અતિ વ્યાપકના ભયથી છે, બ્રહ્માદિક પાંશરા બાણ;
તે સચ્ચિદાનંદ બ્રહ્મનેરે, અમે ક્યમ કહીયે પાષાણ. નિશ્ચે. ૬

## પદ ૪૯ મું.

તું તારૂં ન કામ વિસાર, તુંને વારૂં વીરા હે; ટેક.
ચારે આહાર લહે સહુરે, પામર જીવ અપાર;
પેટ ભરાઇનાં પાંપળાંરે, પણ જાણે નર ને નાર. તુંને ૧
પોતાને ભૂલી ફરેરે, જગમાં બેસુમાર;
તે જાણ્યાને આપીયોરે, તુંને નરતનનો અવતાર. તુંને. ૨
તેજ વિદ્યાને જાણવા, વેદો મોકલીયા છે ચાર;
સદ્ગુરુમાં પ્રગટી કરીને, છે પોતે શીખવનાર. તુંને. ૩
એ તારું છે કામ માટે, તેને મનમાં તું વિચાર;
વૈરાગાદિક સાધનેરે, તું કામાદિકને માર. તુંને. ૪
સદ્ગુરુથી બ્રહ્મ સાંભળી તેને, શાંતપણે ઉર ધાર;
[illegible]યિક ફલનો સંગ તજીને, કર સઘળો વ્યવહાર. તુંને. ૫
કાળ શીંચાણો ચોર છેરે, માટે ચોંપથી રાખી પ્યાર;
જો સચ્ચિદાનંદ બ્રહ્મનેરે, તો તું સાત પેહેડીને તાર. તુંને. ૬

## પદ ૫૦ મું.

પ્રભુ વ્યાપક રૂપ અપાર, નિશ્ચે જાણજે વીરા હે. ટેક.
એ વણ ધરણીને કોણ ધરેરે, કો ધરણી કરનાર;
અગણિત જડ આકાશમાંરે, તેનો કોણ ઉપાડે ભાર. નિશ્ચે. ૧
ચારે ખાણોનાં પૂતળાંરે, ચૌદ લોકમાં એ ઘડનાર;
જૂજવા રંગથી ખેલવેરે, નહિ ટાળતાં વાર લગાર. નિશ્ચે. ૨
એ ચૈતનઘન એકલોરે, છે જડ માયા વિસ્તાર;
જીવોને જાણે જૂજવારે, તે તો પામે યમના માર. નિશ્ચે. ૩
માટે તે ગુરુ સેવીયેરે, જે વ્યાપકનો જોનાર;
તેજતણા ઉપદેશથી થાશે, મહાજનમાં પેસાર. નિશ્ચે. ૪
કામ ક્રોધાદિક ભાગશેરે, કરતાં નિત્ય સત્ય વિચાર;
તે સચ્ચિદાનંદ બ્રહ્મનેરે, તું તો પામીશ આપ મુઝાર. નિશ્ચે. ૫

## પદ ૫૧ મું–રાગ જંગલો.

જગતપતીની કળા કોણ કરનાર, વીરા હો. ટેક.
સર્વ કરે ને સહુથી અળગો, વળગે નહીંજ લગાર; વીરા હો. ૧
વ્યાપક ચિદ્‌ઘન સાક્ષી સકલનો, પ્રેરક શક્તિ અપાર. વીરા હો. ૨
બાહ્યાભ્યંતર કરણ ન જાણે, સહુનો એ જાણણહાર. વીરા હો. ૩
હું માનીને સુખ દુઃખ દાતા, કર્મ તણે અનુસાર. વીરા હો. ૪
નિજ જન રક્ષાકર બહુ રૂપે, રાત દિવસ તૈયાર. વીરા હો. ૫
સચ્ચિદાનંદ બ્રહ્મ ભવ તારણ, ભૂલે નજ ગમાર. વીરા હો. ૬

## પદ ૫૨ મું.

હરીને ભૂલી થયો જડે જડનો ગુલામ. અંધા હો. ટેક.
ઘેલાની પરે નાક ઘસણીયો, કરતો ફરછ ઠામો ઠામ. અંધા હો, હરી. ૧
તુંજ બનાવછ, તુંજ શણગારછ, તુંજ કરછ ધૂમધામ. અંધા હો, હરી. ૨
હરિજનથી અવળે મુખે ભાંખછ,જે પ્રભુ જાણ્યાનું ધામ. અંધા હો, હરી. ૩
પૂજારાને પૂજછ ભૂલછ, સદ્‌ગુરુજન વિશ્રામ. અંધા હો, હરી. ૪
છતે ધણીયે થયો નીધણીયો,જડ નહિ આવે કોઇ કામ. અંધા હો, હરી. ૫
સચ્ચિદાનંદ બ્રહ્મ જો સાચો, પ્રગટ પ્રતાપી શ્યામ. અંધા હો, હરી. ૬

## પદ ૫૩ મું.

જનમ ધરીને ન જાણ્યો શ્રુતિ સાર. અંધા હો, ટેક.
મંત્ર યંત્ર છળ તંત્ર ને જાદુ, કરતે ગયો અવતાર. અંધા હો, જનમ. ૧
નહીં સતસંગ ગમે ગત ઢોંગી, વામી કુટિલ ખળ જાર. અંધા હો, જનમ. ૨
આયુષ જાશે અચાનક ખૂટી, ખાઇશ જમતણા માર. અંધા હો, જનમ. ૩
ચેત ચેત સદ્ગુરુ શરણે જઇ, ઇશ ભજન ઉર ધાર. અંધા હો, જનમ. ૪
સચ્ચિદાનંદ બ્રહ્મ સમ વ્યાપક, વણ નહીં તારણહાર. અંધા હો, જનમ. ૫

## પદ ૫૪ મું–રાગ ખમાયચી.

ઘણું સારા લાગોછોજી હો જાૂઠ બકેરે.
ઇચ્છા વણ કરી ન શકે કોઇ, માનત કીધે જકેરે. ઘણું૦ ૧
હરિ દે ને પરને કરગરવું, શાને અવળી લકે;
પાછું દુષણ હરિને દેવું, મેહેનત કરીને થકેરે. ઘણું૦ ૨
દગલબાજનો ડોળ જોઇને, લૂટાઓ છો શકે;
જગ માયા ચકડોળે ફરતું, જોઇ નથી શકતા તકેરે. ઘણું૦ ૩
માન્યા યોગ્યને માની ન શકતાં, ત્રાંબા કેરે ટકે;
ફોગટ ધન વાંસે ધન ફેંકે, મરશો યમને ધકેરે. ઘણું૦ ૪
સાધન સદ્ગુરુ શરણ જઈને, જો કરશો મન પકે;
સચ્ચિદાનંદ બ્રહ્મ તો મળશે, નહીં કાં જાશો નરકેરે. ઘણું૦ ૫

## પદ ૫૫ મું–રાગ ધોળ.

આવું નરતન ઉત્તમ આવીયું, વારે વારેરે નાવે જે નિરધાર;
અવસર રૂડો આજનો.
જડ બુદ્ધિ છે સર્વે જનમાં, દારા સુતનેરે જ્ઞાતિ પરિવાર. અ૦ ૧
નહીં મોક્ષનો મારગ તે વિષે, માટે થાઓરે ઝટપટ તૈયાર. અ૦
સેવો સદ્ગુરુ ને સદ્શાસ્ત્રને, સત્યે વરતોરે તેનાં વચન મુઝાર. અ૦ ૨
પ્રથમ શુદ્ધ કરો નિજ. દેહને, નવ્ય પામેરે જેથી ક્લેશ અપાર. અ૦
જ્યમ શાહુ ગણે સહુ લોકમાં, ત્યમ કરજોરે સઘળો વ્યવહાર. અ૦ ૩
ચોરી જારી લબાડી ઠગપણું, એવા દુરગુણરે તજવા નિરધાર. અ૦
મદ્ય માંસાદિક વ્યસન ન રાખવું, પરહરવોરે રજ તમનો આહાર. અ૦ ૪

હિંસા મૂકી દયા મન રાખવી, કામાદિકનેરે જાણી તજવા અસાર. અ૦
ગુરુદેવની ભક્તિ ન ચૂકવી, લેવો સઘળેરે વ્યાપક સાર. અ૦ ૫
જે છે કરતા ભરતા વિશ્વનો, ચૈતનઘનરે જેની શક્તિ અપાર. અ૦
સર્વે કાળે તે સઘળે જાગતો, જગસાક્ષીરે ફ્લનો દાતાર. અ૦ ૬
સ્વામિ બ્રહ્માદિક સર્વે દેવનો, તેનો પાળકરે હર સરજણહાર. અ૦
બુદ્ધિ આદિ પ્રકાશક સર્વદા, જે વડીયેરે કરે સહુ નિજકાર. અ૦ ૭
એવા પ્રભુજીને જાણી પ્રેમશું, નિત્યે ભજીયેરે કરી મન એક તાર. અ૦
રવિ દેવળ કલ્પિત નાથનું, ત્યાં નમીયેરે જ્યારે થાય સવાર. અ૦ ૮
વાયુ તેજ જલાદિક દેવતા, જગને છેરે જે મદદ કરનાર; અ૦
તેને જાણો તે દેવળ નાથનાં, માનો ચિદ્દ્ઘનરે પ્રકાશ કરનાર. અ૦ ૯
એમ સઘળે તે સાક્ષી નાથનો, નિજ ગુરુથીરે સમજો વિસ્તાર; અ૦
નમો જ્યાં ત્યાં નમજો નાથને, જાણી સઘળેરે એનો ઝળકાર. અ૦ ૧૦
નિત્યે નામ જપો નિજ નાથનું, એ છે સઘળેરે સર્વે સુંણનાર; અ૦
મનમાં ન ધરો જડવાસના, જેથી પામોરે ચિદ્દ્ઘન ભંડાર. અ૦ ૧૧
આસન વાળીને બેસો એકાંતમાં, ચિદ્દ્ઘનનારે થાઓ ચિતવનાર. અ૦
ખાલી કાળ ગમાવો ન જૂઠમાં, વળી પાછારે કરો ઘટમાં પેસાર. અ૦ ૧૨
નિજ રૂપ ન બાહેર ખોળીયે, જેનો ઘટમાંરે છે પ્રગટ ચમકાર. અ૦
તજી ભેદ અભેદમાં ઝીલીયે, જડને જાણીરે માયાનો પરિવાર. અ૦ ૧૩
આદે અંતે છે માયા અણછતી, બાકી ન રહેરે મૂઠી એક છાર. અ૦
માટે રાખીયે ચિદ્દ્ઘન એકલો, મનમાંથીરે કાહાડી કૂડો ગુબાર. અ૦ ૧૪
સચ્ચિદાનંદ બ્રહ્મ તો ભેટશો, જો ગળશેરે મન મતિ અહંકાર. અ૦

## પદ ૫૬ મું.

શ્રીકૃષ્ણ પ્રગટિયા હ્રદયમાં, બીજો એવણરે નહીં બોલણહાર;
આનંદ ઓચ્છવ આજનો.

આપે આપ સ્વરૂપને ઓળખ્યું, શ્રુતિ કહેછેરે જે પરાને પાર. આ. ૧
જેથી શ્રવણ સુંણે સ્પર્શે ત્વચા, દેખે ચક્ષુરે રસના લે સ્વાદ; આ.
ઘ્રાણ ગંધ જાણે કર્મ ઇંદ્રિયો, કરે કારજરે ઉઠે પ્રાણથી નાદ. આ. ૨
કરે મન સંકલ્પ બુદ્ધિ લહે, ચિત્ત ધારેરે સ્મૃતિનું દાતાર; આ.
અહંતા અહંકાર કરે વળી, મમતાનોરે ઉપાડે ભાર. આ. ૩

જાગૃત સ્વપ્ન સુષુપ્તિમાં જાગતો, તેનો સાક્ષીરે ફલનો દાતાર; આ.
દીસે જેવડીયે સહુ જીવતું, પોતે વ્યાપકરે જગ બાહાર મુઝાર. આ. ૪
રવિ શશિ આદિ ગ્રહગણ સહુ, જેવડીયેરે ફરે દિવસ ને રાત; આ.
જેથી આકાશાદિક શોભતાં, પાંચે ભૂતોરે કરે કાજ વિખ્યાત. આ. ૫
જેથી રાજે વિરાટાદિક સદા, ચારે વેદોરે શિક્ષા શુભ સાર; આ.
હવે તે વણ કાંઇ દીસે નહીં, મૃગજલ છેરે જડ ઘાટ અપાર. આ. ૬
હું મારૂં ને તું તારૂં ગયું, એક વિલસેરે પોતે આતમરામ; આ.
ઉડે શુષ્ક પરણ સમ પૂતળાં, નાનાં મોટાંરે સહુ ઠામો ઠામ. આ. ૭
એની ઈચ્છાયે વરતું ખરે, ભિન્ન સત્તારે મારી નહીં નામ; આ.
સચ્ચિદાનંદ બ્રહ્મ કલ્લોલમાં, ડુબ્યાં ડુબ્યાંરે હવે ચૌદે ધામ. આ. ૮

## પદ ૫૭ મું.

સ્થિત પ્રજ્ઞનાં લક્ષણ સાંભળો, જે છે સાધનરે બ્રહ્મવિદ્યાનાં સાર;
જતને તે ઝટપટ સાધીયે.—ટેક.
મુખ્ય લક્ષણ મોટાં એજ છે, ગીતામાંરે પ્રભુ કહે નિરધાર. જત. ૧
તજે સર્વ સંકલ્પજ કામના, તુષ્ટિ રાખેરે ચૈતન મુઝાર; જત.
દુઃખથી ઉદ્વેગ ન મન ધરે, નહીં લાલચરે સુખમાંજ લગાર. જત. ૨
નહીં રાગ ક્રોધ ભય લોકમાં, કોઇ સાથેરે ન બંધાણલ મંન; જત.
શુભ પામે આનંદ ન મન ધરે, બદ પામેરે નહીં દ્વેષોત્પન્ન. જત. ૩
ઇંદ્રિયોના વિષયથી ઇંદ્રીયો, પાછી વાળેરે કચ્છપાંગની જેમ; જત.
હઠે તપથી ભૂખે અન્નને, મટે વિષયોરે પણ રહે મન પ્રેમ. જત. ૪
જાણે બ્રહ્મને તેના મન થકી, શાંતિ પામેરે વિષયોનો પ્યાર; જત.
સાધન કરતાં પણ વિદ્વાનને, ક્ષોભક ઇંદ્રિયોરે ખેંચે મનને લાર. જત. ૫
કરીને વશ તેને સર્વને, હું પરાયણરે રહે યોગમાં લીન; જત.
સર્વે ઇંદ્રિયો જેને વશ થઇ, તે છે સ્થિરમતિરે વળી અજ્ઞતા હીન. જત. ૬
કરે વિષયનું ચિંતન તે થકી, આસક્તિરે તેથી કામના થાય; જત.
કામ કુંઠીત થયે ક્રોધને ચડે, કૃત્યાકૃત્યનોરે વિવેક પણ જાય. જત. ૭
ગુરુ શાસ્ત્ર તણા ઉપદેશની, સ્મૃતિ કેરોરે તેથી થાએ નાશ; જત.
સ્મૃતિ ગયે સમજણ જાયે બુદ્ધિની, બુદ્ધી વોણારે જીવિત છે લાશ. જત. ૮
મન વશ ઇંદ્રિયે વશી કૃતમના, આવશ્યકરે કરે વિષયનાં કામ; જત.
રાગ દ્વેષ વિના છે પ્રસન્નતા, તે તો પામેરે ઉરમાં વિશરામ. જત. ૯

જાયે દુ:ખ સઘળાં મતિ સ્થિર થયે, ચિત્તશુદ્ધિરે સ્થિતિ બ્રહ્મમાં હોયે; જત.
વણ શુદ્ધિયેં બ્રાહ્મી સ્થિતિ નહીં, આત્મ ચીંતનરે નવ્ય જાણે સોયે. જત. ૧૦
વણ ધ્યાને તે શાંતિ ક્યાં થકી, વણ શાંતિરે તેને સુખ કેમ થાય; જત.
જેની ઇંદ્રિયો વિષય વાંસે ફરે, તેમાં મન પણરે તેની પાછળ ધાય. જત. ૧૧
તેની આત્મ સંબંધિ બુદ્ધિ હરે, વાયે ઉલટું રે જેમ નાવ તણાય; જત.
તેથી સમજણ નાવે જીવને, ભવોભવમાંરે બહુ બહુ ગોથાં ખાય. જત. ૧૨
માટે સર્વ વિષય થકી ઈંદ્રિયો, જેની જીતલરે તે સ્થિરમતિ જન; જત.
આત્મનિષ્ઠા નિશાવત્ લોકને, તેમાં જાગૃતરે છે જીતેંદ્રિ પ્રસન્ન. જત. ૧૩
છે વિષયનિષ્ઠામાં જાગતા, લોકો તેનેરે જ્ઞાની માને છે રાત; જત.
જેમ ઉલુક ન દેખે દિવસમાં, થયે રજનીરે તેને થાય પ્રભાત. જત. ૧૪
જેમ નદીઓ આવી મળે સિંધુમાં, નહીં ઉદધિનેરે તેનો પોરસ લોભ; જત.
તેમ વિષય મુનીવર ભોગવે, પ્રારબ્ધેરે નહીં કામ ન ક્ષોભ. જત. ૧૫
પામે તે જન શાંતી પણ કદી, નવ પામેરે જેને કામનું જોર; જત.
તજે જે નિસ્પૃહ સર્વ કામના, નહિ મમતારે તે છે શાંતિનો ઠોર. જત. ૧૬
જે એ બ્રાહ્મી સ્થિતિ પામે ખરે, અજ્ઞતાથીયે તે કદી ન મુઝાય; જત.
અંતકાળે આવે જેને એ સ્થિતિ, સદ્ય તે પણ બ્રહ્મમાંહે સમાય. જત. ૧૭
તજે સર્વ મનોદભવ કામના, એ છે સઘળાંરે સાધનનું સાર; જત.
ભજતાં સચ્ચિદાનંદ બ્રહ્મને, એક તારેરે ઉતરે ભવ પાર. જત. ૧૮

## પદ ૫૮ મું.

કૃષ્ણ જગદ્ગુરૂ માનો સાચે મનરે; વિશવાશી.
તેથી સજ્જન કેહેશે તમને ધન ધનરે. વિશવાશી. ૧
જેણે જન સારૂ જગમાં ધરિયો નરવેશરે; વિશવાશી.
આપ્યો અર્જુનને વિદ્યાનો ઉપદેશરે. વિશવાશી. ૨
જેનું જગમાં ગીતા પ્રગટ કહાવે નામરે; વિશવાશી.
જે જાણેથી જન પામે ચિદ્ઘન ધામરે. વિશવાશી. ૩
જુઓ તેમાં પ્રભુજી આપ કહે નિજ રૂપરે; વિશવાશી.
કાંઈ પ્રકૃતિથી પર વ્યાપક શુદ્ધ અનૂપરે. વિશવાશી.
છે તે પ્રકૃતિ ભૂ આપ તેજ ને વાતરે; વિશવાશી.
નભ મન બુદ્ધિ અહંકાર ભેદ વિખ્યાતરે. વિશવાશી.

એ આઠ પ્રકાર લહે તેથી પર જેહરે; વિશવાશી.
હરિ પ્રગટ રૂપ પ્રભુજીનું જ્ઞાની તેહરે. વિશવાશી. ૬
જુઓ એ રીતે ભગવાન કહે સિદ્ધાંતરે; વિશવાશી.
કાંઈ જે રીતે કેહે છે સર્વે વેદાંતરે. વિશવાશી. ૭
તે માટે જગમાં જ્ઞાની સદ્ગુરુ આપરે; વિશવાશી.
કાંઇ તે સેવ્યાથી જાશે સઘળાં પાપરે. વિશવાશી. ૮
માટે સેવો સદ્ગુરુ મનમાં આણી પ્રીતરે; વિશવાશી.
જે કહે સદ્શાસ્ત્ર કરો તે સઘળી રીતરે. વિશવાશી. ૯
છે પ્રગટ ગુરુ ભવજલ તરવાનું નાવરે; વિશવા[illegible].
તરશો જો હોશે પૂરણ તમને ભાવરે. વિશવાશી. ૧૦
ગુરુ દેવતણાં છે વચન વિષે કલ્યાણરે; વિશવાશી;
માટે પાળીજે મન કર્મ વચનથી પ્રમાણરે. વિશવાશી. ૧૧
કરો કર્મ ફલોની લાલચ મનથી દૂરરે; વિશવાશી.
કરો બ્રહ્માર્પણ જે હોયે શુભ કામ જરૂરરે. વિશવાશી. ૧૨
તજો પોરસ વાદ અહંતા મમતા કામરે; વિશવાશી.
જાદુ છળ જારી ચોરી ખુન હરામરે. વિશવાશી. ૧૩
જડ બુદ્ધિ જન વિશ્વાસ ન રાખો લેશરે; વિશવાશી.
તજો જગધૂતા રજતમગુણીયો જે વેશરે. વિશવાશી. ૧૪
રાખો મનમાં એક પ્રભુજીપર વિશ્વાસરે; વિશવાશી.
જણ જણના ઘર ઘરના નવ્ય થાઓ દાસરે. વિશવાશી. ૧૫
જાણો જગકરતા પાળક પ્રભુજી હરનારરે; વિશવાશી.
ઘટ ઘટમાં વ્યાપક સાક્ષી ચૈતન સારરે. વિશવાશી. ૧૬
એ વડીયે કામ કરે મન બુદ્ધિ પ્રાણરે; વિશવાશી.
ગ્રહ રાશી શશિ ઘન વાયુ દિશાપતિ ભાણરે. વિશવાશી. ૧૭
નિરાધાર સદા નિરલેપ નિત્ય અવિકારરે; વિશવાશી.
સ્થૂલાદિક રહિત સદોદિત જગદાધારરે. વિશવાશી. ૧૮
જેને નવ પોહોંચે મન બુદ્ધિ ને વાણરે; વિશવાશી.
જેથી વિમુખપણે ભટકે જન ચારે ખાણરે. વિશવાશી; ૧૯
જે જાણે સઘળે સુંણે સંભારે સર્વેરે; વિશવાશી.
કોઇ સાથે રાગ ન દ્વેષ કપટ નહીં ગર્વેરે. વિશવાશી. ૨૦

એતો નિજમાયાથી રચે અનંતા ધાટરે; વિશવાશી.
જેના રોમ રોમમાં અગણિત છે વૈરાટરે. વિશવાશી. ૨૧
પુરુષોત્તમ એક અજન્મા પુરુષ પુરાણરે; વિશવાશી.
જેના માયાથી બહુરૂપે થાય વખાણરે. વિશવાશી. ૨૨
એતો અમિત શક્તિ જેને કેહેતાં થાકે વેદરે; વિશવાશી.
ધન્ય ભાગ્ય લહે જે ગુરુથી એક અભેદરે. વિશવાશી. ૨૩
એવા પ્રભુજીને દિન રેણ ભજો એક તારરે; વિશવાશી.
કરી વૈરાગાદિક સાધનને તૈયારરે. વિશવાશી. ૨૪
તજી ભેદ અભેદમાં ખેલો આનંદરૂપરે; વિશવાશી.
કરો ધ્યાન અખંડ સમાધી સહજ અનૂપરે. વિશવાશી. ૨૫
જ્યાં સુધી વૈરાગાદિક સાધન રાશરે; વિશવાશી.
પામો ત્યાં સુધી એક ભજો અવિનાશરે. વિશવાશી. ૨૬
નિત્યે ગાઓ સુણો પ્રભુવ્યાપક કરી સતસંગરે; વિશવાશી.
મન વચન કર્મથી રાખો એનો રંગરે. વિશવાશી. ૨૭
પ્રભુ જાણે સહુના મનનો ભાવ અભાવરે; વિશવાશી.
ભાવિકને ભેટાડે તે સદ્ગુરુ નાવરે. વિશવાશી. ૨૮
નિજ ભક્તો ઉપર છે નિત્ય કરૂણાવાનરે; વિશવાશી.
ટાળી દુર્ગુણ આપે સઘળી રૂડી શાનરે. વિશવાશી. ૨૯
જ્યમ બાળકને હેતે સંભાળે માતરે; વિશવાશી.
ત્યમ પ્રભુજી પાળે નિજ જનને દિન રાતરે. વિશવાશી. ૩૦
જ્યમ નવ પ્રસુત ધેનુને પ્રેમનું પૂરરે; વિશવાશી.
વત્સ ઉપર ત્યમ સચ્ચિદાનંદ બ્રહ્મ હજૂરરે. વિશવાશી. ૩૧

## પદ ૫૯ મું.

આવોરે સજ્જન મળી હરિગુણ ગાઇયેરે;
અવિચળ ગંગોદકે ઉર વિષે નાહીયેરે. ૧
સૃષ્ટિકાળે જેની ઇચ્છાથકી અહંકારરે;
તેથી નભ વાયુ તેજ જલ મહી સારરે. ૨
તેથી બહુ ઓષધી ને તેથી તન થાયેરે;
જૂજવા ઘાટોનાં કોઇથકી ન ગણાયરે. ૩

સર્વે પશુ તન ધારી કરે છે સ્વકામરે;
જેને જેવી ઘટે તેવી હરિ આપે હામરે. ૪
થાવર વૃક્ષાદિ જીવો બુદ્ધી વોણા જેહરે;
બોલી ચાલી કારજ ન કરી શકે તેહરે. ૫
બંનેથકી નરતન પૂરણ છે સારરે;
સર્વે કામો કરવા જેને શક્તિ છે તૈયારરે. ૬
કાને સુંણે આંખે દેખે જીભે રસ જાણેરે;
નાસીકાયે ગંધ સ્પર્શ ત્વચાયે પ્રમાણેરે. ૭
વાણે બોલે હાથે ગ્રહે પગે ગતિકારરે;
ઉપસ્થે આનંદ કરે ગુદે મળ બાહારરે. ૮
મનથી સંકલ્પ બુદ્ધિ જાણે વસ્તુ સર્વરે;
ચિત્તે તો સંભારે અહંકારે કરે ગર્વરે. ૯
જાગૃતમાં સ્થૂલ સૂક્ષ્મ સ્વપ્ન વિષે ભોગરે;
સુષુપ્તિમાં આનંદભોગ તણો છે સંયોગરે. ૧૦
દૂરદેશી જાણે ઘણી સમજી કરે કામરે;
સંભારે લખીને રાખે ઘણાં જાણે નામરે. ૧૧
સાથે વાણી બોલે ઘણી યુક્તિયો પ્રમાણેરે;
ગુરુ બોધ ગ્રહી શકે સાચું જુઠું જાણેરે. ૧૨
દેવ યક્ષ બ્રહ્મ વિષ્ણુ શિવ લોક સાધેરે;
પ્રભુજીને પામે કદી તેને જો- આરાધેરે. ૧૩
બહુ વસ્તુ ભેળી કરે સંઘરે સંભાળેરે;
એ રીતે જાણે ને કરે સર્વે વ્રત પાળેરે. ૧૪
ડાહ્યામમાંથી એવું નરતન કીધુંરે;
નાથજીયે કૃપા કરી આપણને દીધુંરે. ૧૫
ઘણું સમરથ પણ અચાનક ભાગેરે;
માટે સમજે તે હરિ ભજનમાં લાગેરે. ૧૬
એવા નરતનને જે ફોગટમાં ખોહોશેરે;
યમતણા માર વાગે તેતો ઘણું રોશેરે. ૧૭
માટે આપણે તો મળી ચિદ્ઘન ભજીએરે;
શુભ ગુણ સંઘરીને દુર્ગુણ તજીએરે. ૧૮

તજીયે ચોરી ને જારી ખળતા લબાડીરે;
ખુન દગા બાજી ફંદ રિંદગી ને ચાડીરે. ૧૯
રાખીએ સંતોષ દયા ક્ષમા સત્ય ધારીરે;
શમ ને આર્જવ દમ વૃત્તિ ખરી પ્યારીરે. ૨૦
તજીયે ભીખારી પ્રેતો કુમતિનો સંગરે;
રાખીયે ચૈતનધન ચૈતનનો રંગરે. ૨૧
જે જગતપર રાજે અનંત અપારરે;
અધો ઊર્ધ્વ મધ્ય સદા શુદ્ધ નિરાધારરે. ૨૨
જે અપાણિપાદ ગ્રહે ગતી કરનારરે;
આંખ્યો કાનો વિના દેખે સુણે ઠારોઠારરે. ૨૩
બુદ્ધિ ચિત્ત વોણી સર્વે જાણે ને સંભારેરે;
અખંડ જ્ઞાન છે જેતું કદી ન વિસારેરે. ૨૪
એને કો ન જાણી શકે સહુનો એ જાણરે;
નિત્ય જગદાદિ રાજે પુરુષપુરાણરે. ૨૫
ભક્તની સહાય કરે આપે લે ઉદ્ધારીરે;
શુભ ગુણ આપે પ્રભુ કામનાને વારીરે. ૨૬
સનમુખ થાતાં તે પોતાના કરી થાપેરે;
કોટી કોટી ભવતણાં પાતિકને કાપેરે. ૨૭
કોટી અપરાધ હરિ ક્ષમા કરી તારેરે;
શરણે આવ્યા જે તેને કદી ન વિસારેરે. ૨૮
ઉરમાં પ્રકાશ કરે પોતે નિજ રૂપરે;
સદ્ગુરુ રૂપે આપે બોધ તે અનૂપરે. ૨૯
સાધંતાં સાહેતા કરી સદ્ય સિદ્ધિ આપેરે;
સ્વરૂપ પમાડી મૂલ અવિદ્યાને કાપેરે. ૩૦
જગમાં જીવતાં સુધી બહુ સુખ રાશરે.
આપે નાવે રોગ શોક દુઃખ કદી પાસરે. ૩૧
સર્વારંભ સિદ્ધ કરી શુભ ફળ આપેરે;
જડ બુદ્ધિ હાથો જોડે ડરે તેને તાપેરે. ૩૨
એવા પ્રભુજીને નવ ભૂલીયે લગારરે;
આનંદ ઉમંગે રહીયે ભજન સુઝારરે. ૩૩

કથા ને વિચાર વાતો પ્રભુજીની કરીયેરે;
કરંતાં ભજન કામ કરીયે ને ફરીયેરે. ૩૪
ગાન તાન બાજી કરીયે હરિ ગુણ કેરીરે;
ખાતાં પીતાં તેને સંભારીયે ફેરી ફેરીરે. ૩૫
ભજીયે સચ્ચિદાનંદ બ્રહ્મ એમ દાહાડીરે;
ધારંતાં ચૈતન જડ બુદ્ધિ દઇએ કાહાડીરે. ૩૬

## પદ ૬૦ મું.

આવું રૂડું નર તન પામી, ભજીયે ચિદ્ઘન સ્વામીરે;
જુઠામાં જીવન ન ગમાવિયેરે. ૧
ક્ષણ પળ ઘડી દિન રાત્રી થાયે, આયુષ ચાલ્યું જાએરે;
ચેતીને સદ્ગુરુને શરણે આવિયેરે. ૨
સાચે ભાવે ગુરુ સેવીને; સુણીએ વચન પ્રમાણરે;
જગવ્યાપક પ્રભુ અમિતશક્તિ ઉર ધારિયેરે. ૩
સાંઝ સવાર બપોરે ભજતાં, કામાદિકને તજતાંરે;
અખંડ આનંદ મનમાં લાવિયેરે. ૪
હરતાં ફરતાં પીતાં ખાતાં, મનમાં હરિને ભજતાંરે;
કામ ક્રોધાદિકને દબાવિએરે. ૫
દુરિજન જડ જડ વાંસે ડોલે, મનમાં આવે ત્યમ બોલેરે;
તેનો કશો ડર ન ધરાવિયેરે. ૬
ઘટ ઘટ વ્યાપક નાથજ ભજતાં, જડ બુદ્ધિને તજતાંરે;
પાખંડીના પક્ષોને હરાવિયેરે. ૭
સચ્ચિદાનંદ બ્રહ્મને ભેટી, કાળ તણો ભય મેટીરે;
નરકથી નિજને બચાવિયેરે. ૮

## પદ ૬૧ મું.

આવું સુંદર ધામ શરીરનું, જ્યાં નાથ રાજે સરદાર;
વિશ્વતણા સહુ દેવતારે, ત્યાં છે સેવા કરનાર. આવું. ૧
દિગપતિયો શ્રવણે રહીને, શબ્દ પોહોચાડણહાર;
વાયુ ત્વચામાં રહીને અર્પે, સ્પર્શ અનેક પ્રકાર. આવું. ૨

ચક્ષુ વિષે આદિત્ય રહીને, દાખવે રૂપ અપાર;
રહિ રસનામાં ને રસ, પોખે વરૂણ બેસુમાર. આવું. ૩
નાસિકાયે ભૂમિ રહીને, ગંધતણી દેનાર;
કર્મેંદ્રીમાં અગ્નિ આદિક, રહી કરે બહુ કાર. આવું. ૪
ચંદ્ર રહી મનમાંહિ ચલાવે, સંકલ્પોની ધારૅ;
બુદ્ધિ વિષે બૃહસ્પતિ રહિને, જણાવે સારાસાર. આવું. ૫
ચિત્તવિષે ક્ષેત્રજ્ઞ રહી, સંભરાવે કરે વિચાર;
રુદ્ર અહંતા પોષક રાજે, સ્થાન કરી અહંકાર. આવું. ૬
જાગૃત સ્વપ્ન સુષુપ્તિમાં, બ્રહ્મા વિષ્ણુ શિવ કરનાર;
સાહેતા દેહોહં જ્યાં સૂધી, છે પોતે ભંતાર. આવું. ૭
સદ્ગુરુ શરણ જઇને વિચારે, ચિદ્ઘન રૂપ અપાર;
દેહ બુદ્ધિને દૂર કરીને, પોહોચે પરાપાર. આવું. ૮
છે સચ્ચિદાનંદ બ્રહ્મજ બાકી, ભેદ મતિ ન લગાર;
આનંદ રૂપ અભેદમાં, ઝીલે નહીં તેને સંસાર. આવું. ૯

### પદ ૬૨ મું.

તમે જયનૃસિંહ જય નૃસિંહ મન ધરો જો.
ભવસાગરથી તારક છે જે ખરો જો. તમે જય. ૧
નિજ સેવકની સાહેતા કરે ધણી જો;
બીજો એવો નહીં જગમાં ધીંગો ધણી જો. તમે જય. ૨
એ તો સઘળે દેખે સુણે જાણે સદા જો;
નહીં એથી છાનું જગમાં કદા જો. તમે જય. ૩
ચૌદ લોક વિષે રાત્રિ દિવસ જાગતો જો;
એકે કાળ વિશ્વમાં ન એથી અણછતો જો. તમે જય. ૪
જગ કરતા ભરતા હરતા ખરે જો;
નિત્ય મુક્ત અમિતશક્તિ ચાહે તે કરે જો. તમે જય. ૫
સચ્ચિદાનંદ બ્રહ્મ સદા રાજતો જો;
જે છે જ્ઞાનિના ઘટમાંહિ પ્રગટ છાજતો જો. તમે જય. ૬

### પદ ૬૩ મું.

બોલો જેજેજે નિરંજન નાથની જો;
તજો સંગત સહુ કામનાના સાથની જો. બોલો૦ ૧

જે કોઈ કામનાની જાળમાં બાંધ્યા બકે જો;
તે તો અન્યને છોડાવવાને કયમ શકે જો. બોલો૦ ૨
પ્રભુ વ્યાપક છે ધરણી આકાશમાં જો;
એતો નાવે કદી કામનાના પાશમાં જો. બોલો૦ ૩
રવિ ચંદ્રાદિ ગ્રહ વિષે રાજતો જો;
તેને ફેરવે ને રહે પોતે અણછતો જો. બોલો૦ ૪
ફેરે જીવોને જુદી જુદી વાટમાં જો;
કોઇ સમજી ન શકે એના ઘાટમાં જો. બોલો૦ ૫
માયા માત્રથી રમાડે ચૌદે ધામને જો;
તેને જાણી ન શકે જે સેવે કામને જો. બોલો૦ ૬
એતો નરને છોડાવે માયાપાસથી જો;
જાણે નાથને જે વ્યાપક વિશ્વાશથી જો. બોલો૦ ૭
સાચે મને સદ્ગુરુની જે સેવા કરે જો;
સચ્ચિદાનંદ બ્રહ્મ જાણે તે ખરે જો. બોલો૦ ૮

## પદ ૬૪ મું.

બોલો જેજેજેજે હરિ જગ ધામની જો;
એતો દૂરકરણ જડ કામની જો. બોલો૦ ૧
પ્રભુ જાણે છે જનતણા ભાવને જો;
સદ્ય ભેટાડે તે સદ્ગુરુનાવને જો. બોલો૦ ૨
જે કોઈ કૃષ્ણતણી વાણીને અનુસરે જો;
તે ઊપર કૃપા નાથતણી છે ખરે જો. બોલો૦ ૩
જે કોઇ આવે શંકરતણા સાથમાં જો;
આપે જગપતિ મુક્તિ તેના હાથમાં જો. બોલો૦ ૪
જે કોઈ શંકરના દાસની સેવા કરે જો;
તેનો વાસ વિષ્ણુતણા ધામમાં ઠરે જો. બોલો૦ ૫
સાચે ભાવથી જે વ્યાપક ચૈતન ભજે જો;
તેના ઊપર ન જોર જમનું રજે જો. બોલો૦ ૬
એવી અમતણા નાથજીની રીત છે જો;
જાણી આવે શરણ જેને મન પ્રીત છે જો. બોલો૦ ૭

વિશ્વપતિ શરણાંગત વત્સલ સદા જો;
અતિ નીચને પણ દૂર ન કરે કદા જો. બોલો૦ ૮
પ્રભુ ટાળી શકે પાતક અનંતને જો;
નિજરૂપ કરી શકે ક્ષુદ્ર જંતને જો. બોલો૦ ૯
સચ્ચિદાનંદ બ્રહ્મ સમર્થ ધણી જો;
ચારે વેદ ન કહી શકું સત્તા તે તણી જો બોલો૦ ૧૦

## પદ ૬૫ મું.

સંતો આવો અમારડા દેશમાં જો;
શાને ભટકોછો ફોગટીયા વેશમાં જો. સંતો. ૧
જ્યાં શોક રોગ મૃત્યુનો ભય નહીં કદા જો;
બ્રહ્માનંદ સુખ વરતિ રહ્યું સર્વદા જો. સંતો. ૨
કાયા ક્લેશ દોડ ધૂપ ન કરવો પડે જો;
જ્યાં જોઇયે ત્યાં સ્વામી સનમુખ જડે જો. સંતો ૩
બાધા વિશ્વમાં વિરાજે નાથ અમતણો જો;
રક્ષા કરવા નિજ જનની ચંચલ ઘણો જો. સંતો. ૪
જેની બ્રહ્માદિક દેવતા આશા કરે જો;
કામ ક્રોધ ચોર દૂરથી નાઠા ફરે જો. સંતો. ૫
એ છે સદા ચૌદ લોક વિષે જાગતો જો;
જાણ્યા પછી કદી થાય નહીં અણછતો જો. સંતો. ૬
મહાવ્રત તપ યજ્ઞ દાન આદરે જો;
તેથી નાથજી કબૂલ કદી નવ કરે જો. સંતો. ૭
સત્ય ધ્યાનથી જણાવે નિજરૂપને જો;
વણ ધ્યાન ન જણાવે મોટા ભૂપને જો. સંતો. ૮
એવા દેશમાં જો આવ્યાની આશા કરો જો;
સદ્‌ગુરુજીને શીશ ચરણે ધરો જો. સંતો. ૯
ગુરુ વચનેથી સાધન આદરો જો;
એ તો સદ્ય નિજદેશ પમાડે ખરો જો. સંતો ૧૦
સચ્ચિદાનંદ બ્રહ્મ ધ્યાન પામશો જો;
તેથી જનમ મરણ ભય વામશો જો. સંતો. ૧૧

## પદ ૬૬ મું-રાગ સોરઠ.

તમે હૈડામાંહે વિચારોરે, પાંજરીયે પ્રભુ કેમ પડેરે. ટેક.
ભૂજળાદિમાં બાહારે સલંગ બિરાજે, વળગે નહીં રહે ન્યારોરે. પાં૦ ૧
આવરણોથી પર જગમાં ભરિયો, ઘટઘટમાંહે ને બાહારોરે. પાં૦ ૨
નર દેવાદિક એના વશ વરતી, રહે કયમ. રોકેલો તમારોરે. પાં૦ ૩
પરવશ જડ તેને નાથજી કેવો, જુઠી ઠગબાજીનો એ ધારોરે. પાં૦ ૪
તરવું હોય તો મનમાં દ્રઢ કરી રાખો, સચ્ચિદાનંદ બ્રહ્મ પ્યારોરે. પાં૦ ૫

## પદ ૬૭ મું.

તમે સુંદર મતિને સંભાળોરે, દીવાની કરી કાં મારો. ટેક.
જડે જડ વાંસે તેને બહુ રઝળાવી, નરતન હીરો શાને હારોરે. દી૦ ૧
જમના ચપેટામાં જો પડશો અચાનક, તો નહીં પામો કદી આરોરે. દી૦ ૨
વેદ વચનનો તમે કરીને ભરોસો, સદ્ગુરુ શિરપર ધારોરે. દી૦ ૩
સ્થિર મન કરી હરિને જંગ વ્યાપક, લહી અભિમાન નિવારોરે. દી૦ ૪
ભેદ રહિત સચ્ચિદાનંદ બ્રહ્મને, ભેટી પોતાને તમે તારોરે. દી૦ ૫

## પદ ૬૮ મું.

તમે આવો રૂડો અવસર પામીરે, ભજોને પ્રભુ શિર નામી. ટેક.
તન મન બુદ્ધિનો જે પ્રેરક પાલક, જગતણો અંતરજામીરે. ભ૦ ૧
તનાદિક પ્રત્યે બહુ જુદિ જુદિ શકિત, યુકિતયો લખાવે નહિ કામીરે. ભ૦ ૨
નવ જાણે તેને ન મળે કદાપી, જાણે તે રેહેછે નીત્યે પામીરે. ભ૦ ૩
સહુને એ દેખે એને કોઇ નવ દેખે, ટાળે ભવ તણી બેઆરામીરે. ભ૦ ૪
સેવકતણાં તે સર્વે કારજ સુધારે, સચ્ચિદાનંદ બ્રહ્મ સ્વામીરે. ભ૦ ૫

## પદ ૬૯ મું-દોહરા.

એક અખંડિત બ્રહ્મનું, મનમાં રાખો ધ્યાન;
જેથી ચૌદે લોકમાં, સઘળે પામો માન. ૧
કૃષ્ણજી એણિપેરે આચરે, વ્યાસ વસિષ્ઠ શુકદેવ;
નારદાદિક મુનીવરની, સહુની એકજ ટેવ. ૨
વેદવિદ્યા જે લાવીયા, તે પણ એને ગાય;
જે પ્રભુ વ્યાપક વિશ્વમાં, નવ આવે નવ જાય. ૩

જે પ્રભુને ભજવા થકી, નીચ ઉંચ કેહેવાય;
ઊંચ ભુલે અભિમાનમાં, નીચથી નીચા થાય. ૪
જે પ્રભુ પાળે વિશ્વને, સાક્ષી પ્રકાશકરૂપ;
મન ઇંદ્રીમાં રાજતો, સંગ વિના છે અનૂપ. ૫
પ્રેરે પાળે સર્વને, યોગ્ય કરાવે કામ;
અળગો રહી વળગે નહીં, પૂર્ણ પ્રકાશક ધામ. ૬
તનને મનને તાજગી, જે રાખે દિન રેણ;
રૂપ દેખાડે નેણને, વાંણીને આપે વેણ. ૭
રવિ પ્રેરક થઇ નેણને, સાહે કરે છે જેહ;
દિગપતિ પ્રેરી કાનને, વેણ સુણાવે તેહ. ૮
વરુણનો પ્રેરક જે થઇ, રસનાને દે સ્વાદ;
ભૂપ્રેરક થઇ ઘ્રાણને, આપે ગંધ પ્રસાદ. ૯
ટાહાડું હુનું દાખવે, ત્વગને પ્રેરી વાત;
કર્મેંદ્રીના દેવને, પ્રેરક તે વિખ્યાત. ૧૦
ચંદ્રાદિકને પ્રેરણા, હૃદય દત્તકે કાજ;
કરિને ચલાવે એકલો, ચૌદ લોકનું રાજ. ૧૧
માયામય બહુ સૂરતો, નવલા નવલા ઘાટ;
ઇચ્છા માત્ર રમાડતાં, લેશ નહીં ઉચ્ચાટ. ૧૨
અકળ કળા જાણી શકે, કોઈ ન એવો કળનાર;
બ્રહ્મા વિષ્ણુ શિવાદિકનો, નવ લાધે કંઇ પાર. ૧૩
ચૈતન રૂપ ભરી રહ્યો, જગમાં બાહાર મુઝાર;
નજર તો આવે નહીં, નભથી સૂક્ષ્મ અપાર. ૧૪
જ્યાં સુધી લહે દેવને, પૃથિવી કેરો વિકાર;
ત્યાં સુધી તેને નાથજી, કરે ન અંગીકાર. ૧૫
માટે સદ્ગુરુ સેવિયે, શરણ જઇએ તત્કાળ;
કૃષ્ણ વચન ઉર ધારીયે, કહે જયમ ગુરુજી કૃપાળ. ૧૬
જ્ઞાંની ગુરુજન ઓચરે, સત્ય વચન નિરધાર;
વ્યાપક ચિદ્‌ઘન નાથનું, ભજન બતાવે સાર. ૧૭
દુષ્ટ ગુણો દૂરી કરે, શુભ ગુણ શીખવનાર;
પામરતાને પાલટી, આપે વસ્તુ અપાર. ૧૮

માને સદ્ગુરુ શીખવે, તેજ કૃષ્ણનો ભાવ;
તે પરમાણે ચાલતાં, ગીતા ભવજલ નાવ. ૧૯
ગુરુ ઉપદેશને પાળીયે, મોટી સેવા એહ;
જેથી પાતક પાંગરે, આવે ભવનો છેહ. ૨૦
પિંડ પુજાવે આપનો, ચિંધે પીતળ પાહાંણ;
એવા ગુરુ શિષ્યને મળે, મહા નરકની ખાણ. ૨૧
ગુરુ વચનેથી સાધીયે, સાધન પ્રથમ વૈરાગ;
બીજું નામ વિવેક તે, જડ ચૈતનનો ભાગ. ૨૨
શમ અંતરની શાંતિ દમ ઇંદ્રિ જય હોય;
ઉપરતિ વિષયો ઉપરે, મન નવ જાએ સોય. ૨૩
સુખ દુઃખ સહન તિતિક્ષા, શ્રદ્ધા ગુરુ વિશ્વાસ;
સમાધાન મનમાં રહે, નિજ સ્વરૂપની પ્યાસ. ૨૪
મોક્ષની ઇચ્છા મુમુક્ષુતા, એ સાધન શુભ સાર;
ગુરુ ચિંધે તો આવડે, મોક્ષતણા દાતાર. ૨૫
માટે ગુરુસમ કો નહીં, જગમાં બીજો અન્ય;
જે જન ગુરુ શરણે રહે, તે જનને ધન ધન્ય. ૨૬
જયાં સૂધી એ આવડે, અંતરંગ સાધન;
ત્યાં સૂધી હરિને ભજે, શુદ્ધ કરે નિજ મન. ૨૭
હક નિષ્ટા રાખે ખરી, ગ્રહે ન ચીજ હરામ;
દાન દયા સત્સંગતિ, અન્ય ભજન નહીં નામ. ૨૮
ચિત્ત સંતોષ પ્રસન્નતા, વિદ્યાનો અભ્યાસ;
મદ મત્સર રાખે નહીં, ચોરી ન ચાડી ન હાસ. ૨૯
ક્રોધી ન ફૂલણ આળસૂ, દીર્ઘસૂત્રી નહીં ચોર;
દુર્ગુણથી ડરતો રહે, મનને રાખે ઠોર. ૩૦
મૃત્યુતણો ભય મનમાં, રાખી ન ગાફ્લ થાય;
દિન દિન પ્રભુને પામવા, પ્રેમ વધારે જાય. ૩૧
સહુ સાધનમાં શ્રેષ્ઠ છે, સાચે પ્રેમે ધ્યાન;
કરે સચ્ચિદાનંદ બ્રહ્મનું, તો ઝટ થાયે બ્રહ્મજ્ઞાન. ૩૨

## પદ ૭૦ મુ.

પરમગુરૂ પરમેશ્વર સ્વામી, કરતા ભરતા હર બહુ નામી;
ચૈતન રૂપ પ્રકાશ નિરંતર, વ્યાપક એક કૃપાકર શંકર. ૧
તમ વડિયે રવિ આદિક મંડળ,તમથી વિધિ હરિ શિવ આખંડલ;
દશદિગપતિ વસુ તમથી રાજે, તમથી રૂદ્રાદિત્યો છાજે. ૨
ઇંદ્રિય દેવ વિષય રહે તમથી,આજ્ઞા લોપ કરાય ન યમથી;
લોક ચતુર્દશ અળગ રમાડે, નિજ જનને નિજરૂપ પમાડે. ૩
ચૈતન ભિન્ન ન તમથી લાધે, વિમુખ થયે નર ભટકે બાધે;
હું મન વચન કરમથી શરણે, આવિ નમ્યો પ્રભુ અંતઃકરણે. ૪
પાહિ પાહિભવતાપ નિવારક, સાત્વિક મતિ દીજે તમહારક;
રાજી હો ત્યમ રાખો જગમાં, પણ મતિ રાખો સદ્ગુરુ પગમાં. ૫
નાથસ્વરૂપ ન ચૂકું ઘડીયે, શ્વાસો શ્વાસ જપું તમ વડીયે;
ક્ષુદ્ર સ્વરૂપથકી મન ફેરો, ઘો વિશ્વાસ ચિદાનંદ કેરો. ૬
વ્યાપક રાખું મનમાં ધારી,અન્ય ન વાદ કરે મતિ મહારી;
નાથ પ્રતાપ વધારો તનમાં, વાસ સદા આપો સજ્જનમાં. ૭
જડ બુદ્ધિને જેર કરીજે, અભયદાન નિજ જનને દીજે;
પાપમતિ મનમાંહથી કહાડો, કામાદિકને શાંતિ પમાડો. ૮
દૃઢ વૈરાગ વિવેક વધારો, શમ દમ ઉપરતિ આપી સધારો;
સહન શક્તિ શ્રદ્ધા પ્રભુ દીજે, સમાધાન સ્વરૂપમાં કીજે. ૯
શુદ્ધ મુમુક્ષુપણું પ્રભુ આપો, મૂલ અવિદ્યા બંધન કાપો;
ઘટમાં નાથ સ્વરૂપ નિહાળું, પ્રેમામૃતથી હૃદય પખાળું. ૧૦
જ્યાં જાઉં ત્યાં તમને દેખું, જડ ધાટો મનમાંહે ન પેખું;
ચૈતન આનંદ ધનમાં ભમતો,દિન પ્રતિ રાખો સુખમાં રમતો. ૧૧
ક્રૂર કટાક્ષ ન સ્વપ્ને ભાળું, રિઝ મોઝ દેતાજ નિહાળું;
સર્વે સૌમ્ય શક્તિથી પેખો, મુજને અંગીકૃત કરી લેખો. ૧૨
ઘટઘટથી ભર પ્રેમ નિહાળો, જે જે વચન કહું તે પાળો;
જ્યાં જ્યાં મુજને ગમન કરાવો,ત્યાં ત્યાંથી શુભ લાભ અપાવો. ૧૩
ઉત્તમ ચાલ અહરનિશ આપો, સમજણ દઈને કલેશજ કાપો;
જે જે પ્રેરક પ્રેરો અમને, તે તે ઉત્તમ દોષ ન તમને. ૧૪

રાજી રહમ જ્યમ આપ ચલાવો,જગપતિ પર નહીં કોઇનો દાવો;
પણ નિજજન તો કરૂણા માગે, મુશકલ કાંઇ નહીં તે આગે. ૧૫
નાથ કૃપાથી આનંદ પામું, ભેદમતિની ભ્રાંતિ વામું;
સર્વ સિદ્ધિમુ:૮ આગળ સ્વામિ,રાખો અનુચરવત્ શિર નામિ. ૧૬
જય જય અશરણ શરણ દયાકર,ઇચ્છા માત્ર વિરાટ અભરભર;
જય જય નિદ્રા રહિત ઉજાગર,અમિત કોટી શશિ ગુણસાગર. ૧૭
જય જય જ્ઞાન સ્વરૂપ પ્રકાશી,જય જય અતિવ્યાપક અવિનાશી;
જય જય અનિર્વાચ્ય રહિતોપમ,જય જય નિત્ય પ્રકાશ અલગતમ. ૧૮
જય જય પૂર્ણ પ્રકાશ અભયકર, જય હૃત્કમલ નિવા કુમતિહર;
જય જય ઇશાધીશ સનાતન,જય સચ્ચિદાનંદ બ્રહ્મ સનાતન. ૧૯

# ધીરો.

એના પ્રસિદ્ધ ગ્રંથ કોઈ નથી. પણ કાફી રાગનાં પુષ્કળ પદો છે. તેમાં વેદાંતના ઠોકો છે. તે સિવાય બિજાં પણ શૃંગાર ભક્તિનાં પદો પણ છે.

## ભક્તિ પદ સંગ્રહ.

### પદ ૧ લું-રાગ ઘોળ.

દમકા ભરોસા મત કર ભાઈ, સાધન કરંદા સાઈ;
સાધન કરંદા સાઈ, મેં વારી વસ્યા.દમકા. ટેક.૧
પાવ પલકકી ખબર ન જાણે, કરે કાલકી આશ;
શીરપર જમડા જડપ રહે, હોયગા જંગલ વાસ. દમકા. ૨
હસ્તી ઘોડા માલ ખજાંના, કોઇ કામ નહીં આવે;
અચેત હોકર કબ બેઠા હો, પીછેથી પસ્તાવે. દમકા. ૩

સદ્ગુરુજીકે શરણે જાઇ, ચરણે શીશ નમાવી;
આધીન હોકર નીશદિન રહેનાં, જમકી ત્રાસ મિટાઈ. દમકા. ૪
જેઆ આશ જાનેકુ ભાઇ, રહેનેકુ થીર નાહી;
સદ્ગુરુ ધીરા ભગત બતાવે, રોગી ભગવાન ભલાઇ. દમકા. ૫

## પદ ૨ જું–રાગ કાફી.

ભવૈયા ભાવે ભજો બ્રહ્મ રે, ભૂતળ ખેલ ભજાડો;
નૃત્ય કરો નાયક નાયકા રે, રચો આનંદ અખાડો. ટેક.
મન નાયક ન્યાય કર નેકી, અદલ ચલાવો નાવ;
ભાત ભાત ખેલો ખેલ ખાંતે, ભલો દેખાડો ભાવ;
સોહમ્ સરતે રે, આત્મા રમાડો. ભ. ૧
જ્ઞાન ઘુઘરા ઘણણણ ઘમકે, રણણણ રોમ રણકાર;
સણણણ સુર ઝણઝણે, ભણણણ ભાન ભણકાર;
ગડડ મૃદંગ ઝડ રે, લાગે ને લોટ ચોંટાડો. ભ. ૨
ભાવ ભુંગળો ભલી પેર બોલે, ડોલે શબ્દ સુણી દેશાંત;
તનનન તાન તાલ તંબુરા, સુરત તુરત થાય શાંત;
નિજ નામ નરઘાં રે, માન મંજીરાં વજાડો. ભ. ૩
ધોરી લાખા વેશ લાવો મન નાયક, રિઝયો રાજા જોઇ રૂપ;
દાસ ધીર ધણી અઢળક ઢળિયા, મોટા કોટિ બ્રહ્માંડના ભૂપ;
મન માની મોજ મળી રે, ધન્ય ઘડી ધન્ય દહાડો. ભ. ૪

## પદ ૩ જું.

અમારે દેશ આવો રે, લહાવો ઘણો લેવાને;
દેહગામ શેહેર સુંદિર રે, સાધો સોહમ્ સેવાને. ટેક.
શેહેરની લેહેર અની નૌતમ નગરી, પંચરંગી બંગલા બિરાજે;
મેહેલ મેહેલ મોતીનાં તોરણ, ઘેર ઘેર વાજીંત્ર વાજે,
નિવૃત્તિનો નાવલો રે, જૂવે તે જોયા જેવાને. અ. ૧
દશ દરવાજા ને પાંચ બારી, છત્રીસ નારી કરે છંદ;
પ્રેમની વાતો સરસ સોહાગણ, માણે સચ્ચિદાનંદ;
પિયુની વાડીમાં રે, દીઠા મીઠા મેવાને. અ. ૨

બાવન બજાર ને ચોરાશી ચૌટાં, ભવન ભવન પ્રત્યે ભાવ;
જ્ઞાન ભમરી ચિત્તને ચૌટે, બની ખૂબી ખેલ બનાવ;
તે નાભિના ઓરડા રે, રાજને રહેવાને. અ. ૩
ઉન્મુની મંદીર અખંડ જ્યોતી ઝળકે, જડ જીવ સર્વની જાત;
શૂન્યમંડળ મળી હંસમંડળી, નિશ્રેના ઘરમાં નાથ;
ધીર ગુરુ ગાદીએ રે, ભેઠયા બ્રહ્મદેવાને. અ. ૪

## પદ ૪ થું.

સમજ્યા તે સુખ પામ્યા રે, સમ્યા તે સત્ય શેરડિયે;
હરખ શોક સમતુલ્ય રે. અલખ લેહરડિયે. ટેક.
હસ્તામળ રવિ પ્રકટયો ઘટમાં, જળબિંબ જ્યોતિ પ્રકાશ;
સેજ સમાધિ અનહદ ધૂન લાધી, અસિપદ આનંદ ઉજાસ,
અદ્વૈત મગન ઉગ્યું રે, લલુતા પ્રેમ પાંખડિયે. સમ. ૧
જ્ઞાન મેડકે કાળ મણિધર માર્યો, મને મોહ દધીનો કીધો અહાર;
અજ અનુભવે આભ શોષ્યો, બગબુદ્ધિએ માર્યો અહંકાર;
તૃષ્ણા સિંહ નાઠો રે, સંતોષ શ્વાન ચઢયો કડિયે. સમ. ૨
હરિનામ નાવે ઉદક ત્યાં ન ચઢિયું, ચર અસત્ય સત્ય ચૂલ;
અસ્વાર અધર્મ ધર્મ તુરંગમ, અસ્વારી ઉલટ અમૂલ્ય;
ક્ષમા દયા દોડાડી રે, ક્રોધ કામ બાંધી બેલડિયે. સમ૦ ૩
પોતાના બનાવ્યા પોતે પ્રકટયા, સોનાએ ઘડયો સોનાર;
કીડી કુંજરને નાચ નચાડે, એમ કાદવે કીધો કુંભાર;
ધીર ધણી ભેટયા રે, પ્રકટયા ઘટ પ્રેમ ઝડિયે. સમ. ૪

## પદ ૫ મું.

અકળ ગતિ તારી રે, પૂરણ બ્રહ્મ બ્રહ્મચારી;
તારો મર્મ ન જાણે રે, જોગીંદ્ર મોટા જોગધારી. ટેક.
અકળ ગતિ તારી અલબેલા, મર્મ નવ જાણે ભેદ;
કર્મ દાન દયાળ દાખલા, હાર્યા વિરંચીના વેદ;
પાછા વાળી લાવ્યા રે, અસમાને ઉતારી. અકળગતિ. ૧
જઇ યજ્ઞમાં હરિએ અવનિ માગી, લઘુરૂપ ગોપાળ;
વામનરૂપ ધર્યું પાતળિયે, બળિને ચાંપ્યો પાતાળ,
પ્રભુ પેર ન જાણી રે, પ્રતિહાર રહ્યા પાલી. અકળગતિ. ૨

પાણીમાં પાળ બાંધી પુરૂષોત્તમ,રાવણ હણ્યો તત્ખેવ;
દશ મસ્તક હરિએ હાથે હણ્યાં, એવા દેવાધી દેવ;
જાનકીને લાવ્યા રે, રામાવતાર ધરી. અકળગતિ. ૩
કોટિ કૈતક કર્યા કૃષ્ણજીએ, દાવાનળ પીધો દયાળ;
ધણી ધીરાના ધીરજવંત છો,ગોવર્ધન ધર્યો કૃપાળ;
કાળિનાગ નાથ્યો રે, ઉપર કરી અસવારી. અકળગતિ. ૪

પદ ૬ ઠ્ઠું.

હોલો હોલી કહે છે રે, પ્રભુજી મારી વ્હારે ચઢો;
બચ્ચાં મારાં માંહે રે, તળે આવી ભીલ ખડો. ટેક.
બાણ તાણીને ઉભો પારધી, ઉપર આવ્યો બાજ;
પોલારમાંથી સર્પ નિસરિયો, તેણે તો સરી ગયાં કાજ,
ગરૂડનો ગામી રે, હરિ બિરદદાર બડો હોલો. ૧
વિનતિ સુણી વિઠ્ઠલ પરવરિયા, સાપ માંહે નિરવાણ;
ભિલને ડૈસતાં પારધીના, તતક્ષણ લીધા પ્રાણ,
બાણ ત્યાંથી છૂટયું રે, બાજ આવી હેઠો પડયો. હોલો. ૨
જૂઓ હરિ કેવા સંકટ મોચન,બચ્ચાં બચાવ્યાં કૃપાળ;
કાળું કરનારનું કરતો કાળું, એવો એ દીન દયાળ;
કાળનો કાળ કાળોરે, પ્રહ્લાદની વ્હારે અડયો. હોલો. ૩
કઠણ વેળાએ કારજ કરશે, ભજન કરો ભય જાય.
સ્વામી સેવાનું ફળ અમોલે, અંત સમે કરે સહાય;
થાય હરિ ઉભોરે, કદી કાળ સામો તડુકયો. હોલો. ૪

પદ ૭ મું.

અઘનો નાસે ઓટલોરે, રણછોડ તમે રમો રમો;
દેવ ડાકોરનો ઠાકોરરે, મન કમ વચને નમો નમો. ટેક.
બોડાણાનું બિરદ પાળવા, ગોકુળ કરી ગુજરાત;
લાવનારને વૈકુંઠ આપી, હરિ ડાકોરના થયા નાથ;
હવે ભાવતાં ભોજનરે, જુગતે જમો જમો. અઘનો. ૧
દ્વારામતિ પેં અતિ અનુપમ, કીધું ડાકોર ગામ;
ચૌદ લોકની ચળકી આણી, કીધું ચાર ધામનું ધામ;
ભગતનું ભાવ્યુંરે, દયાળ દુઃખ ખમો ખમો. અઘનો. ૨

અંગે અગાણુત પહેરે આભૂષણ,હરિ જેવી ઉપજે રુચી;
વસ્ત્ર વિવિધ જરકશી ઓઢો, પ્રિય પ્રેમીજન શૂચી;
ચંદન બાવનાં ચરચોરે, ભૂલો નહીં સમો સમો. અધનો. ૩
અડસઠ તીર્થના અધિપતિ, હરિ નિર્ધનિયાનું ધન;
રાંકની રિદ્ધ સિદ્ધ રાજ અમારા, ત્રિકમ અપંગના તન;
ગોપીને ગુણીજનરે, ગોવિંદ ગમો ગમો. અધનો. ૪
અનુભવિયાનો અંતર દેવ તું, રાજ મહારાજ કૃપાળ;
કૃષ્ણ સ્વરૂપે કાળને કરડો, દામોદરજી તમે દયાળ;
સંભાળો સંત સ્વામીરે, દુષ્ટને દમો દમો. અધનો. ૫
અવનિ નભ અપ તેજ વાયુમાં, વ્યાપી રહ્યારે વિશ્વેશ;
દશ દિશાને સ્થાવર જંગમ, પાતાળ માંહે પ્રવેશ;
ધીર બ્રહ્મદેશ ભૂલ્યારે, તે ભૂતળે ભમો ભમો. અધનો. ૬

પદ ૮ મું.

કપોતની કહે છે રે, કંથ મારૂં કહ્યું કરો;
શિંચાણાનો ભય છેરે, પારધીએ બાણ ભર્યો; ટેક.
અહીંથી ઉડી અળગા રહીએ, આ દેશ તજી ઉપદેશ;
મર્મ વચન પિયુ મારૂંરે માનો, અસત્ય નહિ લવલેશ;
પ્રમાદ પ્રભુ મૂકોરે, રાંક વેણ હ્રદે ધરો. કપોત. ૧
કપોત કંથ કહે કાયર કામની, હોનાર પદારથ હશે;
શત્રુનું સાલ સેજમાં ટળશે, કરતાનું કહ્યું થશે;
હ્રદયે હરિ રાખોરે, કૃષ્ણ કૃષ્ણ ઉચ્ચરો. કપોત. ૨
જીવ જાયે ઘટે ઘટ ગોવિંદ, પલકે અંક પ્રમાણ;
ડગમગતા તમે દિલથીરે ટાળો, સંભારો સારંગપાણ;
ચિંતા ન રાખોરે, દિલથી ના ડરો ડરો. કપોત. ૩
અહી ડસ્યો પારધીને પાયે, તૂટયો બાણ તેવાર;
ઉડયું શીર શિંચાણા કેરૂં, એવા કૃષ્ણ કૃપાળુ કરતાર,
ભાવે ગુણ ભાખો રે, ભવજળ તરો તરો. કપોત. ૪
તન તરૂવર પ્રાણ પંખીડો, નિવૃત્તિ કપોતની નાર;
અહંકાર અહી અને જરા પારધી,ક્રોધ શિંચાણો નિર્ધાર,
ધીર મુકુંદ મધુસૂદન રે, પલક ન રાખો પરો. કપોત. ૫

## પદ ૯ મું.

સ્મરણ કરો શ્યામનું રે, જેનું નામ છોગાળા;
વારી જાઉં મુખપર રે, કાનડ કપટી કાળા. ટેક.
મુસ્તકે પાઘ ને કલકી તોરો, કુંડળ ઝળકે કાન;
ભાળ તિલક કર્યું કેસરી, શોભે છે ભીનેવાન;
આઘ અનાઘ રે, રાજ ઘણું રૂપાળા. સ્મરણ. ૧
દોરો કંદોરો ઝાંઝર લંગર, કનક બાજુબંધ બાંયે;
હૈયે લેંકે હાર હીરાનો, મળી સોના સાંકળી માંયે,
ઉપર ઓપેરે, મુગતાફળ માળા. સ્મરણ. ૨
પીળાં પીતાંબર જરકશી જામો,ઓઢી ઉપરણી અમૂલ્ય;
પટકે ને લટકે મન મારૂં અટકે,નહીં કોઇ નાથ સમતૂલ્ય,
ભયભવભંજન રે, ભકત પ્રતિપાળા. સ્મરણ. ૩
સોલ કળાવંત શ્યામ સ્વરૂપી, ધરે શોભીતા શણગાર;
નખશિખસુધી નંગ જડિયાં,તેનો કહેતાં ન આવે પાર;
દેવને દુર્લભ રે, નયણાં ભરી ન્યાળ્યા. સ્મરણ. ૪
એ પ્રભુરૂપ અંતરમાં રેજો, વળી વધારજો પ્રીત;
ધીરાને સદ્ગુરુ પ્રતાપે,અંતર દરશન દેજો નિત્ય;
પરસન થઇને રે, ઠાકોર ડાકોરવાળા. સ્મરણ. ૫

## પદ ૧૦ મું.

અમારી અરજ સુંણીએ રે, ગરવા ગુરુ બ્રહ્મજ્ઞાની;
સંશય સર્વ ટાળો રે, ગુરુજી આતમજ્ઞાની. ટેક.
દીન બાળ હરિ શર્ણું તમારે, કોને કહે ગુરુ મારા;
પ્રશ્ન પૂછી કોને પાગે પડે એ,સચરાચર અવિધારા;
ભ્રમણા હરિ ભાંગો રે, જ્ઞાની માની અજ્ઞાની. અમારી. ૧
હરિહર સરખા ગુરુજી ગરવા, ધરવા જઇએ કિનું ધ્યાન;
નૃત્ય ગુરુ જેણે નારદ કીધા, તે પૂછે શું અન્યને માન;
તાન તાલ વિચારે રે, મહન્ત ગુરૂ માની માની. અમારી. ૨
મોક્ષનું સાધન કર્મ હશે કે, જ્ઞાન હશે મહારાજ;
કે જ્ઞાન કર્મ મળી બે હશે, એ સંશય નિવારો રાજ,
ભ્રમિત થઇ ભટકું રે, મિથ્યા હું માણી માણી. અમારી. ૩

નિશ્ચે કરી તમે નાથ નિરંજન,બોલો બોલો બિરદાળ;
ત્રણ પક્ષમાં કહો ચક્ષ મિચી, હરિ કિયો હશે રસાળ;
ધીર ધરે ધારણ રે, જોગદેવ જાણી જાણી. અમારી. ૪

## પદ ૧૧ મું.

સુંણ શિષ્ય શાણા રે, તારી ભાંજુ ભ્રમણ મતિ;
બુદ્ધિને અનુસારે રે, ગાજીને કહું જેવી ગતિ. ટેક.
જેમ કેરીથી આંબો થયો ને, આંબાથી થઇ કેરી;
ભેરીએ તો મદંજ ઘડિયો, મરદે ઘડી ભાઇ ભેરી;
ન લેરી જળ જૂદાં રે, એકમેક વતી વતી. સુંણ. ૧
નભચર કેરી ગતિ ન થાયે, વિના બને પાંખ;
ત્રયલોક કયમ દશ્યે સંતને, હોય ન જ્ઞાનની આંખ;
પક્ષ એક ખોટો રે, જૂઠ નહિ રતિ રતિ. સુંણ. ૨
જ્ઞાન કર્મ વડે મોક્ષોપાસન, નહિ એકે નિરધાર;
કર્મ મૂકી એક જ્ઞાન ગ્રહે તેણે, ઉતરે નહિ ભવપાર;
વાર વાર કહીએ રે, અમે તો સત્ય મથી મથી. સુંણ. ૩
જેમ જળનિધિ જળધરરૂપે, જળધરરૂપે જળરાજ;
ઉભય મળ્યા વિણ વૃષ્ટિ ન દર્શે, થાય ન સૃષ્ટિનું કાજ;
ધીર વીર ધારો રે, એકે શ્રેય નથી નથી. સુંણ. ૪

## પદ ૧૨ મું.

સિદ્ધાંત કહો સાંઇ રે, જેની મન માંહિ આંટી;
ઘુંટાય ઘટ ભીતર રે, ઘણા તે દિન કેરી ઘાંટી. ટેક.
બ્રહ્મને કહો બ્રાહ્મણ જાણે, જાણે પંડિત પુરાણી;
ન્યાયી વ્યાકરણી વેદાંતી જાણે, કે જાણે સાંઇ કુરાની;
પુરાણી વચનો રે, જાણે કહો અમી છાંટી. સિદ્ધાં. ૧
વેદી જોઇએ કે ભેદી જોઇએ,જોઇએ જ્ઞાની કે અજ્ઞાની;
રાય જોઇએ કે રંક જોઇએ,કહો જોઇએ માની કે અમાની
ધ્યાની ધણી કેરો રે, કે જોઇએ જુવતીનો માંટી. સિદ્ધાં. ૨
વ્યાજખોર નિરખે હલાલખોર નિરખે,નિરખે રાણી કે મહારાણી;
પટેલ નિરખે કે કોઈ મેહેતાજી નિરખે,નિરખે કહે જે બહુ કાણી;
જાણીને ઝીણું જોતાં રે, નિરખે જેની ચાલ રાંટી. સિદ્ધાં. ૩

ઘણા દીનો ઘુંચાઉં ઘટમાં, સંશય નિવારો નાથ;
જો સંશય મિટે નહિ મારો, હરિ લાજે મૂકયો હાથ;
સાથ સારો શોધ્યો રે, ધીરે બહુ ખાંટી ખાંટી. સિદ્ધાં. ૪

## પદ ૧૩ મું.

સુંણ ચેલા ચારૂ રે, ભ્રમણાને પરી કરી;
બ્રહ્મને ભેટે કેવારે, તેવાને કહું ધ્યાને ધરી. ટેક.
સંસાર બંધે બંધાયો જાણે, જાણે મુક્તિ જ્ઞાનવડે;
સમદૃષ્ટિને તૃષ્ણા ત્યાગી, વળિ વિષયાદિકથી લડે;
અડે જઇ એવા રે, ડરે ન કોના ડરવ્યા જરી. સુંણ. ૧
દૃષ્ટાંતવડે સિદ્ધાંત કહું સુંણો, સુંણો શિષ્ય મારા;
જાંબુવાન કયાં મનુષ્ય હતો, રિંછ હતો અવિધારા;
ધારા નવ જોઇએ રે, કહું તને હરીફરી. સુંણ. ૨
હનુમાનજી વાનર રૂપે, વાલ્મીક વાલ્મીક રૂખ;
અસુર રૂપે વિભીષણ રાજા, શુકીએ જણ્યા મોટા શુક;
સુખ જેનું જોતાં રે, જ્ઞાની વડા જાણી હરિ. સુંણ. ૩
તાઇથાં પિંજારાં જ્ઞાની ગણાયાં, માને જેને બ્રહ્મરાજ;
અંત્યજ આદિ પૂજાઇ ગયા ત્યાં, કોહો શું વડાનું કાજ;
રાજ ધીરો રીઝે રે, નવ જૂએ કીડી કરી. સુંણ. ૪

## પદ ૧૪ મું.

મન મેવાસી, મગરૂરીમાં રહો છો, પણ આખર તમારે મરવું છે;
તિલ તિલ તારે લક્ષ્મીવરની આગળ, લેખું કરવું છે. ટેક.
તેં શું પરઠયું ને શું પાળ્યું, અહીં આવી ઊંધે ઊંધું વાળ્યું;
જડ બુદ્ધિ જીવ બાધુ ગોતર બાળ્યું-મન૦ ૧
તારાં દશે દ્વાર જયારે બંધ થાશે, તારી વ્હારે તે વળતી કોણ ધાશે;
તારે આકાશ અવની એક થાશે-મન૦ ૨
બાની બકરી કસાઇઘેર આણી છે, તે તો પોણી પલની પરોણી છે;
એવી તારા અલ્પ આયુષની એંધાણી છે-મન૦ ૩
તારાં નીચાં કરમ નિશ્ચે નડશે, તુજ પાપી શરિરે પેજારાં પડશે;
જમ કિંકરની લાતો જડશે-મન૦ ૪

કાંઇ પુણ્યતણાં પગલાં ભરજો, કાંઇ પરમારથ કારજ કરજો;
દાસ ધીરાના ધણીને હૃદે ધરજો-મન૦ ૫

## પદ ૧૫ મું.

જેને પિયુ મલવાનો પ્રેમ હોય તે, આવો દેશે અમારેજો;
આડે અર્ણવે ઉતરી, નાવડું આવે છે આરે જો. ટેક.
દૂર બતાવે નાથને, તેને પ્રકટ પાસ દેખાડું જો;
એક સદ્‌ગુરુની કૃપાવડે, તેને બ્રહ્મલોક પોહોચાડું જો-જેને.૧
એક અચરજ મારા દેશમાં, ગૌવાં ને સિંહ રમે ભેળાં જો;
અવળાંનાં સવળાં થયાં, કરમદીએ લાગ્યાં કેળાં જો. જેને. ૨
એક સદા પુનમ મારા દેશમાં, અમાસ ભુવન નવ આવે જો.
શીત ને તાપ વ્યાપે નહીં, એક બકરો બળદને ધાવે જો. જેને. ૩
એક અમૃત ફળ મારા મુલકમાં, તેના ભોગદારી ત્રિપુરારી જો;
ભરે વારિ દોરી ગાગર વિના, સુરતા સોહાગણ પણિયારી જો. જેને. ૪
એક અઝડ ઝડે પરજન્ય પડે, પૃથ્વીનાં પડ રહ્યાં કોરાં જો;
પોઢયા હંસરાય ચોગાન ચોતરે, તેને અંગે ન અડકે ફોરાં જો. જેને. ૫
એક કંઠ વિના ગાય નાયકા, ને ચર્ણ વિના તે ચાલે જો;
એક ધીર સખી પિયુ પાસ રમે, મહાનંદ સુખ મહાલે જો. જેને. ૬

# હરીભટ.

વડોદરાનો વતની. સંવત્ ૧૮૮૫ માં હૈયાત હતો. એણે દાતા હરીનો પંથ ચલાવ્યો છે. એના પ્રસિદ્ધ ગ્રંથમાં દસમલીલા, હાલરડું, તથા કેટલાંક પદો છે.

## સંક્ષિપ્ત દસમલીલા.

### રાગ કાફી.

શ્રી ગુરૂ ચર્ણ કમળરે, આદે આરાધુંજી;
સંક્ષેપે દશમ લીલારે, હરીગુણ ગાઉંજી. ૧

સકલ વૈષ્ણવ જનરે, કરૂણા કીજીએ;
સરસ્વતી આદી માતરે, વાણી શુભ દીજીએ. ૨

હરીગુણ ગાવાનેરે, અંતર ઇચ્છા હવી;
વર્ણવું વ્રીજપુરીરે, નહીં મોટો હું કવી. ૩

ભાખું તે બ્રહ્મલીલારે, ગોકુળ ગામની;
ગાઉં હરીગુણ ગાથારે, શ્રી કેશવરામની. ૪

ભૂતલે ભાર થયોરે, અસુર વાધીયા;
વસુધા સ્વર્ગે ગઇરે, સૂરને આરાધીયા. ૫

ઇશ્વર ઇંદ્ર આદેરે, અમર ટોળે મળિયા;
દયાળને દુ:ખ કહેવારે, સંભાળવા કીરત પળિયા. ૬

સુર સૌ સ્તુતિ કરેરે, મુનિવર તપ કરે;
વેદ તણી ધૂનીરે, બ્રાહ્મણ મુખથી ભણે. ૭

અરૂપનું રૂપ ન જાણેરે, વેદ તે શું વખાણે;
બ્રહ્મ અગોચર સાખીરે, રહ્યો વિશ્વને પાળે. ૮

અચ્યુતાનંદ વાણીરે, અંતરીક્ષથી ઊપજી;
ઘન ગર્જી રહ્યોરે, જાણ સર્વને થઇ. ૯
બોલ્યા દયાળજીરે, કાં દેહ દમન કરો;
મથુરામાં જઇનેરે, અમર સૌ અવતરો. ૧૦
અમે અવતાર લેશુંરે, દેવકી માવડી;
ચારસું ગોપ થઈનેરે, ગોકુળની ગાવડી. ૧૧
વરસ અગીઆર સુધીરે, ગોકુળ વિષે વસશું;
વર્ષ તે બારમેરે, મામાને મારશું. ૧૨
એવો સંકેત કીધોરે, દયાળે દેવશું;
ધરાને મન દુઃખરે, તે ભાર ઉતારશું. ૧૩
સ્વજન સર્વ સાથેરે, અસુરને મારીશું;
દુષ્ટ જે દમતારે, સર્વ સંહારીશું. ૧૪
શેષને આજ્ઞા આપીરે, થજો તમે વીર વડા;
દુઃખ પામે છે ઘણુંરે, લોક તે બાપડા. ૧૫
તેડી ત્યાં જોગમાયારે, થજે તું વીજળી;
વહાલે સંકેત કરીરે, ગઇ દેવ મંડળી. ૧૬
અમર અવતર્યારે, જાદવ થઇ ઘણા;
સેવક થઇને વર્તરે, પાપી તે કંસતણા. ૧૭
પરવશ થઇને પ્રજારે, પાપીને પૂજતી;
અધર્મે કંસનેરે, ધરણી ધ્રૂજતી. ૧૮
ન થાયે યાગ યજ્ઞરે, કે યજન બ્રહ્મનાં;
શેવાળે સર્વે વિંટ્યુંરે, દર્શન દેહેરાં દેવનાં. ૧૯
બીજા જે રાજા મોટારે, દેશવિદેશ ચાંપે;
અસુર અન્યાય ભર્યારે, કંસથી કાળ કાંપે. ૨૦
વીમાસણ કંસરાયરે, મનમાં કીધીજી;
ભગીની દેવકીજીરે, વસુદેવને દીધીજી. ૨૧
પેહેરામણી ઘણી કીધીરે, મહિમા રાખવા;
બેનને સાસરે વળાવેરે, બેઠો રથ હાંકવા. ૨૨
પ્રજા જોવાને મળીરે, લાગી ગુણ મુખે કહેવા;
બેનનાં લાડ પાળ્યાંરે, પીતરાઇ ન હોય એવા. ૨૩

શ્રવણે સ્તુતિ સુંણીરે, હરખ્યો કંસનો પ્રાણી;
રાયને ચિંતા કરવારે, થઇ આકાશે વાણી. ૨૪
શું સગાઇને મોહ્યોરે, વળાવે શેરડી;
દેવકી દુઃખદાયીરે, વિષની વેલડી. ૨૫
વીરો થઇને વળાવેરે, જાણે બેન આપણી;
ડંસસે તુને દેવકીરે, થઇને સાપણી. ૨૬
ભગની કેરડોરે, આઠમો દીકરો;
તે તુંને મારશે રે, બોલ તું માને ખરો. ૨૭
સાંભળી સ્વર્ગની વાણી રે, કંસ કોપે ચડયો;
રાશપરોણો નાંખીરે, રાય પ્રથવી પડયો. ૨૮
રાયજી રોષે ભર્યારે, રાતી થઇ આંખડી;
ચોટલો ગૃહીને તાણીરે, દેવકી રાંકડી. ૨૯
મારવા ખડગ કાઢ્યું રે, જાણે શું વીજળી;
દેવકી પગે લાગે રે, વીનવે લળી લળી. ૩૦
વિરા શો વાંક મારોરે, મન વિચારીએ;
જેને તમે લાંડ લડાવ્યાંરે, તેને કેમ મારીએ. ૩૧
ન માઇ હું ન બાપીરે, આશરો તમતણો;
પ્રીત કરી પરણાવીરે, હવે મુને કાં હણો. ૩૨
પ્રજા જોવાને મળીરે, રડે સૌ સુંદરી;
વસુદેવ કરજોડીરે, વીનવે વિનતિ કરી. ૩૩
આણી મેંચે આપવોરે, બાળક એ તણો;
તેને તમે મારજોરે, એને કાં મિથ્યા હણો. ૩૪
વચન સાંભળીરે, કારાગ્રહ રાખીઆં;
હાથે પગે બેડીયોરે, દોહીલાં દાખીઆં. ૩૫
નારદના કહ્યા માટેરે, છોરૂ છ મારીયાં;
કંસનાં કર્મ કૂડાંરે, વહાલે વિચારીયાં. ૩૬
તેડી ત્યાં જોગમાયારે, કહ્યું ત્યાં શ્રીમુખે;
સાતમો ગર્ભ મૂકોરે, રોહીણીજીને કૂખે. ૩૭
પેટ જશોદાતણેરે, જોગમાયા અવતરી;
કંસે તે વાત જાણીરે, ગર્ભ ગયો ઓગળી. ૩૮

આઠમો ભગવાનનોરે, કેવળ કાળ કહીએ;
કંસ રાજાતણોરે, નાશ કર્યો જઈ ભઈએ. ३९
દેહ દેવકીતણોરે, તેજ ઘણું કરે;
અંધારા મંદિરમાંહેરે, મણીની જ્યોત ફરે. ४०
સેવકે જઈને કહીરે, કંસને વાતડી;
રાયજી આવી જૂઓરે, બેનની જાતડી. ४१
કારાગ્રહ કંસ આવ્યોરે, જોયાં ત્યાં ભગની;
દેહ દેવકીતણોરે, દીઠો શુદ્ધ અગની. ४२
કપોળે સુરજ તપેરે, વેણીશું વિષ ધરી;
દ્રષ્ટી બે બાણ તાણ્યાંરે, ભ્રગુટી ધનુષ ધરી. ४३
દંત બે અધુર ડંસેરે, મરડે બાંહેડી;
હીંડતાં ધરણ ધ્રુજેરે, વાંકી રોમાવળી. ४४
દેખીને કંસ ફાટયોરે, વેરીડો ઉપન્યો;
ગર્ભ ઘણું બીહાવેરે, બેન સ્વરૂપનો. ४५
સૌ રખવાળને તેડયારે, સાચવો ખપ કરી;
બેનને આકરીરે, કરી બંધોગરી. ४६
રાયને ઊંઘ ન આવેરે, ચિતમાં ચિંતા ભરી;
નિશદિન ફાટયો ફરેરે, મનમાં વિષ ધરી. ४७
ગર્ભનું રૂપ બીહાવેરે, આંખમાં તંમર આવે;
ચિત્ત તો વ્યગ્ર થયુંરે, અન્નોદક નવ ભાવે. ४८
કુંવર કાળ કેવળરે, કેમ જાએ કળયો;
કંસને કષ્ટ વાધ્યુંરે, સૂકીને સ્વલ્પ વળ્યો. ४९
રાયજી દિવસ ગણેરે, પ્રસવ તે બાળના;
ભૂપતિ વિનય કરેરે, બહુ રખવાળના. ५०
ભાઈ રખે ભૂલતારે, રહો નિશદિન જાગતા;
ચારે પોહોર કરો ચોકીરે, ફરો ઢોલ વાજતા. ५१
અવાસે સિંસું ઢળાવ્યુંરે, પાણનાં પાટીયાં;
સાંકળ ભૂંગળ મારીરે, તાળામાં રાખીયાં. ५२
પ્રસવની અવધ આવીરે, માસ પૂરણ હવા;
દેવકીએ દીવસ જાણ્યોરે, આંવ્યું પેટ દૂખવા. ५३

સ્વામિનાથ વિનય કરતાંરે, બોલતાં બીજીએ;
નાથજી વાંકી વેળારે, લાજ ન કીજીએ. ૫૪
મારે નહીં પીયર પાસુંરે, સાસુ ને સજની;
કોને કહું વેદનારે, દોહેલી રજની. ૫૫
ઓછાં તપ કરીનેરે, અવની અવતર્યા;
આઠ બાળક હવાંરે, એકો નહીં ઉગર્યા. ૫૬
હવે શી આશડીરે, મનોરથ મેલોજી;
કાંઈ થકો ઉગરેરે, એ છઇયો છેલોજી. ૫૭
કપરું કર્મ દીસેરે, છૂટીએ કેમ કરી;
દેશમાં હુંજ દુઃખીરે, એમ કહી આંખ ભરી. ૫૮
સેવક જઈ જાણ કરશેરે, કંસ ભૂપાળને;
ઝીકશે શિલા સાથેરે, કાળ એ બાળને. ૫૯
પ્રસવે સઘ રોશેરે, બાળકની ટેવજી;
રાણીને રોતાં રાખેરે, રાય વસુદેવજી. ૬૦
ધરણી ઘેલાં થાશોરે, રડી રડી અતિઘણું;
ભોગવી છૂટવુંરે, કર્મ પોતાતણું. ૬૧
કીધું હરીનું થાશેરે, જે વાત હોય ભાવી;
વાત સુખ દુઃખની કરતાંરે, બેઉને નિંદ્રા આવી. ૬૨
અષ્ટમા બાળક સમેરે, વેળા છે કષ્ટની;
શ્રાવણ માસનીરે, અંધારી અષ્ટમી. ૬૩
ગર્ભની સ્તુતી કરવારે, આવ્યા અમર મળી;
શીવ બ્રહ્માજી આદેરે, ગતી ન જાયે કળી. ૬૪
નારદ વિણા વાયરે, નૃત્ય કરે અપછરા;
વાજે વાજિંત્ર ઘણાં, ધમકે ઘૂઘરા. ૬૫
ન જાણે કંસના દાસરે, માયા જે દેવતણી;
કારાગ્રહ ઉપર આવી, સ્તુતી કીધી ઘણી. ૬૬
અમો સૌ આતુર બોલું, પામીને ખેદના;
કંસનો વધ કરોની, વહાલાજી એ વેદના. ૬૭
ગર્ભની સ્તુતિ કરેરે, અગમ નિગમ હરિ;
રૂપ અરૂપ ધરીરે, પ્રગટો દેહ ધરી. ૬૮

પ્રજાપતિ પંચમૂખેરે, નમે છે ફરી ફરી;
શેષ સહસ્ત્ર સુખેરે, વિનવે સ્નેહ ધરી. ૬૯
ગગને વાચા હવીરે, જાઓ ધીરજ ધરી;
હવડાં ઉદે થાશુંરે, મનસા દેહ ધરી. ૭૦
અમર સર્વ વળ્યા રે, વેદના વામીજી;
એવે ત્યાં દેવકી માતારે, સ્વપનું પામીજી. ૭૧
જાણે પુત્ર પ્રસવ કીધોરે, કારણ રૂપજી;
તેણે અમને છોડવ્યાંરે, મોડી કંસ ભૂપજી. ૭૨
શુકજી કહે કથારે, રાયજી સાંભળો;
એમ ત્યાં ઉદય હવારે, સમરથ શ્યામળો. ૭૩
કોણ કોણ કારજ કર્યાંરે, તે અમને કહો;
સમર્થ ગુરુજીરે, સર્વે તમે લહો. ૭૪
સુંણ પરીક્ષિત રાયરે, પાંડવ વંશના;
તુંને હરી લીલાનીરે, લાગી છે ઝંખના. ૭૫
બીજ જુવતી જનકેરોરે, પ્રેમ અવિલોકવા;
પારણે પોઢવારે, પૂતના શોષવા. ૭૬
મધવા માન મોડવારે, ગોવર્ધન ધારવા;
કંસને મારવારે, ભૂ ભાર ઉતારવા. ૭૭
દાસિ પંચાળી કેરીરે, લજ્જાને રાખવા;
સખા અર્જૂન કેરારે, રથને હાંકવા. ૭૮
જરાસંધ મારવારે, શિશુપાળ સંહારવા;
અધર્મ છેદવારે, ધર્મને ધારવા. ૭૯
પાંડવ પ્રતિ પાળવારે, રાય મૂકાવવા;
નંદ જશોમતિનાંરે, મનને લડાવવા. ૮૦
મદન કોટી રવીરે, તેજ જેમ જળહળે;
રૂપ પ્રગટ કર્યુંરે, નરહરી નિરમળે. ૮૧
જાગીઆં દેવકીરે, દીઠા દયાળજી;
કોટે કૌસ્તુભ મણીરે, મોતીની માળજી. ૮૨
અતિ અણીઆળાં લોચનરે, ફૂલ્યાં અંબૂજજી;
કુંડળ લોલ કપોલરે, ચત્વારી ભૂજજી. ૮૩

ગદા ને પદ્મ ધારીરે, શંખ સારીંગજી;
પિતાંબર પેહેર્યાંરે, શ્યામલું અંગજી. ૮૪
દેખીને દેવકીરે, આનંદ પામીજી;
ભવોભવ ગર્ભનીરે, વેદના વામીજી. ૮૫
હાંફળી હર્ષ ભરીરે, જગાડયા સ્વામીજી;
ઉઠો નાથ મારારે, વેદના વામીજી. ૮૬
જાગ્યા વસુદેવજીરે, દીઠા દયાળજી;
ચતુર્ભુજ ચર્ણે લાગ્યારે, નમાવી ભાલજી. ૮૭
જોડી કર બોલીયારે, સુંણો વસુદેવજી;
અમે કરવાને આવ્યારે, તમારી સેવજી. ૮૮
વિષ્ણુ વિશ્વના કર્ત્તારે, પ્રજા પ્રતિ પાળજી;
અમે અવતાર લીધોરે, તમારૂં બાળજી. ૮૯
ઘણાં સુખ પામશોરે, માંડી ઘર સૂત્રજી;
છઉં અમો રામકૃષ્ણરે, તમારા પૂત્રજી. ૯૦
છોરૂ છ મારીયાંરે, મૂરખ મામડે;
મને તમે મેલી આવોરે, ગોકુળ ગામડે. ૯૧
ઉછરશું ગોકુલમાંહે, ગાવડી ચારશું;
વર્ષ તે બારમેરે, મામાને મારશું. ૯૨
તમો આવ્યા પછીરે, સેવક જાગશે;
જમના મારગ દેશેરે, ભોગળ ભાગશે. ૯૩
નંદની નારીએરે, પુત્રી પ્રસવ કરી;
મને ત્યાં મૂકીનેરે, લાવજો એ દીકરી. ૯૪
જશોદા જાણતાં નથી રે, પુત્રી પ્રસવ થઇ;
માટે તમે વેહેલા થઈને રે, પુત્રી લાવો અહીં. ૯૫
એમ ત્યાં શિક્ષા કરીરે, હરી બાળક થયા;
માયાને વિસ્તરીરે, બાળાવસ્થા ભર્યા. ૯૬
માતાએ પુત્ર જાણીરે, દુઃખડાં વીસરી;
હૃદયા સાથ ચાંપ્યોરે, બેઉ ભૂજ ભરી. ૯૭
લઇ પયપાન કરાવેરે, સુખડું જોઇ હસે;
વાસના પુત્રમાંરે, હરી વાસો વસે. ૯૮

ઘણું આનંદે હુલાવેરે, રમાડે માવડી;
મીઠડાં લઈનેરે, મરૂ શોભા મુખ આવડી. ૯૯
ગાલને ચુંબન દેતીરે, હસે મુખ હાલે મોતી;
બોલતાં બીહે માડીરે, હરીને વસ્ત્ર ઓરાઢી. ૧૦૦
વસુદેવ પુત્ર માગેરે, રાણી આપે નહીં;
બંને નેત્ર માંહેથીરે, જળ ચાલ્યાં વહી. ૧૦૧
ઘેલી પ્રભાત થાશેરે, શત્રુ રહ્યા અવાસે;
રાણી શું ઘેલાં થયાંરે, કંસને જાણ થાશે. ૧૦૨
માલણી પુષ્પ આપેરે, તેમજ લીધો બાપે;
ચારે આંખડી ઝરેરે, હરી ભયને કાપે. ૧૦૩
આપતાં કહે હું માતારે, કૃત્રિમ કાંઇ નથી;
પ્રસવ તે મેંજ કર્યોરે, રમાડશે જશોમતી. ૧૦૪
હોલી પુત્ર હુલાવેરે, પ્રસવે પોપટી;
જશોદા ગોવિંદની માતારે, હું તે શું ફોકટી. ૧૦૫
ઘેલાં દીસો છો ગોરીરે, જાણો છો કંસને;
પુત્ર મુજને આપોરે, જો ઇચ્છો વંશને. ૧૦૬
ગોરીને જ્ઞાન આવ્યુંરે, સ્વામી ઉપદેશડે;
વાલાને લેઇ પધારોરે, નંદને નેસડે. ૧૦૭
જાઓ જીવન મારારે, જશોદા માવડી;
તમારા મુખ સરજીરે, છાશ ને રાબડી. ૧૦૮
પુત્ર લખાવી લાવ્યારે, ચારવા ગાવડી;
ઉસરડો ગૌ ગોબરરે, કરમાં પાવડી. ૧૦૯
નંદનું ઘર વસાવોરે, પોઢજો પારણે;
જશોદાને ફોગટ ફાંસુરે, તોરણ બારણે. ૧૧૦
હું તે માવડી મિથ્યારે, રોઇ રોઇ આંખ જશે;
દીઠી દેવની લીલારે, પરઘેર મંગળ થશે. ૧૧૧
જશોદા મા કહેવાનીરે, સગાઈ મારી ખરી;
મરી જાઉં મીઠડાં કરીરે, વેહેલા ઘેર આવજો ફરી. ૧૧૨
શીખ સ્વામીને દીધીરે, દેવકી ઘણી ડાહી;
પુત્રને આપતી વેળારે, રાખજો કાંઇ ગુહાઈ. ૧૧૩

અંધારે એકલા જતાંરે, ન રાખશો કોની તમા;
બાળક જો વાટમાં બીહેરે, કરજો ક્ષમા ક્ષમા. ૧૧૪
આલિંગન દઈને આપ્યારે, હાથ થકી હરી;
વસુદેવ લઈને વળ્યારે, ધરા ઢળી સુંદરી. ૧૧૫
સેવક જાણુતા નથીરે, મોટું માયા ધારણ;
ઉઘાડયાં બારણાંરે, કો ન જાણે કારણ. ૧૧૬
કારણ રૂપ દીસેરે, છોકરો છેલ્લોજી;
જળ બિંદુ નવ અડેરે, વરસે મેહુલોજી. ૧૧૭
વસુદેવ જાણુતા નથીરે, શેષે ફેણા ધરી;
નદીએ માર્ગ આપ્યોરે, ચાલ્યા રાય ઉતરી. ૧૧૮
કહ્યું તે સાચું મળ્યુંરે, ઉપન્યું વહાલજી;
હળવે હળવે ચાલેરે, રખે આવે આલજી. ૧૧૯
યમુના અંગુઠે ટાંપેરે, કે છોલો મારતી;
વસુદેવ મન બીહીતારે, કરે મન આરતી. ૧૨૦
ગોકુલ માંહે પધાર્યારે, ઉઘાડયાં બારજી;
જસોદા જાણુતી નથીરે, જે પ્રગટી બાળજી. ૧૨૧
શ્યામ સેજે સુવાડયારે, રાય રોયા ઘણું;
વહાલા વીસારશોમાંરે, સગપણ આપણું. ૧૨૨
દેવ દીકરાને મેલીરે, લેઈ જાઉં દીકરી;
સામું રતનને મેલીરે, લઉં છું ઠીકરી. ૧૨૩
હરી પોપટને મૂકીરે, લઇ જાઉં કાગડી;
વહાલા જો વિલંબ કરશોરે, મરે તુજ માવડી. ૧૨૪
વહાલા વીસારશોમાંરે, આંગણું આપણું;
મારા મન કેરા ઠારણુરે, ઘણું શું હું ભણું. ૧૨૫
મારા શ્યામ સલુણારે, મથૂરાં આવજો;
અમો બેઉ દંપતીનેરે, માવ મૂકાવજો. ૧૨૬
ખાંધે કન્યાને નાંખીરે, ચાલ્યા રાય શ્રમ કરી;
કારાગ્રહમાંહે પેઠારે, ભીડયાં દ્વાર ફરી. ૧૨૭
કન્યા દેવકીએ લીધીરે, રોવાને લાગીજી;
રખવાળ ભડકી કરીરે, ઉઠયા તે જાગીજી. ૧૨૮

કંસને જાણુજ કીધુંરે, ધાયો ભૂપાળજી;
દેવકી નાના કીધીરે, બળે લીધી બાળજી. ૧૨૯
વીરા એને શું મારોરે, અબળા જીવાડો.
રેહેવા દે કુળ અમારેરે, દીકરી દીવડો. ૧૩૦
દુષ્ટને દયા નહીંરે, કરવા નાશજી;
શિલા સાથે ઝીકતાંરે, ઉડી તે આકાશજી. ૧૩૧
અંતરીક્ષથી જૂએ રાજારે, બોલતી બાળજી;
ધાસકે ધરણુ પડયોરે, કંસ ભૂપાળજી. ૧૩૨
કન્યા થઇ વીજળીરે, ગગને ગડગડે;
મામા તારો મારનારોરે, ગોકુલ ગામડે. ૧૩૩
રાયને ચિંતા થઇરે, છોડયા વસુદેવજી;
છોડીયાં દેવકીરે, કરે કંસ સેવજી. ૧૩૪
શુકજી કહે કથારે, પરીક્ષિત સાંભળો;
એમ ત્યાં ઉદય હવારે, સમરથ શ્યામળો. ૧૩૫
ગોકુળની કહું કથારે, વ્યથા ગઇ સહુ;
ગગન ગરજી રહ્યુંરે, પુષ્પ વૃષ્ટી બહુ. ૧૩૬
પનોતી પ્રેમદારે, જાગી જે જશોમતી;
પાસામાં પુત્ર દીઠોરે, ત્રિભુવનનો પતિ. ૧૩૭
જેમ આકાશમાંહેરે, શશિ હોય નિરમળો;
તે થકી અધિક શોભેરે, સેજાએ શ્યામળો. ૧૩૮
ઘરમાં તેજ ઘણુંરે, કીધા કોટી દીવડા;
નંદને કહે જસોદારે, ઉઠોને પિયુડા. ૧૩૯
કંઇ કંઇ સબળ સારૂંરે, સુફળ જીવ્યું મારૂં;
ઉઠો જૂઓ અજવાળુંરે, વસ્યું છે ઘર તમારૂં. ૧૪૦
જાગીઆ નંદજીરે, નાથજી નીરખીયા;
હરીમુખ જોઇ જોઈરે, હઇડે હરખીયા. ૧૪૧
શ્રાવણ માસ સુંદરરે, રાત સોહામણી;
તીથી છે અષ્ટમીરે, નક્ષત્ર છે રોહીણી. ૧૪૨
પાછલી બે ઘટીરે, નિશા આનંદની;
મહા ફળ પુણ્યે પામ્યાંરે, શ્રી ગોકુળચંદની. ૧૪૩

નંદ આનંદે નહાયારે, કુશળી કાનજી;
મોટે મનડે કરીરે, માંડ્યાં છે દાનજી. ૧૪૪
સવત્સી વિપ્રનેરે, આપી લક્ષ ગાયજી;
સાતભાર સુવર્ણરે, આપ્યું હર્ષે રાયજી. ૧૪૫
મુક્તાફળ માણેકરે, હીરા ઝવેરજી;
નંદજી પોતે આપેરે, પુત્રની ખેરજી. ૧૪૬
આનંદ ઘેર ઘેરરે, દુઃખ દારિદ્ર હર્યાં;
ગાવાને ગુણ ગાથારે, મહિઆરાં ટોળે મળ્યાં. ૧૪૭
હરખે મલપતિરે, મહીડાં ઢોળતી;
માંહોમાંહે દધી છાંટેરે, પયે અંગોળતી. ૧૪૮
કુંકુમ રોળ કાદવરે, દધિનો બારણે;
પંકજ પોયણ બાંધ્યાંરે, પ્રભુજીને પારણે. ૧૪૯
મહુવર વીણા વાજેરે, ઢોલ નીશાનજી;
બ્રીજના લોકને વહાલોરે, પ્રાણપેં કાનજી. ૧૫૦
પુષ્પની વૃષ્ટી થાયરે, નંદજીને આંગણે;
હાથા ત્યાં કુંકુમ કેરારે, નંદજીને બારણે. ૧૫૧
ગોકુલ વૈકુંઠ જેવુંરે, તેમ વીરાજતું;
બ્રીજપુરને દેખીનેરે, સ્વર્ગ ત્યાં લાજતું. ૧૫૨
જેણીયે જેમ સાંભળ્યુંરે, તે તો તેમ નીસરી;
અવળાં પાધરણ પેહેર્યાંરે, ભૂષણ વીસરી. ૧૫૩
જીવન જોવા સરખોરે, જશોદાને પેટજી;
ભામની ભાવ ભરીરે, લાવે બહુ ભેટજી. ૧૫૪
જામે ઝવેર જડ્યાંરે, ઝળકે તાસ ટોપીજી;
ઝુમતાં ઢળકતાંરે, ઝળકે મોતીજી. ૧૫૫
ચિત્રામણ હંસ મોરરે, લખ્યાં છે ટોપીએ;
ફરતી ઝળકેરે, કોરણ બહુ ઓપીએ. ૧૫૬
હીરાગળ ગોદડીરે, ભર્યાછે લાછા જતનકરી;
શોભતાં સાંકળાંરે, પગે છે લંઘરી. ૧૫૭
હાથે હાથસાંકળાંરે, પોંચી ને બેરખા;
કાને કુંડળ શોભતાંરે, હાસરી હીરા લેરખાં. ૧૫૮

કોઇ કંદોરો લાવે રે, મોતીની ઘૂઘરી;
એણી પેરે ભેટ લાવેરે, ભામની ભાવે ભરી. ૧૫૯
રોગ દોષ ને કલેશરે, ગોકુલના સૌ ગયા;
બીજ વૈકુંઠ કીધુંરે, નાથ ઉદે થયા. ૧૬૦
પ્રથમે પૂતના સોષીરે, શકટ હણ્યો નાથે;
વત્સાસુરને પછાડયોરે, પાડયો કુળ સાથે. ૧૬૧
પ્રલંબ પ્રધાન માર્યોરે, અઘ ઉતરડીયો;
બકાસુર ચીરીયોરે, રાસભ ભચરડીયો. ૧૬૨
માંખણ લઇને નાઠોરે, આવી કરજોડીયા;
અનુખલે બાંધ્યો તાણીરે, જમલાર્જુન મોડીયાં. ૧૬૩
જશોદાએ બાંધીઓરે, નંદજીએ છોડીયાં;
ચોરીને માખણ ખાધાંરે, મરકટ રમાડીયાં. ૧૬૪
નહાતાં ચીર હર્યાંરે, બીજને સુખ પમાડીયાં;
ગોપીને ક્રીપા કરીરે, લાડ લડાવીયાં. ૧૬૫
પાવક પાન કીધોરે, કાલીને નાથીઓ;
રમતા દાણલીલારે, હરજી હાથીઓ. ૧૬૬
અન્ન લઈ ભાવ જોયોરે, રૂપી પત્ની તણો;
ગોવર્ધન કર ધર્યોરે, મૃગ વાનર હણ્યો. ૧૬૭
બે વાર નંદ મૂકાવ્યારે, ટાળી ગોપની પીડા;
ગોપી સૌ કોમળ કીધીરે, રમાડી રાસ ક્રીડા. ૧૬૮
વ્રસભ કેશીને મારીરે, મથુરાં જાય મોરારી;
અક્રૂરની સાથે પળ્યારે, ગોપીને વાયદો કરી. ૧૬૯
રજકનો નાશ કીધોરે, કૂબજા ખોડ ટાળી;
ધનૂષ ગજ મારીરે, જોઈ મલ મંડળી. ૧૭૦
મેડીથી મામો પાડયોરે, માર્યો કંઠ મરડી;
અહમેવ મોડયો નાથેરે, રહ્યો તો મૂછ મરડી. ૧૭૧
માતુલને રાજ આપીયુંરે, માબાપ મૂકાવીયાં;
પછી ઉદ્ધવ સંગાથેરે, ગોપીને કહાવીયાં. ૧૭૨
દ્વારિકાં લીલા કીધીરે, અસુરને મારીયા;
પાંડવને પાળીયારે, ભક્ત ઉદ્ધારીયા. ૧૭૩

બીજવાસીને મળ્યારે, કુરૂક્ષેત્રમાં હરી;
રાસતું સુખ દેખાડયુંરે, ગોપીકાને ફરી. ૧૭૪
વાલે બહુ દૈત્ય માર્યારે, સોને રાખે લેખે;
મુનિજન દેવ સર્વેરે, પાર ન પામે પેખે. ૧૭૫
શેહેર વડોદરા વાસીરે, દાસનો દાસજી;
હરી ભટ પગે લાગેરે, માગું વૈકુંઠવાસજી. ૧૭૬

---

## હાલરડું.

માતા જશોદા બોલાવે જમવા લાલને,
ચાલો લાડકવાયા લાગું તમને પાય;
તેમતેમ રીસાઈને રંગ રસિયોજી આવે નહીં,
પાછળ દોડે તેમ તેમ નટવર નાશી જાય. માતા જશોદા બોલાવે. ૧
કાળા કેમ સંતાપે મુજને ઘરમાં કામ છે,
વાટ જુવે છે કાના બેશી રહ્યા બળવીર;
તમને શીખામણ દેઉંછુ તે કેમ નથિ લાગતી,
શા માટે શામળિયા ભરો નેત્રમાં નીર; માતા જશોદા બોલાવે. ૨
આવા ઢંગ ધુતારા જે કોઈ તુજમાં જાણશે,
ત્યારે પરણ્યાની શી થાશે હરિજી પેર;
કોઈ કન્યા નહિ આપે કાના કહુંછું તૂજને,
રાખો ડહાપણ ચાલો રાડ તજીને ઘેર; માતા જશોદા બોલાવે. ૩
હવે નહિ મારૂં મારા સમ મુજને છે બાપના,
હું તો હારી તુજથી તું જીત્યો જગદીશ;
શું કરૂં લાડકવાયો એકનો એક છે નંદને,
શું કરૂં શાંખિ રહુંછું બાકિ ચઢે છે રીશ; માતા જશોદા બોલાવે. ૪
જેમ તેમ સમજાવી લઇ ચાલ્યાં સુંદર શ્યામને,
કટિયે બેસાડીને ચુંબન કીધું ગાલ;
મુખડાં નરખી હરખી રંગમાં રીઝયાં ઘણું,
લાવી મુખડાં આગળ મુકિ કનકની થાળ; માતા જશોદા બોલાવે. ૫

માંહે પકવાનો પિરશાં છે ભલિ ભલિ ભાતનાં,
માંહે ખાજાં જલેબી બરફી બૂરાખાંડ;
પેંડા પુરી કચોરી પડસૂલીની પાતળી,
લો લો મારા સમ એમ મુખથી કેતાં માંડ; માતા જશોદા બોલાવે. ૬

ઘેબર સૂતરફેંણી આણી અતિશે ઊજળી,
બીજા નાના વિધના પવિત્ર કીધા પાક;
અતિ આનંદે જમાડે માતા લાલને,
તળ્યાં તાતાં લાવી તરત મૂકયાં શાક; માતા જશોદા બોલાવે. ૭

મેસુર મગદળ તે લાવ્યાં માતા જશોમતી,
સક્કરપારો શીરો તેમાં શાકર બહુ;
મારા અલબેલા હો લાલજિ શે નથિ બોલતા,
મારા સમ જો હવે કશું તને નહિ કહું; માતા જશોદા બોલાવે. ૮

મારા સમ જો-તુજથી વાલું મુજને કોઇ નથી,
મારી આંખડિયેથી રખે વેગળા થાઓ;
મારાં આંગણિયાં રૂડાં દીશે છે તમવડે,
સમ ખાધા શામળિયા હવે ન આઘા જાઓ; માતા જશોદા બોલાવે. ૯

પ્રેમે આરોગી ઊઠયા તે હરિ બળદેવજી,
માતા જશોદાને આનંદ અંગ ન માય;
આપે રમકડાં રઢિયાળાં રીઝી રંગનાં,
ઊભો દાસ હરીભટ ઢોળે પ્રભુને વાય; માતા જશોદા બોલાવે. ૧૦



બીજવાસીને મળ્યારે, કુરૂક્ષેત્રમાં હરી;
રાસનું સુખ દેખાડયુંરે, ગોપીકાને ફરી. ૧૭૪
વાલે બહુ દૈત્ય માર્યારે, સૌને રાખે લેખે;
મુનિજન દેવ સર્વેરે, પાર ન પામે પેખે. ૧૭૫
શેહેર વડોદરા વાસીરે, દાસનો દાસજી;
હરી ભટ પગે લાગેરે, માગું વૈકુંઠવાસજી. ૧૭૬



## હાલરડું.

માતા જશોદા બોલાવે જમવા લાલને,
ચાલો લાડકવાયા લાગું તમને પાય;
તેમ તેમ રીસાઈને રંગ રસિયોજી આવે નહીં,
પાછળ દોડે તેમ તેમ નટવર નાશી જાય. માતા જશોદા બોલાવે. ૧

કાળા કેમ સંતાપે મુજને ઘરમાં કામ છે,
વાટ જુવે છે કાના બેશી રહ્યા બળવીર;
તમને શીખામણ દેઊંછુ તે કેમ નથિ લાગતી,
શા માટે શામળિયા ભરો નેત્રમાં નીર; માતા જશોદા બોલાવે. ૨

આવા ઢંગ ધુતારા જે કોઈ તુજમાં જાણશે,
ત્યારે પરણ્યાની શી થાશે હરિજી પેર;
કોઈ કન્યા નહિ આપે કાના કહુંછું તૂજને,
રાખો ડહાપણ ચાલો રાડ તજીને ઘેર; માતા જશોદા બોલાવે. ૩

હવે નહિ મારૂં મારા સમ મુજને છે બાપના,
હું તો હારી તુજથી તું જીત્યો જગદીશ;
શું કરૂં લાડકવાયો એકનો એક છે નંદને,
શું કરૂં શાંખિ રહુંછું બાકિ ચઢે છે રીશ; માતા જશોદા બોલાવે. ૪

જેમ તેમ સમજાવી લઇ ચાલ્યાં સુંદર શ્યામને,
કટિયે બેસાડીને ચુંબન કીધું ગાલ;
મુખડાં નરખી હરખી રંગમાં રીઝયાં ઘણું,
લાવી મુખડાં આગળ મુકિ કનકની થાળ; માતા જશોદા બોલાવે. ૫

મુસલમાનને આકડી જમાનાની બીક છે,હિંદુને ચોરાશીમાં પડવું પડવુંરે; ભા૦
જમનો હાથ એક છે ને ધણી જુઓ એકછે, એકછે મરવું ને અવતરવુંરે; ભા૦
બાપુ કહે સત નામની સમશેર ઝાલી, અંતે છુટે પટે થઇને લડવું લડવુંરે; ભા૦

## પદ ૩ જું.

ના સમજે તે બરાબર કરે છેરે, ભાઇરે, ના સમજે તે બરાબર કરેછે. ટેક.
છાશ ને દૂધ બંને છે ધોળાં, ને દૂધને તો સૌ જગત લે છેરે;
દહીં વલોવીને માખણ ઘર મેલે છે, પછી છાશને તે વેચી દે છેરે; ભા૦
કેસર ને હળદર બંને છે પીળાં ને, હળદર કેસર બરાબર કહે છે;
હળદર રૂપીઆની આઠ શેર મળે છે, કેસર તોલાના બે વસુ લે છેરે; ભા૦
નિર્ગુણને શીર એ બંનેથી ન્યારો, જ્યાં મુકતીજી પાણી ભરે છે;
મુરખને તો ગુંચવણ ઘણી પણ, જ્ઞાનીને મન મગ્ન થઇ રહે છેરે; ભા૦
સાચું એ મોતી ને જૂઠું એ મોતી, જુઓ દરિયામાં છીપ રહે છે;
સાચું મોતીતો બાપુનામ આવ્યું હાથમાં,સદ્ગુરુની સાનવિના મિન કાં છેરે; ભા૦

## પદ ૪ થું.

નકટાંની વાત છે ન્યારી, જુઓની ભાઈ, નકટાંની વાત છે ન્યારી. ટેક.
કર્તા પરમેશ્વર તેને નથી માનતો, ને માતા છેરે મારી માડી;
હરીવર મેલીને એ તો માયાને મોહ્યો, એનું નાક નાંખોને વાઢીરે; જુ૦
સાધુને મારે ને સગાં જીવાડે, મારે પાડો ને ઉછેરે પાડી;
સ્વારથમે એણે આતમા ના ચીન્યો, એણે ભવની ભેલાડી વાડીરે; જુ૦
માત પિતાની સેવા નથી કરતો, અને મોહો પામ્યો આણેલી લાડી;
મંતર શીખીને એતો મૂઠો મારેછે, નથી જાણતો મુર્ખ સાહેબની વાડીરે; જુ૦
નકટા હોય તેને નકટારે કહીયે, એને પાપની ધજા ગાડી;
બાપુ કહેરે હરી નામનુંરે પારખું, એની બળી મૂછો ને ધીક દાઢીરે; જુ૦

## પદ ૫ મું.

ભાઇરે તારૂં મૂળ તપાસીને જોજે,આત્મારામના સંગ મન મોહજોરે,ભાઇરે૦ ટેક.
ચીત વસ્તર તારૂં મેલું થયું છે, બ્રહ્મ જળમાં જઇને ધોજે;
બંધનપણું તે મેલ સરવે જાણજે, સમજીને સંશે ખોજોરે; ભાઈરે૦
માટીના ઘાટમાં શું મોહી રહ્યો છે, ઘાટ નાનો કે મોટો હોજો;
વાંઝણી ગાયને દૂધ ક્યાંથી આવશે,એ અનુભવી દુઝણી ગાય દોઝોરે; ભાઈરે૦

# બાપુ.

મીયાગામના વતની ને ધીરા ભક્તનો શિષ્ય-સંવત્ ૧૮૯૯ માં આસો શુદી ૧૧ ને દિને એ સ્વધામ ગયા છે. એના પ્રસિદ્ધ ગ્રંથ કોઈ નથી, પણ ભજન કીર્તનો ને ગરબીઓ ઘણી છે.

## જ્ઞાન ભક્તિનાં પદો.

### પદ ૧ લું.

ભાઈરે હરી નામની ટેકતમે ઝાલોરે; બીજું ભૂખ્યાને ભોજન આલોરે; ભાઈરે-ટેક
કોટી સાધન ના આવે નામના તોલે, બંનેને કાંટામાં ઘાલોરે; ભા૦
નામ વધે તેને શાસ્ત્ર શાખ દે છે, જાણી જોઇ સિદ્દ થયોછે કાલોરે; ભા૦
(અંતે) આંબા ઉપર ચડવું ને કેરી ઉતારવી, સીદને ફાંસો પાળોરે; ભા૦
બીજાં સૌ સાધન પાળા જેવાં જાણજો, (હરી) નામ સમજે તે મારો વાલોરે; ભા૦
આંખોને ખુંદો ને દમને રૂંધો, કાનમાં પુંમડાં ઘાલોરે; ભા૦
જ્યાં જાઓ ત્યાં પત્થર ને પાણી, (ગમે તો) લાખો ગાઉ ધરતી ચાલોરે; ભા૦
આતમા ચીન્યો તે તો ટેક સાચી, હરી સભર ભર્યો છે નથી ઠાલોરે; ભા૦
સતનામ બાપુ સદ્ગુરુએ ઓળખવું, તમો સત સંગતમાં માહાલોરે; ભા૦

### પદ ૨ જું.

કાણાને કાણો કહીએ તો થાય વઢવઢવું; ભાઇઓ સાચું કહેતાં તો લાગે કડવુંરે; ટેક
મૂળ મરમ તમો જુઓ માટીનો, મુસલમાન બંદનું હીંદુ કહેછે ચડવુંરે; ભા૦
માટોડાના ગણપતી ને કાંચડાનું ત્રાળું, એને કાગળ વતે મઢવું મઢવુંરે; ભા૦
સેવા કરે છે ને જળમાં બોળે છે, બારે મહીને એને ઘડવુંરે; ભા૦
ઢીંગલાની રમત તો છોકરાંને વાહાલી, ભાગી જાય તો તરત આવે રડવુંરે; ભા૦
હરી ભજનવિના ધીક એની મૂછને, મૂછ વિના મોઢું લાગે કડવુંરે; ભા૦

મુસલમાનને આકડી જમાનાની બીક છે,હિંદુને ચોરાશીમાં પડવું પડવુંરે; ભા૦
જમનો હાથ એક છે ને ધણી જુઓ એકછે, એકછે મરવું ને અવતરવુંરે; ભા૦
બાપુ કહે સત નામની સમશેર ઝાલી, અંતે છુટે પટે થઇને લડવું લડવુંરે; ભા૦

## પદ ૩ જું.

ના સમજે તે બરાબર કરે છેરે, ભાઇરે, ના સમજે તે બરાબર કરેછે. ટેક.
છાશ ને દૂધ બંને છે ધોળાં, ને દૂધને તો સૌ જગત લે છેરે;
દહીં વલોવીને માખણ ધર મેલે છે, પછી છાશને તે વેચી દે છેરે; ભા૦
કેસર ને હળદર બંને છે પીળાં ને, હળદર કેસર બરાબર કહે છે;
હળદર રૂપીઆની આઠ શેર મળે છે, કેસર તોલાના બે વસુ લે છેરે; ભા૦
નિર્ગુણને શીર એ બંનેથી ન્યારો, જ્યાં મુકતીજી પાણી ભરે છે;
મુરખને તો ગુંચવણ ઘણી પણ, જ્ઞાનીને મન મગન થઇ રહે છેરે; ભા૦
સાચું એ મોતી ને જૂઠું એ મોતી, જુઓ દરિયામાં છીપ રહે છે;
સાચું મોતીતો બાપુનામ આવ્યું હાથમાં,સદ્ગુરુની સાનવિના મિન કાં છેરે; ભા૦

## પદ ૪ થું.

નકટાંની વાત છે ન્યારી, જુઓની ભાઈ, નકટાંની વાત છે ન્યારી. ટેક.
કર્તા પરમેશ્વર તેને નથી માનતો, ને માતા છેરે મારી માડી;
હરીવર મેલીને એ તો માયાને મોહ્યો, એનું નાક નાંખોને વાઢીરે; જુ૦
સાધુને મારે ને સગાં જીવાડે, મારે પાડો ને ઉછેરે પાડી;
સ્વારથમે એણે આતમા ના ચીન્યો, એણે ભવની ભેલાડી વાડીરે; જુ૦
માત પિતાની સેવા નથી કરતો, અને મોહો પામ્યો આણેલી લાડી;
મંતર શીખીને એતો મૂઠો મારેછે, નથી જાણતો મુર્ખ સાહેબની વાડીરે; જુ૦
નકટા હોય તેને નકટારે કહીયે, એને પાપની ધજા ગાડી;
બાપુ કહેરે હરી નામનુંરે પારખું, એની બળી મૂછો ને ધીક દાઢીરે; જુ૦

## પદ ૫ મું.

ભાઇરે તારૂં મૂળ તપાસીને જોજે,આત્મારામના સંગ મન મોહોજેરે,ભાઇરે૦ ટેક.
ચીત વસ્તર તારૂં મેલું થયું છે, બ્રહ્મ જળમાં જઇને ધોજે;
બંધનપણું તે મેલ સરવે જાણજે, સમજીને સંશે ખોજેરે; ભાઈરે૦
માટીના ઘાટમાં શું મોહી રહ્યો છે, ઘાટ નાનો કે મોટો હોજે;
વાંઝણી ગાયને દૂધ કયાંથી આવશે,એ અનુભવી દુઝણી ગાય દોઝોરે; ભાઈરે૦

હિંદુ તીરથ વ્રત કરિ કરિ થાકયા, મુસલમાન કરે રોજો;
એ તીરથ વ્રત તારાં કરેલાં, વણુ સમજીને દોડીને ચડો સોજોરે; ભાઈરે૦
પ્રગટ દેવ હું તુજને બતાવું, સદ્ગુરુને જઇને પૂજો;
સતનામ બાપુ એમ કરી કહે છે, મન માને તો ખરૂં કહેજોરે; ભાઈરે૦

## પદ ૬ ઠું.

ટેક રાખે તેઉને પદ પેહેલું, સેહેજે થાય તે ભજન સેહેલું. ટેક.
કાશી દુવારકાં હું જઇ આવ્યો, એવું લોક કહે છે રે ઘેલું;
મેલું હતું લુગડું ને મેંસ ઘણી ચોળી, એ તો બમણું થયું છે મેલુંરે. ટેક.
માળા ફેરવું ને નહાયાનો નીમ છે, દરશનની ટેક ના મેલું;
બોલતાને તું ભૂખે મારે છે, તારૂં કામ કેમ થાશે વેહેલુંરે. ટેક.
એવી આછે દુનીયા ને અંધી ગાય છે, ચાટે છે વાછરડું પેલું;
તાંબા વાસણ ને પીતળની મુરતી, ભાન ભુલી ગયો પોતાનું કરેલુંરે. ટેક.
જોની તપાસી જીવ મનમેં, આ સર્વ આતમાનું કરેલું;
બાપુ કહે વિચારી એજ નીજ નામ છે, સત્ ગુરુની સાથે જડેલુંરે. ટેક.

## પદ ૭ મું.

શાંતિ પમાડે તેને તો સંત કહીએ, તેના દાસના દાસ થઇને રહીએરે. ટેક.
વૈદ મળ્યો મળતીઓને,રોગ રહ્યો ઊભો,ત્યારે તેની તે ગોળી શીદ ખાઈએરે. શાં૦
રાણાની ચાકરીમાં, ભૂખ રહી ઉભી;ત્યારે તેનો તે પાંડ સીદ સહીએરે. શાં૦
વિધાનું મૂળ ભણે,પુરૂં ન ભણાવે,ત્યારે પંડયાનો માર સીદ ખાઇએરે. શાં૦
કલ્પવૃક્ષ સેવે જયારેદારિદ્ર ના જાય, ત્યારે તેના તે ગુણ સીદ ગાઇએરે. શાં૦
લીધો વળાવો ને, લૂટવારે લાગ્યો, ત્યારે તેની તે સોબત સીદ જઇએરે. શાં૦
આપી બાંહેધરીને પછી માથું વઢાવે, એવી સંગત સીદ કરીએરે. શાં૦
બાપુ કહે મારા ગુરુએ બતાવ્યું, તે તો લાગ્યું છે મારે હઇએરે. શાં૦
બાપુ ભગત સરવે રિદ્ધિ સિદ્ધિ તેને, એવા પુરુષને લહીએરે. શાં૦

## પદ ૮ મું.

પંડિતે ખેલ બગાડયો, આ જીવનો તો પંડિતે ખેલ બગાડયો;
ગુરુને દયા આવી માટે કાડયો, આ જીવનો તો પંડિતે ખેલ બગાડયો. ટેક.
ધર્મ અધર્મના બે મારગ કીધા, પાપ પુન્યનો દીધો ધોખો;
મરવા અવતરવાની બીક તને બાપડા, મર્કટને ઘેર ઘેર નચાવ્યો. આ૦

રાજ કરવાને તપ કરાવે, પંચ તત્વ અગ્ની લગાડયો;
સંશેરૂપી ગધેડે બેસાડીને, પછી ચોરાશી ઢોલ વગાડયો. આ૦
આંધળાને લુંટવાની બીક દેખાડી, મધ્ય રાત્રે જગાડયો;
જાગતો હોય તો કોઈને તું પુછની, જાણી જોઇ કુવામાં પાડયો. આ૦
સીધો છે રસ્તો ને આવ્યાં ત્યાં જવું છે, પંથવાળાએ ઘાલીછે આડી વાડો;
સૂર્ય પ્રતિબિંબને ભીન્ન કો કહેવું, બાપુ સતનામ સમજીને પંદ કાઢો. આ૦

## પદ ૯ મું-રાગ પ્રભાત.

ભણી ભણીને શું જાણીએરે,ભાઇ, ભણવાનો કંઇ પાર નથી;
મૂળ વિદ્યાનું કોઇ ના જાણે, ઘણા ભણેલા મુવા મથી. ટેક.
ભણી ચાર વેદ ખટ શાસ્ત્ર જાણીએ,વ્યાકરણ વાણી કથા કથી;
સંસ્કૃત સૌ સમજ્યામાં આવ્યું,મૂળ ના સમજ્યા વિદ્યાથકી. ભ૦
વાલ્મીક વ્યાસ વૈશંપાયન ઋષી, સનક સનાતન નારદથી;
આદ અમુલ તો નવ ઓળખાયું, શૂક શેષ ને શારદથી. ભ૦
બ્રહ્મા ભાસ્યા વેદ પ્રકાશી, હરીહર હાર્યા હારદથી;
તેથી ભારે કોણ ભણેલા, બ્રહ્મદેવ ઉદારથથી. ભ૦
પરાપરતી મધવા વૈખરી, વિદ્યા આદ્ય ભણી વાણીથી;
વાણીના પ્રેરકને પ્રીછો, આદ્ય કહો એધાણીથી. ભ૦
ઓંકાર આદ્ય ભઇ સઉ ઉતપત, કાર ઉપન્યો માયાથકી;
માયાના પ્રકારને પ્રીછો, બાપુ આદ્યભઇ અનાદીથી. ભ૦

## પદ ૧૦ મું-રાગ કાફી.

સંશયરૂપી સ્વપનું રે, સદ્ગુરુ વીખવાળે;
એનું વગળ કાઢી નાંખેરે, સોની જેમ સોનું ગાળે. સંશયરૂપી. ટેક.
એક હસ્તીએ બકરી જનમી, બીજું જન્મ્યું ઉંટ;
ઉંટની ગરદન એવી લાંબી, પોહોંચી ચારે ખુંટ;
ખુંટે બાંધેલું રહેશેરે, છુટે તો ઉંધું વાળે. સંશયરૂપી.
ઉંટ બકરીને સંજોગ થયો,એનાં બચ્ચાં થયાં વીશ ને સાત;
જ્ઞાની જનતો મગન થયા છે, બીજા શું જાણે વાત;
જાણેલા ભેદુ ભૂલ્યારે, બળી મુવા બકરીના બારે. સંશયરૂપી.
બકરીનું જોરવાધ્યું ત્રણ લોકમાં, ઉંટને કરી નાંખી બકરી;

રાજા રંકનું કાંઇ ના ચાલ્યું, બકરી તો એવી વકરી;
બકરીએ મારગ પાડયોરે, રબારી વિના સૌને ખાળે. સંશય રૂપી.
ઉંટ બકરીને એક ચારનારો, હાથ પગ નહીં શીશ;
જ્ઞાની જન તો મગન થયા છે, અજ્ઞાનીને ચડે રીશ;
બાપુ નામ સાચુંરે, મરે ના કદાપી કાળે. સંશયરૂપી.

## પદ ૧૧ મું-રાગ કાફી.

સમજ્યાવિના સાધનરે, તેની નવ થાય ગતી;
હરી નામ વિનારે, જે નર રહ્યા મૂઢ મતી. ટેક.
હરી નામ વિના જે જે કરવું તે, ભાત ભાતના ક્રમ;
સદ્‌ગુરુ મળે તો સંશે ટાળે, ભાગી જાય સૌ ભ્રમ;
ક્રમ ગયા સૌના શીરેરે, પાયે પડે ગતી મુક્તિ. સમ૦
જોગ જગન કરંતો દોષ ઘણો બેસે, લક્ષ લક્ષ જીવ મરી જાય,
એક કુળ ગુરુતો આતમા દુખે, ત્યાં સુધી ક્રમ કહેવાય;
નામ ઘણું મોટુંરે, આવરણ ના આવે રતી. સમ૦
દમ ના ઘુંટું ને મુખ ના રટું, સુરત નામ એક રૂપ;
નામી અનામી પોતે બન્યો છે, કોટી બ્રહ્માંડનો ભૂપ;
જાપ કયાં જપીએરે, પોતે તો બન્યો જગપતી. સમ૦
સદ્‌ગુરુ મહિમાનો પાર ન આવે, અંતર કેરું છે મહા શૂળ;
ભૂલ હતી તે સદ્‌ગુરુએ ભાંગી, વસ્તુ આપી છે અમૂળ;
ગુરુ નિરાંત બાપુ કહે છે રે, પ્રગટ કરી ગુપત હતી. સમ૦

## પદ ૧૨ મું.

પાણીનો ખેલ બનાવ્યોરે,એની તો કહિયે અકલ ઘણી;
સહુથી રમનારોરે, શોભા તો એના નામ તણી. ટેક.
ખરું એ પાણી ને ખોટું એ પાણી,પાણી અફીણ ને ખાંડ;
એ પાણિથી થયાં નર નારી, ને એ પાણીથી બ્રહ્માંડ;
પાણીનું બન્યું મોતીરે, પાણીની બની હીરાકણી. પાણીનો ખેલ.
પાણીની અમુલ્ય કાયા બનાવી, હાડ ચામ લોહી માંસ;
પાણીનાં રે પશુ પંખી બનાવ્યાં, પહાડ પત્થર ને ઘાંસ;
પાણીના હાથી ઘોડારે, પાણીની શાલ પામરી બણી. પાણીનો ખેલ.

પાણીનારે પંચ રંગ બનાવ્યા, અઢાર ભાતનાંરે અન્ન;
સહુથી ન્યારો મારો સાંઇબીરાજે,તેને દેખીને થયોછું દંગ;
સંગ કીધો તેનો રે, સત્તા તો આત્માની ગણી. પાણીનો ખેલ.
અક્ષરાતીતે અક્ષરબ્રહ્મ નિપજાવ્યા,ને અક્ષરથી નર નાર;
ઓંકારથી ત્રણ ગુણ નિપાવ્યા, એ અઠાવીશ નિર્ધાર;
ઓગણત્રિશમા મહા વિષ્ણુરે,ત્રિશમા બાપુ ગાય ભણી. પાણીનો ખેલ.

પદ ૧૩ મું.

નામ જેણે જાણ્યુંરે, તે તો વેદ ચારે ભણ્યો;
ભેદ જેણે જાણ્યોરે, તે તો ખરો તરત બણ્યો. ટેક.
બતરીશ આભ્રણ અંગે ધરે નારિ, નાક વિના શો શણગાર;
કવિયે જો આપતું આપ ન જાણ્યું, તે કેમ કરી ઊતરે પાર;
સાર કયાંથી મળશેરે, ભણ્યો ખરો પણ ન ગણ્યો. નામ જેણે.
વાંઝણી નારીને સુપતું આવ્યું છે, પુત્ર નથીરે એની પાસ;
એમ ભજન દેખાદેખી કરે છે તેની, કેમ પુરી થશે આશ;
કેને બાપ કહેશેરે, વેશ્યાયે જે પુત્ર જણ્યો. નામ જેણે.
નામ ગુણ ને રૂપ ને નાશ વળી, ચોથું પદ અવિનાશ;
એ ચોથા પદનો ભેદ જાણે તેને, કહિયે હરિ તણો દાસ;
નાશ કરી કર્મનોરે, સંશે એક પળમાં હણ્યો. નામ જેણે.
ગરીબી રાખી તમે ગુરુજીને સાહો, કરો શબ્દનો તોલ;
આપણ થકી જો અદકો મળે તો તેનો, ધારણ કરજો બોલ;
ગુરુને સંગ બાપુરે, અનામી નામ પોતે બણ્યો. નામ જેણે.

પદ ૧૪ મું.

પુનમિયા તેને કહિયેરે, પૂરણ નીમ જેણે રાખ્યો;
હરિ સાથે પ્રીતિરે, અદ્વૈત પ્યાલો તેણે ચાખ્યો. ટેક.
રણ સુકાવે તેને રણછોડજિ કહિયે, સદ્ગુરુ તેનું નામ;
મરણ જનમનો સંશય મટાડે તો, વીશ વસા થયું કામ;
આત્મારામ જાણેરે, દ્વૈત ભાવ કાઢી નાખ્યો. પુનમિયા.
ગુરુમતિ જળમાં સ્નાન કીધું, સાકર માખણ પ્રેમ;
સુરતા તુલસી વાલાને ચઢાવી, એમ રાખ્યો છે નેમ;
ધન મળ્યું જાતું રે, ગુણગાગર દ્રવ્ય દાખ્યો; પુનમિયા.

દેહ દ્વારકામાં દીનોનાથ બિરાજે, હરિ નામની છે છાપ;
સદ્દગુરુદેવે કૃપા કીધી ત્યારે, ટળ્યા ત્રિવિધિના તાપ;
પાપ ગયું નાશી રે, ગુરુએ આપી જ્ઞાન આંખ્યો; પુનમિયા.
સચરાચરમાં હરી દેખાડ્યા, જેમ જળમાં સૂર;
વાલા વિના કોઇ ઠામ ન ઠાલો, જ્યાં જોઉં ત્યાં ભરપૂર;
બાપુ નામ સાચું રે, ગુરુ કૃપાથિ હરિ ઝાંખ્યો; પુનમિયા.

## પદ ૧૫.

કવલ્યપદ સાચું રે, પંડિત ઉરમાં આણો;
જેને વડે બોલે રે, તેને તો તમે નવ જાણો. ટેક.
ખત વાંચે તો પાર ન આવે ને, વસુલ કરે વસુલ થાય;
કુરાન પુરાણ સૌ વાંચીને થાકયો પણ, આત્મા સમજે તો દુખ જાય;
સુખ થાય ઝાઝું રે, મત તમે શીદ તાણો; કૈવલ્યપદ.
પીઉ પરદેશે ગયા ને મુકી ગયા, પોતાના ઘાટનો રંગ;
મન મનોરથ પૂરો થાય જ્યારે, સ્વામી મળે અભંગ;
આપ નવ શોધ્યું રે, તો જ્ઞાન દિવો કીધો રાણો; કૈવલ્યપદ.
લાજ મુકીને માથે છેડો રે નાખ્યો, તેને સ્વામીનો નહીં પાર;
પતિવ્રતા સ્વામીની વાતો કરેછે ત્યાં, પુશ્ચલીને આવે ખાર;
એક આંખવાળો રે, દુખી થાય કહેતાં કાણો; કૈવલ્યપદ.
તાંબાનો રૂપૈયો કહિયે ન ચાલે, ગમે તેવી પાડો છાપ;
જડને જાચે કરજોડીને તોય, ન મટે ત્રિવિધી તાપ;
બાપુ નામ સાચું રે, સંત તમે સત્ય માણો; કૈવલ્યપદ.

## પદ ૧૬ મું–રાગ સોરઠ.

કુળભગતીનું શુદ્ધ સહુથી મોટું, તેમાં સમાન સહુ સારૂં ખોટું રે. કુળ૦–ટેક
ચાર વેદ ભણે ગતી ના થાય;
કરે અડસટ તીરથ ગંગા નહાય;
તજે અંન સદા દુગધાય;
તોએ તેના મનતણો સંદેહ નવ જાય;
ઓળખે આતમા અખંડ; ઓળખે આત્મા અખંડ;

થાય વાસનાનો ભંગ;
ત્યારે ચડે અખંડ રંગ;
જ્યારે મન થયું અપંગ;
ત્યારે ગુરૂ ચર્ણમાં ચિત ચોટું ચોટું કે કુળ મોટું. કુળ૦
મન્ન શુદ્ધ એક વરતે વરતે;
ઘણા મરી ગયા સેવા પુજા કરતે;
આતમા જડે નહીં સેવા સાધન ધરતે;
ઘણા મરી ગયા એવાં કરમ કરતે;
ભગમાં આવે તેને કાળ, ભગમાં આવે તેને કાળ;
ભગથી નાશે તે ગોપાળ;
તેને એકુ નહીં જંજાળ;
તેને એકુ નહીં કાળ;
ભણું એમને પછી ગુરુ ચરણમાં લોટું લોટું કે કુળ મોટું. કુળ૦
સીપાત ભગત થયો સુધ એક બ્રહ્મ લાધે;
ઝેર ચડે નહીં સાચી બૂટી ખાધે;
દેવ વશ થયા કીયા મંત્ર સાધે;
આતમા ચિંસા થકી જ્ઞાન ઘણું વાધે;
મૂળ માટીનો આ ઘાટ, મૂળ માટીનો આ ઘાટ;
તેના બન્યા બહુ ઠાઠ;
તેને જુજવાં માંડયાં હાટ;
તેથી થયો છે ઉચાટ;
તેને ચડી ગયો કાટ;
તેથી ફરે ચારે વાટ;
તેથી ગુરુ પ્રતાપે સંશેથી હું છુટૂં છુટૂં કે કુળ મોટું. કુળ૦
ઘઉંની બને સીરો પુરી ને સેવો;
ખાંડ એક ભરે તો થાય ઘણો મેવો;
અગ્ની એક, મસાલ કંડીલ દીવો;
રંગ રૂપ નહીં તેને ઓળખી લેવો.
જાત જાત મળી જાય, જાત જાત મળી જાય;

તેની વાત નવ થાય;
પોતે પોતાનું જે ગાય;
તેને ઘણું સુખ થાય;
તે તો કંઇએ નવ જાય,
બાપુ કહે સતનામ દ્રવ્ય મળ્યું તેને,લુટું લુટું કે ફુળ મોટું, ફુળ૦

## બાપુ સધામ પધાર્યા તે વિષે.

### પદ ૧૭ મું–રાગ પરજ.

જગતને મરણની બીક છે, આનંદ મારે મન રે;
સાંધે સાંધો મળી ગયો, માટે ગુરુજીને ધન્ય રે; જગતને.
સમા તે જોગ આવી મળ્યો રે, બિંદુ પડ્યાનો આ જોગ રે;
તાશીર આવી મળી દેહની, ઊદ્દે થયો છે આ રોગ રે; જગતને.
બિંદુ પડે ને બીજ સૂધરે રે, દેહી રહે ઘણા દન રે;
મૂળમાંથી પાઇઓ ખશી પડ્યો, ક્ષણભંગુર આ તન રે; જગતને.
એકવિશ હજાર છસે કાળ છે રે, દિન રાત કહિયે કાળ રે;
અમને રૂંધીને જો રાખશો, માથે મરણતણી ફાળ રે; જગતને.
અંતઃકરણ તો ગુણમાં રે, ઇંદ્રી બ્રહ્મમાં કહેવાય રે;
પંચે તત્વ ને તનમાત્રા, તમોગુણમાં સમાય રે; જગતને.
ત્રણે ગુણ ઓંકારમાં રે, ઓંકાર માયા લીન રે;
પુરુપ પ્રકૃતિ મળી આતમા, ભેદ કહ્યો ભીન ભીન રે; જગતને.
મન હતું તે મટી ગયું રે, આત્મા પરમાત્મા એક રે;
બાપુ સમાયા સતધામમાં, કોઈ સમજે વિવેક રે; જગતને.

### પદ ૧૮ મું.

બાપુ પધાર્યા સતધામમાં, સૌને કહ્યા જે શ્રીરામ રે;
નામ નિરાંત નીસાનમાં, અમો જૈશું ગોવિંદ ગામ રે; બાપુ.
ફુલ ખીલીને ખરી પડે રે, ફારમું કાયાનું છે કામ રે;
માટે ચેતી ચોંપે ચાલવું, મુકી મમતા તમામ રે; બાપુ.

આજ આનંદ મારા અંગમાં રે, પરિબ્રહ્મ વેળા થઇ રે;
જ્ઞાન રાખીને ગર્વ ટાળજો, સત માનો સાચી કહી રે; બાપુ.
સ્વપ્ન હતું તે સમાઈ ગયું રે, સુરતા થઈ એક તાર રે;
સલિતા સિંધુમાં ભળી ગઇ, પળમાં પામી ભરથાર રે; બાપુ.
સંવત્ અઢાર નવાણુવો રે, ઉત્તમકારી આસો માસ રે;
શુદિ એકાદશી બુધ રાત્રિયે, ગયા ધામ બાપુદાસ રે; બાપુ.

# શીવાનંદ.

સુરતનો વડનગરો બ્રાહ્મણ—પાછળથી સન્યસ્ત ધારણ કીધેલું. સંવત્ ૧૮૧૦ માં હૈયાત હતો. એની આર્તિઓ, વસંત પૂજા, તથા બીજાં કીર્તનો ગુજરાતમાં ઘણાં પ્રસિદ્ધ છે.

## ગણપતિ સ્તવન.

### પદ ૧ લું-રાગ ગોડી.

આદ્ય નમું એક દંત;
શંકર તનુજ અંબાજીકો અર્ભક,સકલ દુઃખદારિદ્ર હરણં. આ૦-ટેક.
વક્ર તુંડ લડુકા ભક્ષણ, મુષક વાહન અંગીકરણં;
અંકુશ ફરસી મોદિક કરમાં, વરદા ભય આયુધ ધરણં. આ૦
મદ ગલિત કર્ણ કપોલે, ભાલે ચંદ્રકલા ધરણં;
સુધ બુધ સુંદર ઉત્તર દક્ષિણ, લક્ષ લાભ ઉસંગ ધરણં. આ૦
સાૈભાગ્ય ચંદન હૃદયે વદને, દુર્વા માળા કંઠાભરણં;
શિવાનંદ કહે શંભુકુંવર, સકળ મનોરથ પૂરણ કરણં. આ૦

## પદ ૨ જું.

કુંજર બદન જગ અઘ હરણું;
યાહી રૂપ કહત નિગમ દરતાપ ત્રિવિધકો ભય હરણું.
કુંજર બદન જગ અઘ હણું.—ટેક.
શીશ મુકુટ પ્રગટ રવિ છાદિ તન, ગમાતુ ઝલકત અલક કિરણું;
ભાલ બિરાજિત તિલક માનુ, ઈંદુ બિંદુ કૂશાનુ ભોનયણું. કુંજર.
કનક નગમધ દોઉ મિલ, અર્ક શશિ રુચિર યુગ સદનં;
મોહે ધનુષપર અનંગ સર ધરે, નૈંન ભુવન જય કરણું. કુંજર.
અધર યુગ રક્ત બિંબ સમ, રસન નિરજ દલ એક રદનં;
પરિધ યુગ દોઉ ભુજ બિરાજિત, યાહિ દિતીજ કુલ દરણું. કુંજર.
નવકંજ માલ કંઠ લિસિત માનુ, ભુવન કંજ કોશ ઉર ધરણું;
પીત પટ કટિ તટ વસન, ચારૂ માનુજ ઘન યુગ સઘનં. કુંજર.
પદ યુગ કોકનદ લલિત ઘૂઘરૂ, નાદ વિમોહિત સુર લલનં;
પ્રમથપતિ નંદન સિદ્ધિકો સદન, શિવાનંદ પ્રભુ ભવ ભય હરણું. કુંજર

## પદ ૩ જું.

પ્રથમ પ્રણમું ગજવદનં. ટેક.
શિવજીકો સુત ઉમયાજીકો નંદન, વંદન વિશ્વ વિઘ્ન હરણું; પ્રથમ.
મોદિક અહાર સિંદૂર વિલેપન, શ્વેત પુષ્પ ચર્ચિત ચરણું. પ્રથમ.
એક દંત, શ્રવણે દોઉ કુંડલ, મુષિક વાહન પરસિ ધરણું. પ્રથમ.
સુધ બુધ સુંદર વર દોઉ શ્યામા, લક્ષ લાજા અતુલી વરણું. પ્રથમ.
વર્ણું એકકે પ્રભુ વાંછિત દાતા, સુખ સંપત શુભ મતિ કરણું. પ્રથમ.

## પદ ૪ થું.—આરતી.

જય દેવ જય દેવ, જય જય ગજ વદના, જય મૂષિક વહના;
આરતી ઓવારૂં, આરતી ઓવારૂં, સુંદર કટિ રસના. જય૦
હરહર શંભુ વધુ કમલાસન, વિષ્ણુ શશિ શમદા;
ચરણ કમલ મદ જીવન, મત્તાલિપ્રમદા. જય૦
હરહર જય ચામિકર કુંડળમંડિત શ્રવણે એક રદના;
જય કુંભસ્થલ શોભિત વરકર, પુષ્કર ધૃત ભુવના. જય૦

જય જય કોટિ સુધાકર, સીતલ જય ફરસી ધરના;
સુધ બુધ સુંદર ઉત્તર દક્ષિણુ, જય જય વરા વદના. જય૦
હર હર જય ભુજંગીત શોભિત, અહિવર ઉપવિત ધરના;
જય જય ભગવતિમોન શશીધર, સિંદૂર તંતુ રચના. જય૦
પૂરવ છેદન નિરગત પુર રિપુ, પૂજિત પદ સદના;
જય પુરભંજન પ્રમુદિત સુર વધૂ, જય જય કૃત ભુવના. જય૦
હર હર જય નીરજ સુખ વધુ, પદ્માકર ધવલિત ત્રિદશના;
જય જય મધુમણિ હીરક ખંચિત, કિંકિણી કટિ રસના. જય૦
હર હર જય શરણાગત વત્સલ, પાશી જય નીરજ નયના;
જય લંબોદર મોદિક વર કર, પુષ્કલ ધૃત ભુવના. જય૦
હર હર સિંદુર ચર્ચિત અંગે, સકલ કર જય પાશી લલના;
ત્રિદશ વધુકર ચામર વિંજિત, દૂરિ કર સમના. જય૦
હર હર જય જય ખંડ નિશાપતિ, ભાલે જયલોચન જ્વલના;
જય જય ભક્ત મનોરથ પૂરણ, શિવાનંદ શરણા. જય૦

## શિવ વૃષભ સ્તવન.

### પદ ૫ મું–રાગ ગોડી.

પ્રથમે વૃષભ પુજા શિવ દ્વાર;
પૂજકના મનોરથ પૂરે, પ્રસન્ન કરે ત્રિપુરાર. પ્રથમે. ટેક.
હિમગિરિ સરખો ગૌર અંગે, શૃંગે નિલમણિ સાર;
કંઠે ઘંટા રત્ન પલાણે, ચામર શોભા અપાર. પ્રથમે.
ચારે પાયે ઘૂઘર ઘમકે, નેપુરનો ઝમકાર;
શિવાનંદ પ્રભુ વાહન પૂજા, નાના કુસુમને ભાર. પ્રથમે.

### પદ ૬ ઠું–રાગ આશાવરી. (હિંદુસ્થાની.)

શિલાદિનંદન ઠાયો શંકર દ્વાર;
રત્ન ખચિત કર વેત્રજ સોહે, સુર મુકુટ ધરાવનહાર. શિલાદિ.
અયુત દિનમણિ, અંબર સોહે, ઐસો તનુ અતિસાર;
જાકે શિરપર છત્ર બિરાજે, ભક્તના તાપ નિવાર. શિલાદિ.

સુરવર જાકે ચર્ણું કમલપર, છોરત મુકુટ શૃંગાર;
રીઝત તાપર તત્ક્ષણ શિવ ગણુ, નિરખત વે ત્રિપુરાર. શિલાદિ.
જાકો મહિમા નિગમ વખાણે, હર પાવત જાસોં કાળ;
શિવાનંદ પ્રભૂ નિકટ બરતિ, સોઉ ઉતારે પાર. શિલાદિ.

## પદ ૭ મું–રાગ આશાવરી.

શિવ દૌવારિક ભજતાં, તારો ટળશે ભવનો ભારરે;
ચામિકર કરદંડ વિલાસી, સૃષ્ટિ પાલન સંહારરે. શિવ૦
અંબર મધ્ય અહરપતિ અગણિત, અદ્ભુત તેજ પ્રકાશ;
ચતુરાનન ચતુર્ભુજ આદે, સેવે ચરણ વિકાશ. શિવ૦
ચોદ ભુવન જેની હાંકને માને, દશ મુખ ક્રોધ અપાર;
શિવાનંદ પ્રભૂ ગિરિ ઉચલતાં, રાવણ નામે પ્રસાર. શિવ૦

## શિવ પંચધૂન્ય.

### પદ ૮ મું.

શંભૂ શિવ હર ગૌરીશા; શિવ ચંદ્રશેખર ગૌરીશા.
હરહર મૌલિ જટાધર. ગૌ૦ શિવ વસન ગજાંબર; ગૌ૦
હર હર ત્રિપુર વિનાશી; ગૌ૦ શિવ ગરલ વિકાશી; ગૌ૦
હર હર નગ પતિ વાસી; ગૌ૦ શિવ નૃત્ય વિલાસી; ગૌ૦
હર હર ધનુષ પિનાકી; ગૌ૦ શિવ કુંડલ વાસુકિ; ગૌ૦
હર હર રૂંઢમાલી; ગૌ૦ શિવ ઉરગ વિશાલી; ગૌ૦
હર હર બ્રહ્મ કપાલી; ગૌ૦ શિવ કરૂણાં શાલી; ગૌ૦
હર હર ગંગાધારિ; ગૌ૦ શિવ તાપ હારી; ગૌ૦
હર હર ચંદ્ર વરણા; ગૌ૦ શિવ અંગે અપર્ણા; ગૌ૦
હર હર શિવ હર મંગલ; ગૌ૦ શિવ ભક્ત વત્સલ; ગૌ૦
હર હર ભુજંગી ભૂષણ; ગૌ૦ શિવ ભસ્મ વિભૂષણ; ગૌ૦
હર હર અનંગ દાહક; ગૌ૦ શિવ અચ્યુત શાપક; ગૌ૦
હર હર સુરવર નાયક; ગૌ૦ શિવ મુક્તી દાયક; ગૌ૦
હર હર સુત ગજાનન; ગૌ૦ શિવ નંદી વાહન; ગૌ૦
હર હર દેવ દેવા; ગૌ૦ શિવ શિવ મહાદેવા; ગૌ૦

હરહર શંભુ ત્રિલોચન; ગૌ૦ શિવ ભવ દુઃખ મોચન; ગૌ૦
હર હર આનંદ કંદ; ગૌ૦ શિવ રસિક શિવાનંદ; ગૌ૦

### પદ ૯ મું-રાગ કેદારો.

શિવ શિવ હર હર ગૌરી રમણું;ગૌરી રમણું ગિરિજા રમણું. શિવ શિવ૦
અમર તરંગિણી રુચિરા ભરણું; ભાલ સુધાકર અમૃત ઝરણું. શિવ શિવ૦
ભુજંગ વરાધિપ કુંડલ કરણું; હિમગિરિ તનયા કૃત કર ગૃહણું. શિવ શિવ૦
પશુપતિ શંકર ભવ ભય હરણું; સુર પ્રથમાધિપ વંદિત ચરણું. શિવ શિવ૦
ભજ મન શંકર પદયુગ શરણું; શિવાનંદ કે ભવ જલ તરણું. શિવ શિવ૦

## ગિરિજાનાં કીર્તન.

### પદ ૧૦મું-રાગ ગરબી.

આવો સઘળાં ગરબે રમીયે, આસો નિશા ઘણી સારીરે;
સારદ ઘનમાં દામિની સોહે, એમ કૈલાસે નારીરે. આવો.
શૃંગાર સજીને સુર વધુ આવી, દુર્ગા શ્રી ત્રિપુરારીરે;
શંભુ વધૂ મધ્ય નાયકા સોહે, મંડળ સુંદર નારીરે. આવો.
ભારતિ કરમાં રણઝણ વાજે, વીણા સંગીતે ભારીરે;
વીરનંદીને હાથે મરદલ, મેઘ ગંભીરતા ઝાલીરે. આવો.
સુરવર વદને વેણુ વજાડે, પદ્મા કરમાં તાળીરે;
ગરબે રમતાં દેવી પદને, શિવાનંદ ઘણું વારીરે. આવો.

### પદ ૧૧ મું-રાગ ગરબો.

મારી ગિરિજા તે બાળ કુમારીજો,જેને શંભૂએ નિજ અંગ ધારીજો.-ટેક.
મારી ગિરિજાને કુંતલ ભારીજો, દીર્ઘપણે ફણી નારીજો;
માને ઝળકત હીરાદિ મીનીજો, મેઘ મધ્યે સૌ દામીનીજો. મારી.
ભાલે ચંદ્ર કલાનો સંગજો, મૃગ મદનો મધ્યે રંગજો;
માની ભૃગુટી સુંદર માનેજો, મન્મથ તે ચાંપ પ્રમાણેજો. મારી.
માને સુવર્ણ સુંદર કુંડળજો, દિનકર ચંદ્રનાં મંડળજો;
મારી ગિરિજાનાં નેન સલુણાંજો, અનંગ શરનાં તૂણાંજો. મારી.
માએ કજ્જલ નયણે સાર્યાજો, જેને શંકર રૂપ નિહાળ્યાંજો;
માની નાસિકા ચંપક સરખીજો,મારા શંભુજીએ પ્રેમે નિરખીજો. મારી.

માનું વદનાંબુજ શશિ શરદજો, જહાં શંભુ થયા જાણે ષટ પદજો;
માનો અધર અરુણ રંગજો, વિદ્રુમ કીધો જલ સંગજો. મારી.
માને કંઠે આભર્ણ શોભા ઘણીજો, કનક મલ્યુમ નીલ મણીજો;
માનો કર કમળનો નાલજો, જાણે શંભુજીનો પ્રેમ વિશાલજો. મારી.
માને કંચુકી કુસુમ સમૂલજો, મૃગ મદનાં બિંદુ અલિ ફૂલજો;
માને હાર પદ કડી ચરણાંજો, માને કોયે ન જાયે વરણ્યાંજો. મારી.
માને પેહેરણ ચીર પટકુલજો, જહાં શંભૂ થયા રંગરોળજો;
માનો નાભિ હૃદય ગંભીરજો, ત્રિવલી થયું તટ તીરજો. મારી.
માનાં પદઅંબુજ અતિ સારજો, જહાં નેપૂરનો ઝમકારજો;
માની નખ ચંદ્રિકા સારીજો, જાણે ત્રિવિધ તાપ નિવારીજો. મારી.
માતો અચલ તનયા ભગવતીજો, જેનો સુંદર વર કૈલાશ પતીજો;
પૂજ્યા સીમંતનિયે પ્રેમ મન આણીજો, થયાં ચંદ્રાંગદની રાણીજો. મારી.
માને અગસ્ત મુનિએ ઉપાસીજો, જેથી શોષી લીધો જળ રાષીજો;
એમ અનેક ભકતે આરાધ્યાંજો, તેમનાં મન વાંચ્છિત ફળ સાધ્યાંજો. મારી.
મારી ગિરીજાને પદ શિર નામેજો, તે ધન સુખ મંદિર પામેજો;
માનો ગરબો ગાય નરનારીજો, તેને પ્રસન્ન થાય ત્રિપૂરારીજો. મારી.
જે કો નિર્મળ ચિત્તે ગાયજો, તે ભવ પદ નિકટે જાયજો;
જેનો પાર ન પામે શ્રુતિ અંગજો, તેનો શિવાનંદ પદ ભૃંગજો. મારી.

## પદ ૧૨ મું.

માતા વેણી વિશાલે શોભતાં; તે તો ભુજંગ કેરી યુવતીરે,
માતાજી કરુણા વિલોકય નિહાળીએરે. ટેક.
માતા ભાલે સુધાકરની રેખ, તે તો કાલ ગજાંકુશ પેખરે; મા૦
માની ભૃકુટી દીર્ઘ માનીએ, તે તો કોકનદ અલિ જાણીએ. મા૦
માને કરણે કુંડળ શોભતાં, તે તો વેલ કુસુમજ પ્રરતાંરે. મા૦
માતા પાંપેણની અતિ સુંદરતા, તે તો સૃષ્ટિ સંહારની કરતારે. મા૦
માતા લોચન કંજ વિરામ, તે તો શંભુને વસવાનો ધામરે. મા૦
માતા નાસિકા સુંદર ઝળકે, તેતો હારે મૌક્તિક લલકેરે. મા૦
માતા અરુણ અધર દંત સાર, કંજે કર્ણિકા કેસર ભારરે. મા૦
માતા વદન આનંદ કંદ, જહાં શંભુ થયા મતિ મંદરે. મા૦
માતા કંઠ શંકર અનુમંત, તેતો શિશ કમલનું વ્રંતરે. મા૦

માતા હૃદય મંડળ સૌભાગ્ય, તેતો પૂરણ જળનું તડાગરે. મા૦
માના યુગ્મ બાહૂ રસાળ, તેતો સરોવર તટ વિશાળરે. મા૦
માતા પયોધર જગતને પોષે, તેતો સરોવર સરસિજ કોપરે. મા૦
માતા ત્રિવલી ઉદર વખાણીએ, તેતો ત્રિગુણ શક્તિ પ્રમાણીએરે. મા૦
માતા ગંભીર નાભિનો કૂપ, શંભુ થયા સ્મર ભૂપરે. મા૦
માતા કટિ નિતંબને રંગ, તેતો અચલ મૃગાધિપ સંગરે. મા૦
માતા ઉરૂ કદલીનો દંડ, તેતો ગિરિવર ગજની શુંડરે. મા૦
માતા સૌંદર્યની તરંગીણીરે, તેતો જંઘા યુગ તાં સરીણીરે. મા૦
માતા પદ અંબુજની રૂચિરતા, તેતો જોબન ભૂલોક સુરતારે. મા૦
માતા વિવિધ અંબર તનુ સાજે, તેણે ભુવન ચતુર્દશ લાજેરે. મા૦
માતા નવરંગ ભૂષણ અંગ, તેતો શર્દ શશિ ઉડ સંગરે. મા૦
માત જડને બુદ્ધિની દાતા, તેનો શિવાનંદ ગુણ ગાતારે. મા૦

## પદ ૧૩ મું–રાગ મારૂ.

ગિરિજા પદાંબુજરે, ભવ દુઃખ ભંજનકારી
ચર્ણોદક સુરધુનિ જેનો, અલતો મુકુટ મોરારી. ગિરિ.
વિષ્ણુ વિરંચી પતિ શિશે, જે પદ તાપ નિવારી;
ઉપનિષદ જેને મુકુટ તોલાએ, રાખે ગૌરવ ભારી. ગિરિ.
અમર ભય નિવારણ કારણ, કોટી દનુજ સંહારી;
શંભૂ વધૂના ચર્ણ કમલપર, શિવાનંદ બલિહારી. ગિરિ.

## પદ ૧૪ મું–રાગ મારૂ.

મંગલદાયનીરે, મંગલ મા તેથે જાણું;
વિષય રસોદધિથી માયામાંભૂલ્યો,ગિરિનંદની મન આણું. મંગલ.
સુમનસ ગુચ્છા કુંતલ ચળકે, ઘન મધ્ય ચંચલ ચટકે;
ખંડ નિશાપતિ ભાલે બિરાજિત, રાશિ હીરક જલકે. મંગલ.
મણિધર ખંચિત દામિની સોહે, રૂચિકૂર સોહે;
વદન કમલ મકરંદનો લોભી, શંકર મધુકર મોહે. મંગલ
શ્રવણે કુંડલ અલિ રવિ લોચન, ભગવતિ ગિરિજા ભાસે;
નેપુર ઘુઘુરૂ વસન પદાંબુજ, ભ્રમર શિવાનંદ આશે. મંગલ.

## પદ ૧૫ સું–રાગ કેદારો.

મન મોહ્યુંરે, સુંદર મહાકાળી. ટેક.
સેવા કીધા વિના સુખ નહીં ઉપજે, સુખ દીઠે અઘ ખોયુંરે; સુંદર.
પાર ન પામે બ્રહ્માદિક સુર મુની, કોપે અસુરશું જોયુંરે; સુંદર.
ત્રિશૂલ શંખ ફરસી ને તોમર, ખડગ ખપર કર સોહ્યુંરે; સુંદર.
શિવાનંદ સેવક કરે વિનતી, ચર્ણ વિષે ચિત્ત મોહ્યુંરે; સુંદર.

## પદ ૧૬ સું–રાગ ગરબાની ચાલ.

હનિહાંરે, ગિરિજાદેવીને સેવતાંરે, પામતાં નિધિ નહિ વાર;
ગૌરી ગુણ અશેષ છેરે, જહાં શેષ ન પામે પાર. ગિરિ.
કોટિ સુધાકર શીતલરે, અંબા નિર્મળ રૂપ પ્રકાશ;
ભવના તાપ સમાવતીરે, અંબા પૂરતિ મનની આશ. ગિરિ.
અસુર કુલને સંહારતીરે, અંબા તારતી સુર ગણનાર;
શિવાનંદને ત્યાં આપતીરે, અંબા ભારતિ વિવિધ પ્રકાર. ગિરિ.

## પદ ૧૭ સું–રાગ ગરબાની ચાલ.

મંગલ મંગલા તુંને આપશેરે, તારો ટળશે ભવનો ભાર;
ભજતાં શંભૂજીની ભામિનીરે, તારે કામિની કનક અપાર. મંગળ.
મણીએ ખંચિત સિંહાસનરે, એવે આસને ગિરિજા માત;
ચામર બેઉ પાસા ઢાળતીરે, કરે વિજયા જયા બેહુ વાત. મંગળ.
મણિવર હાર અતિ શોભતારે, આરોપિત નૌતમ થાળ;
વ્યંજન ઓદન અતિ શોભતાંરે, આરોગતાં ગિરિવર બાળ. મંગળ.
લવિંગ એલચી પુંગી ફળરે, એની બીડી નવરંગ ભાત;
આરતી પુરતી સુર સુંદરીરે, ત્યાં શિવાનંદ ગુણ ગાત. મંગળ.

## વસંત પૂજા.

## પદ ૧૮ સું–રાગ વસંત.

કુસુમાકર શ્રી ઋતુરાજનું, રૂપ અનોપમ ભાસે;
તારકાસુરથી સુરપતિ બીનો, અનેક ઉપાય બિમાસે. કુસુ૦
વદન ચંદ્ર વિવર્ણને દેખી, સુરગુરુ વચન પ્રકાશે;
શંભુ કુમારથી તારકાસુરનું, મરણ કિન્નર ગાશે. કુસુ૦

સુર ગુરુનાં પદ પંકજ વંદે, મદવાનું ભય નાસે;
શંભુ સમાધિના ભંગને કરવા, મનસિજ મનમાં ભાંસે. કુસુ૦
મનમાં સંભારતાં મનસિજ આવ્યો,સૂરપતિચર્ણુ નિવાસે;
કારણુ કોણુ સંભાર્યો કિંકર, આજ્ઞા દીજે દાસે. કુસુ૦
શંભુ તપના ભંગને કરવા, સંભાર્યો તું આશે;
શિવાનંદ પ્રભુના તપને ભાંજું, સાહે વસંત જપાશે. કુસુ૦

## પદ ૧૯ મું.

સુરપતિ શીશને શીશ ચઢાવી, મત્તમદન મદમાતો;
સગ વસંત સખાને લઇને, રસભર રંગે રાતો. સુર૦
કુંજ નિકુંજ મુકુલ બકુલ, ફૂલ્યાં વન વન ફૂલ;
અલિકુલ સંકુલ મુકુલ સરોવર, સારસ હંસ સમૂલ. સુર૦
લતા ગ્રહીને દેહલી ઊભો, શિલાદિ નંદન દ્વારે;
મદન લીલા ગણુ સંગને જોઇ, નાશ અંગુલીએ વારે. સુર૦
ગિરિરાજકુમારી કુસુમાભરણે, પ્રેમે પૂર્ણુ નિહાળે;
શિવાનંદ પ્રભૂ પ્રેમે નિરખી, અતિશે મનમાં મહાલે. સુર૦

## પદ ૨૦ મું.

રસભર લોચન મોચન ભવનો, પ્રેમે પૂર્ણુ નિહાળે;
કુસુમાંજલિ શિવકંજે આપી, નિરખે શિવ વાહાલે. રસ૦
મન્મથ મદવાના કામને કાજે, પંચશર કર ઝાલે;
શર કોદંડ ચઢાવી મેલ્યો, પ્રેર્યો પતંગ જમ કાળે. રસ૦
ઉત્સગ મનને દેખી શંભૂજી, પોતે પૃષ્ટ નિહાળે;
શિવાનંદ પ્રભૂ મન્મથ જોતાં, પગટયો ધનંજય ભાલે. રસ૦

## પદ ૨૧ મું.

મન્મથ મંથન ત્રિપુર ગંજન, કહે વસંત કુરંગ;
કુસુમાવલીસે નમી પદઅંબુજ, માગે અનંગનું અંગ. મન્મથ૦
દીનવચન ઋતુરાજ સુની, શિવ થયો મન ઉમંગ;
મનસિજ નામ ધરું કરૂણાનિધી, તે કરે ભુવન ભંગ. મન્મથ૦
ચારુ જટાધર લટકટ શીશે, સોહત ભાલ મૃગંક;
ત્રિલોચન જગમોહન શંભૂ, શિવાનંદ પદ ભૃંગ. મન્મથ૦

## પદ ૨૨ મું.

બિરહે નિદાન બાણ જબ લાગ્યો, સુધ તનકી તબ ભૂલ;
કોણ કહે યહ ક્ષત ઔષદ્, સુર તટ નિહુમ ફૂલ. બિર.
જડપેં ચૈતન કિનહુય થયો, પ્રગટ્યો વસંત ઋતુમૂલ;
યહ વિનોદ દેખન હિતશંભૂ, ચલે ગૃહી તબ શૂલ. બિર.
શિશ જટા જૂટતાપર ઝલકે, લલકે ધૂનિ શિશ ફૂલ;
માનહુ કનક કંકણુ શોભે, લલિત મૌક્તિક ઝૂલ. બિર.
બામા અમ અંગ દહી દોર, કર કપાલ કુરંગ;
શ્વેત વરણુ ગજાંબર ચંદન, વીંટયો કૃષ્ણ ભુજંગ. બિર.
ખેલ મચ્યો ભચ્યો સબ સુરગણ, બાજે ઘોર મૃદંગ;
શિવાનંદ પ્રભુ ઘન મંડલમાં, નાચત રંગ સુરંગ. બિર.

## પદ ૨૩ મું.

ગિરિજાવર શિવશેખર શંભૂ ખેલત ઋતુ માતંગ;
વિધિ વિધિ નગ ગણ બનબન ફૂલ્યો, ફૂલત મન્મથ અંગ. ગિરી૦
શીશ મુકુટ છબિ અટપટિ સોહે, ઝલકત રુચિર મૃકંગ;
માનહુ કનકાચલ શેખરપર, ઉદીત કોટિ પતંગ. ગિરી૦
ઉરવત અબીલ ગુલાલ અમરગણ, બાજત રુચિર મૃદંગ;
રીઝત શિવાનંદ પ્રભુ શંભૂ, બેઠો બસંત સુરંગ. ગિરી૦

## પદ ૨૪ મું.

વસંત રમવા ચાલ્યા શંભુજી, સાથે ગણની તો ટોળી;
સહકાર શાખા કોકિલ બોલે, માલતિ મધુકર રોળી. વસંત૦
માનુનીને ઉપદેશજ કરવા, વળગી તરુને વેલી;
મદન સહિત ઋતુરાજ વચનથી, વર્તી સઘળે કેલી. વસંત૦
વિરહિણી વનિતાના દુઃખને જોઇ, રવિ દક્ષિણથી ચાલે;
અશ્વને હાકતાં અરુણને વારે, હળવે રાશને વાલે. વસંત૦
ચંગ મૃદંગ વીણારસ વાજે, ગાજે જમ ઘનઘોરી;
શિવાનંદ પ્રભૂ અબીલ ઉડાડે, સ્વામિ ગુલાલની ઝોરી. વસંત૦

## પદ ૨૫ મું.

નટવર રંગ ઋતુધ્વજ વનમો, અંજુરી સુમનસ સોહે;
કદલી દલપટ કટી ત્રતિમદમો, ત્રિદશ વધૂ મન મોહે. નટવર૦
શ્રવણે કર્ણિકા કુંડલ સોહે, અલિભૃત પંકત શીશ;
ફુલત માકંદ પાઘ બન્યો હૈ, તાપર કુસુમ સરીશ. નટવર૦
બરખા ઋતુકર મૃદંગ ગાજે, વાજે શિશિર કરતાલ;
શરદ વિણાધર અધરે હેમંત, બંસિ રુચિર બિશાલ. નટવર૦
માલતી ઘુઘરૂ પદ પંકજમો, ગ્રીષ્મ બદત થેઈકાર;
મદન કરત નિરાંજન ઋતુપર, વિધિવિધિ સુમનસ ભાર. નટવર૦
શ્રી પંચમી માઘ મનોહર, પ્રગટયો વસંત વિલાસ;
શિવાનંદ પ્રભૂ ખેલે ગિરિજા, અદ્‌ભુત પામે વિભાસ. નટવર૦

## પદ ૨૬ મું.

ઉદગ અયન વિકસત દેખી, ઉન્મત્ત ભયો બસંત;
અત હેમંત અંતર અબ પાયો, નિકસ્યો પુષ્પ બસંત. ઉદગ૦
બ્યુંજુરી માકંદ પટપદ મોહે, સોહે પરબ્રહ્મ કુંજ;
બન બનમેં કુસુમ ભરે દેખિ, ગઈ સબનકી સૂજ. ઉદગ૦
શીશ જટા જૂટ તાપર ઝળકે, લળકે ધુનિ શિશ ફૂલ;
માનુ કનક કંકણુ સોહે, લલિત મૌક્તિક ઝૂલ. ઉદગ૦
ઉડવત અબીલ ગુલાલ અમરગણુ, બાજત ચંગ મૃદંગ;
શિવાનંદ પ્રભુ ગણુ મંડલમાં, ભયો મન ઉમંગ. ઉદગ૦

## પદ ૨૭ મું.

ગંગાધારિ ખેલત બસંત, મોરો શંભુ નાથ ખેલત બસંત; ટેક.
ઇતથેં આઇ ગિરિજા સુંદરી, કોટિ સખિ લેઇ સાથ;
ઉતથેં આયે મણિભદ્ર મણિગ્રિવ, બાણભદ્ર શિવનાથ. ગંગાધા૦
એક પલાશ કુસુમ રંગ છિરકત, એકે અબિલ ગુલાલ;
વાજત ચંગ મૃદંગ ભેર ધુનિ, ગાવત ગીત રસાલ. ગંગાધા૦
ઉલટી સખિ શંકરપર ધાવત, ગિરિજા સંગ સુહાયે;
પકરે ગંગાધર શંકરકું, સબગણુ હાર મિલાયે. ગંગાધા૦
કિ ફગુઆ દો હો હમ શંકર, કરત કહા મુજ કામ;
છૂટન પાઓ અબ ગંગાધર, મોરિ ગિરિજાકો શિરનામ. ગંગાધા૦

ખેલી ફાગ પ્રેમસું શંકર, ફગુઆ દિયો હો મગાય;
ભૂષણ બસન બિબિધ સબયનકું, શિવાનંદ બલિજાય. ગંગાધ૦

### પદ ૨૮ મું.–રાગ કાફી.

ગિરિનંદની શિવ ફાગ, ખેલે નૌતમ ગૌરી; ટેક.
સૂર તરંગિણી જૂટ જટા મધ્ય, કુંતલ હીરક દોરી. ખેલે નૌતમ૦
શશધર બિંબજકલા ત્રિપુંડ્રક, મૃગમદ ચંદ્રક ભાલ;
દિનમણિ વન્હિ શશિ રવિલોચન, નીરજ દલ વિશાલ. ખેલે નૌતમ૦
રુચિર શૃંગવર સૂર શિરોધર, કંઠે મૌક્તિક માલ;
પ્રભૂ શિવાનંદ સોમ સદા શિવ, નિરખો અંતક કાલ. ખેલે નૌતમ૦

### પદ ૨૯ મું.

ગંગાધર ખેલે ફાગ, રસ રંગ ભરે;
સંગ ખેલે ગિરિરાજ સુતા, ગજ મૌક્તિનકી ઉરમાલ; રસરંગ૦ટેક.
ચોદશ ગણ મતબારે દોડે, ગણપતિ પુત્ર કુમાર;
હસત હસાવત બીણ બજાવત, ગાવત ગીત રસાલ. રસ૦
કેશર ભર છિરકત પિચકારી, સરસ સુગંધ ગુલાબ;
તેલ ફુલેલ લે મુખ રોલત, ઉડત અબિલ ગુલાલ. રસ૦
દ્વાદશ બન ઋતુ ભારે ફૂલે, બકુલ માલતી જાય;
તાબિચ હોરી ખેલત શંકર, શિવાનંદ બલ જાય. રસ૦

### પદ ૩૦ મું.

નેંનો નેહ ભરે સુશકાત, કરંગ ધરે;
રંગ મચ્યો ગિરિરાજ સુતા, અબ ખેલે બસંત કીરાત. કરંગ. ટેક.
સખી અલી સબ નિકટે આઇ, સપ્ત સ્વરન મિલિગાત;
દલ કમલ મધ્ય કરણિકા, જાતિ શતારત સુતાત. કરં૦
અબીલ ગુલાલકી મૂવ પડત ઘન, ગરજે મૃદંગ પ્રભાત;
સત્વર જો ગુણ યુદ્ધ કરે તમ, દેખિ આગે ધરે અબ ઘાત. કરં૦
પશુ પક્ષી વન થકિત ભયે, કહિ ન પરિ યહ બાત;
શિવાનંદ પ્રભુ ખેલ મચ્યો ફિરિ, ફગુઆ દે જગ તાત. કરં૦

## પદ ૩૧ મું-રાગ વસંત.

આનંદ ભર શિવ ખેલત હોરી; ટેક.
પ્રથમ ગણુ સંગ મુદિત શંકર પ્રભુ,દોરત બાહે પરસ્પર જોરી; આનંદ.
બાજત તાલ મૃદંગ ધિધિકટત, તથેઇ તતથેઈકારી;
ગાવત રાગ વસંત સરસ ગતિ, રહ્યો રંગ અતિ ભારી. આનંદ.
છપન કોટિ સખિ રિય ખેલન, ગિરિજા શિવપે આઇ;
અખીલ ગુલાલભર શંકર પ્રભૂ, રિઝિ રિઝિ સુશકાઇ. આનંદ.
ઇંદ્રાદિક બ્રહ્માદિક સુર મુની, પુષ્પ વૃષ્ટિ કરાઇ;
શિવાનંદ પ્રભુ અસે બિરાજીત, યહ સુખ બરણિ ન જાઇ. આનંદ.

## પદ ૩૨ મું-કાફીનો ફાગ.

શિવ નિરખો નેન રસાલ, ઋતુરાજ બને શિવ;
કમલ શીશે હંસ બિરાજે, ગરજત મેઘ વિશાલ. ઋતુરાજ. ટેક
જાકે શિશ કલાનિધિ સોહે, રુચિર બાસ શોભાલ;
કરૂણા સરિત માન ઉલટી હિતમેં, ઝીલે કેલિ મરાલ. ઋતુરાજ.
જ્વલન લોચનપર હું વારૂં, દિનમણિ કોટિ પ્રકાશ;
સ્વર્ગ તરંગિણી બિચમેં સોહે, માનુ કોક નદકી બાસ. ઋતુરાજ.
તુંહિ માયલંજા સન્મુખ ખેલે, બિધિબિધિ બસંત બિલાશ;
શારદ ધનમાં દામિનિ દમકે, વિજયા જયા કર પાશ. ઋતુરાજ.
ફાગ મચ્યો જય શબ્દ ઉચ્યો, સુરગણુ કિન્નર સાથ;
અખિલ પરત શિવાનંદ પ્રભૂપર,બરખે ઘન જિઉ પાઠ. ઋતુરાજ.

## પદ ૩૩ મું.

મન ઉલટ ભરે ખેલ મચ્યો હૈ ફાગ; મન૦
ક્ષીર પયોનિધિ પુનેમ ચંદે, ઉઠત તરંગ બડભાગ. મન ઉલટ૦ટેક.
નેહકા ઓઢ સબ ઓબર, ભઈ બઇ કેશર મારે ગુલાલ;
રજતાચલમાં તું મેરૂ, બિચે ભારતી બહત બિશાલ. મન ઉલટ૦
નેનનિ મૂદ સબ ઉકલાઇ, દેખે નાહિ બિચાર;
ઉભ સુધાકર કિરત પરત માનુ, સુરજ કંજ નિહાર. મન ઉલટ૦
બીણા બંસી મૃદંગ બાજત, ઉપજત ઘોરનિ નાદ;
શીત પયોનિધિ એક ઠોર ભયે માનુ, ગરજત શબ્દ અનાદ. મન ઉલટ૦

ઉલટો આનંદ માનુ ફાગ બન્યો, રસ રંગ કહ્યો ન જાય;
સોમ સદાશિવ ફાગ બને માનુ, શિવાનંદ બલ જાય. મન ઉલટ૦

### પદ ૩૪ સું.

અબ ફાગ ખેલત શિવનાથ, મનમોદ ભરે;
લાજકિ ઠોર સબે અબ ગઇ, ખેલ રચ્યો ગણ સાથ. મનમોદભરે.ટેક.
ત્રિદશ વધુ સંગ ગિરિજા આઇ, ઓઠ ભરી હૈ ગુલાલ;
મોતિન માલ બિચ મધ્ય નાયક, ઝળકત જોતિકા જાલ. મનમોદ ભરે.
કેશર રસ પિચકારી મારે, ઊડે અબીલ ગુલાલ;
માન સરોવર મધ્યમેં ફૂલી, કોક નદકી માલ. મનમોદ ભરે.
ફગુઆ દેત બોલાએ શિવકુ, બાજત ચંગ રસાલ;
શિવાનંદ પ્રભૂ ઐસે બિરાજે, સુર વર્ષે પુષ્પ રસાલ. મનમોદ ભરે.

### પદ ૩૫ સું.

રસ બઢત બસંત બિલાસ, ત્રિપુરારી રમે૦
વિવિધ લતા સંગ દ્રુમબર ખેલે, ઠોરહી ઠોર પ્રકાશ. ત્રિપુરારી રમે.ટેક.
કરિમેં કરિ લગ રહિ વનમો, કુરંગ મૃગિ તજી ઘાસ;
વિષય વિનોદ ક્રિડા રસલંપટ, કોકિલા માકંદ પાસ. ત્રિપુરારી રમે.
ઝોક પરી અબ અબિલ ગુલાલકી, બાજત મૃદંગ વિકાશ;
શિવાનંદ પ્રભૂ ખેલત બન બન, માનુ પ્રગટયો મન્મથ રાસ. ત્રિપુરારી રમે.

### પદ ૩૬ સું—રાગ કેદારો.

શંભુ ખેલે રંગ હો હો હોરી;
સંગ સોહે ગિરિજા ગોરી. શંભુ ખેલે રંગ હો હો હોરી. ટેક.
ત્રિદશ ગણ સબ મિલિ આયે, ગાવે રાગ તો ટોરી;
શંખ મૃદંગ વીણા ચંગ વાજે, બરખે સજલ ઘનઘોરી. શંભુ ખેલે રંગ હો.
મૃગમદ કેસર છરકત અંગે, ઉડવત અબીલકી ઝોરી;
યહ શોભાકો પાર ન પાઇએ, બરણો કોઇ જોરી. શંભુ ખેલે રંગ હો.
પશુ પંખી દ્રુમ વેલી મધ્યમો, ચેતના નાહી જો થોરી;
શિવાનંદ પ્રભૂ રંગ સુરંગ તોડન પેં અબે મુદ ઘોરી. શંભુ ખેલે રંગ હો.

## પદ ૩૭ મું–રાગ જેજેવંતી.

હર હિમનંદની અબ ખેલે હો હોરી. ટેક.
જાકો રંગ સુર વધૂ દેખત, થકિત ભઇ એલી;
જાકો રંગ સુર વધુ દેખત થકિત ભઇ એલી;
દ્રુમસબરજીજગતિથોરિહો. હર હિમ.
અલિક વિલોચન મૃગંક ગંગ રંગ, વિશેષ કસ બહી ઉપમા છોરી;
પદ યુગ ઘુંઘરૂ નૂપુર વાજે છંદ ભર શિવાનંદ ભવતટિ હોરી. હર હિમ.

## પદ ૩૮ મું–રાગ ધન્યાશ્રીનો ઢાળ.

કોમળ વચને શિવ પદ વારી, હો ભવસિંધુ ભારી. હું તો કોમળ વચને. ટેક.
માયા જાલ અગાધ જસાકુલ, વિષય મનોરથ નારી;
પંચ વિષય અહિ વિષજ્વાલા, વાસના વિચિત્ર વિશાલી. કોમળ વચને૦
ભવ અનલને તાપે તપાયો, શિશ ગંગાજલ ધારી;
ભજ તું પ્રાણી સોમ સદાશિવ, સાહે છે ત્રિપૂરારી. કોમળ વચને૦
અધમ ઉદ્ધારણ નર્ક નિવારણ, ચંદ્રશેખર સુખકારી;
કહે શિવાનંદ શિવભજ વેહેલો, શંભૂ છે ભવ હારી. કોમળ વચને૦



# હિંડોળાનાં પદ.

## પદ ૩૯ મું–રાગ ગોડી.

શૃંખલ ચામિકર હિંડોલે મધ્યે હીર કલલકેરે;
ચંપક વર્ણી ગિરિવરબાલા, કૈરવશંકર ઝલકેરે. શૃંખલ૦
મુક્તાફલની માલા તોરણ, રુચિરવિતાને સોહેરે;
સૂર્ય શશિથી આસન સુંદર, ઉડગણ જોતાં મોહેરે. શૃંખલ૦
ત્રિવિધ સમીર શ્રી ગંગા તટનો, સેવે સોમ મહેશરે;
પ્રભૂ શિવાનંદ પદપંકજ લોભી, વર્ષે કુસુમ સુરેશરે. શૃંખલ૦

## પદ ૪૦ મું.

જન્મ કૃતારથ તત્ક્ષણ કીજે, દર્શન શ્રી ત્રિપુરારરે;
દિનકર કોટિ સુધાકર શીતલ, સંગે શૈલ કુમારરે. જન્મ કૃતા૦

જૂટ જટા અલકાવલિશીશે, દામિનીસુરધુનિ સોહેરે;
કુંડલ ફણી મણી લોચનકંજે, અંજન મધુર મોહેરે. જન્મ કૃતા૦
કંઠે ભૂષા વિષ જવાલા કંઠે, મુંડ મુક્તાવલી જળકેરે;
ચીર અજિન કટિ અંબર ગૌરિ, પ્રભૂ શિવાનંદ લલકેરે. જન્મ કૃતા૦

## પદ ૪૧ મું.

દોલે વિલસિત શિવશંકર ને ત્રિપુરી સંગે જાણેરે;
સેવકજન કલ્પ દ્રુમશંભૂ, નિરખી મનમાં આણોરે. દોલે વિલસિત.
માસ બસંત નિશા અજવાળી, ચંદ્રવિતાને સોહેરે;
ઉડગણ લલિત મૌક્તિક ઝૂલે, સારસ હંસ વિહંગેરે. દોલે વિલસિત.
અમર તરંગિણી શીશે ઝલકે, ભાલ સુધાકર લલકેરે;
તાથૈ તતથૈ સુરનારી નાચે, પ્રભૂ શિવાનંદ મોહેરે. દોલે વિલસિત.

## પદ ૪૨ મું.

અવલોકન ત્રિલોચન શંભૂ, દોલારોહણ નીરખોરે;
સુરપતિ તો સુરસંગે આવ્યો, કમલે કેસર પરખોરે. અવલોકન.
મૃગમદ ચંદન વસ્ત્ર સુશોભિત, કંઠે કુસુમની માલરે;
કૃષ્ણાગરના ધૂપ ઉભારા, વાજે મૃદંગ ને તાલરે. અવલોકન.
સન્મુખ ઝૂલે ગિરિજા ગૌરી, જય જય ગાન રસાલરે;
શિવાનંદ પ્રભૂ દોલારોહણ, દર્શન ટાળે કાળરે. અવલોકન.

## પદ ૪૩ મું.

સૂરતરંગિણી તીર વિલાસિ વન આનંદ રે;
વિરંચી આદે સુર મુની આવ્યા, બાંધ્યા કર અરવિંદ રે. સૂર તરંગીણી૦
રુચિ રમવા સિધમણી હીરક ખંચિત, દિનમણિ કોટિ પ્રકાશરે;
હિંડોલારૂઢ શિવ ગિરિજાને, નિરખો નાથ કૈલાશ રે. સૂર તરંગિણી૦
ગંગા યમુના ચામર વીંજે, ત્રિવિધ સમીર રે;
દુંદુભિ નાદે સુમનસ વર્ષે, પ્રભૂ શિવાનંદ ધીર રે. સૂર તરંગિણી૦

## પદ ૪૪ મું.

આંદોલાશ્રિત ગિરિજા વલ્લભ, સુર સેવિત પદ કંજે;
મત્ત મનોલે વિહરમદાલસ, નિગમ મધુવ્રત ખંજે. આંદોલાશ્રિત૦

નખ મણિચંદ્ર મયૂખ વિદારિત, જન્મના પાપ તમોહે;
અમૃત પયોધર ધારા શીશપર, સંચિત ભક્ત સમૂહે. આંદોલાશ્રિત૦
વિષ્ણુ વિરંચિ શચિપતિ માનસ પંકજ કર્ણિકા વાસે;
પ્રેમ સરોવર મગ્ન શિવાનંદ, પરિપૂરિત નિખિલાશે. આંદોલાશ્રિત૦

## પદ ૪૫ સું.

પ્રેમ સુવાપી પંકજ પરિમલ, જન સુખદાન સરાગે;
કુમુદનિ નાયક ખંડ સુધાકર, પરિ સંપ્લુત પર ભાગે. પ્રેમ સુવાપી૦
વિદ્યુત પુંજ કપર્દ્દ કલાપ, સુમંડિત મૌક્તિ માલે;
અલિક વિલોચન સજ્વલિતાનલ, કીલજ્વાલિત ભાલે. પ્રેમ સુવાપી૦
ચિત્ત નિવેશય ધી મમલા મિતિ, 'સુર ધ્રુમિ હીરક ઝાલે;
સંસારાનલ તપ્ત શિવાનંદ, પયોધર ધારા સારે. પ્રેમ સુવાપી૦

## પદ ૪૬ સું.

રત્નનં ખંચીત હિંદોલ વ્રાસન, સંશ્રિત ગિરિજા સંગં;
ત્રિપથ ગાસુ શીતલ ઘનરસ, ત્રિગુણ નિવર્ત્તન રંગં.
ભજ ગંગાધર અદ્ભુત રૂપં, ગિરિજા રંગ સુરંગં: ટેક.

શૃંગારાદિ રસાકુલ ગિરીજા, સુખ ચંદ્રામૃત લોલં;
ગંગા તરંગ સુરંજિત મૌલિકટિ, હરિણાજિન ચોલં. ભજ ગંગાધર.

નિગમ વૈતાલિક મુનિગણ સંસ્તુત, ગુણ ગણના કૃતભંગં;
સોમં ભજ મુનિ માનસ કૈરવ, કર્ણિકા કેસર ભૃંગં. ભજ ગંગાધર.

ગિરિજા વદન સુધાકર મંડલ, પીયૂષ પાન ચકોરં;
કોદરચ્યુત માર્ગણ ભિન્નં, ત્રિપુર વધૂ જન ઘોરં. ભજ ગંગાધર.

રુચિરમદોદક શ્રીલંબોદર, પૂજિત ચરણ સરોજં;
ભાલ વિલોચન નિર્ગત વન્હિ, જ્વાલિત લલિત મનોજં. ભજ ગંગાધર.

મકરધ્વજ ગજકુંભ વિદારિત, કેસરી રૂપ મનોજં;
સોમં શિવ મારાધય ભક્ત્યા, મુક્તિ ધૂની કલ્લોલં. ભજ ગંગાધર.

તપ્ત જનાવન સંશ્રિત ભાલામૃત ધારાધર ખંડં;
ભજ શિવેશ શિવાનંદ પ્રભૂ, મપિપરિવંચય યમ દંડં. ભજ ગંગાધર.

## પદ ૪૭ મું.

નિરખ છબિ ગંગાધરનં, ઝલકત ચારૂ હિંદોલે જગ બંધનં;
ગિરિરાજ જનિ શૃંગારરસ ખનિ, લોચનચામર મન વિંજનં. નિરખ છબિ.
એનત્વકૃ અહિપુર અલિક મયંક, લખમાતુ મુનિગન રંજનં;
જય રવ સુર વધૂ નારદ તુંબરૂ સંગીત સ્વરણું. નિરખ છબિ.
આશુ મહોદધિ પાર ન પાવે, ધાવે નિગમ કંજ ચરણું;
દીન શિવાનંદ કહાલોં બરણે, ભારતિ ભૂલિ બરણુનં. નિરખ છબિ.

## પદ ૪૮ મું–રાગ મારૂ.

હિંડોલો ત્રિપૂરાર નિરખો, હિંડોલો ત્રિપુરાર;
હરનેસંગે શૈલકુમારીચારૂ, ચામિકર ચંચલાચટકે સાર વિહાર; નિરખો હિંડોલો.
મૃગમદ પંકિલ ચંદન રૂષિત, સૌરભ છે ઘન સાર;
ગંધ વિલોભિત અલિવર ગુંજે, પુંજે સુ મનસ ભાર. નિરખો હિંડોલો.
શીતલ મંદ સુગંધ સમીરે, પરિ સેવિત ધ્રુનિવાર;
સોમ સદાશિવ પદપંકજ લોભી, શિવાનંદ ભવહાર. નિરખો હિંડોલો.

## પદ ૪૯ મું–રાગ મારૂં.

ઝુલે હિંડોલે દેવ, ગિરિજા ઝુલે હિંડોલે દેવ; ટેક.
ભારતિ ભૂલી વેદ રટણથી, ભૂલ્યો વિરંચી તતખેવ. ગિરિજા ઝૂલે૦
સ્થંભ કનકમય હીરક ખંચિત, ધવલવિતાને સોહે;
શૃંખલા કનક આસન તકિયા, જોતાં મનડું રે મોહે. ગિરિજા ઝૂલે૦
ગંગા યમુના ચામર કરમાં, વિંઝે શ્રીત્રિપુરાર;
જપ જપનિનદે સુરગણવૃંદે, સોમ શિવાનંદ તાર. ગિરિજા ઝૂલે૦

## પદ ૫૦ મું.

શંભૂ શ્રી ઋતુરાજ, વિલસિત શંભૂ શ્રી ઋતુરાજ;
મધુ અવદાત તૃતીયા ડોલે, સોમ મહેશ મહારાજ. વિલસિત શંભૂ૦
કુસુમ સહિત વનરાજિ ફૂલી, સ્થલ નલનીર વિશાલ;
કોકિલા કુંજે મધુરે નાદે, કિન્નર ગાન રસાલ. વિલસિત શંભૂ૦
સુર સુંદરી કટિ કિંકણી રસના, ચરણે ઘૂઘરૂ નાદ;
એકપેં એક અનોપમ નાચે, પ્રભુ શિવાનંદ આદ. વિલસિત શંભૂ૦

## પદ ૫૧ સું-રાગ આશાવરી.

મંજૂ માલ મરાલ વિભૂષિત, સુરતટિ ભિનિતું તીરરે;
ચંદન ચંપક બકુલ પાટલ, બોલે સારસ ક્ષીરરે. મંજૂ માલ૦
મત્ત મધુવ્રત સેવિત વ્રતથી, તહીંએ વિરાજિત નીરરે;
વિકસિત પંકજ ગંધે લોભી, અલિગુંજારવ ધીર. મંજૂ માલ૦
આંદોલે કુસુમારક ખેલે, ધરી સદાશિવ વીરરે;
શિવાનંદ પ્રભૂ સંગે ગિરિજા, અંગે ઉજ્વલ ચીરરે. મંજૂ માલ૦

## પદ ૫૨ સું-રાગ કેદારો.

વિલસિતશંભૂ શૈલ કુમારી,
હાંરે હિંડોલે વિલસિત શંભૂ શૈલકુમારી. ટેક.
ઉદિત રાકાપતિ નારી, નારદ તુંબરૂ ધારી;
તાલ તેત્રીસ સ્વર ભારી, સોહત કિન્નરકારી. હાંરે૦
સુરપતિ રમણિ, સંગિત સ્વર મણિ;
ઉપજત નાદ ગહનિ, મોહિત મૃગ નયની. હાંરે૦
શુક્લ શશિ ધારિ, ભવ તાપ નિવારી;
જય જય સ્વર ભારિ, શિવાનંદ બલિહારી. હાંરે૦

## પદ ૫૩ સું.

બનત શ્રી ગંગાધારી,
હાંરે હિંદોલે બનત શ્રી ગંગાધારી. ટેક.
સારદ ઘન શંભૂ, ચપલા પુંજે ગોરી;
નિરખી આહા છબિ, ગર્વ અનંગ હારી. હાંરે૦
કર કંકણ શાલી, અંગદ ભુજંગ ધારી;
મુકત મુંડ વિલાસિ, સોહત ત્રિપુરારી. હાંરે૦
અજિન ચીર કટિ, નુપુરી ઘુઘરૂ ધારી;
જય જય સુરકારી, શિવાનંદ બલિહારી. હાંરે૦

## પદ ૫૪ સું.

ગિરિનંદની શિવ ઝૂલે, હિંડોલે ગિરિનંદની શિવ ઝૂલે;
દૃષ્ખિ સુરિનર નિમેષ ભૂલે; હિંડોલે૦
ચારૂ વિમાન ચઢી સુર વર્ષે, કલ્પતરૂને ફૂલે. હિંડોલે૦ ટેક.

રૂચિર પદાંબુજ નેપૂર ઘુઘરૂ, કટિ રસના શરભારી;
અંગદ કંકણ ભૂષણ, શરદા મેઘે ચપલા વારી. હિંડોલે૦
રાકા નિશાકર પૂર્ણ કલાધર, દંતમયૂખ વિશાલી;
ચિકુર જટા વલિ સોમ સદાશિવ, શિવાનંદ બલિહારી. હિંડોલે૦

## પદ ૫૫ મું.

ખેલ મચ્યો હિંડોલે, વસંતે ખેલ મચ્યો હિંડોલે;
પ્રેમ રસાલ સુશૈલ કુમારી, શોભે સુંદર ખોલે. વસંતે૦
ગીત સુધાકર નારદ તુંબરૂ, દેત ત્રિતાલ મૃદંગ;
રંભાઓ દે સુર વધુ નાચે, જય જય ગાન સુરંગ. વસંતે૦
નંદન વનનાં સુમનસ વર્ષે, મઘવા દેવ કદંબે;
હિંડોલારૂઢ શંભુ શિવાને, શિવાનંદ પદ અંબે. વસંતે૦

## પદ ૫૬ મું.

ઝૂલે સદાશિવ જોગિ, હિંડોલે ઝૂલે સદાશીવ ભેગી; ટેક.
એવો ચૌદ ભુવન નહિ ભોગી; હિંડોલે૦
વિષની નિલિમાં કંઠે શંભૂ, મૃગ મદ અંગે ગૌરી; હિંડોલે૦ ટેક.
ગંગ કપર્દ્દનીનદ કરે શંભૂ, ચિકુર કુસુમ અલિગુંજે;
ઈંદુ વિલેપન અંગે ગિરિજા, ભવ ભૂષિત ભસ્મને પુંજે. હિંડોલે૦
અંગદ ફણિવર ફૂલ્કૃત શંભૂ, રત્નકલાપ સુરંગે;
વિરંચિ વચને વિજયા જયાને, પ્રેમ કલાહર સંગે. હિંડોલે૦

## પદ ૫૭ મું–રાગ મારૂં.

શંભુ પધારે રે ગિરિ કૈલાશ ગંભીર;
વસંત વિલાસ હિંડોલે વિલસિત, સૂર તરંગિણી તીર. શંભુ પધારે.
ઘંટા ચામર ગજવદ સોહે, હય હંસારવ ધીર;
સંખ્યા રહિત ગણ નાયક સાથે, નવરંગ ભૂષણચીર. શંભુ પધારે.
વિષ્ણુ વિરંચી શચિપતિ આદે, સુરવર સઘલા વીર;
વિંજન છત્ર પતાકા ઝલકે, જય જય બોલે ગીર. શંભુ પધારે.
અગણિત સુમનસ વર્ષે સુરપતિ, કામ દુધા તહાં ક્ષીર;
મૃદંગની નાદે શિવાનંદ પ્રભૂને, તાલતંત્રી સ્વરધીર. શંભુ પધારે.

### પદ ૫૮ મું–રાગ ધન્યાશ્રી.

ખેલે હિંદોલેરે, સોહત ગિરિજા સંગ;
માસ મધૂ સુરતટિની તટમાં, અબ પધારે બૈરિઅનંગ. ખેલે૦ ટેક.
દુંદભિ ભેર મૃંદગનિ નાદે, વાજે સુર વધુ ચંગ;
હય હંસારવ અગણિત સોહે, કુંજર મૂહણુ રંગ. ખેલે હિંદોલેરે.
ચંદ્ર મયૂખ પતાકા ઝલકે, લલકે છત્ર મયંક;
ચામર શોભા કહિ ન પરે, અબકર કાલી રંગ. ખેલે હિંદોલેરે.
અગણિત ગણ જય જયનિનદે, નાચત તતથૈ થંગ;
ધિમિકટધિમિકટ ધિમિકટધિમિકટ, બાજત રૂચિર મૃદંગ. ખેલે હિંદોલેરે.
સુર કિન્નર મુનિ ગણ આદે, વર્ષે સુમનસ સંગ;
કમલાસન વૈકુંઠ શચિપતિ, અંજુરિ કરત ભુજંગ. ખેલે હિંદોલેરે.
સ્યદનતેં રજતાચલ આયે, સોહિ ગીરિજા સંગ;
રસિક શિવાનંદ પદ પંકજ મકરંદ, બદનકહો યહ ભૃંગ. ખેલે હિંદોલેરે.

### પદ ૫૯ મું–રાગ ગોડી.

ગિરીશગિરિજા બેહુ મળી રંગભર, આનંદહો દધિ ઉલટયોરે;
ભાલ શશિ અતિ સુંદર સોહે, પરવરીયા ગણ સુભટોરે. ગિરીશ ગિરિજા.
રત્ન ખચિત કનકાચલ બેથે, શૈલ સુતા શિવ નિકટેરે;
મણિધર મણિ અલિ કુંડલ ઝલકે, લલિત વદન જટા મુકુટેરે. ગિરીશ ગિરિજા.
કૈલાશપતિ શિવ નિરખી નયને, ઉતરો ભવસાગર તટરે;
શિવાનંદ કહે હું એટલું માગું, મોરિ રસના શિવ શિવ રટેરે. ગિરીશ ગિરિજા.

---

## ભોજન સમયના પદો.

### પદ ૬૦ મું–રાગ આશાવરી.

આહો ભોજન રચ્યું વ્રષકેત,
સપરિવાર સકલ ગણ નાયક, સન્મુખ ગિરિજા સહેત, આહો ભોજન
આસન મણિ ગણ ખંચિત રંજિત, તામધ્ય બૈઠે ગિરિજા હેત;
થાલ કનક ને રત્ન ખચિત મણિ, રજત કલશ જલ લેત. આહો ભોજન.
પુરી પાયસ શર્કરા ગૌઘૃત, વિંજન કીનો બહુ બિધિ હેત;
દાલ ભાત ભયો અતિ સુંદર, લૂણ સહિત દધિ હૈ ભવ હેત. આહો ભોજન.

લવિંગ એલચી પાન પુંગી ફલ, શંકરનાથ લહો નગ સ્વેત;
શિવાનંદપર કરૂણાકર અબ, દોઉ મિલે અપનો કર લેત. આહો ભોજન.

### પદ ૬૧ મું–રાગ ધન્યાશ્રી.

ષટ રસ પૂરીરે થાલ સદાશિવ, ગિરિજા સંગ ભોજન કીજે;
અષ્ટધા ભકતે નવ આનંદે, નવવિધી પૂજન લીજે. ષટ રસ પૂરી.
ગોપ વધૂ સુત પ્રેમ સરોવર, મરલ થઇ રસ પીધો;
રત્ન પ્રસાદે મણિમય લિંગે, પ્રગટિ શિવ કર કીધો. ષટ રસ પૂરી.
સોમ પ્રદોષ સિમંતિની પૂજા, ચંદ્રાંગદ ભયહારી;
વીણા તાલ મૃદંગ સંગીતે, છત્ર ચામર સુર નારી. ષટ રસ પૂરી.
શંબર વરણી પૂજા નિવેદન, પ્રસન્ન શ્રી ત્રિપુરારી;
કાયા ચિતાનલ ભસ્મ વિલાસી, ભિલ્લ વધૂ તનુતારી. ષટ રસ પૂરી.
વિંજન ઓદન મોદિક પાયસ, અન્ન ચતુર વિધિ ભોગી;
કવથિકા વટક રંભાફલ હિંગુ, જિરક મરી સુસંજોગી. ષટ રસ પૂરી.
દેવ કુસુમ તાંબુલ પુંગીલા, મૃગમદ ગંધ સુવાસી;
રાજત કલશ સીતલ જલ બીડી, વંદન ચંદ્રે ભાસી. ષટ રસ પૂરી.
દીનબંધૂ દયાનિધિ શંભો, કાલાંતક ભયહારી;
કહે શિવાનંદ ગંગાધર વિના, કોણ છે તાપ નિવારી. ષટ રસ પૂરી.

### પદ ૬૨ મું–રાગ ધન્યાશ્રી.

જમ અષ્ટધામકે આનંદ, વનમાં નવધા પૂજન લીધાંરે;
તમ ગિરિજેશ કૃપાલ ગંગાધર, કરૂણા કટાક્ષ નિહાળોરે. ટેક.
જમ ઉજ્જેણીમાં ગોપકુંવરનો, નવરંગ પ્રેમ રસ ભાવ્યોરે; તમ ગિરિ૦
જમરે સિંહાદ્રી શૃંગ મનોહર, ત્રંબકનાથ પધાર્યોરે; તમ ગિરિ૦
જમરે ગોકર્ણના મંડળ મધ્યે, દશ કંધરવર આવ્યોરે. તમ ગિરિ૦
જમરે શબરના તાપ સમાવ્યા, નવરે કલશ જલ કીધારે; તમ ગિરિ૦
વિશ્વેશ્વરની નગરીમાં હો શિવ, શિવાનંદ શિવ પૂજારે. તમ ગિરિ૦

### પદ ૬૩ મું–રાગ ગોડી.

ઉઠોને શ્રી મહાદેવ, અવસ્યમેવ, પધારિએ, મારા શંભૂજીરે; ટેક.
અતિ ઘણું થાય અસુર, ઉદયો સૂર મસ્તક ચઢે; મારા૦
ચરણ કમલ સુજ શીશ, ઉમયા ઇશ, પધારીએ; મારા૦

ગણપતિ પુત્ર, કુમાર વીરભદ્ર, બોલાવીએ; મારા૦
નંદી ભૃંગી ગણને, પુંષ્પદંત, તેડાવીએ; મારા૦
બીજા ગણજે સર્વ તેડીને, મુજ ઘેર આવીએ; મારા૦
કૃપા કરો મુજ ઘેર, જેમ પેરો વિશ્વકસેનનો; મારા૦
મર્દન કરૂં કુસુમે ઉષ્ણોદક, સહુ ત્યાં સહી; મારા૦
પેહેરો વાઘાંબર સાર, પ્રાણ આધાર, ચઢો પાવડી; મારા૦
ચંદન તિલક વિશાલ, માલ કપાલ, બિરાજતી; મારા૦
ભાલ નેત્ર વિશાલ, ચંદ્ર કલા, સોહામણી; મારા૦
સર્પ કુંડળ બહુ સાર, નાગહાર હારાવળી; મારા૦
દક્ષિણ વાસુકિ નાગ, વામાંગે તક્ષક ભલા; મારા૦
મૌલિ બિરાજિત ગંગ, અંગ ઉમા રળિયામણાં; મારા૦
ભુજંગ બાંધ્યા બંધ, મુદ્રિકા કંકણ દર્પણે; મારા૦
નિલમણિ નિલકંઠ ચરણે, નેપૂર વશિયરતણાં; મારા૦
પિનાક પાણી ત્રિશૂલ, વૃષભ વાહન બેસણે; મારા૦
એવાં અકલ સ્વરૂપ રૂપ, દેખી મન હરખીએ; મારા૦
ઉત્તમ થાનક થાલ, અન્ન રસાળ, બહુ નીપજે; મારા૦
ગળી વેઢમી વડાં સાર, લો કંસાર, પ્રભૂ ભાવતા; મારા૦
આછા માંડા ને ક્ષીર, પૂરી પેંડા પ્રેમશું; મારા૦
ઉત્તમ શાક બહુ પાક, નિપજ્યાં નાના વિધિતણાં; મારા૦
કુર કમોદ મગ દાળ, સેહેતાં તે ઘી ગૌરીતણાં; મારા૦
દૂધ ભાત ને ખાંડ, ઉદક શીતળ છે ભલાં; મારા૦
બીડલે બાસઠ પાન, લો શંકર કરૂં આરતી; મારા૦
એ ભોજન જે કો ગાય, ભાવ ધરી જે સાંભળે; મારા૦
તેનાં ભવનાં પાતક જાય, કૈલાશે વાસો વસે; મારા૦
તે નર કૈલાશે જાય, પુનરપિ જન્મ પામે નહીં; મારા૦
પ્રભૂ શિવાનંદ દેવ, સેવા કરે મન ભાવતી; મારા૦
તેને કરીલો અંગીકાર, પછી કરૂં આરતી; મારા૦

**પદ ૬૪ મું (આરતી)-રાગ ધન્યાશ્રી.**

જય જય શંભૂ જય જય શંકર; જય જય રૂદ્ર મહેશા; .
અમર વિદ્યાધર મુનિજન કિન્નર, જય જય કરત સુરેશા. જય જય.

ભાલ સુધાકર જય કરૂણા કર, જયજય ત્ર્યંબક વિશ્વેશા;
કાળ વિદારણ અધમ ઉદ્ધારણ, જય જય સ્મર હર દેવેશા. જય જય.
જય ગંગાધર પશુપતિ ભવહર, જય જય તું ભુવનેશા;
જય ત્રિલોચન જય ભવ મોચન, જયપુર હર ગિરિજેશા. જય જય.
જય જટાધર જય ઉમયાવર, જય ધનસાર પ્રકાશા;
જય જય ભસ્મ વિભૂષણ, જય જય પૂર્ણ શિવાનંદ દાસા. જય જય.

## પદ ૬૫ મું–રાગ આશાવરી.

નીરાંજન જગજીવન ભવહર;
પૂર્ણ બ્રહ્મકલા સંપૂરણ, નહિં ન જાનત યા બિધિકિંકર; નીરાંજન જગ૦
કાહ પ્રકાશ કરે દિપકણિકા, આગે ધરે તેજો નિધિસૂર.
એસો નિરાંજન વિધિચંદ્ર શેખર, શિવાનંદપર કરૂણા પૂર. નીરાંજન જગ૦

## પદ ૬૬ મું–રાગ આશાવરી.

જય ચંદ્ર મૌલી ત્રિપુરારી, દુરી કર હર ભવપાશા. જય ચંદ્ર૦
તુઝેં મસ્તક ગંગા બીરાજે, જય જય ભુવનાચા શરણા. જય ચંદ્ર૦
અંગ વિષધર ક્ષિતધર બાલા, જય જય રંજિત ત્રિનયના. જય ચંદ્ર૦

## પદ ૬૭ મું.

ચંદ્રચૂડ મહાદેવ દેવં હરં, પાર્વતિ વલ્લભં ત્ર્યંબકં શંકરં;
ભાલચંદ્રં જટામધ્ય ગંગાધરં, નિલકંઠં શિવં વિશ્વનાથં ભજે૦
શૈલજા વલ્લભં કામ સંદાહકં, રૂદ્રમીશં ભવં સિદ્ધ સેવ્યં;
નાગહારં સુરેશં વૃષેંદ્ર ધ્વજં, ભૂતિ ભૂષં શિવં સિદ્ધનાથં ભજે૦
શૂલ પાણી વૃષારૂઢ અંબાપતિં, ચંદ્ર ગૌરં ભવં ભર્ગ મીષં પ્રભૂં;
શૈલજા લોચના પાંગ સંદર્શિતં, ધાન્ય ગમ્યં શિવં સોમનાથં ભજે૦
રત્નપીઠ સ્થિતં શૈલભૂ રંજનં, વેદ ગીતં સદાનંદ રૂપં શિવં;
કોટિ સૂર્ય પ્રભં યોગિ સંપૂજિતં, દેવ દેવ સ્તુતં શંભુનાથં ભજે૦
અક્ષમાલા કરં અંગ વામા ધરં, મૌલિ મધ્યસ્થ ગંગાજલં શંકરં;
પ્રેત ભૂતાવલી રંગ મધ્ય સ્થિતં, દક્ષ વિધ્વસિનં કાશીનાથં ભજે૦
વામ દેવં મહેષં ગિરીશં મૃડં, રૂંઢ માલાધરં વ્યાઘ્ર ચર્માંબરં;
ચંદ્ર મૌલિં ત્રિનેત્રં ત્ર્યંબકે શાધિપં, ભક્તિ મુક્તિ પ્રંદ રામનાથં ભજે૦

# રણછોડ ભક્ત.

એના પ્રસિદ્ધ ગ્રંથઃ–રણછોડજીનો ગરબો, રાધા વિવાહ, રામાયણ, રાધિકાના રૂષણાની ચાતુરી, છુટક પદો.

## રાધિકાના રૂષણાની ચાતુરી.

### પદ ૧ લું.

એક સમે વ્રખુભાન ભોવને, પ્રીતશું પ્રભુજી પધારિયા;
રાધિકાજીની સંગે રમવા, અંગ ઉમંગ વધારીઆ.
આપ્યું તે આસન બેસવા,હરી બેસાર્યા બહુ આદર કરી;
સામાં તે બેઠાં સુંદરી, નાથ નિરખવા નયણે ભરી.
સામા સામી દૃષ્ટિ માંડી, છાંડી કોઈની નવ શકે;
છબીલાની છબી જોઇ જોઇ, છબીલી પ્રેમે છકે.
શુદ્ધ ન રહી શરીરની, દિવ્ય ચક્ષૂ છે બેહુ જણાં;
એક એકથી રૂપે રૂડાં, ડાહાપણમાં ડાહ્યાં ઘણાં.
ચૌદલોકના નાથ સામાં, હાથ જોડી ઉભાં રહ્યાં;
પૂર્ણ બ્રહ્મ અખંડ અધિપતિ, તે વનિતાને વશ થયા.
ઈશક લાગ્યો રે સખીરી, આશક માશુક જોઇને;
ત્રણ દિવસ એમ વહી ગયા, તોયે મન રહ્યું છે મોહિને.
ત્રણ દિવસનૂં એક આસન, એક ચિત્તે જોઇ રહ્યાં;
અંગ આભ્રણ સામાં સજવા, એક સખી મૂકી ગયાં.
મંન વાળ્યૂ મોહનજીએ, ભાવે ભાળ્યૂ ઘર ભણી;
દૃષ્ટિ ચુકાવી ચાલીયા, રણછોડ ગુણ ગાયે ગણી.

## પદ ૨ જું.

ઘેર આવ્યા ગોપાલજી, આવી આંગણીએ ઉભા રહ્યા;
માતા જશોદાએ પૂછીયૂં, કહો કુંવર મારા કયાં ગયા?
ક્યાં ગયાતા કુંવર મારા, સાચૂં કહો મુજને સહી;
પુત્ર તમારા દર્શન માટે, હૂં ઘણી વ્યાકુળિ થઈ.
આંખેથી અળગા થાઓ છો, શૂં જાઓછો જીવન બારણે;
તમ વિના કળ પડે નહીં, વ્હાલા જાઉં તમારે વારણે.
તારા વેણુ મધુર ને મીઠડાં, હરી બોલીયા હેતે કરી;
હૂં ગયો તો ગૌ ચારવા, આવીયો તે વ્રજ ફરિ કરી.
ધેન ધોળી ને કુંજ ભ્હોળી, ખલક ખોળી હૂં વળ્યો;
માતા જશોદાએ પૂછીયૂં, ત્યારે મમતણો અંતર ટળ્યો.
વ્હાલ ઉપજ્યું લાલ સાથે, મંદિરમાં લઈ ચાલિયાં;
ભાત ભાતનાં ભાવતાં ભોજન, અધિક અધિકે આલિયાં.
દધિ માખણ ને શરકરા, પકવાન્ન પિરસ્યાં પ્રીતસૂં;
ઈચ્છા થકી આરોગિયા, રંગ રસિયોજી અમરીતસૂં.
વ્હાલો વન તત્પર થયા, અને ગયા ગૌ ધન ચારવા
દાસ રણછોડ ચરણ સેવક, તેનાં તે કારજ સારવા.

## પદ ૩ જું.

શણગાર સજીને સામની, તે સખી પાસે આવીયાં;
ભાત ભાતનાં અંગે આભ્રણ, અતિ અતિ કોડે બનાવીયાં.
ત્યારે પ્રેમે સખિને પૂછીયૂં, કહો છબીલોજી કહાં છપ્યા;
સાચું કહોને સહિયર મારી, શી જુગતે જીવન જપ્યા.
સખિ કહે બાઈ સાંભળો, કાંઈ સ્યામળાને સાંભર્યું;
અહિંથી ચૂપે ચાલિયા, શૂં જાણું તે હૃદિયે શૂં ધર્યું.
નથી જોયું ને નથી વગોયું, રૂપમાંહિ રંગીયું;
દૃષ્ટિ ભેદ કર્યો નથી ને, સ્વામિ તમારે સંગીયું.
રાધે કહે સખિ સાંભળો, તમે પ્રભુજી પાસે પરવરો;
અર્જ અમારી આધિન થઈને, કરજોડીને કરગરો.

જેથી રીઝે રંગ રંસિયો, તેમ તેને મનાવજો;
પાય લાગી પ્રીછવીને, અહિં લગી તેડી લાવજો.
શીખામણ દઇ સરવસુંદર, સખિ મંદિર મોકલી;
જઇ જશોદાને પુછિયૂં, કરિ વાત ભાવે ભલિ ભલિ.
પ્રીતે લાગી પૂછવા, કહો બાઇ હરીજી કયાં હશે;
એ ગયા ગૌ ધન ચારવા, રણછોડને હૃદિયે વસે.

## પદ ૪ થું.

સખી કહે બાઇ સાંભળો, તમે અઘટતૂં શૂં ઓચરો;
એવાને વન મોકલી, તમે આ કારજ શાને કરો.
જેને તે પ્રીતે પૂજીએ, તેને નિત્ય વન શૂં મોકલો;
પુત્ર જાણીને પ્રેમદા, તમે ભાવ રાખો છો ભલો.
સ્વારથીને સુઝે નહીં, અતિ લોભ પાપનું મૂળ છે;
નવનીધ અષ્ટમા સિધ ધારો, વળી ઉત્તમ કૂળ છે.
માટે વિવેક વિચારીએ, એ રાંક ઘેર રતન છે;
અજાણ્યૂં જાણે નહીં, જાણે તેને જતંન છે.
એ વિશ્વંભર છે વિશ્વકર્ત્તા, વિશ્વમાંહી રહ્યા મળી;
ઈંદ્ર બ્રહ્માદિક શિવસુનિ, સનકાદિક કોઇ ન શકે કળી.
જોગ જગ્ન ને જપ તપ સાધન, નિગમને ગમ નહિં પડે;
તે હરિ તમારે બારણે, મહા રાંક થઇને રડવડે.
એનું સ્વરૂપ સુંદર લલિત લાવણ્ય, અધરે મધુરા વચન છે;
જે ત્રીભોવનનો રાજ રસિયો, તેહ તમારો તંન છે.
સખિ કહે બાઇ સાંભળો, તમે એ રસ ચુંપે ચાખજો;
રણછોડના સ્વામિની સેવા, હૃદિયા માંહિ રાખજો.

## પદ ૫ સું.

સખી શ્યામની શુધ લેઇને, આવી સામાજી કનેં;
આવીને એવૂં કહ્યું, મહારાજ ગયા છે મહાવને.
તે ઘડી તત્પર થઇ, મહીની મટુકી શીર ધરી;
શણગાર સોલે સજીને સુંદરી, મહાવન દિશાએ પરવરી.

એક પંથ ને કારજ દૂજો, કોઇ ન જાણે ભેદમાં;
પ્રીતના પરપંચ એવા, નથી એ કાંઇ વેદમાં.
ચુંપે ચાલી ચોકમાં, વન ગોખતી ગજગામિની;
શેરીએ શેરીએ સાદ કરતી, આવી વનમાં ભામિની.
કુંજ કુંજ ને વૃક્ષ શાખા, પત્ર પેખ્યાં કળી કળી;
જગજીવન જડયા નહીં, ચતુરા તે ચાલ્યાં ઘર ભણી.
અવળા તે સવળી શેરીએ, આશ અતી મળવા તણી;
અવલોકન કરતી એકલી, મનમાં તે આતુરતા ઘણી.
આવી તે વનના ચોકમાં, જોતી જિવનને ફરિફરી;
વ્હાલોજી મળીઆ નહીં, મુખ ઉચરે શ્રી હરિહરિ.
તેથી વિશેષે થયા આતુર, વ્હાલોજી ચિત્તમાં વળી;
બીજ ધામ નિરખી આવિયા, રણછોડને અંગે રળી.

### પદ ૬ ઠ્ઠું.

વનમાંથી આવીયા વ્હાલો, મંનમાં વ્યાકુળ થાતા;
પોતાની સખિને પૂછિયૂં, મને સાચી કહોને વારતા.
કહો રાધિકા પાસથી, કોઇ આપણે ઘેર આવીયૂં;
સાચુ કહોને તેની સાથે, કાંઇ મુજને કહાવિઊં.
સખિ કહે તમો સાંભળો, મહારાજ મારી વીનતી;
એક રાધિકાની અંગના, ઘેર આપણે આવી હતી.
જે કહીતી વારતા તે, માંડીને સરવે કહી;
શ્યામ શ્રવણે સૂણતાં, ધિરજ મનમાં નવ રહી.
શ્યામ કહે સુણ કિંકરી, તૂં પાછી જાને તે ભણી;
બનાવીને વાત કરજે, જેમાં રીઝ પડે ઘણી.
સખી ત્યાંથી સંચરી, આનંદ પામી અંગમાં;
એ રાધિકાને મંદિર જઇને, રસિક બોલી રંગમાં.
શ્યામા સોહાગણ સુંદરી, એ કોણ કામે પરવર્યા;
હવડાં ગયાં મહી વેચવા, એમ માતા મુખથી ઓચર્યાં.
સાંભળીને લાજ લાગી, સેહેવાયૂ નહિં સૂખથી;
રણછોડના સ્વામિની દાસી, મરમ બોલી મૂખથી.

## પદ ૭ મું.

સખિ કહે બાઇ સાંભળો,મારી વીનતી સાચી સહી;
એ રંગ ભીની રાધિકા,તેને મોકલ્યાં વેચવા મહી.
એતું લક્ષણ તો લેહેતાં નથી,શૂં લાલચમાં લેવરાઓછો;
જ્ઞાન તમારૂં કયાં ગયૂં, શૂં ઘણા ઘણાને ધાઓ છો.
એ સુરીનરનું સાર સરવે, રાજ કેરી રંગના;
કુંવારી કુળદીપ છે, અર્ધાંગે હરિની અંગના.
એ ચંદ્રવદની ને મંનમદની, સુંદર એનૂં રૂપ છે;
એના ગુણને ધ્યાય નિર્ગુણ, ચૌદ લોકનો ભૂપ છે.
એ મૃગાનેણીને હંસહેલી, ગજની તે ચાલે ચાલતી;
કેશરી લંક કપોલ કાંતી, મનમાંહી ઘણું મહાલતી.
કોકીલાના શબ્દ સરખી, મધુરિ વાણી ઓચરે;
વેણ ફેણ કપોલ લોલક, ભૃકુટી ભ્રંમર વળે.
એ ચૌદ લોકની શોભા જોઇ, નાર નિર્મિ વિરંચિએ;
પૂર્ણ બ્રહ્મને વશ કરવાને, સાર વસ્તૂ સંચિએ.
એટલે આવ્યાં રાધિકા, કહ્યું સખીને સાનમાં;
રણછોડના સ્વામિને કેહેજો, મોહન રાખજો મનમાં.

## પદ ૮ મું.

સખી ત્યાંથી સંચરી, આવી હરી પાસે હેતમાં;
જે થઇ તે કહી સરવે, શ્યામને સંકેતમાં.
વેગે વેહેલા જાઓ વ્હાલા, પ્યારી પાસે પરવરો;
બીજનો શણગાર લઇને, કોડ એના પૂરણ કરો.
જેમ રીઝે રાધિકાજી, તેમ તેને મનાવજો;
અતી આતુર અબળા તેની, આશા પૂરી આવજો.
સુંણી વચન સાહેલીનાં, સજ્યો શણગાર શ્યામળે;
માનુનીનું મંન હરવા, ધર્યાં આભ્રણ આંબળે.
પેહેર્યું પિતાંબર મુગટ ધરિયો, પાવડીએ પોતે ચડયા;
નખ શિખનો શણગાર સુંદર, હેમ અતી હીરે જડયાં.

વાળ્યો પલવટ લક્ષણ લંપટ, મુખે સોહાગી મોરલી;
લાલરંગે લાલજીએ, જેષ્ટીકા કરમાં ધરી.
એકાએકે બીજ વિવેકે, રાધિકા પાસે ગયા;
આવી એને આંગણે, અલબેલડો ઊભા રહ્યા.
સાન કીધી સંકેતમાં, કુંજસદન આવ્યા વળી;
રણછોડના સ્વામિ સંગાથે, રાધિકા હેતે હળી.

પદ ૯ મું.

એ હળી હેતે મળી મનસૂં, રમત માંડી રંગમાં;
નાના વિધના વિનોદ કરતાં, આનંદ પામ્યો અંગમાં.
એક એકને આલિંગન ચુંબને,અધિક અધિકે આદર્યૂં;
જે વેળાએ જોઇએ જુગતું, તે વેળા તેવૂં કર્યૂં.
રંગ રાતો ને વેણ વાતો, માતો ખેલ મચાવીઓ;
રસિક સ્યામને સુંદરીએ, થનીક થનીક નચાવીઓ.
જેમ હોંશ હૈયામાં હતી, તેમ તેમ હેતે હુલાવીઓ;
અંગ ઉપર લેઇને, જતન કરિને ઝુલાવીઓ.
રમતાં રમતાં રસ વાધ્યો, રસિક સામો સુંદરી;
ફરતી ફરે છે ફૂદડી, અતી હેતમાંય હસ્યા હરી.
એક એકના મુખ સાસું જુએ,અનંગ વશ થયાં બેઉ જણાં;
સુખમાં તે કાંઇ બાકી નહીં,રુપ ગૂણમાં કંઇ નહિ મણા.
એના મુગટમાં એક માનુની, તે પ્યારીની દૃષ્ટે પડી;
પોતાનૂં પ્રતિબિંબ દેખી, રીસ ચિતડામાં ચડી.
એ કોઇ નવલ નાર દીસે, એના મુગટ માંહી મ્હાલતી;
નફ્ટ કપટી જાણીયા પ્રભુ, રણછોડ ચતુરા ચાલતી.

પદ ૧૦ મું.

એ રીસાવીને ચાલ્યાં રાધા, ક્રોધ ભરીયાં કામની;
વ્હાલાસું વીરોધ માંડી, રુદન બેઠી ભામની.
ક્લેશ વાધ્યો ને ડંશ ઘણો, લવલેશ વળગ્યૂં નવ રહ્યૂં;
જીવતાં તે મળવૂં છે નહીં,એમ પોતાના મનમાં કહ્યૂં.
ભવિષ્ય ભજિયું ને તત્વ તજિયું,હૂં શું જાણૂં એની ચાલને;
શોક લઇને બેઠી સ્યામા, દોષ દઈ દયાળને.

તજ્યાં આભ્રણ અંગથી,હવે સંગ નહીં ગોપાળનો;
રાધિકાનૂં રૂષણું જાણી, શ્યામળો સૂનો બન્યો.
એ માનુનીનૂં મૂખ જોવા, મોહ ઘણો મનમાં રહ્યો;
જાણે વિજોગે વરસ વીત્યૂં, શોક જાએ નહિ કહ્યો.
એનૂં મુખ જોયા વિના, સખીને કહે શૂં થશે;
મુજને કળ પડે નહીં, દિવસ રજની કેયમ જશે.
એનૂં મુખ જોયા વિના,મારે અન્ન જળની આખડી;
સખીને કહે શોધી લાવો, પ્રીતસૂં પાએ પડી.
સખી ત્યાંથી સંચરી, આવી રાધિકા પાસે રહી;
રણછોડના સ્વામિની વીનતી, કળકળે સરવે કહી.

પદ ૧૧ મું.

શ્યામા સોહાગણ સુંદરી, વળી રાડ વિના શાં રૂષણાં;
વાંક વિના વિરોધ ઘેલી, છે ડાહાપણ તુજમાં ઘણાં.
એ ત્રિભોવનનું તત્વ તારુણિ, તે તુજને ભાવે ભજે;
રાધે રાધે રટે રસિયો, પલક મુખથી નવ તજે.
તેને જીતિએ તારુણી, ઘેલાં થઇએ એના ગુણે;
મેલ આંટી ઊઠ અબળા, ચાલો જઇએ હરિ કને.
એ ઓળખી આદર કરો, તૂં માનજે મહા મર્મસૂં;
ભાગ્ય તારૂં ભામની જે, પ્રીત પૂરણ બ્રહ્મસૂં.
સખી એ રસ રૂષણાં, જેમ રહે માટ અને મહી;
ઝાઝૂં તાણે ફૂટશે, પછી કહેશો જે કહ્યૂં નહીં.
અબધ બાંધ્યો નાથ અબળા, તુજની નથે નાથીઓ;
પ્રેમ બંધનમાં પડયો, જેમ પડે મદગલ હાથીઓ.
અકળ અજીતને જીતિએ, છે સુકુળની તૂં સુંદરી;
પળ વિલંબ ન કીજીએ, તૂં ચાલ તે વેગે કરી.
ભૂંડી ભારજ રાખીએ, આવાં છેક હળવાં ન થઇએ;
રણછોડના સ્વામિને મળવા,ચાલો આપણ ચુંપે જઇએ.

પદ ૧૨ મું.

અમો એને પાલવ બાંધ્યાં, કાંઈએ એથી નવ ડર્યાં;
સખીનું બોલવું સાંભળી,બોલ્યાં રાધિકા રોષે ભર્યાં.

એ ધુતારાના ઢંગ જોતાં, સંગ એનો શૂં કરૂં;
લક્ષણ એનાં સર્વ જોતાં, જીવ કાઢીને મરૂં.
એ કાળો કપટી કામણગારો, લોભી લંપટ લાલચી;
પોતા કેરા સ્વારથ માટે, રમત સઘળી કુડી રચી.
નવલી સાથે નેહ અને, પલક પાછી નવ કરે;
સુંદરીને સંગ લઈને, વન વને વ્યાકુળ ફરે.
અજાણ્યૂં જાણ્યૂં એ મેં જે, જાણ્યું અજાણ્યું મેં કર્યૂં;
વગોવાયાં વ્રીજમાં, પછી ભાવસું એનું ભર્યૂં.
અમે અંતર નવ કર્યો, તોએ અમારો નવ થયો;
જેનું દિલ બદલાણું હોય તે, ફરે વેદ વહ્યો વહ્યો.
એની વાત કરશો મા નારી, એને મંનથી હૂં મુઈ;
તે માટે તુજને કહૂં તે, માનજે મારૂં સહી.
જીવ કાઢીશ જીભ કરડી, દોષ એને શિર દઈ;
રણછોડ કહે રાધા ભણે, એનું સર્વ લક્ષણ મેં લહ્યું.

## પદ ૧૩ મું.

સખી ત્યાંથી સંચરી, ને આવી મોહનને મળી;
જે થઈ તે વાત કહી, રિસ રાધિકાની નવ ટળી.
શૂં કહૂં રીસ એ તણી, શ્યામા સોહાગણ સુંદરી;
પેરે પેરે પ્રીછવી તોય, દ્રષ્ટિ ઊંચી નવ કરી.
રાધિકા રીસે ભરાણી, કહ્યું અમારૂં નવ કર્યું;
સ્વામિ શો ઉપાય કરિએ, કારજ એકે નવ સર્યું.
જે કહ્યું મેં જીભથી, તે કાન તળે સૌ કાઢીયું;
પાપ પૂરવ જન્મનૂં જે, કામ એસૂં પાડીયું.
વીષ સરખાં વચન બોલી, રોષ રાખીને રહી;
રાધિકાનૂં રૂપણૂં તે, શોભિતું સરવે સહી.
સમજાવી સમજી નહીં, ડાહાપણ એનૂં કયાં ગયું;
માન દઇ મનાવીએ, કોણ જાણે એને શૂં થયું.
વાહાલે મંન વિચારિયૂં, પરપંચ રચિએ પ્રીતસું;
માન મૂકી મનાવીએ, એમ ચાલ્યા રસિઓ રીતસું.

વ્રજનો શણગાર સજિઓ, વિવિધ પ્રકાર વિવેકમાં;
ચૌદ લોકની શોભા બની, રણછોડ અબળા એકમાં.

પદ ૧૪ મું.

સોલ વરસમાં સુંદરી, નારી બની નવ જોબના;
અંગ આભ્રણ સજી સુંદર, અધિક ઓપે અંગના.
કોટિ શશિયર કોટિ ભાનૂ, જાણે કંદર્પની કળા;
રૂપનિધાન સ્વરૂપ સુંદરી, એવી નહીં કોઈ અબળા.
નહીં બ્રહ્માણી નહિં ઈંદ્રાણી,નહિં કોઇ ઉમયા ઇશ્વરી;
ચૌદલોકનું ચિત્ર ચતુરા, એવી થઇને નીસરી.
છણણ છમકતિ ચાલિ ચતુરા, ઘણણણ વાગે ઘૂઘરી;
રાધિકાના મૂખ આગળ, નીસરી લટકો કરી.
રૂપ જોઇને મોહી માનની, સ્વામિની બોલ્યાં સહી;
આ વ્રીજમાં તમે એકલાં છો, સુંદર રૂપ રહ્યાં ગ્રહી.
પ્રીતે લાગી પૂછવા, કોણ કૂળની તમે કામિની;
ક્યાંથી આવ્યાં ક્યાં જશો, મને વાત કહોની ભામિની.
આ વ્રીજમાં તમે એકલાં છો, આવો રૂડો રંગ છે;
સાચૂં કહોની કામિની, વળી કોનો તમારે સંગ છે.
મને ચિંતા ઉપજે, તમે છો અતી આનંદમાં;
રણછોડનો સ્વામી મળશે તો, ફોકટ નાખશે ફંદમાં.

પદ ૧૫ મું.

રાધિકાનું કહ્યું સાંભળી, અનુપમ વાણી ઓચરે;
હઇયૂં આપણું હાથ હોય તો, કોઇ કેને શૂં કરે.
એ નંદજીના કુંવરની, અમે કિરતી શ્રવણે સાંભળી;
તેને ભેટવાને સખી, સુરતા તે મારી ત્યાં વળી.
અમો જઇશૂં એ કને, ત્યાં જુગત સરવે જોઇશૂં;
આ જિવ્યાપેં જોયૂં ભલું, એમાં ગાંઠનૂં શૂં ખોઇશૂં?
રાધે કહે સખિ સાંભળો, ભલું થયું તે વેહેલૂં કહ્યું;
આવ ઓરી મ કર ચોરી, જ્ઞાન તારૂં ક્યાં ગયું.
મને પુછે તો પ્રેમદા, મારી વિંતી કહુ તૂંજને;
ઉપજ નીપજ એ તણી, તૂં સાંભળજે એકમને.

નવલા સાથે નેહ એને, નિત પ્રતે પરનારસૂં;
જેને મળશે તેને કહેશે, તારાં કારજ સારશૂં.
એ ધુતારામાં ધુર્ત વિદ્યા, ભુંડી તુજને ધૂતશે;
પછી મેલશે પરહરી તે, દરદ તુજને ખૂંચશે.
એ મળવાપેં મરવૂં ભલું, તૂં માનને મારૂં કહ્યું;
રણછોડ કહે રાધા ભણે, એનું સર્વે લક્ષણ મેં લહ્યું.

## પદ ૧૬ સું.

રાધિકાનું કહ્યું સાંભળી, પછી વીનતા વાણી વદે;
રંગ ભીના રણછોડજીનૂં, ધ્યાન છે મારે હ્રદે.
સારૂં નરસૂં ભાગ્ય પોતાનૂં, જીતવૂં કે હારવૂં;
લખ્યા લેખ મટે નહીં, કાંઈ મંન પોતાનૂં મારવૂં.
તમે કહ્યું તો રહું રાધા, (પણ) કુંજમાં મારે કામ છે;
ત્યાં નહિં જઇએ સહિયર મારી, જહાં સુંદર શ્યામ છે.
સખીનું કહ્યું સાંભળીને, પાછાં બોલ્યાં સ્વામિની;
તારા સમ જો તારે કાજે, કહૂં તુજને કામિની.
રખે જાણે સામો મળતો, મારગડામાં મીઠડો;
ઘર તજાવી ઘેલાં કરશે, એવો મેં તો દીઠડો.
વશીકરણ છે વ્હાલાજીમાં, મુરલિમાં મનડૂં હરે;
દ્રષ્ટે દીઠે ધિરજ ન રહે, પછી કાંઇ કામણ કરે.
જાણીએ ને કહિએ નહિં તો, દોષ અમને ઊપજે;
તાણિને કહિએ તારુણી તો, સ્વારથ સરખૂં તે ભજે.
સખિ કહે એમાં શો સ્વારથ, તમે મને કહેતાં હશો;
રણછોડનો સ્વામી રંગીલો, સદાય મારે મન વસ્યો.

## પદ ૧૭ મું.

રાધા કહે સખિ સાંભળો, આવો એકઠાં આપણ રહિએ;
સુખદુખની હોય વારતા તે, એકએકની આગળ કહિએ.
હૂં પાડ માનીશ તાહરો, બાઇ કરી ગુંજ કેમ વીસરે;
આવ બેહેની આપ ધારણ, જીવ માહારો નીસરે.
જો મન રાખો માહેરૂં, જાણે દાન જીવત દીજીએ;
સખી કહે શૂં આપશો, એક મોજ માગી લીજીએ.

મન ગમે તે માગજો, મારે સમરપણ છે શીશનૂં;
મારૂં છે તે તમારૂં છે, જૂગતૂં જુગદીશનૂં.
સખી કહે તારા શીશને, હૂં ઓઢૂં કે વળી પાથરૂં;
દે વચન મારા હાથમાં જે, હૂં કહૂં તે તૂં કરૂં.
વચન આપ્યું હાથમાં, પછી સખી ત્યાં બોલ્યાં સહી;
નંદજીના કુંવર સાથે, રૂષણૂં રાખો નહીં.
રાધા કહે સખિ સાંભળો, એ વિના બીજૂં માંગીએ;
જેવૂં ભાવે તેવૂં કહીએ, મીઠે મીઠું લાગીએ.
સખિ કહે રાધા સુણો, તમ વચન ગયું વેહેતે પાણીએ;
રણછોડના સ્વામી સંઘાતે, બોલ મધુરી વાણીએ.

## પદ ૧૮ મું.

બોલ્યાં વાણી હા ભણાવી, હાથ લીધો હાથમાં;
શ્રી પુરુષોત્તમ પ્રગટિઆ, શોભ્યા સહિયરના સાથમાં.
સામૂં જોઇને લાજ પામ્યા, નીચૂં પોતે નીહાળીયૂં;
માનનીનૂં અપમાન થયૂં, પછી વચન પરઠયૂં પાળિયૂં.
રસવાધ્યો ભાગ્યું રૂષણૂં, સંતાપ વામ્યા સ્વામિની;
આવો ભાવે ભેટિએ, એમ કહે કૃષ્ણને કામિની.
રળિયાત કીધાં રાધિકાને, ભીડયાં અંગમાં લેઇને;
મન મનાવ્યૂં માનનીનૂં, દરદિલાસો દેઇને.
લગન લાગી ભ્રાંતિ ભાગી, મગન થઇને બેહુ મળ્યાં;
આલિંગન ને ચુંબન દેતાં, મનતણાં મેહેલાં ટળ્યાં.
અગોચર લીલા આદરી, ને એક રંગ મચાવીઓ;
શણગાર વર્ણવ્યો વ્રીજનો, ને થનિક થનિક નચાવિઓ.
દશ આઠ પદ પૂરણ થયાં, એક પદની આઠજ પાંખડી;
કહેનારે તેવી કહી, ધરિ શ્રીહરિ ઉપર ધાંખડી.
નરનારી જે સાંભળે, તેની આશા પૂરે શ્રીહરી;
દાસ રણછોડ ચરણ સેવક, માગે મોજ ફરીફરી.

# રામકૃષ્ણ

એનો પ્રસિદ્ધ ગ્રંથ કોઈ નથી:—રાધાકૃષ્ણના વિલાસનાં પુષ્કળ પદો છે.

## નંદનંદનનાં પ્રેમ પદ.

### પદ ૧લું—રાગ ગરબી.

નંદના સલુણારે મારા નંદનારે, લોલ; તેં મુને નાંખી છે ફંદમાંરે, લોલ.
ઉઠતાં બેસતાં તે જીવણ સાંભરેરે, લોલ; કાને પડે છે ભણકારડેરે, લોલ.
મુને જમતાં તે જીવણ સાંભરેરે, લોલ; કોળીઓ તે કંઠથી ના ઉતરેરે, લોલ.
હું તો ઝબકીને જોવા નીસરીરે, લોલ; ઓઢવાનાં અંબર વીસરીરે, લોલ.
પાણીડાંતે મસે હું તો સંચરૂંરે, લોલ; એક ઢોળું ને બીજું ભરૂંરે, લોલ.
જાણુંજે વાર લાગે ઘણીરે, લોલ; મોહનની મોરલી સુંણીરે, લોલ.
પેલાં દુરીજન દેખીને બહુ હસેરે, લોલ; મારે મન તે કૌતક વસેરે, લોલ.
મારી આંખડી ઉલટી તમ ભણીરે, લોલ; ખસ્યો ઘડો ને પડી ઉઢણીરે, લોલ.
પેલી નણંદી બોલેછે ઉછાંછળીરે, લોલ; જાઓ વહુવારૂ વાજે વાંસળીરે,લોલ.
ગાંદરે ગાવડી હેલવુંરે, લોલ; ચોદશ નઘણાં ફેરવુંરે, લોલ.
પેલા ઘેહેલાની હારમેં હું મળીરે, લોલ; પરભા નથી મારે તું ઘણીરે, લોલ.
હીંડોલા ખાટે અમો હીંડતાંરે, લોલ; વારાફતી દોરી ખીંચતાંરે, લોલ.
સુંણમાં શેરી શેરીએ આવતાંરે, લોલ; મોહન મોરલી વગાડતારે, લોલ.
રામકૃષ્ણ પ્રભૂ રાચીયેરે, લોલ; નીતપ્રતે ચરણ કમળ જાચીએરે,લોલ.

### પદ ૨ જું.

છમકલડે કેમ રહું છાની, રસીયા છોગાળા, વાહાલા.
દુરીજન દેખતાં મારી કોટે, આરોપી વરમાળા, વાહાલા.
આગે હું ઓલવણા લેતી, દુરીજનીયાં ભાગી, વાહાલા.

હવે તો શો ઉપાય કરૂં, તુને ઘેલાઇ આવી લાગી, વાહાલા.
દાહાડે દાહાડે ડહાપણ જોઇએ, આ શી ઇતરાઇ, વાહાલા.
ગોળ પોતાનો ચોરી ખાઈએ, તેમાં શી ચતુરાઇ, વાહાલા.
માણસના માથે ચડવું, ઉપરાણા ને પડવું, વાહાલા.
રામકૃષ્ણ પ્રભુ તમને વાહાલું, વરઘોડે ચડવું, વાહાલા.

પદ ૩ જું.

નંદકુંવર નાચંતો આવે, કરતો બહુ ચાળા, વાહાલા.
મોર મુગટ ને કાને કુંડળ, ઉર લેહેકે માળા, વાહાલા.
ધૂન કરે મોરલીની મોહન, ધુરેડ કહેશે, વાહાલા.
નારી કેરાં નેણ ઠરે તે, નટવરને વેશે, વાહાલા.
કાળી ધોળી ને કાબલડી, ધેન ભલી ધમકે, વાહાલા.
સોતાસી હલાવતાં પાયે, ઝાંઝરીયાં ઝમકે, વાહાલા.
સખા સુભટની મંડળીમાં, શોભે વનમાલી, વાહાલા.
રામકૃષ્ણપ્રભુના ગુણ ગાતાં, નીતનીત દીવાળી, વાહાલા.

પદ ૪ થું.

મારા સમજો મારે મંદિર, થાતાને જાજો, વાહાલા.
દુધ દહીં માખણ માગી, ખાતાને જાજો, વાહાલા.
પ્રેમ ધરીને લટકે પાલવ, સ્હાતાને જાજો, વાહાલા.
મધુરે મધુરે નાદે મુરલી, વહાતાને જાજો, વાહાલા.
તમારે તો ઘણી ઘણેરી, ગણતાં નવ નીઠે, વાહાલા.
અમારી તો આંખ ઠરે છે, દામોદર દીઠે, વાહાલા.
અમો આહીરડાં કંઇ ન જાણું, એક તમો જાણું, વાહાલા.
રામકૃષ્ણપ્રભુ સરવસે સોંપ્યું, હૃદીયામાં આણું. વાહાલા.

પદ ૫ સું.

સખનો મખનો ચાલ્યો જારે, શાન કરે શાને, વાહાલા.
ઘરનાં છઇયાં પરવશ થયાં, તે તારે તાને, વાહાલા.
વાહાલા તણી વરણાગી તારી, જેને ઉર લાગી, વાહાલા.
કુટુંબતણું તે કામ ન આવે, તારી લેહે લાગી, વાહાલા.
નાનડીયો નખ જેટલો, તેને બાણ મારે, વાહાલા.
રામકૃષ્ણ પ્રભુ ઘેલડો, સરખો ગાવડી ચારે, વાહાલા.

## પદ ૬ ઠું.

હું તો તમને પરખી રહી છું, ગાવડલી દોહોવા, વાહાલો.
હવડાં મેં માણસ મોકલ્યું, હરી તમને જોવા, વાહાલા.
આવો બેસો આસન આપું, નટવર નાનડીયા, વાહાલા.
કરકરે કટકા આપું, પેંએતણા પડીયા, વાહાલા.
મોર મુગટ ને કાને કુંડળ, વનમાલ વારૂ, વાહાલા.
આવા સુંદર કેમ દીસો હરી, ધાબળી સારૂ, વાહાલા.
મેં જાણ્યું જે લાજ તજીને, જાશક લેઉ શાહી, વાહાલા.
રામકૃષ્ણ પ્રભુ કીકી માંહે, કામણ છે કાંઇ, વાહાલા.

## પદ ૭ મું–રાગ પંચમ.

રાતડીયાં રમતાં રે, રસીયા કાહાન શું રે;
રંગ રેલ થયાં વ્રીજની નાર,
કાહાન કોડીલો રે, કરતો છાંટુઆં રે;
જાએ જુવતી પ્રબલ હાર૦ રાતડીયાં.
આંખડલી અણીયાલી રે, અતિશે ઓપતી રે;
ભક્ષે ભમે ભૂધર ભમરા મન,
વલી વલી ઇચ્છેરે, મોહન મોર કળા રે;
રસીયો રીઝયો રે દરશન૦ રાતડીયાં.
ચતુર શિરોમણ રે, ચતુરા તે મળી રે;
પીઉનો પ્રેમ પોખે પ્રાણ,
રામકૃષ્ણ પ્રભુ રે, રસિક શિરોમણી રે;
લાડીલો લક્ષવક્ષ આપે લહાણ૦ રાતડીયાં.



# ગોવિંદદાસ.

પ્રસિદ્ધ ગ્રંથો:-રાધા હાર, રાધાનું રૂષણું, દાણલીલા, છુટક પદો.

## રાધાહાર.

### પદ ૧ લું.

ઓ સુજની ચાલોને રે ન્હાઈયે; આપણ ગુણ ગોવિંદના ગાઈયે; ઓ સુજની૦
સરવ ગોકૂળની વ્રિજનારી રે, ભ્રખુભાણ તણી દુલારી રે;
પ્હેર્યાં ચરણા ચોળી ને ચીર, જઈ ઊભાં છે જમુનાની તીર; ઓ સુજની.
એના આભ્રણનો નહિ પાર રે, માંહિ મળિયો એકાવળ હાર રે;
સરવ સખીઓ મળીને ન્હાય, તેમને અંગ ઉલટ ન માય; ઓ સુજની.
હરિ ઊભાછે જુમનાંને કાંઠે રે, નારી નાતાં દીઠી જદુનાથે રે;
હરિયે પોપટનો વેશ કીધો, પછે હાર રાધાજીનો લીધો; ઓ સુજની.
હાર ભરવ્યો આંબલિયાની ડાળેરે, પાળે ઊભા પછી શ્રીગોપાળ રે;
જળક્રીડા કરીને નિસરીયાં, પછે આભ્રણ અંગે ધરિયાં; ઓ સુજની.
રાધા કરતાં તે આવ્યાં હાંસી રે, સહુ આભ્રણ જોયાં તપાસી રે;
તપાસ્યા તે સોલ શણગાર, નવ દીઠો એકાવળ હાર; ઓ સુજની.
સખી સખી મળીને પૂછે રે, હાર ગયો તે કારણ શું છે રે;
સરવે સખિયો મળી સમ ખાય, રાણી રાધાને ચિંતા થાય; ઓ સુજની
એક સખી બોલી રાધા પ્રત્યે રે, હાર હરિયે લીધો છે સત્યે રે;
નારી જોરે પ્રભુજીની પાસે, હવે ગુણ ગોવિંદજી ગાશે; ઓ સુજની.

### પદ ૨ જું.

છબીલાજી આપોને હાર અમારો, અમને આવે ભરૂસો તમારો; છબીલાજી. ટેક.
રાધાં કેરાં છે મર્મ વચંન રે, એમ બોલ્યા છે જુગજીવંન રે;
એમ કહીને ભુધરજી ખીજ્યા, ચોરી કરે તે તો નર બીજા; છબીલાજી.

સારા ગોકુળમાં ચોરી કરોછો રે, વ્રજનારીની પુંઠે ભમોછો રે;
તુને નફટને કુણ ધીરે, નહિ રહેવા દઉ જમુનાં તીરે; છબીલાજી.
રાધા કહે છે તે આપ વિચારો રે, ચોરી કરતાં ગયો જનમારો રે;
તુંતો જન્મારાનો જૂઠો, હાર આપ્યા વિના નહીં છૂટો; છબીલાજી.
તેંતો વન વન ચારી ગાય રે, તારૂં ગોવાળપણું કીમ જાય રે;
તુંતો મહી માંખણનો ચોર, ચાર્યાં વૃંદ્રાવનમાં ઢોર; છબીલાજી.
રાધા કેશાં તે મર્મ વચંન રે, શુંણી બોલ્યા તે જુગજીવંન રે;
નથી બ્હીતો ગોવિંદાનો સ્વામિ, એમ બોલ્યા અંતરજામી; છબીલાજી.

## પદ ૩ જું.

ઓ રાધા જૂઠી નાર ઠગારી, ધૂતવાને આવી છું ધુતારી; ઓ રાધા૦ ટેક.
નારી નદિયોનાં નીર મંગાવો રે, સહુ દેખતાં મુજને પાવો રે;
તે જો પૂછે તિરથનાં પાણી, હાર તતક્ષણ આપું આણી; ઓ રાધા.
ચાર ગજની તે ક્યારી ખોદાવો રે, તેની મધ્યે અગ્નિ ધીકાવો રે;
પગ પરસીને નિસરૂં બહાર, જો ચૂકું તો આપું હાર; ઓ રાધા.
ચાર કાળા તે કુંભ મંગાવો રે, માંહે મોટા મણીધર મૂકાવો રે;
સર્વે દેખે સાહેલીનો સાથ, હું ઝાલું તે જમણે હાથ; ઓ રાધા.
ધીજપતીજ કરતાં હું ચૂકું રે, હાર હેલામાં આણી મૂકું રે;
નથી બ્હીતો ગોવિંદનો સ્વામી, પછી રાધા બોલી શીર નામી; ઓ રાધા.

## પદ ૪ થું.

ભુધરજી ભૂલાં શિદને ભમાવો, હાર મૂકયો હોય ત્યાંથી લાવો; ભુધરજી. ટેક.
સઊ તિર્થં તમારી કાયા રે, કોણ દૂભે જસોદાના જાયા રે;
તારાં પ્રાક્રમ સરવે જાણે, તને વેદ પુરાણ વખાણે; ભુધરજી.
મંદ્રાચળનો રવૈયો કીધો રે, રતનાગર મંથન કીધો રે;
પ્રભુ પાવક નહિં પરજાળે, હાર આપ્યા વિના નહીં ચાલે; ભુધરજી.
કાળીનાગ તેં નાથ્યો કાળા રે, વિખ તાણીને નાંખી જ્વાળા રે;
હું તો જાણું તમારી ધાત, વિઠલ મ્હેલો વાલાની વાત; ભુધરજી.
પ્રભુ દાવાનળ તમે પીધો રે, સર્વે દેખતાં પસળિમાં લીધો રે;
પ્રભુ પાવક કઈ પેરે જળશે, હાર આપે મારો જીવ તલશે; ભુધરજી.

પ્રભુ શિદને તે રાઢ વધારો રે, હાર ઈજતે આપો અમારો રે;
હઠ મેલોને હરજી હઠીલા, ગોવિંદના સ્વામી રસિલા; ભુધરજી.

### પદ ૫ મું.

રસીલા રસમાં રહ્યા છો બૂડી, રંગ રેલ તણી છોળ ઊડી; રસીલા૦ ટેક.
રસે રીઝ્યા શ્રી વૈકુંઠનાથ રે, હરિયે ઝાલ્યો રાધાજીનો હાથ રે;
રિઝ્યા રિઝ્યા શ્રી વનમાળી, રાધા સંગે લીધી કર તાળી; રસીલા.
રાધા રૂપે તે દીસે રૂડી રે, ખળકે કંકણ ને વળી ચૂડી રે;
રસે રીઝ્યાં રાધા રાણી, ધન્ય ધન્ય શ્રી પુરૂષ પૂરાણી; રસીલા.
મધ્ય રાધે કીશોર કીશોરી રે, શ્યામ શ્યામ ને રાધા ગોરી રે;
હરિયે રમવાનો રસ સ્થાપ્યો, પછે હાર રાધાજીનો આપ્યો; રસીલા.
હાર ગાશે જે નર ને નારી રે, તેને કૃપા કરે મોરારી રે;
હરિયે પ્રેમીને રસ પાયો, હાર ગોવિંદદાસે ગાયો; રસીલા.

---

## સતભામાનું રૂષણું.

### કડવું ૧ લું.

નારદ સ્વર્ગ ભોવનથી આવ્યા; એક પુષ્પ અનુપમ લાવ્યા.
જઈને ભેટ ભુદરને કીધું; હરિએ હેતે કરીને લીધું.
પુષ્પ આપ્યું છે રૂક્ષ્મણી નારી; સતભામાને મૂકયાં વિસારી.
નારદ સતભામા મંદિર ગયા; પેહેલા માંડી સમાચાર કહ્યા.
તમને નવ ગણ્યાં તરણાને તોલે; એવાં વચન રૂષિરાય બોલે.
મેં તો વાત સાંભળી તમારી; દિલમાં દુઃખ ઉપજ્યું છે ભારી.
મારી ઘેલી ધરીએ નવ રોષ; શામળિએ તો પાડયો સોસ.
હું તો શું કહું તમને મુખથી; આવાં નિધણિયાં થયાં કયાંથી?
સુંણી નારદજીની વાણી; ઘણાં રોષે ભરાયાં રાણી.
એવું કહીને નારદજી સધાવ્યા; સાંજ પડી ને શામળિયોજી આવ્યા.
સ્વામી ગોવિંદજીના પૂછે; નારી રોષતું તે કારણ શું છે?

## કડવું ૨ જું.

**સતભામા વચન:**

માણુ માણુ મનના ભામા,રાજ મારે ઘેર શિદ આવ્યા?
એમ ખીજી બોલ્યાં સતભામા, રાજ મારે.
તમે ગોવાળિયા મત કીધી, રાજ મારે.
એંઠી આહીરની છાશ પીધી, રાજ મારે.
તમે મર્દ મટીને થયા મેરી, રાજ મારે.
મારા વહાલા મટીને થયા વેરી, રાજ મારે.
તમે નારીને વેશે નાચ્યા, રાજ મારે.
તમે જાચક થઇને જાચ્યા, રાજ મારે.
બોલી રૂક્ષ્મણી વાલી કીધી, રાજ મારે.
મારે બાપે છાનીછરી કમ દીધી, રાજ મારે.
તમે અમથી છાનાં અંતર કીધાં, રાજ મારે.
અમને વિખડાં ઘોળી શે ના દીધાં, રાજ મારે.
એમાં ગોવીંદજી શું જાણે, રાજ મારે.
તે તો લીલા તમારી માણે, રાજ મારે.

## કડવું ૩ જું.

મારા વહાલા સનાદે રેજો રે, મીઠા બોલા સનાદે રેજો રે;
અમસરખું કાંઇ કામ પડે તો, અળગા રહીને કહેજો; મારા વહા૦ ટેક.
પારીજાતકની પાંખડી નારદ, સ્વર્ગભુવનથી લાવ્યા;
હૈયામાં તો હોળી લગાડી પછી, હોલવવા શિદને આવ્યા. મારા વહા૦
એવાં અનુપમ પુષ્પ મંગાવી, આપ્યાં વેદરભી રાણી;
માયા તમારી જાણી મોહનજી, હેત હૈયાનાં લીધાં તાણી; મારા વહા૦
પરણ્યા પહેલી સાસરે આવી,એનું કુળ જુઓ વિચારી;
જાદવ કુળને કલંક લગાડી, એતો નીસરી આવીછે નારી; મારા વહા૦
દ્રાવિડ દેશમાં રહેતીતી ત્યાં, કોણ કરમ ગત લાગી;
ઓછામાં એક પુરૂં કરવા એ, મારે કર્મે કયાંથી ભાગી; મારા વહા૦
ક્રોધ કરી બોલ્યાં સતભામા, જા જીવડલા મારા;
'આ જીવ્યાથી મરવાં ભલાં'કહેતાં, નયણે વહે છે નિર ધારા; મારા વહા૦

કૃષ્ણ—ત્યારે રહિ રસિયોજી બોલ્યા રે, માનીતી મુખ બોલો;
મારિ મીઠા બોલી નાર રે, માનીતી મુખ બોલો; ટેક.
તારા સમ જો તારા સરખી, કોઈ મુજને નથિ વાલી;
જો નારી તું કહેતી હોઉ તો, સિંહને લાવું ઝાલી રે. માનીતી૦
શાને કાજે રાડ વધારો, સાચું કહો સતભામા;
એને હાથે એક પુષ્પ છે, હું તારો ગજગામા રે; માનીતી૦
મૂખ તમારૂં ચંદ્ર સરીખું, અમૃત સરખી વાણી;
જો નારી તું કહેતી હોઉ તો, ઈંદ્રપુરી લાવું તાણી રે; માનીતી૦
એક વાર મુખડું દેખાડો, એટલું હું તો જાચૂં;
જો નારી તું કહેતી હોઉ તો, ઊભો થઈને નાચૂં રે; માનીતી૦
મોહનજીએ મૂગટ ઉતાર્યો, અલબેલે શીશ નામી;
બેઉ કરજોડી પાયે લાગ્યા, ગોવિંદજીનો સ્વામી રે; માનીતી૦

## કડવું ૫ મું.

સતભામા—તમે અણબોલ્યા જાઓ રાજ, કહાના કહેવું પડશે;
તમને રીસ ઘણેરી ચડશે રાજ, કહાના કહેવું પડશે. ટેક.
માશીને તમે હાથે મારી, મામાનું મૂળ કાઢ્યું;
મામાનું ધન આવ્યું તેનું, દ્વારામતિ વસાવ્યું રાજ; કહાના૦
નંદ જશોદાએ મોટા કીધા, મૂખ તમારૂં જોતાં;
ધન લેવાને ધાયા ત્યારે, માબાપ મહેલ્યાં રોતાં રાજ; કહાના૦
પાંડવ જ્યારે થયા તમારા, બહુ ભાતે વણઝાડ્યા;
નગરમાં કૌરવને રાખ્યા, પાંડવને વન કાઢ્યા રાજ; કહાના૦
પ્રાર્થના કરતી પાંચાળીને, શોકાતુર બહુ કીધી;
પાસે રહીને પાતળિયાજી, તેની લજ્જા લીધી રાજ; કહાના૦
મોટા મોટા સૌ મહા જોદ્ધા, રહ્યા જ તમથી હારી;
ઈંદ્રાદિક સરખા હાર્યા તો, નારી કોણ બિચારી રાજ; કહાના૦
ગોવાળિયા થઈ ગાયો ચારી, છાશ આહિરની પીધી;
કળા નારિને રીઝવવાની, કયાંથી શિખી લીધી રાજ; કહાના૦
લાજ શરમ નવ તમને લાગે, હું તો તમથી લાજું;
ઝાઝાં લાંછન જોઈ તમારાં, દિલમાં હું તો દાઝું રાજ; કહાના૦

ઘેર તમારે આવ્યે મારા, કુળને લાગી ખામી;
જાઓ જાઓ કાંઈ કહેતી છું નહિ,ગોવિંદનો સ્વામી રાજ; કહાના૦

## કડવું ૬ ઠું.

મારો વહાલો અઢળક ઢળિયા રે, સમ ખાય સામળિયો;
વિધ વિધ ભાતે વિણુ વેરે, ઉભો રહી પાત લીધો. ટેક.
કૃષ્ણ—લોઢાના ગોળા ધિકાવો, તે કરમાં હું સાહું;
તાતું તેલ કરાવો તેમાં, કહો તો બેશી નાહું રે; સમ ખાય૦
વનિતા કહો તો વિષધરને, હું ઝડપથી હાથે ઝાલું;
અંગારા ધીકાવો એમાં, ચતુરા કહો તો ચાલું રે; સમ ખાય૦
માનનિ હોય મરજી તો મૂકો, હું માળા ઉપાડું;
પાતજ પ્યારીને આવે હું, એવા સોગન ખાઊં રે; સમ ખાય૦
સતભામા—જળ અગ્નિને તેજ તરણમાં, સઘળી વાતે પૂરા;
શા સોગન ખવડાવું તમને ? એકે નથી અધૂરા રાજ. સમ ખાય૦
ગંગાજળની ઝારી મંગાવો, તે કરમાં લો જાણી;
કોઇ દહાડો આવું ના કરવું, તેનું મૂકો પાણી રાજ. સમ ખાય૦
કૃષ્ણ—ઈંદ્રવૃક્ષ અહીંયાં લાવું, ત્યાં સુધી અન્નની બાધા;
ગોવિંદજીના સ્વામીએ ત્યાં, સાચા સોગન ખાધા રે. સમ ખાય૦

## કડવું ૭ મું.

બોલ્યાં બોલ્યાં સોહાગણ બોલ્યાં રે;
હેત નાભી કમળનાં ખોલ્યાં, સોહાગણ બોલ્યાં રે;
સતભામા—આવો મારાં મંદિરિયામાં શું બેઠા છો છેલા;
બળી પેટની હું બોલી છું, થાઓ છો મનના મેલા; સોહાગણ.
વહાલામાં વઢવાડ કશી નથિ,રસિયા રોષ ન ધરિયે;
મોહનજીના મુખડા ઉપર, વારી વારી મરિયે; સોહાગણ.
ચૌદલોકના નાથને મેં તો, અસત્ય કહિ બહુ વાણી;
વચન વદેલાં વિચારીને, સતભામા ભરે નેત્ર પાણી; સોહાગણ.
ત્રિભુવનપતિ દુખ પડે તમથી, કહો કેને તે કહિએ ;
નથી અમારૂં મહિયર પાસે,ત્યાં જઈ વાસો રહિયે; સોહાગણ.

કાલે આવ્યાતા નારદજી, સાચું જુઠું કીધું;
તેથી ત્રિભુવનપતિ તમને, મેં થોડું દુઃખ દીધું; સોહાગણ.
ઉઠો નાથજી પલંગ પધારો, ચૂવાચંદન ચોળું;
કાળજડાની કોર હું તમને, વીંજણલે વા ઢોળું; સોહાગણ.
આ રૂષણું શિખી સાંભળીને,નરનારી કોઈ ગાશે;
નિરમળ ચિત્તે સાંભળવાથી, પાપી પાવન થાશે; સોહાગણ.
રીતે ભાતે રસની છોળે, રસ વાધ્યો નરનારી;
ગોવીંદજીના સ્વામી સંગે, તેણે લીધી તાળી; સોહાગણ.

# જૈન કવિ.

## જશવિજય.

### અઢાર પાપસ્થાનની સઝાય્યો.

#### પ્રાણાતિપાત પાપસ્થાન ૧ લું.

"કપુર હોય અતિ ઉજળોરે" એ દેશી.

પાપ સ્થાનક પહેલું કહ્યુંરે, હિંસા નામ દુરંત;
મારે જે જગજીવનનેરે, તે લહે મરણ અનંતરે;
પ્રાણી જિન વાણી ધરો ચિત્ત.
માત પિતાદિ અનંતનાંરે, પામે વિજોગ તે મંદ;
દારીદ્ર દોહગ નવિ ટળેરે, મળે ન વલ્લભ વૃંદરે. પ્રાણી.
હોય વિપાકે દશગુણાંરે, એકવાર કર્યો કર્મ;
શત સહસ્ર કોડે ગમેરે, તીવ્ર ભાવના મર્મરે. પ્રાણી.

મેર કહેતાં પણ દુખ હોવેરે, મારે કિમ નવિ હોય;
હિંસા ભગનિ અતી બુરિરે, વિશ્વાનરની જોયરે. પ્રાણી.
તેહને જોરે જે હુઆરે, રૌદ્રધ્યાન પ્રમત્ત;
નરક-અતિથી તે નૃપ હુઆરે, જિમ સુભૂમ બ્રહ્મદત્તરે. પ્રાણી.
નૃપ વિવેક કન્યા ખિમારે, પરણવે જશ સાથ;
તેહ થકી દૂરે ટળેરે, હિંસા નામ બલાયરે. પ્રાણી.

## મૃષાવાદ પાપસ્થાન ૨ જું.

"લાછલદે માત મલ્હાર" એ દેશી.

બીજુંરે પાપનું સ્થાન, મૃષાવાદ દુરધ્યાન, આજ હો.
છાંડોરે ભવિ માંડોરે ધર્મશું પ્રીતડીજી.
વૈર ખેદ અવિશ્વાસ, એહથિ દોષ અભ્યાસ, આજ હો.
થાયરે નવિ જાય રે, વ્યાધી અપથ્યથીજી.
રહેવું કાલિક સૂરી, પરિજન વચન તે ભૂરી, આજ હો.
સહેવું રે નવિ કહેવું જૂઠ ભયાદિકેંજી.
આસન ધરત આકાશ,વસુનૃત હુઓ સુપ્રકાશ. આજ હો.
જૂઠેરે સુર રૂઠે, ધાલ્યો રસાતળેજી,
જે સત્યવ્રત ધરે ચિત્ત,હોય જગમાંહિ પવિત્ર, આજ હો.
તેને રે નવિ ભેને, સુર વ્યંતર જક્ષથીજી.
જે નવિ ભાખે અલીક, બોલે ઠાવું ઠીક, આજ હો.
ટેકેરે સુવિવેકે સુજશ ને સુખ વરેજી.

## અદત્તાદાન પાપસ્થાન ૩ જું.

"નિદ્રડી વેરણ હુઈ રહી રે" એ દેશી.

ચોરી વ્યસન નિવારિયે, પાપસ્થાનક હો, ત્રીજું કહ્યું ઘોર કે;
ઇહ ભવે પરભવે દુખ ઘણાં,લહે પ્રાણી હો, એથી અતિ જોર કે. ચોરી.
ચોર તે પ્રાયે દરીદ્રી હોય, ચોરીથી હો, ધન ન રહે નેટ કે;
ચોરનું કોઇ ધણી નહીં, પ્રાયે ભુખ્યું હો, રહે ચોરનું પેટ કે. ચોરી.
જિમ જળમાંહે નાંખિયું, તળે જાયહો, જળને અપગોળ કે;
ચોર કઠોર કરમ કરી, જાય નરકે હો, તિમ નિપટ નિટોળ કે. ચોરી.

ગાંઠે પડયું વળી વીસર્યું, રખે રાખોહો, થાપણ કર્યું જેહ કે;
તૃણ તુષ માત્ર ન લીજિયે, અણદીધું હો, કિહાં કોઇતું તેહ કે. ચોરી.
દૂરે અનર્થ સકળ ટળે, મળે વાહાલાહો, સગળે જશ થાય કે;
સુર સુખનાં હોય ભેટણાં, વ્રત ત્રીજુંહો, આવે જશદાય કે. ચોરી.
તજી ચોરપણું દેવતા, હોય નિશ્ચે હો, રોહિણીયા જેમ કે;
એ વ્રતથી સુખ જશ લહે, વળી પ્રાણીહો, વહે પૂણ્યશું પ્રેમ કે. ચોરી.

### અબ્રહ્મચર્ય પાપસ્થાન ૪ થું.

"તુમે એહુ મીત્રી રે સાહીબા" એ દેશી.

પાપથાનક ચોથું વરજીએ, દુર્ગતિ મૂળ અબંભ;
જગ સવિ મૂઝો છે એહમાં, છાંડે તેહ અચંભ. પાપ.
રૂડું લાગેરે એ ધુરે, પરિણામે અતિ ક્રૂર;
ફૂલ કઇ પાકે તે સારિખો, વરજે સજ્જન દૂર. પાપ.
અધર વિદ્રુમ સ્મિત ફુલડાં, કુચફળ કઠિન વિશાળ;
રામા દેખી ન રાચિયો, એ વિષય વેલી રસાળ. પાપ.
પ્રબળ જ્વળિત અયપૂતળી, આલિંગન ભલું તંત;
નરક દુઆર નિતંબની, જઘમ સેવન દૂરંત. પાપ.
દાવાનળ ગુણ વનતણો, કુલ મસિ ક્રૂર ચક એહ;
રાજધાની મોહરાયની, પાતક કાનન મેહ. પાપ.
પ્રભુતાયે હરિ સારિખો, રૂપે મયણ અવતાર;
સીતાયે રાવણ યથા, છાંડો પરનર નાર. પાપ.
દશ શિર રજમાંહે રોળવ્યાં, રાવણ વિવશ અબંભ;
રામે ન્યાયેરે આપણો, રોપ્યો જગ જયથંભ. પાપ.
પાપ બંધાય અતી ઘણાં, સુકૃત સકળ ક્ષય જાય;
અબ્રહ્મચર્યે ચિંતવ્યો, કદિય સફળ નવિ થાય. પાપ.
મંત્ર ફળે જગ જશ વધે, દેવ કરે સાનીધ;
બ્રહ્મચર્ય ધરે જે નરા, તે પામે નવનીધ. પાપ.
શેઠ સુદર્શનને ટળી, શૂળિ સિંહાસન હોય;
ગુણ ગાય ગગને દેવતા, મહિમા શિળનો જોય. પાપ.
મૂળ ચારીત્રનું એ ભલું, સમકિત વૃદ્ધિ નિદાન;
શીળ સલીલ ધરે જિકે, તસ હોય સુજશ વખાણ. પાપ.

## પરીગ્રહ મમતા પાપસ્થાન ૫ મું.

"સુમતિ સદા દિલમે ધરો" એ દેશી.

પરિગ્રહ મમતા પરિહરો, પરિગ્રહ દોષતું મૂળ સલૂણે;
પરિગ્રહ જેહ ધરે ઘણું, તસ તપ જપ પ્રતિકૂળ સલૂણે. પરિ.
નવિ પલટાયે રાશથી, માર્ગે કદીય ન હોય સલૂણે;
પરિગ્રહ ગ્રહ છે અભિનવો, સઉને દુખ દિયે સોય સલૂણે. પરિ.
પરિગ્રહ સદ્દગુરુયતણે, ભવમાંહે પડે જંત સલૂણે;
પાનપાત્ર જિમ સાયરે, ભારાક્રાંત અત્યંત સલૂણે. પરિ.
ગ્યાન ધ્યાન હય ગય વરે, તપ જપ શ્રુત પરિતંત સલૂણે;
છાંડે સમ પ્રભુતા લહે, મુનિપણ પરિગ્રહવંત સલૂણે. પરિ.
પરિગ્રહ ગ્રહ વસિ લિંગિયા, લેઇ કુમતિ રજ શીશ સલૂણે;
જિમ તિમ જગ લવંતા ફરે, ઉન્મત્ત હોય નિશ દીશ સલૂણે. પરિ.
તૃપતી ન જીવ પરીગ્રહે, ઇંધણથી જિમ આગ્ય સલૂણે;
તૃષ્ણા દાહ તે ઉપશમે, જળ સમ જ્ઞાન વૈરાગ્ય સલૂણે. પરિ.
તૃપતિ સગરસુત થઇ નહીં, ગોધનથી કુચિકર્ણ સલૂણે;
તિલક શેઠ વળિ ધાન્યથી, કનકે નંદ સુકર્ણ સલૂણે. પરિ.
અસંતુષ્ટ પરિગ્રહે ભર્યા, સુખિયા ન ઇંદ નરિંદ સલૂણે;
સુખી એક અપરીગ્રહી, સાધુ સુજશ સમકંદ સલૂણે. પરિ.

## ક્રોધ પાપસ્થાન ૬ ઠું.

"રિષભનું વંશ રયણાયરૂ" એ દેશી.

ક્રોધ તે બોધ નિરોધ છે, ક્રોધ તે સંજમ ઘાતી રે;
ક્રોધ તે નરકનું બારણું, ક્રોધ દુરિત પરિત પક્ષપાતી રે;
પાપ થાનક છઠું પરિહરો.
પાપ થાનક છઠું પરિહરો, મન ધરો ઉત્તમ ખંતી રે;
ક્રોધ ભુજંગનિ જાંગૂળી, એહ કહી જયવંતી રે. પાપ.
પૂરવ કોડિચરણ ગુણે, ભાવ્યો છે આતમ જેણે રે;
ક્રોધ વિવશ હુતો દોય ઘડી, હારે ફળ સવિ તેણે રે. પાપ.
બાળે તે આશ્રમ આપણો, ભજના અન્યને દાહે રે;
ક્રોધ કૃશાનુ સમાન છે, ટાળે પ્રશમ પ્રવાહે રે. પાપ.

આક્રોષ તરજના ધાતના, ધર્મભ્રંશમાં ભાવે રે;
અગ્નિ અગ્રિમ વિરહથી, લાભે તે શુદ્ધ સ્વભાવે રે. પાપ.
ન હોય ને હોય તો ચિર નહીં, ચિર રહેતો ફળ છેહો રે;
સજ્જન ક્રોધ તેણુ હવો, જે હવો દુર્જનને નેહો રે. પાપ.
ક્રોધી મુખે કટુ બોલણાં, કંટકિયા કુટભાખી રે;
અદિઠ કલ્યાણુ કરા કહ્યા, દોષના તરૂ શત સાખી રે. પાપ.
કૂર ગડૂચો તપકરા, ચરિત શુણી સમ આણો રે;
ઉપશમ સાર છે પ્રવચને, સુજશ વચન એ પ્રમાણો રે. પાપ.

## માન પાપસ્થાન ૭ મું.

"નદિ જમુનાને તીર ઉડે દોય પંખિયાં" એ દેશી.

પાપથાન કહે સાતમું, શ્રીજિન રાજ એ;
માન માનવને હોય, દુરિત શિર તાજ એ.
આઠ શિખર ગિરિરાજ, તણાં આડાં વળે;
ન આવે વિમળા લોક, તિહાં કિમ ટળે.
પ્રજ્ઞામદ તપમદ વળિ, ગોત્રમદે ભર્યો;
આજિવિકામદવંત, ન મુગત્યે અંગી કર્યો.
ક્ષમોપશમ અનુસારે, જો ગુણ વહે;
શો મદ કરવો એહમાં, નિર્મદ સુખ લહે.
ઉચ્ચભાવ દૃગ દોષે, મદજવર આકરો;
હોય તેનો પ્રતિકાર, કહે મુનિવર ખરો.
પૂર્વ પુરૂષ સિંધૂરથિ, લઘુતા ભાવવું;
શુદ્ધ ભાવન તે પાવન, શિવસાધન નવું.
માને ખોયું રાજ્ય, લંકાનૂ રાવણે;
નરનૂં માન હરે હરિ, આવિ એરાવણે.
થુળીભદ્ર શ્રુત મદથી, પામ્યા વિકાર એ;
માને આવે જિવને નરક, અધિકાર એ.
વિનય શ્રુત તપશીળ, ત્રિવર્ગ હણે સવે;
માન તે જ્ઞાનનો ભંજ, કહ્યો છે ભવોભવે.

લુંપક છેક વિવેક, નયણનો માન છે;
એહ જે છાંડે તાસ, ન દૂષણ રહે પછે.
માને બાહૂ બળિ વરસ, લગે અનશન રહ્યા;
નિર્મદ ચક્રી સેવક, દોઇ મુનિ સમ કહ્યા.
સાવધાન તજિ માન, જે ધ્યાન ધવળ ધરે,
પરમ સુજશ રમા તાસ, આલિંગન નિત્ય કરે.

## માયા પાપસ્થાન ૮ મું.

"સ્વામી સ્વયંપ્રભૂ સાંભળો અરિહંતાજી" એ દેશી.

પાપ થાનક કહ્યું આઠમું સુણો સંતાજી, છાંડો માયા મૂળ ગુણવંતાજી;
કષ્ટ કરે વ્રત આદરે સુણો સંતાજી, માયા તે પ્રતિકૂળ ગુણવંતાજી.
નગન માસ ઉપવાસિયા સુણો સંતાજી, શિથ લિયે કૃશ અંન ગુણવંતાજી;
ગર્ભ અંનતા પામશે સુણો સંતાજી, જો છે માયા મંન ગુણવંતાજી.
કેશ લોચ મળધારણી સુણો સંતાજી, ભૂમિ શજા વ્રત જાગ ગુણવંતાજી;
સુકર સરવ છે સાધુને સુણો સંતાજી, દુઃકર માયા ત્યાગ ગુણવંતાજી.
નયન વચન આકારનું સુણો સંતાજી, ગોપન માયાવંત ગુણવંતાજી;
જેહ કેરે અસતી પરે, સુણો સંતાજી, તેહ નહીં કરતંત,-ગુણવંતાજી.
કુસુમપુરે ધરે શેઠે, સુણો સંતાજી, હેઠે રહ્યો સંવિગ્ન, ગુણવંતાજી;
ઉપરે તસ બીજો રહે, સુણો સંતાજી, મુત્કળ પણ સુગુણજ્ઞ, ગુણવંતાજી.
દંભી એક નિંદા કરે, સુણો સંતાજી, બીજો ધરે ગુણ રાગ, ગુણવંતાજી;
પહિલાને દૂત્તર કહે, સુણો સંતાજી, બીજાને કેવળિ ત્યાગ, ગુણવંતાજી.
વિધિનિષેધ નવિ ઉપદિસે, સુણો સંતાજી, એકાંતે ભગવંત, ગુણવંતાજી;
કારણે નિઃકપટી હોવું, સુણો સંતાજી, એ આણાં છે તંત, ગુણવંતાજી.
માયાથી અળગા ટળો, સુણો સંતાજી, જિમ મળો મુક્તિ સુરંગ, ગુણવંતાજી;
સુજશ વિલાસ સુખી રહો, સુણો સંતાજી, લક્ષણ આવે અંગ, ગુણવંતાજી.

## લોભ પાપસ્થાન ૯ મું.

"જીરે મારે જાગ્યો કુંવર જામ, તવ દેખે દોલત મિલી જિરેજી" એ દેશી.

જીરે મારે લોભ તે દોષ અપાર, પાપ થાનક નવમું કહ્યું, જિરેજી.
સર્વ વિનાશનું મૂળ, એહથિ કુણે નસુખ લહ્યું, જિરેજી.
જીરે મારે સુણિયે બહુ લોભાત, ચક્રવર્તિ હરિની કથા, જિરેજી.

આક્રોષ તરજના ઘાતના, ધર્મભ્રંશમાં ભાવે રે;
અગ્નિ અગ્રિમ વિરહથી, લાભે તે શુદ્ધ સ્વભાવે રે. પાપ.
ન હોય ને હોય તો ચિર નહીં, ચિર રહેતો ફળ છેહો રે;
સજ્જન ક્રોધ તેણુ હવો, જે હવો દુર્જનને નેહો રે. પાપ.
ક્રોધી મુખે કટુ બોલણાં, કંટકિયા કુટભાખી રે;
અદિઠ કલ્યાણુ કરા કહ્યા, દોષના તરૂ શત સાખી રે. પાપ.
કૂર ગંડૂચો તપકરા, ચરિત શુણી સમ આણો રે;
ઉપશમ સાર છે પ્રવચને, સુજશ વચન એ પ્રમાણો રે. પાપ

## માન પાપસ્થાન ૭ મું.

"નદિ જમુનાને તીર ઉડે દોય પંખિયાં" એ દેશી.

પાપથાન કહે સાતમું, શ્રીજિન રાજ એ;
માન માનવને હોય, દુરિત શિર તાજ એ.
આઠ શિખર ગિરિરાજ, તણાં આડાં વળે;
ન આવે વિમળા લોક, તિહાં કિમ ટળે.
પ્રજ્ઞામદ તપમદ વળિ, ગોત્રમદે ભર્યો;
આજિવિકામદવંત, ન મુગત્યે અંગી કર્યો.
ક્ષમોપશમ અનુસારે, જો ગુણુ વહે;
શો મદ કરવો એહમાં, નિર્મદ સુખ લહે.
ઉચ્ચભાવ દ્રગ દોષે, મદજ્વર આકરો;
હોય તેનો પ્રતિકાર, કહે મુનિવર ખરો.
પૂર્વ પુરૂષ સિંધૂરથિ, લઘુતા ભાવવું;
શુદ્ધ ભાવન તે પાવન, શિવસાધન નવું.
માને ખોયું રાજ્ય, લંકાનૂ રાવણે;
નરનૂં માન હરે હરિ, આવિ એરાવણે.
થુળીભદ્ર શ્રુત મદથી, પામ્યા વિકાર એ;
માને આવે જિવને નરક, અધિકાર એ.
વિનય શ્રુત તપશીળ, ત્રિવર્ગ હણે સવે;
માન તે જ્ઞાનનો ભંજ, કહ્યો છે ભવોભવે.

લુંપક છેક વિવેક, નયણનો માન છે;
એહ જે છાંડે તાસ, ન દૂષણ રહે પછે.
માને બાહૂ બળિ વરસ, લગે અનશન રહ્યા;
નિર્મદ ચક્રી સેવક, દોઇ મુનિ સમ કહ્યા.
સાવધાન તજિ માન, જે ધ્યાન ધવળ ધરે,
પરમ સુજશ રમા તાસ,આલિંગન નિત્ય કરે.

## માયા પાપસ્થાન ૮ મું.

"સ્વામી સ્વયંપ્રભૂ સાંભળો અરિહંતાજી" એ દેશી.

પાપ થાનક કહ્યું આઠમું સુણો સંતાજી, છાંડો માયા મૂળ ગુણવંતાજી;
કષ્ટ કરે વ્રત આદરે સુણો સંતાજી, માયા તે પ્રતિકૂળ ગુણવંતાજી.
નગન માસ ઉપવાસિયા સુણો સંતાજી, શિથ લિયે કૃશ અંન ગુણવંતાજી;
ગર્ભ અંનતા પામશે સુણો સંતાજી, જો છે માયા મંન ગુણવંતાજી.
કેશ લોચ મળધારણી સુણો સંતાજી, ભૂમિ શજ્યા વ્રત જાગ ગુણવંતાજી;
સુકર સરવ છે સાધુને સુણો સંતાજી, દુઃકર માયા ત્યાગ ગુણવંતાજી.
નયન વચન આકારનું સુણો સંતાજી, ગોપન માયાવંત ગુણવંતાજી;
જેહ કેરે અસતી પરે, સુણો સંતાજી, તેહ નહીં કરતંત, ગુણવંતાજી.
કુસુમપુરે ધરે શેઠે, સુણો સંતાજી, હેઠે રહ્યો સંવિગ્ન, ગુણવંતાજી;
ઉપરે તસ બીજો રહે, સુણો સંતાજી, મુત્કળ પણ સુગુણજ્ઞ, ગુણવંતાજી.
દંભી એક નિંદા કરે, સુણો સંતાજી, બીજો ધરે ગુણ રાગ, ગુણવંતાજી;
પહિલાને દૂત્તર કહે, સુણો સંતાજી, બીજાને કેવળિ ત્યાગ, ગુણવંતાજી.
વિધિનિષેધ નવિ ઉપદિસે, સુણો સંતાજી, એકાંતે ભગવંત, ગુણવંતાજી;
કારણે નિઃકપટી હોવું, સુણો સંતાજી, એ આણાં છે તંત, ગુણવંતાજી.
માયાથી અળગા ટળો, સુણો સંતાજી, જિમ મળો મુક્તિ સુરંગ, ગુણવંતાજી;
સુજશ વિલાસ સુખી રહો, સુણો સંતાજી, લક્ષણ આવે અંગ, ગુણવંતાજી.

## લોભ પાપસ્થાન ૯ મું.

"જીરે મારે જાગ્યો કુંવર જામ, તવ દેખે દોલત મિલી જિરેજી" એ દેશી.

જીરે મારે લોભ તે દોષ અપાર, પાપ થાનક નવમું કહ્યું, જિરેજી.
સર્વ વિનાશનું મૂળ, એહથિ કુણે નસુખ લહ્યું, જિરેજી.
જીરે મારે સુણિયે બહુ લોભાત, ચક્રવર્તિ હરિની કથા, જિરેજી.

જીરે મારે પામ્યા તે કટુક વિપાક પીવત રકત જળો યથા, જિરેજી.
જીરે મારે નિર્ધનને શત ચાહ, શત લહે સહસ્ર જોડીયે, જિરેજી,
જીરે મારે સહસ્ર લહે લખ લોભ, લખ લાભે મન કોડિયે; જિરેજી.
જીરે મારે કોટીશ્વર નૃપ નીધ, નૃપ ચાહે ચક્રીપણું, જિરેજી.
જીરે મારે ચક્રી ચાહે સુર ભોગ, સુર હોઇ સુરપતિ સુખ ધણું; જિરેજી.
જીરે મારે મૂળે લઘુ પણ લોભ, વાધે સર્વપરે સહી, જિરેજી
જીરે મારે ઊત્તરાધ્યયને અનંત, ઇચ્છા આકાશ સમી કહી; જિરેજી.
જીરે મારે સયંભૂરમણ સમુદ્ર, કોઇ જો અવગાહી શકે, જિરેજી.
જીરે મારે તો પણ લોભ સમુદ્ર, પાર નપામે બળથકે; જિરેજી.
જીરે મારે કોઇક લોભને હેત, તપશું જે હારે જડા, જિરેજી.
જીરે મારે કાગ ઇડાવણ હેત, સુરમણિ તે નાંખે જડા; જિરેજી.
જીરે મારે લોભ તજે જે વીર, તસ સવિ સંપત્તિ કિંકરી, જિરેજી.
જીરે મારે સુજશ પુણ્ય સુવિલાસ, ગાવે તસ સુરસુંદરી; જિરેજી.

## રાગ પાપસ્થાન ૧૦ મુ.

"સુણો મેરી સજની રજની નંજાવેરે" એ દેશી.

પાપનું થાનક દશમું કહું રાગોરે, કુણે નપામ્યો તેહનો તાગોરે;
રાગે વાહ્યા હરિ હર બ્રંભારે, રાચે નાચે કરે અચંભારે.
રાગ કેસરી છે વડરાજા રે, વિષયાભિલાખ તે મંત્રી તાજારે;
જેહનાં છોરૂ ઈંદ્રિય પંચરે, જેહનો સકળ કીધો એ પ્રપચરે.
જેહ સદાગમ વશ હુઇ જાશેરે, અપ્રમત્તતા શિખરે ઠાશેરે;
ચરણ ધરમ નૃપ શૈલ વિવેકેરે, તેશું નચળે રાગે ટેકેરે.
બીજા તો સવિ રાગે વાહ્યારે, એકાદશ ગુણ ઠાણે ઉપાહ્યારે;
રાગે પાડયા તે પણ ખૂતારે, નરક નિગોદે મહાદુઃખ જૂતારે.
રાગ હરણ તપ જપ શુતને ભાખ્યારે, તેહથી પણ જેણે ભવફળ ચાખ્યાંરે;
તેહનો કોઇને છે પ્રતિકારોરે, અમી હોય વિષ તિહાં શો ચારોરે.
તપ બળ છૂટા તરતણો તાણીરે, કંચન કોડી આખાડભૂત નાણીરે;
નંદીખેણ પણ રાગે નડિયારે, શ્રુતનિધિ પણ વેશ્યા વશ પડિયારે.
બાવિશ જિન પણ રહ્યા ઘરવાસેરે, વરત્યા પૂરવરાગ અભ્યાસેરે;
વજ્રબંધ પણ જશબળે ત્રુટેરે, નેહ તંતુથી તેહ નછૂટેરે.

દેહ ઉચ્ચાટણ અગ્નિનું દહેવું રે, ઘણકુટ્ટણ એ સવિ દુઃખ સહેવું રે;
અતિ ઘણિ રાતી જે હોય મજીઠરે, રાગતણો ગુણ એજ દીઠરે.
રાગ ન કરજો કોઇ નર કુણશું રે, જો ન રહેવાય તો કરજો મુનીશું રે;
મણિ જિમ ફણી વિષનું તિમ તેહોરે, રાગનું ભેષજ સુજશ સનેહોરે.

## દ્વેષ પાપસ્થાન ૧૧ મું.

"શેત્રુંજે જઇએ લાલણ, શેત્રુંજે જઈએ" એ દેશી.

દ્વેષ ન ધરીયે લાલન દ્વેષ ન ધરિયે, દ્વેષ તજ્યાથિ લાલન શિવસુખ વરિયે; લાલ.
પાપ થાનક અગ્યારસું ભુંડું, દ્વેષ રહિત ચિત્ત હોય સવિ રૂડું. લાલ.
ચરણ કરણ ગુણ બની ચિત્રશાળી, દ્વેષ ધુમે લાલન હોય તે કાળી; લાલ.
દોષ બેંતાળિશ શુદ્ધ આહારી, ધુમદોષે હોય પ્રબળ વિકારી. લાલ.
ઉગ્ર વિહારી ને તપ જપ કિરિયા, કરતાં દ્વેષ તે ભવમાંહે ફિરિયા; લાલ.
યોગનું અંગ અદ્વેષ છે પહેલું, સાધન સવિ લહે તેહથી વહેલું. લાલ.
નિર્ગુણ તે ગુણવંત ન જાણે, ગુણવંતના ગુણ દ્વેષમાં તાણે; લાલ.
આપ ગુણી ને વળી ગુણરાગી, જગમાંહે તેહની કીરત જાગી. લાલ.
રાગ ધરી જે જિહાં ગુણ લહિયે, નિર્ગુણ ઉપર સમચિત રહિયે; લાલ.
ભવથિતિ ચિંતન સુજશ વિલાસે, ઉત્તમતા ગુણ એમ પ્રકાસે. લાલ.

## કલહ પાપસ્થાન ૧૨ સું.

"કિસકે ચેલે કિસકે પૂત" એ દેશી.

કલહ તે બારમું પાપનું સ્થાનક, દુર્ગતિ વનનું મૂળ નિદાન; સાજન સાંભળો.
દંત કલહ જે ઘરમાંહે હોય, લછી નિવસે તિહાં નવિ જોય. સાજન.
શું સુંદરીનું ન કરે સાર, ન કરે આપે કાંઇ ગમાર; સાજન.
ક્રોધમુખી તું તુજ ધિક્કાર, તુજથી અધિકો કુણ કકાર. સાજન.
સામું બોલે પાપણી નિત્ય, પાપી તુજ પિતા જુઓ ચિત્ત; સાજન.
દંત–કલહ ઇમ જેહને થાય, તે દંપતિને સુખ કુણ ઠાય. સાજન.
કાંટે કાંટે થાયે વાડ, બોલે બોલે વાધે રાડ; સાજન.
જાણીને મૌન ધરે ગુણવંત, તો સુખ પામે અતુલ અનંત. સાજન.
નિત્યે કળહણ કોહણ શીળ, ભંડણ શીળ વિવાદન શીળ; સાજન.
ચિત્તે ઉતાપ ધરે જે એમ, સંજમ કરે નિરર્થક તેમ. સાજન.
કળહ કરીને ખમાવે જેહ, લઘુ ગુરૂ આરાધક હોય તેહ; સાજન.

કળહ ખંમાવે તે ધન્યધન્ય, ઉપશમ સાર કહ્યું સામન. સાજન.
નારદ નારી નિર્દય ચિત્ત, કળહ ઉદેરે કરે ત્રિણ નિત્ય; સાજન.
સજન સુજશ તે શીળ મહંત, વારે કળહ સ્વભાવે સંત. સાજન.

## અભ્યાખ્યાન પાપસ્થાન ૧૩ મું.

"અરણીક મુનીવર ચાલ્યા ગોચરી" એ દેશી.

પાપસ્થાનક તેરમું છાંડીયે, અભ્યાખ્યાન દુરંતો રે;
અછતાં આળ જે પરનાં ઉચરે, દુખ પામે તે અનંતો રે.
ધન્ય ધન્ય તે નર જે જિનમત રમે.
અછતે દોષેરે અભ્યાખ્યાન જે, કરે નપૂરે ઠાણ રે;
તેતો દોષેરે તેહને દૂષીયે, ઇમ ભાખે જિનભાણ રે. ધન્ય.
જે બહુ મુખરી રે વળિ મત્સર ભર્યા, અભ્યાખ્યાની તે હોઇરે;
પાતક લાગેરે અણકીધાં સવે, તે કીધું સવિ પોઈ રે. ધન્ય.
મિથ્યા મતની રે દશ સંજ્ઞા જિકે, અભ્યાખ્યાનના ભેદોરે;
ગુણ અવગુણનો રે જે કરે પાલટો, તે પામે બહુ ખેદોરે. ધન્ય.
પરને દોષ ન અછતા દીજીએ, પીજિયે જો જિનવાણીરે;
ઉપશમ રસશું રે ચિતમાં ભીંજીએ, કીજિયે સુજશ કમાણીરે. ધન્ય.

## ચાડી પાપસ્થાન ૧૪ મું.

"શિરોઈનો સેલોહો કે ઉપર જોધપુરી" એ દેશી.

પાપસ્થાનક હો કે ચૌદમું આકરૂં, પિશુનપણાનું હો કે વ્યસન છે એ ખરૂં;
અશન માત્રનું હો કે શુંનત કૃતઘ્ન છે, તેહથી ભુંડું હો કે પિશુન લવે પછે.
બહુ ઉપ કરિયે હો કે પિશુનને પરપરે, કળહનો દાતા હો કે હોય તે ઊપરે;
દૂધે ધોયો હો કે વાયસ ઊજળો, કિમ હોય પ્રકૃતિહો કે જે છે શામળો.
તિલહ તિલક્ષણહો કે નેહ છે જિહાંલગે, નેહ પણ છે હો કે ખળ કહિયેં જગે;
ઇમ નિસ્નેહી હો કે નિર્દય હૃદયથી, પિશુનનિ વાર્તા હો કે નવિજાયે કથી.
ચાડી કરતાં હો કે વાડી ગુણતણી, સૂકે ચૂકે હો કે ખ્યાતિ તે પુણ્યતણી;
કોઇ નવિ દેખે હો કે વદન પિશુનતણું, નિર્મળ કુળને હો કે દિયે કલંક ઘણું;
જિમ સજ્જન ગુણ હો કે પિશુનને દૂષિયે, તિમ તેણે સહેજે હો કે ત્રિભુવન ભૂષિયે;
ભસ્મે માંજ્યું હો કે દર્પણ હોય ભલું, સુજશ સવાઈ હો કે સજન સુકુળ તિલું.

## અરતિ-રતિ પાપસ્થાન ૧૫ મું.

"પ્રથમ ગોવાળાતણે ભવેજી" એ દેશી.

જિહાં રતિ કોઈક કારણે જી, અરતિ તિહાં પણ હોય;
પાપ થાનક તે પંનરમુંજી, તિણિયે એકજ જોય;
સુગુણ નર સમજો ચિત મોઝાર.
ચિત ન અરતી રતિ પાંખશુંજી, ઉડે પંખીરે ચિત્ત;
પંજર શુદ્ધ સમાધમેંજી, રૂંધ્યો રહે તે મીત. સુગુણ.
મન પારદ ઉડે તહીજી, પામિ અરતિરતિ આગિ;
હોય સિદ્ધ કલ્યાણનીજી, ભાવ વિજાયે ભાગિ. સુગુણ.
પરવશે અરતિરતિ કરીજી, ભૂર્ત્તાર્ત્ત હોય જેહ;
તસ વિવેક આવે નહીંજી, હોય ન દુખનો છેહ. સુગુણ.
નરતી અરતી છે વસ્તુથીજી, તે ઉપજે મનમાંહિ;
અંગન વલ્લભ સુત હોયજી, યુકાદિક નહિ કાંહિ. સુગુણ.
મન કલ્પિત રતિ અરતિ છેજી, નહિ સત્ય પર્યાય;
નહિ તો વેચે વસ્તુમાંજી, કિમ તે સવિ મટી જાય. સુગુણ.
જેહ અરતિરતિ નવિ ગણેજી,સુખ દુખ દોય સમાન;
તે પામે જશ સંપદાજી, વાધે જગ તસ વાન. સુગુણ.

## પરનિંદા પાપસ્થાન ૧૬ મું.

"સાહિબ બાહુ જિણેશર વીનતી" એ દેશી.

સુંદર પાપ થાનક તજો સોળમું,પરનિંદા અસરાલ હો; સુંદર.
નિંદક જે મુખરી હોય, તે ચોથો ચાંડાળ હો. સુંદર પાપ.
જેહને નિંદાનો ઢાળ છે, તપ ક્રિયા તસ ફોક હો; સુંદર.
દેવકિ વેષે તે ઊપજે, એ ફળ રોકારોક હો. સુંદર પાપ.
ક્રોધ અજીરણ તપતણું, જ્ઞાનતણું અહંકાર હો; સુંદર.
પરનિંદા કિરિયાતણું, વમન અજીરણ આહાર હો. સુંદર પાપ.
નિંદાનો જેહ સ્વભાવ છે, તાસ કથન નવિ નિંદ હો; સુંદર.
નામ ધરી જે નિંદા કરે, તેહ મહામતિમંદ હો. સુંદર પાપ.
રૂપ ન કોઇતું ધારીયે, દાખિયે નિજ નિજ રંગ હો; સુંદર.
તેહમાં કાંઇ નિંદા નહીં, બોલે બીજું અંગ હો. સુંદર પાપ.

એહ કુશીળને ઇમ કહે, કોપ હુય જેહ ભાખ હો; સુંદર.
તેહ વચન છે નિંદાતણું, દશ વૈકાલિક સાખ્ય હો. સુંદર પાપ.
દોષ નજરથી નિંદા હોય, ગુણ નજરે હોય રાગ હો; સુંદર.
જગ સઉ ચાલે માદળ મઢયો, સર્વગુણી વિતરાગ હો. સુંદર પાપ.
નિજ સુખ કનક કચોલડું, નિંદક પરમળ લેઇ હો; સુંદર.
જેહ ઘણા પરગુણ ગ્રહે, સંત તે વિરલા કેઇ હો. સુંદર પાપ.
પર પરિવાદ વ્યસન તજો, મકરો નિજ ઉત્કર્ષ હો; સુંદર.
પાપ-કર્મ ઇમ સવિ ટળે, પામે શુભ જશ હર્ષ હો. સુંદર પાપ.

### કપટ પાપસ્થાન ૧૭ મું.

"સખી ચૈત્રજ મહિને હરિ ચાલ્યા" એ દેશી.

સતરમું પાપનું ઠામ, પરિહરજો સદ્ગુણ ધામ;
જિમ વાધે જગમાં મામ હો લાલ, માયા મોહ ન કીજીયે.
એતો વીષને વળી વધાર્યું, એતો શસ્ત્રને અવળું ધાર્યું;
એતો વાઘનું બાળ વકાર્યું હો લાલ, માયા મોહ ન કીજીયે.
બગલાં પરે પગલાં ભરતાં, થોડું બોલે જાણે મરતાં;
જગ ધંધે ધાલે ફરતાં હો લાલ, માયા મોહ ન કીજીયે.
જે કપટી બોલે જૂઠું, તસ લાગે પાપ અપૂઠું;
પંડિતમાં હોય મુખ ભુંડું હો લાલ, માયા મોહ ન કીજીયે.
દંભીનું જૂઠું મીઠું, તે તો નારી ચરિત્રે દીઠું;
પણ એ છે દુરગતિ ચીઠું હો લાલ, માયા મોહ ન કીજીયે.
જે જૂઠો દે ઉપદેશ, જન રંજન ને ધરિ વેષ;
તેનું જૂઠું સકળ કલેશ હો લાલ, માયા મોહ ન કીજીયે.
તેણે ત્રીજો મારગ ભાખ્યો, વેપ ને દેઈ દંભે રાખ્યો;
શુદ્ધ ભાખકે સમસુખ ચાખ્યો હો લાલ, માયા મોહ ન કીજીયે.
જુઠું બોલિ ઉદર જે ભરવું, કપટીને વેષે ફરવું;
તે જનમારે શું કરવું હો લાલ, માયા મોહ ન કીજીયે.
પંડે જાણે તોપણ દંભે, માયા મોહને અધિક અચંભે;
સમકિત દૃષ્ટિ મન થંભે હો લાલ, માયા મોહ ન કીજીયે.
શ્રુત મર્યાદા નિરધારી, રહ્યા માયા મોહ નિવારી;
શુદ્ધ ભાખકની બલિહારી હો લાલ, માયા મોહ ન કીજીયે.

જે માયાયે જૂઠું ન બોલે, જગમાં નહીં કોઇ તેને તોલે;
તે રાજ સુજશ અમોલે હો લાલ, માયા મોહ ન કીજીયે.

## મિથ્યાત્વ પાપસ્થાન ૧૮ મું.

"ઉત્સર્પિણી અવસર્પિણી આરો" એ દેશી.

અઢારમું જે પાપતું થાનક, તે મિથ્યાત્વ પરિહરિયેજી;
સતરથી પણ તે એક ભારી, હોય તુળાયે ધરિયેજી.
કષ્ટ કરો પરિપરિ દમો અપ્પા, ધર્મ અર્થે ધન ખરચોજી;
પણ મિથ્યાત્વ છતે તે જૂઠું, તિણે તેહમાં તમે વિરચોજી.
કિરિયા કરતો તજતો પરિજન, દુખ સહેતો મન રીઝેજી;
અંધ ન જીતે પરની સેના, તિમ મિથ્યાત્વિ ન સીઝેજી.
વીરસેન સુરસેન દૃષ્ટાંતે, સમકિતની નિર જુકતેજી;
જે જોઇને ભલિ પરે મન ભાવો, એહ અરથવર જુક્તેજી.
ધર્મે અધર્મ-અધર્મે ધર્મહ, સન્ના મગ્ગ ઉમગ્ગજી;
ઉન મારગે મારગની સન્ના, સાધુ અસાધુ સગ્ગજી.
અસાધુને સાધુનિ મતિ જીવે, અજીવ અજીવે જીવ વેદેજી;
મુત્તિ અમુત્તિ અમુત્તેં મુત્તિ, સન્ના એ દશ ભેદેજી.
અભિગ્રહ ઇકનિજ નિજમત અભિગ્રહ, અનભિગ્રહિક સઉ સરિખાજી;
અભિનિવેષે જાણતો કહે જૂઠું, ન કરે તત્વ પરીક્ષાજી.
સંશય તે જિન વચનનિ શંકા, અવ્યક્તે અનાભોગોજી;
એ પણ પાંચ ભેદ છે વિશ્રુત, જાણે સમજા લોકોજી.
લોક લોકોત્તર ભેદે ખંડ વિધ, દેવ ગુરૂ વળિ પર્વજી;
સંગતિ તિહાં લૌકિક ત્રિણ આદર, કરતાં પ્રથમ નિગર્વજી.
લોકોત્તર દેવ માને નિયાણે, ગુરૂ જે લક્ષણ હીણાજી;
પર્વનિષ્ટ ઇહ લોકને કાજે, માને ગુરૂપદ લીનાજી.
ઇમ એકવીશ મિથ્યાત્વ તજે જે, ભજે ચરણ ગુરૂકેરાજી;
સજે-ન પાપ-રજે નવિ રાખે, મત્સર દ્રોહ અનેરાજી.
સમકિત ધારી શુભ આચારી, તેહનિ જગે બલિહારીજી;
શાસન સમકિતને આરાધે, તેહની કરો મનુહારીજી.

મિથ્યાત્વ જે જગ પરમરોગ છે, વળી મહાઅંધકારોજી;
પરમશત્રુ ને પરમશસ્ત્ર તે, પરમનરક સંચારોજી.
પરમદોહગ ને પરમદરીદ્ર તે, પરમસંકટ તે કહિયેજી;
પરમ કંતાર દુર્ભિક્ષ પરમ તે, તે છાંડે સુખ લહિયેજી.
જે મિથ્યાત્વ લવલેશ ન રાખે, સૂધો મારગ ભાખેજી;
તે સમકિત સુરતરૂફળ ચાખે, રહે વળિ અણિયે આખેજી.
મોટા એશું ગુણ હોય પાખે, ગુણ પ્રભુ સમકિત દાખેજી;
શ્રીનયવિજય વિબુધપય સેવક, વાચક જશ ઇમ આખેજી.



# કોશ.

## અ.

અગોચર—ન સમજાય—દેખાય તેવું.
અવર્ણ્ય—જેનું વર્ણન યથાર્થ ન થઇ શકે એવું.
અવશેષ—બાકીનું, બાકી રહેલું.
અર્ઘ્ય—જળની અંજલીથી પુષ્પ ગંધ વગેરે સાથે પૂજા કરવી તે.
અજા—બકરૂં; (૨) માયા; મુડદું; ખોળીયું.
અરિઠાં—શત્રુઓ.
અગાગ—પાર ન પમાય તેવું; ઘણું-જ ઉંડું.
અબુધ—થોડી બુદ્ધિનું; બુદ્ધિહીન.
અશના—ખાવાને માટે.
આંખડલી ભરે—રડે.
ઐરાવત—ઇંદ્રનો હાથી.
અંકે—નક્કીપણે.
અપરિમિત—ઘણુંજ.
અભે પદ—અભય પદ; કોઇનો પણ ભય નહિ એવી સ્થિતિ.
અર્ક—સૂર્યનારાયણ.
અજ—બ્રહ્મા.
આયુધ—હથિયાર.
અંતર્ધ્યાન—અલોપ; ગુપ્ત; અદૃશ્ય.
આશ્વાસન—આસનાવાસના.
અનુચર—દાસ; ચાકર.
આયુ—આવરદા.
અક્ષત—પૂજા કરવાના કાચા ચોખા.
અજાનબાહુ—જેના હાથ ઘુંટણ લગી હોય તે.
અગ્ન્યાસ્ત્ર—(અગ્ન્યસ્ત્ર.) જે બાણ છોડવાથી અગ્ની વરસે તે.
અગ્નિહોત્ર—હમેશાં અગ્નિમાં હોમ કરવો તેવું કૃત્ય-વ્રત.
અસ્ત્ર—છેટેથી ફેંકીને ઘાત કરવાનું હથિયાર.
અભ્ર—આભલું; વાદળું.
અહમેવ—અભિમાન.
અક્ષય—ન ખૂટે—ન નાશ થાય એવું.
અશુચિ—અપવિત્રતા.
અયુત—દશ હજાર.
આકર્ષવું—ખેંચવું.
અર્કાકાર—સૂર્યના જેવું.
ઓઘ—ઢગલો; જથ્થો; પ્રવાહનો વેગ.
અગ્ર—ટોચ; અણી.
આવર્ણ—ઢાંકણ, આચ્છાદન.
અંબુજ—કમળ.
અલભ્ય—પ્રાપ્ત ન થાય એવું.
અનંત—ઘણું; પારવગરનું; (૨) શેષ નારાયણ.

અબલખ—કાબરચીતરૂં.
આભઉડણુ—આકાશમાં ઉડી શકે એવું.
આબુ—ઘોડાની એક જાત.
અગ્નિવર્ણ—ઘોડાની એક જાત છે. (૨) અગ્નિના જેવું તેજસ્વી.
અંબાર—ઢગલો.
એકાતીત—પ્રભૂ
અબાધ—જેને કોઇ બાધ—હરકત કરી શકે નહિ તેવું.
આરૂઢ—અસ્વાર.
અખાદ્ય—ખાવા યોગ્ય નહિ તેવું.
અધરાત્ર—મધ્યરાત્ર.
અસ્થિ—હાડ.
આદિત—સૂર્ય.
આઇ—મા.
અશ્વમેવ—(અવશ્યમેવ) જરૂર; નિશ્ચે.
અન્યોન્યે—એક બીજાને.
અનંતાનંદ—અપાર આનંદ; (૨) પ્રભુ.
અતિસાર—બહુ સારૂં; ઘણું ઉત્તમ.
અખંડસૌભાગ્ય—સ્ત્રીએ પતિની સાથે હમેશ રહેવું તે.
અવલંબી—રહીને; થઇને.
અંગીઠી—સગડી.
આશય—ઉદ્દેશ; વિચાર.
અટાટ—ઘણું;(૨)સાર વગરતું.
અહંતા—હુંપણું.
આપોપું—પોતાપણું.
અનુભવ—અભ્યાસ-અવલોકન-કાર્યથી મેળવેલું જ્ઞાન તે.
ઐશ્વર્ય—ઇશ્વરપણું.
અસંભાવના—અઘટિતપણું, ન સંભવતું.
અદ્દબદ્દ—અદ્દભુત તે.
અણુ—ઝીણામાં ઝીણું; રજકણ.
અરૂપ—આકૃતિ વગરતું.
અજરામર-ઘડપણ-(૨)મરણ વગરતું.
અવકાશ—આકાશ; છૂટાશ.
અંશ—ભાગ.
અવાચ્ય—વર્ણન—વ્યાખ્યા—ન કરી શકાય તેવું; ન વર્ણાય તેવું.
અપંચિકૃત—પંચીકરણ નહિ તે.
આવૃત્તિ—આવવા-થવા-બદલાવાપણું.
અનેરી—જૂદી જૂદી.
અમીત—અપાર; મપાયેલું નહિ તે.
અવતરણ—અવતરવું તે; ભાષ્ય; ટીકા; સમજણ.
આસક્તી—પ્રીતિ.
અજ્ઞાત—અજ્ઞાની.
અવ્યક્ત—અજાણ્યું; ન સમજાય એવું; આત્મા.
અદ્વૈત—દ્વૈત નહિ તે; એકતાવાળું.
અક્ષ—અવિનાશી.
અચવ્યું—નહિ ચાવેલું—નવું.
અવગાહ્ય—તરનાર; ડુબકી મારનાર.
અખંડિત—એક સરખો;પૂરો;ખરેખરો.
અધોમુખે—નીચે મોંઢે.
અભોગત—નહિ ભોગવેલું.
અભિધાન—(સંસ્કાર પામેલું) નામ.
અશ્વિની—ઘોડી.
અવાસ—ઘર; મકાન.
અલૌકિક—આ લોકમાં; પૃથ્વિમાં ન મળે તેવું; પરલોકમાંનું.

આમંત્રણ—તેડું; નોંતરૂં.
અટણ—મુસાફરી; ફરવું તે.
અનશન વ્રત—એક દિન અપવાસ, તથા એક દિન ભોજન કરવું એવું લાંબુ વ્રત.
અંવતી—ઉજ્જેણ.
અર્ભક—બાળક.
અકલસ્વરૂપ—કોઇથી કળી ન શકાય એવું રૂપ.
અઘનાશા—પાપ નાશ કરનાર.
આલાપિયો—ગાયો; લલકાર્યો.
અવગાહન—નહાવું; તરવું.
અવધપતિ—અયોધ્યાના પતિ શ્રી રામચંદ્ર.
અતલિત—ઘણુંજ.
અગર—એક જાતની સુગંધી.
અજાચીક—અયાચક; નહિ માગનાર.
અગ્ગા—પર્વત; (૨) સૂરજ; (૩) સાપ.
અજ્ઞ—અજ્ઞાન; અજાણ્યો.
અપભ્રંશી—અશુદ્ધ થયેલા રૂપમાં બોલાતી ભાષા.
અર્ણવ—સમુદ્ર.
અટે—ફરે.
અભક્ષાભક્ષ—ન ખાવા યોગ્ય વસ્તુનું ખાવું તે.
અધન—નિર્ધન.
અકળતીત—જાણી શકાય નહિ તેવું; અકળ.
અધ્વર—યજ્ઞ.
અધોગતિ—નીચી—ખરાબ ગતિ.
અનુદિન—હમેશાં.
અવિઘટ—દુર્ઘટ.

અનુમાયા—સંસારની પછવાડે.
અધ્યાત્મિક—આત્મા પરમાત્મા સંબંધી.
અધિભૌતિક—ઇંદ્રિયોનાં તત્વ અથવા વિષય સંબંધી; પંચમહા ભૂતોથી થયલું સુખ દુઃખ.
અધિદૈવિક—ઇંદ્રિયોના દેવ સંબંધી, ઇંદ્રિયો થકી થયલું સુખ દુઃખ.
આવર્ણિક—શરીરનો બાંધો બાંધનાર.
અવિછિન્ન—જૂદું પડેલું નહિ તેવું.
અવિગત—વિગત વગરનું.
અનિર્વચનીય—કહી શકાય—બોલી બતાવાય નહિ તેવું.
અભિનવ—અજાયબ જેવું; અચરત જેવું.
અંતર્ગત—માંહેનું; અંદર આવી ગયેલું; પેટાનું.
અલક્ષ—લક્ષમાં ન આવે એવું; જાણી ન શકાય એવું.
અગ્નિહોત્રી—જેને ત્યાં હમેશાં અગ્નિ પૂજન તથા તેમાં હોમ થતો હોય તેવો બ્રાહ્મણ.
અધોવદને—નીચે—ઉંધે મોંઢે.
અનુગ—દાસ; ચાકર.
આયાસ—મેહેનત; શ્રમ; મુસીબત.
અલ્પજ્ઞ—થોડું જાણનાર.
અચ્યુત—હરિ.
અધમ—પાપી; નીચ.
અક્ષિફૂટા—આંધળા.
અહેડી—સદા; બારે પહોર ને બત્રીસ ઘડી.
અટળ—અનિવાર; છુટું-જુદું ન પડી શકે એવું; ન ટળે એવું.

અંતક–કાળ; અંત આણનાર.
અપક્વ–કાચું.
અવધ્ય–બોલી-કહી શકાય નહિ એવું.
અનુકૂલ–ઠીક પડતું; બેસતું આવતું; માફક.
અસંન–ખોટું.
અખેલા–(એકલા.) એકલો.
અસનપણે–અશાંતપણાથી.
અપરિ–ઘણીજ.
અશ્વનીતનય–અશ્વિનીકુમાર નામનો દેવ.
અતિશયિતા–અત્યંત હોવાપણું.
અછેદ્ય–છેદન ભેદન ન થઇ શકે તેવું.
ઔપાધિક–ઉપાધીથી થયલું.
અંતરાય–છેટું.
અધિષ્ઠાન–ઉપરીપણું; સત્તા.
ઐહિક–આ લોકતું.
આમુષ્મિક–પરલોકતું.
અકરણ–ઇંદ્રિયો વગરનો.
અતીર–કાંઠા-પાર-વગરતું; (૨) હરિ.
અપ–જળ.
અનંતા–પાર–છેડા વગરની.
આર્જવ–આજીજી; સ્તુતિકથન;
અંતરંગ–અંતરનાં; માંહેનાં.
આખંડલ–ઇંદ્ર.
અલગતમ–અંધારાથી વેગળું.
અનિર્વાચ્ય–વચને કહી શકાય નહિ એવું.
અવિધારા–આધાર વિનાનો.
આરતી–દુઃખની પ્રાર્થના.
અલક–કેશના ગુચ્છા; ચોટલો.
અહિવર–નાગમાં શ્રેષ્ઠ તે.
અહરપતિ–સૂર્યનારાયણ.
અપર્ણા–પાર્વતિ.
અનંગદાહક–કામને બાળનાર-શંભુ.
અચ્યુતશાપક–વિષ્ણુને શાપ આપનાર શંભુ.
અમરતરંગિણી–ગંગાજી.
અલિ–ભમરો.
અચલતનયા–પર્વત પુત્રી-પાર્વતી.
અનુમંત–અનુમાન થયેલી.
ઓદન–ભાતવગેરે અન્ન.
ઔષટ–(ઔષધ.)
અજ્જુરી–હજારાનાં ફૂલ.
અલિભૃત–ભમરાવાળું.
અંતકકાલ–કાળના પણ કાળ શંકર.
અંબર–વસ્ત્ર.
અલકાવલિ–ખિટળિયા કેશ.
અજિન–ચામડું.
આંદોલાશ્રિત–હિંડોળે ચડેલા-બેઠેલા.
અહિપુર–નાગલોક.
અલિવર–સુંદર ભમરો.
અલિગુંજારવ–ભમરાનો ધુંધું કરતો શબ્દ.
અંગદ–બાજુબંધ.
અષ્ટધા–આઠ પ્રકારે.
અંબાપતિ–પાર્વતી પતિ–શંકર.
અક્ષમાલા–રૂદ્રાક્ષની માળા–સ્ફાટિકની માળા.
અપથ્યથી–કરી નહિ રાખવાથી.
અલીક–કપાળના મધ્યનો ભાગ. (૨) જૂઠું.
અદત્તાદાન–(અદત્તનું આ દાન) ન દીધેલાનું લેવું.

અપગોળ–અપ–બરફ ગોળ–દદી–બરફની દદી.
અબંભ–અબ્રહ્મચર્ય.
અય–આ.
અભિનવો–અચરજ જેવું-નવું.
આક્રોષ–નિંદા.
આગ્રમ–આગલું.
આજિવિકામદ–પેદાશ સારી હોય તેનું અભિમાન.
એરાવણે–અહિરાવણ;રાવણનો મામો.
અસતી–કુલટા.
અવગાહી–માહિતગાર.
અપ્રમત્તતા–સાવધાનપણું.
અહિ–સાપ.
અસુયા–અદેખાઇ; ઇર્ષા.
અચિન્ત્ય–જેને વિષે ચિંતવન ન કરી શકાય તે.
અધ્યાસ–ભ્રમ; મિથ્યા ભાસ.
અગવો–આગળ ચાલનાર.
અનિલ–વાયુ.
અનુપાન–પથ્ય; પરેજી.
અણલિંગી–વિદેહી; દેહ વિનાનો.
અહંકૃત–અહંકારી.
અસ્તપામવું–અદૃશ્ય થવું; લોપ થવું; નાશ પામવું.
અધિષ્ઠાતા–પતિ.
અલેખ–પરમેશ્વર; જેની ગણના નહિ તે.
અભિનિવેશ–માહિતગારી.
અસ્તિ–હોવું તે.
અનુસંધાન–સંબંધ; સંબંધ પૂર્વક રચના.
અર્વાચીન–હમણાંનું.
અહંભાવ–હુંપણું.
અનળ–અગ્નિ.
અમન–મન વગરતું
અશન–ખાવું તે; ભોજન.
અલંકૃત–શણગારેલું;અલંકારોથી સજેલું.
અવધૂત–જોગી.
અસંભાવ્ય–સંભાવિત નહિ તે.
આલાપ–સ્તુતિનું ગાયન.
આજ્ય–ઘી.
આમિષ–માંસ.
આત્મદર્શિ–બ્રહ્મજ્ઞાની
આરજ–આર્ય

## ઈ.

ઇશ–શંકર; ઇશ્વર.
ઇક્ષુરસ–શેરડીના રસથી ઉત્પન્ન થતા ગોળ ખાંડ આદિ પદાર્થો.
ઈષ્ણુ–ઇચ્છાવાળો. (ઇચ્છું.)
ઇષણા–ઇચ્છા.
ઇશાધીશ–દેવનો દેવ.
ઇહ–અહિં.

## ઉ.

ઉપસર્ગ–વિસ્તાર.
ઉર્મી–તરગ.
ઉપહિત–ઢાંકે.
ઉંઠ–સાડા ત્રણ હાથ.

ઉર્વિ–પૃથ્વી; ધરતી.
ઉદયો–ઊગ્યો.
ઉદ્યોત–ઉગેલું; પ્રકાશ પામેલું.
ઉષ્ણોદક–ઉનું પાણી.
ઉનમારગ–એ માર્ગ–ધર્મ માર્ગ.
ઉપહાર–સામાન.
ઉવેખીને–તજીને; (૨) ન ગણકારતાં.
ઉદ્ધારી–મોક્ષ આપ્યો; તારી.
ઉગ્ર–અતિ તીવ્ર; મોટી.
ઉદરનિમિત્ત–પેટને માટે.
ઉચ્ચૈઃશ્રવા–સૂર્યના ઘોડા.
ઉદાન–કંઠમાં વસનાર પ્રાણ વાયુ; પાંચ વાયુમાંનો એક.
ઉચ્છિષ્ટ–એઠું.
ઉપનિષદ્–વેદ માંહેનો વેદાંતનો ભાગ–ગ્રંથો.
ઉલસ્યું–ઉભરાયું.
ઉછેદ–નાશ.
ઉદંબર–ઉંબરાનું ઝાડ.
ઉમટયાં–પૂજ્યાં; પેદા થયાં.
ઉડુ–નક્ષત્ર; તારા.
ઉડુગણપતિ–રવિ, ચંદ્ર.
ઉર્ધ્વમુખ–ઉંચે મોંઢે.
ઉપાધ્ય-ધિ–કારણ; હેતુ; પ્રસંગ.
ઉપસ્કરણ–સરસામાન; સાહિત્ય.
ઉદવસ–ઉદવસ્ત; ઉજડ; શૂન્ય.
ઉન્મની–માયામાંથી મુક્ત થઇ બ્રહ્મમાં ભળવું તે; આત્માની પાંચ અવસ્થામાંની એક.
ઉલુક–ઘુવડ.
ઉદધી–સમુદ્ર.
ઉપસ્થ–પુરૂષ જેથી ઓળખાઇ આવે છે તે ચિન્હ; ગુહ્યેન્દ્રિ.
ઉપરતિ–શાંતિ; વૈરાગ્ય.
ઉરગવિશાલી-મોટા સર્પવાળા-મહાદેવ.
ઉત્સંગ–ઉત્સાહ.
ઉદગઅયન–ઉત્તરાયન.
ઉપશમે–શાંત થાય.
ઉપદિસે–કહે.
ઉપાર્જ્યા–ઉત્પન્ન કીધા.
ઉધરકયો–ઉભરાઇ જાય તેટલો પ્રગટ થયો.
ઉપાન–જોડા.
ઉન્માદ–અભિમાન–મસ્તી.
ઉરવત–ઉડાવે છે.
ઋતુધર્મ–સ્ત્રી રજસ્વલા થાય છે તે.
ઋચા–મંત્ર; કંડિકા (વેદની)
ઋષભદેવ–હરિનો ચોવીશમાંનો એક અવતાર.
ઋતુરાજ–વસંતઋતુ; કામદેવ.
ઋતુમૂલ–પેહેલો ઋતુ-વસંત.
ઋતુધ્વજ–કામદેવ.

## ક.

કેતકી–કેવડો.
કટિતટ–કમરપર.
કિંકણી–સ્ત્રીઓનું કમરે પેહેરવાનું ધરેણું.
કુચ–સ્તન.
કુસુમ–પુષ્પ; કસુંબો; લાલ ફૂલ.
કામકેલિ–રતિસુખ; રતિરમત.
કાલી–એ નામનો પાતાળનો સર્પ હતો.
કાત્યાયની–એ નામની દેવી;
કુંભસ્થળ–હાથીના કપાળપરના બે ઢેકા–લમણાં.
કુબડી–કુબ્જા.

કિલ્મિશ—પાપ.
કોરીલ—હાથી.
કંદર્પ—કામદેવ.
કૃતાંજલી—પ્રતિજ્ઞા.
કપોત—કબૂતર; (૨) હોલો.
કીર—પોપટ.
કલ્પ—સૃષ્ટિનો અંત.
કાલભાથી—કાળ જેવા વિકરાળ; બળવાન.
કર્ણાત્મજ—કર્ણનો પુત્ર; વૃષકેતુ.
કાલાગ્નિ—પ્રલય વખતનો અગ્નિ.
કપિધ્વજ—જેની ધજા ઉપર હનુમાન છે એવો અર્જુન.
કર્ણપર્યંત—કાન સુધી.
કિરીટી—અર્જુન.
કમલાસન—બ્રહ્મા.
કબંધ—હાથ પગ ને શિર વગરનું ધડ.
કોરંગ—કુરંગ—મૃગ જેવા ઘોડાની જાત છે.
કુમેદ—ઘોડાની જાત છે.
કેશરીવંકો—વાઘના જેવા લાંકનો (ઘોડો.)
કબુતરા—ઘોડાની એક જાત છે.
કક્ષા—પ્રત;કૂખ (આ ઠેકાણે.)
કાકુસ્થ કુળ—રઘુ કુળ.
કુમુદની—પોયણી.
કુરંગ—મૃગ;
કુંભ—ઘડો.
કમળભૂ—કમળમાંથી ઉત્પન્ન થયલા બ્રહ્મા.
કૈવલ્ય—મુક્તિ; મોક્ષ.
કનકલતા—સોનાની વેલ—વૃક્ષ.
કુષ્ટી—કોઢીયો.
કામધેન—ઇચ્છિત પદાર્થ આપે એવી ગાય (દેવ લોકની.)
કંડુ—ખજવાળ; ખસ.
કૃમિ—કીડો.
કુરંગનયના—મૃગના જેવાં નેત્રવાળી સ્ત્રી.
કુત્સિત—નીચ; નિંદા કરવા જોગ.
કલત્ર—સ્ત્રી.
કર્ષિક—ખેડુત.
કલૌ—કળિયુગમાં.
કૃચ્છ્રાદિક—કૃચ્છ્રને આદે લઈ બીજા વ્રતો.
કરીવર—હાથીઓમાં ઉત્તમ.
ક્વાથ—કાઢો; ઉકાળો.
કુંઠિત—બંધ થયલું; ગભરાયલું.
કુમતિહર—નબળી મત દૂર કરનાર.
કંઠાભરણ—ગળાનું ઘરેણું.
કુંજરબદન—હાથીના જેવું મોં છે જેનું એવા ગણેશજી.
કૃશાનુ—અગ્નિ.
કંજકોશ—કમળની માળા—ભંડાર.
કોકનદ—રાતુ કમળ.
કરૂણાશાલી—કરૂણાવાળા.
કૃતકરગૃહણ—પાણી ગૃહણ કરેલું—પરણેલા એવા.
કુંતળ—ખિટલિયારા કેશ.
કુસુમાકર—વસંત ઋતુ.
કુંજ—વેલીઓથી છવાઇ રહેલું સ્થળ.
કુસુમાભરણ—પુષ્પોનાં ઘરેણાં.
કિનહુય—(વ્રજ ભાષામાં)કેમ કરી થયો.
કનકાચલ—મેરૂપર્વત.

કટિત્રતિમદમો—કટિ ત્રટના મદમાં.
કરંગ—(કુરંગ) હરણ.
કીરાત—ભીલરૂપે થયેલા શિવ; ભીલની
એક જાત.
કલાનિધિ—ચંદ્ર.
કિરત—ફેંકતો.
કૃષ્ણાગરૂ—કાળો અગર ચંદન.
કરઅરવિંદ—હાથ રૂપી કમળ.
કર્ણિકા—કળિ.
કુમુદનિનાયક—ચંદ્ર.
કપર્દકલાપ—જટાનો અંબોડો.
કીલજ્વાલિત—જ્વાળાએ કરીને સ-
કૈરવ—સફેત કમળ. [ળગેલું.
કાકોદર—સર્પ.
કંકણશાલી—કંકણવાળા.
કવચિકા—એક જાતની ઔષધી.
કામસંદાહક—કામ દેવને બાળનાર.
કુવિકર્ણ—જૈન લોકોનું એક નામ છે.
કોઢિચરણ.— ,, ,,
કુટભાખી—ખોટું લાગે તેવું બોલનાર.
કેશલોચ—વાળ ચુંટાવવા તે.
કેવળિત્યાગ—જ્ઞાનથી ત્યાગી.
કાં—જાગરી—કાં જાગી?
કલેદન—સડાવવું; ભીંજાવવું.
કર્મેંદ્રિય—હાથ, પગ, ગુદા, લિંગ, મુખ.
દુશાગ્ર—દર્ભની અણી.
કલ્પદ્રુમ—ઇચ્છિત વસ્તુ આપે તેવું
વૃક્ષ.
કદલી—કેળ.
કોટિસૂર્ય પ્રભા—કરોડો સૂર્યના જેટલા
તેજવાળા.
કાલાંતક—શંકર (કાળના પણ કાળ.)
કાનન—વન.
કાલિકસૂરી—કાળને જાણનાર વિદ્વાન.

## ખ.

ખરસુખા—ગધેડાંના મોં જેવા મોંઢા
ખટ શત—છસો. [વાળા.
ખગ્ગા—આકાશમાં ગતિ કરનાર પક્ષી;
ખંડિત—સાંધાવાળું. [ગ્રહ વિગેરે.
ખદ્યોત—તારો; આગીઓ.
ખંજન—હસતાં હસતાં ગાલે ખાડા
પડે તે; (૨)એક જાતનું પક્ષી.
ખટ—છ.
ખગ—પક્ષી.
ખંચિત—જડિત; જડેલું.
ખંડનિશાપતિ—અધુરી કળાથી ઉગેલો
ખંજ—લુલો. [ચંદ્ર.
ખનિ—ખાણ.
ખિમા—ક્ષમા. [રનાર.
ખેચર—આકાશમાં ગતિ કરનાર—ફ-
ખં—આકાશ.
ખંધાર—રી—કંદહાર દેશમાં ઉત્પન્ન
ખીણ—(ક્ષીણ) ઓછું. [થતો ઘોડો.

## ગ.

ગ્રથલ—બિગાડ; ભરાવ.
ગુણ—દોરો.
ગર્યાં—દ્રવિત થયાં.
ગ્રથી—લીધી.
ગૂઢ—છાનું; ઉંડું.
ગ્રીવ—ડોક; ગળું.

ગુડ–ગોળ.
ગરલ–વિષ; ઝેર.
ગૃહી–ઝાલી.
ગંડસ્થલ–હાથીના માથાનો કાનની પાસેનો ભાગ.
ગૌર–ગોરૂં.
ગુલ્મ–લશ્કરની એક રીતની ગોઠવણ.
ગાંગેવ–ભીષ્મપિતા
ગજગામી–હાથીનાં જેવી ચાલવાળી [સ્ત્રી.
ગુહ્ય–છાનું.
ગર્ધવ–ગધેડું. (ગર્દભ)
ગંગાજળીયો–ઘોડાની જાત છે.
ગોરટો–ગોરો રંગ હોય જેનો એવો ઘોડો.
ગુજરીયા–ગુજરાતમાં ઉત્પન્ન થતા ઘોડા.
ગાંધાર–ગાંધાર દેશમાંનો (ઘોડો.)
ગુણગ્રામ–ગુણની સ્તુતિ.
ગદાયુદ્ધ–ફ્કત ગદા નામના હથિયારથીજ લઢવું તે.
ગોરજ–ગાય નીચેની રજ; (૨) ગાયો સાંજે જેવી ઘેર તરફ આવે [તે વખત.
ગોષ્ટ–વાત.
ગ્લાનિ–ખેદ; કમકમી.
ગાંધર્વવેદ–ગાયન વિદ્યા.
ગરલવિકાશી–(શંકર) વિષ પીનાર.
ગૌરવ–મોટાઇ.
ગ્રીષ્મ–જેઠ ને અષાડ બે મહિના (ઉનાળો.)
ગંગાધર–શંકર.
ગિરિજાવલ્લભ–શંકર.
ગજકુંભ–ગંડ સ્થળ. (હાથીના)

ગ્રામ–ગાયનમાં સૂર સંબંધી એક [માપ છે.
ગૌરી–પાર્વતી; (૨) ગાય.
ગવાનક–ગો ગ્રાસ; જમતા પેહેલાં કાઢવાનો ગાયનો ભાગ.
ગોરસ–ગાયના દૂધથી ઉત્પન્ન થતા દહીં, માખણ, ઘી, ઇત્યાદિ પદાર્થો.
ગામસારણી–ગામને સુધરાવવું, શોભાવવું, જમાડવું વગેરે.
ગરુડારૂઢ–ગરૂડપર સ્વાર થયેલા.
ગોધુમ–ઘઉં.
ગજસ્નાન–કર્યું ન કર્યા જેવું. (હાથી નાહીને તરતજ શરીરપર ધૂળ નાંખે)
ગ્રાસ–કોળીયો.
ગલિત–ગળતું; ઝરતું.
ગ્રહશાંતિ–નવ ગ્રહની વિવાહારંભે શાંતિ કરે છે તે.
ગાતાનાં–ગાતે ગાતે.
ગોપ્ય–છાનું.
વાગાદિક્–વાણી–જીવ્હાને આદે લઇને.
ગતિકાર–ચાલનાર; ગતિકરનાર.
ગુહાઇ–છાની સાક્ષી.
ગૌરીશા–પાર્વતિના પતિ–શંકર.
ગજાંબર–હાથીના ચામડાનું વસ્ત્ર.
ગડૂચો–ઔષધ.
ગોપન–છાનું રાખવું તે.
ગ્રાહ–મગર.
ગોત્રાચાર–પોતાના બાપદાદાનાવખતથી ચાલતી આવેલી રૂઢી.
ગહનગતિ–અતિ ગૂઢ–ઉંડી.
ગિરિવરબાલા–પાર્વતી.

